ૐ

શ્રી સદ્‌ગુરવે નમોનમઃ

સ્વ૦ બ્ર૦ સીતલપ્રસાદજી

પ્રયોજિત

# સહજસુખ-સાધન

ગુર્જરાનુવાદ


પ્રકાશક

રાવજીભાઈ છગનભાઈ દેસાઈ

શ્રીમદ્ રાજચન્દ્ર આશ્રમ

સ્ટેશન-અગાસ. વાયા-આણંદ.

દ્વિતીયાવૃત્તિ-પ્રત-૧૦૦૦

| વીરસંવત | સને | વિક્રમસંવત |
|---|---|---|
| ૨૪૯૯ | ૧૯૭૩ | ૨૦૨૯ |

મુદ્રકઃ કાન્તિલાલ એમ દેસાઈ, ચંદ્રિકા પ્રિન્ટરી

મિરઝાપુર રોડ, અમદાવાદ

ૐ

સમતા, રમતા, ઉરધતા, જ્ઞાયકતા સુખભાસ;
વેદકતા, ચૈતન્યતા, એ સબ જીવ વિલાસ.

"જે તીર્થંકરદેવે સ્વરૂપસ્થ આત્માપણે થઈ વક્તવ્યપણે જે પ્રકારે તે આત્મા કહી શકાય તે પ્રમાણે અત્યંત યથાસ્થિત કહ્યો છે, તે તીર્થંકરને બીજી સર્વ પ્રકારની અપેક્ષાનો ત્યાગ કરી નમસ્કાર કરીએ છીએ.

પૂર્વે ઘણાં શાસ્ત્રોનો વિચાર કરવાથી તે વિચારનાં ફળમાં સત્પુરુષને વિષે જેનાં વચનથી ભક્તિ ઉત્પન્ન થઈ છે, તે તીર્થંકરનાં વચનને નમસ્કાર કરીએ છીએ.

ઘણા પ્રકારે જીવનો વિચાર કરવાથી, તે જીવ આત્મારૂપ પુરુષ વિના જાણ્યો જાય એવો નથી એવી નિશ્ચળ શ્રદ્ધા ઉત્પન્ન થઈ તે તીર્થંકરના માર્ગબોધને નમસ્કાર કરીએ છીએ.

ભિન્ન ભિન્ન પ્રકારે તે જીવનો વિચાર થવા અર્થે, તે જીવ પ્રાપ્ત થવા અર્થે યોગાદિક અનેક સાધનોનો બળવાન પરિશ્રમ કર્યે છતે પ્રાપ્તિ ન થઈ, તે જીવ જે વડે સહજ પ્રાપ્ત થાય છે તે જ કહેવા વિષે જેનો ઉદ્દેશ છે, તે તીર્થંકરનાં ઉદ્દેશવચનને નમસ્કાર કરીએ છીએ."

શ્રીમદ્ રાજચન્દ્ર

# નિવેદન

આ સહજસુખ-સાધનની દ્વિતીયાવૃત્તિ, પ્રથમાવૃત્તિના પુનર્મુદ્રણરૂપે પ્રસિદ્ધ થાય છે. તે મુમુક્ષુ બંધુઓના કર-કમળમાં મૂકતાં અમે આનંદ અનુભવીએ છીએ.

પરમોપકારી પ. પૂ. પ્રભુશ્રીજી (શ્રીમદ્ લઘુરાજ સ્વામી)ની પ્રેરણાથી આ ગ્રન્થ સદ્‌ગત બ્ર શ્રી સીતલપ્રસાદજીએ મૂળ હિન્દીમાં તૈયાર કર્યો. તેની પ્રેસ કોપી પ. પૂ. પ્રભુશ્રીજીએ આદ્યંત શ્રવણ કરી. મુમુક્ષુઓને તે સમજવામાં સરળ થાય અને સાધનામાં ઉપયોગી થાય તે હેતુએ તેનું ગુજરાતી ભાષાંતર કરવા તેઓશ્રીએ સૂચન કર્યું. તદનુસાર તેના શરૂઆતના અર્ધા ભાગનું ભાષાંતર ભાઈશ્રી સોભાગચંદ ચૂનીલાલ શાહે તૈયાર કર્યું. બાકીનું પાછળના અર્ધા ભાગનું ભાષાંતર કરવાનુ સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયું. તેની પ્રથમાવૃત્તિ સ. ૨૦૦૧ માં પ્રસિદ્ધ થઈ. તેની માગણી ચાલુ રહેતી હોવાથી આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થવા પામી છે. તેનો મુમુક્ષુઓ યથેચ્છ લાભ લેશે એમ આશા છે.

આ સાથે પ્રથમાવૃત્તિનું નિવેદન તથા ભૂમિકા પણ આપવામાં આવ્યાં છે.

આત્મ-સાધનામાં સાધકોને અતિ ઉપયોગી એવો આ ગ્રન્થ સૌને પ્રબળ ઉપકારી તેમ જ શ્રેયસ્કર થાઓ!

લિ૦

શ્રીમદ્ રાજચન્દ્ર આશ્રમ, અગાસ, — સત્ સેવક

ચૈત્રકૃષ્ણા પંચમી. સં. ૨૦૨૯ — રાવજીભાઈ દેસાઈ

# પહેલી આવૃત્તિનું નિવેદન

(નારાચ છંદ)

"અનંત સૌખ્ય નામ દુઃખ, ત્યાં રહી ન મિત્રતા!
અનંત દુઃખ નામ સૌખ્ય, પ્રેમ ત્યાં વિચિત્રતા!
ઉઘાડ ન્યાય નેત્રને, નિહાળ રે! નિહાળ તું;
નિવૃત્તિ શીઘ્રમેવ ધારી, તે પ્રવૃત્તિ બાળ તું."

—શ્રીમદ્ રાજચંદ્ર

"જીવ પોતાને ભૂલી ગયો છે અને તેથી સત્સુખનો તેને વિયોગ છે, એમ સર્વ ધર્મ સમ્મત કહ્યું છે."

—શ્રીમદ્ રાજચંદ્ર

આત્માના અસ્તિત્વની આસ્થાવાળાં દર્શનોના ઉપદેશનો સામાન્ય સૂર જોઈશું તો જણાશે કે "સર્વ ક્લેશથી અને સર્વ દુઃખથી મુક્ત થવાનો ઉપાય એક આત્મજ્ઞાન છે." (શ્રીમદ્ રાજચંદ્ર). આત્મા–અનાત્માના ભેદોનું સાચું જ્ઞાન થવું એ સત્સુખ પ્રાપ્તિનું પ્રથમ કારણ છે. સુખ એ આત્માનો ગુણ છે. આત્મા સિવાયના અન્ય કોઈ પદાર્થોમાં સુખ નામનો ગુણ નથી, પણ અનાદિના સ્વસ્વરૂપના અજ્ઞાનને લીધે–ભ્રાંતિથી આ જીવે અન્ય પદાર્થોમાં સુખ કલ્પી–તે અન્ય પદાર્થોમાંથી સુખની પ્રાપ્તિ થવા અર્થે અનેક પ્રકારે અત્યંત પ્રયત્ન કર્યા પણ તે સૌ પ્રયત્નો રેતીમાથી તેલ મેળવવાની સમાન નિષ્ફળ ગયા.

પરપદાર્થોના સ્વરૂપનું સાચું ભાન થાય, પરપદાર્થોમાંથી

પોતાપણાની માન્યતારૂપ ભ્રાંતિ ટળે અને નિજ શુદ્ધ સ્વાભાવિક સ્વરૂપને વિષે જ પોતાપણાનો બોધ થાય, અને તેમાં જ લીન–સ્થિર થઈ સહજ સ્વાભાવિક અનંત શાશ્વત સુખને જીવ પામે એવી કરુણાબુદ્ધિથી શુદ્ધાત્મપ્રાપ્ત મહાન પુરુષોએ એના ઉપાય અને સ્વરૂપને દર્શાવતો ઉપદેશ અનેક ગ્રંથારૂઢ કર્યો, કે જેથી જીવ તે ઉપદેશ સત્પુરુષોના આશ્રયે–સમાગમે સમજી અવધારી નિજ શુદ્ધ સ્વરૂપને પ્રાપ્ત થઈ અનંત સત્સુખને પામે. આવા અનેક ઉપકારી ગ્રંથોમાંથી સુંદર તારણ અને સંગ્રહરૂપ આ ગ્રંથ કોઈ એક આચાર્યની કૃતિ નથી, પણ અનેક આચાર્યોની કૃતિરૂપ બને છે. આ ગ્રંથના મૂળ પ્રયોજક અને સંગ્રાહક શ્રી દિગંબર આમ્નાય અનુસારી સ્વ૦ બ્ર૦ સીતલપ્રસાદજીએ મૂળ શ્લોકો સાથે તેનું હિંદી ભાષાંતર આપી દરેક અધ્યાયની શરૂઆતમાં તે તે વિષયને સરલ હિંદીમાં સમજાવ્યો છે. તેમ દરેક અધ્યાયના અંતે હિંદી સવૈયા સંગ્રહી વિશેષ રસમય બનાવ્યો છે.

વર્તમાનકાળના અધ્યાત્મ યુગપ્રવર્તક પરમ તત્ત્વજ્ઞ શ્રીમદ્ રાજચંદ્રના અનન્ય ભક્ત શ્રી લઘુરાજ સ્વામીશ્રીના યોગે, ધર્મપ્રાપ્તિ માટે વિષમ એવા આ કળિકાલમાં, આત્માર્થી મુમુક્ષુઓ માટે, મતમતાંતર રહિત, નિજ શુદ્ધસ્વરૂપ સાધનાર્થે સત્સમાગમ યોગ્ય એવું આ શ્રી સનાતન જૈન શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમનું સ્થાન અસ્તિત્વમાં આવ્યું છે. જ્યાં ભિન્ન ભિન્ન સંપ્રદાય અને દર્શનના જિજ્ઞાસુ જીવો એક આત્માર્થે એકત્ર થાય છે. આ સ્થાનના અધિષ્ઠાતા પરમોપકારી શ્રી લઘુરાજ-સ્વામીશ્રીના ગુણાકર્ષણે ખેંચાઈ બ્ર૦ સીતલપ્રસાદજીનું

વારંવાર અત્ર આવવું થતું. શ્રી બ્રહ્મચારીજીનું વિશાળ શાસ્ત્ર-વાંચન અને પ૦ ઉ૦ પૂ૦ સ્વામીશ્રીના નિજ શુદ્ધાત્માનુભવ-રસથી ઓતપ્રોત અધ્યાત્મ ઉપદેશના શ્રવણનો આનંદ આજે પણ સ્મરણ થતાં ઉલ્લાસ આપે છે. આવા સમાગમના પ્રસંગમાં પૂ૦ ઉ૦ સ્વામીશ્રીએ બ્ર૦ સીતલપ્રસાદજીને પ્રેરણા કરી કે પરમ પુરુષોના અનેક ગ્રંથોમાંથી દોહન કરી એક ગ્રંથ તૈયાર થાય તો આત્માર્થીઓને ઉપયોગી થાય. આ સૂચના સહર્ષ સ્વીકારી લઈ જે પ્રયત્ન બ્ર૦ સીતલપ્રસાદજીએ કર્યો તેના ફળસ્વરૂપ આપણને હિંદી ભાષામાં સહજસુખ સાધન ગ્રંથ પ્રાપ્ત થયો. એ ગ્રંથની પ્રેસકોપી બ્ર૦ સીતલપ્રસાદજીએ પ૦ ઉ૦ સ્વામીશ્રીના હસ્તમાં આપતાં તેઓશ્રીએ એનું આદ્યંત શ્રવણ કર્યું. મુમુક્ષુઓને સમજવામાં વિશેષ સરલ થાય એ હેતુથી એ હિંદી ગ્રંથનું ગુજરાતી ભાષાંતર કરી છપાવવાની સૂચના કરી, જે શિરસાવંદ્ય માન્ય કરી ભાઈ શોભાગભાઈએ પ્રથમના અર્ધા ભાગનું ભાષાતર તૈયાર કર્યું અને બાકીના પાછળના અર્ધા ભાગનું ભાષાંતર ભાઈ રાવજીભાઈએ કર્યું. હિંદી સવૈયાનું પણ ગુજરાતી કરવામાં આવ્યું છે.

સંવત ૧૯૯૨ માં હિંદીમાં પ્રસિદ્ધ થયેલ આ ગ્રંથ પ૦ ઉ૦ સ્વામીશ્રીની સૂચનાનુસારે ગુજરાતીમાં જલદી પ્રસિદ્ધ થાય એવી બ્ર૦ સીતલપ્રસાદજીની વારંવાર પ્રેરણા છતાં કેટલાંક કારણે અત્યાર સુધી અપ્રગટ રહેલ તે આજે પ્રસિદ્ધ કરી પ૦ ઉ૦ શ્રી૦ લઘુરાજ સ્વામીશ્રીની સૂચના પ્રેરણાને મૂર્ત સ્વરૂપ આપતાં આનંદ થાય છે. પણ સાથે એક વાતનો મનમાં રંચ પણ રહી જાય છે કે પ૦ ઉ૦ સ્વામીશ્રી તથા

બ્ર૦ સીતલપ્રસાદજી બંને આજે દેહધારી સ્વરૂપે આપણી વચ્ચે નથી. હરિ ઇચ્છા બલીયસી !

આ ગ્રંથના પ્રકાશનમાં અમદાવાદ નિવાસી શ્રીમાન્ શેઠ શ્રી શાંતિલાલ મંગળદાસે તેમના સ્વ૦ પિતાશ્રી શેઠ શ્રી મંગળદાસ જેસીંગભાઈના સ્મરણાર્થે આ આશ્રમના શ્રી જ્ઞાનખાતામાં રૂા. ૨૦૦૧) બે હજાર એકની ભેટ આપી પોતાનો આશ્રમ પ્રત્યેનો તથા આવાં સત્કાર્યો પ્રત્યેનો પ્રશંસનીય પ્રેમ પ્રગટ કર્યો છે.

આશા છે કે મુમુક્ષુઓ આ ગ્રંથનો પૂર્ણ લાભ લેશે અને કંઈ પણ ક્ષતિ જણાય તો જણાવી ઉપકૃત કરશે.

શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ
સ્ટે. અગાસ.
૨૦૦૧, આશ્વિન વદ ૧
તા. ૨૨-૧૦-૪૫

લી૦
અધ્યાત્મ પ્રેમી
બ્ર૦ ગોવર્ધનદાસજી



# ભૂમિકા

માનવ પર્યાય એક દિન જરૂર પલટાય છે, પરંતુ પર્યાયધારી દ્રવ્ય નિત્ય કાયમ રહે છે. આ માનવ પર્યાય જીવ અને પુદ્ગલ દ્રવ્યથી બનેલો છે. એ બને દ્રવ્યોની અનાદિ સંગતિ સંસારમાં થઈ રહી છે. બંનેમાં વિભાવરૂપે પરિણમવાની શક્તિ છે. એટલા માટે કાર્માણ શરીરરૂપે બંધાયેલાં કર્મોના વિપાકથી આત્માની રાગદ્વેષ મોહ પરિણતિ થાય છે એ અશુદ્ધ ભાવનું નિમિત્ત પામીને પુનઃ કાર્માણ શરીર સાથે કર્મપુદ્ગલોનો કર્મરૂપ બંધ થાય છે. 'બીજથી વૃક્ષ અને વૃક્ષથી બીજ'ની પેઠે એક બીજાના વિભાવ પરિણમનમાં પરસ્પર નિમિત્ત થઈ રહ્યાં છે. મિથ્યાત્વ અને અનંતાનુબંધી કષાયના ઉદયથી આ જીવ પુદ્ગલના મોહમાં ઉન્મત્ત થઈને પોતાના મૂળ જીવ દ્રવ્યને ભૂલી ગયો છે. તેથી આત્મિક સહજ સુખનો તેને વિયોગ રહ્યા કરે છે. જે જે પર્યાયોને આ જીવ ધારણ કરે છે તેમાં તે તન્મય થઈ જાય છે અને તદ્રૂપ જ પોતાને માની લે છે. રાત્રિ-દિવસ ઇન્દ્રિય સુખની તૃષ્ણામાં આકુલ થઈને તેને શમાવવાના ઉપાય કરે છે. પરંતુ સત્ય ઉપાય પ્રાપ્ત નહિ થવાથી તૃષ્ણાનો રોગ અધિક વધતો જાય છે.

જેમ લોઢાની સંગતિથી અગ્નિને ઘણના માર સહન કરવા પડે છે, તેમ પુદ્ગલની સંગતિથી જીવને પણ અનેક દુઃખ અને ત્રાસ ભોગવવા પડે છે. પિંજરામાં પૂરાયેલુ પક્ષી જેવુ પરાધીન છે તેવો આ જીવ કર્મ પુદ્ગલની સંગતિથી પરાધીન છે. સાચું સહજ સુખ એ આત્માનો ગુણ છે. એની શ્રદ્ધા વિના આ મૂઢ પ્રાણી વિષય સુખનો લોલુપી થઈને ભવભ્રમણમાં સંકટ સહન કરતો પરાધીનતાની બેડીમાં બંધાયેલો મહાન વિપત્તિઓથી ગ્રહાયેલો છે. જો એ પ્રાણીને પોતાના સહજ સુખની શ્રદ્ધા થઈ જાય અને એવું જ્ઞાન

થઈ જાય કે તે સહજ સુખ મારી જ પાસે છે અને મને મારી મેળે મળી શકે છે, તો તેને સ્વાધીન થવાનો માર્ગ મળી જાય. રાગદ્વેષ મોહ પરાધીનતાને આમંત્રણ કરે છે, જ્યારે વૈરાગ્યપૂર્ણ આત્મજ્ઞાન પરાધીનતાને છેદીને આત્માને સ્વાધીન કરે છે.

જે ચીકાશથી બંધ થાય છે તે ચીકાશ સુકાઈ જવાથી બંધ છેદાય છે. પ્રાચીન કાળમાં શ્રી ઋષભ, અજિત, સંભવ, અભિનંદન, સુમતિ, પદ્મપ્રભુ, સુપાર્શ્વ, ચંદ્રપ્રભુ, પુષ્પદંત (સુવિધિ), શીતલ, શ્રેયાંસ, વાસુપૂજ્ય, વિમલ, અનંત, ધર્મ, શાંતિ, કુંથુ, અરહ, મલ્લિ, મુનિસુવ્રત, નમિ, નેમિ, પાર્શ્વ અને મહાવીર એ ચોવીસ તીર્થંકર થઈ ગયા છે. તેમની મધ્યમાં અગણિત મહાત્માઓ થઈ ગયા છે. શ્રી મહાવીર પછી શ્રી ગૌતમ, સુધર્મ અને જંબુ એ ત્રણ કેવલજ્ઞાની થઈ ગયા છે. એ સર્વેએ આત્માને ઓળખ્યો હતો, જાણ્યો હતો, કે આત્મા સ્વભાવથી શુદ્ધ જ્ઞાન-દર્શન-સુખ-વીર્યમય પરમાત્મરૂપ જ છે.

આ આત્મા રાગદ્વેષાદિ ભાવકર્મ, જ્ઞાનાવરણાદિ દ્રવ્યકર્મ અને શરીરાદિ નોકર્મથી ભિન્ન છે. આ જ્ઞાનને સમ્યગ્દર્શન વડે સમ્યગ્જ્ઞાન બનાવીને તે મહાત્માઓએ આત્માના શુદ્ધ સ્વભાવનું ધ્યાન કરવારૂપ સમ્યક્ચારિત્ર પાળ્યું. એ રત્નત્રયમયી આત્મસમાધિ દ્વારા પોતાને બંધ રહિત મુક્ત કરીને પરમાત્મપદમાં સ્થાપિત કર્યા. તે તીર્થંકરાદિ મહાન પુરુષોએ બતાવેલા માર્ગ ઉપર તેમના પછી અનેક મહાત્માઓ ચાલ્યા અને અનેકોએ તે સારરૂપ ઉપદેશને ગ્રન્થોની અંદર સ્થાપિત કર્યો.

અધ્યાત્મમય નિશ્ચયધર્મના ગ્રંથકર્તાઓમાં શ્રીકુંદકુંદાચાર્યનું નામ અતિ પ્રસિદ્ધ છે. તેમણે રચેલા પંચાસ્તિકાય, પ્રવચનસાર, અષ્ટ-પાહુડ આદિમાં શ્રી સમયસાર એક અપૂર્વ ગ્રન્થ છે. તે આત્માને આત્મા-રૂપ, પરથી ભિન્ન દેખાડવામાં દર્પણ સમાન છે. શ્રી કુંદકુંદાચાર્યના ત્રણે પ્રાભૃતોના ટીકાકાર શ્રી અમૃતચન્દ્ર આચાર્ય મહા આત્મજ્ઞાની અને ન્યાયપૂર્ણ સુંદર લેખક થઈ ગયા છે. શ્રી સમયસારના અર્થને

ખોલનારા જયપુર નિવાસી પંડિત જયચંદજી થઈ ગયા છે. તેમની આત્મખ્યાતિ નામની ટીકા આત્મતત્ત્વનો પ્રકાશ કરવામાં અપૂર્વ ઉપકાર કરે છે. કારંજા (બરાર) વરાડ પ્રાંત નિવાસી શ્રીસેનગણના વિદ્વાન ભટ્ટારક શ્રી વીરસેન સ્વામી સમયસારનું વ્યાખ્યાન કરવામાં એક અદ્વિતીય મહાત્મા છે. તેમની પાસે એક વર્ષાકાળ વીતાવીને મેં સમયસાર આત્મખ્યાતિનું વાચન કર્યું હતું. શ્રી વીરસેન સ્વામીના અર્થ પ્રકાશથી મને અલ્પબુદ્ધિને વિશેષ લાભ મળ્યો હતો તેને આશ્રયે બીજા પણ જૈન સાહિત્યનું મનન કરવાથી અને શ્રીમદ્ રાજચન્દ્રજીના મુખ્ય શિષ્ય શ્રી લઘુરાજજી મહારાજની પુનિત પ્રેરણાથી આ ગ્રન્થ એવી રીતે લખવામાં આવ્યો છે કે તીર્થંકરપ્રણીત જિનધર્મનો કંઈક બોધ દર્શાવાય અને અનેક આચાર્યોના વાક્યોનો સંગ્રહ કરાય કે જેથી પાઠકગણ સ્વાધીનતાની કૂંચી પામીને પોતા અજ્ઞાનરૂપ પડદાને ખોલીને પોતાનામાં જ પરમાત્મદેવનાં દર્શન કરી શકે.

જે ભવ્ય જીવ આ ગ્રન્થને આદિથી અંત સુધી ભણી જઈ પછી આમાં જે ગ્રન્થોમાંથી વાક્યોનો સંગ્રહ કર્યો છે તે ગ્રન્થોનું પઠન કરશે તો પાઠકોને વિશેષ આત્મલાભ થશે. આમાં યથાસંભવ જિનવાણીનું રહસ્ય સમજીને જ લખાયું છે, તો પણ ક્યાંય અજ્ઞાન અને પ્રમાદથી કોઈ ભૂલ થઈ હોય તો વિદ્વજ્જનો મને અલ્પશ્રુત જાણીને ક્ષમા કરશો, અને ભૂલને સુધારી લેશો. મારી ભાવના છે કે આ ગ્રન્થ સર્વજનો પઠન કરી આત્મજ્ઞાનને પામી સુખી થાઓ.

અમરાવતી
આશ્વિન સુદી ૮ વીર સં. ૨૪૬૦
તા. ૧૬-૧૦-૧૯૩૪

જૈનધર્મ પ્રેમી
બ્રહ્મચારી સીતલપ્રસાદ

# અનુક્રમ

ॐ

# સહજસુખ-સાધન

## દોહરા.

સહજાનંદ સ્વભાવનું, સ્મરણ કરી બહુ વાર;
દ્રવ્ય-ભાવ ભેદે નમી, લહું સુબુદ્ધિ ઉદાર. ૧
શ્રી જિનેંદ્ર ઋષભેશથી, વીર ધીર પર્યંત;
વર્તમાન ચોવીસ જિન, નમું પરમ ગુણવંત. ૨
સિદ્ધ શુદ્ધ આત્મા વિમલ, પરમાનંદ વિકાસ;
નમુ ભાવ નિજ શુદ્ધ કરી, હોય આત્મ ઉલ્લાસ. ૩
શ્રી આચાર્ય ગુરુ ગુણી, સાધુ સંઘ પ્રતિપાળ;
સ્વરૂપાચરણ ચરણથી, પામ્યા જ્ઞાન વિશાળ. ૪
ઉપાધ્યાય શ્રુતના ધણી, જ્ઞાન દાન કર્તાર,
આધ્યાત્મિક સત્જ્ઞાનથી, કરે ભવ્ય ઉદ્ધાર. ૫
સાધુ આત્મા સાધતા, નિજ અનુભવ પથલીન;
ટાળી કર્મ કલંક જે, રહે સદા સ્વાધીન. ૬
ધારી ત્રણે ગુરુપદે, વિનયે કરું પ્રણામ;
આત્મતત્ત્વ પ્રગટ કરણ, નમું જિનવાણી પ્રધાન. ૭
આત્મધર્મ જગસાર છે, તે જ કર્મ ક્ષયકાર;
તે જ સહજ સુખકારી છે, તે જ ભ્રમ હરનાર. ૮
તે જ ધર્મ ઉત્તમ મહા, તે જ શરણ આધાર;
નમું નમું તે ધર્મને, સુખ શાંતિ દાતાર. ૯
સહજાનંદ સુધા મહા, પીવા જે તૈયાર,
તેને સત્સાધન થવા, લખું તત્ત્વ અનુસાર. ૧૦

---

## પ્રથમ અધ્યાય

### સંસાર સ્વરૂપ.

"संसरणं संसारः परिवर्तनम्" સંસાર તે છે કે જ્યાં જીવ સંસરણ, ભ્રમણ કરે છે, એક અવસ્થાથી બીજી અવસ્થા ધારણ કરે છે, તે અવસ્થા છોડી ફરી બીજી અવસ્થાને ધારણ કરે છે. સંસારમાં સ્થિરતા નથી, ધ્રુવતા નથી, નિરાકુલતા નથી, સંસાર દુઃખોનો સમુદ્ર છે.

શરીર સંબંધી દુ.ખો:—જન્મવું, મરવું, વૃદ્ધ થવું, રોગી થવું, અશક્ત થવું, ભૂખ તરસથી પીડાવું, ગરમી શરદીથી કષ્ટ પામવું, ડાંસ મચ્છરથી ત્રાસ પામવો, બળવાન દ્વારા શસ્ત્રઘાત સહન કરવી, ઇત્યાદિ.

મન સંબંધી દુઃખો:—ઇષ્ટવિયોગ, અનિષ્ટસંયોગ અને રોગની પીડાઓથી શોક અને ખેદ પામવો, બીજાની અધિક સંપત્તિ જોઈ ઇર્ષાભાવથી સંતાપ પામવો, અધિક ધનાદિ પરિગ્રહની પ્રાપ્તિની તૃષ્ણાથી આકુલતા પામવી. પોતાની હાનિ કરવાવાળા પ્રતિ દ્વેષ અને ક્રોધભાવ કરી ક્લેશ પામવો, અપમાન કરનારને હાનિ કરવાના ભાવ કરી પીડા પામવી, સતાપ અને દુઃખ આપનારથી ભયભીત રહેવુ, ઇચ્છાનુકૂળ વસ્તુની અપ્રાપ્તિથી ક્ષોભ પામવો ઇત્યાદિ.

શારીરિક અને માનસિક દુઃખોથી ભરેલો એવો આ સંસાર ખારા સમુદ્ર સમાન છે. ખારા સમુદ્રથી તરસ છીપતી નથી તેમ સંસારના નાશવંત પદાર્થોને ભોગવવાથી તૃષ્ણાની બળતરા શમતી નથી. મોટા મોટા ચક્રવર્તી પણ સંસારની પ્રપંચ જાળોથી કષ્ટ પામતા અંતમાં નિરાશ થઈ મૃત્યુ પામે છે.

આ સંસારના ચાર ગતિ રૂપ ચાર વિભાગ છેઃ—નરકગતિ, તિર્યંચગતિ, દેવગતિ, મનુષ્યગતિ. આમાંથી તિર્યંચગતિ અને મનુષ્યગતિનાં દુઃખો તો પ્રત્યક્ષ પ્રગટ છે. નરકગતિ અને દેવગતિનાં દુઃખો જો કે પ્રગટ આ ચર્મચક્ષુથી જણાતાં નથી છતાં આગમદ્વારા અને શ્રી ગુરુવચનની પ્રતીતિથી જાણવાં માનવાં યોગ્ય છે.

૧. નરકગતિનાં દુઃખો—નરકગતિમાં નારકી જીવો દીર્ઘકાળ સુધી વાસ કરતાં કોઈ વખત પણ સુખશાંતિ પામતા નથી. નિરંતર પરસ્પર એક બીજા સાથે ક્રોધ કરતાં વચનપ્રહાર, શસ્ત્રપ્રહાર, કાયપ્રહાર આદિથી કષ્ટ આપે છે અને સહન કરે છે. ભૂખ તરસની દાહ શમતી નથી માટી ખાય છે, વૈતરણી નદીનું ખારું પાણી પીવે છે, તેમ છતાં તેનાથી નથી તો ક્ષુધા શમતી કે નથી તરસ છીપતી. શરીર વૈક્રિયિક હોય છે જે છેદાવા ભેદાવા છતાં પણ પારાની સમાન મળી જાય છે. તે સદા મૃત્યુ ઇચ્છે છે છતાં પૂર્ણ આયુષ્ય ભોગવ્યા વિના નરકપર્યાય છોડી શકતા નથી. જેમ કોઈ કેદખાનામાં દુષ્ટબુદ્ધિધારી ચાલીસ પચાસ કેદીઓને એક મોટા ખંડમાં પુરવામાં આવે તો તે એક બીજાને સતાવશે, પરસ્પર કુવચન બોલશે, લડશે, મારશે પીટશે અને એમ બધાય દુઃખી થશે, ઘોર દુઃખ પામવાથી રુદન કરશે, બૂમો પાડશે, તેમ છતાં કોઈ કેદી પરસ્પર દયા કરશે નહિ. ઊલટું વાક્પ્રહારના બાણોથી તેમનાં મન દુઃખી, છેદિત થશે. નરક પૃથ્વીમાં નારકી જીવોની આ દશા છે. તે પંચેન્દ્રિય, સંજ્ઞી, નપુંસક હોય છે. પાંચે ઇંદ્રિયોના ભોગની તૃષ્ણાવાળા છે પરંતુ તેને શમાવવાનું કોઈ સાધન પ્રાપ્ત ન થવાથી નિરંતર ક્ષોભિત અને સંતાપિત રહે છે. નારકીઓનાં પરિણામ બહુ જ માઠાં હોય છે. તીવ્રપણે કૃષ્ણ, નીલ અને કાપોત એ ત્રણ અશુભ લેશ્યાઓમાં પરિણમી રહે છે. માઠાં પરિણામના દૃષ્ટાંત રૂપ આ લેશ્યાઓ છે, સૌથી માઠાં કૃષ્ણ લેશ્યાનાં, મધ્યમ માઠાં નીલ લેશ્યાનાં, જઘન્ય માઠાં કાપોત

લેશ્યાનાં પરિણામ-ભાવ હોય છે. નરકગતિના પુરુષોનો સ્પર્શ, રસ, ગંધ, વર્ણ એ સર્વ બહુ જ અશુભ, વેદનાપ્રદ હોય છે. ભૂમિ કર્કશ અને દુર્ગંધમય હોય છે. પવનની ગતિ છેદનકારી અને અસહ્ય હોય છે. શરીર બહુ કુરૂપ અને બિહામણાં હોય છે, જેને જોવા માત્રથી ગ્લાનિ ઊપજે છે. અધિક શીત અને અધિક ઉષ્ણતાની ઘોર વેદના સહન કરવી પડે છે, આ પ્રમાણે નરકગતિમાં દીર્ઘકાળ સુધી તીવ્ર પાપના ફલથી ઘોર વેદના સહન કરે છે જે રૌદ્રધ્યાની છે તો વિશેષ વિશેષ નરકગતિને પ્રાપ્ત થાય છે. દુષ્ટ, પરઘાતક, સ્વાર્થસાધક હિંસક પરિણામોની પરંપરાને રૌદ્ર ધ્યાન કહે છે.

રૌદ્રધ્યાનના ચાર પ્રકારઃ—૧. હિંસાનંદી, ૨. મૃષાનંદી, ૩. ચૌર્યાનંદી, ૪. પરિગ્રહાનંદી.

૧. **હિંસાનંદી**:—બીજા પ્રાણીઓને કષ્ટ આપી, અપાવી, અપાતું જાણી જેના મનમાં ઘણી પ્રસન્નતા થાય છે તે હિંસાનંદી રૌદ્રધ્યાની છે. તે મનુષ્યોને રોગી, શોકી, દુઃખી, ભૂખ્યા, તરસ્યા દેખીને પણ દયા લાવતો નથી, પણ તેમનાથી પોતાનો સ્વાર્થ સધાતો હોય તો તેમની હિંસા કરી તેમની પાસેથી ધનાદિ ગ્રહણ કરી લે છે. કોઈ દેશના મનુષ્યો કારીગરીદ્વારા મહેનત મજુરી કરી પોતાનું ગુજરાન કરતા હોય છે, તો હિંસાનંદી એવો ઉદ્યોગ કરે છે કે તેવી કારીગરીની વસ્તુ પોતે બનાવી-બનાવડાવી તે દેશમાં સસ્તા ભાવે વેચે છે અને તે દેશની કારીગરીનું સત્યાનાશ કરી પોતે ધનવાન બની પોતાને હોંશિયાર માને અને બહુ પ્રસન્ન થાય છે.

હિંસાનંદી વૈદ્ય નિશદિન એવું ઇચ્છે છે કે 'પ્રજામાં રોગોની વૃદ્ધિ થાય જેથી મારો ધંધો ચાલે' ને જે રોગી થોડા સમયમાં સારો થાય એમ હોય તેને લાંબા સમય સુધી માંદો રાખી પોતાનો સ્વાર્થ સાધે છે. હિંસાનંદી અનાજનો વેપારી એમ ઇચ્છે છે કે

"અનાજ ન પાકે, દુષ્કાળ પડે, લોકોને અનાજનું કષ્ટ હોય, જેથી મારું અનાજ સારા ઊંચા ભાવે વેચાય અને હું ધનવાન થાઉં.' હિંસાનંદી વકીલ એમ ઇચ્છે કે 'ભાઈ ભાઈમાં, માતાપુત્રમાં પરસ્પર ઝઘડા થાય, મુકદ્દમા ચાલે હું ખૂબ ધન કમાઉં અને જગતના પ્રાણી પરસ્પર મારપીટ કરે, ફોજદારી દાવા ચાલે અને મને ઘણું ધન મળે.' હિંસાનંદી વેશ્યા એમ ઇચ્છે કે 'ધનવાનના પુત્રો પોતાની સ્ત્રી ઉપર સ્નેહ ના કરે અને મારા પ્રતિ સ્નેહ કરે. મને પોતાનું બધું ધન આપી દે. એ ધર્મ કાર્યથી વિરક્ત થઈ જાય.' હિંસાનંદી લૂંટારા મનુષ્યોને બંદૂકની ગોળી કે તરવારથી મારી ધન લૂટી લે છે.

હિંસાનંદી દેવદેવીઓના નામે, પરમેશ્વરના નામે નિર્દયપણે પશુઓનુ બલિદાન આપી, શિકારમાં પશુઓની ઘાત કરી અને માંસાહાર માટે પશુઓનો વધ કરી બહુ પ્રસન્ન થાય છે. હિંસાનંદી વેપારી પશુઓ ઉપર બહુ ભારે ભાર લાદી, તેમને મારીને ચલાવે છે, ભૂખ્યાં, તરસ્યાં હોવા છતાં પણ અન્નાદિ આપતા નથી. તેમને દુઃખી કરી પોતાનું કામ કરાવે છે. હિંસાનંદી ગામોમાં, વનમાં અગ્નિ લગાડી પ્રસન્ન થાય છે, સહજ સહજમાં ક્રોધિત થઈ મનુષ્યની ઘાત કરી નાખે છે. જગતમાં હિંસાનો પ્રચાર થતો જાણી પ્રસન્ન થાય એવા હિંસાનંદીના ભાવ હોય છે હિંસાનંદી વ્યર્થ પાણીનો વિશેષ બગાડ કરી, ભૂમિ ખોદી, અગ્નિ લગાડી, વાયુને આકુલિત કરી, વૃક્ષોને કાપી પ્રસન્ન થાય છે. હિંસાનંદીનાં બહુ જ ક્રૂર પરિણામ હોય છે. કોઈ દોષિત મનુષ્ય પોતાની ભૂલ દોષનો સ્વીકાર કરી તેની આધીનતામાં તેના તાબામા આવે છે તો પણ તેની ઉપર ક્ષમા નથી કરતો પણ તેનો જડમૂળથી નાશ કરી બહુ પ્રસન્નતા માને છે.

૨. **મૃષાનંદી:**—જે અસત્ય બોલીને, બોલાવીને, અસત્ય બોલ્યા જાણી-શ્રવણ કરી બહુ જ પ્રસન્ન થાય છે તે મૃષાનંદી રૌદ્રધ્યાની છે.

મૃષાનંદી ધનપ્રાપ્તિને અર્થે ભારે અસત્ય બોલે છે. એને દયા નથી આવતી કે જો તેને મારા માયાચારની ખબર પડશે તો બહુ દુઃખ, કષ્ટ થશે. મૃષાનંદી ટિકિટમાસ્તર મૂર્ખ, ગરીબ ગામડિયા સ્ત્રીને અસત્ય બોલી વિશેષ પૈસા લઈ ઓછા પૈસાની ટિકિટ આપે છે. મૃષાનંદી જૂઠા કેસો લડી, જૂઠા કાગળો બનાવી, જૂઠી સાક્ષી આપી બીજાઓને ઠગી બહુ રાજી થાય છે. મૃષાનંદી હિસાબમાં ભોળા ગ્રાહકોને, અધિક પૈસા લઇ અસત્ય સમજાવી, વિશ્વાસ આપી ઠગી લે છે. મૃષાનંદી ગરીબ વિધવાઓનાં ઘરેણાનો ડબો થાપણ રાખી પછી નામક્કર જઈ તેને ઠગી પોતાને બહુ ચતુર સમજે છે. મૃષાનંદી મિથ્યા ધર્મની કલ્પનાઓ જગતમાં એ કારણથી ફેલાવે છે કે ભોળા લોકો વિશ્વાસ કરી બહુ ધન ચઢાવે જે પોતાને મળી જાય તેને લોકોને ધર્મના બહાને ઠગતાં સહજ પણ દયા આવતી નથી.

૩. **ચૌર્યાનંદી** :—જે ચોરી કરીને; ચોરી કરાવીને, ચોરી થઈ જાણીને પ્રસન્ન થાય છે તે ચૌર્યાનંદી છે. રૌદ્રધ્યાની ચૌર્યાનંદી અનેક પ્રકારની પ્રપંચ જાળોથી કોઈનું પણ ધન વગર વિચારે ઠગી લે છે, છુપાઇને ચોરી લે છે, ધાડ પાડીને લઈ લે છે, પ્રાણ હરીને પણ લઈ લે છે, નાના બાળકોને ફોસલાવીને જંગલમાં લઈ જઈ એમનાં ઘરેણાં ઉતારી લઈ મારી નાખી નાખી દે છે. ચૌર્યાનંદી ચોરો સાથે મિત્રતા કરી ચોરીનો માલ સસ્તા ભાવે વેચાતો લઈ પૈસાદાર થઈ પોતાની બહુ મોટાઇ માને છે. જૂઠા સિક્કાઓ અને જૂઠી નોટો બનાવી લોકોને ઠગે છે. ઘીમાં ચરબી, તેલ કે કોઈ એવી વસ્તુઓ મેળવી સારું ચોખ્ખું ઘી કહી વેચે છે અને ધન પ્રાપ્તિ કરે છે. ઓછું તોલી અને ઓછું માપી ઠગીને ધન એકત્ર કરવામાં બહુ રાજી થાય છે. ચૌર્યાનંદી બીજાઓને ચોરી કરવાની શિખામણ આપી ચોરીના ફંદામાં-વ્યસનમાં ફસાવી દે છે.

૪. પરિગ્રહાનંદી :—જે તૃષ્ણાવાન થઈને અન્યાયથી બીજાઓને દુઃખ દઈને પણ ધનાદિ પરિગ્રહ એકત્ર કરવાની તીવ્ર લાલસા સેવે છે તે પરિગ્રહાનંદી રૌદ્રધ્યાની છે. પરિગ્રહાનંદી સ્ત્રીઓ અને ભાઈઓનો યોગ્ય હક પણ નાબુદ કરી (દબાવી) લક્ષ્મી પોતાની કરવા ચાહે છે. તે બીજાઓનો પોતાથી વિશેષ પરિગ્રહ જોઈ નિરંતર એવી ભાવના ભાવે છે કે કાં તો મારું ધન વધી જાય અગર આ બીજાઓનું ધન નાશ પામે. પરિગ્રહાનંદી ધર્મ સેવન માટે અવકાશ કાઢતો નથી. ધર્મ કરવાના અવસરે ધન સંચયના આરંભમાં જ મચી રહે છે. પરિગ્રહની પ્રાપ્તિ માટે ભારેમાં ભારે પાપ કરવામાં પણ તેને ડર લાગતો નથી, તિરસ્કાર કે ગ્લાનિ લાવતો નથી. અત્યંત તૃષ્ણાવંત થઈને જગતના મનુષ્યો અને પશુઓને દુઃખદાયક વ્યાપારનો આરંભ કરે છે. વૃદ્ધ થયા છતાં ધનની આશા છોડતો નથી. પરિગ્રહના મોહમાં આંધળો થઈ રહે છે પરિગ્રહાનંદીને જો કોઈ વખત ધનની કે કુટુંબની હાનિ થઈ જાય છે તો ઘોર વિલાપ કરે છે. પ્રાણ છોડવા જેટલુ એને કષ્ટ થાય છે.

આ ચારે પ્રકારના રૌદ્રધ્યાનવાળા પ્રાણીઓના ભાવ અશુભ હોય છે તેમને કૃષ્ણ, નીલ, કાપોત લેશ્યાનાં પરિણામ હોય છે. જેથી તે નરકનું આયુષ્ય બાંધી નરકે જાય છે. અને ત્યા પણ તેમને આ ત્રણ લેશ્યાઓ હોય છે. અન્યાય પૂર્વક આરંભ કરવાનો અને તીવ્ર ધનાદિકનો મોહ પ્રાણીઓને નરકમાં નાખે છે.

૨. તિર્યંચગતિનું દુઃખ–તિર્યંચ ગતિમાં છ પ્રકારનાં પ્રાણીઓ હોય છે.

**(૧) એકેંદ્રિય સ્થાવરઃ**—જેવાં કે પૃથ્વીકાયિક, જલકાયિક, વાયુકાયિક, અગ્નિકાયિક તથા વનસ્પતિકાયિક આ સર્વ સચિત્ત અવસ્થામાં હવાથી જીવે છે, વધે છે. હવા ન મળવાથી મરી જાય છે. ખાણની અને ખેતરની માટી જીવ સહિત છે. સૂકી

અને બળેલી માટી જીવ રહિત છે. કૂવા, વાવ, નદીનું પાણી સચિત્ત છે. ગરમ કરેલું ડહોળાયેલું, અથડાયેલું (વલોવાયેલું) પાણી અચિત્ત છે. લાલ જ્વાળામય તણખાવાળી બળતી અગ્નિ સચિત્ત છે. ગરમ કોલસામાં સચિત્ત આગ છે. સમુદ્ર, નદી, સરોવર અને બગીચાની ભીની હવા સચિત્ત છે. ગરમ, સૂકી અને ધુમાડા-વાળી હવા અચિત્ત છે. લીલાં ફળ, ફૂલ, પાન, ડાળાં, ડાળીઓ સચિત્ત વનસ્પતિ છે. સૂકાં અને પાકાં ફળ, ગરમ અને પકાવેલું શાક આદિ અગર યંત્રથી છિન્ન ભિન્ન કરેલાં શાકપાન, ફૂલ આદિ અને મીઠાદિથી સ્પર્શ, રસ ગંધાદિ જેનાં બદલાઈ ગયાં છે તેવાં શાક, પાન, ફૂલ આદિ જીવરહિત અચિત્ત વનસ્પતિ છે.

જીવસહિત સચિત્ત એકેંદ્રિય જીવોને એક સ્પર્શ ઇન્દ્રિયથી સ્પર્શવાથી જ્ઞાન થાય છે. તેને મતિજ્ઞાન કહે છે. સ્પર્શ કર્યા પછી સુખ કે દુઃખનું જ્ઞાન થાય છે તેને શ્રુત જ્ઞાન કહે છે. તે બે જ્ઞાનના ધારી હોય છે. તેમને ચાર પ્રાણ હોય છે. સ્પર્શેન્દ્રિય, શરીરબળ, શ્વાસોચ્છ્વાસ અને આયુકર્મ.

(૨) **દ્વીન્દ્રિય પ્રાણી** :–જેવાં કે છીપ, શંખ, કોડી, અળસિયાં, પોરા આદિ, એમને બે ઇંદ્રિય હોય છે:–સ્પર્શન અને રસના. તેનાથી તે જાણે છે. તેમને છ પ્રાણ હોય છે. એકેંદ્રિયથી બે પ્રાણ વધારે હોય છે. રસના ઇંદ્રિય અને વચન બળ. એકેંદ્રિયની સમાન તેમને પણ બે જ્ઞાન (મતિ અને શ્રુત) હોય છે.

(૩) **ત્રીન્દ્રિય જીવ** :–જેવા કંથવા, કીડી, વીંછી, ધુણ, માંકડ જૂ આદિને વિશેષમાં ઘ્રાણેન્દ્રિય હોય છે. એ સ્પર્શી, સ્વાદ લઈ, અને સૂંઘીને જાણે છે. જ્ઞાન બે હોય છે–મતિ, શ્રુત. એક પ્રાણ વધારે હોય છે ઘ્રાણેંદ્રિય ગણતાં સાત પ્રાણ હોય છે.

(૪) **ચતુરિંદ્રિય જીવ** :–જેવાં માખી, ડાંસ, મચ્છર, ભમરો,

પતંગિયું આદિને એક આંખ વધારાની હોય છે. તેથી આઠ પ્રાણ અને મતિ, શ્રુત એમ બે જ્ઞાન હોય છે.

(૫) **પંચેંદ્રિય મનરહિત અસંજ્ઞી** :–જેવા કે અમુક જાતના પાણીમાં ઉત્પન્ન થતા સર્પ. આને કાન પણ હોય છે. તેથી નવ પ્રાણ અને મતિ અને શ્રુત બે જ્ઞાન હોય છે.

(૬) **પંચેંદ્રિય મનસહિત સંજ્ઞી**:–જેવાં કે ચાર પગવાળાં મૃગ, ગાય, ભેંસ, કૂતરાં, બિલાડી, બકરાં, ઘોડા, હાથી, ઊંટ આદિ, બે પગવાળા પક્ષી જેવાં મોર, કબૂતર, તીતર, કાગડો, સમળી, હંસ, મેના પોપટ આદિ; પેટથી ચાલવાવાળાં સર્પાદિ, પાણીમાં ઉત્પન્ન થતાં માછલાં, મગરમચ્છ, કાચબા આદિ, એ બધાંને મનબળ સહિત દશ પ્રાણ હોય છે. સામાન્યપણે મતિ અને શ્રુત એમ બે જ્ઞાન હોય છે. મન એક સૂક્ષ્મ હૃદયસ્થાનમાં કમળના આકારનું અંગ છે. જેની સહાયથી સંજ્ઞી પ્રાણી, સંકેત સમજી શકે છે, શિક્ષા ગ્રહણ કરી શકે છે, કારણ કાર્યનો વિચાર કરી શકે છે, તર્ક વિતર્ક કરી શકે છે, અને અનેક પ્રકારના ઉપાયનો વિચાર કરી શકે છે.

૭ પ્રકારના તિર્યંચોને કેવાં કેવાં દુઃખો છે તે સર્વ જગતને પ્રગટ છે. એકેંદ્રિય જીવોને અકથનીય દુઃખ છે, પૃથ્વીને ખોદે છે, ગૂંદે છે, બાળે છે, કૂટે છે, તેના ઉપર અગ્નિ પ્રગટાવે છે. તડકાના તાપથી પૃથ્વીકાયના જીવો મરી જાય છે. પૃથ્વી શરીરધારીનો દેહ એક અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ બહુ નાનો હોય છે. એક ચણાના દાણા જેટલી માટીમાં અગણિત પૃથ્વીકાયિક જીવો છે. જેમ આપણને કોઇ કૂટે, છોલે, કુહાડીથી કાપે તો જેવું સ્પર્શથી દુઃખ થાય છે, તેવું દુઃખ પૃથ્વીના જીવોને હલાવવા ચલાવવા આદિથી થાય છે, તે પરાધીનપણે સહન કરે છે, બચવાનો કાંઈ ઉપાય કરી શકતા નથી, ભાગી જવાને પણ અસમર્થ છે. સચિત્ત પાણીને ગરમ

કરવાથી, મસળવાથી, ગૂંદવાદિથી એવુ મહાન કષ્ટ થાય છે કે જેવું પૃથ્વીકાયિક જીવોને થાય છે. એનો દેહ પણ ઘણો નાનો છે. એક પાણીના ટીપામાં અગણિત જલકાયિક જીવો છે. વાયુકાય જીવો ભીંતાદિ સાથે અફળાવાથી, ગરમીની ઝાળોથી, વરસાદના અતિ વરસવાથી, પંખાથી, મનુષ્યના દોડવા કૂદવાથી અથડાઈ બહુ દુઃખ પામી મરે છે. એનું શરીર પણ ઘણું નાનું છે. પવનની એક નાની લ્હેરમા અગણિત વાયુકાય જીવો હોય છે. ”

જ્યારે બળતી અગ્નિને પાણી નાખી ઓલવે છે, ધૂળ નાખી બુઝવે છે અને લાલચોળ તપેલા લોઢાને ઘણથી મારે છે, ટીપે છે, ત્યારે અગ્નિકાય જીવોને તે સ્પર્શથી બહુ દુઃખ થાય છે. એનુ શરીર કદમા ઘણું નાનું છે. અગ્નિની એક ઝાળમાં અગણિત અગ્નિકાયિક જીવો છે

વનસ્પતિના બે પ્રકાર—એક સાધારણ, બીજો પ્રત્યેક. જે વનસ્પતિનુ શરીર એક હોય અને તેના સ્વામી ઘણા જીવો હોય, જે એક સાથે જન્મે અને એક સાથે મરે તેને સાધારણ વનસ્પતિ કહે છે. જે એક શરીરનો સ્વામી એક જીવ હોય તેને પ્રત્યેક કહે છે. પ્રત્યેકને આશ્રયે જ્યારે સાધારણ કાય હોય ત્યારે તે પ્રત્યેકને સપ્રતિષ્ઠિત કહે છે. જે પાન, ફલાદિમાં જે લીટાઓ રગો, ગાંઠો આદિ નીકળે છે તે જ્યાં સુધી ન નીકળ્યાં હોય ત્યાં સુધી તેને સપ્રતિષ્ઠિત કહે છે, જ્યારે એ ફૂટે છે ત્યારે તેને અપ્રતિષ્ઠિત પ્રત્યેક કહે છે. તુચ્છ ફળ સપ્રતિષ્ઠિત પ્રત્યેકનાં દૃષ્ટાંત છે

સાધારણ વનસ્પતિને જ એકેંદ્રિય નિગોદ કહે છે. ઘણાંખરાં જમીનમા ઉત્પન્ન થતાં—બટાટા, કાંદા, મૂળા, ગાજર આદિ શાક સાધારણ કે સપ્રતિષ્ઠિત પ્રત્યેક હોય છે. મોટું પાકું ચીભડું, નારંગી, પાકી કેરી, અનનાસ, દ્રાક્ષ, જમરૂખ, આદિ પ્રત્યેક વનસ્પતિ છે. આ

વનસ્પતિ કાયિક જીવોને બહુ જ દુઃખ હોય છે. કોઈ ઝાડોને કાપે છે, છોલે છે, પાનાને તોડે છે, ચોળે છે, ફળોને કાપે છે, શાકને વઘારે છે, બાફે છે, ઘાસને કાપે છે, પશુઓદ્વારા અને મનુષ્યોદ્વારા આ વનસ્પતિ જીવોને બહુ જ નિર્દયતાથી ઘણું જ દુઃખ દેવાય છે. તે બિચારાં પરાધીન હોવાથી સ્પર્શદ્વારા એ ઘોર વેદના ભોગવે છે, બહુ દુઃખ પામીને મરે છે. આ પ્રમાણે એકેન્દ્રિય જીવોના દુઃખનો વિચાર કરતા રોમ રોમ ખડાં થઈ જાય છે. જેમ કોઈ મનુષ્યની આંખ બંધ કરી. મોઢે ડૂચો મારી, હાથ પગ બાંધીને મુદ્દગરોથી મારે, છોલે, બાફે, કુહાડીથી ટુકડા કરે, તો તેથી તે મનુષ્યને જે મહા કષ્ટ થાય છે, તેનું તે વેદન કરે છે, પણ નથી કહી શકતો, નથી બૂમ મારી શકતો, કે નથી ભાગી શકતો. આ પ્રમાણે એકેન્દ્રિય જીવ પોતાના મતિ અને શ્રુત જ્ઞાન અનુસાર જાણીને ઘોર દુઃખ સહન કરે છે. તે સર્વ તેનાં પૂર્વે બાંધેલાં અસાતા વેદનીય આદિ પાપ કર્મોનું ફળ છે.

બે ઇન્દ્રિય, ત્રણેંદ્રિય અને ચાર ઇન્દ્રિય પ્રાણીઓને વિકલત્રય કહે છે.

આ કીડા, મકોડા, પતંગિયાં, કીડી આદિ, પશુઓ અને મનુષ્યોથી તથા હવા પાણી અગ્નિ આદિથી ઘોર દુઃખ પ્રાપ્ત કરી મરે છે. મોટા બળવાન જંતુ નાના નિર્બળને પકડી ખાઈ જાય છે. ઘણાં જંતુ ભૂખ અને તરસથી, વરસાદની વર્ષાથી, અગ્નિના બળવાથી, દીવાની ઝાળથી, ન્હાવા ધોવાના પાણીથી, સાવરણીથી, ઝાટકવાથી, કપડા અને શસ્ત્રોથી તરફડી તરફડી મરે છે. પગ નીચે, ગાડી નીચે, ભાર નીચે, ખાટલા, પલંગ, ખુરસી ખસેડવાથી, પથારી પાથરવાથી દબાઇ, ટુકડા થઈ, કચરાઈ પ્રાણ ખોવે છે. નિર્દય મનુષ્ય જાણી બુઝી એમની ઘાત કરે છે. માખીઓના મધપૂડા તળે આગ સળગાવે છે, મચ્છરોને હાથે મસળી નાખે છે.

રાત્રે રસોઈ કરવાથી, ખાવાથી ઘણા ભૂખ્યા તરસ્યા જંતુઓ અગ્નિમાં અને ભોજનમાં પડીને પ્રાણ ગુમાવે છે. સડેલી બગડેલી ચીજોમાં તે ઉત્પન્ન થાય છે. અનાજમાં ઉત્પન્ન થાય છે, તેને તડકે નાખે છે, ગરમ કઢાઈમાં નાખી દે છે. લોટ, મેદા અને સાકરની ગૂણોમા ઘણા હાલતા જંતુઓ દેખાય છે, છતાં કંદોઈ લોક દયા વગર ખોલતાંની સાથે જ પાણીમા નાખી દે છે. રેશમના કીડાઓને ઊકળતા પાણીમાં નાખી મારી નાખે છે. આ વિકલત્રયોને દુઃખ અપાર છે.

પંચેન્દ્રિયના દુઃખોનો વિચાર કરીએ તો ખબર પડે કે જે પશુ પક્ષીઓના કોઈ પાલક નથી, તેમને રાત દિવસ ખોરાક શોધવામાં જ જાય છે પેટભર્યું ખાવાનું મળતું નથી. તે બિચારાં ભૂખ તરસથી, અધિક ગરમી શરદીથી, અધિક વરસાદથી તરફડી તરફડી મરે છે. શિકારી નિર્દયતાથી ગોળી કે તીર મારી મારી નાખે છે. માંસાહારી પકડી કસાઈખાનામાં તરવારથી માથુ કાપી નાખે છે. પશુયજ્ઞ કરવાવાળાં ધર્મને નામે બહુ કઠોરતાથી પકડીને મારે છે. જેને લોકો પાળે છે તેની પાસેથી બહુ કામ લે છે, બહુ ભાર ભરે છે. જોઈએ તે પ્રમાણમાં પેટ પૂરતાં ઘાસ–દાણા આપવામાં આવતા નથી; થાકે કે માંદાં પડે તો પણ પરોણાના મારથી ચલાવે છે. જખ્મી કે નકામા થાય ત્યારે જંગલમાં કે રસ્તામાં છોડી દે છે. ને ભૂખ, તરસ અને રોગની વેદનાથી દુ.ખી થઈ મરે છે. પાંજરામાં પૂરી દે છે, તે સ્વતંત્રતાથી ઊડી પણ નથી શકતાં.

માછલીઓને પકડી જમીન ઉપર છોડી દે છે, તે તરફડી તરફડીને મરે છે. જાળમાં ફસાઈ પ્રાણ ગુમાવે છે. હાથીઓને હાથીદાંત માટે મારી નાખે છે. બળદ, ગાય, ભેંસોને હાડકાં અને ચામડાં માટે મારી નાખે છે.

જીવતાં પશુઓને ઊકાળીને ચરબી કાઢે છે. તેમને ચીરી ચામડું ઉતારે છે. બળવાન પશુ પક્ષી નિર્બળને મારી નાખે છે. હિંસક મનુષ્ય પશુઓને ઘોર દુઃખ આપે છે. પોતાના સ્વાર્થ સાધે છે. તેમનાં અંગ છેદે છે. તેમની પૂંછડી કાપી નાખે છે. તેમને ઘોર માનસિક અને શારીરિક દુઃખ આપે છે. એ પ્રકારે પંચેંદ્રિય તિર્યંચોને અસહનીય દુઃખ સહેવું પડે છે.

તિર્યંચગતિમાં અને મનુષ્યગતિમાં કેટલાંક પ્રાણી તીવ્ર પાપના ઉદયથી લબ્ધ્યપર્યાપ્ત ઉત્પન્ન થાય છે. જે ગરમી, શરદી, પસીનો, મળાદિમા સંમૂર્છન જન્મ પામે છે, તે એક શ્વાસમાં અઢાર વાર જન્મે છે, મરે છે, તેમનું આયુષ્ય $\frac{૧}{૧૮}$ શ્વાસ હોય છે. સ્વસ્થ નીરોગી મનુષ્યની નાડીના એક ધબકારાનો એક શ્વાસોચ્છ્વાસ ગણાય છે. ૪૮ મિનિટ કે એક મુહૂર્તમાં એવા ૩૭૭૩ શ્વાસ હોય છે. એવા જીવો એક અંતર્મુહૂર્તમાં નીચે પ્રમાણે ૬૬૩૩૬ ક્ષુદ્રભવ ધારણ કરી જન્મ મરણનું કષ્ટ પામે છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | સાધારણ વનસ્પતિ | બાદરના | એક સાથે | ૬૦૧૨ | જન્મ |
| ૨ | ,, ,, | સૂક્ષ્મના | ,, | ૬૦૧૨ | ,, |
| ૩ | પૃથ્વીકાયિક | બાદરના | ,, | ૬૦૧૨ | ,, |
| ૪ | ,, | સૂક્ષ્મના | ,, | ૬૦૧૨ | ,, |
| ૫ | જલકાયિક | બાદરના | ,, | ૬૦૧૨ | ,, |
| ૬ | ,, | સૂક્ષ્મના | ,, | ૬૦૧૨ | ,, |
| ૭ | વાયુકાયિક | બાદરના | ,, | ૬૦૧૨ | ,, |
| ૮ | ,, | સૂક્ષ્મના | ,, | ૬૦૧૨ | ,, |
| ૯ | અગ્નિકાયિક | બાદરના | ,, | ૬૦૧૨ | ,, |
| ૧૦ | ,, | સૂક્ષ્મના | ,, | ૬૦૧૨ | ,, |
| ૧૧ | પ્રત્યેક વનસ્પતિના | | ,, | ૬૦૧૨ | ,, |
| | | કુલ એકેન્દ્રિયના | | ૬૬૧૩૨ | જન્મ |

| | | | |
|---|---|---|---|
| બે ઇંદ્રિયના | લાગલાગટ | ૮૦ | જન્મ |
| ત્રણેન્દ્રિયના | ,, | ૬૦ | ,, |
| ચતુરિંદ્રિયના | ,, | ૪૦ | ,, |
| પંચેંદ્રિયના | ,, | ૨૪ | ,, |
| | | ૬૬૩૩૬ | |

પંચેંદ્રિયના ૨૪ જન્મોમાં અસંજ્ઞી તિર્યંચના ૮, સંજ્ઞી તિર્યંચના ૮ અને મનુષ્યના ૮ સમાય છે.

તિર્યંચગતિનાં મહાન દુઃખોમાં પડવા યોગ્ય પાપબંધ, વિશેષ કરી વિશેષ આર્તધ્યાનથી થાય છે.

**આર્તધ્યાન** : દુઃખિત અને શોકવાળા પરિણામ પરંપરાને આર્તધ્યાન કહે છે. તેના ચાર ભેદ છે.

૧ **ઇષ્ટવિયોગજ આર્તધ્યાન**:—પ્રિય પુત્ર, માતા-પિતા, ભાઈ-બ્હેનના મૃત્યુથી કે કોઈ બન્ધુથી કે મિત્ર પરદેશ ગયા હોવાથી, ધનાદિ નાશ પામવાથી જે શોક ભાવથી ભાવોમાં દુઃખ થાય છે, તે ઈષ્ટવિયોગજન્ય આર્તધ્યાન છે.

૨ **અનિષ્ટસંયોગજ આર્તધ્યાન**:—મનને અનુકૂળ નહિ એવા ચાકર, ભાઈ, પુત્ર, સ્ત્રી, આદિ મળવાથી અને મનથી પ્રતિકૂળ એવા સ્થાન, કે વસ્ત્ર, ભોગ ને ઉપભોગના પદાર્થોની પ્રાપ્તિથી તેમનો સંબંધ સયોગ કેવી રીતે છૂટે એ બાબત ચિંતા કરવી તે અનિષ્ટ સંયોગજન્ય આર્તધ્યાન છે.

૩ **પીડા ચિંતવન આર્તધ્યાન** : શરીરમાં રોગોની ઉત્પત્તિ થવાથી દુઃખથી કલેશિત પરિણામ કરવાં તે પીડા ચિંતવન આર્તધ્યાન છે.

૪ નિદાન આર્તધ્યાન—આગામી ભોગ મળવાની ચિંતાથી આકુલિત ભાવો કરવા તે નિદાન આર્તધ્યાન છે.

આર્તધ્યાંની નિશદિન ઇષ્ટ વસ્તુની અપ્રાપ્તિથી, અનિષ્ટ વસ્તુનાં સંયોગથી, દુઃખ પ્રાપ્તિથી અને ભવિષ્ય કાળના ભોગોની તૃષ્ણાથી ક્લેશિત પરિણામવાળો રહે છે. કોઈ સમય રડ્યા કરે છે, કોઈ સમયે ઉદાસ થઈ જાય છે તો કોઈ સમયે રુચિપૂર્વક આહારપાન કરતો નથી. શોકથી ધર્મકાર્ય છોડી બેસે છે. કોઈ વખત છાતી કૂટે છે. કોઈ વખત ખૂમરાણુ મચાવે છે તો કોઈ વખત આપઘાત પણ કરી બેસે છે. રોગી થાય તો રાત દિવસ હાયવોય કરે છે. ભોગોની પ્રાપ્તિ માટે અંતર તલસ્યા કરે છે. અનિષ્ટસંયોગ દૂર કરવા માટે ચિંતાયુક્ત રહે છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થોના કાર્યોમા મન પરોવતો નથી.

માયાચારથી પણ તિર્યંચ આયુનો બંધ થાય છે જે કોઈ કપટથી બીજાને ઠગે છે, વિશ્વાસઘાત કરે છે, કપટથી પોતાની પૂજા પ્રતિષ્ઠા કરાવે છે તે તિર્યંચ આયુષ્યનો બંધ બાંધે છે.

એક મુનિએ એક નગરની બહાર ચાર માસનો વર્ષાયોગ ધારણ કર્યો હતો. વર્ષાયોગ પૂર્ણ થતાં બીજે દિવસે ત્યાથી વિહાર કર્યો. બીજા એક મુનિ કોઈ પાસેના ગામેથી આવી ત્યાં ઉતર્યા. ત્યારે નગરનાં નર નારીઓ ત્યાં આવી મુનિની વંદના પૂજા ભક્તિ કરતા કહેવા લાગ્યા કે "આપે અમારા નગરની બહાર વર્ષાકાળમાં યોગ સાધન કર્યું તેથી અમારું સ્થાન પવિત્ર થયુ." એ આદિ. તે સમયે તે મુનિએ કહેવું જોઈતું હતું કે, "હું તે મુનિ નથી" પણ તે પોતાની પૂજા થતી જોઈ મૌન રહ્યા. કપટથી પોતાનો પરિચય આપ્યો નહિ. આ માયાના પરિણામથી તે મુનિએ પશુગતિનો બંધ કર્યો અને મરીને તે હાથી થયો.

એકેંદ્રિયથી ચતુરિન્દ્રિય સુધી કૃષ્ણ, નીલ, કાપોત એ ત્રણ અશુભ લેશ્યાઓ હોય છે. પંચેંદ્રિય અસંજ્ઞીને પીત સાથે ચાર અને સંજ્ઞી પંચેંદ્રિયને પીત, પદ્મ, શુક્લ એ ત્રણ મળી ૭ લેશ્યા હોય છે. વિશેષ માઠી લેશ્યાના પરિણામથી તિર્યંચ આયુ બાંધી એકેંદ્રિય આદિમાં જન્મે છે. તિર્યંચ ગતિનાં દુઃખો તો પ્રત્યક્ષ પ્રગટ છે. અધિક કહેવાથી શું? તે પ્રત્યક્ષ પાપનાં ફળ દેખાડી રહ્યાં છે.

૩ દેવનાં દુઃખો:—દેવગતિમાં જો કે શારીરિક દુઃખ નથી છતાં બહુ માનસિક ભારે દુઃખ છે. દેવોમાં નાની મોટી પદવીઓ હોય છે. સંપત્તિ, વિભૂતિ વધારે ઓછી હોય છે. તેમાં દશ અધિકાર હોય છે. [૧] રાજાની સમાન ઇંદ્ર. [૨] પિતા, ભાઈની સમાન સામાનિક. [૩] મંત્રીના સમાન ત્રાયસ્ત્રિંશ. [૪] સભાનિવાસી સભાસદ–પારિષદ. [૫] ઇન્દ્ર પાછળ ઊભા રહેવાવાળા આત્મરક્ષક. [૬] કોટવાળની સમાન લોકપાળ. [૭] યોદ્ધા સમાન અનીક. [૮] પ્રજાની સમાન પ્રકીર્ણક. [૯] સેવક સમાન, હાથી આદિ વાહન બનનાર. આભિયોગ્ય. [૧૦] કાંતિહીન ક્ષુદ્રદેવ કિલ્વિષક. આ દશ જાતિના દેવોમાં પણ અનેક ભેદ હોય છે. નીચી પદવીવાળા ઊંચી પદવીવાળાને દેખી મનમાં બહુ ઈર્ષાભાવથી બળે છે.

અનેક પ્રકારની ભોગ સામગ્રી હોય છે. એક સમયે એક જ ઇન્દ્રિયદ્વારાએ ભોગ ભોગવી શકે છે, ઇચ્છા એ હોય છે કે પાંચે ઇંદ્રિયોના ભોગ એક સાથે ભોગવું, પણ તે ભોગવવાની શક્તિ ન હોવાથી આકુલતા પામે છે. જેમ કોઈની સામે ૫૦ પ્રકારની મિઠાઈ પીરસવામાં આવે તો તે વારંવાર ગભરાય છે કે શું ખાઉં ને શું ના ખાઉં? ઇચ્છે છે કે બધું એક સાથે જ ખાઈ જાઉં. પણ શક્તિ ન હોવાથી તે દુઃખી થાય છે. એવી રીતે દેવો મનમાં ક્ષોભ પામી દુઃખો અનુભવે છે. જ્યારે કોઈ દેવીનું મરણ થાય છે, ત્યારે ઇષ્ટ વિયોગનું દુઃખ થાય છે. જ્યારે પોતાનો મૃત્યુકાળ આવ્યો જાણે છે

ત્યારે સર્વના વિયોગ–મૃત્યુનો બહુ ભારે શોક ને ખેદ થાય છે. સૌથી વધારે દુઃખ તો માનસિક તૃષ્ણાનું હોય છે. વિશેષ ભોગ ભોગવતાં તેની તૃષ્ણા વધારે ને વધારે વધે છે. કાંઈ દાન, પૂજા, પરોપકાર આદિ શુભ ભાવોથી પુણ્યોપાર્જન કરી દેવ થાય છે, છતાં મિથ્યાદર્શન હોવાથી તે માનસિક દુઃખો ભોગવતાં જીવન વ્યતીત કરે છે.

શરીરને જ પોતાનું [આત્મસ્વરૂપ] માનવું–જાણવું; ઇંદ્રિયસુખને જ સાચું સુખ સમજવું; આત્માનો અને અતીંદ્રિય સુખનો વિશ્વાસ–શ્રદ્ધા ન આવે તે મિથ્યાદર્શન છે. સત્ય છે કે મિથ્યાદૃષ્ટિ સર્વત્ર દુઃખી હોય છે. કારણ કે તૃષ્ણાની અગ્નિ એને સર્વત્ર સર્વદા સતાવે છે.

૪. મનુષ્યગતિનાં દુઃખો :–આ ગતિનાં દુઃખો તો પ્રગટ જ છે. ગર્ભમાં નવ માસ સુધી ઊંધે મસ્તકે દુર્ગંધસ્થાનમા રહી નરક સમાન મહાન દુઃખ ભોગવે છે ગર્ભથી બહાર નીકળતાં ઘોર કષ્ટ પડે છે, બાળ અવસ્થામાં અસમર્થ હોવાથી, ખાવા પીવાનું ન પ્રાપ્ત થવાથી વારંવાર રડવું પડે છે. ગબડી પડવાથી દુઃખ થાય છે. અજ્ઞાન હોવાથી થોડું દુઃખ પણ બહુ વેદાય છે. કોઈનાં નાની ઉમરમાં માત–પિતા મરી જાય છે ત્યારે બહુ દુઃખ પૂર્વક જીવન વ્યતીત કરવું પડે છે. કેટલાક રોગોથી પીડાયેલા રહે છે, કેટલાક ટૂંકા આયુષ્યે મરી જાય છે, કેટલાક ગરીબાઈથી પીડાય છેં, કેટલાંક ઇષ્ટ મિત્ર કે બન્ધુના વિયોગથી, કેટલાક અનિષ્ટ ભાઈ, માલિક કે સેવકની પ્રાપ્તિથી દુઃખી હોય છે.

મનુષ્યગતિમાં મોટું દુઃખ તો તૃષ્ણાનું છે. પાંચે ઇંદ્રિયોના ભોગોની તીવ્ર તૃષ્ણા હોય છે. ઇચ્છિત પદાર્થ પ્રાપ્ત ન થતાં દુઃખ થાય છે મનોજ્ઞ ચેતન અચેતન પદાર્થ દૂર થતાં તેના વિયોગથી ઘોર કષ્ટ થાય છે. કોઈની સ્ત્રી દુઃખદાયી હોય છે, કોઈને પુત્ર કુપુત્ર હોય છે તો કોઈને ભાંઈ દુઃખદાયક હોય છે. ઇચ્છાની અગ્નિમાં મોટામોટા ચક્રવર્તી રાજા પણ બળ્યા કરે છે. મનુષ્યગતિમાં શારીરિક અને

માનસિક ઘોર દુઃખો હોય છે. જે કોઈ મનુષ્ય, પશુ કે દેવોને કંઈક સુખ જોવામાં આવે છે તે એવું વિનાશી અને અતૃપ્તિકારી છે કે જેથી આશા અને તૃષ્ણા વધી જાય છે. તે સુખ પરિણામે દુઃખ આપનાર જ હોય છે. જેમ જલરહિત જંગલમાં મૃગતૃષ્ણા-મૃગજલરૂપ ચમકતા ઘાસ કે રેતીથી મૃગની તરસ છીપતી નથી, મૃગ પાણી જાણી જાય છે પરંતુ પાણી ન મળવાથી વિશેષ તૃષાતુર થાય છે, તેવી રીતે સંસારી પ્રાણી સુખ પ્રાપ્તિની આશાથી પાંચે ઈંદ્રિયના ભોગોને વારંવાર મેળવે છે, ભોગવે છે, છતાં વિષય સુખની તૃષા મટવાને બદલે ઊલટી વધે છે. જેથી એનો સંતાપ ભવોભવમાં પણ મટતો નથી.

યથાર્થ જોઈએ તો આ સંસાર કેળના થડ સમાન અસાર અને દુઃખોનો સમુદ્ર છે, એમાં જે આસક્ત છે, એમાં જે મગ્ન છે એવા મૂઢ મિથ્યાદૃષ્ટિ બહિરાત્માને ચારે ગતિમા કોઈપણ ઠેકાણે સુખ નથી મળતું. તે કોઈ સમયે શારીરિક ને કોઈ સમયે માનસિક દુઃખોને જ ભોગવે છે. તૃષ્ણાની આકુળતાથી અનંતવાર જન્મમરણ કરતો ચારે ગતિમાં ભ્રમણ કરતો ફરે છે.

આ સંસાર અગાધ અનાદિ અને અનંત છે. આ સંસારી જીવે પાંચ પ્રકારનાં સંસાર પરિવર્તન અનંતવાર કર્યાં છે.

પાંચ પરિવર્તન:—૧ દ્રવ્યપરિવર્તન, ૨ ક્ષેત્રપરિવર્તન, ૩ કાળપરિવર્તન, ૪ ભવપરિવર્તન, ૫ ભાવપરિવર્તન. તેનું અતિ સંક્ષેપમાં સ્વરૂપ નીચે પ્રમાણે છે.

(૧) દ્રવ્યપરિવર્તન:—પુદ્‌ગલ દ્રવ્યનાં બધાં પરમાણુ અને સ્કંધોને આ જીવે ક્રમપૂર્વક ગ્રહણ કરી કરીને અને ભોગવી ભોગવીને છોડ્યાં છે. એવા એક દ્રવ્યપરિવર્તનમાં અનંતકાળ વ્યતીત કર્યો છે.

(૨) ક્ષેત્રપરિવર્તન:—લોકાકાશનો કોઈ એવો પ્રદેશ બાકી રહ્યો નથી કે જ્યાં ક્રમ ક્રમથી જીવ ઉત્પન્ન થયો ન હોય. એવા એક

ક્ષેત્રપરિવર્તનમાં દ્રવ્યપરિવર્તનમાં પણ દીર્ઘ અનંતકાલ વીતાવ્યો છે.

(૩) કાળપરિવર્તન : ઉત્સર્પિણી એટલે જે કાળચક્રમાં આયુ, કાય, સુખ વધતાં જાય છે. અવસર્પિણી એટલે જે કાળમાં એ બધાં ઘટતાં જાય છે. આ બન્ને યુગોના સૂક્ષ્મ સમયોમાં કોઈ એવો સમય બાકી રહ્યો નથી કે જેમાં આ જીવે ક્રમ ક્રમથી જન્મ અને મરણ કર્યાં હોય નહિ. એવા એક કાળપરિવર્તનમાં ક્ષેત્રપરિવર્તનથી પણ અધિક અનંતકાળ વ્યતીત કર્યો છે.

(૪) ભવપરિવર્તન : ચારે ગતિમાં નવ ગ્રૈવેયિક પર્યંત કોઈ ભવ શેષ રહ્યો નથી જે આ જીવે ધારણ કર્યો ન હોય. આ એક ભવપરિવર્તનમાં કાળપરિવર્તનથી પણ અધિક અનંતકાળ વીત્યો છે.

(૫) ભાવપરિવર્તન : આ જીવ આઠ કર્મોનાં બંધન થવા યોગ્ય ભાવોને પ્રાપ્ત થયો છે. આ એક ભાવપરિવર્તનમાં ભવ-પરિવર્તનથી અધિક અનંતકાળ ગયો છે.

આ પ્રકારનાં પાંચ પરિવર્તન આ સંસારી જીવે અનંતવાર કર્યાં છે.

આ સકળ સંસારના પરિભ્રમણનું મૂળ કારણ મિથ્યાદર્શન છે. મિથ્યાદર્શનની સાથે અવિરતિ, પ્રમાદ, કષાય તથા યોગ પણ સંસારનાં કારણો છે. મિથ્યાદષ્ટિ સંસારના ભોગોની તૃષ્ણાથી હિંસા, અસત્ય, ચોરી, કુશીલ, તથા પરિગ્રહના અતિચારરૂપ પાંચ અવિરતિ ભાવોમાં ફસાઈ રહે છે. તે મિથ્યાદષ્ટિ આત્મહિતમાં પ્રમાદી રહે છે. તીવ્ર ક્રોધ, માન, માયા, લોભ કષાય કરે છે. મન, વચન અને કાયાને અતિ આકુલિત રાખે છે.

આ અસાર સંસારમાં અજ્ઞાની મિથ્યાદષ્ટિ જ કષ્ટ પામે છે, તેને જ સંસાર પરિભ્રમણ છે. જે આત્મજ્ઞાની સમ્યક્દષ્ટિ હોય છે તે સંસારથી ઉદાસીન—વૈરાગ્યવંત હોય છે, અતીંદ્રિય આત્મિક સાચા સુખની તેને ઓળખાણ થઈ છે. તે મોક્ષ પ્રાપ્તિનો અભિલાષી હોય

છે. તે શીઘ્ર મુક્ત થઈ જાય છે. કદાચ કર્મોના ઉદયથી થોડા કાળ કોઈ ગતિમાં રહેવું પડે છે, તો તે સંસારમાં લિપ્ત ન હોવાથી સંસારમાં પ્રાપ્ત શારીરિક અને માનસિક દુઃખોને કર્મોનો ઉદય જાણી વિચારી સમતાભાવપૂર્વક ભોગવી લે છે. તે દરેક અવસ્થામાં આત્મિક સુખ જે સાચું સુખ છે તેને સ્વતંત્રતાથી ભોગવતો રહે છે. સાચું જ કહ્યું છે કે,–

મિથ્યાદૃષ્ટિ સદા દુઃખી—સમ્યક્દૃષ્ટિ સદા સુખી.

જૈનાચાર્યોએ સંસારનું સ્વરૂપ કેવું કહ્યું છે તે નીચે આપેલાં તેમનાં અનુભવપૂર્ણ વચનોથી વાચનારને વિદિત થશે.

શ્રી કુંદકુંદાચાર્ય દ્વાદશાનુપ્રેક્ષામા કહે છે :—

पंचविहे संसारे जाइजरामरणरोग भयपउरे ।
जिणमग्गमपेच्छंतो जीवो परिभमदि चिरकालं ॥२४॥

જન્મ, મરણ, રોગ અને ભયરૂપ મહાન દુઃખથી ભરેલા, આ દ્રવ્ય, ક્ષેત્રાદિ પાચ પ્રકારના સંસાર પરિવર્તનમાં આ જીવ શ્રી જિનેશ્વરના માર્ગને–આત્મધર્મને ન જાણવાથી દીર્ઘકાળ પર્યંત પરિભ્રમણ કર્યા કરે છે.

सव्वेपि पोग्गला खलु एगे भुत्तुज्झिया हु जीवेण ।
असयं अणंतखुत्तो पुग्गलपरियट्टसंसारे ॥२५॥

પ્રથમ પુદ્ગલ દ્રવ્યપરિવર્તનમાં આ એક જીવે સર્વ (અશેષ) પુદ્ગલ પરમાણુઓને વારંવાર અનંતવાર ગ્રહણ કરી, ભોગવીને છોડ્યાં છે.

सव्वम्हि लोयखेत्ते कमसो तण्णत्थि जण्ण उप्पण्णं ।
उग्गाहणेण बहुसो परिभमिदो खेत्तसंसारे ॥२६॥

બીજા ક્ષેત્રપરિવર્તનમાં આ જીવ વારંવાર સર્વ લોકાકાશના પ્રદેશોમાં ક્રમપૂર્વક જન્મ્યો છે. કોઈ એવું સ્થાન નથી કે જ્યાં બહુ

વાર જન્મ્યો ન હોય. અનેક પ્રકારના નાના મોટા દેહ ધારણ કરીને સંસારમાં બહુ ભમ્યો છે.

अवसप्पिणि उस्सप्पिणि समयावलियासु णिरवसेसेसु ।
जादो मुदो य बहुसो परिभमिदो कालसंसारे ॥२७॥

ત્રીજા કાળપરિવર્તનમાં આ જીવે ઉત્સર્પિણી અને અવસર્પિણીના બધા સમયોમાં બહુવાર જન્મ મરણ કર્યાં છે. કોઈ સમય બાકી નથી કે જેમાં આ જીવ અનંતવાર જન્મ્યો અને મર્યો ન હોય.

णिरयाउजहण्णादिसु जाव दु उवरिल्लवा दुगेवेज्जा ।
मिच्छत्तसंसिदेण दु बहुसो वि भवट्ठिदीब्भमिदा ॥२८॥

ચોથા ભવપરિવર્તનમાં નરકની જઘન્ય આયુથી માંડી ઊર્ધ્વ-લોકમાં ગ્રૈવેયિકની ઉત્કૃષ્ટ આયુપર્યંત સર્વ ભવો આ જીવે અનંતવાર મિથ્યાદર્શનના હેતુથી ધારણ કરી ભ્રમણ કર્યું છે.

सव्वे पयडिट्ठिदिओ अणुभागप्पदेसबंधठाणाणि ।
जीवो मिच्छत्तवसा भमिदो पुण भावसंसारे ॥२९॥

પાંચમા ભાવપરિવર્તનમાં આ જીવ મિથ્યાદર્શનના હેતુથી આઠ કર્મોનાં બધા પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ અને પ્રદેશ એ ચાર પ્રકારનાં બંધ સ્થાનકોને ધારણ કરતો વારંવાર ભમ્યો છે.

पुत्तकलत्तणिमित्तं अत्थं अज्जयदि पावबुद्धीए ।
परिहरदि दयादाणं सो जीवो भमदि संसारे ॥३०॥

જે જીવ પુત્ર અને સ્ત્રીના નિમિત્તે પાપ બુદ્ધિ કરી ધન પ્રાપ્ત કરે છે–કમાય છે, દયા, દાન, ધર્મનો ત્યાગ કરે છે, તે જીવ સંસારમાં ભ્રમણ કરે છે.

मम पुत्तं मम भज्जा मम धणधण्णोत्ति तिव्वकंखाए ।
चइऊण धम्मबुद्धिं पच्छा परिपडदि दीहसंसारे ॥३१॥

मारो पुत्र, मारी स्त्री, मारुं धन धान्यादि एवी तीव्र तृष्णाए करी, धर्मबुद्धिने परिहरी आ जीव दीर्घसंसारमां परिभ्रमण करे छे.

मिच्छोदयेण जीवो णिंदंतो जे ण भासिय धम्मं ।
कुधम्मकुलिंगकुतित्थं मण्णंतो भमदि संसारे ॥३२॥

मिथ्यादर्शनना उदयथी आ जीव जिनेश्वर कथित धर्मनी निंदा करे छे, मिथ्या धर्म, मिथ्या गुरु अने मिथ्या तीर्थनी मान्यता पूजा करे छे, अने संसारमा भ्रमण करे छे.

हंतूण जीवरासि महुमंसं सेविऊण सुरपाणं ।
परदव्वपरकलत्तं गहिऊण य भमदि संसारे ॥३३॥

आ जीव अनेक जंतु–प्राणी समूहने संहारे छे. मांस-मदिरानु सेवन करे छे, परद्रव्य अने स्त्रीने ग्रहण करे छे, तेथी संसारमा भमे छे.

जत्तेण कुणइ पावं विसयणिमित्तं च अहणिसं जीवो ।
मोहंधयारसहिओ तेण दु परिपडदि संसारे ॥३४॥

आ जीव मोहना अंधकारमां आंधळो थई रात्रिदिवस प्रयत्न करी विषयभोगोने अर्थे पाप करे छे, तेथी संसारमां परिभ्रमण करे छे.

संजोगविप्पजोगं लाहालाहं सुहं च दुक्खं च ।
संसारे भूदाणं होदि हु माणं तहावमाणं च ॥३६॥

आ संसारमां जीवोने संयोग-वियोग, लाभ-हानि, सुख-दुःख, मान-अपमान प्राप्त थया करे छे.

कम्मणिमित्तं जीवो हिंडदि संसारघोरकांतारे ।
जीवस्स ण संसारो णिच्चयणयकम्मणिम्मुक्को ॥३७॥

कर्मोने वश थई आ जीव भयानक संसार वनमां भमे छे.

નિશ્ચયનયથી વિચારે તો આ જીવને સંસાર છે જ નહિ. તે તો કર્મોથી ભિન્ન જ છે.

संसारमदिक्कंतो जीवोवादेयमिदि विचिंतिज्जो ।
संसारदुहक्कन्तो जीवो सो हेयमिदि विचिंतिज्जो ॥३८॥

જે જીવ સંસાર પાર પામ્યા છે તેમની અવસ્થા આદેય-ગ્રહણ કરવા યોગ્ય છે એમ વિચારવું. જે જીવ સંસારના દુઃખોમાં ફસાયલા છે તેમની અવસ્થા હેય-ત્યાગવા યોગ્ય છે એવું મનન કરવા યોગ્ય છે.

શ્રી કુંદકુંદાચાર્ય ભાવ પાહુડમાં પ્રકાશે છે કેઃ-

भीसणणरयगईए तिरियगईए कुदेवमणुयगईए ।
पत्तोसि तिव्वदुक्खं भावहि जिणभावणा जीव ॥८॥

ભયંકર નરકગતિમાં, તિર્યંચગતિમાં અને માઠી દેવગતિ તથા મનુષ્યગતિમાં હે જીવ! તું તીવ્ર દુઃખને પામ્યો, માટે હવે તો જિન ભાવના (જિન ભગવાન જે પરમશાતરસે પરિણમી સ્વરૂપસ્થ થયા તે પરમશાંતસ્વરૂપ ચિંતવના) ભાવ, ચિંતવ. જિન તે કષાયોને જીતવાવાળા પરમાત્માસ્વરૂપ છે.

सत्तसुणरयावासे दारुणभीसाइं असहणीयाइं ।
भुत्ताइं सुइरकालं दुःक्खाइं णिरंतरं सहिय ॥९॥

સાત નરક પૃથ્વીમા તીવ્ર, ભયાનક, અસહનીય દુઃખોને દીર્ઘકાળ પર્યંત નિરતર ભોગવતાં તેં દુઃખ સહ્યું છે.

खणणुत्तावणवालणवेयणविच्छेयणाणिरोहं च ।
पत्तोसि भावरहिओ तिरयगईए चिरंकालं ॥१०॥

હે જીવ! તેં તિર્યંચગતિમાં શુદ્ધ ભાવ પ્રાપ્ત ન કરવાથી ચિરકાળ પર્યંત ખોદવાનું, ગરમ થવાનું, બળવાનું, ધક્કા ખાવાનું, છેદાવાનું, રોકાવાનું દુઃખ પૃથ્વીકાયાદિમાં ક્રમથી પ્રાપ્ત કર્યું છે.

आगंतुक माणसियं सहजं सारीरियं च चत्तारि ।
दुक्खाइं मणुयजम्मे पत्तोसि अणंतयं कालं ॥११॥

હે જીવ! તું, મનુષ્યગતિમાં પુનઃ પુનઃ જન્મ ધારણ કરી અનંતકાળ સુધી અકસ્માત્ વજ્રપાત પડવા આદિનું, શોકાદિ માનસિક, કર્મદ્વારા સહજ ઉત્પન્ન રાગદ્વેષાદિનું તથા રોગાદિ શારીરિક એવા ચાર પ્રકારના દુઃખો પામ્યો છે.

सुरणिलएसु सुरच्छरविओयकाले य माणसं तिव्वं ।
संपत्तोसि महाजस दुक्खं सुहभावणारहिओ ॥१२॥

હે મહાયશસ્વી જીવ! તેં દેવોના સ્થાનમાં પ્રિય દેવ કે દેવીના વિયોગના સમયે તથા ઈર્ષા સંબંધી તીવ્ર માનસિક દુઃખો, શુદ્ધ આત્માની ભાવનાથી શૂન્ય હોઈ સહન કર્યાં છે.

पीओसि थणच्छीरं अणंतजम्मंतराइं जणणीणं ।
अण्णाण्णाण महाजस सायरसलिलाहु अहिययरं ॥१८॥

હે મહાયશસ્વી જીવ! (અજ્ઞાનથી કરી) અનંત જન્મો ધારણ કરી ભિન્ન ભિન્ન માતાના સ્તનોનુ પય તેં પીધું છે, જો એકત્ર કરીએ તો સમુદ્રના જલ કરતા પણ અધિક થશે.

तुह मरणे दुक्खेण अण्णण्णाणं अणेयजणणीणं ।
रुण्णाण णयणणीरं सायरसलिलाहु अहिययरं ॥१९॥

તુ ગર્ભથી બહાર નીકળી પછી મૃત્યુ પામ્યો ત્યારે ભિન્ન ભિન્ન જન્મોની અનેક માતાઓએ રુદન કર્યું, તેમનાં આંસુઓને એકત્ર કરે તો સમુદ્રના જલથી પણ અધિક થશે.

तिहुयण सलिलं सयलं पीयं तिण्हाए पीडिएण तुमे ।
तो वि ण तिण्हाछेओ जाओ चिंतेह भवमहणं ॥२३॥

હે જીવ! તેં ત્રણે લોકમાંનું સર્વ પાણી તરસની પીડાથી પીડિત

થઈ પીધું તો પણ તૃષા-તૃષ્ણા છીપી નહિ, હવે તું આ સંસારનો નાશ કરવાનો વિચાર કર.

छत्तीसं तिण्णि सया छावट्ठिसहस्सवारमरणाणि ।
अन्तोमुहुत्तमज्झे पत्तोसि निगोयवासम्मि ॥२८॥

હે જીવ! તેં એક શ્વાસોચ્છ્વાસના અઢારમા ભાગનું આયુષ્ય ધારણ કરી નિગોદની લબ્ધ્યપર્યાપ્ત અવસ્થામાં એક અંતર્મુહૂર્તમાં ૬૬૩૩૬ જન્મમરણ કર્યાં છે.

रयणत्तए अलद्धे एवं भमिओसि दीहसंसारे ।
इय जिणवरेहिं भणियं तं रयणत्तं समायरह ॥३०॥

શ્રેષ્ઠ રત્નત્રય સ્વરૂપ નિજધર્મ-આત્મસ્વરૂપની અપ્રાપ્તિના હેતુથી ઉપર જણાવ્યા પ્રમાણે આ દીર્ઘસંસારમાં તેં પરિભ્રમણ કર્યું છે. હવે તું રત્નત્રયનું સમ્યક્ આચરણ કર.

શ્રી કુંદકુંદસ્વામી પંચાસ્તિકાયમાં કહે છે :—

जो खलु संसारत्थो जीवो तत्तो दु होदि परिणामो ।
परिणामादो कम्मं कम्मादो होदि गदिसु गदी ॥१२८॥
गदिमधिगदस्स देहो देहादो इंदियाणि जायंते ।
तेहिं दु विसयग्गहणं तत्तो रागो व दोसो वा ॥१२९॥
जायदि जीवस्सेवं भावो संसारचक्कवालम्मि ।
इदि जिणवरेहिं भणिदो अणादिणिधणो सणिधणो वा ॥१३०॥

આ સંસારી જીવને રાગાદિ ભાવ થાય છે. તેના નિમિત્તથી આઠ કર્મોનો બંધ થાય છે કર્મોના ઉદયથી એક ગતિથી બીજી ગતિમાં જાય છે. જે ગતિમાં જાય છે ત્યાં સ્થૂલ દેહ ધારણ કરે છે. તે દેહમાં ઇંદ્રિયો હોય છે. તે ઇંદ્રિયો દ્વારા ભોગ્ય પદાર્થોને ભોગવે છે. અને વળી તેમાં પુનઃ રાગદ્વેષ થાય છે. એ રીતે આ સંસારરૂપી

ચક્રમાં જીવનું ભ્રમણ થયા કરે છે. કોઈને આ સંસાર અનાદિ અનંત હોય છે. તો કોઈને અનાદિ છતાં સાંત, અંતસહિત હોય છે.

શ્રી વટ્ટકેરસ્વામી મૂલાચાર દ્વાદશાનુપ્રેક્ષામાં કહે છે :—

मिच्छत्तेणोच्छण्णो मग्गं जिणदेसिदं अपेक्खंतो ।
भमिहदी भीमकुडिल्ले जीवो संसारकंतारे ॥१३॥

મિથ્યાદર્શનથી આવરિત અને જિનેશ્વરના ઉપદેશેલા માર્ગને ન દેખતો, ન શ્રદ્ધતો આ જીવ ભયંકર અને કુટિલ એવા સંસાર વનમાં ભ્રમણ કર્યા કરે છે. ૧૩

तत्थ जरामरणभयं दुक्खं पियविप्पओग वीहणयं ।
अप्पियसंजोगं वि य रोगमहावेदणाओ य ॥१६॥

આ સંસારમાં વૃદ્ધાવસ્થા, મૃત્યુ, ભય, દુઃખ, ભયાનક ઇષ્ટવિયોગ, અનિષ્ટસંયોગ, રોગ આદિ મહાવેદનાઓ આ જીવ સહન કર્યા કરે છે.

जायंतो य मरंतो जलथलखयरेसु तिरियणिरएसु ।
माणुस्से देवत्ते दुक्खसहस्साणि पप्पोदि ॥१७॥

આ જીવ પશુગતિ, નરકગતિ, મનુષ્યગતિ, દેવગતિ તથા જલચર, થલચર, નભચર પ્રાણીઓમાં જન્મતા અને મરતાં હજારો કષ્ટો ભોગવે છે.

संजोगविप्पओगा लाहालाहं सुहं च दुक्खं च ।
संसारे अणुभूदा माणं च तहावमाणं च ॥१९॥
एवं बहुप्पयारं संसारं विविहदुक्खथिरसारं ।
णाऊण विचिंतिज्जो तहेव लहुमेव णिस्सारं ॥२०॥

આ સસારને વિષે આ જીવે સંયોગ–વિયોગ, લાભ–અલાભ, સુખ–દુઃખ, માન–અપમાનનો અનુભવ કર્યો છે. આ પ્રકારે આ સંસારને અનેક પ્રકારના દરરોજ પ્રાપ્ત થતા વિવિધ દુઃખોના-સાર-

રૂપ જાણી, આ અસાર સંસાર જે ઉપાયે ટુંકો થાય એ ઉપાયનું ચિંતવન કરવું જોઈએ.

શ્રી સમંતભદ્રાચાર્ય સ્વયંભૂસ્તોત્રમા કહે છે :—

अनित्यमत्राणमहंक्रियाभिः प्रसक्तमिथ्याध्यवसायदोषम् ।
इदंजगज्जन्मजरान्तकार्त्तं निरञ्जनां शांतिमजीगमस्त्वम् ॥१२॥

આ જગત્ અનિત્ય છે, અશરણુ છે, અહંબુદ્ધિથી સંસારી જીવો મિથ્યાત્વભાવમાં વિશેષ આસક્ત છે. આ સંસારમાં સંસારી જીવો જન્મ, વૃદ્ધાવસ્થા અને મરણુથી આર્ત-દુઃખી છે. એવું જાણીને હે સંભવનાથ! આપ નિર્મળ-નિરંજન શાંતિને પ્રાપ્ત થયા છો.

स्वजीविते कामसुखे च तृष्णया दिवा श्रमार्त्ता निशि शेरते प्रजाः ।
त्वमार्य्य नक्तं दिवमप्रमत्तवानजागरेवात्मविशुद्धवर्त्मनि ॥४८॥

સંસારનાં પ્રાણીઓ પોતાનાં જીવન તથા કામભોગો માટેની તૃષ્ણાને વશ થઈ આખો દિવસ પરિશ્રમ કરી થાકી જાય છે. અને રાતના સુઈ રહે છે. એ પ્રકારે કોઈપણુ વખત તૃષ્ણાને અને સંસારનાં દુઃખોને દૂર કરી શકતા નથી એવું જાણીને હે શીતલનાથ! તમોએ પ્રમાદ ત્યાગી આ સંસારના નાશ માટે આત્માના વિશુદ્ધ વીતરાગ માર્ગમા સદા જાગૃત રહેવાનું સ્વીકાર્યું છે.

શ્રી શિવકોટિ મુનિ ભગવતી આરાધનામાં કહે છે :—

णिरयेसु वेयणाओ अणोवमाओ असादबहुलाओ ।
कायणिमित्तं पत्तो अणंतसो तं बहुविधाओ ॥१५६२॥

" હે મુનિ! આ સસારમાં શરીરના નિમિત્તે અસંયમીપણે પ્રવર્તી તેં એવાં કર્મો ઉપાર્જન કર્યા કે તેં નરકમાં જઈ બહુ પ્રકારની, ઉપમા રહિત બહુ અસાતાઓ સહિત વેદના અનંતવાર ભોગવી છે.

ताडणतासणबन्धण,-वाहणलंछणविहेडणं दमणं ।
कण्णच्छेदणणासा,-वेहणणिल्लंछणं चेव ॥१५८२॥

छेदणभेदणडहणं, णिच्छलणं गालणं छुहा तण्हा ।
भक्खणमद्दणमलणं, विकत्तणं सीदउण्हं च ॥१५८३॥
जं अत्ताणो णिप्पडियम्मो बहुवेदणद्दिओ पडिओ ।
बहुएहिं मदो दिवसेहिं, चडयडंतो अणाहो तं ॥१५८४॥
रोगा विविधा बाधाउ, तह य तिव्वं भयं च सव्वत्तो ।
तिव्वा उ वेदणाओ, धाडणपादाभिघादा य ॥१५८५॥
इच्चेवमादि दुक्खं, अणंतखुत्तो तिरिक्खजोणीए ।
जं पत्तो सि अदीदे, काले चिंतेहि तं सव्वं ॥१५८७॥

હે મુનિ! તેં તિર્યંચગતિમાં અનેક પ્રકારની વેદનાઓ ભોગવી છેઃ—લાઠી, ડફણાં ને ચાબુકોનો માર ખાધો છે; શસ્ત્રોનો ત્રાસ સહ્યો છે; બંધનનું, નાક વીંધાવાનું, હાથપગ બંધાવાનું, પીંજરામાં પુરાવાનું તીવ્ર દુઃખ સહ્યું છે; કાન-નાક છેદાવાનું, શસ્ત્રોથી વીંધાવાનું, ઘસડાવાનું આદિ કષ્ટો પણ અનુભવ્યાં છે; ઘણો ભાર ઉપાડવાથી હાડકાં પણ ભાગ્યાં છે; અતિઘણો સામાન પીઠ પર ઊચકી ઘણે દૂર સુધી રાત દિવસ ચાલવું પડવાથી વેદના પામ્યો છે; અગ્નિમાં બળવાનું, જલમાં ડૂબવાનું, પરસ્પર ભક્ષણ થવાનું, ભૂખ, તરસ, શરદી, ગરમી આદિ તીવ્ર વેદનાનું, પીઠ ગળી જવાનું, નિર્બળ થઈ કાદવમા પડી રહેવાનું, તીવ્ર તાપમા પડી રહી તપવાનું આદિ અનેક પ્રકારનાં કષ્ટો તે સહ્યાં છે. જે જે દુઃખો તું પામ્યો છે તેનો વિચાર કર. તું વિવિધ વ્યાધિઓનો ભોગ થયો છે, ચારે બાજુથી ભયથી ડરતો રહ્યો છે, દુષ્ટ મનુષ્ય અને પશુઓ તરફથી તીવ્ર કષ્ટ પામ્યો છે, વચનનો તિરસ્કાર સહ્યો છે, પગોનો માર ખાઈ-પગ નીચે કચડાઈ દીર્ઘકાળ સુધી દુઃખી થયો છે. એવાં અનેક દુઃખો અનંતવાર તિર્યંચ યોનિમાં ભૂતકાળમાં ભોગવ્યાં છે. એ બધાનો હે મુનિ! હવે તું વિચાર કર.

देवत्तमाणुसत्ते जं ते जाएण सकयकम्मवसा ।
दुक्खाणि किले सा वि य, अणंतखुत्ता समणुभूदं ॥१५८८॥

હે મુનિ! પોતાનાં જ કરેલાં કર્મોને વશ થઈ દેવ અને મનુષ્ય ગતિમાં ઉત્પન્ન થઈ અનંતવાર અનેક દુઃખો તેં ભોગવ્યાં છે.

जं गब्भवासकुणिमं, कुणिमाहारं छुहादिदुक्खं च ।
चिंतं-तस्स य सुचियसुहिदस्स दुक्खं चयणकाले ॥१६०१॥

મૃત્યુ સમયે દેવોને ચિંતવન થાય છે કે હવે મારું તિર્યંચ કે મનુષ્યગતિના ગર્ભમાં જવું થશે, દુર્ગંધમય ગર્ભમાં રહેવું પડશે, ગંધાતો આહાર કરવો પડશે, ભૂખ-તરસ સહવી પડશે; એવા વિચારથી અત્યંત કષ્ટ પામે છે.

આ મનુષ્ય પર્યાયમાં નિર્ધનતાનું, સાત ધાતુમય મલીન, રોગથી ભરપૂર દેહનુ ધારવું, અનાર્ય દેશમાં વસવું, સ્વચક્ર-પરચક્રનું દુઃખ સહવું, વૈરી સમાન સંબધીઓમા રહેવુ, કુપુત્રનુ પામવુ, દુષ્ટ સ્ત્રીની સંગતિ પામવી, નીરસ આહારનુ મળવું, અપમાન સહવુ, ચોર, દુષ્ટ, રાજા, મંત્રી અને કોટવાળ દ્વારા ઘોર દુઃખ પામવું, દુઃકાળમાં કુટુંબીઓનો વિયોગ સહવો, પરાધીન થવુ, દુર્વચન સહવું, ભૂખ-તરસ આદિથી પીડાવું આદિ દુઃખોથી ભરપૂર એવો મનુષ્યજન્મ છે.

तण्हा अणंतखुत्तो, संसारे तारिसी तुमं आसि ।
जं पसमेदुं सव्वोदधीणमुदगं पि ण तीरेज्ज ॥१६०५॥
आसी अणंतखुत्तो, संसारे ते छुधा वि तारिसिया ।
जं पसमेदुं सव्वो, पुग्गलकाओ ण तीरिज्ज ॥१६०६॥

હે મુનિ! સંસારમાં તરસની એવી તીવ્ર વેદના અનંતવાર તેં ભોગવી છે કે જેને શાંત કરવાને સર્વ સમુદ્રનું જલ પણ સમર્થ થાય નહિ. એવી ક્ષુધાની વેદના તેં અનંતવાર ભોગવી છે કે જેને શાંત કરવાને સર્વ પુદ્‌ગલકાય પણ સમર્થ થાય નહિ.

जावं तु किंचि दुक्खं, सारीरं माणसं च संसारे ।
पत्तो अणंतखुत्तं कायस्स ममत्तिदोसेण ॥१६६७॥

હે મુનિ! આ સંસારમાં જે જે શારીરિક અને માનસિક દુઃખો અનંતવાર પ્રાપ્ત થયાં છે તે સર્વ આ શરીરમાં મમતારૂપી દોષથી પ્રાપ્ત થયાં છે.

णत्थिभयं मरणसमं, जम्मणसमयं ण विज्जदे दुक्खं ।
जम्मणमरणादं कं छिण्णममतिं सरीरादो ॥१६६९॥

આ સંસારમાં મરણ સમાન કોઈ ભય નથી; જન્મ સમાન કોઈ દુઃખ નથી; માટે જન્મ અને મરણથી વ્યાપ્ત આ શરીરથી મમતા ત્યાગ.

શ્રી પૂજ્યપાદસ્વામી સર્વાર્થસિદ્ધિમા કહે છે :—

अत्र जीवा–अनादिसंसारेऽनन्तकालं नानायोनिषु दुःखं भोगं भोगं पर्यटन्ति । न चात्र किंचिन्नियतमस्ति । जलबुद्बुदोपमं जीवितं, विद्युन्मेघादिविकारचपलाभोगसम्पदइत्येवमादि जगत्स्वभावचिंतनात् संसारात् संवेगो भवति ॥१२–७॥

આ જગતમા જીવો અનાદિ કાળથી અનંતકાળ સુધી નાના યોનિઓમાં દુઃખ ભોગવતાં ભ્રમણ કર્યા કરે છે. આ જીવન જળના પરપોટા સમાન ક્ષણિક છે. વિજળીના ચમકારા સમાન અને વાદળોના વિખરવા સમાન ભોગ સમ્પદા ચંચળ–અસ્થિર છે. એવા જગતના સ્વભાવના ચિંતવનથી સંસારથી સંવેગ ઉદાસીનતા આવે છે.

શ્રી પૂજ્યપાદસ્વામી સમાધિશતકમાં કહે છે :—

मूलं संसारदुःखस्य देह एवात्मधीस्ततः ।
त्यक्त्वैनां प्रविशेदन्तर्बहिरव्यापृतेंद्रियः ॥१५॥

આ શરીર સંસારના દુઃખોનું મૂળ છે. તેથી આત્મજ્ઞાનીએ તેનું મમત્વ ત્યાગી અને ઇંદ્રિયોથી વિરક્ત થઈ અંતરમાં પ્રવેશ કરવો જોઈએ. અંતરાત્મામાં સ્થિર થવું જોઈએ.

शुभं शरीरं दिव्यांश्च विषयानभिवांछति ।
उत्पन्नात्ममतिर्देहे तत्त्वज्ञानी ततश्च्युतिम् ॥४२॥

શરીરને વિષે આત્મબુદ્ધિ છે જેની એવો અજ્ઞાની સુંદર શરીર અને મનોહર વિષય ભોગોની સદા વાંછા કર્યા કરે છે. પરંતુ તત્ત્વજ્ઞાની તેથી છૂટવાને ઇચ્છે છે; આ શરીરને ચાહતા નથી.

जगद्देहात्मदृष्टीनां विश्वास्यं रम्यमेव च ।
स्वात्मन्येवात्मदृष्टीनां क्व विश्वासः क्व वा रतिः ॥४९॥

દેહને વિષે આત્મબુદ્ધિવાનને આ સંસાર વિશ્વાસ કરવા યોગ્ય અને રમણિય ભાસે છે. પણ નિજ આત્માને વિષે આત્મબુદ્ધિવંત જીવોને નથી તેમાં વિશ્વાસ કે નથી તેમાં રતિ-પ્રિયતા.

स्वबुद्धया यावद्गृह्णीयात् कायवाक्चेतसां त्रयम् ।
संसारस्तावदेतेषां भेदाभ्यासे तु निर्वृतिः ॥६२॥

મન, વચન અને કાયા એ ત્રણ જ્યાં સુધી આત્મબુદ્ધિએ ગ્રહણ કરે છે—માને છે ત્યાં સુધી તે જીવોનો સંસાર-સંસારનાં દુઃખો ઊભાં છે. પરંતુ આત્મા અને મન-વચન-કાયાને ભિન્ન ભિન્ન વિચારવાનો અભ્યાસ કરવાથી સંસારનો નાશ થાય છે.

શ્રી પૂજ્યપાદસ્વામી ઇષ્ટોપદેશમાં પ્રકાશે છે કે :—

विपद्भवपदावर्ते पदिकेवातिबाह्यते ।
यावत्तावद्भवत्यन्याः प्रचुरा विपदः पुरः ॥१२॥

આ સંસારરૂપ ઘટમાળમાં એટલી વિપત્તિઓ છે કે જ્યાં એક દૂર થાય છે કે તરત બીજી અનેક વિપત્તિઓ સામી આવી ઊભી રહે છે.

विपत्तिमात्मनो मूढः परेषामिव नेक्षते ।
दह्यमानमृगाकीर्णवनांतरतरुस्थवत् ॥१४॥

જેમ કોઈ મનુષ્ય વનમાં વૃક્ષ ઉપર બેઠા બેઠા જુએ કે વનમાં આગ લાગી છે, હરણાંઓ ભાગી જાય છે, પરંતુ તે પોતે ભાગી જતો નથી, તેમ એ પણ વિચારતો નથી કે પોતે બેઠો છે તે વૃક્ષને પણ અગ્નિ બાળી નાખશે! એ પ્રકારે સંસારમાં મૂર્ખ પ્રાણીઓ બીજાઓની આપત્તિઓ જુવે છે પરંતુ તેવી જ આપત્તિઓ પોતા ઉપર આવવાની, પોતાનું પણ મૃત્યુ થશે એવો વિચાર કરતો નથી.

શ્રી ગુણભદ્રાચાર્ય આત્માનુશાસનમાં વદે છેઃ—

संसारे नरकादिषु स्मृतिपथेऽप्युद्वेगकारीण्यलं ।
दुःखानि प्रतिसेवितानि भवता तान्येवमेवासताम ॥
तत्तावत्स्मरसि स्मरस्मितशितापाङ्गैरनङ्गायुधै-
र्वामानां हिमदग्धमुग्धतरुवद्यत्प्राप्तवान्निर्धनः ॥५३॥

હે જીવ! આ સંસારમા તેં નરકાદિયોનિમાં અત્યંત દુઃખો ભોગવ્યા છે, જેનું સ્મરણ થતા જ આકુળતા ઊપજે છે. તે દુઃખોની વાત તો બાજુ પર રહી પરંતુ આ મનુષ્ય ભવમાં તું નિર્ધન થયો છે, છતાં નાના પ્રકારના વિષય ભોગોનો અભિલાષી છે. કામપૂર્ણ સ્ત્રીઓના મંદહાસ્ય અને કામદેવના બાણ સમાન તીક્ષ્ણ નેત્રકટાક્ષોથી વીંધાયેલો તું હિમથી બળેલા વૃક્ષ સમાન દશાને પ્રાપ્ત થયો છે. આ દુઃખનો વિચાર કર. કામની તૃષ્ણા માત્ર પણ અતિ દુઃખદાય છે.

उत्पन्नोस्यतिदोषधातुमलवद्देहोसि कोपादिमान ।
साधिव्याधिरसि प्रहीणचरितोस्यऽस्यात्मनो वञ्चकः ॥
मृत्युव्यात्तमुखान्तरोऽसि जरसा ग्रस्तोसि जन्मिन् वृथा-
किं मत्तोऽस्यसि किं हितारिरहितो किं वासि वद्धस्पृहः ॥५४॥

હે અનંત જન્મો ધારણ કરનાર, અજ્ઞાની જીવ! તું આ સંસારમાં અનેક યોનિઓમાં ઉત્પન્ન થયો છે. દોષમય ધાતુઓથી

બનેલું આ તારું શરીર અતિ મલિન છે. તું ક્રોધાદિ કષાયોથી યુક્ત છે. શરીરના રોગ અને મનની ચિંતાઓથી પીડાયેલો છે. હીન આચારમાં ફસાયો છે. પોતાના આત્માને જ ઠગી રહ્યો છે. જન્મ અને મરણની વચ્ચે પડેલો છે. વૃદ્ધાવસ્થાથી સંતાપિત છે તો પણ વૃથા મત્ત-ગાંડો થઈ રહ્યો છે. એમ જણાય છે કે તું આત્માના હિતનો શત્રુ છે, તારી ઇચ્છા તારું પોતાનું બગાડવાની જ ભાસે છે.

उग्रग्रीष्मकठोरघर्मकिरणस्फूर्जद्गभस्तिप्रभैः ।
संतप्तः सकलेन्द्रियैरयमहो संवृद्धतृष्णो जनः ॥
अप्राप्याभिमतं विवेकविमुखः पापप्रयासाकुल-
स्तोयोपान्तदुरन्तकर्दमगतक्षीणोक्षवत् क्लिश्यते ॥५५॥

તીવ્ર ગરમ ઋતુના સૂર્યના તપેલા કિરણો સમાન ઇંદ્રિયોના વિષયોની ઇચ્છાઓથી મનુષ્ય વ્યાકુલ થઈ રહ્યો છે. એની તૃષ્ણા દિન પ્રતિદિન વધતી રહી છે. ઇચ્છાનુકૂળ પદાર્થોની અપ્રાપ્તિથી વિવેક રહિત થઈ અનેક પાપમય ઉપાયો કરતો આકુલવ્યાકુલ થઈ રહ્યો છે. પાણી પાસેના ઊંડા કાદવમાં ફસાયેલા ઘરડા નિર્બળ બળદની માફક તે દુઃખી થઈ રહ્યો છે.

शरणमशरणं यो वन्धवो बंधमूलं ।
चिरपरिचितदारा द्वारमापद्गृहाणाम् ॥
विपरिमृशत पुत्राः शत्रवः सर्वमेतत् ।
त्यजत भजत धर्मं निर्मलं शर्मकामाः ॥६०॥

જેનું તું શરણ લે છે, જેને તું રક્ષક સમજે છે તે અશરણ છે તને મરણથી બચાવી શકતાં નથી; આ ભાઈ-બન્ધુ સર્વ સ્નેહના બંધનનું મૂળ છે; દીર્ઘકાળથી પરિચયમાં આવેલ નારી સ્ત્રી (દારા) અનેક આપદાઓને રહેવાના ઘરનું દ્વાર છે; આ તારા પુત્રો સ્વાર્થના સગા તારા શત્રુ છે; એવો વિચાર કરી એ બંધનો તું ત્યાગ કર અને સુખને ઇચ્છતો હોય તો નિર્મળ પવિત્ર ધર્મનું સેવન કર.

अवश्यं नश्वरैरेभिरायुःकायादिभिर्यदि ।
शाश्वतं पदमायाति मुधाऽऽयातमवेहि ते ॥७०॥

આ આયુષ્ય શરીરાદિ અવસ્ય નાશ પામવાનાં છે. તો જો એ નશ્વર આયુષ્ય શરીરાદિની મમતા મૂકવાથી શાશ્વત મોક્ષપદ તું પ્રાપ્ત કરી શકે છે તો તે સહેજે તને મફત મળે છે એમ જાણ.

गलत्यायुः प्रायः प्रकटितघटीयन्त्रसलिलं ।
खलः कायोप्यायुर्गतिमनुपतत्येष सततम् ॥
किमस्यान्यैरन्यैर्द्वयमयमिदं जीवितमिह ।
स्थिता भ्रान्त्या नावि स्वमिव मनुते स्थास्नुमपधीः ॥७२॥

આ આયુષ્ય પ્રત્યક્ષ રેંટના ડબલાંના પાણી માફક ક્ષણે ક્ષણે ઢળી રહ્યું છે. આ દુષ્ટ શરીર પણ આયુષ્યની ગતિ અનુસાર નિરંતર પતનશીલ છે,. વિણસતું છે, જર્જરિત થાય છે. જેનાથી જીવન છે તે આયુષ્ય અને શરીર જ ક્ષણભંગુર-વિનાશિક છે તો પુત્ર, સ્ત્રી અને ધનધાન્યાદિના સંબંધની તો વાત જ શું ? તે તો જવાનાં જ છે. તો પણ કોઈ નાવમાં બેઠેલો પુરુષ ચાલતો હોવા છતાં પોતાને ભ્રાન્તિથી સ્થિર માની લે છે તેમ આ અજ્ઞાની પોતાને સ્થિર માને છે.

वाल्ये वेत्सि न किंचिदप्यपरिपूर्णांगो हितं वाहितं ।
कामान्धः खलु कामिनीद्रुमघने भ्राम्यन्वने यौवने ॥
मध्ये वृद्धतृषार्जितुं वसु पशुः क्लिश्नासि कृष्यादिभि-
र्वृद्धो वार्धमृतः क्व जन्मफलितं धर्मो भवेन्निर्मलः ॥८८॥

હે જીવ ! બાલ્યાવસ્થામાં તું પૂર્ણાંગ ન પામીને (ઉગતી અવસ્થામાં) પોતાના હિત અને અહિતને જાણતો નથી. યુવાવસ્થામાં સ્ત્રીરૂપી વૃક્ષોના ઘાડા વનમાં ભ્રમણ કરતો કામભાવથી આંધળો થઇ રહે છે. મધ્યમ વયમાં વધેલી તૃષ્ણાથી ધન કમાવા પશુ સમાન ખેતી આદિ કાર્યો કરતાં ક્લેશ-દુઃખ પામે છે. વૃદ્ધાવસ્થામાં અધ-

મુઓ થઈ રહે છે. તો વિચાર કે મનુષ્યભવ સફળ કરવાનું પવિત્ર નિર્મળ ધર્મનું પાલન-સેવન ક્યાં કરીશ?

सर्वत्रोद्गतशोकदावदहनव्याप्तं जगत्काननं ।
मुग्धास्तत्र वधू मृगी गतधियस्तिष्ठंति लोकैणकाः ।
कालव्याध इमान्निहंति पुरतः प्राप्तान् सदा निर्दयः ।
तस्माज्जीवति नो शिशुर्न च युवा वृद्धोपि नो कश्चन ॥३४॥

આ સંસારરૂપી વન સર્વ સ્થાને શોકરૂપી દાવાનળથી વ્યાપ્ત છે. ત્યાં બિચારા ભોળા લોકરૂપી હરણ, સ્ત્રીરૂપી હરણી (મૃગી) માં પ્રેમ કરી રહ્યા છે ત્યાં અચાનક કાળરૂપી શિકારી આવી નિર્દયી થઈ સામેથી એમને મારે છે. એટલે મરણથી નથી તો બાળક બચતું, નથી તો યુવાન બચતો કે નથી વૃદ્ધ બચતો. આ જગતમાં મૃત્યુ સર્વની ઘાત કરે છે.

वांछत्येव सुखं तदत्र विधिना दत्तं परं प्राप्यते ।
नूनं मृत्युमुपाश्रयन्ति मनुजास्तत्राप्यतो बिभ्यति ॥
इत्थं कामभयप्रसक्तहृदया मोहान्मुधैव ध्रुवं ।
दुःखोर्मिप्रचुरे पतंति कुधियः संसारघोरार्णवे ॥३६॥

આ સંસારમાં આ જીવ નિરંતર ઇંદ્રિયજનિત સુખોની જ ઈચ્છા કરે છે. પરંતુ તે પુણ્યનો ઉદય હોય એટલુજ મળે છે. ઈચ્છાનુસાર મળતું નથી. સર્વ જીવને મુત્યુ અવશ્ય આવવાનું છે. તેથી આ જીવ મૃત્યુથી ભય પામે છે. એવો આ કુબુદ્ધિ જીવ કામ વિષયની તૃષ્ણાનો માર્યો અને ભયથી ભયભીત થઈ મોહથી મિથ્યા દુઃખરૂપી તરંગોથી ભરપૂર આ ભયાનક સંસારસમુદ્રમાં પડે છે.

आपन्मयसंसारे क्रियते विदुषा किमापदि विषादः ।
कस्त्रस्यति लंघनतः प्रविधाय चतुःपथे सदनं ॥४६॥

આ સંસાર આપત્તિઓનું ઘર છે. રોગ, શોક, ઇષ્ટવિયોગ અનિષ્ટ સંયોગ, જરા-મરણરૂપી આપદાઓ અહીં આવવાની છે તો

વિદ્વાનોએ આપદા આવે ત્યારે શોક શા માટે કરવો જોઈએ? જે કોઇ (જાહેર) ચાર રસ્તાં ઉપર પોતાનું મકાન બનાવે તો બધા લોકો તેને ઓળંગીને જાય, એનાથી કોણ ભય પામે?

स्वकर्मव्याघ्रेण स्फुरितनिजकालादिमहसा ।
समाघ्रातः साक्षाच्छरणरहिते संसृतिवने ॥
प्रिया मे पुत्रा मे द्रविणमपि मे मे गृहमिदं ।
वदन्नेवं मे मे पशुरिव जनो याति मरणं ॥४८॥

જેમ અશરણ વનમાં બળવાન સિંહથી પકડાયેલ પશુ મેં મેં કરતું મરી જાય છે, તેમ આ શરણ રહિત સંસારરૂપી વનમાં ઉદય પ્રાપ્ત પોતાનાં કર્મરૂપી સિંહથી પકડાયેલ પ્રાણી મારી સ્ત્રી, મારો પુત્ર, મારું ધન, મારું ઘર એમ પશુની સમાન મારું મારું (મે મે) કરતો મૃત્યુને પ્રાપ્ત થાય છે.

लोका गृहप्रियतमासुतजीवितादि ।
वाताहतध्वजपटाग्रचलं समस्तं ॥
व्यामोहमत्र परिहृत्य धनादिमित्रे ।
धर्मे मतिं कुरुत किं बहुभिर्वचोभिः ॥५४॥

હે, લૌકિક જનો! આ ઘર, સ્ત્રી, પુત્ર, જીવન આદિ સર્વ પદાર્થો પવનથી હાલતી ધ્વજાના કપડાના અગ્ર ભાગ જેવા ચંચલ છે, વિનાશિક છે. તેથી ધન અને મિત્ર આદિના મોહને ત્યાગીને ધર્મ સાધનમાં બુદ્ધિને ધારણ કરો. વધારે વચનો કહેવાથી શું?

શ્રી અમિતગતિ આચાર્ય તત્ત્વભાવના—બૃહત્ સામાયિક પાઠમાં ભાખે છે:—

असिमसिकृषिविद्याशिल्पवाणिज्ययोगै—
स्तनुधनसुतहेतोः कर्म यादृक् करोषि ॥
सकृदपि यदि तादृक् संयमार्थं विधत्से ।
सुखममलमनंतं किं तदा नाऽश्नुषेऽलं ॥६६॥

હે મૂઢ પ્રાણી! તું શરીર, ધન, પુત્રના માટે અસિકર્મ, મસિકર્મ, વિદ્યાકર્મ, શિલ્પકર્મ તથા વાણિજ્ય કર્મમાં જેટલો પરિશ્રમ કરે છે, તેટલો પરિશ્રમ એકવાર તું સંયમ માટે (આત્મામાં સ્થિર થવા) માટે) જો કરે તો શું તું નિર્મળ—અનંત સુખનો ભોક્તા ન થાય?

दिनकरकरजाले शैत्यमुष्णत्वमिंदोः ।
सुरशिखरिणि जातु प्राप्यते जंगमत्वं ॥
न पुनरिह कदाचित् घोरसंसारचक्रे ।
स्फुटमसुखनिधाने भ्राम्यता शर्म पुंसा ॥६८॥

કદી સૂર્યનાં કિરણો ઠંડાં પડી જાય, ચંદ્ર ગરમ થઇ જાય, મેરૂ પર્વત હાલવા લાગે, તો પણ આ ભયંકર ચક્રમાં ભ્રમણ કરતાં પ્રાણીને સાચું સુખ પ્રાપ્ત થઈ શકતું નથી.

श्वभ्राणामविसह्यमंतरहितं दुर्जल्पमन्योन्यजं ।
दाहच्छेदविभेदनादिजनितं दुःखं तिरश्चां परं ॥
नृणां रोगवियोगजन्ममरणं स्वर्गौकसां मानसं ।
विश्वं वीक्ष्य सहेति कष्टकलितं कार्या मतिर्मुक्तये ॥७१॥

હે ભવ્યાત્મા! આ જગત સર્વદા દુઃખોથી ભરપૂર છે, એમ જાણી આ સંસારથી છૂટવાની બુદ્ધિ કર, પ્રયત્ન કર. નારકીઓને અસહ્ય, અનંત અને વચનથી કથ્યાં ના જાય એવાં પરસ્પર ઉત્પન્ન કરેલાં દુઃખો છે. તિર્યંચોને અગ્નિમાં બળવાથી, છેદાવાથી, ભેદાવાથી ઉત્પન્ન થતાં દુઃખો છે મનુષ્યોને રોગ, વિયોગ જન્મ અને મરણનાં કષ્ટો છે. સ્વર્ગમાં દેવોને માનસિક દુઃખો છે, એમ ચારે ગતિને વિષે દુઃખ છે. માટે હે જીવ! આ સંસારથી છૂટવાનો પ્રયત્ન કર.

यावच्चेतसि बाह्यवस्तुविषयः स्नेहः स्थिरो वर्तते ।
तावन्नश्यति दुःखदानकुशलः कर्मप्रपंचः कथं ॥
आर्द्रत्वे वसुधातलस्य सजटाः शुष्यंति किं पादपाः ।
मृज्जत्तापनिपातरोधनपराः शाखोपशाखिन्विताः ॥१६॥

જ્યાં સુધી બાહ્ય પદાર્થો પ્રત્યેનો રાગભાવ, ચિત્તમાં દૃઢતાથી વર્તે છે, ત્યાં સુધી દુઃખ આપનાર કર્મોનો કેવી રીતે નાશ થઈ શકે? પાણીથી ભીંજાયેલ પૃથ્વી જ્યાં સુધી છે ત્યાં સુધી એની ઉપરનું-સૂર્યતાપને રોકનાર અનેક શાખાઓવાળું વૃક્ષ કેવી રીતે સૂકાઈ જાય?

रामाः पापाविरामास्तनयपरिजना निर्मिता बह्वनर्था ।
गात्रं व्याध्यादिपात्रं जितपवनजवा मूढलक्ष्मीरशेषा ॥
किं रे दृष्टं त्वयामन् भवगहनवने भ्राम्यता सौख्यहेतु-
र्येन त्वं स्वार्थनिष्ठो भवसि न सततं बाह्यमत्यस्य सर्वं ॥९८॥

હે મૂઢ! આ સ્ત્રી પાપનું સ્થાનક છે. આ પુત્ર-પરિવાર અનેક અનર્થોનું કારણ છે. આ શરીર રોગ-શોકથી પીડિત છે. સંપૂર્ણ લક્ષ્મી-સંપત્તિ પવનથી પણ અધિક ચંચળ છે. આ સંસારરૂપી ભયાનક વનમાં હે આત્મા! તેં એવું શું જોયું કે તું સર્વ બાહ્ય પદાર્થોનો ત્યાગ કરી પોતાના આત્મહિતમાં સદાને માટે લીન નથી રહેતો?

सकललोकमनोहरणक्षमाः करणयौवनजीवितसंपदः ।
कमलपत्रपयोलवचञ्चलाः किमपि न स्थिरमस्ति जगत्रये ॥१०९॥

સર્વ જનના મનને હરવામાં સમર્થ ઇંદ્રિયો, યૌવન, જીવન અને સંપદા એ કમળના પાન ઉપર રહેલ પાણીના ટીપા સમાન ચંચળ છે. આ ત્રણે જગતમાં કોઈ પણ પર્યાય સ્થિર નથી.

जननमृत्युजरानलदीपितं- जगदिदं सकलोऽपि विलोकते ।
तदपिधर्ममतिं विदधाति नो रतमना विषयाकुलितो जनः ।११८।

આ સકલ સંસાર જન્મ મૃત્યુ અને વૃદ્ધાવસ્થારૂપી અગ્નિથી પ્રજ્વલિત છે, એમ જોવા છતાં પણ આ વિષયાગ્નિથી આકુલિત

પ્રાણી એમાંજ મનને લીન કરે છે. અને ધર્મ સાધનમાં જરા પણ બુદ્ધિ જોડતો નથી, મન લગાવતો નથી.

શ્રી શુભચંદ્રાચાર્ય જ્ઞાનાર્ણવમાં પ્રકાશે છે કેઃ—

चतुर्गतिमहावर्ते दुःखवाडवदीपिते ।
भ्रमन्ति भविनोऽजस्रं वराका जन्मसागरे ॥१॥

ચાર ગતિરૂપ મહાન ભમરાવાળા અને દુઃખરૂપી વડવાનળથી બળતા આ સંસારરૂપી સમુદ્રમાં જગતના દીન પ્રાણીઓ નિરંતર ભમ્યા કરે છે.

रूपाण्येकानि गृह्णाति त्यजत्यन्यानि सन्ततम् ।
यथा रंगेऽत्र शैलूषस्तथायं यन्त्रवाहक· ॥८॥

જેમ રંગભૂમિને વિષે નટ અનેક વેષને ધારણ કરે છે અને છોડે છે, તેમ આ પ્રાણી સદા ભિન્ન ભિન્ન રૂપોને ધારણ કરે છે અને ત્યાગે છે.

देवलोके नृलोके च तिरश्चि नरकेऽपि च ।
न सा योनिर्न तद्रूपं न तद्देशो न तत्कुलम् ॥१२॥

આ સંસારની દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરક એ ચાર ગતિમાં પરિભ્રમણ કરતા એવા આ જીવને એવી કોઈ યોનિ નથી, રૂપ નથી, પ્રદેશ નથી, કુલ નથી, સુખ દુઃખ નથી, પર્યાય નથી કે જે પરિભ્રમણ કરતાં પ્રાપ્ત થયાં ન હોય.

भूपः कृमिर्भवत्यत्र कृमिश्चामरनायकः ।
शरीरी परिवर्त्तत कर्मणा वञ्चितो बलात् ॥१३॥

આ સંસારમાં આ પ્રાણી કર્મથી ઠગાઈ પરવશપણે પરિભ્રમણ કરે છે. રાજા મરીને કૃમિ થાય છે અને કૃમિ મરી ઈન્દ્ર થાય છે.

माता पुत्री स्वसा भार्या सैव संपद्यतेऽङ्गजा ।
पिता पुत्रः पुनः सोऽपि लभते पौत्रिकं पदम् ॥१६॥

આ સંસારમાં માતા મરીને પુત્રી થાય છે. બ્હેન મરીને સ્ત્રી થાય છે. તે સ્ત્રી મરીને પુત્રી થાય છે. પિતા મરીને પુત્ર થાય છે. વળી તે મરીને પૌત્ર થાય છે. એમ ઉલટાસુલટી થયા કરે છે.

श्वभ्रे शूलकुठारयन्त्रदहनक्षारक्षुरव्याहतै-
स्तिर्यक्षु श्रमदुःखपावकशिखासंभारभस्मीकृतैः ।
मानुष्येऽप्यतुलप्रयासवशगैर्देवेषु रागोद्धतैः
संसारेऽत्र दुरन्तदुर्गतिमये बम्भ्रम्यते प्राणिभिः ॥१७॥

આ દુરંત અને દુર્ગતિમય સંસારમાં જીવ નિરંતર ભ્રમણ કરે છે. નરકમાં શૂલી, કુહાડી, ઘાણી, અગ્નિ, ક્ષાર, જળ, છરા, કટારી આદિથી પ્રાપ્ત પીડાઓથી, અનેક પ્રકારની યાતના ભોગવે છે. તિર્યંચ ગતિમાં અગ્નિની જ્વાળાઓના સમૂહ (ભાર)થી ભસ્મીભૂત થઈ ખેદ અને દુઃખ પામે છે મનુષ્ય ગતિમાં પણ અતુલ તીવ્ર પરિશ્રમ કરતાં અનેક પ્રકારના કષ્ટને પ્રાપ્ત હોય છે. દેવગતિમાં રાગભાવથી ઉદ્ધત થઈ દુઃખ અનુભવે છે.

શ્રી જ્ઞાનભૂષણ ભટ્ટારક તત્ત્વજ્ઞાન તરંગિણીમાં કહે છે કેઃ—

दृश्यंते गंधनादावनुजसुतसुतामीरुपित्रंबिकासु
ग्रामे गेहे खभोगे नगनगरखगे वाहने राजकार्ये ।
आहार्येऽगे वनादौ व्यसनकृषिमुखे कूपवापीतडागे
रक्ताश्च प्रेषणादौ यशसि पशुगणे शुद्धचिद्रूपके न ॥२२-११॥

આ સંસારમાં કોઈ મનુષ્યો અત્તરાદિ સુગંધિ પદાર્થોમાં રાગી જણાય છે. નાના ભાઈ, પુત્ર, પુત્રી, સ્ત્રી, પિતા, માતા, ગામ, ઘર, ઇંદ્રિયના ભોગ, પર્વત, નગર, પક્ષી, વાહન, રાજકાર્ય, આહાર, શરીર, વનાદિ, સાત વ્યસન, ખેતી, કૂવા, વાવ, સરોવર આદિમાં રાગ કરવાવાળા ઘણા છે. ઘણા તો વ્યાપાર લેવડદેવડમાં, યશ લાભમાં, પશુઓને પાળવામાં, મોહ કરવાવાળા છે. પણ શુદ્ધાત્માના સ્વરૂપના પ્રેમી કોઈ નથી.

कीर्तिं वा पररंजनं खविषयं केचिन्निजं जीवितं ।
संतानं च परिग्रहं भयमपि ज्ञानं तथा दर्शनं ॥
अन्यस्याखिलवस्तुनो रुगयुतिं तद्धेतुमुद्दिश्य च ।
कुर्युः कर्म विमोहिनो हि सुधियश्चिद्रूपलब्ध्यै परं ॥९-९॥

આ સંસારમાં ઘણા મોહી પુરુષ કીર્તિ સંપાદન માટે કાર્ય કરે છે. અનેક બીજાઓને રંજાયમાન કરવા માટે, ઇંદ્રિયોના વિષય ભોગની પ્રાપ્તિને માટે, ભય મટાડવાને માટે, જાણવા તથા જોવા માટે, રોગ દૂર કરવાને માટે કાર્યો કરે છે. પણ કોક જ બુદ્ધિમાન શુદ્ધ ચિદ્રુપની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરે છે.

एकेंद्रियादसंज्ञाख्यापूर्णपर्यंतदेहिनः ।
अनंतानंतमाः संति तेषु न कोऽपि तादृशः ॥
पंचाक्षिसंज्ञिपूर्णेषु केचिदासन्नभव्यतां ।
नृत्वं चालभ्य तादृक्षाः भवंत्यार्याः सुबुद्धयः ॥१०-११॥

આ સંસારમાં એકેંદ્રિયથી અસંજ્ઞી પંચેંદ્રિય પર્યંત અનંતાનંત જીવો છે તેમાંથી કોઇને પણ સમ્યક્‌દર્શન પામવાની યોગ્યતા નથી. પંચેદ્રિ સંજ્ઞી જીવોમાં પણ કોઈ નિકટભવી મનુષ્ય આર્ય અને સુબુદ્ધિવંત હોય તેજ મુખ્યપણે સમ્યક્‌ત્વી થઈ શુદ્ધ ચિદ્રૂપનું ધ્યાન કરી શકે છે.

पुरे ग्रामेऽटव्यां नगशिरसि नदीशादिसुतटे
मठे दर्यां चैत्यौकसि सदसि रथादौ च भवने ।
महादुर्गे स्वर्गे पथनभसि लतावस्त्रभवने
स्थितो मोही न स्यात् परसमयरतः सौख्यलवभाक् ॥६-१७॥

જે મનુષ્ય મોહી છે, પરપદાર્થોમાં રાગી છે તે જોઇએ તો શહેર, ગામ, પર્વતના શિખર, સમુદ્ર કે નદીના કિનારા, મઠ, ગુફા, ચૈત્યાલય, સભા, રથ, મહેલ, કિલ્લા, સ્વર્ગ, ભૂમિ, માર્ગ, આકાશ,

હતામનરૂપ, તંબુ આદિ સ્થાનોમાં ક્યાંય પણ નિવાસ કરે પરંતુ તે લેશ માત્ર નિરાકુલ સુખને પ્રાપ્ત કરી શકતો નથી.

પંડિત બનારસીદાસ બનારસીવિલાસમાં કહે છે:—

## સવૈયા ૩૧ સા

જામેં સદા ઉતપાત રોગનિસો છીજેગાત,
કછૂ ન ઉપાય છિનછિન આઉ ખપનો;
કીજે બહુ પાપ ઔર નરક દુઃખ ચિંતા વ્યાપ,
આપદા કલાપમેં વિલાપ તાપ તપનો;
જામેં પરિગ્રહકો વિષાદ મિથ્યા બકવાદ,
વિષેભોગ સુખકો સવાદ જૈસો સપનો;
ઐસો હૈ જગતવાસ જૈસો ચપલા વિલાસ,
તામેં તૂ મગન ભયો ત્યાગિ ધર્મ અપનો. ૯

જગમેં મિથ્યાતિ જીવ ભ્રમ કરે હૈ સદીવ;
ભ્રમકે પ્રવાહમેં વહા હૈ આગેં વહૈગા;
નામ રાખિવેકો મહારંભ કરેં, દંભ કરે,
યોં ન જાને દુર્ગતિમેં દુઃખ કૌન સહૈગા;
બારબાર કહે મૈં હી ભાગવંત ધનવંત,
મેરા નામ જગતમેં સદાકાળ રહૈગા;
યાહી મમતાસોં ગહિ આયો હૈ અનન્ત નામ,
આગેં યોનિ યોનિમેં અનંત નામ ગહૈગા. ૧૦

આ સંસારમાં સદા અશાંતિ છે, રોગોની ઉત્પત્તિથી શરીર હણાય છે. આયુષ્ય ક્ષણ ક્ષણ ક્ષીણ થાય છે, તેનો કોઈ ઉપાય નથી. જીવો બહુ પાપ કરે છે અને નરકનાં દુઃખોથી અને ચિંતાથી વ્યાપ્ત રહે છે. આપદાઓના સમૂહમાં વિલાપરૂપી તાપથી પીડાય છે. પરિગ્રહની ચિંતા યુક્ત છે, વ્યર્થ મિથ્યા પ્રલાપો કરે છે, સ્વપ્ન

સમાન ક્ષણિક અને ભ્રમરૂપ વિષયભોગના સુખોનો સ્વાદ છે. એવો આ સંસારનિવાસ વિજળી સમાન ચંચળ છે. તેમાં હે જીવ! તું તારો ધર્મ ત્યાગી મગ્ન થયો છે.

આ સંસારમાં મિથ્યાત્વ યુક્ત જીવ સદાય ભ્રમણ કરે છે, ભ્રમણના પ્રવાહમાં ભમ્યો હતો, ભવિષ્યમાં પણ ભ્રમણ કરશે. નામ રાખવા માટે મોટા આરંભ અને મિથ્યા દંભ કરે છે. પણ એમ જાણતો નથી કે દુર્ગતિમાં એના ફળરૂપ દુઃખ કોણ ભોગવશે? વારંવાર એમ કહે છે કે "હું ભાગ્યવંત છું, ધનવંત છું, મારું નામ જગતમાં ત્રણે કાળ રહેશે." આવી મમતાથી ભૂતકાળે અનત નામ ધારણ કર્યાં છે. ભવિષ્યમાં ભિન્ન ભિન્ન યોનિઓમાં અનંત નામ ધારણ કરશે.

શ્રી સૂક્ત મુક્તાવલીમાં કહે છે:—

## કવિત્ત

જૈસે પુરુષ કોઈ ધન કારન, હીડત દીપ દીપ ચઢી યાન;
આવત હાથ રતન ચિંતામણિ, ડારત જલધિ જાનિ પાષાન;
તૈસે ભ્રમત ભ્રમત ભવસાગર, પાવત નર શરીર પરધાન;
ધરમ જતન નહિં કરત બનારસિ, ખોવત વાદિ જનમ અજ્ઞાન. ૪

જ્યોં જડમૂળ ઉખાડિ કલપતરૂ, બોવત મૂઢ કનકકો ખેત;
જ્યાં ગજરાજ બેચિ ગિરિવર સમ, કૂર કુબુદ્ધિ મોલ ખર લેત:
જૈસે છાંડિ રતન ચિંતામણિ, મુરખ કાચ ખંડ મન દેત;
તૈસે ધરમ વિસારી બનારસિ, ધાવત અધમ વિષય સુખ હેત. ૬

જ્યાં મતિહીન વિવેક વિના નર, સાજિ મતંગજ ઇંધન ઢોવૈ;
કંચન ભાજન ધૂર કરે શઠ, મૂઢ સુધારસ સોં પગ ધોવૈ;
બાહિત કાગ ઉડાવન કારણ, ડારિ મહામણિ મૂરખ રોવૈ;
ત્યોં યહ દુર્લભ દેહ બનારસિ, પાય અજાન અકારથ ખોવૈ. ૫

## સવૈયા ૨૬

માત પિતા સુત બન્ધુ સખી જન મીત હિતૂ સુખ કામિન કીકે;
સેવક રાજિ મતંગજ વાજિ મહાદલ સાજિ રથી રથ નીકે;
દુર્ગતિ જાય દુઃખી વિલલાય પરૈ સિર આય અકેલે હી જીકે;
પંથ કુપંથ સુગુરૂ સમઝાવત ઔર સગે સબ સ્વારથહીકે. ૧૫

જેમ કોઇ પુરુષ વહાણમાં બેસી ધન પ્રાપ્તિ માટે અનેક દ્વીપમાં જાય તેને હાથ રત્ન ચિંતામણિ આવે, પણ તેને પત્થર જાણી દરીઆમાં ફેંકી દે; તેમ જે જીવ ભવસાગરમાં ભમતાં ભમતાં પ્રધાન એવો નરદેહ પ્રાપ્ત કરે છે પણ તેમાં ધર્મ માટે પ્રયત્ન કરતો નથી તો બનારસિદાસ કહે છે કે તે અજ્ઞાની જીવ વ્યર્થ જન્મ ગુમાવે છે.

જેમ મૂઢ પુરુષ કલ્પવૃક્ષને જડમૂળથી ઉખાડી નાંખી ખેતરમાં ધંતુરા વાવે; જેમ કોઈ ક્રૂર કુબુદ્ધિવંત જીવ ગિરિરાજ જેવો હાથી વેચી દઈ ગધેડું લે; જેમ કોઇ મુરખ રત્ન ચિંતામણિ ફેંકી દઇ કાચના કકડામાં મન પરોવે, તેમ બનારસિદાસ કહે છે કે ધર્મને વિસારી જીવ અધર્મ એવા વિષય સુખની પ્રાપ્તિ માટે દોડે છે, ંખે છે.

જેમ અવિવેકી, મતિહીન મનુષ્ય અંબાડી સહિત હાથી સજજ કરી ઉપર લાકડાં લાદે, જેમ શઠ મનુષ્ય સુવર્ણના વાસણમાં ધૂળ ભરે, જેમ મૂઢ નર સુધારસથી પગ ધોવે, કાગડાને ઉડાડવા રત્ન ચિંતામણિ નાંખી દઈ જેમ મૂર્ખ મનુષ્ય રડે, તેમ બનારસિદાસ કહે છે કે દુર્લભ એવો આ મનુષ્ય દેહ પ્રાપ્ત કરી અજાણપણામાં વ્યર્થ આ જીવ ખોઈ નાખે છે.

માતા, પિતા, પુત્ર, ભાઈ, સ્નેહીજન, મિત્ર, હિતસ્વી, સ્ત્રીનાં સુખ, સેવક, રાજ્ય, હાથી, ઘોડા, મહા સૈન્ય, સારથી અને સુંદર રથ એ બધાં માટે પ્રયત્ન કરતાં આ જીવ એકલોજ દુર્ગતિમાં જઈ

દુઃખો ભોગવે છે. સન્માર્ગ અને ઉન્માર્ગની સમજણ તો સદ્ગુરુ જ આપે છે બાકી બીજાં બધાં તો સ્વાર્થનાં સગાં છે.

શ્રી ઘાનતરાયજી ઘાનતવિલાસમાં કહે છે:—

## સવૈયા ૨૩

હાટ બનાય કે વાટ લગાય કે ટાટ બિછાય કે ઉદ્યમ કીના;
લેનકો બાઢ સુદેનકો ઘાટ સુવાંટનિ ફેરિ ઠગે બહુ દીના;
તાહૂમેં દાનકો ભાવ ન રંચક પાથરકી કહું નાવ તરી ના;
ઘાનત યાહીતે નર્કમેં વેદનિ, કોડ કિરોડન ઔર સહી ના. ૪૧

નર્કનમાંહિ કહે નહિં જાહિ સહે દુઃખ જે જબ જાનત નાહીં;
ગર્ભ મઝાર કલેશ અપાર તલે સિર થા તબ જાનત નાહીં;
ધૂળકે બીચમેં કીચ નગીચમેં નીચ ક્રિયા સબ જાનત નાહીં;
ઘાનત દાવ ઉપાવ કરો જમ આવહિગો જબ જાનત નાહીં. ૪૪

બજારમાં દુકાન ખોલી, ત્રાજવાં લગાવી, ગાદી બીછાવી બહુ ઉદ્યમ કર્યો, લેવા માટે વધારે તોલના અને આપવા માટે ઓછા તોલના કાટલાં રાખ્યાં એમ સારી રીતે ઓછું આપી ઘણા ગરીબ માણસોને વારંવાર ઠગ્યા. આમ હોવા છતાં દાન આપવાનો લેશ માત્ર પણ ભાવ જાગ્યો નહિ. પત્થરની નાવડી કોઇ ઠેકાણે તરી નથી. ઘાનતરાય કહે છે કે એથી કરીને કોટિ કોટિ વેદનાઓ શું નરકમાં તેં સહન નથી કરી?

નરક વિષે વચનથી અગોચર એવાં દુઃખો સહ્યાં. તે તું જાણતો નથી; ગર્ભને વિષે ઉંધે મસ્તકે લટકી અપાર કષ્ટ વેઠ્યું તે પણ તું જાણતો નથી, ધૂળમાં અને કાદવ કચરામાં બાળ અવસ્થામાં નીચ તુચ્છ ક્રિયા કરતો તે બધી તું જાણતો નથી, તેમ ઘાનતરાય કહે છે કે યમરાજ પણ અચાનક આવશે માટે શીઘ્ર આ સંસારથી છૂટવાનો ઉપાય કર.

સવૈયા ૩૧

આયે ત્યજી કૌન ધામ ચલવો હૈ કૌન ઠામ
કરત હો કૌનકામ કછૂહુ વિચાર હૈ;
પૂરવ કમાય લાય યહાં આઈ ખાઇ ગએ
આગેકો ખરચ કહા બાંધ્યો નિરધાર હૈ;
વિના લિયે દામ એક કોસ ગામકો ન જાત
ઉતરાઈ દિયે બિના કૌન ભયો પાર હૈ;
આજકાળ વિકરાળ કાલ સિંઘ આવત હૈ
મૈં કરૂં પોકાર ધર્મ ધાર જો તયાર હૈ. ૨૪

ક્યા સ્થાનથી તું આવ્યો છું? ક્યાં જઇશ? શું કાર્ય કરે છે? એનો કંઇ તને વિચાર છે? પૂર્વે કમાઇને લાવ્યો હતો તે અહીં આવીને ખાઇ ગયો; ભવિષ્યની ખરચી ખાત્રીથી કંઇ બાંધી? સાથે પૈસા લીધા વગર એક ગાઉ ઉપરના ગામે પણ તું જતો નથી. નદી ઉતરવાના પૈસા હોડીવાળાને આપ્યા વગર કોઈ પાર નદી ઉતર્યું છે? હું પોકારીને કહું છું કે આ કાળરૂપી સિંહ આજકાલમાં આવે છે માટે તું જાગૃત થઇ ધર્મને ધારણ કર.

સવૈયા ૩૧

કેઇ કેઇ વાર જીવ ભૂપતિ પ્રચંડ ભયો
કેઇ કેઇ વાર જીવ કીટરૂપ ધરો હૈ
કેઇ કેઇ વાર જીવ નવ ગ્રીવક જાય વસ્યો
કેઇ કેઇ વાર જીવ નરક અવતરો હૈ;
કેઇ કેઇ વાર જીવ રાઘો મચ્છ હોઈ ચુકયો
કેઈ કેઈ વાર સાધારન કાય વરો હૈ,
સુખ ઔર દુઃખ દોઉ પાવત હૈ જીવ સદા
યહી જાન જ્ઞાનવાન હર્ષ શોક હરો હૈ. ૧૬

કેટલીય વાર આ જીવ મહાન રાજા થયો છે તો કેટલીયવાર નવ ગ્રૈવેયકમાં ગયો છે તો કેટલીય વાર સાતમી નરકમાં ઉત્પન્ન થયો

છે; કેટલીય વાર મોટા રાઘો મચ્છની કાયા પામ્યો છે તો કેટલીય વાર સાધારણ વનસ્પતિ કાયમાં નાનામાં નાની કાયા પામ્યો છે. એવી રીતે ભ્રમણ કરતાં આ જીવ સદા સુખ અને દુઃખ પામે છે એમ જાણી જ્ઞાની જનોએ હર્ષ શોક તજ્યો છે.

સવૈયા ૩૧

યાહી જગમાંહિ ચિદાનંદ આપ ડોલત હૈ
ભ્રમ ભાવ ધરે હરે આતમ સકતિકો;
અષ્ટકર્મ રૂપ જે જે પુદ્ગલ કે પરિનામ
તિનકો સરૂપ માન માનત સુમતિકો;
જાહી સમૈ મિથ્યા મોહ અંધકાર નાશિ ગયા
ભયો પરકાશ ભાનુ ચેતનકો તનકો;
તાહી સમૈ જાન્યો આપ આપ પર પર રૂપ
માનિ ભવ ભાવરી નિવારો ચારોં ગતિકો. ૭૫

આ સંસારમાં ચિદાનંદ આત્મા પોતે પરિભ્રમણ કરે છે. ભ્રાન્તિ કે મિથ્યા ભાવવડે આત્મશક્તિને હણે છે. આઠ કર્મરૂપ જે પુદ્ગલનાં પરિણામ તેને પોતાનું સ્વરૂપ માને છે. એ માન્યતાને સુમતિ સાચી સમજણ માને છે પરંતુ જે સમયે એ મિથ્યા મોહનો અંધકાર દૂર થઈ ચેતનની પોતાની જ્યોતિરૂપ સૂર્ય પ્રકાશિત થયો ત્યારે આત્મા જાણ્યો; પરને પરરૂપ માની આ સંસારની ચાર ગતિરૂપ ભમરાવળ દૂર કરી.

છપ્પય

કબહું ચઢત ગજરાજ બોઝ કબહું સિર ભારી,
કબહું હોત ધનવંત કબહુ જિમ હોત ભિખારી;
કબહુ અસન લહિ સરસ કબહું નીરસ નહિ પાવત,
કબહું વસન શુભ સઘન કબહું તન નગન દિખાવત;
કબહું સ્વચ્છંદ બંધન કબહુ કરમચાલ બહુ લેખિયેં,
યહ પુન્ય પાપ ફલ પ્રગટ જગ, રાગદ્વેષ તજિ દેખિયે. ૭૬

કબહું રૂપ અતિ સુભગ કબહું દુર્ભગ દુઃખકારી,
કબહું સુજસ જસ પ્રગટ કબહું અપજસ અધિકારી;
કબહું અરોગ શરીર કબહું બહુ રોગ સતાવત,
કબહું વચન હિત મધુર કબહું કછુ વાત ન આવત;
કબહું પ્રવીન કબહું સુગધ વિવિધ રૂપ નર દેખિયે,
યહ પુન્ય પાપ ફલ પ્રગટ જગ, રાગદ્વેષ તજિ દેખિયે. ૫૩

કોઈ વખત હાથી પર બેસી ફરે છે તો કોઈ વખત ભારે બોજો માથે ઉંચકી ફરે છે; કોઈ વખત ધનવંત હોય છે, તો કોઈ વખત ભિખારી હોય છે; કોઇ વખત સરસ સ્વાદિષ્ટ આહાર મલે છે, તો કોઇ વખત નીરસ આહાર પણ મલતો નથી; કોઇ વખત સારાં સુંદર વસ્ત્રો મલે છે તો કોઇ વખત શરીર ખુલ્લું દેખાય છે. નાગો ફરે છે; કોઈ વખત સ્વેચ્છાએ છૂટો ફરી શકે છે તો કોઈ વખત બંધન-કેદખાનામાં રહેવું પડે છે. આ સર્વ જગતમાં પુણ્ય અને પાપનું પ્રગટ ફળ છે માટે રાગદ્વેષ રહિત થઈ તે તે પ્રસગે દેખનાર રૂપે રહે.

કોઈ વખત અતિ સુંદર સ્વરૂપ હોય તો કોઈ વખત કદ્રૂપું અને દુઃખકારી રૂપ હોય છે; કોઈ વખત યશકીર્તિ ફેલાય છે તો કોઈ વખત અપયશ સંભળાય છે; કોઇ વખત નીરોગી શરીર હોય છે તો કોઈ વખત રોગો સતાવે છે; કોઈ વખત હિતકારી મધુર વચન આવડે છે તો કોઈ વખત વાત કરતાં પણ આવડતી નથી; કોઈ વખત હોશીયાર હોય છે તો કોઈ વખત મૂર્ખ હોય છે. એમ વિવિધ પ્રકારની મનુષ્યની અવસ્થાઓ હોય છે. એ સર્વે જગતમાં પુણ્ય અને પાપનું પ્રગટ ફળ છે માટે તે તે વખતે રાગ-દ્વેષ રહિત થઇ દૃષ્ટારૂપે રહે.

## સવૈયા ૩૧

રુજગાર બનૈ નાહિ ધન તો ન ઘરમાંહિ,
ખાનેકી ફિકર બહુ નારિ ચાહે ગહના;
દેનેવાલે ફિરિ જાહિ મિલત ઉધાર નાહિ,
સાંઝ મિલે ચોર ધન આવે નાહિ લહના;
કોઊ પૂત જારી ભયો ઘરમાંહિ સુત થયો,
એક પુત મરિ ગયો તાકો દુઃખ સહના;
પુત્રી વર જોગ ભઈ વ્યાહી સુતા મરિ ગઈ,
એતે દુઃખ સુખ માનૈ તિસે કહા કહના. ૪૦

ધંધો કરે નહિ, ઘરમાં પૈસો નહિ, ખાવાની પણ ફિકર, સ્ત્રી ઘરેણા માગે, આપવાવાળા ફરી જાય, કોઈ ઉધાર આપે નહિ, ધંધામાં ભાગિયા હતા તે ચોર નીકળ્યા તેથી ધનની પ્રાપ્તિ થાય નહીં, કોઈ પુત્ર વ્યભિચારી થયો, ઘરમાં પુત્રનો જન્મ થયો, (ખાટલાનું ખર્ચ આવ્યું) એક પુત્ર મરી ગયો, તેના મરણનું દુઃખ સહવું, એક પુત્રી પરણાવવા લાયક થઈ, પરણાવેલી પુત્રી મરી ગઈ, આ બધાં દુઃખને પણ જે સુખ માને તેને તો શું કહેવું?

શિષ્યકો પઢાવત હૈ હેમકો ગઢાવત હૈ,
માનકો બઢાવત હૈ નાના છલ છાનકે;
કૌડી કૌડી માગત હૈ કાયર હો ભાગત હૈ,
પ્રાતઃ ઉઠે જાગત હૈ સ્વારથ પીછાનકે;
કાગદકો લેખત હૈ કેઈ નંગ પેખત હૈ,
કેઈ કૃષિ દેખત હૈ આપની યુવાનિકે;
એક સેર નાજ કાજ અપનો સ્વરૂપ લાજ,
ડોલત હૈ બાજ કાજ ધર્મકાજ હાનકે. ૩૬

કોઈ શિષ્યોને શિખવે છે, સોનું ઘડાવે છે, અનેક છલ કપટ કરી માનને વધારે છે, સ્વાર્થનો લક્ષ રાખી વહેલો પ્રાતઃકાળે ઊઠે,

કે ઉજાગરો કરે, યુવાન વયમાં કોઈ કાગળો લખવાનો, કોઈ નંગ જોવાનો–ઝવેરીનો, કોઈ ખેતીનો ધંધો કરે છે. એમ એક શેર અનાજ પ્રાપ્ત કરવાને માટે, લાજ ઢાંકવાને માટે પોતાના આત્મસ્વરૂપને વિસારી–ધર્મ કાર્યની હાનિ કરી આ જીવ સંસારમાં મગ્ન થઈ પ્રવર્તે છે.

દેખો ચિદાનન્દ રામ જ્ઞાન દષ્ટિ ખોલ કરિ,
તાત માત ભ્રાત સુત સ્વારથ પસારા હૈ;
તૂ તો ઇન્હેં આપ માનિ મમતા મગન ભયો,
વહ્યો ભર્મમાહિ નિજધર્મકો વિસારા હૈ;
યહ તો કુટુંબ સબ દુઃખહીકો કારણ હૈ,
તજિ મુનિરાજ નિજ કારજ વિચારા હૈ;
તાતે ધર્મ સાર સ્વર્ગ મોક્ષ સુખકાર સોઈ
લહે ભવપાર જિનધર્મ ધ્યાન ધારા હૈ. ૩૪

હે ચિદાનન્દ આત્મા! જ્ઞાનદષ્ટિ પ્રગટ કરી જરા જુવો. આ માતા, પિતા, ભાઈ, પુત્ર એ બધો સ્વાર્થનો પથારો છે. એ બધાંને પોતાનાં માની, મમતાથી તેમાં મગ્ન થઈ, ભ્રમમાં ભૂલી તેં તારો પોતાનો આત્મધર્મ વિસારી મૂકયો છે. આ કુટુંબ આદિ સર્વ તો દુઃખનું જ કારણ છે તેથી મોટા મુનિવરોએ એનો ત્યાગ કરી પોતાનું આત્મહિત કાર્ય વિચાર્યું છે. સ્વર્ગ અને મોક્ષના સુખને આપનાર એક ધર્મ જ સાર છે. જેણે આત્મધર્મનું ધ્યાન ધર્યું તે જ ભવપાર પામ્યા છે.

### કુંડલિયા

યહ સંસાર અસાર હૈ, કદલી વૃક્ષ સમાન;
યામેં સારપનો લખૈ, સો મૂરખ પરધાન,
સો મૂરખ પરધાન માન કુસુમનિ નભ દેખૈં,
સલિલ મથૈ ઘૃત ચહૈં શ્રૃંગ સુંદર ખર પેખૈ

અગિનિમાહિ હિમ લખેં સર્પમુખ માહિસુધા તહ,
જાન જાન મનમાહિ નાહિં સંસાર સાર થહ,

આકાશમાં પુષ્પો શોધે, પાણી વલોવીને ઘી લેવા ચાહે, ગધેડાનાં સુંદર શિંગડાં જુવે, અગ્નિમાં શીતળતા દેખે, સાપના મુખમાં અમૃત માને તે જેમ મૂરખમાં પણ મહા મૂરખ છે તેમ આ કેળના ઝાડ સમાન અસાર સંસારમાં જે સાર જાણે તે પણ મહા મૂરખ છે. હે ભવ્ય! મનમાં એમ નક્કી જાણ કે આ સંસારમાં કંઈપણ સાર નથી.

ભૈયા ભગવતીદાસ બ્રહ્મવિલાસમાં કહે છે:—

## સવૈયા ૨૩

કાહેકો દેહસોં નેહ કરૈ તૂ, અંત ન રાખી રહેગી યે તેરી,
મેરી યે મેરી કહા કરૈ લચ્છિસોં, કાહૂકી હૈ કે કહૂં રહિ તેરી;
માનિ કહા રહો મોહ કુટુંબસોં, સ્વારથ કે રસ લાગે સબેરી,
તાતે તૂ ચેત વિચચ્છન ચેતન જૂઠિયે રીતિ સવૈ જગ કેરી. ૯૦
(શત અષ્ટોત્તરી.)

હે ચેતન! તું આ દેહમાં મોહ શા માટે કરે છે? મૃત્યુ સમગે આ દેહ તારી રાખી રહેવાની નથી. આ લક્ષ્મીને મારી મારી શું કરે છે? કોઈની થઈ છે કે તારી થશે? આ કુટુંબને પોતાનું માની શું મોહ કરી રહ્યો છે? એ બધાં તો સ્વાર્થને માટે તને વળગ્યા છે. હે વિચક્ષણ ચેતન! તું ચેત. આ જગતની બધી રીતિ-પ્રીતિ મિથ્યા છે, જૂઠી છે.

## સવૈયા ૩૧

કોટિ કોટિ કષ્ટ સહે, કાષ્ટમેં શરીર દહે,
ધૂમપાન કિયો પૈ ન પાયો ભેદ તનકો;
વૃક્ષનિકે મૂલ રહે જટાનિમેં ઝૂલ રહે,
માનમધ્ય ભૂલિ રહે કિયે કષ્ટ તનકો;

તીરથ અનેક ન્હયે, તીરથ ન કહૂં ભયે,
કીરતિકે કાજ દિયો દાન હૂં રતનકો;
જ્ઞાન વિના વેરવેર ક્રિયા કરી ફેર ફેર,
કિયો કોઊ કારજ ન આતમ જતનકો. ૬૪
(શત અષ્ટોત્તરી.)

કરોડો કષ્ટ સહન કર્યાં, ચિતામા શરીર બાળી દીધુ, ધૂણીના ધૂમાડાની મધ્યે તપ કર્યું છતાં લેશ પણ ભેદ જાણ્યો નહિ. વૃક્ષોના મૂલમા રહ્યો, જટાઓમાં લટકી રહ્યો, પણ માનમાં ભૂલી રહેવાથી-અભિમાન સહિત હોવાથી તે માત્ર શરીર કષ્ટ જ થયુ. અનેક તીર્થમાં નાહ્યો પણ એકપણુ તીર્થ થયું નહિ. કીર્તિ માટે હીરામાણેકના દાન આપ્યાં. એમ આત્માના જ્ઞાન વિના અનેક ક્રિયાઓ વારંવાર કરી પણ એમાં આત્માનું કંઈ હિત થયું નહિ.

## સવૈયા ૨૩

બાલક હૈ તબ બાલકસી બુધિ, જોબન કામ હુતાશન જારે;
વૃદ્ધ ભયો તબ અંગ રહે થકિ આયે હૈ શ્વેત ગયે સબ કારે;
પાંય પસારિ પર્યો ધરની મહિ, રોવૈ રટૈ દુઃખ હોત મહારે;
વીતી યોં વાત ગયો સબ ભૂલિ તૂ, ચેતત કયોં નહિ ચેતનહારે. ૫૧
(શત અષ્ટોત્તરી.)

બાળક હતો ત્યારે બાળબુદ્ધિ હતી, યુવાન થયો ત્યારે કામાગ્નિથી પ્રદીપ્ત રહ્યો, વૃદ્ધ થયો ત્યારે બધાં અંગો શિથિલ થયાં અને કાળા વાળ ધોળા થયા, પગ પસારી ધરતી પર પડયો પડયો દુઃખથી પીડાઈ રહ્યો છે, મને મહા દુઃખ થાય છે એમ બોલીને રડે છે. આ બધી તને વીતેલી દુઃખની વાતો તું ભૂલી ગયો. હે ચેતનવંત! તું કેમ ચેતતો નથી?

## સવૈયા ૩૧

દેખતે હો કહાં કહાં કેલિ કરૈ ચિદાનંદ,

આતમ સુભાવ ભૂલી ઔર રસ રાચ્યો હૈ,
ઇંદ્રિન કે સુખમેં મગન રહે આઠો જામ,
ઇંદ્રિનકે દુઃખ દેખ જાનૈ દુઃખ સાચ્યો હૈ;
કહૂં ક્રોધ કહૂં માન કહૂં માયા કહૂં લોભ,
અહંભાવ માનિ માનિ ઠૌર ઠૌર માચ્યો હૈ;
દેવ તિર્યંચ નર નારકી ગતિ ન ફિરૈ,
કૌન કૌન સ્વાગ ધરૈ યહ બ્રહ્મ નાચ્યો હૈ. ૩૯

(શત અષ્ટોત્તરી)

હે જીવ! વિચાર. આ ચિદાનંદ આત્મા પોતાનો સ્વભાવ ભૂલી પર પદાર્થમાં રાચી કયા કયા સ્થાને રમે છે, પરિણમે છે. આઠે પહોર ઇંદ્રિયોના સુખમાં મગ્ન રહે છે. ઇંદ્રિયોનું દુઃખ જોઈ તેને જ સાચું દુઃખ માને છે ક્રોધ, માન, માયા, લોભ અને અભિમાન કરી ઠેકઠેકાણે મગ્ન થઈ રહ્યો છે. દેવ, મનુષ્ય તિર્યંચ અને નારકી એ ચાર ગતિમાં અનેક વેષ ધારણ કરી આ આત્મબ્રહ્મ નાચ્યો છે, પરિભ્રમ્યો છે.

પાય નર દેહ કહો કીના કહા કામ તુમ,
રામા રામા ધન ધન કરત વિહાતુ હૈ;
કેક દિન કેક છિન રહી હૈ શરીર યહ,
યાકે સંગ ઐસે કાજ કરત સુહાતુ હૈ;
જાનત હૈ યહ ઘર મરવેકો નાહિં ડર,
દેખ ભ્રમ ભૂલિ મૂઢ ફૂલિ મુસકાતુ હૈ;
ચેત રે અચેત ફુનિ ચેતવેકો ઠૌર આજ,
કાલ પીંજરે સો પક્ષી ઉડ જાતુ હૈ. ૨૧

(શત અષ્ટોત્તરી.)

આ નરદેહ પામીને શું કામ કર્યું ? સ્ત્રી સ્ત્રી, ધન ધન, કરતો વ્યાકુલ થઈ રહ્યો છે. આ શરીર કેટલાક દિવસ, કેટલીક ક્ષણ

રહ્યું છે, રહેવાનું છે તો એની સોબતે આવાં કાર્યો કરવા તને શોભે છે ? તું જાણે છે કે આ શરીરરૂપ ઘર પડવાનું નથી, તને મરવાનો ડર નથી; હે મૂઢ ! તું ભ્રમમાં ભૂલી વ્યર્થ ફુલાઈ પ્રસન્ન થઈ ફરે છે. હે અચેત ! તું ચેત. આજે ચેતવાનો અવસર અને સ્થાન છે. કાલે તો આ દેહરૂપી પિંજરામાંથી જીવરૂપી પક્ષી ઊડી જશે.

વિકટ ભવસિંધુ તારૂ તારિવેકો તાર કૌન,
તાકે તુમ તીર આયે દેખો દષ્ટિ ધરી કે,
અબકે સંભારેતે પાર ભયે પહુચત હો,
અબકે સભારે વિન બૂડત હો તરિકે;
બહુરિ ફિર મિલવો ન એસો સંજોગ કહૂં,
દેવ ગુરુ ગ્રન્થ કરિ આયે યહી ધરિ કે,
તાહિ તૂ વિચાર નિજ આતમ નિહારિ ભૈયા,
ધારિ પરમાત્મા વિશુદ્ધ ધ્યાન કરિકે. ૭

(શત અષ્ટોત્તરી.)

આ વિકટ ભવ સમુદ્રને તરવા માટે તારનાર કોણ ? તેને કાંઠે તું આવેલો છે તે દષ્ટિ કરી જો. હવે અત્યારે તેને સંભારવાથી તું પાર ઊતરીશ. તેને અત્યારે સંભાર્યા વિના આ કિનારે આવેલો તુ બૂડીશ. દેવ, શાસ્ત્ર અને ગુરુના પ્રતાપે તેને હૃદયમાં ધરવાથી જે આ સંયોગ મળ્યો છે તે ફરી મળવો દુર્લભ છે તેથી ભગવતીદાસ કહે છે કે હે ભાઈ ! તું આ વિચાર કર. નિજ આત્માને જાણ. પરમાત્માનું વિશુદ્ધ ધ્યાન કર.

ધૂઅનકે ધૌર હર દેખિ કહા ગર્વ કરૈ,
યે તો છિન માહિ જાઇ પૌન પરસત હી;
સંધ્યાકે સમાન રંગ દેખત હી હોય ભંગ,
દીપક પતંગ જૈસે કાલ ગરસત હી,
સુપનેમેં ભૂપ જૈસે ઇંદ્ર ધનુ રૂપ જૈસે,
ઓસબૂંદ ધૂપ જૈસે દૂરે દરસત હી;

ઐસો હી ભરમ સબ કર્મ જાલ વર્ગણાંકો;
તામેં મૂઢ મગ્ન હોય મરૈ તરસત હી. ૧૭
(પુણ્ય પચ્ચીસિકા)

હે જી! તું ગર્વ શું કરે છે? જેમ ધૂમાડાના ગોટેગોટા પવનનો સ્પર્શ થતાં નાશ પામે છે, જેમ સંધ્યાનો રંગ જોત જોતામાં વિલય થાય છે; જેમ કાળથી ગ્રહાયેલું પતંગિયું દીપકમાં પડે છે, જેમ સ્વપ્નમાં રાજાપણું, જેમ મેઘ ધનુષ્યના રંગ, જેમ ઝાકળનું બિંદુ તાપ પડતાં જોત જોતામાં ઊડી જાય છે, તેમ આ સર્વ કર્મ-વર્ગણાની જાળ ભ્રમ રૂપ છે. તેમાં હે મૂઢ! તું મગ્ન થઈ તૃષ્ણાથી વિનાશ પામે છે.

જહા તોહિ ચલિયો હૈ સાથ તૂ તહાંકો ઢુંઢિ,
યહાં કહાં લોગનિસો રહો તૂ લુભાયરે;
સંગ તેરે કૌન ચલૈ દેખ તૂ વિચાર હિયે,
પુત્ર કૈ કલત્ર ધન ધાન યહ કાયરે,
જાકે કાજ પાપ કરિ ભરતુ હૈ પિંડ નિજ,
હો હૈ કો સહાય તેરે નર્ક જબ જાયરે;
તહાં તો ઇકેલો તૂ હી પાપ પુન્ય સાથ દોય,
તામેં ભલો હોઈ સોઈ કીજે હંસરાયરે.
(પુણ્ય પાપ લતા મૂળ પચ્ચીસી)

જ્યાં તારે જવાનું છે ત્યાંનો સાથ શોધ અહીં આ લોકમાં શું લોભાઈ રહ્યો છે? તું વિચારી જો કે આ પુત્ર, સ્ત્રી. ધન, ધાન્ય કે કાયા એમાંથી તારી સાથે કોણ આવશે? જેને પોષવા માટે પાપ કરે છે. તેમાંથી કોઈ શું પોતાનાં થઈ તું નરકે જઈશ ત્યારે તને સહાયક થશે? ત્યા તો તું એકલો જ છું. સાથે પાપ અને પુન્ય એ બે જે કર્યાં હશે તે છે. હે આત્મરાય! એ બેમાંથી જે વડે ભલું થાય તે જ આચર.

## બીજો અધ્યાય.

## શરીર સ્વરૂપ.

આ સંસારમાં જે જે આત્માઓ ભ્રમણ કરે છે તે સર્વે શરીરના સંયોગ સહિત છે. જો શરીરનો સંયોગ ના હોત તો સર્વ આત્માઓ સિદ્ધ પરમાત્મા હોત. સંસારનો અભાવ જ હોત વાસ્તવમાં શરીર અને આત્માનો દુધ અને પાણી જેવો સંબંધ થઈ રહ્યો છે. આત્મા અતિ સૂક્ષ્મ અતીદ્રિય પદાર્થ છે, અને શરીર જડ મૂર્તિક પુદ્ગલ પરમાણુઓના સ્કંધનું બનેલું છે તેથી સંસારી પ્રાણીઓની સ્થૂલ દૃષ્ટિમાં આત્માના અસ્તિત્વનો વિશ્વાસ હોતો નથી. કારણ કે રાત અને દિવસ શરીરનું જ પ્રભુત્વ અને સામ્રાજ્ય વર્તી રહ્યું છે. આત્માનું મહત્ત્વ ઢંકાઈ રહ્યું છે.

આ મોહી પ્રાણી બાહ્ય સ્થૂળ શરીરને જ આત્મા માની રહ્યું છે. તે શરીરના જન્મવાથી પોતાનો જન્મ, તેના મરણથી પોતાનું મરણ, તેના રોગી થવાથી પોતાને રોગી, તે દુર્બળ થવાથી પોતાને દુર્બળ, તેના વૃદ્ધ થવાથી પોતાને વૃદ્ધ, તેના નીરોગીપણાથી પોતાને નીરોગી, તેના સશક્તપણાથી પોતાને સશક્ત, તેના યુવાનપણાથી પોતાને યુવાન માની રહ્યો છે. જો ધનવાન માતાપિતાને ઘેર જન્મ્યો હોય તો પોતાને ધનવાન માને છે. જો નિર્ધનને ત્યાં જન્મ્યો હોય તો નિર્ધન માને છે. રાજ્યકુળમાં ઉત્પન્ન થયેલ પોતાને રાજા, દરિદ્રકુળમાં ઉત્પન્ન થયેલો પોતાને દરિદ્ર, ખેડુતના કુળમાં ઉત્પન્ન થયેલો પોતાને ખેડૂત, વણકર જાતિમાં જન્મેલો પોતાને વણકર, દરજીના કુળમાં જન્મેલો પોતાને દરજી, ધોબીના કુળમાં જન્મેલો પોતાને ધોબી, ચમારના કુળમાં ઉત્પન્ન થયેલો પોતાને ચમાર, સોનીના કુળમાં જન્મેલો પોતાને સોની, લુહારના કુળમાં ઉત્પન્ન થયેલો પોતાને લુહાર, સુથારના કુળમાં જન્મેલો પોતાને

સુથાર, મોચીના કુળમાં જન્મેલો પોતાને મોચી, રંગરેજ જાતિમાં જન્મેલો રંગરેજ, માળીની જાતિમાં જન્મેલો પોતાને માળી માની રહ્યો છે. તેમ જે જે કુળમાં પોતે ઉત્પન્ન થયો છે તે તે કુળરૂપ પોતાને માની રહ્યો છે.

શરીરની જે જે અવસ્થાઓ હોય છે તે અવસ્થાઓ પોતાની છે, એવો ઘોર અજ્ઞાન–અંધકાર છવાઈ રહ્યો છે. શરીરના મોહમાં એટલો ઉન્મત્ત છે કે રાતદિવસ શરીરની જ સેવા કરે છે. સવારથી સાંજ પડે અને સાજથી સવાર થાય તેમાં શરીરની રક્ષા અને શરીરના શૃંગારનું જ ધ્યાન રહે છે. શરીરને સાફ કરવુ છે, તેને ધોવું છે, તેને કપડાં પહેરાવવાં છે, તેને ચદન લગાડવું છે, તેને આહાર કરાવવો છે, તેને કસરત કરાવવી છે, તેને પરિશ્રમ પડે છે, તેને આરામ આપવો છે, તેને સુવાડવું છે, તેને આભૂષણ પહેરાવવાં છે, તેને વાહનમાં બેસાડવુ છે, તેને માટે દ્રવ્ય કમાવું છે, તેને સુખ આપનાર સ્ત્રી, નોકર, ચાકરોની રક્ષા કરવી છે, તેના વિરોધી શત્રુઓનો સંહાર કરવો છે, આ બધી ધૂનમા એટલો મસ્ત છે, મગ્ન છે કે એને પોતાના આત્માને જાણવાની કે સમજવાની ફુરસદ પણ મળતી નથી.

જે શરીરના મોહમાં પોતાના આત્માને ભૂલી કાર્યો કર્યા કરે છે તે શરીર જીર્ણ થતાં થતાં, બાલ્ય અવસ્થામા કે યુવાન વયમાં આયુકર્મ પૂર્ણ થતાં દેહ છૂટવાને અવસરે મહા વિલાપ કરે છે. હું મર્યો, હું મર્યો, મારા મિત્રોથી છૂટો પડ્યો, મારુ ધન ગયું, મારું ઘર ગયું, મારું સર્વસ્વ લુટાઈ ગયું એમ મારું મારુ કરતો મરે છે અને તરત બીજું સ્થૂલ શરીર પ્રાપ્ત કરી લે છે.

જેની સંગતિથી આ જીવ ગાડો થઈ રહ્યો છે તે શરીરનો સ્વભાવ શું છે? તેનો જો વિચાર કરવામાં આવે, વિવેકબુદ્ધિથી એ વાતનું મનન કરવામાં આવે તો વિદિત થશે કે શરીરનો સ્વભાવ

આત્માથી ભિન્ન છે, સડી જાય, ગળી જાય, પડી જાય, મળી જાય, વિખરાઈ જાય એવો છે. પરંતુ હું આત્મા અખંડ, અવિનાશી, અજન્મ, અજર, અમર, અમૂર્તિ, શુદ્ધ, જ્ઞાતા દૃષ્ટા, ઈશ્વરસ્વરૂપ, પરમાનન્દમય, અનુપમ, એક સત્ પદાર્થ છું.

સર્વ સંસારી જીવોનાં શરીર પાંચ પ્રકારનાં જોવામાં આવે છે. કાર્મણ, તૈજસ, આહારક, વૈક્રિયિક અને ઔદારિક. સર્વથી અધિક સૂક્ષ્મ અતીન્દ્રિય કાર્મણ શરીર છે. સર્વથી સ્થૂલ ઔદારિક છે તેમ છતાં સર્વથી અધિક પુદ્ગલ પરમાણુઓનો સમૂહ કાર્મણ શરીરમાં છે. તેનાથી ઘણાં ઓછાં તૈજસ આદિમાં ક્રમથી છે. સર્વથી અધિક પરમ બળવાન શક્તિ કાર્મણમાં છે. તેનાથી ઓછી શક્તિ ક્રમથી બીજા શરીરોમાં છે.

કાર્મણવર્ગણારૂપી સૂક્ષ્મ સ્કંધોનું કાર્મણશરીર બને છે તેની ઉત્પત્તિનું મુખ્ય કારણ સંસારી જીવોના શુભ અને અશુભ રાગદ્વેષ અને મોહમયી ભાવ તથા મન, વચન અને કાયાના યોગોનું સ્પંદન હલન ચલન છે. અને એ બીજાં ચાર શરીરની ઉત્પત્તિનું કારણ છે. એ કાર્મણ શરીરના ફળથી વિજળી સમાન શક્તિને ધારણ કરવાવાળી તૈજસવર્ગણારૂપી સૂક્ષ્મ સ્કંધોથી તૈજસ શરીર ઉત્પન્ન હોય છે આ બને કાર્મણ અને તૈજસ શરીર પ્રવાહરૂપે અનાદિકાળથી સંસારી જીવોની સાથે ચાલ્યા આવે છે. જ્યાં સુધી મોક્ષ ન થાય ત્યાં સુધી સાથે રહે છે. મોક્ષ થતાં છૂટી જાય છે. તોપણ તે એક રૂપ બન્યા નથી રહેતાં, તેમાં જૂની કાર્મણ તેમ તૈજસ વર્ગણાઓ છૂટતી રહે છે અને નવી કાર્મણ તેમ તૈજસ વર્ગણાઓ બંધાતી રહે છે.

જો કોઈ મિથ્યાદષ્ટિ–મોહી બહિરાત્મા સંજ્ઞી પંચેંદ્રિયજીવના કાર્મણ શરીરની પરીક્ષા કરવામાં આવે તો એના કાર્મણ શરીરમાં જૂનામાં જૂની કાર્મણ વર્ગણા સીત્તેર ક્રોડાક્રોડી સાગર (અગણિત વર્ષોને સાગર કહે છે) તેથી વધારે જૂની નહિ મળી શકે. આહારક

શરીર પણ સૂક્ષ્મ છે. આ શરીર તપસ્વી, ઋદ્ધિધારી મહામુનિઓને યોગબળથી ઉત્પન્ન હોય છે. પુરુષાકારનું, એક હાથનું સફેદ બહુ સુંદર પૂતળું મસ્તકદ્વારથી નીકળે છે અને એક અંતર્મુહૂર્ત સુધી તે બનેલું રહે છે. પછી બીજું બની શકે છે. આ શરીર સાધુની ભાવનાને અનુસાર તારની માફક કોઈ અરિહંત કેવળી કે શ્રુત કેવળીના દર્શને જાય છે. કોઈ તત્ત્વમાં સૂક્ષ્મ શંકા હોય તો દર્શન માત્રથી મટી જાય છે. કાર્ય પૂરું થતાં સુધી જ આ શરીર બન્યું રહે છે પછી વિલય થઈ જાય છે.

વૈક્રિયિક શરીર અને ઔદારિક શરીર એ બે શરીર ચાર ગતિમાંના પ્રાણીઓનાં સ્થૂળ શરીરરૂપ હોય છે. જીવન સુધી સાથે રહે છે. પછી છૂટી જાય છે. વળી નવું પ્રાપ્ત થાય છે. દેવગતિ અને નરકગતિના પ્રાણીઓનાં સ્થૂલ શરીરને વૈક્રિયિક અને તિર્યંચ અને મનુષ્યગતિના પ્રાણીઓનાં સ્થૂલ શરીરને ઔદારિક કહે છે.

નારકીઓનું વૈક્રિયિક શરીર બહુ અશુભ દુર્ગંધમય આહારક વર્ગણાઓનું બને છે. એ વર્ગણાઓ નામકર્મના ઉદયથી સ્વયં એકત્ર થઈ જાય છે, અને એક અંતર્મુહૂર્તમા જેટલું મોટું શરીર થવું જોઈએ એટલું મોટું તૈયાર થઈ જાય છે. આ શરીર બહુ જ વિરૂપ ભયંકર, બિહામણું, હુંડક સંસ્થાનમય પાપકર્મના ફલને પ્રદર્શિત કરનાર હોય છે. આ શરીરને વૈક્રિયિક એટલા માટે કહે છે કે એમાં વિક્રિયા કરવાની શક્તિ હોય છે. નારકી ઇચ્છાનુસાર પોતાના શરીરને સિંહ, વરુ, કૂતરું, નાગ, ગરુડ આદિ ખરાબ પશુઓના રૂપમાં બદલી શકે છે. તે પોતાના અંગોને જ શસ્ત્ર બનાવી લે છે. પરસ્પર દુઃખ આપવાના સાધન બનાવવામાં તેમનાં શરીરો નાના પ્રકારની અભિન્ન વિક્રિયાઓ કરતા રહે છે. આ શરીરમા એવી શક્તિ હોય છે કે છિન્નભિન્ન થવા છતાં પણ પારાની સમાન મળી જાય છે નારકી નિરંતર વેદનાથી આકુલિત થઈ એમ ઇચ્છે છે કે આ શરીર છૂટી જાય. પરંતુ પૂર્ણ આયુષ્ય ભોગવ્યા વિના તે છૂટતું નથી. તેમનું અકાળ

મરણું થતું નથી. તે એવા શરીરમાં રત હોતા નથી તેથી તેમને નરત પણ કહે છે. (રત=આસક્ત).

દેવોના સ્થૂલ શરીરને વૈક્રિયિક કહે છે. આ શરીર પણ એક અંતર્મુહૂર્તમાં સ્વયં નામકર્મના ઉદયથી સુંદર, સુશોભિતં, સુગંધમય આહારક વર્ગણાઓથી બને છે. આ શરીર સુંદર અને કાંતિધારી હોય છે. પુણ્યકર્મના ન્યૂનાધિકપણાથી સર્વ દેવોનાં શરીર એક સરખાં સુંદર હોતાં નથી. કોઈ વધારે, કોઈ ઓછું સુંદર હોય છે. તેથી દેવો પરસ્પર એક બીજાને જોઈ ઈર્ષાવાન થઈ મનમાં ઘોર દુઃખ પામે છે. પોતાને બીજાની સરખામણીમાં ઓછો સુંદર દેખી ખેદ પામે છે, અને મનમાં રાતદિવસ બળ્યા કરે છે. મિથ્યાદૃષ્ટિ અજ્ઞાની દેવોને આ મોટું માનસિક દુઃખ રહે છે

શરીર સુંદર હોવાથી તે દેવ શરીરના મોહમાં રત રહેતાં શરીરમાં પ્રાપ્ત પાંચ ઇંદ્રિયોના ભોગોમાં બહુ આસક્ત રહે છે. એમના શરીરમાં અભિન્ન અને ભિન્ન ભિન્ન વિક્રિયા કરવાની શક્તિ હોય છે. એક દેવ કે દેવી પોતાના એક શરીરનાં ઘણાં શરીર બનાવી આત્માને બધામાં ફેલાવી દે છે. અને મનદ્વારા બધાં શરીરથી કામ લે છે. એક જ શરીરથી બનાવેલાં ભિન્ન ભિન્ન શરીરોને ભિન્ન ભિન્ન સ્થાનોમાં મોકલી કામ લે છે. નાનુ મોટુ, હલકું ભારે એમ અનેકપ્રકાર કરવાની શક્તિ તેમના વૈક્રિયિક શરીરમાં હોય છે. એક દેવી અનેક પ્રકારનાં શરીર બનાવી ક્રીડા કર્યા કરે છે આ દેવોમાં શરીર સંબંધી સ્હેલ કરવી, ભ્રમણ, નાચ, ગાન, નાટક, ખેલ, તમાસો એટલાં બધાં હોય છે કે રાતદિવસ એના જ રાગરંગમાં મગ્ન થઈ શરીરના જ સુખમાં આસક્ત થઈ શરીરરૂપ જ પોતાને માની લે છે, મિથ્યાત્વી દેવોને સ્વપ્નમાં પણ ખ્યાલ નથી આવતો કે હું શરીરથી ભિન્ન કોઈ આત્મા છું.

શરીરના તીવ્ર મોહને લીધે કોઈ પ્રિય દેવી મરે છે તો દેવોને મહાન દુઃખ થાય છે. પોતાનું મરણ નિકટ આવે ત્યારે બહુ દુઃખ

થાય છે. તે ઇચ્છે છે કે હજુ વધારે જીવું પરંતુ આયુકર્મ પૂર્ણ થતાં જ તેને શરીર છોડવું પડે છે. આમને પણ અકાળ મરણ નથી હોતું, આર્તધ્યાન પૂર્વક દેહ છોડે છે કોઈ કોઈ મરીને વૃક્ષ–વનસ્પતિ કાયમાં કે રત્નાદિ પૃથ્વી કાયમાં, કોઈ કોઈ મૃગ, શ્વાન, અશ્વ, હાથી, બળદ આદિ પશુઓમાં અને મોર કબુતર આદિ પક્ષીઓમાં ઉત્પન્ન થઈ જાય છે. કોઈ કોઈ દીન હીન મનુષ્યોમા જન્મ લે છે. મોહકર્મ વશે જેવુ પાપકર્મ બાંધે છે તે પ્રકારે ઓછી માઠી કે અધિક માઠી યોનિમા આવી જન્મ પામે છે. શરીરનો મોહ દૈવોને પંચેન્દ્રિયથી એકેંદ્રિય સુધીની યોનિમાં ગબડાવી પાડે છે. ત્યાથી ઉન્નતિ કરી પુનઃ પંચેંદ્રિય થવું એને માટે અનંતકાળમાં પણ દુર્લભ થઈ જાય છે.

તિર્યંચગતિમાં એકેંદ્રિય પૃથ્વી, જલ, અગ્નિ અને વાયુકાયાદિકનાં શરીર પણ આહારક વર્ગણાઓથી બને છે આ વર્ગણાઓ કંઈક શુદ્ધ છે. વનસ્પતિનુ શરીર પૃથ્વી આદિ ધાતુઓથી અને આહારક વર્ગણાઓથી બને છે. વિકલત્રય અને પંચેંદ્રિય પશુઓનાં શરીર ભિન્ન ભિન્ન પ્રકારની સારી નરસી આહારક વર્ગણાઓથી બને છે. જેથી કોઈનુ શરીર સુંદર અને કોઈનું શરીર અસુંદર હોય છે કોઈનું દુર્ગંધમય, કોઈનું સુગંધમય હોય છે. અસંજ્ઞી પંચેંદ્રિય સુધી સર્વ પશુઓને મન નથી હોતું. તેથી એમને વિચારશક્તિ પણ હોતી નથી કે એ વિચારી શકે કે આત્મા કોઈ ભિન્ન છે અને શરીર ભિન્ન છે. તે પોતાને શરીરરૂપ જ માને છે તેમને શરીરમાં તીવ્ર આસક્તિ હોય છે. જે સંજ્ઞી પંચેંદ્રિય પશુ છે તેમને મન હોય છે. તે વિચાર કરી શકે છે પરંતુ તેને શરીર અને આત્માના ભિન્નપણાનું જ્ઞાન પામવાનો અવસર ક્વચિત્ જ પ્રાપ્ત થાય છે. તે પણ શરીરમાં મોહી હોઈ શરીરથી જ પોતાના જન્મ મરણ માની રહે છે. તે શરીરના છેદાવાથી ભેદાવાથી અને ભૂખ તરસથી બહુ દુઃખ ભોગવે છે.

મનુષ્યગતિમાં આ કર્મભૂમિનાં મનુષ્યોનાં શરીર પણ સુંદર

અસુંદરે નાના પ્રકારની આહારક વર્ગણાઓથી બને છે. એ શરીરની ઉત્પત્તિમાં પ્રથમ કારણ ગર્ભ છે. ત્યાં પુરુષનું અતિ મલિન વીર્ય અને સ્ત્રીનું રક્ત–રજનો સંબંધ થાય છે ત્યારે ગર્ભ બને છે. તેમાં અન્ય પર્યાયમાંથી જીવ આવે છે ત્યારે તે ચારે બાજુની બીજી વિશેષ આહારક વર્ગણારૂપી પુદ્ગલોને ગ્રહણ કરે છે. વિગ્રહગતિમાંથી આવેલો જીવ મનુષ્યગતિમાં એક સાથે આહારકવર્ગણા, ભાષાવર્ગણા અને મનોવર્ગણાને ગ્રહણ કરે છે. અંતર્મુહૂર્ત સુધી અપર્યાપ્ત અવસ્થા કહેવાય છે. જ્યાં સુધી તે વર્ગણાઓમાં આહાર, શરીર, ઇંદ્રિય, શ્વાસોચ્છ્વાસ, ભાષા અને મન એ બનવાની શક્તિનો પ્રકાશ ન થાય ત્યા સુધી તે મનુષ્ય અપર્યાપ્ત કહેવાય છે; પછી તે પર્યાપ્ત થઈ જાય છે.

મનુષ્યનું શરીર આશરે નવમાસમાં મહાન દુ:ખ સાથે પૂર્ણ થાય છે ત્યાં સુધી આ જીવને ગર્ભસ્થાનમાં ઊંધે મસ્તકે રહેવુ પડે છે. તે સ્થાન મહા અપવિત્ર અને દુર્ગંધમય હોય છે. માતાએ ખાધેલ ભોજનપાનદ્વારા તે પોતાનો ખોરાક ગ્રહણ કરી વર્ધમાન થાય છે. અંગોપાંગ સંકડાઈને એક કોથળીની અંદર રહે છે. જ્યારે તે ગર્ભથી બહાર નીકળે છે ત્યારે તે બાળકને બહુ ભારે કષ્ટ થાય છે. બાલ્યાવસ્થામાં બહુ જ કઠિનતાથી માતાદ્વારા શરીર પાળ્યું જાય છે. ભૂખ અને તરસ લાગે છે. સમયપર દૂધ અને અન્નાદિક કદી મળે છે, કોઈ વખત નથી મળતું ત્યારે રડે છે. કદી મળમૂત્રથી લેપાઈ જાય છે.

મનુષ્ય આ સ્થૂળ શરીરને ઉપરથી તેજસ્વી જોઈ એમાં લોભાઈ જાય છે. પરંતુ આ ઔદારિક શરીર વિષે વિચાર નથી કરતો.

જો શરીરના સ્વરૂપનો બરાબર વિચાર કરવામાં આવે તો કોઈપણ બુદ્ધિમાન આવા અશુચિ, મલિન, ગ્લાનિ ઊપજાવે તેવા શરીરની સંગતિ પસંદ ના કરે. આની ઉત્પત્તિનું કારણ માતાપિતાનું અત્યંત મલિન રજવીર્ય છે. એ મળપૂર્ણ ગર્ભસ્થાનમાં મોટું થાય છે. તે શરીરમાં સાતધાતુ અને ઉપધાતુ છે.

સાતધાતુઃ–રસ, રુધિર, માંસ, મેદ (ચરબી), હાડ મજ્જા અને શુક્ર (વીર્ય). જે ભોજનપાન કરવામાં આવે છે તે આ દશાઓમાં પલટાતાં પલટાતાં આશરે એક માસમાં વીર્યને તૈયાર કરે છે.

સાત ઉપધાતુઃ–વાત, પિત્ત, શ્લેષ્મ, શિરા, સ્નાયુ, ચર્મ અને ઉદરાગ્નિ. આના આધારે શરીર ટકી રહે છે, કદી આમાંથી કોઈ ઉપધાતુ બગડે છે તો રોગ ઉત્પન્ન થાય છે. જો કોઈ ઉપરની (ચામડી) ખાલનું ઢાંકણુ જરાપણુ ખસેડી દે તો માખીઓ શરીર ઉપર બેસી જાય. એટલું બધું ગંદુ લાગે કે પોતાને પણુ ગમે નહિ. આ શરીરની અંદર મલ, મૂત્ર, પરુ સહિત અનેક કીડાઓ ખદબદી રહ્યા છે. આ મેલના ઘડાની માફક મલિન પદાર્થોથી ભરેલું શરીરમાં કરોડો રોમ–છિદ્રો છે. તેમાથી રાતદિવસ પરસેવારૂપી મેલ જ નીકળે છે. મોટાં નવદ્વારથી નિરંતર મેલ જ વહે છે નવદ્વારઃ–બે કર્ણછિદ્ર, બે આંખ, બે નાકના છિદ્ર, એકમુખ, બે કમરના (લિંગ અને ગુદા). આ શરીર નિરંતર ખરતું રહે છે અને નવા પુદ્‌ગલો એમાં મળતાં રહે છે.

અજ્ઞાની જીવ સમજે છે કે આ શરીર સ્થિર છે, પરંતુ આ સદા અસ્થિર છે. જેમ એક લશ્કરના ચક્રાવાદિ ગોઠવણુમાં યુદ્ધના સમયમાં સિપાઈ મરી જાય છે, તેની જગ્યા નવા સિપાઈ આવી ભરી દે છે. તેમ આ શરીરમાં જૂનાં પરમાણુ ખરતા રહે છે અને નવાં આવીને મળતાં રહે છે. બાળકપણું કુમારપણું અને યુવાની એ ત્રણુ અવસ્થામા તો કંઈક સુંદર દેખાય છે. વૃદ્ધાવસ્થા આવેથી નિર્બળ અને અસુંદર થવા લાગે છે. તેની અવસ્થા એક સરખી નથી રહેતી. એમાં અગણિત રોગ, તાવ, ખાંસી, શ્વાસ, પેટનાં દર્દ શિરનાં દર્દ, કમરના દર્દ, ગાંઠ, જલોદર, કોઢ આદિ ઉત્પન્ન થયા કરે છે. અને મરણુનો કોઈ નિયમ નથી.

દેવ અને નારકીઓનાં શરીર તો આયુષ્ય પૂર્ણ થયે છૂટે છે.

પરંતુ કર્મભૂમિનાં મનુષ્યો અને તિર્યંચોનું અકાળ મરણ પણ થઈ જાય છે. જેમ. આખી રાત બળે એટલું તેલ દિવામાં હોય પરંતુ કોઈ કારણથી જો તેલ તેમાંથી ઢળી જાય તો દિવો જલદી ઓલવાઈ જાય છે. તેમ આયુકર્મની વર્ગણાઓ સમય સમય ફળ આપી ખરતી જાય છે. તે જો તે જ પ્રમાણે ઉદયમા આવ્યા કરે, કોઈ પ્રતિકૂળ કારણ ના મળે તો પૂરું આયુષ્ય ભોગવાય છે. પરંતુ અસાતાવેદનીયના ઉદયથી જો કોઈ તીવ્ર અસાધ્ય રોગ ઉત્પન્ન થઈ જાય, વિષ ખાવામાં આવી જાય, તલવાર લાગી જાય, અગ્નિમાં બળી જાય, જલમાં ડૂબી જાય, કે કોઈ બીજો અકસ્માત્ થઈ જાય તો આયુકર્મની ઉદીરણા થઈ જાય છે. અર્થાત્ બાકી રહેલ આયુકર્મની વર્ગણાઓ બધી એકદમ ખરી જાય છે. અને મૃત્યુ થઈ જાય છે. એવા પતનશીલ, મલિન ભયંકર રોગોથી પીડા પામતા શરીરમાં અજ્ઞાનીજન મોહ કરીને રાતદિવસ એની સારવારમાં લાગી રહે છે. અને પોતાને શરીરરૂપ જ માની લે છે. શરીરના મોહમાં એટલો મૂર્ચ્છાવાન થઈ જાય છે કે તે પોતાના આત્મા તરફ દૃષ્ટિ પણ નથી કરતો, ધર્મ-સાધનથી વિમુખ રહે છે. અંતમાં રૌદ્રધ્યાનથી નરકમાં કે આર્તધ્યાનથી તિર્યંચગતિમાં જઈ જન્મે છે

મનુષ્યનું શરીર મલિન, ક્ષણભંગુર અને પતનશીલ છે છતાં જો એને સેવકની સમાન રાખવામાં આવે અને એનાથી પોતાના આત્માનું હિત કરવામાં આવે તો આ શરીરથી આત્મા પોતાની બહુ ભારે ઉન્નતિ કરી શકે છે. તપ કરીને અને આત્મધ્યાન કરીને એવો ઉપાય કરી શકે છે કે જેથી થોડા કાળ પછી શરીરનો સંબંધ જ છૂટી જાય: નોકરને જેમ પગાર આપવામાં આવે છે કે જેથી તે તંદુરસ્ત રહી નોકરી કરી શકે અને આજ્ઞામાં રહી પોતાના કામમાં પૂરેપૂરી મદદ કરે; તેમ આ શરીરને તંદુસ્ત રાખવાને માટે યોગ્ય ભોજનપાન આપવું જોઈએ. એને એવું ખાવાપીવાનું ન આપવું જોઈએ કે જેથી તે આળસુ, રોગી ને ઉન્મત્ત બની જાય. એને

આપણે આધીન રાખવું જોઈએ, એને આધીન આપણે થવુ જોઈએ નહિ.

આ શરીરથી બુદ્ધિમાન એવો પ્રયત્ન કરે છે કે જેથી ફરી શરીર પ્રાપ્ત ના હોય, કર્મોની પરાધીનતા દૂર થાય અને આ આત્મા સ્વાધીન થાય. આ મનુષ્ય શરીરને જો ધર્મસાધનમાં જોડી દેવાય તો એનાથી બહુ ઉત્તમ ફળોની પ્રાપ્તિ થઈ શકે છે. જો ભોગોમા લગાડી દે તો અલ્પ ભોગ મળે તે અનેક રોગાદિ આકુળતાને ઉત્પન્ન કરનાર હોય છે. અને તેનાથી તૃપ્તિ પણ થતી નથી. આ શરીર સડેલા શેરડીના સાઠા જેવુ છે. સડેલા સાંઠાને ખાવાથી સારો સ્વાદ નથી આવતો પરંતુ જો એને વાવવામા આવે તો અનેક સાઠા ઉત્પન્ન થાય છે.

**સંયમની સાધના :**—મુનિધર્મની સાધના કેવળ માત્ર આ મનુષ્ય શરીરથી જ થઈ શકે છે. પશુ કદાચિત શ્રાવકધર્મની સાધના કરી શકે છે. દેવ અને નારકી તો શ્રાવકના સંયમને પણ પાળી શકતા નથી કેવળ વ્રતરહિત સમ્યગ્દષ્ટિ જ થઈ શકે છે. સમ્યગ્દષ્ટિ જ્ઞાની ઇન્દ્રાદિદેવ એવી ભાવના ભાવ્યા કરે છે કે ‘ક્યારે આયુષ્ય પૂરું થાય અને ક્યારે અમે મનુષ્ય દેહ પ્રાપ્ત કરી શકીએ અને તપસાધના કરી કર્મોને બાળી, આત્માને મુક્ત કરીએ, જન્મ મરણથી રહિત થઈએ તથા આત્માને સિદ્ધપદમાં પહોચાડીએ, એવો ઉપકારી મનુષ્ય જન્મ પામી મનુષ્યોએ શરીરને ચાકરની સમાન રાખી એની સહાયથી ગૃહસ્થાશ્રમમાં તો ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરુષાર્થને સાધવા જોઈએ અને મુનિપદમા ધર્મ અને મોક્ષને જ સાધવા જોઈએ. બુદ્ધિમાનોએ ધર્મ સાધનમાં એ પણ ના જોવું કે ‘ હુ હજુ કુમાર છું. હું હજુ યુવાન છું; હું વૃદ્ધાવસ્થામાં ધર્મસાધન કરી લઈશ’. અકાળ મરણની સંભાવના હોવાથી એ વિચાર યોગ્ય નથી. મનુષ્યોને માથે મરણ સદા ઊભું જ છે, નથી ખબર કે ક્યારે આવશે? તેથી દરેક અવસ્થામાં પોતાની શક્તિ અનુસાર ધર્મસાધન કરતા રહેવું જોઈએ, જેથી મરણ સમયે પસ્તાવું ના પડે. મનુષ્ય દેહનો સંબંધ તો અવશ્ય છૂટશે. તેની સાથે જ લક્ષ્મી, પરિવાર અને સંપદા પણ મૂકવાં પડશે. તેથી આ

શરીર અને એના સંબંધીઓને માટે બુદ્ધિમાને પાપમય, અન્યાયમય અને હિંસામય જીવન વ્યતીત કરવું જોઈએ નહિ. સ્વપર ઉપકારી જીવન જીવી આ દેહને સફળ કરવો જોઈએ. આ શરીરમાં વસવું એ એક ધર્મશાળાના વાસ સમાન માનવું જોઈએ. જેમ ધર્મશાળામાં રહેલ મુસાફર ધર્મશાળામા રહેતા બીજા મુસાફરો સાથે સ્નેહ કરે છે છતાં મોહ નથી કરતો, તે જાણે છે કે ધર્મશાળામાંથી શીઘ્ર જવાનું છે. તે પ્રકારે શરીરમાં રહેતો બુદ્ધિમાન જીવ શરીરના સબંધીઓથી મોહ કરતો નથી, પ્રયોજન વશ સ્નેહ રાખે છે. તે જાણે છે કે એક દિવસ શરીરને મૂકવું પડશે, ત્યારે આ સર્વ સંબધ સ્વપ્ન સમાન થઈ જશે આ શરીરરૂપી ઝૂંપડીને પુદ્‌ગલોથી બનેલી જાણી એનામાં મોહ કે મૂર્ચ્છાભાવ રાખવો જોઈએ નહિ આ ઝૂંપડી છે હું એમાં રહેવાવાળો આત્મા જુદો છું. ઝૂંપડી બળે પણ હું નથી બળી શકતો, ઝૂંપડી ગળે પણ હું નથી ગળી શકતો, ઝૂપડી પડે પણ હું નથી પડી શકતો, ઝૂંપડી જૂની થાય પણ હું નથી ઘરડો થઈ શકતો એ પુદ્‌ગલરૂપ છે, પૂરણ–ગલણ એનો સ્વભાવ છે, તે જડ છે, મૂર્તિક છે જ્યારે હુ તો અમૂર્તિક, અખંડ આત્મા છું. જેમ દેહને વસ્ત્રનો સબધ છે તેવો મારો અને શરીરનો સબધ છે. કપડું ફાટે, ગળે, સડે, છૂટે પણ મારો દેહ નથી કપાતો, સડતો કે ગળતો, કપડુ લાલ, પીળુ, લીલુ, હોય પણ દેહ લાલ, પીળો, લીલો થતો નથી, એવી રીતે શરીર બાળક હોય, યુવાન હોય, વૃદ્ધ હોય, રોગી હોય, પતનશીલ હોય પણ હુ આત્મા છુ, હુ બાળક નથી, યુવાન નથી, વૃદ્ધ નથી, રોગી નથી, પતનશીલ નથી. જ્ઞાની પુરુષોને એ યોગ્ય છે કે આ શરીરના સ્વભાવને જાણી-વિચારી તેના ઉપર મોહ ના કરે. આ શરીરની અપવિત્રતા તો પ્રત્યક્ષ પ્રગટ છે. જેટલા પવિત્ર પદાર્થો છે તે પણ શરીરનો સ્પર્શ પામતા જ અપવિત્ર થઈ જાય છે. પાણી, ગધ, રૂ, વસ્ત્ર આદિ શરીરના સ્પર્શ પછી ગ્રહણ કરવામા બીજા એને અપવિત્ર સમજે છે નગર કે ગામની બધી ગદકીનુ કારણ મનુષ્યોના દેહનો મળ છે.

આવું અપવિત્ર શરીર પણ જો ધર્મ રત્નોથી વિભૂષિત હોય તો પૂજનીય અને પવિત્ર માનવામાં આવે છે. તેથી આપણે બધાને એ યોગ્ય છે કે આ નરદેહને પુદ્ગલમય, અશુચિ, નાશવંત અને આયુષ્ય કર્મને આધીન ક્ષણિક સમજી, એના દ્વારા જે કંઈ આત્મહિત સાધન થઈ શકે તે શીઘ્ર કરી લેવુ. જો વિલંબ કર્યો તો આ શરીર દગો દેશે અને મરતી વખતે પસ્તાવું પડશે કે મેં કંઈ ના કર્યું, શરીરનું સ્વરૂપ આત્માના સ્વરૂપથી તદ્દન જુદું છે. તે શરીરને પોતાનાથી ભિન્ન જાણી તેના પ્રત્યે વૈરાગ્યભાવ જ રાખવો જોઈએ. આ શરીરથી એવો પ્રયત્ન કરવો જોઈએ કે જેથી ફરી શરીરની પ્રાપ્તિ થાય નહી, ફરી આ શરીરરૂપ કેદખાનામા આવવું ના પડે, અને સદાને માટે પોતે સ્વાધીન પરમાનન્દમય થઈ જાય. આ મિથ્યાત્વરૂપી અંધ-કારમાંથી નીકળી સમ્યક્ત્વરૂપ પ્રકાશમાં આવવા માટે પૂરેપૂરો પ્રયત્ન આપણે કરવો જોઈએ.

જૈન આચાર્યોએ શરીરનું સ્વરૂપ કેવું કહ્યુ છે તે નીચેનાં શાસ્ત્રોનાં વાકયોથી પ્રગટ સમજાશે.

શ્રી કુંદકુંદાચાર્યે દ્વાદશાનુંપ્રેક્ષામાં કહ્યું છે કે :—

दुग्गंधं वीभत्थं कलिमलभरिदं अचेयणं मुत्तं ।
सडणप्पडणसहावं देहं इदि चिन्तए णिच्चं ॥४४॥

જ્ઞાનીએ નિત્ય એવું વિચારવું જોઈએ કે આ શરીર દુર્ગંધમય છે, ધૃણામય છે, મેલથી ભરેલુ છે, અચેતન છે, મૂર્તિક છે અને સડણપડણ સ્વભાવવાળું છે

देहादो वदिरित्तो कम्मविरहिओ अणंतसुहणिलयो ।
चोक्खो हवेइ अप्पा इदि णिच्चं भावणं कुज्जा ॥४६॥

દેહમાં વસવા છતાં દેહથી જુદો, કર્મોથી ભિન્ન, અનંત સુખ-સમુદ્ર, અવિનાશી, પવિત્ર આત્મા છે એવી ભાવના સદા કરવી યોગ્ય છે.

શ્રી કુંદકુંદાચાર્ય ભાવપાહુડમાં કહે છેઃ—

एक्केक्कंगुलिवाही छण्णवदी होंति जाणमणुयाणं ।
अवसेसे य सरीरे रोया भण कित्तिया भणिया ॥३७॥

આ મનુષ્ય દેહમા એક એક આંગળ જેટલી જગામાં (૯૬) છન્નુ છન્નું રોગ હોય છે તો સર્વ શરીરમાં કેટલા રોગ હશે?

ते रोया वि य सयला सहिया ते परवसेण पुव्वभवे ।
एवं सहसि महाजस किं वा बहुएहिं लविएहिं ॥३८॥

હે મહાજશ! તે પૂર્વભવોમા પરવશતાએ એ રોગોને સહ્યા છે, એવા ફરી સહન કરવા પડશે, વધારે શુ કહીએ?

पित्तंतमुत्तफेफसकालिज्जयरुहिरखरिसकिमिजाले ।
उयरे वसिओसि चिरं नवदसमासेहिं पत्तेहिं ॥३९॥

હે મુનિ! તુ એવા મહા અપવિત્ર ઉદરમા નવ દશ માસ વસ્યો છે કે જે ઉદર પિત્ત અને આંતરડાંથી વીંટળાયેલ છે, જ્યાં મૂત્ર, ફેફસા, કલેજુ, રુધિર, લીંટ અને અનેક કીડાઓ હોય છે.

सिसुकाले य अयाणे असुईमज्झम्मि लोलिओसि तुमं ।
असुई असिया बहुसो मुणिवर! बालत्तपत्तेण ॥४१॥

હે મુનિવર! તું બાળપણામાં—અજ્ઞાન અવસ્થામાં અશુચિ અપવિત્ર સ્થાનોમા અશુચિમાં આળોટયો છે અને તેં બહુવાર અશુચિ વસ્તુ પણ ખાધી છે.

मंसट्ठिसुक्कसोणियपित्तंतसवत्तकुणिमदुग्गंधं ।
खरिसवसपूयखिब्भिस भरियं चिंतेहि देहउडं ॥४२॥

હે મુનિ! આ દેહરૂપી ઘડાને એમ વિચાર કે આ દેહરૂપી ઘડો માંસ, હાડકાં, વીર્ય, રુધિર, પિત્ત, આતરડાંથી ઝરતી (મૃતદેહના) શબના જેવી દુર્ગંધ, અપકવ મળ, ચરબી, પરુ આદિ મલિન વસ્તુઓથી પૂર્ણ ભરેલો છે.

શ્રી વટ્ટકેરસ્વામી મૂલાચારમાં દ્વાદશાનુપ્રેક્ષામાં કહે છે:—

असुइचिअविले गब्भे वसमाणो वत्थिपडलपच्छण्णो।
मादूइसेभलालाइयं तु तिव्वासुहं पिबदि ॥३३॥

અપવિત્ર મળમૂત્ર, શ્લેષ્મ, પિત્ત, રુધિર આદિથી ઘૃણાયુક્ત ગર્ભમા વસતાં, માંસના પડથી ( ઓરથી ) ઢકાઈ રહેતા, માતાના કફદ્વારા પોષણ પામતા આ જીવ મહા દુર્ગંધ રસને પીવે છે

मंसट्ठिसेभवसरुहिरचम्मपित्तंतमुत्तकुणिपकुडिं ।
वहुदुक्खरोगभायण सरीरमसुभं वियाणाहि ॥३४॥

માસ, હાડકાં, કફ ચરબી, રુધિર, ચર્મ, પિત્ત, આંતરડાં, મૂત્ર, પરુ આદિથી ભરેલી અપવિત્ર આ શરીરરૂપી કુટીર અનેક દુઃખો તથા રોગોનું સ્થાન છે એમ જાણ.

अत्थं कामसरीरादियंपि सव्वमसुभत्ति णाऊण ।
णिव्विज्जंतो झायसु जह जहसि कलेवरं असुइं ॥३५॥

દ્રવ્ય, કામભોગ, શરીરાદિ એ સર્વ તારુ બગાડનાર અશુભ છે. એવુ જાણી એનાથી વૈરાગ્યવત થઈ એવુ આત્મધ્યાન કર કે જેથી આ અપવિત્ર શરીરનો સંબધ સદાને માટે છૂટી જાય.

मोत्तूणं जिणक्खादं धम्मं सुहमिह दु णत्थि लोगम्मि ।
ससुरासुरेसु तिरिएसु णिरयमणुएसु चिंतेज्जो ॥३६॥

દેવ, અસુર, તિર્યંચ, નારકી અને મનુષ્યોથી ભરેલ આ લોકમાં એક જિનેદ્રપ્રણીત ધર્મ સિવાય બીજી કોઈ શુભ કે પવિત્ર વસ્તુ નથી. તે જ શ્રી મૂલાચારની અણગારભાવના અધિકારમાં કહે છે:—

रोगाणं आयदणं वाधिसदसमुच्छिदं सरीरघरं ।
धीरा खणमवि रागं ण करेंति मुणी सरीरम्मि ॥७७॥

આ શરીરરૂપી ઘર રોગોનો ભડાર છે. સેકડો આપત્તિઓ

અને રોગોને વેઠીને-સહન કરીને બનેલું છે. આવા શરીરમાં ધીર, વીર મુનિ ક્ષણમાત્ર પણ રાગ કરતા નથી.

एदं सरीरमसुई णिच्चं कलिकलुसभायणमचोक्खं।
अंतोछाइद ढिड्डिस खिब्भिसभरिदं अमेज्झघरं ॥७८॥

આ શરીર બહુ અપવિત્ર છે. નિત્ય રાગદ્વેષ ઉત્પન્ન કરવાનું કારણ છે, અશુભ વસ્તુઓથી બનેલું છે, ચામડાથી ઢાંકેલું છે, અંદર પરુ રુધિર, માસ, ચરબી, વીર્ય આદિથી પૂર્ણ છે. મલ-મૂત્રનો ભંડાર છે.

अट्ठिणिछण्णं णालिणिवद्धं कलिमलभरिदं किमिउलपुण्णं।
मंसविलित्तं तयपडिछण्णं सरीरघरं तं सददमचोक्खं ॥८३॥

આ શરીરરૂપી ઘર હાડકાથી છાયેલુ છે, નસોથી બંધાયેલું છે, મળમૂત્રાદિથી ભરેલું છે, કીડાઓથી પૂર્ણ છે, માંસથી લીંપેલું છે, ચામડીથી ઢાંકેલું છે. તે સદા અપવિત્ર જ છે.

एदारिसे सरीरे दुग्गंधे कुमिमपूदियमचोक्खे।
सडणपडणे असारे रागं ण करिंति सप्पुरिसा ॥८४॥

આવુ દુર્ગંધવાળું, પરુ આદિથી ભરેલું, અપવિત્ર, સડવાપડવાના સ્વભાવવાળું, સાર રહિત, એવા આ શરીરમાં સત્પુરુષો રાગ નથી કરતા

શ્રી સમંતભદ્રાચાર્ય સ્વયંભૂસ્તોત્રમાં કહે છે કેઃ—

अजङ्गमं जंगमनेययन्त्रं यथा तथा जीवधृतं शरीरम्।
बीभत्सु पूति क्षयि तापकं च स्नेहो वृथात्रेति हितं त्वमाख्यः ॥३२॥

હે સુપાર્શ્વનાથ ભગવંત! આપે જગતના કલ્યાણને માટે ઉપદેશ કર્યો છે કે આ શરીર સ્વયં જડ છે. જેમ કોઈ સ્થિર યંત્રને કોઈ ફેરવનાર ફેરવે, તેમ જીવદ્વારા શરીર ચાલે છે. આ શરીર ઘૃણાયુક્ત

છે. અપવિત્ર, નાશવંત અને સંતાપ આપવાવાળું છે તેથી તેમાં રાગ કરવો વૃથા છે.

શ્રી શિવકોટીઆચાર્ય ભગવતી આરાધનામાં કહે છે:—

देहस्स सुक्कसोणिय, असुईपरिणमकारणं जह्मा।
देहो वि होइ असुई, अमेज्झघदपूरओ व्व तदो ॥१००३॥

આ દેહની ઉત્પત્તિનું કારણ અતિશય અપવિત્ર એવું માતાનું રુધિર અને પિતાનુ વીર્ય છે. જેમ મલિન વસ્તુમાંથી બનાવેલું ઘેબર અપવિત્ર હોય છે તેમ અપવિત્ર બીજથી પેદા થયેલો આ દેહ પણ અપવિત્ર છે.

कललगदं दसरत्तं, अच्छदि कलुसीकदं च दसरत्तं।
थिरभूदं दसरत्तं, अच्छदि गब्भम्मि तं वीयं ॥१००६॥
तत्तो मासं बुब्बुदभूदं, अच्छदि पुणो वि घणभूदं।
जायदि मासेण तदो, य मंसपेसी य मासेण ॥१००७॥
मासेण पंच पुलगा, तत्तो हुंति हु पुणो वि मासेण।
अंगाणि उवंगाणि य, णरस्स जायंति गब्भम्मि ॥१००८॥
मासम्मि सत्तमे तस्स होदि चम्मणहरोमणिप्पत्ती।
फुंदणमट्ठमासे, णवमे दसमे य णिग्गमणं ॥१००९॥
सव्वासु अवत्थासु वि, कललादीयाणि ताणि सव्वाणि।
असुईणि अमेज्झाणि य, विहिंसणिज्जाणि णिच्चं पि ॥१०१०॥

ગર્ભમાં માતાનું રુધિર પિતાના વીર્યની સાથે મળી દશ રાત્રિ સુધી હાલતુ રહે છે. બીજી દશ રાત્રિ કાળુ થઈ રહે છે અને તે પછી બીજી દશ રાત્રિમાં સ્થિર થાય છે. બીજે મહિને પરપોટારૂપ થઈને રહે છે. ત્રીજે મહિને ઘન (કઠણ) થઈ રહે છે. ચોથે મહિને માંસનો ગઠ્ઠો (પેશી) થઈ રહે છે. પાંચમે મહિને તે માસના લોચામા પાચ ફણગા ફૂટે છે. એક મસ્તકના આકારનો, બે હાથ ને બે પગના આકારના. છઠ્ઠે મહીને મનુષ્યના અંગ ઉપાંગ પ્રગટ

થાય છે સાતમેં મહિને ચામડી, નખ, રોમની ઉત્પત્તિ થાય છે; આઠમા મહિનામાં ગર્ભમા કંઈક હલન ચલન થાય છે. નવમા કે દશમા મહિનામા ગર્ભમાંથી બહાર આવે છે. એ પ્રકારે જે દિવસે ગર્ભમાં માતાનું રુધિર અને પિતાના વીર્યનો સંયોગ થયો તે દિવસથી આ જીવ બહુ મલિન અને ગંદી દશામા રહ્યો છે.

कुणिमकुडी कुणिमेहि य, भरिदा कुणिमं च सवदि सव्वत्तो।
भाणं च अमिज्झमयं, अमिज्झभरिदं सरीरमिणं ॥१०२५॥

આ શરીર મલિન વસ્તુઓની કુટીર (કોટડી) છે. તે મલિન પદાર્થોથી ભરેલુ છે સર્વ દ્વારથી, શરીરના અંગઉપાંગોમાથી સડેલો દુર્ગંધમય મળ નિત્ય ઝરે છે. જેમ મળનું બનાવેલું વાસણ મળથી જ ભરેલુ હોય તેમ આ શરીર છે.

अट्ठीणि होंति तिण्णि दु, सदाणि भरिदाणि कुणिममज्झाए।
सव्वम्मि चेव देहे संधीणि हवंति तावदिया ॥१०२६॥
ण्हारुण णवसदाइं, सिरासदाणि हवंति सत्ते व।
देहम्मि मंसपेसी,–ण होंति पंचेव य सदाणि ॥१०२७॥
चत्तारि सिराजाला,–णि होंति सोलसय कंडराणि तहा।
छच्चेव सिराकुच्चा, देहे दो मंसरज्जू य ॥१०२८॥
सत्त तयाओ काले,–जयाणि सत्तेव होंति देहम्मि।
देहम्मि रोमकोडी–ण होंति असीदी सदसहस्सा ॥१०२९॥
पक्कामयासयत्था, य अंतगुंजाउ सोलस हवंति।
कुणिमस्स आसया स,–त्त होंति देहे मणुस्सस्स ॥१०३०॥
थूणा उ तिण्णि देह,–म्मि होंति सत्तुत्तरं च मम्मसदं।
णव होंति वणमुहाइं, णिच्चं कुणिमं सवंताइं ॥१०३१॥
देहम्मि मत्थुलिंगं, अञ्जलिमित्तं सयप्पमाणेण।
अञ्जलिमेत्तो मेदो, ओजो वि य तत्तिओ चेव ॥१०३२॥
तिण्णि य वसञ्जलीओ, छच्चेव य अंजलिउ पित्तस्स।
सिंभो पित्तसमाणो, लोहिदमद्धाढयं हवदि ॥१०३३॥

मुत्तं आढयमेत्तं, उच्चारस्स य हवंति छप्पत्था ।
वीसं णहाणि दंता, वत्तीसं होंति पगदीए ॥१०३४॥
किमिणो व वणो भरिदं, सरीरियं किमिकुलेहि वहुगेहिं ।
सव्वं देहं अप्फुं,-दिऊण वादा ठिदा पंच ॥१०३५॥
एवं सव्वे देह,-म्मि अवयवा कुणिमपुग्गला चेव
एक्कं पि णत्थि अंगं, पूयं सुचियं च जं होज्ज ॥१०३६॥

આ દેહમા સડેલી મજ્જા (હાડરસ) થી ભરેલા ત્રણસો હાડકાં છે, ત્રણસો સાધાઓ છે નવસો સ્નાયુ-નસો છે, સાતસો પાતળી નસો-શિરાઓ છે. પાંચસો માંસની પેશીઓ છે. ચાર નસોની જાળી છે. સોળ કડરા (મોટી નાડીઓ) છે, ૭ નસોનાં મૂળ છે. બે માંસની દોરીઓ છે. સાત ત્વચા છે સાત કાળજાં છે. એસી લાખ કોડ રોમ છે. પકવાશયમાં અને આમાશયમાં સોળ આતરડાંનાં ગૂચળા છે સાત મળના સ્થાન છે. ત્રણ ખીટીઓ છે. એકસોસાત મર્મ-સ્થાન છે. મળ નીકળવાનાં નવ દ્વાર છે આ શરીરમા પોતાની એક અજલિ પ્રમાણ મસ્તક (મગજ) છે. એક અજલિ પ્રમાણ મેદ ધાતુ છે. એક અજલિ પ્રમાણ વીર્ય છે માસની અદર પોતાની ત્રણ અંજલિ પ્રમાણ ચરબી છે. ૭ અંજલિ પ્રમાણ પિત્ત છે. ૭ અજલિ પ્રમાણ કફ છે. અર્ધા આઢક પ્રમાણ લોહી છે. એક આઢક પ્રમાણ મૂત્ર છે. આઠ શેરનો એક આઢક થાય છે. ૭ શેર મળ છે વીસ નખ છે. બત્રીસ દાત છે. આ સામાન્ય પ્રમાણ છે. તેનાથી ઓછુવત્તુ પણ હોય દેશ, કાળ અને રોગાદિના નિમિત્તથી અનેક પ્રકાર હોય છે. સડેલા ઘાની માફક આ દેહ બહુ કીડાઓથી ભરેલો છે. પાચ પવન આખા દેહમાં વ્યાપેલ છે. આ પ્રકારે આ દેહનાં સર્વ અગ ઉપાંગ દુર્ગંધમય પુદ્ગલો છે. આ દેહમા એવું એક પણ અંગ નથી જે પવિત્ર હોય. બધા જ અશુચિમય અપવિત્ર છે.

जदि होज्ज मच्छियाप,-त्तसरिसिया तयाए णो पिहिदं ।
को णाम कुणिमभरियं; सरीरमालद्धुमिच्छेज्ज ॥१०३७॥

આ દેહ જો માંખની પાંખ સમાન પાતળી ત્વચાથી ન ઢાંકેલો હોય તો આ મેલથી ભરેલા દેહને કોણ સ્પર્શ કરવા ઇચ્છે?

परिदड्ढसव्वचम्मं पंडुरगत्तं मुयंतवणरसियं।
सुट्ठु वि दयिदं महिलं, दट्ठुं पि णरो ण इच्छेज्ज ॥१०३८॥

જો આ દેહ ઉપરની બધી ચામડી બળી જાય અને સફેદ શરીર દેખાય અને ઘામાથી પરુ અને રસ ઝરવા માંડે તો પોતાની અત્યંત પ્યારી સ્ત્રીને પણ પતિ જોવાની ઇચ્છા કરશે નહિ.

इंगालो धोवंतो, ण हु सुज्झदि जहा पयत्तेण।
सव्वेहिं समुद्देहिं, सुज्झदि देहो ण धुव्वंतो ॥१०४३॥

જેમ કોલસાને આખા સમુદ્રના જળથી ધોવા છતાં ધોળો-ઊજળો થઈ શકતો નથી તેમ આ દેહને ઘણા પાણીથી ધોવા છતાં પણ અંદરથી પરસેવો આદિ મળ જ નીકળશે.

सिण्हाणब्भंगुव्व,-ट्टणेहि मुहदंत अच्छिधुवणेहिं।
णिच्चं पि धोवमाणो, वादि सदा पूदियं देहो ॥१०४४॥

સ્નાન, અત્તર, ફૂલેલ, સુગંધી લેપ આદિથી ધોવા છતાં, મોઢું, દાંત, નેત્રોને પણ ધોવા છતા અને નિત્ય સ્નાનાદિ કરવા છતાં આ દેહ સદા દુર્ગંધ બહાર કાઢે છે.

अन्तो वहिं च मज्झे, व कोइ सारो सरीरगे णत्थि।
एरंडगो व देहो, णिस्सारो सव्वहिं चेव ॥१०४९॥

જેમ દિવેલાની લાકડીમાં કંઈ સાર નથી તેમ આ દેહની અંદર કે બહાર કઈ સાર નથી.

जदि दा रोगा एक्कम्मि, चेव अच्छिम्मि होंति छण्णउदी।
सव्वम्मि चेव देहे, होदव्वं कदिहि रोगेहिं ॥१०५३॥
पंचेव य कोडीओ, अट्ठासट्ठि तहेव लक्खाइं।
णव णवदि च सहस्सा, पंचसया होंति चुलसीदी ॥१०५४॥

એક આંખમા ૯૬ છન્નુ રેગ હોય છે. તો આખા દેહમાં

કેટલાક રોગ હશે? પાંચ કરોડ અડસઠ લાખ નવ્વાણું હજાર પાંચસો ચોરાસી ( ૫૬૮૯૯૫૮૪ ) રોગ દેહમાં ઊપજવા યોગ્ય છે.

रूवाणि कट्ठकम्मा,-दियाणि चिट्ठंति सारवेंतस्स ।
घणिदं पि सारवेंत,-स्सठादिण चिरं सरीरमिमं ॥१०५९॥

કાષ્ઠ અને પત્થરની મૂર્તિઓ સંભાળપૂર્વક રાખવાથી બહુ કાળ સુધી રહી શકે છે પણ આ નર દેહ તો અત્યંત સંસ્કાર કરવા છતાં પણ બહુ વખત સુધી રહી શકતો નથી.

શ્રી પૂજ્યપાદસ્વામી સર્વાર્થસિદ્ધિમાં કહે છેઃ-

" शरीरमिदमत्यन्ताशुचिशुक्रशोणितयोन्यशुचि संवर्धितमवस्करवत् अशुचिभाजनं त्वङ्मात्रप्रच्छादितम् अतिपूतिरसनिष्यन्दि स्रोतो विलम् अंगारवत् आत्मभावं आश्रितमपि आश्वेवापादयति । स्नानानुलेपनधूपप्रघर्षवासमाल्यादिभिरपि न शक्यमशुचित्वम् अपहर्त्तुमस्य । "

આ શરીર અત્યંત અપવિત્ર છે. વીર્ય અને રુધિરથી યોનિમાં અશુચિ પદાર્થોથી વર્ધમાન થયુ છે. મલભાજનની સમાન અપવિત્રતાનુ વાસણ છે. ઉપરથી ચામડી વડે ઢાંકેલુ છે. એના દ્વારોથી અત્યંત અપવિત્ર મલ વહ્યા કરે છે. જેમ અંગારાને હાથમાં ઝાલવાથી હાથ બળે છે તેમ આ શરીરને પોતાનું માનવાથી તરત પોતાની ઘાત થાય છે. સ્નાન, વિલેપન, ધૂપ, વસ્ત્ર, માળાદિ કોઈ પણ પદાર્થ આ દેહની અપવિત્રતા દૂર કરી શકતાં નથી.

શ્રી પૂજ્યપાદસ્વામી ઇષ્ટોપદેશમાં કહે છે કેઃ—

भवंति प्राप्य यत्संगमशुचीनि शुचीन्यपि ।
स कायः संततापायस्तदर्थे प्रार्थना वृथा ॥ १८ ॥

આ શરીર નિરંતર ક્ષુધાદિથી પીડાયેલું રહે છે. અને નાશવંત છે. એનો સંગ પામીને ભોજન વસ્ત્રાદિ પવિત્ર પદાર્થો પણ અપવિત્ર

થઈ જાય છે. એવા નાશવંત અને અપવિત્ર શરીરને માટે ધનાદિની ઇચ્છા કરવી વ્યર્થ છે.

શ્રી પૂજ્યપાદસ્વામી સમાધિશતકમાં કહે છે:—

मूलं संसारदुःखस्य देह एवात्मधीस्ततः ।
त्यक्त्वैनां प्रविशेदन्तर्बहिरव्याप्रतेन्द्रियः ॥ १५ ॥

દેહ એ જ આત્મા છે એવા પ્રકારની બુદ્ધિ એ સંસારનાં સર્વ દુઃખોનું કારણ છે: તેથી આત્મજ્ઞાની એ દેહાત્મબુદ્ધિ ત્યાગી, રાગ છોડી અને ઇંદ્રિયોને સંકોચી ( નિગ્રહ કરી ) આત્મામાં પ્રવેશે છે અર્થાત્ અંતર આત્મામા પરિણમે છે.

शुभं शरीरं दिव्यांश्च विषयानभिवाञ्छति ।
उत्पन्नात्ममतिर्देहे तत्त्वज्ञानी ततश्च्युतिम् ॥ ४२ ॥

જેને દેહમાં આત્મબુદ્ધિ ઉત્પન્ન થઈ છે એટલે દેહને જ આત્મા માને તે તે એમ ઇચ્છે છે કે શરીર સુંદર રહે, મનોહર ઇંદ્રિયોના ભોગો પ્રાપ્ત થયા કરે; પણ તત્ત્વજ્ઞાની તો આ શરીર અને ઇન્દ્રિયોના ભોગોથી છૂટવા ઇચ્છે છે.

घने वस्त्रे यथात्मानं घनं मन्यते तथा ।
घने स्वदेहेऽप्यात्मानं न घनं मन्यते बुधः ॥ ६३ ॥

जीर्णे वस्त्रे यथात्मानं न जीर्णं मन्यते तथा ।
जीर्णे स्वदेहेऽप्यात्मानं न जीर्णं मन्यते बुधः ॥ ६४ ॥
नष्टे वस्त्रे यथात्मानं न नष्टं मन्यते तथा ।
नष्टे स्वदेहेऽप्यात्मानं न नष्टं बुध्यते बुधः ॥ ६५ ॥
रक्ते वस्त्रे यथात्मानं न रक्तं मन्यते तथा ।
रक्ते स्वदेहेऽप्यात्मानं न रक्तं मन्यते बुधः ॥ ६६ ॥

જાડા કપડા પહેરવાથી જેમ કોઈ પોતાને જાડો માનતો નથી તેમ પોતાનું શરીર જાડું જોઈ જ્ઞાની પોતાના આત્માને જાડો માનતા નથી. જીર્ણ વસ્ત્ર પહેરવાથી જેમ કોઈ પોતાને જીર્ણ માનતું

નથી તેમ જીર્ણ શરીર જોઈ જ્ઞાની પોતાના આત્માને જીર્ણ માનતા નથી.

વસ્ત્રનો નાશ થવાથી જેમ કોઈ પોતાનો નાશ માનતું નથી તેમ શરીરનો નાશ થવાથી જ્ઞાની પોતાના આત્માનો નાશ માનતા નથી.

વસ્ત્ર લાલ હોવાથી જેમ કોઈ પોતાને લાલ માનતુ નથી તેમ શરીર લાલ હોવાથી જ્ઞાની પોતાના આત્માને લાલ માનતા નથી. શરીરથી આત્મા ભિન્ન છે.

प्रविशद्‌गलतां व्यूहे देहेऽणूनां समाकृतौ ।
स्थितिभ्रांत्या प्रपद्यन्ते तमात्मानमबुद्धयः ॥ ६९ ॥

સમાન આકાર રહેવા છતા આ શરીરરૂપી સેનાના ચક્રમાં નવા પરમાણુ આવી મળે છે અને જૂનાં ઝરે છે, તેમ છતા અજ્ઞાની આ શરીરને ભ્રાતિથી સ્થિર માની તેને આત્મા માન્યા કરે છે, તેમા આત્મબુદ્ધિ કરે છે

गौरः स्थूलः कृशो वाहमित्यंगेनाविशेषयन् ।
आत्मानं धारयेन्नित्यं केवलज्ञप्तिविग्रहम् ॥ ७० ॥

જ્ઞાની જાણે છે કે શરીર ગોરું, જાડું. પાતળું હોય છે; આત્મા નહીં. આત્મા તો માત્ર સદા જ્ઞાન શરીરધારી છે. તે પુદ્‌ગલ નથી. શરીર પુદ્‌ગલ છે

देहान्तरगतेर्बीजं देहेऽस्मिन्नात्मभावना ।
बीजं विदेह-निष्पत्तेरात्मन्येवात्मभावना ॥ ७४ ॥

આ દેહને વિષે આત્મપણાની બુદ્ધિ તે બીજા અન્ય દેહો ઉત્પન્ન થવાનું બીજ છે. શરીરથી ભિન્ન એવા આત્મામાં જ આત્મ-પણાની બુદ્ધિ તે આ શરીરથી રહિત થવાનો ઉપાય છે.

दृढात्मबुद्धिर्देहादावुत्पश्यन्नाशमात्मनः ।
मित्रादिभिर्वियोगं च बिभेति मरणाद् भृशम् ॥ ७६ ॥

જેને આ શરીરમાં આત્મપણાની ગાઢ બુદ્ધિ છે તે પોતાનો નાશ થશે એમ જાણીને મરણ અવસરે ડરે છે કે હવે મિત્ર, પુત્ર આદિનો વિયોગ થશે, હું હવે મરી જઈશ.

શ્રી ગુણભદ્રાચાર્ય આત્માનુશાસનમાં કહે છેઃ—

अस्थिस्थूलतुलाकलापघटितं नद्धं शिरास्नायुभि-
श्चर्माच्छादितमस्रसान्द्रपिशितैर्लिप्तं सुगुप्तं खलैः ।
कर्मारातिभिरायुरुद्घनिगलालग्नं शरीरालयं ।
कारागारमवैहि ते हतमते प्रीतिं वृथा मा कृथाः ॥ ५९ ॥

હે બુદ્ધિહીન ! આ શરીર રૂપી ઘર કારાવાસ સમાન છે, તેમાં વૃથા પ્રીતિ ના કર. આ શરીરરૂપી કેદખાનું હાડકાંરૂપી મોટા પત્થરોથી ચણેલું છે. નસો અને સ્નાયુઓના બંધવડે બાંધી રાખ્યું છે. ચામડાથી છાયેલું છે. રુધિર અને માંસથી લીંપેલુ છે. દુષ્ટ કર્મ-રૂપી વેરીએ આ કેદખાનું બનાવેલું છે એને આયુ કર્મરૂપી મજબૂત સાંકળ વાસેલી છે

दीप्तोभयाग्रवातारिदारूदरगकीटवत् ।
जन्ममृत्युसमाश्लिष्टे शरीरे वत सीदसि ॥ ६३ ॥

જેમ બને બાજુથી (છેડેથી) બળતા દિવેલાના લાકડામાં રહેલ કીડો બહુ દુઃખ પામે છે તેમ જન્મ અને મરણથી વ્યાપ્ત આ શરીરમા અરે ! જીવ, તુ બહુ કષ્ટ પામે છે.

उपायकोटिदूरक्षे स्वतस्तत इतोऽन्यतः ।
सर्वतः पतनप्राये काये कोऽयं तवाग्रहः ॥ ६९ ॥

હે પ્રાણી ! હું આ શરીરની રક્ષા કરીશ એમ આગ્રહ કેમ રાખે છે ? કરોડો ઉપાયો કરવા છતાં પણ આ શરીર રહેવાનુ નથી ન તો તુ એની રક્ષા કરી શકીશ કે ન કોઈ અન્ય એને બચાવી શકશે. તે અવશ્ય પતન પામવાનું છે. મૃત્યુ આવવાનું જ છે.

शरीरेऽस्मिन् सर्वाशुचिनि वहुदुःखेऽपि निवसन्
व्यरंसीन्नो नैव प्रथयति जनः प्रीतिमधिकाम् ।

इमां दृष्ट्वाप्यस्माद्विरमयितुमेनं च यतते
यतिर्यातख्यानैः परहितरतिं पश्य महतः ॥ ९७ ॥

સર્વ પ્રકારે અપવિત્ર અને ઘણાં દુઃખોને આપવાવાળા આ શરીરમા રહેવા છતાં આ મનુષ્યને આ દેહ પ્રત્યેથી વૈરાગ્ય જાગતો નથી, પરંતુ તેમા અધિક પ્રીતિ થાય છે. આમ જોઈને સાધુ પુરુષો પ્રાચીન કથાઓનો ઉપદેશ આપીને આ પ્રાણીને આ દેહથી વિરક્ત કરવાનો પ્રયત્ન કરે છે. મહાપુરુષો પરહિતમાં અનુરાગવાળા હોય છે એમ જાણો. આ પ્રાણી શરીરના મોહે કરી કષ્ટ પામશે તેથી સંત પુરુષો ગયા કાળમાં ભોગવેલાં કષ્ટોની સ્મૃતિરૂપ ઉપદેશ આપી આત્મ-જ્ઞાન પ્રાપ્ત કરાવવા ઉદ્યમ કરે છે

इत्थं तथेति वहुना किमुदीरितेन
भूयस्त्वयैव ननु जन्मनि भुक्तमुक्तम् ।
एतावदेव कथितं तव संकलय्य
सर्वापदां पदमिदं जननं जनानाम् ॥ ९८ ॥

આમ છે તેમ છે. એમ બહુ શુ કહેવુ ? હે જીવ ! તેં શરીરને આ સસારમા વારંવાર ભોગવ્યું છે, છોડયું છે હવે તને સક્ષેપથી એટલુ જ કહીએ છીએ કે પ્રાણી માત્રને શરીર સર્વ દુઃખોનું સ્થાન છે, આપત્તિઓનું ઘર છે,

विमृश्योच्चैर्गर्भात्प्रभृति मृतिपर्यंतमखिलं
मुधाप्येतत् क्लेशाशुचिभयनिकाराद्यवहुलम् ।
बुधैस्त्याज्यं त्यागाद्यदि भवति मुक्तिश्च जडधीः
स कस्त्यक्तुं नालं खलजनसमायोगसदृशम् ॥ १०५ ॥

જ્ઞાની પુરુષો માટે આ શરીર ત્યાગવા યોગ્ય છે કારણ કે એઓ વિચારે છે કે આ શરીર ગર્ભથી મરણ પર્યંત વ્યર્થ કલેશ, અપવિત્રતા, ભય, પરાભવ, પાપ આદિથી ભરપૂર છે. આ શરીર ઉપરનો રાગ તજે તો મુક્તિનો લાભ થાય તો એવો કોણ મૂર્ખ

છે કે જે દુષ્ટજનના સમાગમ જેવા આ શરીરનો ત્યાગ કરવા સમર્થ ન થાય ?

आदौ तनोर्जननमत्र हतेंद्रियाणि,
कांक्षन्ति तानि विपयान् विपयाश्च मानं ।
हानिप्रयासभयपापकुयोनिदाः स्यु-
र्मूलं ततस्तनुरनर्थपरंपराणाम् ॥ १९५ ॥
शरीरमपि पुष्णन्ति सेवन्ते विपयानपि ।
नास्त्यहो दुष्करं नृणां विपद्वाञ्छन्ति जीवितम् ॥ १९६ ॥

પ્રથમ તો શરીર ઉત્પન્ન થાય છે, તે શરીરમાં ઇન્દ્રિયો વિષમ વિષયોને ઇચ્છે છે. તે વિષયભોગ મોટાઈની હાનિ કરે છે. મહા ક્લેશનું કારણ બને છે, ભય ઉત્પન્ન કરે છે. પાપને ઉપજાવે છે અને નિગોદ આદિ કુયોનિયો આપનાર છે. તેથી આ શરીર જ અનર્થોની પરંપરાનું મૂળ કારણ છે. મૂર્ખ લોક કેવાં ન કરવા યોગ્ય કામો કરે છે ! શરીરને પોષે છે વિષયભોગોને સેવે છે. તેને વિવેક નથી. ઝેર પીને અમર થવા ઇચ્છે છે.

माता जातिः पिता मृत्युराधिव्याधी सहोद्गतौ ।
प्रांते जन्तोर्जरा मित्रं तथाप्याशा शरीरके ॥२०१ ॥

ઉત્પત્તિ (જન્મ) તે આ શરીરની માતા છે, મરણ તે પિતા છે, માનસિક, શારીરિક દુઃખો તે ભાઈ છે અને છેવટે જરા તેનો મિત્ર છે તેમ છતા આ શરીરમાં તું આશાવંત છે એ મહા આશ્ચર્ય છે.

शुद्धोऽप्यशेषविषयावगमोप्यमूर्तोऽ
प्यात्मन् त्वमप्यतितरामशुचीकृतोऽसि ।
मूर्तं सदाऽशुचिविचेतनमन्यदत्र
किं वा न दूषयति धिग्धिगिदं शरीरम् ॥ २०२ ॥

હે ચિદાનંદ ! તું તો શુદ્ધ છે, સર્વ પદાર્થનો જ્ઞાતા છે, અમૂ-

તિર્ક છે તો પણ આ જડ શરીરે તને અપવિત્ર બનાવી દીધો છે. આ શરીર તો મૂર્તિક છે, સદા અપવિત્ર, ચેતના રહિત છે. તે તો કેસર, કપૂરાદિ સુગંધિ વસ્તુઓને પણ દૂષિત કરી નાંખે છે. આ શરીરને ધિક્કર છે, ધિક્કાર છે.

हा हतोसितरां जन्तो येनास्मिस्तव सांप्रतम् ।
ज्ञानं कायाऽशुचिज्ञानं तत्त्यागः किल साहसः ॥२०३॥

અરેરે ! હે પ્રાણી ! તું અત્યંત ઠગાયો, નાશ પામ્યો. આ શરીરમાં મમત્વ કરી અતિ દુઃખી થયો. હવે વિચાર, આ શરીર અપવિત્ર છે એમ જાણવું તે સત્યજ્ઞાન છે. એનું મમત્વ તજવુ એ સાહસનું કામ છે.

શ્રી અમિતગતિ તત્ત્વભાવનામાં કહે છેઃ—

संयोगेन दुरन्तकल्मषभुवा दुःखं न किं प्रापितो ।
येन त्वं भवकानने मृतिजराव्याघ्रव्रजाध्यासिते ॥
संगस्तेन न जायते तव यथा स्वप्नेऽपि दुष्टात्मना ।
किंचित्कर्म तथा कुरुष्व हृदये कृत्वा मनो निश्चलम् ॥१७॥

જરા અને મરણ રૂપી વ્યાઘ્રના સમૂહથી ભરેલા આ સંસાર વનમાં અતિ પાપને ઉત્પન્ન કરવાવાળા આ શરીરના સંયોગથી એવું કયું દુઃખ છે કે જે તેં પ્રાપ્ત ના કર્યું હોય ? હવે તું તારા મનને સ્થિર કરીને એવું કાર્ય કર કે જેથી ફરી સ્વપ્નમાં પણ તને આ દુષ્ટ શરીરનો સંબંધ થાય નહિ.

दुर्गंधेन मलीमसेन वपुषा स्वर्गापवर्गश्रियः ।
साध्यंते सुखकारिणा यदि तदा संपद्यते का क्षतिः ॥
निर्माल्येन विगर्हितेन सुखदं रत्नं यदि प्राप्यते ।
लाभः केन न मन्यते बत तदा लोकस्थितिं जानता ॥१८॥

શરીર તો દુર્ગંધમય અપવિત્ર છે. એવા શરીરથી સ્વર્ગ અને

મોક્ષ આપવાવાળી સુખકારી વિભૂતિઓ પ્રાપ્ત થઈ શકે તો તેમાં શું ગેરલાભ છે? તેને માટે પ્રયત્ન કરવો જ જોઈએ. જો કોઈ નિંદનીય તુચ્છ વસ્તુના બદલામાં સુખદાઈ રત્ન પ્રાપ્ત થઈ શકે તો લોકની મર્યાદા (સ્થિતિ) જાણવાવાળાએ તેનો લાભ કેમ ના માનવો જોઈએ?

एकत्रापि कलेवरे स्थितिधिया कर्माणि संकुर्वता ।
गुर्वी दुःखपरंपरानुपरता यत्रात्मना लभ्यते ॥
तत्र स्थापयता विनष्टममतां विस्तारिणीं संपदम् ।
का शक्रेण नृपेश्वरेण हरिणा न प्राप्यते कथ्यताम् ॥४३॥

શરીરની સાથે વસતા આ મૂઢ આત્માએ શરીરને સ્થિર માનીને જે પાપ કર્મ કર્યું છે તેથી તેણે દુઃખોની પરંપરા પ્રાપ્ત કરી છે. જો તે આ શરીર ઉપરની મમતાનો નાશ કરે તો એવી કઈ સંપત્તિ છે કે જે તેને પ્રાપ્ત ના થઈ શકે? શું ઈંદ્રની, શુ ચક્રવર્તીની, શું નારાયણની? બધીએ પ્રાપ્ત થાય છે.

चित्रोपायविवर्धितोपि न निजो देहोपि यत्रात्मनो ।
भावाः पुत्रकलत्रमित्रतनयाजामातृतातादयः ॥
तत्र स्व निजकर्मपूर्ववशगाः केषां भवंति स्फुटं ।
विज्ञायेति मनीपिणा निजमतिः कार्या सदात्मस्थिता ॥१२॥

અનેક પ્રકારના ઉપાયોથી સાચવ્યા છતાં, આત્માની સાથે આ કાયા રહી શકતી નથી—છૂટી જાય છે, તો પુત્ર, સ્ત્રી, મિત્ર, પુત્રી, જમાઈ, પિતા આદિ કેવી રીતે સાથે રહી શકે? એ બધાંય પોત પોતાના કર્મવશ જવાનાં છે. કોઈ કોઈનું થઈ શકતું નથી એવું જાણી બુદ્ધિમાનને સદા આત્મહિતમાં જ પોતાની બુદ્ધિ સ્થિર કર્તવ્ય છે.

શ્રી શુભચંદ્રાચાર્ય જ્ઞાનાર્ણવમાં કહે છે:—

सर्वदैव रुजाक्रान्तं सर्वदैवाशुचेर्गृहम् ।
सर्वदा पतनप्रायं देहिनां देहपञ्जरम् ॥ ८ ॥

જીવોનું આ દેહરૂપી પાંજરું સદાય રોગોથી વ્યાપ્ત, સર્વથા અપવિત્રતાનું ઘર અને સદા પતનશીલ છે.

तैरेव फलमेतस्य गृहीतं पुण्यकर्मभिः ।
विरज्य जन्मनः स्वार्थे यैः शरीरं कदर्थितम् ॥ ९ ॥

આ શરીરની પ્રાપ્તિ તો તેઓએ સફળ કરી કે જેઓએ સંસારથી વિરક્ત થઈ પોતપોતાના આત્મકલ્યાણ માટે ધ્યાનાદિ પવિત્ર કર્મોથી એને ક્ષીણ કર્યું.

भवोद्भवानि दुःखानि यानि यानीह देहिभिः ।
सह्यन्ते तानि तान्युच्चैर्वपुरादाय केवलम् ॥ ११ ॥

આ જગતમાં સંસારથી ઉત્પન્ન જે જે દુઃખો આ જીવોને સહન કરવાં પડે છે તે સર્વ આ શરીરના ગ્રહણથી સહવાં પડે છે.

कर्पूरकुङ्कुमागुरुमृगमदहरिचन्दनादिवस्तूनि ।
भव्यान्यपि संसर्गान्मलिनयति कलेवरं नृणाम् ॥ १२ ॥

કપૂર, કંકુ, અગરુ, કસ્તુરી, હરિચન્દન આદિ સુંદર પદાર્થોને પણ આ મનુષ્યોનાં શરીર સંસર્ગ માત્રથી મલીન કરી નાખે છે.

अजिनपटलगूढं पञ्जरं कीकसानाम् ।
कुथितकुणपगन्धैःपूरितं मूढगाढम् ।
यमवदननिषण्णं रोगभोगीन्द्रगेहं
कथमिह मनुजानां प्रीतये स्याच्छरीरम् ॥ १३ ॥

હે મૂઢ પ્રાણી ! આ સંસારમાં મનુષ્યોનો દેહ ચર્મના પડદાથી ઢાંકેલું હાડકાંનું પિંજરું છે. બગડેલા માંસની દુર્ગંધથી પરિપૂર્ણ છે. રોગરૂપી સર્પોનું ઘર છે. કાળના મોઢામાં બેઠેલું છે. એવું આ શરીર પ્રીતિ કરવાને યોગ્ય કેમ હોઈ શકે ?

શ્રી જ્ઞાનભૂષણ ભટ્ટારક તત્ત્વજ્ઞાન તરંગિણીમાં કહે છે :—

दुर्गंधं मलभाजनं कुविधिना निष्पादितं धातुभि-
रंगं तस्य जनैर्निजार्थमखिलैराख्या धृता स्वेच्छया ।

तस्याः किं मम वर्णनेन सततं किं निंदनेनैव च
चिद्रूपस्य शरीरकर्मजनिताऽन्यस्याप्यहो तत्त्वतः ॥९–८॥

આ શરીર દુર્ગંધમય છે. વિષ્ટા, મૂત્ર આદિ મળનું સ્થાન છે. અશુભ કર્મના ઉદયથી મજ્જાદિ સાત ધાતુઓનું બનેલું છે. છતાં મૂઢ લોકોએ પોતાના સ્વાર્થને માટે ઇચ્છાનુસાર તેની પ્રશંસા કરી છે. પરંતુ આ શરીરની પ્રશંસા અને નિંદા કરવાનું મારે શું પ્રયોજન? કારણ કે હું તો નિશ્ચયથી શરીર અને કર્મથી ઉત્પન્ન થયેલા રાગાદિ વિકારોથી રહિત શુદ્ધ ચિદ્રૂપ છું.

देहोऽहं कर्मरूपोऽहं मनुष्योऽहं कृशोऽकृशः ।
गौरोऽहं श्यामवर्णोऽहमद्विजोऽहं द्विजोऽथवा ॥१०–२॥
अविद्वानप्यहं विद्वान् निर्धनो धनवानहं ।
इत्यादि चिंतनं पुंसामहंकारो निरुच्यते ॥ १०–३ ॥ युग्मं ॥

હું શરીર છું, હું કર્મરૂપ છું, હું મનુષ્ય છું, હું દુબળો છું, હું જાડો છું, હું ગોરો છું, હું કાળો છું, હું ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર છું, હું બ્રાહ્મણ છું, હું મૂર્ખ છું, હું વિદ્વાન છું, હું ગરીબ છું, પૈસાદાર છું ઇત્યાદિ મનમાં વિચાર કરવો તે અહંકાર છે. મૂઢ મનુષ્ય આ અહંકારમાં લીન રહે છે.

પંડિત બનારસીદાસ સમયસાર નાટકમાં કહે છેઃ—

સવૈયા–૨૩

દેહ અચેતન પ્રેત દરી રજ રેત ભરી મલ ખેતકી ક્યારી;
વ્યાધિકી પોટ અરાધિકી ઓટ ઉપાધિકી જોટ સમાધિસોં ન્યારી;
રે જિય દેહ કરે સુખહાનિ ઇતે પર તોહિ તો લાગત પ્યારી
દેહ તો તોહિ તજેગી નિદાન પૈ તૂહી તજે ક્યોં ન દેહકી યારી

૩૭ (અ. ૮)

આ દેહ પિશાચ સમાન જડ છે. રજ (રક્ત) અને (વીર્ય) રેતથી ભરેલી ગુફા છે. મળ ઉત્પન્ન કરનારી વાડી છે. વ્યાધિનું

પોટલું છે. આત્માને ગોપવનાર આગળિયો છે. ઉપાધિનો સમૂહ છે. સમાધિથી ભિન્ન છે. હે જીવ! આ દેહ સુખની હાનિ કરે છે છતાં તને તો પ્રિય લાગે છે. દેહ તો નિશ્ચયથી તને તજી દેશે તો તું જ દેહની પ્રીતિ કેમ મૂકતો નથી?

સવૈયા-૩૧

રેત કીસી ગઢી કિંધો મઢી હૈ મસાન કીસી,
અંદર અધેરી જૈસી કંદરા હૈ સૈલકી,
ઊપરકી ચમક દમક પટભૂષનકી,
ધોખે લાગે ભલી જૈસી કલી હૈ કનૈલકી;
ઔગુનકી ઓંડી., મહા ભોડી મોહકી કનોંડી,
માયાકી મસૂરતિ હૈ મૂરતિ હૈ મૈલકી,
ઐસી દેહ યાહીકે સ્નેહ યાકી સંગતિ સો,
હો રહી હમારી મતિ કોલૂ કૈસે બૈલકી. ૩૯ (અ.૮)

આ કાયા રેતની ગાંસડી અને સ્મશાનની મઢી સમાન અપવિત્ર છે. પત્થરની ગુફા જેવી અંદરથી અંધારી છે. વસ્ત્ર અને આભૂષણોની માત્ર ઉપરની ચમક દમક છે કનૈલ વૃક્ષની કળી સમાન મોહની કાણી આંખ સમાન છે. દુર્ગંધમય છે. અવગુણને રહેવાની ઊંડી વાવ છે. દગો આપનાર મહા કૃતઘ્ની છે. માયા જાળનો સહાયક અને મેલની મૂર્તિ છે. એવી આ કાયા તેના સ્નેહ અને સંગથી મારી મતિ ઘાણીના બળદ જેવી થઈ રહી છે. સદા આંખો મીંચી સંસારમાં ને સંસારમાં ભ્રમણ કરે છે.

ઠૌર ઠૌર રક્તકે કુંડ કંસનિકે ઝુંડ,
હાડનિસો ભરી જૈસે થરી હૈ ચુડૈલકી,
થોડેસે ધકાકે લગે ઐસે ફટ જાય માનો,
કાગદકી પુરી કીધોં ચાદર હૈ ચૈલકી,

સૂચે ભ્રમ વાનિઠાનિ મૂઢનિસોં પહિચાનિ,
કરૈ સુખ હાનિ અર ખાન બદ ફૈલકી,
એસી દેહ યાહીકે સનેહ યાકી સંગતિ સો,
હો રહી હમારી મતિ કોલૂ કૈસે બૈલકી. ૪૦ (અ. ૮)

આ દેહમાં ઠેક ઠેકાણે રક્તનાં કુંડાં અને કેશના ઝુંડ છે. હાડ-કાંથી ભરેલો છે જાણે ચૂડેલની જગા હોય તેવો છે. જરા ધક્કો લાગે તો ફાટી જાય એવી કાગળની પૂતળી છે અગર જૂની ચાદર સમાન છે. એવું મમત્વ કરવાથી ભ્રમ ઊપજે છે પણ મૂઢ લોક એના પર સ્નેહ કરે છે. આ દેહ સુખની હાનિ કરે છે અને દુર્ગંધની ખાણ છે. એની મમતા અને સ્નેહ–સંગથી અમારી મતિ ઘાણીના બળદના જેવી થઈ રહી છે. સદા ભ્રમણ કરે છે.

કોઉ કૂર કહે કાયા જીવ દોઉ એક પિંડ,
જબ દેહ નસેગી તબહી જીવ મરેગો,
છાયા કોસો છળ કીધો માયા કોસો પરપંચ,
કાયામેં સમાઈ ફિરિ કાયાકો ન ધરેગો;
સુધી કરે દેહસોં અવ્યાપક સદૈવ જીવ,
સમૈ પાય પરકો મમત્વ પરિહરેગો,
અપને સ્વભાવ આઈ ધારના ધરામેં ધાઈ,
આપમેં મગન હોકે આપા શુદ્ધ કરેગો. ૨૧ (અ.૧૧)

કોઈ દુર્બુદ્ધિજીવ કહે છે કે દેહ અને જીવ એક પિંડ (રૂપ) છે. તેથી જ્યારે દેહનો નાશ થશે ત્યારે જીવનો નાશ થશે જેમ વૃક્ષનો નાશ થતાં વૃક્ષની છાયા નાશ થાય છે તેમ અથવા ઇંદ્રજાળવત્ પ્રપંચ છે. તે જીવ મરે છે ત્યારે દેહમાં જ સમાઈ જાય છે. અને ફરી દેહ ધરશે નહિ. દીપકની સમાન બુઝાઈ જશે. તેને બુદ્ધિમાન કહે છે કે જીવ સદા દેહથી અવ્યાપક છે. તે જ્યારે કાળલબ્ધિ

પામી પુદ્‌ગલાદિનું મમત્વ તજશે ત્યારે પોતાના જ્ઞાન સ્વભાવને ધારણ કરી વિકલ્પો તજી સ્થિર થઈ આત્મસ્વરૂપમાં મગ્ન થઈ આત્મા કર્મ રહિત કરશે.

પં. દ્યાનતરાય દ્યાનતવિલાસમાં કહે છે:—

બાલક બાલ ખિયાલન ખિયાલ જુવાન સિયાન ગુમાન ભુલાને,
યે ઘરબાર સબૈ પરિવાર શરીર સિંગાર નિહાર ફુલાને;
વૃદ્ધ ભયે તન રિદ્ધ ગઈ ખિદ્દિ સિદ્ધ વ કામન પાટ તુલાને,
દ્યાનત કાય અમોલક પાય ન મોક્ષ દ્વાર કિવાડ ખુલાને ૩૮

બાળ અવસ્થામાં જીવને બાળ ખ્યાલમાં ભાન નથી હોતું. જુવાનીમાં ડહાપણ અને ગુમાન ભુલાવે છે, તેથી આ ઘરબાર વિગેરે સર્વે પરિવાર શરીર શૃંગાર આદિ જોઈ ફુલાય છે; પણ જ્યારે વૃદ્ધ થાય છે ત્યારે શરીર સંપત્તિ નાશ પામે છે અને નકામો ખેદ થાય છે, કામ થઈ શકતું નથી. ખાટલેથી પાટલે અને પાટલેથી ખાટલે એમ કરવું પડે છે. દ્યાનતરાય કહે છે કે આ અજ્ઞાની જીવે અમૂલ્ય એવો આ નર દેહ પામી મોક્ષના દરવાજાનાં કમાડ ખોલ્યાં નહિ.

પં. ભૈયા ભગવતીદાસ બ્રહ્મવિલાસમાં કહે છે:—

લાલ વસ્ત્ર પહેરે સો દેહ તો ન લાલ હોય,
દેહ લાલ ભયે હંસ લાલ તો ન માનિયે;
વસ્ત્રકે પુરાન ભયે દેહ ન પુરાન હોય,
દેહકે પુરાને જીવ જીરન ન જાનિયે;
વસ્ત્રકે નાશ કછૂ દેહકે ન નાશ હોય,
દેહકે નાશ ભયે હંસ નાશ ન વખાનિયે;
દેહ દર્વ પુદ્‌ગલકી ચિદાનંદ જ્ઞાનમઈ,
દોઉ ભિન્ન ભિન્ન રૂપ ભૈયા ઉર આનિયે ૧૦

(આશ્ચર્ય ચતુર્દશી)

લાલ વસ્ત્ર પહેરવાથી દેહ લાલ થતો નથી તેમ દેહ લાલ હોવાથી આત્માને લાલ ન માનવો. વસ્ત્ર જીર્ણ થયે દેહ જીર્ણ થતો નથી તેમ દેહ જીર્ણ થવાથી આત્માને જીર્ણ ન જાણવો. વસ્ત્રનો નાશ થવાથી કંઈ દેહનો નાશ થતો નથી તેમ દેહનો નાશ થવાથી આત્માનો નાશ કહેવો નહિ. કારણ કે દેહ તો પુદ્ગલ દ્રવ્ય છે અને આત્મા તો ચિદાનંદ, જ્ઞાનવંત ચેતન દ્રવ્ય છે.

પં. ભગવતીદાસ કહે છે કે ભાઈ બંનેનું ભિન્ન ભિન્ન સ્વરૂપ છે. એમ હૃદયમાં નક્કી જાણ.

માંસ હાડ લોહૂ સાનિ પૂતરી બનાઈ કાહૂ,
ચામસોં લપેટ તામેં રોમ કેશ લાએ હૈ,
તામેં મલમૂત ભરી કૃમિ કેઈ કોટિ ધરૈ,
રોગ સચૈ કરિ કરિ લોકમેં લે આયે હૈ,
બોલે વહ ખાઉં ખાઉં ખાયે વિના ગિરિ જાઉં,
આગેકો ન ધરૂં પાઉં તાહી વે લુભાયે હૈ,
ઐસે ભ્રમ મોહમેં અનાદિકે ભ્રમાએ જીવ,
દેખૈ પરતક્ષ તઊ ચક્ષુ માનો છાએ હૈ. ૧૪

(આશ્ચર્ય ચતુર્દશી)

માંસ, હાડકાં, લોહી આદિનું પુતળું બનાવી ઉપર ચામડી લપેટી તેમાં રોમ, કેશ આદિ મૂક્યાં છે. મળમૂત્રથી ભરેલી, કરોડો કૃમિઓનું ઘર અને રોગોના સમૂહથી પૂર્ણ એવા આ દેહની આ લોકમાં ઉત્પત્તિ થઈ છે. તે દેહ કહે છે કે ખાઉં, ખાઉં. જો ન ખાઉં તો ગબડી પડું, એક ડગલું પણ આગળ ચાલી શકું નહિ એવા આ દેહમાં જીવ લોભાઈ રહ્યો છે. મમત્વ કરી રહ્યો છે. એમ મિથ્યા મોહે અનાદિ કાળથી જીવને ભ્રમણ કરાવ્યું છે એમ પ્રત્યક્ષ દેખવા છતાં આ જીવ જોતો નથી તેથી એમ જાણો કે એનાં ચક્ષુઓ અજ્ઞાન રૂપી અંધકારથી છવાઈ ગયાં છે.

'ચામકે શરીર મહિં વસત લજાત નાહિં,
દેખત અશુચિ તઉ લીન હોય તનમેં,
નારિ બની કાહેકી વિચાર કછૂ કરે નાહિં,
રીઝ રીઝ મોહ રહે ચામકે બદનમેં;
લક્ષ્મીકે કાજ મહારાજ પદ છાડિ દેત,
ડોલત હૈ રંક જૈસે લોભકી લગનમેં,
તનકસી આઉમેં ઉપાય કઈ કોઉ કરે,
જગત કે વાસી દેખ હાંસી આવે મનમેં. ૪

(પુણ્ય પાપ જગ મૂળ પચ્ચિસિકા;)

ચામડાના આ દેહમાં વસતાં આ જીવ લજ્જા પામતો નથી. પ્રત્યક્ષ અપવિત્ર જાણે છે છતાં તે દેહમાં મમત્વથી મગ્ન થઈ રહે છે. સ્ત્રી શાની બનેલી છે તેનો કિંચિત્ વિચાર કરતો નથી. પણ તે ચામડાના શરીરમાં રાજીરાજી થઈ મોહ કરી રહ્યો છે. લક્ષ્મીને માટે મોટું રાજપદ મૂકીને લોભની લીનતામાં એક ગરીબની સમાન મગ્ન થઈ રહ્યો છે. આ આયુષ્ય અલ્પ છે છતાં તેને માટે કેટલાક ઉપાયો આદરે છે. આવા આ સંસારી જીવોને જોઈ મનમાં હાંસી આવે છે.

અચેતનકી દેહરી ન કીજે તાસોં નેહરી,
સુ ઔગુનકી ગેહરી મહાન દુઃખ ભરી હૈ,
યાહીકે સનેહરી ન આવે કર્મ છેહરી;
પાવે દુઃખ તેહરી જિન યાકી પ્રીતિ કરી હૈ,
અનાદિ લગી જેહરી જુ દેખત હી ખેહરી,
તૂ યામેં કહા લેહરી રોગનકી દરી હૈ,
કામ ગજ કેહરી સુરાગ દ્વેષકે હરી,
તૂ તામે, દૃષ્ટિ દેયરી જો મિથ્યામતિ હરી હૈ. ૧૫

(સુબુદ્ધિ ચૌવીશી.)

આ દેહ જડ એવા પુદ્ગલનું મંદિર છે; તેમાં સ્નેહ તું ના કર. અનેક અવગુણોનું ધામ અને મહા દુઃખોનો ભરેલો છે. તે દેહના મમત્વ—સ્નેહથી કર્મનો છેડો આવતો નથી પણ તેની પ્રીતિ કરવાથી જીવ દુઃખો પામે છે. અનાદિથી દેહનો સંજોગ છે અને જોતાં જોતાં નાશ પામે તેવો ક્ષણિક છે. એવા આ રોગના ધામરૂપ દેહમાં તું શું લ્હેર માની રહ્યો છે—મગ્ન થઈ રહ્યો છે. કામરૂપી ગજને હણનાર કેશરી સમાન તું, રાગદ્વેષને ત્યાગી તું આમાં દૃષ્ટિ નાંખ—વિચાર કર કે જેથી તારી મિથ્યામતિ નાશ પામે.

દેખ દેહ ખેત ક્યારી તાકી ઐસી રીતિ ન્યારી,
બોએ કછુ આન ઉપજત કછુ આન હૈ,
પંચામૃત રસ—સેતી પોખિયે શરીર નિત,
ઉપજે રુધિર માંસ હાડનિકો ઠાન હૈ;
એતે પર રહે નાહિ કીજિયે ઉપાય કોટિ,
છિનકમેં વિનશિ જાય નાઉ ન નિશાન હૈ;
એતો દેખ મૂરખ ઉછાહ મન માહિ ધરે,
ઐસી જૂઠ વાતનિકો સાંચ કરી માન હૈ. ૧૦૨—૧૦૩.

( શતઅષ્ટોત્તરી. )

હે જીવ! જરા વિચારી જો. આ દેહરૂપી ખેતરની વાડીની રીતિ કોઈ ન્યારી છે. તેમાં વાવે કંઈ અને પાકે કંઈ અન્ય. આ શરીરને નિત્ય પંચામૃત રસથી પોષીએ પણ તેનું તો લોહી અને માંસ જ થાય છે. આ દેહ તો હાડકાંનું સ્થાન છે. તેમ છતાં કોટિ ઉપાયો કરવા છતાં આ દેહ સ્થિર રહેતો નથી પણ ક્ષણમાં નાશ પામે છે અને તેનું નામ કે નિશાન પણ રહેતું નથી. આવો દેહ જોવા છતાં મૂરખ જન વૈરાગ્ય પામવાને બદલે મનમાં ઉલ્લાસ પામે છે અને દેહ જેવી આવી મિથ્યા વાતને પણ સાચી કરીને માને છે.

બાલપને તવ બાલનકે સંગ, ખેલો-હૈ તાકી અનેક કથારે,
જોબન આય રમો રમનીરસ, સોઉ તો વાત વિદિત જથારે;
વૃદ્ધ ભયો તન કંપત ડોલત, લારે પરે મુખ હોત વિથારે,
દેખ શરીરકે લચ્છન ભઈયા તૂ, ચેતત કયોં નહીં ચેતનહારે. ૫૨

(શતઅષ્ટોત્તરી.)

બાળપણમાં તો તું બાળકોની સોબતમાં અનેક ખેલ ખેલ્યો તેની અનેક કથાઓ તે સાંભળી છે. યુવાનીમાં તું રમણીના સ્નેહમાં લીન થઈ રહ્યો તે તો તને પોતાને ખબર છે. વૃદ્ધાવસ્થામાં તન કંપાયમાન થઈ થરથરે છે અને મુખમાંથી લાળ પડે છે અને ઘણી વ્યથા (વેદના) હોય છે. ભગવતી દાસ કહે છે કે હે ભાઈ! આવાં આ શરીરનાં લક્ષણ તું વિચાર. હે ચેતનહાર—જ્ઞાનમય ચેતન! તું કેમ ચેતતો નથી? જાગૃત થા

તૂહી જુ આય વસો જનની ઉર, તૂહી રમ્યો નિત બાલક તારે,
જોબન તા જુ ભઈ પુનિ તોહીકો, તાહીકે જોર અનેક તે મારે;
વૃદ્ધ ભયો તૂહી અંગ રહે સબ, બોલત વૈન કહે તુ તરારે,
દેખિ શરીરકે લચ્છન ભઈયા તૂ, ચેતત કયોં નહિ ચેતનહારે. ૫૩.

(શતઅષ્ટોત્તરી)

તું જ માતાના ગર્ભમાં આવી વસ્યો, તું જ બાળપણામાં નિત્ય રમ્યો, તું જ યુવાન થયો ત્યારે તેના ગુમાનથી અનેક હિંસાનાં કામો કર્યાં, તું જ વૃદ્ધ થયો ત્યારે સર્વ અંગ રહી ગયાં અને વચન પણ તોતડાં બોલ્યો. ભગવતીદાસ કહે છે કે હે ભાઈ! આવાં શરીરનાં લક્ષણ જાણી હે જ્ઞાનમય ચેતન! તું જાગૃત કેમ થતો નથી?

સાત ધાતુ મિલન હૈં મહા દુર્ગંધભરી,
તાસોં તુમ પ્રીતિ કરી લહત આનંદ હો,
નરક નિગોદ કે સહાઈ જે કરન પંચ,
તિનહીકી સીખ સંચિ ચલત સુ છંદ હો;

આઠોં જામ ગહે કામ રાગ રસ રંગ રાચિ,
કરત કિલોલ માનોં માતે જો ગયંદ હો,
કછૂ તો વિચાર કરો કહાં કહાં ભૂલિ ફિરો,
ભલે જુ ભલે જુ ભૈયા ભલે ચિદાનંદ હો.
૪૬ (શતઅષ્ટોત્તરી.)

આ કાયા સાત ધાતુઓથી બનેલી મહા દુર્ગંધથી ભરેલી છે, તેમાં તું સ્નેહ કરી આનંદ માને છે. નરક અને નિગોદમાં લઈ જનાર આ જે પાંચ ઇંદ્રિયો તેની શિખામણ માની તું સ્વચ્છંદે પ્રવર્તે છે. આઠે પહોર તું કામ, રાગ, રસ, રંગમાં એવો રાચી રહી આનંદ કરે છે કે જાણે મદોન્મત્ત હાથી. હે જીવ! કંઈક તો વિચાર. તું ભ્રમમાં ભૂલી ક્યાં ક્યાં ભમે છે. ભગવતીદાસ કહે છે કે હે ભાઈ! તું તો ચિદાનંદ છે. સુખકારી, સુખધામ ચિદાનંદ છે, તો ભલો થઈને કંઈક વિચાર.

રે મન મૂઢ! કહા તુમ ભૂલે હો, હંસ વિચાર લગૈ પર છાયા,
યામેં સરૂપ નહિ કછુ તેરો જુ, વ્યાધિકી પોટ બનાઈ હૈ કાયા;
સમ્યક્ રૂપ સદા ગુન તેરો હૈ, ઔર બની સબ હી ભ્રમ માયા,
દેખ તૂ રુપ અનૂપ વિરાજત, સિદ્ધ સમાન જિનંદ બતાયા. ૪૭
(શતઅષ્ટોતરી)

હે મૂઢ મનવાળા માનવી! તું ભૂલમાં કેમ ભૂલી રહ્યો છે. આત્માને વિસારી તારામાં આ પર એવા પુદ્ગલની છાયા જેવી કાયામાં શું લાગી રહ્યો છે. તેમાં તારું કિંચિત્ પણ સ્વરૂપ નથી. આ કાયા તો વ્યાધિઓનું પોટલું છે. તારો તો સદા સમ્યક્ગુણ છે અને આ તેથી ભિન્ન અન્ય સર્વ ભ્રમ અને માયા છે. હે જીવ! શ્રી જિનેંદ્ર ભગવાને ઉપદેશેલ તારું સ્વરૂપ તે સિદ્ધસમાન અનુપમ છે. તેનો વિચાર કર.

ચેતન જીવ નિહાર હુ અંતર, યે સબ હૈં પરકી જડ કાયા,
ઇન્દ્રકમાન જો મેઘ ઘટામહિં, શોભિત હૈ પૈ રહૈ નહિ છાયા;

રૈન સમૈ સુપનો જિમ દેખિ તુ, પ્રાત ભએ સબ જુઠ બનાયા,
ત્યોં નદિનાવ સંજોગ મિલ્યો તુમ, ચેતો ચિત્તમેં જુ ચેતનરાયા. ॥૪૮॥
(શતઅષ્ટોત્તરી.)

હે ચેતનમય જીવ! તું અંતરમાં દષ્ટિ કર. આ દેહાદિ સર્વ પર અને જડ છે. વાદળાના સમૂહમાં મેઘધનુષ શોભે છે પણ તેની છાયા ટકી રહેતી નથી, રાત્રિના સમયે જોયેલ સ્વપ્ન પ્રાતઃકાળે જેમ મિથ્યા ઠરે છે તેમ આ બધો સંજોગ તને મળ્યો છે, જેમ નદી ઊતરવા માટે નાવનો સંયોગ મળે છે તેમ અલ્પ કાળનો આ સંજોગ છે. માટે હે ચેતનરાય! ચિત્તમાં જરા ચેત! જાગૃત થા.

દેહકે નેહ લગ્યો કહા ચેતન, ન્યારિ યે ક્યાં અપની કરિ માની,
યાહી સોં રીઝ અજ્ઞાનમેં માનિકૈ, યાહીમેં આપકુ તૂ હો રહો થાની,
દેખત હૈ પરતક્ષ વિનાશી, તઉ અનચેતન અન્ધ અજ્ઞાની,
હોહુ સુખી અપનો બલ ફેરિકૈ, માનિ કહી સર્વજ્ઞકી વાની. ૪૯
(શતઅષ્ટોત્તરી.)

હે ચેતન! શા માટે આ કાયામા સ્નેહ કરી રહ્યો છે, એ તારાથી જુદી છે છતાં પોતાની કરી કેમ માને છે? અજ્ઞાનથી એને પોતાની માની તેમાં રાજી થઈ રહ્યો છે. અને તે દેહ રૂપ પોતાને માની દેહમાં તું સ્થિર થઈ રહ્યો છે. આ પ્રત્યક્ષ વિનાશી છે છતાં અજ્ઞાનથી અંધ એવો ચેતન ચેતતો નથી. સર્વજ્ઞ ભગવાનની વાણીને માન્ય કરી, પ્રતીતિ કરી પોતાનું આત્મવીર્ય પ્રગટાવી તુ સુખી થા.

વૈ દિન ક્યોં ન વિચારત ચેતન, માતકી કુખમેં આય વસે હૈં,
ઉરધ પાઉં લગે નિશિવાસર, રંચ ઉસાસનિકો તરસે હૈં;
આઉ સંજોગ બચે કહુ જીવત, લોગનકી તબ દષ્ટિ લસે હૈં,
આજ ભયે તુમ યૌવનકે રસ, ભૂલિ ગયે કિતતેં નિકસે હૈં. ૩૨
(શતઅષ્ટોત્તરી.)

હે ચેતન! તે દિવસનો તું વિચાર કેમ નથી કરતો, કે જે દિવસે તું માતાની કુક્ષિમાં આવી વસ્યો? રાતદિવસ ઉંધે મસ્તકે-

લટકી રહ્યો. શ્વાસ લેવાનો પણ કઠણ હોવાથી લેશ શ્વાસ લેવા પણ તલસ્યા કરતો હતો. કદાચ આયુ સંયોગથી કંઈ ત્યાં જીવતો રહ્યો, બચ્યો તો તું ગર્ભની બહાર આવ્યો અને લોકોની દૃષ્ટિને પ્રસન્ન કરી. અને આજે તો તું આ યુવાનીના તોરમાં લીન છે. તેથી તું ક્યાંથી બહાર આવ્યો છે તે ભૂલી ગયો છે.

## ત્રીજો અધ્યાય.

### ભોગોનું સ્વરૂપ

જેમ સંસાર અસાર છે, શરીર અપવિત્ર છે, તેમ ઇંદ્રિયોના ભોગ અતૃપ્તિકારી, અસ્થિર અને તૃષ્ણાને વધારનાર છે. તેને ભોગવવાથી કોઈને પણ તૃપ્તિ થઈ શકતી નથી. જેમ જલ રહિત વનમાં મૃગ તરસ્યું થાય છે, ત્યાં પાણી તો નથી પરંતુ દૂરથી ચમકતા ઘાસ કે રેતીમાં તેને પાણીનો ભ્રમ થઈ જાય છે. તે પાણી સમજી ત્યાં જાય છે પરંતુ ત્યાં પાણી ન મળતાં તે વધારે તૃષાતુર થાય છે. વળી ફરી દૂર જુવે છે તો બીજી બાજુ જલના ભ્રમથી જાય છે. ત્યાં પણ પાણી ન મળવાથી અધિક તૃષાતુર થાય છે. એ પ્રકારે ઘણા વખત સુધી ભ્રમમાં ભટકતા રહેવા છતાં તેને પાણી મળતું નથી. અંતમાં તે તૃષાની વેદનાથી તરફડી તરફડી પ્રાણ છોડે છે. આ દશા આ સર્વ સંસારી પ્રાણીઓની છે. આપણે સર્વે સુખ ઇચ્છીએ છીએ. નિરાકુલતા ઇચ્છીએ છીએ.

એવો ભ્રમ થઈ રહ્યો છે કે ઇંદ્રિયોના ભોગો ભોગવવાથી સુખ મળી જશે, તૃપ્તિ થઈ જશે. તેથી આ પ્રાણી કોઈ વખત સ્પર્શેન્દ્રિયના ભોગ માટે કોમળ પદાર્થોનો સ્પર્શ કરે છે. કોઈ વખત રસના ઇંદ્રિયના ભોગ માટે ઇચ્છિત પદાર્થોને ખાય છે. કોઈ વખત ઘ્રાણેંદ્રિયના ભોગ માટે અત્તર, ફુલેલ, પુષ્પાદિને સુંઘે છે. કોઈ વખત ચક્ષુઇંદ્રિયના ભોગ માટે રમણિક ચેતન અને અચેતન પદાર્થોને નિહાળે છે. કોઈ વખત કર્ણેન્દ્રિયના ભોગને માટે મનોહર સંગીત આદિ શ્રવણ કરે છે.

આ પ્રમાણે પાંચે ઇંદ્રિયોના ભોગ વારંવાર ભોગવે છે પરંતુ તૃપ્તિ પામતો નથી. જેમ ખુજલીને ખંજવાળવાથી ઉલટું તેનું દુઃખ વધે છે, તેમ જેટલા ઇંદ્રિયોના ભોગ જીવ ભોગવે છે, એટલી ઉલટી તૃષ્ણા વધારે વધે છે. તૃષ્ણા જ દુઃખ છે, બાધા છે, ચિંતાનું કારણ છે. આનંદકારી, સુવાળા, કોમળ સ્પર્શવાળા પદાર્થો સ્પર્શે છે તો વારંવાર તેવા પદાર્થોનો સ્પર્શ ઇચ્છે છે. અને જો તેવા પદાર્થોની પ્રાપ્તિ થતી નથી તો કલેશ પામે છે. જો કોઈ મિઠાઈ ખાધી હોય તો તેનાથી ઉત્તમ વધારે સ્વાદિષ્ટ મિઠાઈ ખાવાની ઇચ્છા થાય છે અને જો નથી મળતી તો મોટું દુઃખ માને છે, અને જો મળી જાય તો વિશેષ ઇચ્છા વધી જાય છે. જો કોઈએ કોઈ સુગંધી પદાર્થ સુંઘ્યો તો તેનાથી વિશેષ સુગંધીદાર સુંઘવાની ઇચ્છા થઈ જાય છે, નથી મળતો તો મોટું દુઃખ થાય છે, અને મળે છે તો ઇચ્છા-તૃષ્ણા વિશેષ વધી જાય છે. જો કોઈએ કોઈ નાટક જોયું તો એનાથી ઉત્તમ નાટક જોવાની ઇચ્છા થઈ જાય છે, જો જોવા નથી મળતું તો દુઃખ પામે છે, મળી જાય તો તૃષ્ણા વિશેષ વધી જાય છે. જો કોઈએ કોઈ મનોહર ગાયન શ્રવણ કર્યું હોય તો તેથી ઉત્તમ શ્રવણ કરવા ચાહે છે, જો નથી મળતું તો દુઃખ માને છે, જો મળી જાય છે તો ઇચ્છાને અધિક વધારી દે છે. ઘણા પ્રાણીઓને ઇચ્છાનુસાર ભોગો મળતા નથી, ઇચ્છે છે કંઈ અને મળે

છે કંઈ ત્યારે તે બહુ દુઃખી થાય છે. કોઈને ત્યાંથી આમંત્રણ હતું. જવાવાળાની ઇચ્છા એવી હતી કે ત્યાં ઉત્તમ મિઠાઈ મળશે, પણ ત્યાં તો રોજ ખાતો હતો તેનાથી પણ ઊતરતું ભોજન હતું. બસ, ઇચ્છાનુસાર ન મળવાથી તે મનમાં બહુ ક્લેશ માને છે. જેને ઇચ્છાનુસાર મળી જાય છે તેની તૃષ્ણા વધી જાય છે. મનુષ્યનું શરીર તો જીર્ણ થતુ રહે છે, ઇંદ્રિયોની શક્તિ ઘટતી જાય છે પણ ભોગોની તૃષ્ણા દિવસે બેવડી તો રાતે ચાર ઘણી વધતી જાય છે.

તૃષ્ણા-ઇચ્છા હોવા છતાં જ્યારે આ પ્રાણી અસમર્થતાના કારણે ભોગોને ભોગવી શકતો નથી તો તેને મહા દુઃખ થાય છે. વૃદ્ધોને એમ પૂછીએ કે "આખી જીંદગી સુધી તમે ઇંદ્રિયોના ભોગો ભોગવ્યા તો તેથી હવે તો તમને તૃપ્તિ થઈ ગઈ હશે." ત્યારે તે વૃદ્ધ જો સમ્યક્‌દષ્ટિ આત્મજ્ઞાની નહિ હોય, પણ મિથ્યાદષ્ટિ બહિરાત્મા હશે તો જવાબ આપશે કે, "જો કે વિષયોને ભોગવવાની શક્તિ નથી, શરીર નિર્બળ છે, દાંત પડી ગયા છે, આંખોએ દેખાતું નથી, કાનોથી સંભળાતું નથી, હાથ પગોમાં બહુવાર સુધી ઉભા રહેવાની કે બહુ વાર સુધી બેસી રહેવાની શક્તિ રહી નથી છતાં પાંચે ઇંદ્રિયોના ભોગોની તૃષ્ણા-ઇચ્છા તો પ્રથમ કરતાં ઘણી વધી ગઈ છે. વસ્તુતાએ તો ઇંદ્રિયોના ભોગોથી તૃષ્ણા વધતી જ જાય છે, કદી તૃપ્તિ થતી નથી. આ જીવ અવિનાશી છે, અનાદિ અનંત છે, ચારે ગતિમાં ભ્રમણ કરતા આ જીવે અનંતા જન્મો, કોઈ વખત એકેંદ્રિયના, કોઈ વખત બે ઇંદ્રિયના, કોઈ વખત ત્રીંદ્રિયના, કોઈ વખત ચૌરેંદ્રિયના, કોઈ વખત પંચેંદ્રિયના તિર્યંચના, મનુષ્યના, દેવના, નારકીના ધારણ કર્યા છે. નરક સિવાયની ત્રણ ગતિમાં યથા સંભવ પાંચે ઇંદ્રિયોના ભોગ પણ ભોગવ્યા છે પરંતુ આજ સુધી આ પ્રાણીની એક પણ તૃષ્ણા શાંત નથી થઈ.

આ ઇંદ્રિયોના ભોગોમાં બીજા પદાર્થોની જરૂર પડે છે. જો તે ભોગ્ય પદાર્થ નાશ થઈ જાય છે, તેનો વિયોગ થઈ જાય છે તો

આ પ્રાણીને બહુ મોટું દુઃખ થાય છે. કોઈ વખત પ્રિય સ્ત્રીનો વિયોગ થઈ જાય તો ત્યારે એક ગૃહસ્થના બધા એશઆરામથી દૂર થઈ જાય છે. કોઈ વખત પ્રિય પુત્રનો, કોઈ વખત પ્રિય પુત્રીનો, કોઈ વખત હિતકારિણી માતાનો, કોઈ વખત પિતાનો, કોઈ વખત પ્રેમપાત્ર મિત્રનો, કોઈ વખત આજ્ઞાકારી સેવકનો, કોઈ વખત આજીવિકા આપનાર સ્વામીનો વિયોગ થઈ જાય છે ત્યારે બહુક્લેશ થાય છે કોઈ વખત ધનની હાનિ થઈ જાય છે ત્યારે ઇંદ્રિયોના ભોગયોગ્ય મનોવાછિત પદાર્થનો જીવ સંગ્રહ કરી શકતો નથી તેથી બહુ જ દુઃખી થાય છે. ઇંદ્રિયોના ભોગોને ભોગવતાં ભોગવતાં તૃષ્ણાને વધારતાં કદાચિત્ પોતાનું મરણ આવી જાય છે ત્યારે સર્વ ભોગો અને ચેતન, અચેતન પદાર્થો જતા રહેવાના એમ માની ઘણો શોક કરે છે, રડે છે. તરફડે છે. આ ઇંદ્રિયોના ભોગોમાં રાતદિવસ મગ્ન રહેતાં ભોગ્ય પદાર્થમાં એવો મોહિત થઈ જાય છે કે તેને ધર્મચર્ચા જરાપણ ગમતી નથી સવારથી જ શરીરની સેવામાં લાગી જાય છે. આખો દિવસ ધન કમાય છે, રાત્રે થાકી સુઈ જાય છે. વિશેષ તૃષ્ણા હોવાથી બહુ મનોહર પદાર્થોને ભોગવવા ચાહે છે. જ્યારે ન્યાયથી ધન પ્રાપ્તિ નથી કરી શકતો ત્યારે અન્યાયપૂર્વક કમર કસી પ્રયત્ન કરે છે અસત્ય બોલી, વિશ્વાસઘાત કરી, ચોરી કરી, કોઈના પ્રાણ પણ હરી ધન સંચય કરે છે. એના અંતરમાંથી દયા અને પ્રેમ નાશ પામે છે. અવસર મળ્યે પરમપ્રેમી મિત્રને પણ ઠગી લે છે, અધિક ધન પ્રાપ્તિની લાલસાથી જુગાર ખેલવા લાગે છે. જુગારમાં ધન હારે છે ત્યારે ચોરી કરવા લાગે છે. કુસંગતિ પામી મદિરાપાન, માંસાહારનાં વ્યસનોની ટેવ પાડે છે. સ્વસ્ત્રીમાં સંતોષી ના થતાં વેશ્યાઓમા અને પરસ્ત્રીઓમા આસક્ત થઈ જાય છે. ભોગોની તૃષ્ણાથી ભયકરમાં ભયકર પાપકર્મ કરવા લાગે છે. અનાથ વિધવાઓનુ ધન છીનવી લે છે જુઠા દાવાઓ ઉભા કરી ધન પ્રાપ્ત

કરવાના ઉપાય કરે છે. જો રાજ્યવિરૂદ્ધ કોઈ અયોગ્ય કામ કરવાથી કોઈ વખત દંડ પામે છે તો કારાવાસમાં જઈ પોતાની બધી પ્રતિષ્ઠા ગુમાવી દે છે. સર્વ સંસારનાં દુ:ખોનું મૂળ ભોગોની તૃષ્ણા છે. ઘોર પાપોથી મરી દુર્ગતિમા જન્મ પામે છે, મનુષ્યપણામાંથી એકેંદ્રિય થઈ જાય છે.

જો વિચાર કરી જોઈએ તો સંસારના સર્વે મિથ્યા દૃષ્ટિપ્રાણીઓ ઇન્દ્રિયોના ભોગોની લોલુપતાથી રાત્રિદિવસ આકુળવ્યાકુળ અને ઉદ્યમિત થઈ રહે છે. આ તૃષ્ણાવશે કીડીઓ બહુ દાણા એકઠા કરે છે. માખીઓ મધ એકઠું કરે છે. પતંગિયું ચક્ષુઇન્દ્રિયના રાગથી દીપકની જાળમાં બળી પ્રાણ ગુમાવે છે. નાસિકાઇન્દ્રિયને વશ થઈ ભ્રમરો કમળની અંદર બીડાઈ જઈ મરી જાય છે. રસના ઇન્દ્રિયને વશ થઈ માછલીઓ જાળમાં ફસાઈ જઈ તરફડી તરફડી પ્રાણ ગુમાવે છે. સ્પર્શ ઇન્દ્રિને વશ થઈ હાથી પકડાઈ જાય છે. કર્ણ ઇન્દ્રિયને વશ થઈ હરણું જાળમાં સપડાઈ પરાધીન થઈ જાય છે. આ ઇન્દ્રિયોની તૃષ્ણાને વશીભૂત થઈ આ પ્રાણી અત્યંત આંધળો થઈ જાય છે. આમ અનંત જન્મો વીતી ગયા, આ જીવે આ અન્ધભાવમાં આ જન્મારો પણ ગુમાવ્યો અને અત્યારે ગુમાવી રહ્યો છે.

ઇન્દ્રિય સુખ તે સાચું સુખ નથી, માની લીધેલું છે. જે જેમાં સુખ માની લે છે તેમાં તેને સુખ ભાસે છે. આ ઇન્દ્રિય સુખ તદ્દન પરાધીન છે. બીજા પદાર્થોના સંયોગ વિના ઇન્દ્રિય સુખ મળતું નથી. એની પ્રાપ્તિ માટે બહુ ઉદ્યમ કરી કષ્ટ સહવું પડે છે. તો પણ જો પુણ્ય કર્મની અંતરંગ મદદ ન હોય તો ઉદ્યમ કરવા છતા પણ ઇચ્છિત પદાર્થનો લાભ થતો નથી. જગતમાં એવા પુણ્યાત્મા બહુ ઓછા છે કે જેને જેવો ચાહે તેવો પદાર્થ મળે. ઘણા ખરા જીવો તો પદાર્થની અપ્રાપ્તિના દુ:ખથી દુઃખિત થયેલા રહે છે એ ઇચ્છતો હતો કે સ્ત્રી આજ્ઞાકારિણી નીવડશે પણ તે એવી ના નીકળી, ઇચ્છતો હતો કે પુત્ર સુપુત્ર અને આજ્ઞાકારી થશે પણ તે તો કુપુત્ર નીવડયો,

ઇચ્છતો હતો કે અહીં આવવાથી દુઃખ ઘટશે પણ ઊલટું દુઃખ વધી ગયું. ઇચ્છતો હતો કે મુનિમ સાચો નિમકહલાલ મળશે પરંતુ તે તો સ્વાર્થી અને હાનિકારક નીવડયો. કદાચ ઇચ્છાનુસાર પદાર્થ મળી પણ જાય તો સદા તેનો સંયોગ રહેતો નથી. તેનો વિયોગ થઈ જાય છે ત્યારે પુનઃ ભારે કષ્ટ થાય છે. પાંચે ઇન્દ્રીયોના ભોગોની તૃષ્ણા જીવને એટલો સતાવે છે કે એને ઇચ્છા થાય છે કે આ સર્વ વિષયોનાં સુખને એક સાથે ભોગવું. પરંતુ એમ કરી શકાતું નથી. એક કાળમા એક ઇન્દ્રિયથી જ વિષય ભોગ થઈ શકે છે; તેથી તે એકને છોડી બીજામાં, બીજાને છોડી ત્રીજામાં એમ આકુળતાપૂર્વક ભોગવતો ફરે છે પરંતુ કોઈ પણ રીતે તૃપ્તિ પામતો નથી. ઇન્દ્રિય સુખમાં મગ્ન થઈને ઘણું કરી પ્રાણી શક્તિ અને મર્યાદાથી વિશેષ ભોગ ભોગવી લે છે ત્યારે શરીર બગડી જાય છે અને રોગો ઉત્પન્ન થઈ જાય છે. રોગી થવાથી બધા વિષય ભોગો મૂકી દેવા પડે છે. આ ભોગોથી તો ચક્રવર્તી રાજા પણ તૃપ્તિ પામતો નથી, તેને તો અધિક પુણ્યશાળી હોવાથી પાચે ઇન્દ્રિયોના ભોગોની મનવાંછિત સામગ્રી પ્રાપ્ત હોય છે. મોટા મોટા દેવો મહા પુણ્યવંત હોય છે, ઇચ્છિત ભોગ પ્રાપ્ત કરે છે અને દીર્ઘકાળ સુધી ભોગવે છે તોપણ તે તૃપ્તિ પામતા નથી. મરણ સમયે આ બધા ભોગો મૂકવા પડે છે તેથી ઘોર ક્લેશ ભોગવે છે.

ઇન્દ્રિયોના ભોગ અતૃપ્તિકારી છે, તૃષ્ણા વધારનાર છે અને અસ્થિર નાશવંત છે તો આ પ્રાણી તેની ઇચ્છા કેમ ત્યાગતો નથી? એનું કારણ એ છે કે એની પાસે બીજો ઉપાય નથી કે જેથી એ એની ઇચ્છા તૃપ્ત કરી શકે. જો એણે સાચું સુખ જાણ્યું હોત, સાચા સુખનો એને પત્તો લાગ્યો હોત તો અવશ્ય આ જુઠા ઇન્દ્રિય સુખની તૃષ્ણા તે મૂકી દેત. મિથ્યાદૃષ્ટિને લીધે એને પોતાના આ નાશવંત શરીરમા અહબુદ્ધિ થઈ રહી છે નથી એણે આત્માને જાણ્યો

કે નથી એને એના આત્મસ્વરૂપનો વિશ્વાસ. સાચું સુખ આત્મામાં છે. જેને પોતાના આત્માનું યથાર્થ જ્ઞાન થઈ જાય છે તે સાચા સુખને ઓળખી લે છે. સાચું સુખ શું છે એનું આગળ વર્ણન આવશે.

જો ઇન્દ્રિયોના ભોગ ભોગવવાથી ભાસતું સુખ જૂઠું હોય, તૃષ્ણા રૂપી રોગને વિશેષ વધારી દે તેવું હોય તો પછી આ ઇન્દ્રિયો પાસેથી શું કામ લેવું જોઇએ? એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. જ્ઞાનીજને તો એ દૃઢ વિશ્વાસ કરી લેવો જોઈએ કે ઇન્દ્રિયસુખ તે સાચું સુખ છે જ નહી, એ સુખાભાસ છે, સુખ સમાન ઝળકે છે. તેથી સુખની પ્રાપ્તિ માટે આ ઇન્દ્રિયોના ભોગ ભોગવવા એ અજ્ઞાન છે તો પછી ઇન્દ્રિયો પાસેથી શું કામ લેવું જોઈએ? શરીર ધર્મનું સાધન છે, તેથી શરીરની રક્ષાને યથાર્થ ધર્મ પુરુષાર્થને માટે અને ધર્મનાં સાધનોની પ્રાપ્તિ કરવા માટે ઇન્દ્રિયોથી કામ લેવુ જોઇએ.

સ્પર્શનેંદ્રિયથી પદાર્થોનો સ્પર્શ કરી તેના ગુણ દોષ જાણવા જોઈએ કે આ પદાર્થ ઠંડો છે કે ગરમ છે, ચીકણો છે કે લૂખો છે, કોમળ છે કે કઠોર છે, હલકો છે કે ભારે છે? વિષય-ભોગના હેતુથી જો સ્પર્શનેદ્રિયના ભોગ ભોગવાશે તો તૃષ્ણા વધી જશે, સ્વસ્ત્રીમાં જો મર્યાદાથી વિશેષ પ્રવર્તશે તો પોતે પણ રોગી અને નિર્બળ થશે અને સ્ત્રી પણ રોગી અને નિર્બળ થશે અને તૃષ્ણાની વિશેષતાથી સ્વસ્ત્રી ભોગવવા યોગ્ય નહીં ભાસતાં પરસ્ત્રી અને વેશ્યામાં રમણ કરવા લાગશે.

રસના ઇન્દ્રિયની મદદથી નક્કી કરવું કે તે જ પદાર્થો ખાવા પીવા યોગ્ય છે કે જેનાથી શરીરનું સ્વાસ્થ્ય સારું રહે, શરીર બળ-વાન રહી કર્તવ્યકર્મનું પાલન કરી શકે. જો શરીર રક્ષાર્થને બદલે ભોગાર્થે જીભનો ઉપયોગ થશે તો તો આ પ્રાણી લોલુપી થઈ જશે. શરીરને હાનિકારક એવા પદાર્થો પણ ખાવા પીવા લાગશે. અને

ભક્ષ્ય અને અભક્ષ્યનો વિવેક પણ છોડી બેસશે. જેનું કડવુ ફળ એ આવશે કે રસના સ્વાદની વૃદ્ધિ વધી જશે અને આથી ઘેરાઈ જશે. રસના ઇન્દ્રિયવાળા જીવોને વચન બોલવાની પણ શક્તિ હોય છે આત્મકલ્યાણ પરોપકાર આવશ્યક શરીર રક્ષા અને તેના સાધનોની પ્રાપ્તિ માટે તે વચનોનો સદુપયોગ કરવો યોગ્ય છે. અસત્ય, ગાળ, અસભ્ય વિકથાઓ કહેવાથી વચનોનો દુરુપયોગ થાય છે. જો એવી ટેવ પડી જાય છે તો તે અસભ્ય વાતો કહેવાની તૃષ્ણા વધી જાય છે.

ઘ્રાણેન્દ્રિયનો ઉપયોગ, શરીરની રક્ષા માટે સુગંધ અને દુર્ગંધને ઓળખવી એ છે, હવા, પાણી ભોજન સ્થાન આરોગ્યને લાભકારી છે કે અલાભકારી છે તે જાણવુ એ છે.

ચક્ષુ ઇન્દ્રિયનો ઉપયોગ શરીર અને એના સાધનોને માટે પદાર્થોને જોવા એ છે, ધાર્મિક અને લૌકિક ઉન્નતિને માટે શસ્ત્રોને અને ઉત્તમોત્તમ પુસ્તકોને વાચવાં અને જ્ઞાનવૃદ્ધિના હેતુથી ઉપયોગી સ્થાનો અને પદાર્થોને જોવા એ છે.

કર્ણ ઇન્દ્રિયનો ઉપયોગ શરીર અને તેની રક્ષાર્થે સાધનોને મેળવવા માટે વાર્તાલાપ સાભળવો તથા ધાર્મિક અનલૌકિક ઉન્નતિને માટે ઉત્તમ ઉપદેશ શ્રવણ કરવો.

આ પ્રમાણે આ પાંચે ઇન્દ્રિયો બહુ જ ઉપયોગી છે. તેનાથી યોગ્ય કાર્ય લેવું જોઈએ વિષય ભોગની તૃષ્ણાવશ તેનો ઉપયોગ ન કરતા આવશ્યક સ્વપરના હિતનાં કામો માટે તેનો ઉપયોગ કરવો યોગ્ય છે અને તો આ મનુષ્યની ઉન્નતિમા સહાયક હોય છે જો ભોગોની તૃષ્ણાવશ એનો ઉપયોગ થાય છે તો એ તૃષ્ણાને વધારી, ક્લેશ વધારી, રોગોને ઉત્પન્ન કરી પ્રાણીને આ લોકમાં પણ આકુલિત કરે છે અને પરલોકમાં પણ એની તૃષ્ણાથી ઘણાં કડવાં ફળ ભોગવવાં પડે છે. જ્ઞાની, બુદ્ધિવત તે છે કે જે આ ઇન્દ્રિ-

યોનો સદુપયોગ કરી આ જીવનમાં પણ લૌકિક અને પારલૌકિક ઉન્નતિ સાધે છે અને ભવિષ્યમાં પણ તેનાં હિતકર ફળ ભોગવે છે.

ઇન્દ્રિયોના ભોગ રોગ સમાન છે, અસાર છે. જેમ કેળના થડનાં પડ કાઢ કઢ કરીએ તો કોઈ પણ ઠેકાણે તેમાંથી લાકડા જેવો કઠણ ભાગ કે સાર મળશે નહિ. તેમ ઇન્દ્રિયોના ભોગોનું કોઈ પણ વખતે કાંઈ સાર રૂપ ફળ નીકળશે નહિ ઇન્દ્રિયોના ભોગોની તૃષ્ણાથી કષાયની અધિકતા થાય છે, લોલુપતા વધે છે, ભાવ હિંસાત્મક થઈ જાય છે, ધર્મભાવથી પતિત થવાય છે અને તેથી પાપ કર્મનો બંધ પણ થાય છે.

પાપના ઉદયનું એવું ફળ મળે છે કે ચક્રવર્તી મરીને સાતમી નરકમાં ઊપજે છે કોઈ પૈસાદાર મરીને સાપ થઈ જાય છે, કૂતરો થઈ જાય છે, એકેંન્દ્રિય વૃક્ષ થઈ જાય છે, એવી નીચ ગતિમાં ચાલ્યો જાય છે કે ત્યાંથી ઉન્નતિ કરી ફરી મનુષ્ય જન્મ પામવો બહુ જ કઠીન થઈ પડે છે. તેથી ઇન્દ્રિયોના સુખને સુખ માનવું એ ભ્રમ છે, મિથ્યાત્વ છે, ભૂલ છે, અજ્ઞાન છે, દગો છે. બુદ્ધિમાનોને એ ઉચિત છે કે ઇન્દ્રિયસુખોની શ્રદ્ધાને છોડે, તેની લોલુપતા ત્યાગે. તેમાં અંધપણું થઈ ગયું છે તે મૂકે. તેના જ દાસ થઈ જાય છે તે પોતાની સાચી ઉન્નતિ કરી શકતા નથી. તે જીવો ઇન્દ્રિયોની ઇચ્છાનુસાર વર્તતા કુમાર્ગગામી થઈ જાય છે. વિષયભોગ હિતકારી અને ઉચિત છે, કે અહિતકારી અને અનુચિત છે એ વાતનો વિવેકભાવ એના હૃદયમાથી દૂર થઈ જાય છે.

તે વિવેકરહિત જીવો ઇન્દ્રિયોના દાસત્વમા એટલા અંધ થઈ જાય છે કે ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરુષાર્થ જ ગૃહસ્થ દશામાં સાધી શકાય છે તેમાં પણ તે કાયર, અસમર્થ અને દીન દેખાય છે. તૃષ્ણાની બળતરામાં બળી બળી શરીરને રોગાક્રાન્ત, રુધિરરહિત, દુર્બળ બનાવી શીઘ્ર તેને ત્યાગી ચાલ્યા જાય છે. જે મનુષ્યજન્મથી

આત્મકલ્યાણ અને પરોપકાર કરવો જોઈતો હતો તેને એવી રીતે વ્યર્થ ગુમાવી નાખે છે કે તેને નીચે જણાવેલાં કામ કરનાર જેવો મૂર્ખ જાણો. જેમ કોઈ અમૃતથી ભરેલા ઘડાને પીવાના કામમાં ન લેતાં પગ ધોવામાં વાપરી નાખે, અગરુ ચ દનના વનને બાળવાના લાકડાં સમજી બાળવામાં વાપરી નાખે, આમ્રવૃક્ષને ઉખેડી નાખી બાવળને વાવે, હાથમાંનું રત્ન કાગડાને ઉડાડવા ફેંકી દે, હાથી શણગારીને તેના ઉપર લાકડાં ભરે, રાજપુત્ર થઈને પણ એક દારૂવાળાની દુકાને નોકરી કરે.

દરેક મનુષ્યને ઉચિત છે કે તે પોતાની પાચે ઇન્દ્રિયોને અને મનને પોતાને વશ રાખે, જેમ ઘોડાનો માલિક ઘોડાને પોતાને કબ્જે રાખે છે તેમ. તે જ્યા ઇચ્છે છે ત્યાં તેને લઈ જાય છે. તેની લગામ તેના હાથમાં રહે છે. જો તે ઘોડાને આધીન થઈ જાય તો તે ઘોડાથી પોતાનું કામ લઈ શકતો નથી. પરતુ તેને ઘોડાની મરજી અનુસાર વર્તી તેની સાથે ઘાસનાં ખેતરોમાં કૂદવુ અને ફરવું પડશે. જે ઇન્દ્રિયો અને મનને પોતાને આધાન રાખી શકે છે તે તેની સહાયતાથી આશ્ચર્યકારી ઉન્નતિ કરી શકે છે. જે તેનો દાસ થઈ જાય છે તે ભવોભવમા દુઃખોને પામે છે. તેથી ઇન્દ્રિયોના ભોગોને અસાર જાણી સત્યસુખના પ્રેમી થવુ યોગ્ય છે.

આ વિષય ભોગોના સંબધમાં જૈનાચાર્યોનો શુ મત છે તે નીચેના વાકયોથી જાણવા યોગ્ય છે

(૧) શ્રી કુંદકુંદસ્વામી દ્વાદશાનુપ્રેક્ષામાં કહે છે:—

वरभवणजाणवाहणसयणासण देवमणुवरायाणं ।
मादुपिदुसजणभिच्चसंबंधिणो य पिदिवियाणिच्चा ।।३।।

ઇન્દ્ર અને ચક્રવર્તીઓના મોટા મોટા મહેલો, સવારી, પાલખી શય્યા, આસન, અને માતા, પિતા, સજ્જન, સેવક આદિ સર્વ સંબંધો અસ્થિર છે.

सामग्गिंदियरूवं आरोग्गं जोव्वणं वलं तेजं ।
सोहग्गं लावण्णं सुरधणुमिव सस्सयं ण हवे ॥४॥

સર્વ ઇન્દ્રિયોનાં રૂપ, આરોગ્ય, યુવાની, બળ, તેજ, સૌભાગ્ય, અને સુંદરતા એ સર્વ ઇન્દ્રધનુષની સમાન ચંચળ—નશ્વર છે.

जीवणिवद्धं देहं खीरोदयमिव विणस्सदे सिग्घं ।
भोगोपभोगकारणदव्वं णिच्चं कहं होदि ॥६॥

દૂધ અને પાણી સમાન આ શરીર અને જીવનો સંબંધ છે તે પણ શીઘ્ર નાશ પામે છે તો ભોગ અને ઉપભોગના સાધનભૂત આ ચેતન અચેતન દ્રવ્યો તે કેવી રીતે સ્થિર હોઈ શકે?

(૨) શ્રી કુંદકુંદાચાર્ય પ્રવચનસારમાં કહે છે કે :—

मणुयासुरामरिंदा अहिद्दुदा इंदिएहिं सहजेहिं ।
असहंता तं दुक्खं, रमंति विसएसु रम्मेसु ॥६३॥

ચક્રવર્તી રાજા ધરણેંદ્ર અને સ્વર્ગના ઇન્દ્ર પોતાના શરીરની સાથે ઉત્પન્ન થયેલ ઇન્દ્રિયોની પીડાથી ગભરાઈ—તે ઇન્દ્રિયભોગની વાછારૂપ દુઃખ સહન કરવાને અસમર્થ થઈ ભ્રમથી સુંદર ભાસતા ઇન્દ્રિયના વિષયરૂપ પદાર્થોને ભોગવે છે પરંતુ તે તૃપ્તિ પામતા નથી.

जेसिं विसयेसु रदी तेसिं दुक्खं वियाण सब्भावं ।
जदि तं ण हि सब्भावं वावारो णत्थि विसयत्थं ॥६४॥

જે પ્રાણીઓને ઇન્દ્રિયોના વિષયોમાં રતિભાવ છે તેમને સ્વભાવથી જ દુઃખ જાણો કારણ કે જો સ્વભાવથી પીડા, આકુલતા કે ઇચ્છારૂપ દાહ ન હોય તો ઇન્દ્રિયોના ભોગોમાં પ્રવર્તે નહિ. તૃષ્ણાની પીડાથી ભ્રમમાં ભૂલી, મારી તૃષ્ણા મટી જશે એમ સમજી વિષયોમાં પ્રવર્તે છે પરંતુ તૃષ્ણા તો મટતી નથી.

सोक्खं सहावसिद्धं णत्थि सुराणंपि सिद्धमुवदेसे ।
ते देहवेदणट्टा रमंति विसएसु रम्मेसु ॥७१॥

દેવોને પણ આત્માના સ્વભાવથી ઉત્પન્ન સહજ આત્મિક સુખનો લાભ હોતો નથી. તેથી સાચું સુખ ન પામવાથી શરીરની વેદનાથી પીડાઈ 'મારી આકુલતા-પીડા મટી જશે' એમ સમજી સુંદર ભાસતા વિષયોમા પ્રવર્તે છે. પણ તૃષ્ણા શાત પડતી નથી

ते पुण्ण उदिण्णतण्हा, दुहिदा तण्हाहिं विसयसोक्खाणि ।
इच्छंति अणुहवंति य आमरणं दुक्खसंतत्ता ।। ७५ ।।

સંસારી પ્રાણી તૃષ્ણાને વશ થઈ તૃષ્ણાની દાહથી દુ.ખી થઈને ઇંદ્રિયોનાં સુખને વારવાર ઇચ્છે છે, ભોગવે છે. મરણપર્યંત એમ કરે છે. છતા દુઃખથી દુઃખિત રહે છે. ઇંદ્રિયોના ભોગની વાંછાની દાહ મરણપર્યંત મટતી નથી તે એટલે સુધી કે ઇચ્છાનો માર્યો મૃત્યુ પામે છે. જેમ જળો બગડેલા લોહીને તૃષ્ણાવશ પીધા જ કરે છે, સંતોષ પામતી નથી, તે એટલે સુધી કે આખરે તે મરી જાય છે.

सपरं बाधासहियं विच्छिण्णं बंधकारणं विसमं ।
जं इंदिएहिं लद्धं तं सोक्खं दुःखमेव तहा ।। ७६ ।।

જે સુખ પાચ ઇન્દ્રિયોના ભોગમાં ભાસે છે તે સુખ નથી પણ દુઃખ જ છે કારણ કે તે પરાધીન, બાધાસહિત, વિનાશી, બંધના હેતુભૂત અને વિષમ છે.

૧ પોતાની ઇંદ્રિયોમાં ભોગવવા યોગ્ય શક્તિ હોય અને પુણ્યના ઉદયથી ઇચ્છિત પદાર્થ મળે ત્યારે કંઈક તે સુખ જણાય છે તેથી સ્વાધીન નથી.

૨. ક્ષુધા, તૃષા, આદિ રોગાદિક બાધા સહિત છે એટલે વચમાં વિઘ્નો આવે છે.

૩. વિનાશી છે, એટલે ભોગ્ય પદાર્થ વિદ્યુત્‌ના ચમકારા સમાન નષ્ટ થઈ જાય છે; કાંતો પોતે પાણીના પરપોટા સમાન આ શરીરને છોડી દે છે.

૪ રાગ ભાવ વિના ઇંદ્રિયોના ભોગ ભોગવાતા નથી. અને રાગભાવ બંધનું કારણ છે તેથી તે સુખો કર્મબંધનું કારણ છે.

૫ ચંચળ છે, એક સરખું સુખ મળ્યા કરતું નથી, તથા સમતાભાવને બગાડે છે માટે ઇંદ્રિયનાં સુખો વિષમ છે.

(૩) શ્રી કુંદકુંદસ્વામી મોક્ષપાહુડમા કહે છે કે :—

ताम ण णज्जइ अप्पा विसएसु णरो पवट्टए जाम ।
विसए विरत्तचित्तो जोई जाणेइ अप्पाणं ॥ ६६ ॥

જ્યા સુધી આ આત્મા ઇન્દ્રિયોના વિષયભોગોમાં આસક્ત થઈ પ્રવૃત્તિ કરે છે ત્યા સુધી આત્માનું જ્ઞાન થઈ શકતુ નથી. જે યોગી આ વિષયભોગથી વિરક્ત છે તે જ આત્માને યથાર્થ જાણી શકે છે, ઓળખી શકે છે.

अप्पा णाऊण णरा केई सब्भावभावपब्भट्ठा ।
हिंडंति चाउरंगं विसएसु विमोहिया मूढा ॥६७॥

જે મનુષ્ય અનુભવ પૂર્વક આત્માને ન જાણ્યા છતાં જાણ્યો છે એમ માની પોતાના સ્વભાવની ભાવનાથી ભ્રષ્ટ રહ્યા કરે છે તે મૂઢ બુદ્ધિવાળો ઇન્દ્રિયોના વિષયભોગમાં મોહિત રહેવાથી ચારે ગતિમા ભ્રમણ કર્યા કરે છે.

जे पुण विसयविरत्ता अप्पा णाऊण भावणासहिया ।
छंडंति चाउरंगं तवगुणजुत्ता ण संदेहो ॥ ६८ ॥

પરંતુ જે કોઈ મનુષ્ય ઇન્દ્રિયોના અસાર ભોગોથી વિરક્ત થઈ આત્માને યથાર્થ જાણી તે આત્માની ભાવના, તપ અને મુનિઓના મૂળગુણાદિ સહિત કરે છે તે અવશ્ય ચારગતિરૂપ સંસારને છેદી નાખે છે એમાં સંશય નથી.

(૪) શ્રીકુંદકુંદાચાર્ય શીલપાહુડમાં કહે છે :—

वारि एक्कम्मि य जम्मे मरिज्ज विसवेयणाहदो जीवो ।
विसयविसपरिहया णं भमंति संसारकांतारे ॥ २२ ॥

કોઈ પ્રાણી વિષ ખાય તો તેની વેદનાથી એક જ જન્મમાં કષ્ટથી મરે છે. પરંતુ જે પ્રાણીઓએ ઇન્દ્રિયના ભોગરૂપી વિષનું પાન કર્યું છે તે આ સંસારવનમા વારંવાર ભ્રમ્યા કરે છે, વારંવાર મરે છે.

णरएसु वेयणाओ तिरिक्खए माणुएसु दुक्खाइं ।
देवेसुवि दोहग्गं लहंति विसयासत्ता जीवा ॥२३॥

જે જીવો વિષયભોગોમા આસક્ત છે તે નરકગતિમાં ઘોર વેદનાઓને, તિર્યંચ અને મનુષ્યગતિમાં દુઃખોને અને દેવગતિમાં દુર્ભાગ્યને પ્રાપ્ત કરે છે.

आदेहि कम्मगंठी जा बद्धा विसयरागरागेहिं ।
तं छिंदंति कयत्था तवसंजमसीलगुणेण ॥२७॥

આ આત્માએ ઇન્દ્રિયભોગોમાં રાગ કરવાથી જે કર્મની ગ્રંથી બાંધી છે તેને કૃતાર્થ પુરુષ તપ, સયમ, શીલાદિ ગુણોથી છેદી નાંખે છે.

(૫) શ્રી સ્વામી મૂલાચાર દ્વાદશાનુપ્રેક્ષામાં કહે છે:–

दुग्गमदुल्लहलाभा भयपउरा अप्पकालिया लहुया ।
कामा दुक्खविवागा असुहा सेविज्जमाणावि ॥३२॥

ઇન્દ્રિય સબંધી કામભોગો બહુ મુશ્કેલીથી અને પરિશ્રમથી મળે છે, તે જતા રહેવાનો ઘણો ભય રહે છે. બહુ જ અલ્પકાળ રહેવાવાળા છે, અસાર છે તથા કર્મબંધ કરાવનાર દુઃખરૂપી ફળને આપનાર છે. અને તેથી સેવન કર્યા છતાં પણ અશુભ અને હાનિકારક છે.

अणिहुदमणसा एदे इंदियविसया णिगेण्हिदुं दुक्खं ।
मंतोसहिहीणेण व दुट्ठा आसीविसा सप्पा ॥४२॥

જ્યા સુધી મનને રોકીએ નહિ ત્યા સુધી ઇન્દ્રિયોને રોકવી ઘણી કઠણ છે. જેમ મંત્ર અને ઔષધ વિના દુષ્ટ આશીવિષ જાતિનો સર્પ વશ કરી શકાતો નથી.

धित्तेसिमिंदियाणं जेसिं वसदो दु पावमज्जणिय !
पावदि पावविवागं दुक्खमणंत्तं चउग्गदिसु ॥४३॥

આ ઇન્દ્રિયોને ધિક્કાર છે કે જેના વશ પડીને પ્રાણીઓ પાપ બાંધી એના ફળથી ચારે ગતિઓમાં અનંત દુઃખ પામે છે.

(૬) શ્રી વટ્ટકેરસ્વામી મૂલાચાર-સમયસાર અધિકારમાં કહે છે:—

अत्थस्स जीवियस्स य जिब्भोवत्थाण कारणं जीवो ।
मरदि य मारावेदि य अणंतसो सव्वकालह्मि ॥९६॥

આ પ્રાણી સર્વકાળ અનતવાર ઘર, ઢોરઢાંખર, વસ્ત્ર, ધનાદિના નિમિત્તે, જીવિતના નિમિત્તે અને જિહ્વાઇન્દ્રિય ને કામભોગના નિમિત્તે પોતે મરે છે અને બીજાને મારે છે.

जिब्भोवत्थणिमित्तं जीवो दुक्खं अणादि संसारे ।
पत्तो अणंतसो तो जिब्भोवत्थे जह दाणिं ॥९७॥

રસના અને સ્પર્શનેન્દ્રિયના નિમિત્તે આ જીવ અનાદિકાળથી આ સંસારમા અનતવાર દુઃખ પામ્યો છે તેથી આ જીભ અને ઉપસ્થ (કામભોગની) ઇન્દ્રિયને હવે તો વશમા રાખવી યોગ્ય છે.

वीहेदव्वं णिच्चं कट्ठत्थस्सवि तहित्थिरूवस्स ।
हवदि य चित्तक्खोभो पच्चयभावेण जीवस्स ॥९९॥

કાષ્ટની બનાવેલી સ્ત્રી (પુતળી)ના રૂપને જોવામાં પણ સદા ભય રાખવો જોઈએ. કારણકે નિમિત્ત કારણ મળતાં આ જીવનું મન વિકારી થઈ જાય છે.

घिदभरिदघडसरित्थो पुरिसो इत्थी वलंतअग्गिसमा ।
तो महिलेयं ढुक्का णट्ठा पुरिसा सिवं गया इदरे ॥१००॥

ઘીથી ભરેલા ઘડાસમાન પુરુષ છે, બળતી અગ્નિ સમાન સ્ત્રી છે. તેથી ઘણા પુરુષો સ્ત્રીના સયોગથી વિનાશ પામ્યા છે, નષ્ટ થયા છે. જે બચ્યા તે મુક્તિ પામ્યા છે

मायाए वहिणीए धूआए मूइय वुड्ढ इत्थीए ।
वीहेदव्वं णिच्चं इत्थीरूवं णिरावेक्खं ॥१०१॥

સ્રીના રૂપને જોવામાં કોઈપણ અપેક્ષા ન રાખતાં સદા ભયભીત રહેવું જોઈએ. માતા હોય, બહેન હોય, કન્યા હોય, મૂગી હોય કે વૃદ્ધ હોય ગમે તેવી સ્રી કાં ન હોય તો પણ તેનાથી સદા ભય રાખવો.

(૭) શ્રી સમંતભદ્રાચાર્ય સ્વયંભૂસ્તોત્રમા કહે છે :—

शतह्रदोन्मेपचलं हि सौख्यं तृष्णाभयाप्यायनमात्रहेतुः ।
तृष्णाभिवृद्धिश्च तपत्यजस्रं तापस्तदायासयतीत्यवादीः ॥१२॥

આ ઇન્દ્રિયભોગોનુ સુખ વિજળીસમાન ચંચળ છે. તે માત્ર તૃષ્ણારૂપી રોગને વધારવાનું કારણ છે. તૃષ્ણાની વૃદ્ધિ નિરંતર તાપ આકુળતા જ ઉત્પન્ન કરે છે. અને તે આકુળતા પ્રાણીને નિરંતર દુ ખી રાખે છે. હે સભવનાથ સ્વામી! આપે એવો ઉપદેશ કર્યો છે.

स्वास्थ्यं यदात्यंतिकमेप पुंसां
स्वार्थो न भोगः परिभङ्गुरात्मा ।
तृषोऽनुषङ्गान्नचतापशांति-
रितीदमाख्यद्भगवान् सुपार्श्वः ॥ ३१ ॥

જીવોનો સાચો સ્વાર્થ પોતાના સ્વરૂપમાં સ્થિર થવામાં છે; ક્ષણ-ભંગુર ભોગો ભોગવવામાં નથી. ભોગો ભોગવવાથી તો તૃષ્ણા વધી જાય છે; સતાપની શાતિ થતી નથી. હે સુપાર્શ્વનાથ! આપે આવો ઉપદેશ દીધો છે.

तृष्णार्चिषः परिदहन्ति न शान्तिरासा-
मिष्टेन्द्रियार्थविभवैः परिवृद्धिरेव ।
स्थित्यैव कायपरितापहरं निमित्त-
नित्यात्मवान्विपयसौख्यपराङ्मुखोऽभूत् ॥८२॥

તૃષ્ણાની જ્વાળાઓ બળતી રહે છે. ઇન્દ્રિયોની ઇચ્છાનુસાર ઇષ્ટ પદાર્થોને ભોગવવા છતાં તેની શાતિ થતી નથી. ઊલટી તૃષ્ણાની જ્વાળા વધી જાય છે તે સમયે આ ઇન્દ્રિયભોગ સ્વભાવથી શરીરના સંતાપને હરતા લાગે છે પરંતુ પુન અધિક સતાપ વધારી દે છે,

એવું જાણી હે આત્મજ્ઞાની કુંથુનાથ! આપે વિષયોના સુખને પૂઠ દીધી છે.

(૮) સ્વામી સમંતભદ્ર રત્નકરણ્ડ શ્રાવકાચારમાં કહે છે:—

कर्मपरवशे सान्ते दुःखैरन्तरितोदये ।
पापबीजे सुखेऽनास्था श्रद्धानाकांक्षणा स्मृता ॥ १२ ॥

આ ઇન્દ્રિયોનું સુખ પુણ્યકર્મને આધીન છે, અંત પામવાવાળું છે. એની પ્રાપ્તિ સાથે દુઃખોનાં વિઘ્ન પણ આવી પડે છે અને પાપ બાંધવાનું કારણ છે. આવા સુખમાં શ્રદ્ધા ન કરવી તે નિષ્કાંક્ષિત અંગ કહ્યું છે.

(૯) શ્રી શિવકોટિઆચાર્ય ભગવતી આરાધનામાં કહે છે:—

भोगोपभोगसुक्खं, जं जं दुक्खं च भोगणासम्मि ।
एदेसु भोगणासे, जादं दुक्खं पडिविसिट्ठं ॥१२४९॥

ભોગ અને ઉપભોગથી થતું સુખ અને તે ભોગ અને ઉપભોગનો નાશ થયે થતું દુઃખ સરખાવીએ તો તે સુખની અપેક્ષાએ દુઃખ બહુ જ વધારે હોય છે એટલે કે ભોગના સયોગે જે સુખ જણાયું હતું તેના કરતા ભોગના વિયોગે દુઃખ બહુ જ વધારે લાગે છે.

देहे छुधादिमहिदे, चले य सत्तस्स होज्ज किह सुक्खं ।
दुक्खस्स य पडियारो, रहस्सणं चेव सुक्खं खु ॥१२५०॥

આ દેહ ક્ષુધાદિથી પીડિત રહે છે, વિનાશિક છે તેમા રહેતાં જીવોને સુખ કેવી રીતે હોઈ શકે? જે ઇન્દ્રિયોનું સુખ છે તે દુઃખનો ક્ષણિક ઉપાય છે, પછી તૃષ્ણાની પીડા વધારે વધી જાય છે. તે સુખ સુખાભાસ છે, મોહી જીવોને સુખ દેખાય છે, પીડા અનુભવ્યા વિના કોઈ ઇન્દ્રિય સુખમાં પડતુ નથી.

जह कोढिल्लो अग्गिं, तप्पंतो णेव उवसमं लभदि ।
तह भोगे भुंजंतो, खणं पि णो उवसमं लभदि ॥१२५१॥

જેમ કોઈ કોઢવાળો પુરુષ અગ્નિથી શેક કરતાં પણ શાંતિને પામતો નથી તેમ સંસારી જીવ ભોગોને ભોગવવા છતાં ક્ષણ પણ શાંતિને પામતો નથી, જેમ જેમ એ તાપે છે તેમ તેમ તાપવાની ઇચ્છા વધે છે તેમ જેમ જેમ ઇન્દ્રિયભોગ જીવ ભોગવે છે તેમ તેમ ભોગોની પીડા વધતી જાય છે.

सुठ्ठु वि मग्गिज्जंतो, कत्थ वि कयलीए णत्थि जह सारो ।
तह णत्थि सुहं मग्गिज्जंतं भोगेसु अप्पं पि ॥ १२५५ ॥

જેમ ઘણી સારી રીતે શોધવા છતાં કેળના થડમાં કંઈ સાર દેખાતો નથી તેમ ભોગો ભોગવ્યા છતાં અલ્પ પણ સુખ મળતુ નથી.

ण लहदि जह लेहंतो, सुक्खल्लयमट्ठियं रसं सुणहो ।
सो सगतालुगरुहिरं, लेहंतो मण्णए सुक्खं ॥ १२५६ ॥
महिलादिभोगसेवी, ण लहइ किंचि वि सुहं तहा पुरिसो ।
सो मण्णदे वराओ, सगकायपरिस्समं सुक्खं ॥ १२५७॥

જેમ કૂતરો સૂકા હાડકાને ચાવતાં રસને પામતો નથી, હાડકાની અણીઓથી તેનું તાળવું કપાઈ જાય છે અને તેમાંથી લોહી નીકળે છે તે લોહીને પીતા તેને હાડકામાંથી નીકળેલુ માની સુખ માની લે છે. તેમ સ્ત્રી આદિ ભોગોને ભોગવતાં કામીપુરુષ કાંઈ પણ સુખ પામતો નથી. કામની પીડાથી દીન થયેલો તે બિચારો પોતાની કાયાના પરિશ્રમને જ સુખ માની લે છે.

तह अप्पं भोगसुहं, जह धावंतस्स अहिदवेगस्स ।
गिम्हे उण्हे तत्तस्स, होज्ज छाया सुहं अप्प ॥१२५८॥

જેમ ઘણી ગરમીના વખતમા બહુ વેગથી દોડતા પુરુષની ઉપર રસ્તા ઉપરના કોઈ વૃક્ષની છાયા પડવાથી અતિ અલ્પકાલ સુખ જણાય છે તેમ તૃષ્ણાથી અતિપીડિત પ્રાણીને ભોગોનું અતિ અલ્પ ક્ષણિક સુખ હોય છે.

दीसइ जलं व मयतण्हिया हु जह वणमयस्स तिसिदस्स ।
भोगा सुहं व दीसंति, तह य रागेण तिसियस्स ॥ १२६० ॥

જેમ વનમાં તૃષાથી પીડિત મૃગને મૃગતૃષ્ણા જળ જેવી દેખાય છે, તે જળ જાણી તે બાજુ દોડે છે પણ ત્યાં પાણી હોતુ નથી, તેમ કોઈ પણ બાજુ દોડવાથી પાણી મળતુ નથી તેમ તીવ્ર રાગની તૃષ્ણાથી પીડિત પુરુષને ભોગોમા સુખ દેખાય છે પરંતુ તે સુખ હોતું નથી, સુખ નથી.

जहजह भुंजइ भोगे, तहतह भोगेसु वड्ढदे तण्हा ।
अग्गी व इंधणाइं, तण्हं दीवंति से भोगा ॥ १२६३ ॥

સંસારી જીવો જેમ જેમ ભોગોને ભોગવે છે તેમ તેમ ભોગોમાં તૃષ્ણા વધતી જાય છે. જેમ અગ્નિમાં લાકડાં નાખવાથી અગ્નિ વધે છે તેમ ભોગ તૃષ્ણાને વધારે છે.

जीवस्स णत्थि तित्ती, चिरं पि भोगहिं भुंजमाणेहिं ।
तित्तीए विणा चित्तं, उव्वूरं उव्वुदं होइ ॥ १२६४ ॥

લાબા કાળ સુધી ભોગોને ભોગવ્યા છતાં જીવને તૃપ્તિ થતી નથી. તૃપ્તિ વિના ચિત્ત ગભરાયેલુ આકુલવ્યાકુલ રહે છે. ચિત્તવૃત્તિ આમતેમ ફરે છે

जह इंधणेहि अग्गी, जह व समुद्दो णदीसहस्सेहिं ।
तह जीवा ण हु सक्का, तिप्पेदुं कामभोगेहिं ॥ १२६५ ॥

જેમ લાકડાથી અગ્નિ શાંત પડતી નથી, જેમ સમુદ્ર હજારો નદીઓથી તૃપ્ત થતો નથી તેમ જીવ કામભોગોથી કોઈ પણ વખત તૃપ્ત થઈ શકતો નથી.

देविंदचक्कवट्टी, य वासुदेवा य भोगभूमीया ।
भोगेहिं ण तिप्पंति हु, तिप्पदि भोगेसु किह अण्णो ॥ १२६६ ॥

ઇંદ્ર, ચક્રવર્તી, નારાયણ, પ્રતિનારાયણ, ભોગભૂમિનાં યુગલિયાં મનુષ્ય પણ જ્યારે ભોગોથી તૃપ્ત થઈ શકતા નથી તો બીજા કોણ ભોગોથી તૃપ્તિ પામી શકશે ?

अप्पायत्ता अज्झ, प्परदी भोगरमणं परायत्तं !
भोगरदीए चइदो, होदि ण अज्झप्परमणेण ॥ १२७०॥

અધ્યાત્મ—આત્માનુભવમા રતિ (સુખ) સ્વાધીન છે. ભોગોમાં રતિ પરાધીન છે. ભોગોની રતિ અવશ્ય ત્યાગવી પડે છે, અધ્યાત્મમાં રતિ સ્થિર રહી શકે છે. ભોગોને ભોગવવામા અનેક વિઘ્ન આવે છે. આત્મરતિ વિઘ્ન રહિત છે.

भोगरदीए णासो, णियदो विग्घा य होंति अदिबहुगा ।
अज्झप्परदीए सुभाविदाए ण णासो ण विग्घो वा ॥१२७१॥

ભોગોનું સુખ નાશ સહિત છે, અને અનેક વિઘ્નોથી ભરેલું છે. પરંતુ યથાર્થ રીતે પ્રાપ્ત સમ્યક્ આત્મસુખ નાશ અને વિઘ્ન રહિત છે

एगम्मि चेव देहे, करिज्ज दुक्खं ण वा करिज्ज अरी ।
भोगा से पुण दुक्खं करंति भवकोडिकोडीसु ॥१२७४॥

શત્રુ તો એક જ જન્મમાં દુઃખ આપે કે ન પણ આપી શકે પરંતુ આ ભોગ તો આ જીવને કરોડો ભવો-જન્મોમાં દુઃખી કરે છે

णच्चा दुरन्तमद्धुव—मत्ताणमतप्पयं अविस्सामं ।
भोगसुहं तो तह्मा, विरदो मोक्खे मदिं कुज्जा ॥१२८३॥

આ ઇન્દ્રિયોના ભોગોને દુઃખરૂપી ફળ આપનાર અસ્થિર, અશરણ તથા અતૃપ્તિકારી અને વિશ્રામ રહિત જાણી જ્ઞાનીઓએ તેનાથી વિરક્ત થઈ મોક્ષને માટે બુદ્ધિ કરવી જોઈએ

(૧૦) શ્રી પૂજ્યપાદસ્વામી ઇષ્ટોપદેશમાં કહે છે કે:—

वासनामात्रमेवैतत्सुखं दुःखं च देहिनां ।
तथा ह्युद्वेजयन्त्येते भोगा रोगा इवापदि ॥६॥

સંસારી પ્રાણીઓને ઇન્દ્રિયદ્વારા ઉત્પન્ન થતાં સુખ દુઃખ આદિ માત્ર અનાદિ કાળની વાસનાથી ભાસે છે. ભ્રમથી ઇંદ્રિયસુખ સુખ-રૂપ ભાસે છે. આ જ ઇંદ્રિયના ભોગ અને ભોગ્ય પદાર્થો આપત્તિના

સમયે રોગ જેવા ભાસે છે. જ્યારે કોઈ સંકટ આવી પડે છે ત્યારે તો સ્ત્રી, પુત્રાદિકનો સંગ પણ ખોટો લાગે છે. શોકના સમયે ઇષ્ટ ભોગ પણ ગમતા નથી.

आरंभे तापकान्प्राप्तावतृप्तिप्रतिपादकान् ।
अंते सुदुस्त्यजान् कामान् कामं क सेवते सुधीः ॥१७॥

આ ઇન્દ્રિયોના ભોગ પ્રારંભમાં બહુ સંતાપ કરાવનારા છે. તેને પ્રાપ્ત કરવા માટે બહુ કષ્ટ વેઠવું પડે છે. જ્યારે એ ભોગો પ્રાપ્ત થાય છે ત્યારે ભોગવ્યાં છતાં પણ તૃપ્તિ થતી નથી. તૃષ્ણા વધી જાય છે. તે ભોગોનો વિયોગ થતા બહુ ભારે દુઃખ થાય છે. એવા ભોગોનું કયો બુદ્ધિમાન આસક્ત થઈ સેવન કરશે? કોઈ નહીં. સમ્યગ્દ્દષ્ટિ ગૃહસ્થ એ ભોગોને ત્યાગવા યોગ્ય સમજી સંતોષથી ન્યાય પૂર્વક ભોગવતાં છતાં ઉદાસીન રહે છે

भुक्तोज्झिता मुहुर्मोहान्मया सर्वेऽपि पुद्गलाः ।
उच्छिष्टेष्विव तेष्वद्य मम विज्ञस्य का स्पृहा ॥३०॥

જ્ઞાની વિચારે છે કે મેં આ જગતમાં સર્વ પુદ્ગલો વારંવાર મોહને વશ થઈને ભોગવ્યા છે અને મૂક્યાં છે. હવે મારે સમજુને તેમાં સ્પૃહા—મમતા શી? આ જુઠ એઠ જેવા ભોગોની હું હવે સમજ્યા પછી કેમ ઇચ્છા કરું?

(૧૧) શ્રી પૂજ્યપાદસ્વામી સમાધિશતકમાં કહે છે:—

मत्तश्च्युत्वेन्द्रियद्वारैः पतितो विषयेष्वहं ।
तान्प्रपद्याहमिति मां पुरा वेद न तत्त्वतः ॥१६॥

જ્ઞાની વિચારે છે કે હું આત્માને ભૂલી પાંચે ઇન્દ્રિયોદ્વારા વિષયોમાં વારવાર પતિત થયો છું. તેમાં લિપ્ત થવાથી નિશ્ચયથી મેં મારું આત્મસ્વરૂપ અનાદિકાળથી જાણ્યું નહિ. હવે આ ઇન્દ્રિયોનો મોહ ત્યાગવા યોગ્ય છે

न तदस्तीन्द्रियार्थेषु यत् क्षेमङ्करमात्मनः ।
तथापि रमते बालस्तत्रैवाज्ञानभावनात् ॥५५॥

આ ઇન્દ્રિયોના વિષય ભોગોમાં આત્માને હિતકારી થાય તેવું કંઈ જ નથી તોપણ અજ્ઞાની જીવો અજ્ઞાનભાવથી તેમાં જ રક્ત રહ્યા કરે છે.

(૧૨) શ્રી ગુણભદ્રાચાર્ય આત્માનુશાસનમાં કહે છે:—

आस्वाद्याद्य यदुज्झितं विषयिभिर्व्यावृत्तकौतूहलै-
स्तद्भूयोप्यविकुत्सयन्नभिलपस्यप्राप्तपूर्वं यथा ।
जन्तो किं तव शान्तिरस्ति न भवान्यावद्दुराशामिमा-
मंहःसंहतिवीरवैरिपृतनाश्रीवैजयन्तीं हरेत् ॥५०॥

હે મૂઢ! આ સંસારમાં વિષયી જીવોએ કૌતુહલથી ભોગવી જે પદાર્થોને છોડી દીધા છે, તેની તું પુનઃ અભિલાષા કરે છે. જાણે પહેલાં એ ભોગો મળ્યા જ ન હોય એવો એમા તું રાગી થયો છું. એને તેં અનંતવાર ભોગવ્યા છે, અને અનંત જીવોએ અનંતવાર ભોગવ્યા છે. તેની તને દુગચ્છા નથી થતી? એ તો એંઠ જેવા છે. તેનાથી તને કોઈ વખતે પણ શાંતિ મળી શકશે નહિ. તને ત્યારે શાંતિ મળશે કે જ્યારે તું આ પ્રબળ વૈરીની ધજાસમાન આશાને ત્યાગીશ. વિષયોની આશા મટવી મુશ્કેલ છે, એ મહા દુઃખદાયિની છે.

भुक्त्वाभाविभवांश्च भोगिविषमान् भोगान् बुभुक्षुर्भृशं ।
मृत्वापि स्वयमस्तभीतिकरुणः सर्वाञ्जिघांसुर्मुधा ।
यद्यत्साधुविगर्हितं हतमतिस्तस्यैव धिक्कामुकः
कामक्रोधमहाग्रहाहितमनाः किं किं न कुर्याज्जनः ॥५१॥

આ ઇન્દ્રિયોના ભોગ કાળા સર્પની સમાન પ્રાણને હરનારા છે. એ ભોગો ભોગવવાની વિશેષ અભિલાષા કરી તેં કુગતિના બંધ બાંધ્યા. પરલોકનો ભય ન રાખ્યો, જીવો ઉપર દયા ન કરી, અને વ્યર્થ પોતાના સુખની ઘાત કરી તારી આ બુદ્ધિને ધિક્કાર છે! સાધુપુરુ-

ષોએ જે પદાર્થોની નિંદા કરી છે તે જ પદાર્થોમાં તું પ્રેમી થયો. તે ભોગો માટે કામ, ક્રોધ આદિ મહા ભયંકર પિશાચોને વશ થઈ તુ ક્યાં ક્યા હિંસાદિ પાપરૂપ અનર્થો કરીશ નહિ?

उग्रग्रीष्मकठोरघर्मकिरणस्फूर्जद्गभस्तिप्रभैः
संतप्तः सकलेन्द्रियैरयमहो संवृद्धतृष्णो जनः ।
अप्राप्याभिमतं विवेकविमुख पापप्रयासाकुल-
स्तोयोपांतदुरन्तकर्दमगतक्षीणोक्षवत् क्लिश्यते ॥५५॥

સખત ઉનાળાના અતિ ગરમ સૂર્યનાં કિરણો સમાન સંતાપ કરાવનાર આ પાચ ઇન્દ્રિયોથી સંતાપિત થઈ મનુષ્યે પોતાની તૃષ્ણા વધારી દીધી છે. જ્યારે આ વિવેકહીન મનુષ્યને મનવાંછિત વિષય ભોગ નથી મળતા, ત્યારે તે અનેક પાપરૂપ ઉપાયો કરતો, જેમ નદીના કિનારા ઉપરના કાદવમા કળી ગયેલો દુર્બળ વૃદ્ધ બળદ મહા કષ્ટ ભોગવે છે, તેમ કષ્ટ ભોગવતો ગભરાય છે

लब्धेन्धनोज्वलत्यग्नि प्रशाम्यति निरिन्धनः ।
ज्वलत्युभयथाप्युच्चैरहो मोहाग्निरुत्कटः ॥५६॥

અગ્નિ લાકડાં મળવાથી બળે છે, લાકડાં ન મળવાથી બુઝાઈ જાય છે. પરંતુ ઇન્દ્રિયોના ભોગોની મોહરૂપી અગ્નિ બહુ જ ભયાનક છે જે બંને રીતે બળતી રહે છે; ભોગ્ય પદાર્થ મળે તોય બળતી રહે છે અને ભોગ્ય પદાર્થ ન મળે તોય બળતી રહે છે. એની શાંતિ થવી બહુ દુર્લભ છે.

दृष्ट्वा जनं व्रजसि किं विषयाभिलाषं
स्वल्पोप्यसौ तव महज्जनयत्यनर्थम् ।
स्नेहाद्युपक्रमजुषोहि यथातुरस्य
दोषो निषिद्धचरणं न तथेतरस्य ॥१९१॥

હે મૂઢ! તું લોકોને જોઈ દેખાદેખી વિષયભોગોની કેમ ઇચ્છા કરે છે? થોડા પણ ભોગવવાથી આ વિષયભોગો બહુ જ અનર્થ ઉત્પન્ન

કરે છે. જેમ રોગી મનુષ્ય થોડું પણ ઘી દૂધ આદિ સ્નિગ્ધ પદાર્થોનું સેવન કરે તો તે દોષ ઉત્પન્ન કરે છે પરંતુ તે સ્નિગ્ધ પદાર્થો તજી ઔષધ લેનારને દોષ ઉત્પન્ન કરતા નથી. તેથી વિવેકી પુરુષોએ વિષયાભિલાષા તજી જ્ઞાની પુરુષોનાં વચનામૃતનું સેવન કરવુ હિતકારી છે.

(૧૩) શ્રી અમિતગતિ આચાર્ય તત્ત્વભાવનામા કહે છે :—

बाह्यं सौख्यं विषयजनितं मुंचते यो दुरन्तं ।
स्थेयं स्वस्थं निरुपममसौ सौख्यमाप्नोति पूतम् ॥
योऽन्यैर्जन्यं श्रुतिविरतये कर्णयुग्मं विधत्ते ।
तस्यच्छन्नो भवति नियतः कर्णमध्येऽपि घोषः ॥३९॥

જે કોઈ દુઃખરૂપી ફળને આપનાર આ બાહ્ય ઇન્દ્રિયના વિષયોના સુખને તજે છે તે સ્થિર, પવિત્ર, અનુપમ આત્મિક સુખ પામે છે. જે કોઈ બીજાના શબ્દો કાનમા ન પડવા દેવા માટે પોતાના બંને કાન ઢાંકી દે છે, તેના કાનમા એક ગુપ્ત અવાજ નિરંતર થયા કરે છે

व्यावृत्त्येन्द्रियगोचरोरुगहने लोलं चरिष्णुं चिरे ।
दुर्वारं हृदयोदरे स्थिरतरं कृत्वा मनोमर्कटम् ॥
ध्यानं ध्यायति मुक्तये भवततेर्निर्मुक्तभोगस्पृहो ।
नोपायेन विना कृता हि विषयसिद्धिं लभंते ध्रुवम् ॥५४॥

જે કોઈ મહામહેનતે વશ થાય એવા આ મનરૂપી વાંદરાને, જે ઇન્દ્રિયોના ગહન વનમા લોભી થઈ ચિરકાળથી ફરી રહ્યો છે, તેને હૃદયમા સ્થિર કરી બાંધી દે છે અને ભોગોની સ્પૃહા—વાંછાને ત્યાગી પરિશ્રમપૂર્વક ધ્યાન કરે છે તે મુક્તિને પામી શકે છે. ઉપાય કર્યા વિના નિશ્ચય સિદ્ધિ થતી નથી.

पापानोकहसंकुले भववने दुःखादिभिर्दुर्गमे ।
यैरज्ञानवशः कषायविषयैस्त्वं पीडितोऽनेकधा ॥
रे तान् ज्ञानमुपेत्य पूतमधूना विध्वंसयाशेषतो ।
विद्वांसो न परित्यजंति समये शत्रूनहत्वा स्फूटं ॥६५॥

પાપરૂપી વૃક્ષોથી પૂર્ણ અને દુઃખોથી અતિ ભયાનક એવા આ સંસારરૂપી વનમાં કષાય અને ઇન્દ્રિયોના વિષય ભોગોથી તું તારા અજ્ઞાનને લઇને અનેક વાર પીડિત થયો છે. હવે સત્ય જ્ઞાનને પામી તુ તેને જડ મૂળથી સદંતર નાશ કર. વિદ્વાન લોકો સમય પ્રાપ્ત થતા શત્રુઓને માર્યા વગર છોડતા નથી.

भीतं मुंचति नांतको गतघृणो भैपीर्वृथा मा ततः ।
सौख्यं जातु न लभ्यतेऽभिलषितं त्वं माभिलाषीरिदं ॥
प्रत्यागच्छति शोचितं न विगतं शोकं वृथा मा कृथाः ।
प्रेक्षापूर्वविधायिनो विदधते कृत्यं निरर्थं कथम् ॥७२॥

મરણથી ભય પામવા છતાં મરણ છોડતું નથી, તેથી તેની ઘૃણા (અણગમો) છોડી દે અને ભય ના રાખ, ઇચ્છિત વિષય ભોગોને તું કદાપિ પામી શકતો નથી માટે તેની ઇચ્છા ના કર. મરેલા શોક કરવાથી પાછા આવતા નથી માટે તું વ્યર્થ શોક ના કર. વિચારપૂર્વક કામ કરવાવાળા કોઈ પણ કાર્ય વ્યર્થ કરતા નથી.

यो निःश्रेयसशर्मदानकुशलं संत्यज्य रत्नत्रयम् ।
भीमं दुर्गसवेदनोदयकरं भोगं मिथः सेवते ॥
मन्ये प्राणविपर्ययादिजनकं हालाहलं वल्भते ।
सद्यो जन्मजरांतकक्षयकरं पीयुषमत्यस्य सः ॥१०१॥

જે કોઈ મૂઢ મોક્ષના સુખ આપનાર રત્નત્રય ધર્મને ત્યાગી ભયાનક અને તીવ્ર દુખનાં ફળ ઉત્પન્ન કરવાવાળા ભોગોનું વારંવાર એકાંતમા સેવન કરે છે, તે જન્મ, જરા અને મરણને નાશ કરનાર અમૃતને શીઘ્ર ફેંકી દઈ પ્રાણોને હરનાર હલાહલ વિષનું પાન કરે છે, એમ હું માનું છું.

चक्री चक्रमपाकरोति तपसे यत्तन्न चित्रं सताम् ।
सूरीणां यदनश्वरीमनुपमां दत्ते तपः संपदम् ॥

तच्चित्रं परमं यदत्र विषयं गृह्णाति हित्वा तपो ।
दत्तेऽसौ यदनेकदुःखमवरे भीमे भवाम्भोनिधौ ॥९७॥

ચક્રવર્તી તપને માટે ચક્રરત્નનો ત્યાગ કરે તો તેથી સજ્જનોને કાંઈ આશ્ચર્ય થતું નથી. તપસ્વીઓને એ તપ અનુપમ અવિનાશી સંપદાને આપે છે તો તેમા કંઈ આશ્ચર્ય નથી. પણ અતિ આશ્ચર્ય તો એ છે કે જે તપને છોડી વિષય ભોગોને ગ્રહણ કરે છે અને તે આ મહા ભયાનક સંસારમાં પોતાને અનેક દુઃખોની વચ્ચે ફેંકી દે છે.

(૧૪) શ્રી શુભચંદ્રાચાર્ય જ્ઞાનાર્ણવમાં કહે છે:—

यदक्षविषयोद्भूतं दुःखमेव न तत्सुखम् ।
अनन्तजन्मसन्तानक्लेशसंपादकं यतः ॥५–२०॥

ઇન્દ્રિયોના વિષય સેવનથી જે સુખ લાગે છે તે દુઃખ જ છે, કારણ કે વિષય ભોગ અનંત સંસારની સંતતિનાં દુઃખોને ઉત્પન્ન કરનાર છે.

दुःखमेवाक्षजं सौख्यमविद्याव्याललालितम् ।
मूर्खास्तत्रैव रज्यन्ते न विद्मः केन हेतुना ॥१०॥

આ સંસારમાં ઇન્દ્રિયોનું સુખ તે દુઃખ જ છે. તે અવિદ્યારૂપી સર્પથી પોષાયેલું છે. કયા કારણે મૂર્ખ આ સુખમાં જ રંજાયમાન થાય છે, તે સમજાતું નથી.

अतृप्तिजनकं मोहदाववह्नेर्महेन्धनम् ।
असातसन्ततेर्बीजमक्षसौख्यं जगुर्जिनाः ॥१३॥

શ્રી જિનેંદ્ર ભગવાને કહ્યું છે કે આ ઇન્દ્રિયજન્ય સુખ અતૃપ્તિકારી છે, મોહરૂપી દાવાનળને વધારવાને ઇંધન સમાન છે, અને આગામી કાળમાં દુઃખોની પરિપાટીનું બીજ છે.

नरकस्यैव सोपानं पाथेयं वा तदध्वनि
अपवर्गपुरद्वारकपाटयुगलं दृढम् ॥१४॥
विघ्नबीजं विपन्मूलमन्यापेक्षं भयास्पदम् ।
करणग्राह्यमेतद्धि यदक्षार्थोत्थितं सुखम् ॥१५॥

આ ઇન્દ્રિયજન્ય સુખ નરકે જવાની નિસરણી છે, નરકના માર્ગે જતાં માર્ગનું ભાથુ છે. મોક્ષનો દરવાજો બંધ કરનાર મજબૂત કમાડની જોડી છે, વિઘ્નોનું બીજ છે, વિપત્તિયોનું મૂળ છે, પરાધીન છે, ભયનું સ્થાન છે અને ઇન્દ્રિયોથી જ ગ્રહણ થાય છે.

वर्द्धते गृद्धिरश्रान्तं संतोपश्चापसर्पति ।
विवेको विलयं याति विषयैर्वञ्चितात्मनाम् ॥१८॥

જેનો આત્મા વિષયોથી ઠગાયો છે તેની વિષયાસક્તિ નિરંતર વૃદ્ધિ પામે છે, સંતોષ ચાલ્યો જાય છે અને વિવેક પણ વિલય.થાય છે, નાશ પામે છે.

विषस्यकालकूटस्य विषयाख्यस्य चान्तरम् ।
वदन्ति ज्ञाततत्त्वार्था मेरुसर्षपयोरिव ॥१९॥

તત્વજ્ઞાનીઓએ કહ્યું છે કે કાલકૂટ વિષ અને વિષય સુખમાં મેરુ પર્વત અને સરસવ સમાન અંતર છે. કાલકૂટ વિષ સરસવ સમાન તુચ્છ (અલ્પ) છે તો વિષય સુખ મેરુ પર્વત સમાન મહા દુઃખદાયી છે. કાલકૂટ વિષ એક જન્મને હરે છે તો વિષયાસક્તિ અનેક જન્મોને ઉત્પન્ન કરે છે. અને અનેક મરણનાં દુઃખો દે છે.

आपातमात्ररम्याणि विषयोत्थानि देहिनाम् ।
विषपाकानि पर्यंते विद्धि सौख्यानि सर्वथा ॥२५॥

હે આત્મા! નક્કી જાણ કે વિષયજન્ય સુખો પ્રાણીઓને શરૂઆતમાં-સેવતા સમયે સુંદર ભાસે છે પણ અંતમાં (ફળ સમયે) વિષ સમાન કડવાં છે.

उदधिरुदकपूरैरिन्धनैश्चित्रभानु--
र्यदि कथमपि दैवात्तृप्तिमासादयेताम् ।

न पुनरिह शरीरी कामभोगैर्विसंख्यै-
श्चिरतरमपि भुक्तैस्तृप्तिमायाति कश्चित् ॥२८॥

આ જગતમાં સમુદ્ર તો નદીઓથી ક્યારે પણ તૃપ્ત થતો નથી. અગ્નિ ઇંધનથી ક્યારે પણ તૃપ્ત થતો નથી, તે કદાચ દૈવયોગે તૃપ્તિ પામે, પરંતુ આ જીવ ચિરકાળ સુધી અનેક કામભોગ ભોગવ્યા છતાં ક્યારે પણ તૃપ્તિને પામતો નથી.

अपि संकल्पिताः कामाः संभवन्ति यथा यथा ।
तथा तथा मनुष्याणां तृष्णा विश्वं विसर्प्पति ॥३०॥

જેમ જેમ મનુષ્યોને ઇચ્છાનુસાર ભોગો પ્રાપ્ત થતા જાય છે તેમ તેમ તેની તૃષ્ણા વધતી જઈ આખા લોક પર્યંત ફેલાઈ જાય છે.

मीना मृत्युं प्रयाता रसनवशमिता दन्तिनः स्पर्शरुद्धाः ।
बद्धास्ते वारिबन्धे ज्वलनमुपगताः पत्रिणश्चाक्षिदोषात् ॥
भृङ्गा गन्धोद्धताशाः प्रलयमुपगताः गीतलोलाः कुरङ्गाः ।
कालव्यालेन दष्टास्तदपि तनुभृतामिन्द्रियार्थेषु रागः ॥३५॥

રસના ઇન્દ્રિયને વશ થઈ માછલાં મરણને પામે છે, સ્પર્શ ઇન્દ્રિયને વશ એવા હાથીને ખાડામાં પાડી બાંધવામાં આવે છે, પતંગિયું નેત્ર ઇન્દ્રિયને વશ થઈ અગ્નિની જ્વાલાઓમાં પડી બળી મરે છે, ભ્રમર ગંધાસક્ત થઈ કમળમાં બીડાઈને મરે છે, મૃગ ગાનાસક્ત થઈ પ્રાણ ગુમાવે છે. એમ એક એક ઇન્દ્રિયને વશ પ્રાણીઓને મરતાં જોયા છતાં આ દેહધારીઓનો રાગ ઇન્દ્રિયના વિષયોમાં જેવો ને તેવો રહે છે.

यथा यथा हृषीकाणि स्ववशं यांति देहिनाम् ।
तथा तथा स्फुरत्युच्चैर्हृदि विज्ञानभास्करः ॥११॥

જેમ જેમ ઇન્દ્રિયો પોતાના વશ થાય છે તેમ તેમ ભેદજ્ઞાન રૂપી સૂર્ય હૃદયમાં વિશેષ વિશેષ પ્રકાશ કરે છે.

(૧૫) શ્રી જ્ઞાનભૂષણ ભટ્ટારક તત્ત્વજ્ઞાન તરંગિણીમાં કહે છે કેઃ-

कल्पेशनागेशनरेशसंभवं चित्ते सुखं मे सततं तृणायते ।
कुस्त्रीरमास्थानकदेहदेहजात् सदेति चित्रं मनुतेऽल्पधीः सुखं ॥

શુદ્ધ ચિદ્રૂપના સુખને મેં જાણી લીધું છે તેથી મારા ચિત્તમાં દેવેન્દ્ર, નાગેન્દ્ર, અને ચક્રવર્તીના સુખ જીર્ણ તૃણ સમાન ભાસે છે; પરંતુ જે અજ્ઞાની છે તે સ્ત્રી, લક્ષ્મી, ઘર, શરીર અને પુત્રાદિક દ્વારા ઉત્પન્ન ક્ષણિક અને વાસ્તવમા દુઃખરૂપ એવાં સુખને શાશ્વત સુખરૂપ માની લે છે, એ નવાઈ જેવું છે.

खसुखं न सुखं नृणां किंत्वभिलापाग्निवेदनाप्रतीकारः ।
सुखमेव स्थितिरात्मनि निराकुलत्वाद्विशुद्धपरिणामात् ॥४-१७॥

ઇન્દ્રિયજન્યસુખ સુખ નથી, પરંતુ જે તૃષ્ણારૂપી અગ્નિ ઉત્પન્ન થાય છે તે વેદનાનો ક્ષણિક ઉપાય છે. વિશુદ્ધ પરિણામ અને નિરાકુળતાથી આત્માને વિષે સ્થિતિ કરવાથી ખરું સુખ પ્રાપ્ત થાય છે.

पुरे ग्रामेऽटव्यां नगशिरसि नदीशादिसुतटे ।
मठे दर्यां चैत्योकसि सदसि रथादौ च भवने ॥
महादुर्गे स्वर्गे पथनभसि लतावस्त्रभवने ।
स्थितो मोही न स्यात् परसमयरतः सौख्यलवभाक् ॥६-१७॥

જે મનુષ્ય મોહી છે અને પરપદાર્થોમાં રક્ત છે તે જોઈએ તો નગરમાં હોય, ગ્રામમાં હોય, વનમાં હોય, પર્વતના શિખર ઉપર હોય, સમુદ્રના તટે હોય, મઠ, ગુફા, ચૈત્યાલય, સભા, રથ, મહેલ કે કિલ્લામાં હોય, સ્વર્ગમાં હોય, ભૂમિ, માર્ગ કે આકાશમાં હોય, લતામંડપ કે તંબુ આદિ કોઈ પણ સ્થાનમાં હોય, પરંતુ એને નિરાકુળ સુખ લેશ માત્ર પણ મળી શકતું નથી.

बहून् वारान् मया भुक्तं सविकल्पं सुखं ततः ।
तन्नापूर्वं निर्विकल्पे सुखेऽस्तीहा ततो मम ॥१०-१७॥

ઇન્દ્રિજન્ય કાલ્પનિક સુખ મેં વારંવાર ભોગવ્યું છે તે કંઈ અપૂર્વ નથી. તે તો આકુળતાનું કારણ છે. નિર્વિકલ્પ આત્મિક સુખ મેં કોઈ વખત પ્રાપ્ત કર્યું નથી તેથી હવે મારે તેની ઈચ્છા છે.

विषयानुभवे दुःखं व्याकुलत्वात् सतां भवेत् ।
निराकुलत्वतः शुद्धचिद्रूपानुभवे सुखम् ॥१९-१४॥

ઇન્દ્રિયોના વિષયોને ભોગવવામા વ્યાકુલતા હોવાથી વાસ્તવમાં દુઃખ જ થાય છે પરંતુ શુદ્ધ આત્માનો અનુભવ કરવામાં, નિરાકુળતા (શાંતિ) હોવાથી, સાચું સુખ હોય છે.

(૧૬) પં. શ્રી બનારસીદાસજી બનારસી વિલાસમાં કહે છેઃ—

સવૈયા ૩૧

યે હી હૈં કુગતિકી નિદાની દુખ દોષ દાની,
ઇનહીકી સંગતિસોં સંગભાર વહિયે,
ઇનકી મગનતાસોં વિભોકા વિનાશ હોય,
ઇનહીકી પ્રીતિ સોં અનીતિ પંથ ગહિયે
યે હી તપભાવકો વિડારૈં દુરાચાર ધારૈં,
ઇનહીકી તપત વિવેક ભૂમિ દહીએ;
યે હી ઇન્દ્રી સુભટ ઇનહી જીતે સોઈ સાધુ,
ઇનકો મિલાપી સો તો મહાપાપી કહિયે. ૭૦

(સૂક્તમુક્તાવલી ભાષાં)

આ ઇન્દ્રિયો કુગતિ ઉપાર્જન કરવાના કારણભૂત છે. દુઃખ અને દોષોને આપનાર છે. તેની સોબતથી કુટુંબાદિ અનેક સંયોગસંગનો ભાર જીવ વેઠે છે. એમાં મગન થવાથી આત્મવિભૂતિ નાશ થાય છે. એમાં પ્રેમ-પ્રીતિ કરવાથી જીવ અનીતિના માર્ગને ગ્રહણ કરે છે. એ તપભાવનાનો વિલય કરે છે, દુરાચાર કરાવે છે, એ ભોગો માટેની આકુળતાથી તપ્તાયમાન થઈ જીવ વિવેકનો ત્યાગ કરે છે, આવા આ

ઇન્દ્રિય રૂપી સૈનિકોને જે જીતે તે જ સાચા સાધુ મહાત્મા છે. જે એ ઇન્દ્રિયોનો મિત્ર થઈ તેમને વશ વર્તે છે તે સ્વપર ઘાતી હોવાથી મહાપાપી છે.

મૌનકે ધરૈયા ગૃહત્યાગકે કરૈયા વિધિ,
રીતિકે સધૈયા પરનિંદાસોં અપૂઠે હૈં,
વિદ્યાકે અભ્યાસી ગિરિકંદરાકે વાસી શુચિ,
અંગકે અચારી હિતકારી વૈન છૂટે હૈ;
આગમકે પાઠી મન લાએ મહા કાઠી ભારી,
કષ્ટકે સહનહાર રામાહૂં સો રૂઠે હૈં,
ઇત્યાદિક જીવ સબ કારજ કરત રીતે,
ઇન્દ્રિયનકે જીતે વિના સબ અંગ જૂઠે હૈં. ૭૧

મૌન ધારણ કરે, ગૃહનો ત્યાગ કરે, સર્વ વિધિ પદ્ધતિનું પાલન કરે, પરનિંદાથી દૂર રહે, વિદ્યાભ્યાસ કરે, પર્વતની ગુફાઓમાં વાસ કરે, શરીરને સાફ–સ્વચ્છ રાખે, શાસ્ત્રને અનુકૂળ હિતકારી વચનો બોલે, આગમ–શાસ્ત્રોનો મુખપાઠ કરે, દુર્નિવાર એવા મનને વશ કરે, અનેક કષ્ટોને સહન કરે, સ્ત્રીઓમા આસક્તિ ના કરે એવાં અનેક કાર્યો જીવ કરે છતાં જ્યાં સુધી ઇન્દ્રિયોને જીતી નથી ત્યાંસુધી એ સર્વે મિથ્યા છે.

ધર્મતરુ ભંજનકો મહામત્ત કુંજરસે,
આપદા ભંડારકે ભરનકો કરોરી હૈ.
સત્યશીલ રોકવેકો પૌઢ પરદાર જૈસે,
દુર્ગતિકા મારગ ચલાયવેકો ધોરી હૈ;
કુમતિકે અધિકારી કુનય પંથકે વિહારી,
ભદ્રભાવ ઇંધન જરાયવેકો હોરી હૈ,
મૃષાકે સહાઈ દુર્ભાવનાકે ભાઈ ઐસે,
વિષયાભિલાષી જીવ અઘકે અઘોરી હૈં. ૭૨

(સૂ. મુ. ભા.)

વિષયોમાં જ વાંછા કરનાર જીવ કેવા હોય છે? તે આત્મ-ધર્મરૂપી વૃક્ષને ઉખેડી નાંખવામા મદોન્મત્ત મસ્ત હસ્તિ જેવા છે. આપત્તિઓના ભંડારોને ભરનાર કરોડાધિપતિ છે. સત્ય અને શીલને રોકવામાં પ્રૌઢ પરસ્ત્રીના પરિચય જેવા છે. દુર્ગતિને માર્ગે લઈ જવામાં બળદ જેવા જબરા નાયક છે; કુમતિના અધિકારી (સરદાર) છે. (કુમતિ ચલાવવામાં મુખ્ય છે) આત્મહિતને હાનિ કરનાર મિથ્યા નયવાદોને અનુસરે છે; સરળભાવને ભસ્મ કરનાર હોળી સમાન છે. જૂઠાણાના મિત્ર–સહાયક છે. ખોટી ભાવનાઓના ભાઈ છે (પાપરૂપ દુઃખદાયી ભાવનાઓ પોષનાર છે) એવા વિષયેચ્છુ જીવો પાપના પૂજારી છે.

૧૭ પં૦ દ્યાનતવિલાસમાં કહે છે કે:—

**કવિત:**

ચેતનજી તુમ જોડત હો ધન, સો ધન ચલૈ નહીં તુમ લાર
જાકો આપ જાનિ પોષત હો, સો તન જરિકે હ્વૈ હૈ છાર;
વિષયભોગકો સુખ માનત હો, તાકો ફલ હૈ દુઃખ અપાર,
યહ સંસાર વૃક્ષ સેમરકો, માનિ કહ્યો મૈં કહૂં પુકાર. ૩૨

હે ચેતન! તું ધન એકત્ર કરે છે પણ તે ધન તારી સાથે આવવાનું નથી; જે શરીરને તું તારું જાણી પોષે છે તે શરીરતો બળીને ભસ્મ થશે. વિષયભોગને ભોગવતાં તું સુખ માને છે પણ તેનું ફળ તો અતિશય દુઃખ જ છે. આ સંસાર તો શામળાના વૃક્ષસમાન સર્વત્ર દુઃખરૂપી કાંટાથી છવાયેલું છે. હું પોકારીને કહું છું તે તું માન.

**સવૈયા ૩૧**

સફરસ ફાસ ચાહે રસના હુ રસ ચાહે,
નાસિકા સુવાસ ચાહે નૈન ચાહે રૂપકો;
શ્રવણ શબ્દ ચાહે કાયા તો પ્રમાદ ચાહે,
વચન કથન ચાહે મન દૌર ધૂપકો;

ક્રોધ ક્રોધ કર્યો ચાહે માન માન ગલ્યો ચાહે,
માયા તો કપટ ચાહે લોભ લોભ કૂપકો.
પરિવાર ધન ચાહે આશા વિષય સુખ ચાહે,
એ તે વૈરી ચાહે નાહીં સુખ જીવ ભૂપકો ૪૬

સ્પર્શેન્દ્રિય સ્પર્શ કરવા ઇચ્છે છે, રસના ઇન્દ્રિય રસસ્વાદ માટે તલસે છે, નાસિકા સુગંધ સુંઘવા માગે છે, નેત્ર સુરૂપને જોવા વાંછે છે, શ્રવણેંદ્રિય શબ્દ સાભળવા ઇચ્છે છે. કાયા પ્રમાદમાં પડી રહેવા માગે છે, વચન તો બોલવા માટે ઇચ્છે છે, મન દોડાદોડ કરવા માગે છે, ક્રોધ તો ક્રોધ કરવા ચાહે છે, માન અભિમાન કરવા ઇચ્છે છે, માયા કપટ આચરવા ચાહે છે, લોભ લોભરૂપી કૂવામાં પડવા પ્રેરે છે, કુટુંબ પરિવાર ધન ઇચ્છે છે, આશા-તૃષ્ણા વિષય-ભોગનાં સુખ વાછે છે, આ બધા આત્માના વૈરી છે તે કોઈ પણ ચેતનરૂપી રાજાના સુખને ઇચ્છતાં નથી.

જીવ જોપૈ સ્યાના હોય પાંચો ઇન્દ્રિ વસિ કરૈ,
ફાસ રસ ગંધ રૂપ સુર રાગ હરિકૈ,
આસન બતાવે કાય, વચકો સિખાવૈ મૌન,
ધ્યાનમાંહિ મન લાવૈ ચંચલતા ગરિકૈ;
ક્ષમા કરૈ ક્રોધ મારે વિનય ધરિ માન ગારે,
સરલસોં છલ જારે લોભ દશા ટરિકૈ,
પરિવાર નેહ ત્યાગૈ વિષય સૈન છાંડિ જાગે,
તવ જીવ સુખી હોય વૈરી વસ કરિકૈ. ૪૭

સ્પર્શ, રસ, ગંધ, રૂપ અને સ્વરનો મોહ ત્યાગી, સમજણો થઈ જીવ જો પાંચે ઇંદ્રિયોને વશ કરે; કાયાને આસનથી, વચનને મૌનથી, અને મનની ચંચળતાને ધ્યાનથી જો જીતે; જો ક્ષમાથી ક્રોધને હણે; જો વિનય ધરી માનને ગાળે; જો સરળતાથી કપટને દૂર કરે; જો લોભદશાનો ત્યાગ કરે; જો કુટુંબ પરિવારનો સ્નેહ ત્યાગે;

જો. વિષયસુખ રૂપી નિદ્રાને તજી જાગૃત થાય તો એ બધા વૈરીઓને વશ કરવાથી જીવ સુખી થાય.

વસત અનત કાળ વીતત નિગોદમાહિ,
અક્ષર અનત ભાગ જ્ઞાન અનુસરે હૈ,
છાસઠિ સહસ તીનસે છતીસ વાર જીવ,
અંતર મુહૂરતમેં જન્મેં અર મરે હૈ;
અંગુલ અસંખ ભાગ તહાં તન ધારત હૈ,
તહાં સેતી કયોંહી કયોંહી કયાંહી કૈ નિસરે હૈ,
યહાં આય ભૂલ ગયો લાગિ વિષય ભોગ વિષૈ,
ઐસી ગતિ પાય કહા એસે કામ કરે હૈ. ૪૮

નિગોદમા વસતા અનંત કાળ ગયો છે. ત્યાં અક્ષરના અનંતમા ભાગનું તારુ જ્ઞાન હતું. અતર્મુહૂર્તમાં ૬૬૩૩૬ વાર તું જન્મ્યો અને મર્યો છે, અગુલના અસખ્યાતમા ભાગ પ્રમાણ શરીરને તેં ધારણ કર્યું છે, કેટકેટલી મહેનતે તું ત્યાંથી બહાર આવવા પામ્યો છે. હવે અહીં આવી તુ તે બધું ભૂલી જઈ ઇન્દ્રિયોના વિષય ભોગોમા રક્ત થઇ રહ્યો છે. આવી ઉત્તમ નરગતિ પામી હે જીવ! શુ તું આવાં કામો કરે છે? જરા વિચાર.

વાર વાર કહે પુનરુક્તિ દોષ લાગત હૈ,
જાગત ન જીવ તૂ તો સોયો મોહ ઝગમેં,
આતમસેતી વિમુષ ગહે રાગ દોષ રૂપ્ય પ ચ,
ઇન્દ્રિ વિષય સુખ લીન પગપગમે;
પાવત અનેક કષ્ટ હોત નાહિ અષ્ટ નષ્ટ,
મહાપદ ભ્રષ્ટ ભયો ભમે સિષ્ટ જગમેં,
જાગ જગવાસી ઉદાસી હૈ કે વિષયસો લાગ,
શુદ્ધ અનુભવ જો આવે નાહિં જગમેં. ૧૮

વારંવાર કહેવાથી પુનરુક્તિ દોષ લાગે છે છતાં હે જીવ! તું મોહ નિદ્રામાં ઉંઘ્યા કરે છે, કેમ જાગતો નથી? આત્મભાવથી તું વિમુખ થઈ રહ્યો છે રાગદ્વેષ અને પાંચ ઇન્દ્રિયના વિષય સુખમાં તું ડગલે અને પગલે આસક્ત થઈ રહ્યો છે. અનેક દુઃખ તું પામે છે. તારાં આઠ કર્મ નાશ થતાં નથી. મહાપદથી ભ્રષ્ટ થઈ આ જગતમાં તું ભ્રમણ કરે છે. હે જગતવાસી જીવ! વિષયો પ્રત્યે ઉદાસીન–વૈરાગ્યવંત થઈ જાગૃત થા. શુદ્ધાત્માના અનુભવમાં સ્થિર થા કે જેથી પુન: આ લોકમાં જન્મ લેવો ના પડે.

(૧૮) ભૈયા ભગવતીદાસ બ્રહ્મવિલાસમાં કહે છે:—

### સવૈયા ૩૩

કાહેકો કૂર તૂ ભૂરિ સહૈ દુખ પંચનકે પરપંચ ભયાએ,
યે અપને રસકો નિત પોષત હૈં તોહી તુમ લોભ લગાએ;
તૂ કછૂ ભેદ ન બૂઝત રંચક તોહિ દગા કરિ દેત બંધાએ,
હૈ અબકે યહ દાવ ભલો તોહિ જીતિ લે પંચ જિનંદ બતાએ ૧૬
(પુણ્ય પચ્ચીસિકા.)

પાંચે ઇન્દ્રિયોને બ્હેકાવી દઈને હે દુષ્ટ બુદ્ધિ જીવ! તું અતિશય દુઃખ શા માટે સહન કરે છે? ઇન્દ્રિયો તો પોતપોતાના વિષય રસને પોષે છે છતાં તું તેમાં લોભાઈ રહ્યો છે તું જરાય તેનો ભેદ સમજતો નથી. તે તો તને દગો કરી બંધાવી દે છે. હે જીવ! આ ઠીક લાગ આવ્યો છે માટે શ્રી જિનેન્દ્ર પ્રભુએ બતાવ્યુ છે તે પ્રકારે તું આ પાંચે ઇન્દ્રિયોને જીતી લે, જેથી સત્ય સુખને પામે.

### છપ્પૈ

રસનાકે રસ મીન પ્રાન પલમાંહિ ગુમાવૈ,
અલિ-નાસા પરસંગ રૈનિ બહુ સંકટ પાવૈ;

,, મૃગ કરિ શ્રવન સનેહ દેહ દુર્જનકો દીની,
દીપગ દેખિ પતંગ દિષ્ટિ હિત કૈસી કીની;
ફરસ ઇન્દ્રિવશ ગજ પડો સુકૌન કૌન સંકટ સહૈ,
એક એક વિષવેલ સમ તૂ પંચનિ સેવત સુખ ચહૈ. ૪
(શત અષ્ટોત્તરી.)

રસના ઇન્દ્રિયના રસ સ્વાદને વશ થઈ માછલી ક્ષણમાં પ્રાણ ગુમાવે છે; નાસિકાના સંગથી કમળમાં બીડાઈ રહેવાથી ભ્રમર આખી રાત દુઃખ વેઠે છે. શ્રવણના સ્નેહથી હરણિયું દુર્જન એવા શિકારીના હાથમા પોતાનો દેહ સપડાવી દે છે. પતંગિયું દીપક દેખી દષ્ટિ વડે કેવું હિત કરે છે, (દીવામાં જઈ પડે છે), સ્પર્શેન્દ્રિયને વશ હસ્તી ખાડામાં પડી કેટકેટલાંય કષ્ટો સહન કરે છે! એમ એ દરેક એક એક ઇન્દ્રિયનો વિષય પણ વિષના વેલાની સમાન પ્રાણ હરે છે અને હે જીવ! તું તો એ પાંચને સેવી સુખની ઇચ્છા કરે છે. એ તારું કેવું ભીષણ અજ્ઞાન છે?

## સવૈયા ૩૧

સુનો રાય ચિદાનંદ કહે જો સુબુદ્ધિ રાની,
કહૈં કહા વેર વેર નેક તોહિ લાજ હૈ,
કૈસી લાજ કહો કહા હમ કછુ જાનત ન,
હમેં યહાં ઇન્દ્રિનકો વિષય સુખ રાજ હૈ;
અરે મૂઢ વિષય સુખ સેયે તૈં અનંતવાર,
અજહું અઘાયો નાહિં કામી સિરતાજ હૈ;
માનસ જનમ પાય આરજ સુ ખેત આય;
જો ન ચેતે હંસરાય તેરો હી અકાજ હૈ. ૧૪
(શ્રી અષ્ટોત્તરી.)

સુબુદ્ધિ રાણી કહે છે કે 'હે ચિદાનંદ ભૂપ! સાંભળો, વારંવાર કહ્યા છતાં તમને લાજ કેમ નથી આવતી? પ્રત્યુત્તરમાં ચિદાનંદભૂપ

કહે છે કે, 'શેની લાજ? અને શું કહો છો? હું તો કંઈ જાણતો નથી. મને તો અહીં ઇંદ્રિયોના વિષયસુખનું રાજ્ય મળ્યું છે.' ત્યારે સુબુદ્ધિ સમજાવે છે કે 'હે મૂઢ! અનંતવાર આ વિષય સુખો તેં ભોગવ્યાં છે છતાં હજી તું ધરાયો નથી? તું તો ખરેખર વિષયાભિલાષી જીવોમાં શિરોમણિ છે. આ દુર્લભ નરદેહ મળ્યો છે, તેમાં આર્યક્ષેત્ર પ્રાપ્ત થયું છે તોપણ નહિ ચેતે તો હે ચિદાનંદરાય! તારું અશુભ જ થવાનું છે. અનેક કષ્ટો અને દુઃખો તારે ભોગવવાં પડશે.

દેખત હો કહાં કહાં કેલિ કરે ચિદાનંદ,
આતમ સુભાવ ભૂલિ ઔર રસ રાચ્યો હૈ,
ઇંદ્રિનકે સુખમેં મગન રહે આઠો જામ,
ઇંદ્રિનકે દુખ દેખિ જાને દુખ સાચો હૈ:
કહૂં ક્રોધ કહૂં માન કહૂં માયા કહૂં લોભ,
અહંભાવ માનિ માનિ ઠૌર ઠૌર માચ્યો હૈ,
દેવ તિરજંચ નર નારકી ગતીન ફિરે,
કૌન કૌન સ્વાંગ ધરે યહ, બ્રહ્મ નાચ્યો હે. ૩૯

(શતઅષ્ટોત્તરી)

હે ચિદાનંદ! તું વિચાર. તું ક્યાં ક્યાં ભટકે છે? પોતાનો આત્મસ્વભાવ ભૂલી આ પર પદાર્થોના રસ-પ્રેમમાં તું રાચી રહ્યો છે. આઠે પહોર ઇંદ્રિયોના વિષયસુખમાં મગ્ન રહે છે અને ઇંદ્રિયોના દુઃખને જોઈ તે જ સાચું દુઃખ છે એમ માની રહ્યો છે. કોઈ વખત ક્રોધ, કોઈ વખત માન, કોઈ વખત માયા, કોઈ વખત લોભ તો કોઈ વખત અભિમાન કરી કરીને તું ઠેકઠેકાણે મમત્વ કરી રહ્યો છે. દેવ, તિર્યંચ, મનુષ્ય અને નારકી એ ચારે ગતિમાં તું પરિભ્રમણ કરે છે ભિન્ન ભિન્ન કેટલાય વેષને ધારણ કરતો આ આત્મારૂપ નટ આ સંસારરૂપી રંગભૂમિને વિષે નાચી રહ્યો છે.

જોં લો તુમ ઔર રૂપ હવૈ રહે હે ચિદાનંદ,
તૌ લો કહું સુખ નાહિં રાવરે વિચારિયે;

ઇંદ્રિનકે સુખકો જો માન રહે સાચો સુખ,
સો તો સબ દુઃખ જ્ઞાનદષ્ટિસો નિહારિયે;
એ તો વિનાશીક રૂપ છિનમેં ઔર સરૂપ,
તુમ અવિનાશી ભૂપ કૈસે એક ધારિયે,
એસો નર જન્મ પાય નેક તો વિવેક કીજે,
આપ રૂપ ગહિ લીજે કર્મ રોગ ટારિયે. ૪૨

(શત અષ્ટોતરી)

હે ચિદ્દાનંદ રાજા! જરા વિચાર તો કર; જ્યાં સુધી તું પર-પદાર્થોમાં પરિણમી રહ્યો છે ત્યાં સુધી તને કિંચિત્ માત્ર સુખ મળવાનું નથી. આ ઇંદ્રિયના વિષયભોગોના સુખને તું સાચું સુખ માની રહ્યો છે પણ જ્ઞાનદષ્ટિથી જોતાં તે સર્વ દુઃખ જ છે. આ ઇંદ્રિયના વિષયભોગો વિનાશિક છે, ક્ષણ ક્ષણમા એનું રૂપ બદલાય છે, તું તો અવિનાશી એવો ચેતનરાય છે તો તે બંનેને તું એક કેવી રીતે માને છે? આવો દુર્લભ નર જન્મ પામી જરાક તો વિવેકદષ્ટિ કર. પોતાના શુદ્ધ સ્વરૂપને ગ્રહણ કરી આ કર્મરૂપી રોગને સત્વર ટાળ

જીવૈ જગ જીતે જન તિન્હેં સદા રૈન દિન,
સોચતહી છિન છિન કાળ છીજિયતુ હૈ,
ધન હોય ધાન હોય પુત્ર પરિવાર હોય;
બડો વિસ્તાર હોય જસ લીજિયતુ હૈ,
દેહ તો નિરોગ હોય સુખકો સંજોગ હોય,
મનવંછભોગ હોય જોં લો જીજિયતુ હૈ;
ચહે વંછ પૂરી હોય પૈ ન વંછ પૂરી હોય,
આઉ થિતિ પૂરી હોઈ તૌલોં કીજ્યતુ હૈ. ૪૪

(શતઅષ્ટોત્તરી)

આ સંસારમાં જેટલા જીવો જીવે છે તે બધાનું આયુષ્ય રાત અને દિવસ જોતજોતામાં ક્ષણે ક્ષણે ક્ષય થઈ રહ્યું છે. ધનની પ્રાપ્તિ

હોય, ધાનના ભંડારો હોય, પુત્ર પરિવારની પ્રાપ્તિ હોય, કુટુંબાદિ અતિ વિસ્તૃત સંપત્તિ હોય, યશ કીર્તિની પ્રાપ્તિ હોય; રોગરહિત સશક્ત બળવાન શરીર હોય, સાંસારિક સુખોનો સંયોગ સંપ્રાપ્ત હોય, જીવતાં સુધી મનવાંછિત ભોગો પ્રાપ્ત હોય; આટલું બધું હોય તો કોઈ ઇચ્છે કે વાંછાની તૃપ્તિ થાય પણ તેથી વાંછા તૃષ્ણા કદી પૂર્ણ થતી નથી. તેથી હે જીવ! આ આયુષ્ય પૂર્ણ ન થાય ત્યાં સુધી કંઈ આત્મહિત કરી લે.

નાગરિન સંગ કઈ સાગરનિ કેલિ કીયેં,
રાગરંગ નાટક સોં તઉ ન અઘાએ હો,
નરદેહ પાય તુમ્હેં આયુ પલ્લ તીન ભઈ,
તહાં તો વિષય કલોલ નાના ભાંતિ ગાએ હો;
જહાં ગએ તહાં તુમ વિષયસોં વિનોદ કીનો,
તાહીતેં નરકમેં અનેક દુઃખ પાએ હો,
અજ હૂં સંભાર વિષય ડારિ ક્યોં ન ચિદાનંદ,
જાકે સંગ દુઃખ હોય તાહીસે લુભાએ હો, ૮

( પુણ્યપાપજગમૂળપચીસી )

દેવગતિમાં કેટલાય સાગરોપમ સુધી દેવાંગનાઓ સાથે વિલાસ-ક્રીડા ભોગવી છતાં હજુ તું એ રંગ, રાગ, નાટક, ગાન અને ગીતોથી ધરાયો નથી. આ મનુષ્યજન્મ પામ્યો; ત્યા ત્રણ પલ્યોપમનું આયુષ્ય મળ્યું ત્યા તો અનેક પ્રકારે વર્ણવેલા વિષયભોગોના વિલાસોમાં કલ્લોલ કરી આવ્યો છે. જ્યાં જ્યાં તું ઉપજ્યો ત્યાં ત્યાં વિષયોમાં જ રમી આનંદ માની રહ્યો તેથી નરકગતિમાં અનેક ક્લેશો અને કષ્ટોને પામ્યો છે. હે ચિદાનંદ આત્મા! સાવચેત થા; જાગૃત થા! જેના સંગથી અનેક દુઃખો પામ્યો છે તેવા વિષયભોગોમાં તું કેમ લોભાઈ રહ્યો છે? એ વિષયોનો તું કેમ ત્યાગ નથી કરતો? વિષયોને ત્યાગી તારા સ્વરૂપમાં રમણ કર કે જેથી અનંત સુખને પ્રાપ્ત થા.

નરદેહ પાએ કહા કહા સિદ્ધિ ભઈ તોહિ,
વિષય સુખ સેયે સબ સુકૃત ગંવાયો હૈ,
પંચ ઈંદ્રિ દુષ્ટ તિન્હેં, પુષ્ટ કરી પોષ રાખે,
આઈ ગઈ જરા તબ જોર વિલલાયો હૈ;
ક્રોધ માન માયા લોભ ચારોં ચિત્ત રોક બૈઠે;
નરક નિગોદકો સદેસો વેગ આયો હૈ;
ખાય ચલો ગાંઠકો કમાઈ કૌડી એક નાહિં;
તોસો મૂઢ દૂસરો ન ઢૂંઢયો કોઊ પાયો હૈ. ૧૧

(અનિત્યપચીસિકા)

હે જીવ! આ નરદેહ પામીને તેં શું સિદ્ધિ પ્રાપ્ત કરી? વિષય સુખોમાં લીન રહી તેને સેવતાં પૂર્વના સર્વ પુણ્યો પરવારી બેઠો છે. જે દુષ્ટ દુઃખપ્રદ પાંચ ઇંદ્રિયો છે તેને પોષી પોષી પુષ્ટ રાખે છે, પણ જરાવસ્થા આવી કે તારું બધું આ બળ વિલય પામશે. ક્રોધ, માન, માયા અને લોભ એ ચારે કષાયોએ તારા ચિત્તને રોકી લીધું છે. નરક અને નિગોદમાં જલ્દી જવાનો સંદેશો તને મળી ગયો છે. પૂર્વે જે કમાઈ આવ્યો છે તે તો ખાઈ ગયો અને નવી તો એક કોડીની કમાઈ કરી નથી. નવાં કોઈ સુકૃત તો તેં આચર્યાં નથી. તેથી તારા જેવો મૂર્ખ તો આ જગતમાં શોધતાં બીજો કોઈ જણાતો નથી.

દેખહૂરે દક્ષ એક બાત પરતક્ષ નઈ,
અચ્છનકી સંગતિ વિચચ્છન ભુલાનો હૈ,
વસ્તુ જો અભક્ષ્ય તાહિ ભચ્છ હૈ રેન દિન,
પોષિવેકો પક્ષ કરે મચ્છ જ્યોં લુભાનો હૈ;
વિનાશિક લક્ષ તાહિ ચક્ષુસો વિલોકે થિર,
વહ જાય ગચ્છ તવ ફિરે જો દીવાનો હૈ,
સ્વચ્છ નિજ અક્ષકો વિલક્ષ કે ન દેખે પાસ,
મોહ જક્ષ લાગે વચ્છ એસે ભરમાનો હૈ. ૭

(શતઅષ્ટોત્તરી)

હે સમજુ ચેતન! જરા વિચાર. આ તો એક પ્રત્યક્ષ નવાઈ જેવી વાત છે કે તું વિચક્ષણ ચેતન આ ઇંદ્રિયોની સોબતે ભૂલી ભમી રહ્યો છે. જે પદાર્થો ખાવા યોગ્ય નથી તે રાત્રિદિવસ ખાઈ રહ્યો છે. માછલી માફક ખાદ્ય પદાર્થોમાં લોભાઈ આ ઇંદ્રિયોને પોષવા તેનો પક્ષ કરે છે, તેમાં સુખ છે એમ હઠ કરે છે. આ ઇંદ્રિયો વડે દેખાતા પદાર્થો નાશવંત છે છતાં તારી દૃષ્ટિથી તું તેને સ્થિર દેખી તેમા મોહ કરી રહ્યો છે. પરંતુ આ ઇન્દ્રિયોનાં વિષય સુખોનો વિયોગ થાય છે ત્યારે તું ગાંડા થઈ જઈ દીવાના મનુષ્યની સમાન ભટકે છે. નવાઈની વાત તો એ છે કે પોતાની પાસે જે શુદ્ધ આત્મા છે તે તું દેખતો નથી. મોહ રૂપી જક્ષ વળગવાથી, જેમ બાળક ભ્રમિત થાય છે તેમ ભ્રમિત થયેલો તું શુદ્ધ એવા પોતાના આત્માને પોતાના અંતરમા અવલોકતો નથી.

અરે મન બૌરે તોહિ વાર વાર સમજાઊં,
તજિ વિષયભોગ મનસોં અપનિ તૂં,
યે તો વિષવેલિ ફલ દીસત હૈ પરતચ્છ,
કૈસે તોહિંનીકે લાગે ભયો હૈ મગન તૂ,
ઐસે ભ્રમજાળમાંહિ સોયો હૈ અનાદિકાળ,
નિજ સુધિ ભૂલિ ઠગ્યો કરમ ઠગનિ તૂ,
તોરિ મહામોહ ડોરિ આતમ સોં લવ જોરિ,-
જાગ જાગ જાગ અબ જ્ઞાનકી જગન તૂં. ૧૧

કહેલુ કાને નહિ ધરનાર હે બહેરા મન! તને વારંવાર સમજાવું છું કે આ વિષયભોગો વિષેની પોતાપણાની માન્યતાને તું ત્યાગ. એ વિષયભોગો પ્રત્યક્ષ ઝેરરૂપી વેલડીના ફળ છે. તે તને કેમ સારાં લાગે છે કે તું તેમાં મગન થયો છે. આ મિથ્યા ભ્રમજાળમાં તું અનાદિકાળથી સૂતો છે અને પોતાનું જ ભાન (તને પોતાને) તું ભૂલી ગયો છે. કર્મરૂપી ઠગોએ તને છેતર્યો છે. આ મહામોહની ફાંસી તોડી આત્માને વિષે ચિત્તવૃત્તિને એકાગ્ર કર, અને જ્ઞાનજાગૃતિમાં તું જાગૃત થા! જાગૃત થા!

# ચોથો અધ્યાય

## સહજ સુખ અગર અતીન્દ્રિય સુખ.

જે સુખની પાછળ સંસારી જીવો ગાંડા થઈ રહ્યા છે તે સુખ સુખ સમાન ભાસે છે પરંતુ સાચુ સુખ નથી. ઇંદ્રિયોના ભોગોથી પ્રાપ્ત સુખ તૃષ્ણારૂપી રોગના ક્ષણિક ઉપાય પૂરતું છે અને એટલું બધું અસાર છે કે તે સુખને ભોગવતાં ભોગવતાં તૃષ્ણારૂપી રોગ વિશેષ વિશેષ વધતો જાય છે. ભ્રમથી, ભૂલથી, અજ્ઞાનથી જેમ દોરડીને વિષે સર્પની બુદ્ધિ થાય, પાણીમાં ચંદ્રનું પ્રતિબિંબ જોઈ કોઈ બાળક ચંદ્ર માની લે, કૂવામા પોતાના પ્રતિબિંબને જોઈ સિંહ તેને સાચો સિંહ જ માની લે, પક્ષી દર્પણમાં પોતાની જ છાયા જોઈ તેને બીજું પક્ષી માની લે, પિત્ત જ્વરવાળો ગળી વસ્તુને પણ કડવી જાણે, મદિરા પીધાથી ઉન્મત્ત મનુષ્ય પરસ્ત્રીને પોતાની સ્ત્રી માની લે, એ પ્રકારે મોહથી અંધ પ્રાણીએ વિષય સુખને જ સાચું સુખ માની લીધું છે.

સાચું સુખ સ્વાધીન છે, સહજ છે, નિરાકુલ છે, સમભાવ સ્વરૂપ છે અને પોતાનો જ સ્વભાવ છે. જેમ શેરડીનો સ્વભાવ ગળ્યો છે, લીમડાનો સ્વભાવ કડવો છે, આંબલીનો સ્વભાવ ખાટો છે, પાણીનો સ્વભાવ ઠંડો છે, અગ્નિનો સ્વભાવ ગરમ છે. ચાંદીનો સ્વભાવ શ્વેત છે, સોનાનો સ્વભાવ પીળો છે, સ્ફટિક મણિનો સ્વભાવ નિર્મળ છે, કોયલાનો સ્વભાવ કાળો છે, ખડીનો સ્વભાવ ધોળો છે, સૂર્યનો સ્વભાવ તેજસ્વી છે, ચંદ્રનો સ્વભાવ શીત પ્રકાશ છે, દર્પણનો સ્વભાવ સ્વચ્છ છે અને અમૃતનો સ્વભાવ મીઠો છે, તેમ પોતાનો કે નિજ આત્માનો સ્વભાવ સુખ છે. જેમ મીઠામાં સર્વાંગ

ખારાપણું છે, સાકરમાં સર્વાંગ મિઠાશ છે, પાણીમાં સર્વાંગ પ્રવાહીપણું છે, અગ્નિમાં સર્વાંગ ઉષ્ણતા છે, ચંદ્રમામાં સર્વાંગ શીતળતા છે, સૂર્યમાં સર્વાંગ તાપ છે, સ્ફટિકમાં સર્વાંગ નિર્મળતા છે, ઘીમાં સર્વાંગ ચિકાશ છે, રેતીમાં સર્વાંગ કરકરાપણું છે, લોઢામાં સર્વાંગ ભારેપણું છે, રૂમાં સર્વાંગ હલકાપણું છે, અત્તરમાં સર્વાંગ સુગંધ છે, ગુલાબના ફૂલમાં સર્વાંગ સુવાસ છે અને આકાશમાં સર્વાંગ નિર્મળતા છે તેમ આત્મામાં સર્વાંગ સુખ છે સુખ એ આત્માનો અવિનાશી ગુણ છે. આત્મા ગુણી છે. ગુણી આત્મામા એ સુખ ગુણ સર્વાંગ તાદાત્મ્યરૂપ છે.

જેમ મીઠાની કાંકરી જીભદ્વારા આત્માના ઉપયોગમાં ખારાપણાના સ્વાદનો બોધ કરાવે છે, સાકરની કાંકરી ઉપયોગમાં મીઠાશનો બોધ કરાવે છે તેમ આત્માના સ્વભાવનો એક સમય માત્રનો પણ અનુભવ સહજસુખનું જ્ઞાન કરાવે છે. પરમાત્મા સહજસુખની પૂર્ણ પ્રગટતાથી જ પરમાનંદમય અનંત સુખી છે. અનંતા સિદ્ધો આ સહજસુખના અનુભવસ્વાદમાં એવા મગ્ન છે કે જેમ ભ્રમર કમળ પુષ્પની ગંધમાં આસક્ત હોય છે. સર્વ અરિહંત કેવળી આજ સહજ સુખના સ્વાદનો અનુભવ કરે છે, પાંચ ઇંદ્રિયો અને મનનું અસ્તિત્વ છતાં પણ તેનો ઉપયોગ કરતા નથી. એક ક્ષણ પણ આ આનંદપૂર્ણ અમૃતના રસપાનને ત્યાગતા નથી. સર્વ સાધુ આજ રસના રસિયા થઈ સહજસુખના આસ્વાદને માટે મનને સ્થિર કરવાના કારણે પરિગ્રહનો ત્યાગ કરી પ્રાકૃતિક (કુદરતી) એકાંત વન, ઉપવન, પર્વત, ગુફા, નદીતટનું સેવન કરે છે. જગતના પ્રપંચોથી અને આરંભ-પરિગ્રહથી વિમુખ થઈ, પાંચ ઇંદ્રિયોની તૃષ્ણાની બળતરાને ઉપશમાવી પરમ રુચિપૂર્વક આત્મિક સ્વભાવમાં પ્રવેશી સહજસુખનું પાન કરેછે. તથા આ જ સુખમાં મગ્ન-લીન થઈ વીતરાગતાની તીવ્ર જ્વાલાઓથી કર્મઇંધનને બાળી ભસ્મ કરે છે, પોતાના આત્માને શુદ્ધ નિર્મળ કરવા માટે હંમેશ સાધના કરે છે.

સર્વ દેશવ્રતી શ્રાવક પાંચ અણુવ્રતોની સહાયતાથી સંતોષી રહી, સહજસુખના રસામૃતના પાન માટે, પ્રાતઃ મધ્યાન્હ અને સાયંકાળ યથાસંભવ સર્વથી સ્નેહસંબંધ તોડી, જગતના પ્રપંચો પ્રત્યે વિમુખ દૃષ્ટિ કરી, એકાંત સેવનથી મોહની ફાંસી તોડી, અતિ ભાવપૂર્વક આત્માના ઉપવનમાં પ્રવેશતાં સહજસુખનો અનુભવ કરે છે, પોતાનો જન્મ કૃતાર્થ માને છે. સર્વ અવિરતિ સમ્યગ્દૃષ્ટી અવિરતિ ભાવ ધારણ કરતા હોવા છતાં પણ સર્વ જગતના પ્રપંચોથી ઉદાસીનતા રાખે છે. ગૃહસ્થપણામાં હોવા છતાં પણ ઇંદ્રિય સુખને નીરસ, સુખરહિત અને રાગવર્ધક જાણે છે; પોતાના ભેદ વિજ્ઞાનથી પોતાના આત્માના સ્વભાવને આત્મારૂપે યથાર્થ ઓળખે છે; આત્મામાં પરના સ્વભાવનો લેશમાત્ર પણ સંયોગ ન માનતાં, પોતાને શુદ્ધ સિદ્ધસમાન અનુભવતાં આ સહજસુખના આસ્વાદનું પાન કરતાં, પોતાને કૃતાર્થ માને છે.

સહજસુખ, પોતાના આત્માનો અમિટ, અતૂટ, અક્ષય અને અનંત ભંડાર છે. અનંત કાળપર્યંત એને ભોગવે તોપણ એક પરમાણુ માત્ર પણ એ ઘટતું નથી જેવું છે તેવું જ તે રહે છે. એવી કોઈ પણ બળવાન શક્તિ નથી કે જે એ સુખને દૂર કરી શકે, ગુણી એવા આત્માથી એ સુખ ગુણને જુદો કરી શકે કે આત્માને સહજ સુખથી રહિત કરી શકે. પ્રત્યેક આત્મા સહજસુખનો અગાધ સમુદ્ર છે. સંસારી મોહી જીવની દૃષ્ટિ કોઈ વખત પણ પોતાના આત્મામાં સ્થિર થતી નથી, તે આત્માને ઓળખતો નથી. પોતે આત્મા જ હોવા છતાં, આત્માથી જ જીવતો હોવા છતાં આત્માના મહિમાથી ઇંદ્રિય અને મન વડે જ્ઞાનક્રિયા કરતો હોવા છતાં તે જ આત્માને ભૂલ્યો છે અને આત્માના જ્ઞાન પ્રકાશથી જે આ શરીર દેખાય છે તે દેહરૂપ પોતાને માની લે છે.

આત્માના જ્ઞાનપ્રકાશથી જે ચેતન કે અચેતન પદાર્થ શરીરને ઉપકારી જણાય છે તેને પોતાના મિત્ર માની લે છે; જે શરીરને અહિતકારી જણાય છે તેને પોતાના શત્રુ જાણે છે. હું સ્વરૂપવાન છું, હું બળવાન છું, હું ધનવાન છું, હું સ્વામી છું, હું સેવક છું, હું ખેડુત છું, હું ધોબી છુ, હુ સોની છુ; હું લુહાર છું, હું ઢોલી છું, હુ જમીનદાર છું, એમ માને છે. શરીર અને આ ક્ષણિક ઇંદ્રિયોના સુખના મોહમાં એવો દિવાન થઈ જાય છે કે "હું આત્મા છું" એટલો વિશ્વાસ પણ એને આવતો નથી, "હું શુદ્ધ વીતરાગ પરમાનંદમય છું" એવું જ્ઞાન પણ પામતો નથી. હું રાગી-દ્વેષી નથી; હું બાળક, વૃદ્ધ કે યુવાન નથી. જેમ ડાંગરમાં રહેલ હોવા છતાં છોતરાથી ચોખા ભિન્ન છે, તલમાં રહેલ હોવા છતાં તેલ ખોળથી ભિન્ન છે, પાણીમાં રહેલ હોવા છતાં કમળ પાણીથી ભિન્ન છે તેમ આ શરીરમાં રહેલ હોવા છતા હું આત્મા શરીરથી ભિન્ન છું. પોતાના મૂળ સ્વભાવને ન જાણતો, સહજસુખનો સાગર હોવા-છતાં પણ તે સહજસુખનો કિંચિત્ પણ સ્વાદ ન પામતો વિષય સુખની તૃષ્ણાની બળતરાને વિશેષ વધારતો તે રાતદિવસ સંતાપિત-રહે છે સહજસુખ પ્રાપ્ત નહિ કરવાથી તૃષ્ણાને શમાવી શકતો નથી..

જેમ કસ્તુરી મૃગની નાભિમાં જ હોય છે; તે મૃગ તે કસ્તુરીની સુગંધનો અનુભવ કરે છે, પરંતુ તે કસ્તુરી પોતાની નાભિમાં જ છે એમ ન જાણતો હોવાથી બહાર શોધે છે; જેમ હાથમાં વીંટી-હોવા છતા પણ કોઈ ભૂલી જાય કે વીટી મારી પાસે નથી અને તે વીંટીને બહાર શોધતો ફરે છે; જેમ મદિરાથી ઉન્મત્ત થયેલો ઘરમાં બેઠેલો હોવા છતાં પોતાના ઘરને ભૂલી જાય અને બહાર શોધતો-અને પૂછતો ફરે કે મારું ઘર કયાં છે, તેમ આ અજ્ઞાની પ્રાણી સહજસુખ પોતાની પાસે જ હોવા છતાં, કોઈ વખત તેનો તદ્દન મલીન અનુભવ, કોઈ વખત ઓછો મલીન અનુભવ પ્રાપ્ત કરવા-

છતાં તે સહજસુખને ભૂલી જાય છે અને ભ્રમથી ઇંદ્રિયોના વિષયોમાં શોધતો ફરે છે કે આથી કંઈક સુખ મળશે.

સુખ આત્માનો ગુણ છે. જેમ આત્માના ચારિત્ર ગુણનું પરિણમન સ્વભાવ અને વિભાવ એમ બે પ્રકારે છે તેમ સુખ ગુણનું પરિણમન પણ સ્વભાવ અને વિભાવ એમ બે પ્રકારે છે. વીતરાગરૂપ થવું એ ચારિત્રગુણનું સ્વભાવ પરિણમન છે, કષાયરૂપ થવું એ વિભાવ પરિણમન છે. આ વિભાવ પરિણમનના પણ બે ભેદ છે. એક શુભ ભાવ પરિણમન, બીજું અશુભ ભાવ પરિણમન. જ્યારે મંદ કષાયનો રંગ હોય છે ત્યારે શુભ ભાવ કહેવાય છે, જ્યારે તીવ્ર કષાયનો રંગ હોય છે ત્યારે અશુભ ભાવ કહેવાય છે. આત્મામાં ચરિત્રગુણ ન હોત તો શુભ ભાવ કે અશુભ ભાવરૂપ પરિણમન પણ થઈ શકત નહિ. તે પ્રકારે સહજસુખનુ સ્વભાવ પરિણમન ત્યારે થાય છે કે જ્યારે આત્મા આત્મા પ્રત્યે ઉપયોગવંત હોય છે, આત્મામાં તલ્લીન હોય છે. તેનું વિભાવ પરિણમન સાંસારિક સુખ કે સાંસારિક દુઃખનો અનુભવ છે. જ્યારે સાતા વેદનીય અને રતિ કષાયનો ઉદય હોય છે ત્યારે સાંસારિક સુખરૂપ પરિણમન હોય છે. જ્યારે અસાતાવેદનીય અને અરતિકષાયનો ઉદય હોય છે ત્યારે સાંસારિક દુઃખરૂપ પરિણમન હોય છે. જો આત્મામાં સુખગુણ ન હોત તો ઇંદ્રિય સુખ કે દુઃખનું ભાન પણ હોત નહિ. કારણકે ઇંદ્રિય સુખદુઃખ તે કષાયના ઉદયના મેળથી મિશ્રિત સહજસુખનું વિભાવ પરિણમન છે. કષાયથી મિશ્રિત હોવાથી સાચા સુખનો સ્વાદ ન આવતાં કષાયનો જ સ્વાદ આવે છે. કોઈ વખત પ્રીતિરૂપ, કોઈ વખત અપ્રીતિરૂપ કે દ્વેષરૂપ સ્વાદ આવે છે.

જેમ મીઠામાં ભેળવેલ પાણી પીવાથી પાણીનો સ્વાદ ન આવતાં મીઠાનો સ્વાદ આવશે; ખટાશ નાખેલું પાણી પીવાથી પાણીનો સ્વાદ ન આવતાં ખટાશનો સ્વાદ આવશે; પાણીમાં લીમડાનાં પાંદડાં

નીચોવીને પીવાથી લીમડાનો કડવો સ્વાદ આવશે, પાણીનો સ્વાદ આવશે નહિ; સાકરથી મિશ્રિત પાણી પીવાથી સાકરનો મીઠો સ્વાદ આવશે, પાણીનો શુદ્ધ સ્વાદ આવશે નહિ; એલચી, બદામ, પિસ્તા, દરાખ, અને સાકર નાંખેલ પાણી પીવાથી તે બધાનો મિશ્રિત સ્વાદ આવશે, પાણી એકલાનો નિર્મળ સ્વાદ આવશે નહિ, તેમ રાગદ્વારા એ ઇંદ્રિયસુખ અને દ્વેષદ્વારા એ ઇંદ્રિય દુઃખ ભોગવતાં રાગદ્વેષનો સ્વાદ આવે છે, શુદ્ધ સુખનો સ્વાદ આવતો નથી અને તેથી તૃપ્તિ થતી નથી.

જેમ વીતરાગ ભાવ કે શાંતભાવ આત્માને હિતકારી છે તેમ શુદ્ધ સુખનો અનુભવ પણ આત્માને હિતકારી છે. સુખની વિભાવ પરિણતિમાં રાગદ્વેષનું મિશ્રણ હોવાથી કર્મ બંધાય છે. કહેવાનું પ્રયોજન એ છે કે જેમ ચારિત્રગુણ ન હોત તો રાગદ્વેષ કે કષાયભાવ–ક્રોધાદિભાવ ન હોત તેમ આત્મામાં સુખગુણ ન હોત તો સાંસારિક ખ કે દુઃખનો અનુભવ કોઈને થાત નહિ. આ અજ્ઞાની જીવ જેમ પોતાના ચારિત્રગુણને ભૂલી ગયો છે તેમ પોતાના સુખગુણને પણ ભૂલી ગયો છે. કષાયના ઉદયથી જેમ ક્રોધ, માન, માયા, લોભ આદિ વિભાવ કલુષતાનો આ આત્માને સ્વાદ આવે છે તેમ જ કષાયના ઉદયથી આ આત્માને સાંસારિક સુખ કે દુઃખનો મલીન અતૃપ્તિકારી સ્વાદ આવે છે જેમ કોઈ મૂર્ખ (ગમાર) અજ્ઞાની પુરુષને માટીથી મળેલું પાણી પીવાને આપવામાં આવે તો તે માટીવાળા પાણીને પી લેશે. પણ ખેદની વાત છે કે તેને પાણીનો સ્વાદ નહિ આવે, પરંતુ જેવી માટી હશે તેવો માટીનો જ સ્વાદ આવશે. જો તે પાણી કોઈ બુદ્ધિમાનને પીવા આપવામાં આવે તો તે વિવેકી–પાણીના સ્વાદને અનુભવવાનો ઇચ્છક હોવાથી તે માટીવાળું પાણી પીશે નહિ. પરંતુ તેમાં કતકફળ નાંખી માટીને નીચે બેસાડી દેશે. એમ તે પાણીને સાફ કરીને જ પીશે. તેથી તે પાણીનો મૂળ સ્વાદ પામી પ્રસન્ન થશે; તે પ્રકારે જે અજ્ઞાની વિષયોના મિથ્યા

સુખમાં સુખ છે; તે સાચા સુખનો સ્વાદ ન પામતાં કષાયનો જ સ્વાદ પામી મગ્ન થાય છે. તે ઈંદ્રિયસુખને જ સુખ માની તેની વાંછાની વેદનામાં જ બળે છે, તેને વારંવાર ભોગવે છે; સહજસુખના સ્વાદને ન પામતાં કષાય અને રાગદ્વેષભાવના સ્વાદને પામે છે. પરંતુ ભ્રમથી માને છે કે 'મેં સુખ ભોગવ્યું.' આ અનાદિકાળનું મહા-અજ્ઞાન છે.

વિવેકી સજ્જન સંત પુરુષ સાચા સુખના કામી થઈ, જેમ કતકફળ નાંખી સ્વચ્છ પાણી પીવાવાળાએ માટીને જુદી પાડી સ્વચ્છ પાણી પીધું તેમ, ભેદવિજ્ઞાન ઉત્પન્ન કરનાર શુદ્ધ નિશ્ચય નયની દૃષ્ટિદ્વારા રાગના સ્વાદને અલગ કરી નિર્મળ આત્માના સ્વાદને અનુભવતાં સહજસુખને પામી પરમ તૃપ્ત થાય છે. ઈંદ્રિયસુખનો ભોગ તે મલીન કષાયના મેલનો ભોગ છે. સહજ અતીંદ્રિય સુખનો ભોગ તે સ્વચ્છ નિર્મળ આત્માના સુખગુણનો ભોગ છે. આ સહજ સુખના ભોગવટામાં વીતરાગતા છે તેનાથી કર્મનો બંધ થતો નથી પરંતુ કર્મની નિર્જરા થાય છે.

ઈંદ્રિયસુખ પરાધીન છે પણ સહજસુખ સ્વાધીન છે. તે સહજ સુખના અનુભવમાં નથી ઈંદ્રિયોની જરૂર કે નથી બાહ્ય પદાર્થોની જરૂર. ઈંદ્રિય સુખ જેના આશ્રયે મળે છે તે પદાર્થો બગડી જતાં તે બાધાવાળું કે વિઘ્નવાળું થઈ જાય છે જ્યારે સહજસુખ સ્વાધીન કે સ્વાવલંબી હોવાથી બાધા રહિત છે. ઈંદ્રિયસુખનો સદંતર નાશ હોય છે. પોતાનો દેહ છૂટવાથી કે આશ્રયીભૂત (જેના આધારે ઈંદ્રિયસુખ અનુભવાય છે) વિષય પદાર્થોનો વિયોગ થવાથી તે રહેતું નથી. પરંતુ આ સહજસુખ અવિનાશી, આત્માનો સ્વભાવ હોવાથી હમેશ રહે છે, નાશ પામતું નથી. ઈંદ્રિયસુખ રાગભાવ વિના ભોગવી શકાતું નથી તેથી કર્મબંધનું કારણ છે; તો સહજસુખ વીતરાગતાથી પ્રાપ્ત થાય છે તેથી ત્યાં બંધ નથી પરંતુ પૂર્વબંધનનો નાશ થાય છે.

ઇંદ્રિયસુખ આકુળતાવાળું છે, વિષમ છે, સમતારૂપ નથી, જ્યારે અતીદ્રિય સુખ નિરાકુળ છે તથા સમતા સ્વરૂપ છે. ઇંદ્રિયસુખ વિષ છે, સહજ સુખ અમૃત છે. ઇંદ્રિયસુખ અંધકાર છે તો સહજ સુખ પ્રકાશ છે.

ઇંદ્રિય સુખ રોગ છે, સહજસુખ નીરોગ છે; ઇંદ્રિયસુખ કૃષ્ણ છે, સહજ સુખ શ્વેત છે. ઇંદ્રિય સુખ કડવું છે, સહજસુખ મિષ્ટ છે. ઇંદ્રિય સુખ આકુળતારૂપ, તાપમય છે, સહજસુખ શીતળ છે. ઇંદ્રિય સુખ બેડી છે, સહજ સુખ અલંકાર છે. ઇંદ્રિય સુખ મૃત્યુ છે, સહજ સુખ જીવન છે; ઇંદ્રિય સુખ ઉપરથી સુંદર ઇન્દ્રવરણું ઝેરી ફળ છે, સહજ સુખ મિષ્ટ આયુવર્ધક પુષ્ટિકારક ફળ છે. ઇંદ્રિય સુખ વાસરહિત પુષ્પ છે, સહજ સુખ પરમ સુગધિત પુષ્પ છે, ઇંદ્રિય સુખ ભયંકર જંગલ છે, સહજ સુખ મનોહર બગીચો છે; ઇંદ્રિય સુખ ખારું પાણી છે, સહજસુખ મીઠું પાણી છે; ઇંદ્રિય સુખ ગધેડાના સ્વર જેવું છે, સહજસુખ કોયલના સ્વર જેવું છે. ઇંદ્રિય સુખ કાગડો છે, સહજ સુખ હંસ છે, ઇંદ્રિય સુખ કાચનો કટકો છે, સહજ સુખ અમૂલ્ય રત્ન છે. ઇંદ્રિય સુખ પવનની આંધી (વટોળિયો) છે, સહજ સુખ મંદ સુગંધ પવન છે.

ઇંદ્રિય સુખ રાત્રિ છે, સહજસુખ પ્રભાત છે; ઇંદ્રિય સુખ દરેક પ્રકારે ત્યાગવા યોગ્ય છે, તો સહજસુખ દરેક પ્રકારે ગ્રહણ કરવા યોગ્ય છે; એક સંસારનો ભયંકર માર્ગ છે તો બીજું સહજ સુખ મુક્તિનો સુંદર સરલ રાજમાર્ગ છે, પ્રત્યેક આત્મજ્ઞાની ભલે નારકી હોય, પશુ હોય કે દેવ હોય, દરિદ્રી મનુષ્ય હોય કે ધનવાન મનુષ્ય હોય, કુરૂપ હોય કે સુરૂપ હોય, બળવાન હોય કે નિર્બળ હોય, બહુ શાસ્ત્રોને જાણનાર હોય કે અભણ હોય, વનમાં હોય કે મહેલમાં હોય, રાત હોય કે દિવસ હોય, સવાર હોય કે સાંજ હોય, પ્રત્યેક સ્થાને, પ્રત્યેક સમયે, પ્રત્યેક અવસ્થામાં તે સહજસુખ પ્રાપ્ત કરી શકે છે. પરંતુ ઇન્દ્રિયસુખની સામગ્રી દરેકને મળવી દુર્લભ

છે, તેથી પુણ્યના ઉદયે જેને ઇચ્છિત વિષયભોગ મળે તે ઇન્દ્રિયસુખ પામી શકે, દરેક પ્રાણી પામી શકે નહીં.

પરોપકારી શ્રી ગુરુ જગતના પ્રાણીઓને સહજસુખ કથાં છે. તે બતાવે છે કે આ સુખ કોઈ જડ પદાર્થમાં નથી કે નથી એ બીજા પાસેથી કોઈને મળી શકતું. આ સુખ પ્રત્યેકના આત્મામાં છે. આત્મામાથી જ કોઈ પરવસ્તુની સહાયતા વિના પ્રત્યેકને મળી શકે છે. આ સ્વાધીન છે, પ્રત્યેકની પોતાની સંપત્તિ છે પ્રત્યેક જીવ આ સુખ ભંડારને ભૂલ્યો છે. તેથી મૃગતૃષ્ણાની માફક દુઃખિત છે, સંતાપિત છે. સુખને માટે ઇંદ્રિયોના વિષયોમાં ભટકે છે, પરંતુ સુખ પામી શકતો નથી, તેથી સુખી થઈ શકતો નથી, સંતાપ મટાડી શકતો નથી, સંસારના દુઃખોનો અંત કરી શકતો નથી. સંસારનાં દુઃખો, ઇંદ્રિયસુખની તૃષ્ણાને વશ થયેલ પ્રાણીઓને સહન કરવાં પડે છે. મોહવશ, ભ્રમવશ, અજ્ઞાનવશ પ્રાણી પોતાની પાસે અમૃત હોવા છતાં પણ તેનો પત્તો લાગ્યો નથી એટલે દુઃખી થઈ રહ્યો છે.

સંસાર, શરીર અને ભોગોનું શું સ્વરૂપ છે એ બરાબર સમજી જે કોઈ આ દુઃખમય સંસારથી પાર થવા ઇચ્છે, આ અપવિત્ર શરીરના કેદખાનામાંથી સદાને માટે છૂટવા ઇચ્છે, આ નીરસ વિષયોની છેતરામણીથી બચવા ઇચ્છે, અને સદા સુખમય જીવન વ્યતીત કરવા ઇચ્છે, તેને ઉચિત છે કે તે આ સહજસુખ પ્રત્યે પોતાનો વિશ્વાસ દૃઢ કરે. રત્નને ઓળખી ઝવેરી બને. ઇંદ્રિયસુખરૂપી કાચના કટકાને રત્ન સમજી પોતાની જાતને ન છેતરે. સહજસુખ પોતાની પાસે છે, પોતાનો જ સ્વભાવ છે, પોતાનો જ ગુણ છે, એમ જાણી પ્રત્યેક વિચારશીલ મનુષ્યે અતિ હર્ષિત થવું જોઈએ. બરાબર રીતે પોતાના આત્માને જાણવો જોઈએ. તેના સાધનોને સમજી લેવાં જોઈએ કે જેથી પોતાને સહજસુખ મળી શકે આ સાધનનો લક્ષ રાખી આગળ કથન કરીશું. જૈનાચાર્યોનો આ સહજસુખના સબંધમાં શું અભિપ્રાય છે તે હવે ટાંકું છું.

(१) श्री कुंदकुंदाचार्य श्री प्रवचनसारमां कहे छे :—

सोक्खं वा पुण दुक्खं; केवलणाणिस्स णत्थि देहगदं ।
जम्हा अदिंदियत्तं, जादं तम्हा दु तं णेयं ॥ २० ॥

केवळी अरिहंत प्रभुने इंद्रियजन्य ज्ञान तथा सुख दुःख नथी. परंतु सहज अतीद्रिय ज्ञान अने सहज अतींद्रिय सुख छे.

तिमिरहरा जइ दिट्ठी, जणस्स दीवेण णत्थि कादव्वं ।
तह सोक्खं सयमादा, विसया किं तत्थ कुव्वंति ॥६७॥

जेनी दृष्टि-नेत्र आंख अंधारामां जोई शके छे तेने दीपकनी कांई जरूर नथी, तेम स्वयं आत्मा सहज सुखरूप छे तो पछी इन्द्रियोना विषयोनी शी आवश्यकता छे?

सोक्खं सहावसिद्धं, णत्थि सुराणं पि सिद्धमुवदेसे ।
ते देहवेदणट्टा रमंति विसयेसु रम्मेसु ॥७१॥

सुख तो आत्मानो स्वभाव छे. स्वाभाविक सुख तो देवोने पण होतुं नथी. तेथी ते देहनी वेदनाथी पीडित थई रमणिक विषयोमां रमे छे.

तं देवदेवदेवं जदिवरवसहं गुरुं तिलोयस्स ।
पणमंति जे मणुस्सा, ते सोक्खं अक्खयं जंति ॥७१–६॥

जे मनुष्य, देवेंद्रना पण देव, साधुमां उत्तममां पण श्रेष्ठ, त्रण लोकना गुरु एवा श्री अरिहंत प्रभुने भावथी नमस्कार करे छे ते अविनाशी सहजसुखने पामे छे.

एदह्मि रदो णिच्चं संतुट्ठो होहि णिच्चमेदह्मि ।
एदेण होहि तित्तो तो होहदि उत्तमं सोक्खं ॥२१९॥

आ आत्मस्वरूपमां नित्य रक्त था, एमां ज संतोष राख, एमां ज तृप्त रहे तो तने उत्तम सहज सुख प्राप्त थशे.

(શ્રી) કુંદકુંદાચાર્ય, સમયસારમાં કહે છે :—

जो समयपाहुडमिणं पढिदूणय अच्छतच्चदो णादुं ।
अच्छे ठाहिदि चेदा सो पावदि उत्तमं सुक्खं ॥ ४३७ ॥

જે આ સમયસાર ગ્રંથને વાંચી, ગ્રંથના અર્થ અને ભાવોને જાણી, શુદ્ધ આત્મિક પદાર્થમાં સ્થિર થશે તે ઉત્તમ સુખને પામશે.

(૩) શ્રી કુંદકુંદાચાર્ય દર્શનપાહુડમાં કહે છે:—

लद्धूण य मणुयत्तं सहियं तह उत्तमेण गुत्तेण ।
लद्धूण य सम्मत्तं अक्खयसुक्खं लहदि मोक्खं च ॥३४॥

ઉત્તમ ગોત્રસહિત મનુષ્યપણું પામી પ્રાણી સમ્યક્‌દર્શનને પામી અવિનાશી સુખને તથા મોક્ષને પામે છે.

(૪) શ્રી કુંદકુંદાચાર્ય, ચારિત્રપાહુડમાં કહે છે:—

चारित्तसमारूढो अप्पासु परं ण ईहए णाणी ।
पावइ अइरेण सुहं अणोवमं जाण णिच्छयदो ॥४३॥

જે જ્ઞાની આત્મા ચારિત્રને ધારણ કરી, પરભાવ અને પદાર્થને આત્મામાં ન જોડે–સર્વપરથી રાગદ્વેષ છોડે. તે જ્ઞાની શીઘ્ર અનુપમ સહજસુખને પામે છે એમ જાણો.

(૫) શ્રી કુંદકુદાચાર્ય ભાવપાહુડમાં કહે છે :—

भावेह भावसुद्धं अप्पा सुविसुद्धणिम्मलं चेव ।
लहु चउगइ चइऊणं जइ इच्छसि सासयं सुक्खं ॥६०॥

ચારગતિરૂપ સંસારથી છૂટી શીઘ્ર શાશ્વત સહજસુખને ઇચ્છે છે તો ભાવોને શુદ્ધ કરી, શુદ્ધ આત્માની ભાવના કરો.

सिवमजरामरलिंगमणोवममुत्तमं परमविमलमतुलं ।
पत्ता वरसिद्धिसुहं जिणभावणभाविया जीवा ॥ १६२ ॥

જે જિનભાવમાં (પરમશાંત-ઉપશમભાવ)ને ભાવે છે તે જીવ ઉત્તમ મુક્તિસુખને પામે છે. જે સુખ કલ્યાણરૂપ છે, અજર છે, અમર છે, અનુપમ છે, ઉત્તમ છે, શ્રેષ્ઠ છે, પ્રશંસનીય છે, શુદ્ધ છે, મહાન છે.

(૬) શ્રી કુંદકુંદસ્વામી મોક્ષપાહુડમાં કહે છે :—

मयमायकोहरहिओ लोहेण विवज्जिओ य जो जीवो ।
णिम्मलसहावजुत्तो सो पावइ उत्तमं सोक्खं ॥४५॥

જે જીવ મદ, માયા, ક્રોધ, લોભથી રહિત છે, નિર્મળ સ્વભાવથી યુક્ત છે તે ઉત્તમ સહજસુખને પામે છે.

वेरग्गपरो साहू परदव्वपरम्मुहो य जो होदि ।
संसारसुहविरत्तो सगसुद्धसुहेसु अणुरत्तो ॥ १०१ ॥

જે સાધુ વૈરાગ્યવાન છે, પરદ્રવ્યથી પરાંગમુખ છે, સંસારનાં સુખથી વિરક્ત છે તે જ પોતાના આત્મિક શુદ્ધ સહજસુખમાં લીન હોય છે

(૭) શ્રી વટ્ટકેરસ્વામી–મૂલાચાર–દ્વાદશાનુપ્રેક્ષામાં દર્શાવે છે:–

उवसम दया य खंती वड्ढइ वेरग्गदा य जह जह से ।
तह तह य मोक्खसोक्खं अक्खीणं भावियं होइ ॥६३॥

જેમ જેમ શાંતભાવ, દયા, ક્ષમા, વૈરાગ્ય વર્ધમાન થાય છે તેમ તેમ અવિનાશી સહજ મોક્ષ સુખની ભાવના વર્ધમાન થાય છે, અધિક અધિક સુખ અનુભવમાં આવે છે.

उवसमखयमिस्सं वा बोधिं लद्धूण भवियपुंडरिओ ।
तवसंजमसंजुत्तो अक्खयसोक्खं तदा लहदि ॥ ७० ॥

જે ભવ્ય ઉપશમ, ક્ષાયિક કે ક્ષયોપશમ સમ્યક્ત્વને પ્રાપ્ત કરી તપ, સંયમ પાળશે તો તે અક્ષય સહજસુખને પામશે.

(૮) શ્રી વટ્ટકેરસ્વામી–મૂલાચાર, અણગારભાવનામાં લખે છે:–

एगंतं मग्गंता सुसमणा वरगंधहत्थिणो धीरा ।
सुक्कज्झाणरदीया मुत्तिसुहं उत्तमं पत्ता ॥ २० ॥

જે ઉત્તમ સાધુ એકાંતને શોધવાવાળો છે, ગંધહસ્તિ સમાન ધીર છે અને શુક્લધ્યાનમાં રક્ત-લીન છે તે ઉત્તમ મુક્તિ સુખને પામે છે.

(૯) શ્રી સમંતભદ્રાચાર્ય સ્વયંભૂસ્તોત્રમાં જણાવે છે.

दुरितमलकलंकमष्टकं निरुपमयोगवलेन निर्दहन् ।
अभवभवसौख्यवान् भवान् भवतु ममापि भवोपशांतये ॥

હે સુવ્રતસ્વામી ! આપે અનુપમ ધ્યાનના બળથી આઠ કર્મમળ કલંકને ભસ્મીભૂત કર્યું, મોક્ષના સહજસુખને પ્રાપ્ત કરી પરમ સુખી થયા. આપના પ્રસાદથી મારો સંસાર પણ અંત પામો.

(૧૦) સ્વામી સમંતભદ્ર, રત્નકરંડ શ્રાવકાચારમાં સમજાવે છેઃ—

जन्मजरामयमरणैः शोकैर्दुःखैर्भयैश्च परिमुक्तम् ।
निर्वाणं शुद्धसुखं निःश्रेयसमिष्यते नित्यम् ॥ १३१ ॥

જન્મ, જરા, રોગ, મરણ, શોક, દુઃખ અને સાત ભયથી રહિત, અવિનાશી તથા કલ્યાણમય સહજ શુદ્ધ સુખ તે મોક્ષ કહેવાય છે.

(૧૧) શ્રી પૂજ્યપાદસ્વામી ઇષ્ટોપદેશમાં કહે છે :—

स्वसंवेदनसुव्यक्तस्तनुमात्रो निरत्ययः ।
अत्यंतसौख्यवानात्मा लोकालोकविलोकनः ॥ २१ ॥

આ આત્મા આત્માનુભવથી પ્રગટ થાય છે, દેહ પ્રમાણ છે, અવિનાશી છે, અત્યંત સહજ સુખથી પૂર્ણ છે અને લોકાલોકને જોવાવાળો છે.

आत्मानुष्ठाननिष्ठस्य व्यवहारबहिःस्थितेः ।
जायते परमानंदः कश्चिद्योगेन योगिनः ॥ ४७ ॥

જે યોગી વ્યવહારના પ્રપંચોથી દૂર રહી આત્મભાવનામાં લીન થાય છે તેને યોગાભ્યાસ દ્વારા કોઈ અપૂર્વ પરમાનંદમય સહજસુખ પ્રાપ્ત હોય છે.

(૧૨) શ્રી પૂજ્યપાદસ્વામી સમાધિશતકમાં કહે છે :—

प्रच्याव्य विषयेभ्योऽहं मां मयैव मयि स्थितम् ।
बोधात्मानं प्रपन्नोऽस्मि परमानंदनिर्वृतम् ॥ ३२ ॥

જ્યારે હું ઇંદ્રિયના વિષયોથી અલગ થઈ, પોતાની દ્વારા પોતાને પોતાનામા સ્થાપિત કરું છુ ત્યારે પરમાનંદમય સહજસુખથી પૂર્ણ જ્ઞાનમય ભાવને પ્રાપ્ત કરું છુ.

सुखमारब्धयोगस्य बहिर्दुःखमथात्मनि ।
बहिरेवासुखं सौख्यमध्यात्मं भावितात्मनः ॥ ५२ ॥

જે ધ્યાનનો પ્રારંભ કરે છે તેને આત્મામાં કષ્ટ અને બહાર સુખ જણાય છે. પરતુ જેની આત્મભાવના દૃઢ થઈ ગઈ છે તેને બહાર દુઃખ અને આત્મામા સહજસુખ અનુભવમા આવે છે. "પરિણામમા તો જે અમૃત જ છે, પણ પ્રથમ દશાએ કાળકૂટ વિષની પેઠે મુઝવે છે એવા શ્રી સયમને નમસ્કાર."

(૧૩) શ્રી ગુણભદ્રાચાર્ય આત્માનુશાસનમાં ઉપદેશે છે:—

स धर्मो यत्र नाधर्मस्तत्सुखं यत्र नासुखं ।
तज्ज्ञानं यत्र नाज्ञानं सा गतिर्यत्र नागतिः ॥ ४६ ॥

તે જ ધર્મ છે, જ્યાં અધર્મ નથી. તે જ સુખ છે, જ્યાં દુઃખ નથી. તે જ જ્ઞાન છે જ્યાં અજ્ઞાન નથી. તે જ ગતિ છે, જ્યાંથી બીજી ગતિ થતી નથી.

आराध्यो भगवान् जगत्त्रयगुरुर्वृत्तिः सतां सम्मता ।
क्लेशस्तच्चरणस्मृतिः क्षतिरपि प्रप्रक्षयः कर्मणाम् ॥
साध्यं सिद्धिसुखं कियान् परिमितः कालो मनःसाधनम् ।
सम्यक् चेतसि चिन्तयन्तु विधुरं किं वा समाधौ बुधाः ॥११२॥

સમાધિ-ધ્યાનમાં આરાધના તો ત્રણ જગતના ગુરુ ભગવાનની થાય છે પ્રવૃત્તિ તો ઉત્તમ પુરુષોએ પ્રશંસવા યોગ્ય છે; કષ્ટ તો માત્ર ભગવાનના ચરણોનું સ્મરણ કરવુ એટલું જ છે. ખર્ચ માત્ર કર્મોની ઘણી નિર્જરા હોય છે એ જ છે, તેમાં કાળ કેટલો લાગે? બે જ ઘડી જેટલા થોડા સમયમા જ તે સિદ્ધ થાય છે. સાધન પણ માત્ર પોતાનું મન અને ફળ તો જુઓ મોક્ષનું સહજ અતીંદ્રિય સુખ શાશ્વતકાળ સુધીનું છે. એનો સમ્યક્ પ્રકારે વિચાર કરો. સમાધિમાં કાંઈ કષ્ટ નથી પરતુ સહજસુખનો પરમ લાભ છે.

त्यजतु तपसे चक्रं चक्री यतस्तपसः फलं ।
सुखमनुपमं स्वोत्थं नित्यं ततो न तदद्भुतम् ॥
इदमिह महच्चित्रं यत्तद्विषं विषयात्मकं ।
पुनरपि सुधीस्त्यक्तं भोक्तुं जहाति महत्तपः ॥१६५॥

ચક્રવર્તી તપને માટે ચક્રરત્નનો ત્યાગ કરે છે કારણ કે તપનું ફળ અનુપમ, આત્માથી ઉત્પન્ન (સ્વાધીન) શાશ્વત સહજસુખની પ્રાપ્તિ છે. આમા તો કંઈ આશ્ચર્ય નથી પરતુ આશ્ચર્ય તો એ છે કે જે કોઈ સુબુદ્ધિ ત્યાગેલા વિષસમાન વિષયસુખને પુનઃ ભોગવવા મહાન એવા તપને છોડી દે છે.

सुखी सुखमिहान्यत्र दुःखी दुःखं समश्नुते ।
सुखं सकलसंन्यासो दु खं तस्य विपर्ययः ॥१८७॥

આ લોકમા સહજસુખ પામી જે સુખી છે તે પરલોકમાં સુખી રહે છે. જે અહીં તૃષ્ણાથી દુઃખી છે તે પરલોકમાં દુઃખી રહે છે. વસ્તુતઃ જ્યાં સર્વ પદાર્થોના મોહનો ત્યાગ છે ત્યાં સુખ છે. જ્યાં પરવસ્તુઓનું ગ્રહણ છે ત્યાં દુઃખ છે.

आत्मन्नात्मविलोपनात्मचरितैरासीद्दुरात्मा चिरं
स्वात्मा स्याः सकलात्मनीनचरितैरात्मीकृतैरात्मनः ॥
आत्मेत्यां परमात्मतां प्रतिपतन्प्रत्यात्मविद्यात्मकः ।
स्वात्मोऽत्थात्मसुखो निषीदसि लसन्नध्यात्ममध्यात्मना ॥१९३॥

હે આત્મન્! તું આત્મજ્ઞાનનો લોપ કરનાર વિષયકષાયાદિમાં પ્રવૃત્ત થઈ ચિરકાળથી દુરાચારી રહ્યો છે. હવે જો તું આત્માનું સંપૂર્ણ કલ્યાણ કરનાર જ્ઞાનવૈરાગ્યાદિક તારા પોતાના જ ભાવોને ગ્રહણ કરે તો તુ શ્રેષ્ઠ પરમાત્માની દશાને પ્રાપ્ત થાય અને કૈવલ્યજ્ઞાની થાય તથા પોતાના આત્માથી જ ઉત્પન્ન સ્વાધીન આત્મિક સહજસુખથી પ્રકાશમાન થાય અને પોતાના શુદ્ધાત્મિક ભાવો સહિત પોતાના અધ્યાત્મસ્વરૂપમા સ્થિર થાય.

स्वाधीन्याद्दुःखमप्यासीत्सुखं यदि तपस्विनाम् ।
स्वाधीनसुखसम्पन्ना न सिद्धाः सुखिनः कथम् ॥२६७॥

જે તપસ્વી સ્વાધીન છે તે કાયકલેશ તપનું દુઃખ બહારથી ભોગવતો દેખાય છે પરંતુ અંતરંગમાં સુખી છે. તો પરમ સ્વાધીન સુખથી પૂર્ણ સિદ્ધ ભગવાન સદા સુખી કેમ ન હોય! સિદ્ધ સહજ સુખમાં સદા મગ્ન રહે છે.

(૧૪) અમૃતચંદ્રાચાર્ય પુરુષાર્થસિદ્ધયુપાયમાં કહે છે :—

कृतकृत्यः परमपदे परमात्मा सकलविपयविषयात्मा ।
परमानन्दनिमग्नो ज्ञानमयो नंदति सदैव ॥ २२४ ॥

પરમપદમા સ્થિત, સર્વ પદાર્થોને જાણનાર, કૃતકૃત્ય, જ્ઞાનમય પરમાત્મા સદા પોતાના પરમાનંદમાં મગ્ન રહે છે.

(૧૫) શ્રી અમૃતચંદ્રાચાર્ય તત્ત્વાર્થસારમાં જણાવે છે :—

संसारविपयातीतं सिद्धानामव्ययं सुखम् ।
अव्यावाधमिति प्रोक्तं परमं परमर्पिभिः ॥ ४५-८ ॥

સિદ્ધભગવાનને સંસારના વિષયોથી અતીત, બાધારહિત અવિનાશી ઉત્કૃષ્ટ સહજસુખ હોય છે એમ પરમ ઋષિઓએ કહ્યું છે.

पुण्यकर्मविपाकाच्च सुखमिष्टेन्द्रियार्थजम्
कर्मक्लेशविमोहाच्च मोक्षे सुखमनुत्तमम् ॥ ४९-८ ॥

સંસારમાં પુણ્યકર્મના વિપાક (ફળ)થી ઇંદ્રિયોનું ઇષ્ટ સુખ ભાસે છે પરંતુ મોક્ષમાં સર્વ કર્મના કલેશ મટી જવાથી સ્વાભાવિક અનુપમ ઉત્તમ સુખ છે.

(૧૬) શ્રી અમૃતચંદ્રાચાર્ય સમયસાર કલશમાં કહે છે :—

चैद्रूप्यं जडरूपतां च दधतोः कृत्वा विभागं द्वयो–
रन्तर्दारुणदारणेन परितो ज्ञानस्य रागस्य च ।
भेदज्ञानमुदेति निर्मलमिदं मोदध्वमध्यासिताः
शुद्धज्ञानघनौघमेकमधुना सन्तो द्वितीयच्युताः ॥ २–५ ॥

રાગપણું તે જડનો ધર્મ છે, આત્માનો ધર્મ ચૈતન્યપણું છે. એ પ્રમાણે રાગ અને જ્ઞાન ગુણનું નિર્મળ ભેદજ્ઞાન જ્યારે ઉદય પામે છે ત્યારે તો હે! સંતપુરુષો, રાગથી ઉદાસીન થઈ શુદ્ધ જ્ઞાનમય એક આત્માનો જ અનુભવ કરી તેમાં લીન થઈ સહજસુખનો આસ્વાદ લો.

एकमेव हि तत्स्वाद्यं विपदामपदं पदम् ।
अपदान्येव भासन्ते पदान्यन्यानि यत्पुरः ॥ ७–६ અધ્યાય

કલશ ગાથા ૧૩૯

જે પદમાં આપત્તિઓ નથી તે એક આત્માના શુદ્ધપદનો સ્વાદ લેવો જોઈએ જેથી સહજસુખ પ્રાપ્ત થાય. તેના આગળ અન્ય સર્વે પદો અયોગ્ય જણાય છે.

य एव मुक्त्वा नयपक्षपातं स्वरूपगुप्ता निवसन्ति नित्यं ।
विकल्पजालच्युतशान्तचित्तास्त एव साक्षादमृतं पिबंति ॥ २४–२

અ. ક. ગા. ૭૦

જે કોઈ વ્યવહારનય અને નિશ્ચયનયનો પક્ષપાત ત્યાગી પોતાના આત્માના સ્વભાવમાં નિત્ય મગ્ન થઈ જાય છે, તે સર્વ વિકલ્પજાળોથી મુક્ત હોવાથી અને શાંત ચિત્ત હોવાથી સાક્ષાત્ સહજસુખરૂપી અમૃતને પીવે છે.

यः पूर्वभावकृतकर्मविषद्रुमाणां
भुंक्ते फलानि न खलु स्वत एव तृप्तः ।
आपातकालरमणीयमुदर्करम्यं
निःकर्मशर्ममयमेति दशांतरं सः ॥ ૩૯–૯ અધ્યાય

ક. ગાથા ૨૩૨

જે કોઈ મહાત્મા પૂર્વે બાંધેલાં કર્મરૂપી વિષયવૃક્ષોના ફળોને ભોગવતાં રંજાયમાન થતા નથી કિન્તુ પોતાનામાં જ તૃપ્ત રહે છે, તે કર્મરહિત સહજસુખની એવી દશાને પહોંચે છે કે જેથી આ જન્મમાં પણ સુખી રહે છે અને આગામી કાળમાં પણ સુખી રહેશે.

अत्यंत भावयित्वा विरतमविरतं कर्मणस्तत्फलाच्च
प्रस्पष्टं नाटयित्वा प्रलयनमखिलाज्ञानसंचेतनायाः ।
पूर्णं कृत्वा स्वभावं स्वरसपरिगतं ज्ञानसंचेतनां स्वां
सानन्दं नाटयन्तः प्रशमरसमितः सर्वकालं पिबंतु ॥ ૪૦–૯ અ.

ક. ગાથા ૨૩૩

જે કોઈ કર્મથી અને કર્મના ફળથી નિરંતર અત્યંત વિરક્ત પણાની ભાવના કરી સંપૂર્ણ અજ્ઞાન ચેતનાના નાશને સ્પષ્ટપણે નૃત્ય કરાવી, અજ્ઞાન દશાનો નાશ કરી આત્મિક રસથી પૂર્ણ પોતાની જ્ઞાનચેતનાથી પોતાના સ્વભાવને પૂર્ણ કરી તેને પોતાની અંદર લીન કરે છે તે શાંતરસથી પૂર્ણ સહજ સુખામૃતને સર્વકાળ પીવે છે.

(૧૭) શ્રી નાગસેનમુનિ તત્ત્વાનુશાસનમાં કહે છેઃ—

तदेवानुभवंश्चायमेकाग्र्यं परमृच्छति ।
तथात्माधीनमानंदमेति वाचामगोचरं ॥ १७० ॥

જે કોઈ પોતાના આત્માનો અનુભવ કરતાં પરમ એકાગ્ર ભાવને પ્રાપ્ત કરી લે છે તે વચનથી અગોચર સ્વાધીન સહજ આનંદને પામે છે.

न मुह्यति न संशेते न स्वार्थानध्यवस्यति ।
न रज्यते न च द्वेष्टि किंतु स्वस्थः प्रतिक्षणं ॥ २३७ ॥

त्रिकालविषयं ज्ञेयमात्मानं च यथास्थितं ।
जानन् पश्यंश्च निःशेषमुदास्ते स तदा प्रभुः ॥ २३८ ॥

अनंतज्ञानदृग्वीर्यवैतृष्ण्यमयमव्ययं ।
सुखं चानुभवत्येष तत्रातींद्रियमच्युतः ॥ २३९ ॥

ननु चाक्षैस्तदर्थानामनुभोक्तुः सुखं भवेत् ।
अतीन्द्रियेषु मुक्तेषु मोक्षे तत्कीदृशं सुखं ॥ २४० ॥

इति चेन्मन्यसे मोहात्तन्न श्रेयो मतं यतः ।
नाद्यापि वत्स त्वं वेत्सि स्वरूपं सुखदुःखयोः ॥ २४१ ॥

आत्मायत्तं निराबाधमतींद्रियमनश्वरं ।
घातिकर्मक्षयोद्भूतं यत्तन्मोक्षसुखं विदुः ॥ २४२ ॥

यत्तु सांसारिकं सौख्यं रागात्मकमशाश्वतं ।
स्वपरद्रव्यसंभूतं तृष्णासंतापकारणं ॥ २४३ ॥

मोहद्रोहमदक्रोधमायालोभनिबंधनं ।
दुःखकारणं बंधस्य हेतुत्वाद्दुःखमेव तत् ॥ २४४ ॥

तन्मोहस्यैव माहात्म्यं विषयेभ्योऽपि यत् सुखं ।
यत्पटोलमपि स्वादु श्लेष्मणस्तद्विजृंभितं ॥ २४५ ॥

यदत्र चक्रिणां सौख्यं यच्च स्वर्गे दिवौकसां ।
कलयापि न तत्तुल्यं सुखस्य परमात्मनां ॥ २४६ ॥

શુદ્ધ દશામાં આ આત્મા નથી મોહ કરતો, નથી સંશય કરતો, નથી જ્ઞેય પદાર્થોમાં ભ્રમભાવ રાખતો, નથી રાગ કરતો કે નથી દ્વેષ કરતો, પરંતુ પ્રતિસમય પોતાના સ્વરૂપમાં લીન રહે છે. ત્રણે કાળના સર્વ જાણવા યોગ્ય પદાર્થોને તથા પોતાને પણ તથારૂપ જાણે છે, દેખે છે ત્યારે તે પ્રભુ ઉદાસીન વીતરાગ બની રહે છે.

અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત વીર્ય અને તૃષ્ણાના અભાવ સ્વરૂપ, અવિનાશી, અતીન્દ્રિય તથા અવ્યય સહજસુખનો તે અચ્યુત ભગવાન અનુભવ કરતા રહે છે, ઇંદ્રિયોથી પદાર્થોને ભોગવવાથી તો સુખ હોઈ શકે છે પરંતુ મોક્ષમાં જ્યાં ઇંદ્રિયોનો અભાવ હોવાથી કેવી રીતે સુખ હોઈ શકે? તું એમ માનતો હોય તો તે યોગ્ય નથી. હે વત્સ! હજુ તું સુખ તથા દુઃખના સ્વરૂપને જાણતો નથી. મોક્ષનું સહજ સુખ સ્વાધીન છે, બાધારહિત છે, ઇંદ્રિયાતીત છે, અવિનાશી છે અને ચાર ઘાતિ કર્મોના ક્ષયથી ઉત્પન્ન છે. જે સંસારનું સુખ છે તે રાગરૂપ છે, ક્ષણિક છે, પોતાના અને પર પદાર્થના આધારે હોય છે અને તૃષ્ણાના તાપને વધારનાર છે, મોહ, દ્વેષ, મદ, ક્રોધ, માયા, લોભનું કારણ છે અને તેથી દુઃખરૂપી ફળ આપનાર કર્મબંધનું કારણ છે તેથી તે દુઃખરૂપ જ છે. વિષયોથી સુખ થાય છે એ કલ્પના તે માત્ર મોહનો જ મહિમા છે. જેમ કફના રોગીને કડવાં પટોલ પણ સ્વાદિષ્ટ લાગે છે. ચક્રવર્તી રાજાનું સુખ અને સ્વર્ગના દેવોનું સુખ આ પરમાત્માના સહજસુખની કિંચિત્ પણ તુલના કરી શકતું નથી..

(૧૮) શ્રી પાત્રકેશરી મુનિ પાત્રકેશરીસ્તોત્રમાં કહે છેઃ—

परैः कृपणदेवकैः स्वयमसत्सुखैः प्रार्थ्यते ।
सुखं युवतिसेवनादिपरसन्निधिप्रत्ययम् ॥
त्वया तु परमात्मना न परतो यतस्ते सुखं ।
व्यपेतपरिणामकं निरुपमं ध्रुवं स्वात्मजं ॥ २८ ॥

અન્ય જે યથાર્થ દેવ નથી, જેને સાચું સુખ પ્રાપ્ત નથી તે પરપદાર્થથી ઉત્પન્ન સ્ત્રીસેવનાદિક સુખની આકાંક્ષા રાખે છે પરંતુ આપ તો પરમાત્મા છો, પરપદાર્થથી ઉત્પન્ન સુખ આપને નથી, આપનું સહજસુખ પલટાય નહિ એવું, સ્વાધીન, અવિનાશી અને નિરુપમ છે.

(૧૯) શ્રી દેવસેનાચાર્ય તત્ત્વસારમાં કહે છેઃ—

जा किंचिवि चलइ मणो झाणे जोइस्स गहिय जोयस्स ।
ताव ण परमाणंदो उप्पज्जइ परमसोक्खयरो ॥ ६० ॥

ધ્યાનને વિષે જ્યાં સુધી યોગી-ધ્યાનીનું મન ચંચળ છે ત્યાં સુધી તે પરમ સહજ સુખકારી પરમાનંદને લાભ મેળવી શકતો નથી.

(૨૦) શ્રી યોગેન્દ્રાચાર્ય યોગસારમાં કહે છે:—

जो णिम्मल अप्पा मुणइ वयसंजमुसंजुत्तु ।
तउ लहु पावइ सिद्ध सुहु इउ जिणणाहह वुत्तु ॥ ३० ॥

જે કોઈ વ્રત, સંયમથી યુક્ત થઈ નિર્મળ આત્માને ધ્યાવે છે તે શીઘ્ર સહજસુખને પામે છે એમ જિનેદ્રભગવાને કહ્યું છે.

अप्पय अप्पु मुणंतयहं किण्णेहा फलु होइ ।
केवलणाणु विपरिणवइ सासय सुक्खु लहेइ ॥ ६१ ॥

આત્માદ્વારા પોતાના આત્માનું મનન કરવાથી અપૂર્વ ફળ કેમ ન થાય? કેવળજ્ઞાન પ્રગટે છે; અવિનાશી સહજસુખ પ્રાપ્ત થાય છે.

सागारु वि णागारुहु वि जो अप्पाणि वसेइ ।
सो पावइ लहु सिद्धसुहु जिणवरु एम भणेइ ॥ ६४ ॥

ગૃહસ્થ હોય કે સાધુ હોય પણ જે કોઈ આત્મામાં રમણ કરશે તે શીઘ્ર સહજ સિદ્ધ સુખને પામશે એમ જિનેદ્રભગવાને કહ્યું છે.

जो सम्मत्तपहाणु वुहु सो तयलोय पहाणु ।
केवलणाण वि सह लहइ सासयसुक्खणिहाणु ॥ ९० ॥

જે જ્ઞાની વિશેષતાથી (પ્રધાનપણે) સમ્યક્દર્શનવંત છે, તે ત્રણે લોકમા પ્રધાન છે; તે જ અવિનાશી સહજસુખના ભંડારરૂપ કેવળજ્ઞાનને પામી શકશે.

जो समसुक्खणिलीणं वुहु पुण पुण अप्प मुणेइ ।
कम्मक्खउ करि सो वि फुडु लहु णिव्वाण लहेइ ॥ ९२ ॥

જે બુદ્ધિમાન સહજ સમ સુખમાં લીન થઈ વારંવાર આત્માનું ધ્યાન કરે છે તે કર્મનો ક્ષય કરી શીઘ્ર નિર્વાણને પામે છે.

जो अप्पा सुद्ध वि मुणई असुइसरीरविभिण्णु ।
सो जाणइ सच्छइ सयलु सासयसुक्खहलीणु ।। ९४ ।।

જે આ અપવિત્ર શરીરથી ભિન્ન શુદ્ધ આત્માનો અનુભવ કરે છે તે સર્વ શાસ્ત્રોને જાણે છે તથા તે અવિનાશી સહજ સુખમાં લીન છે.

वज्जिय सयलवियप्पयहं परमसमाहि लहंति ।
जं वेदहि साणंद फुडु सो सिवसुक्ख भणंति ।। ९६ ।।

જે સર્વ સંકલ્પવિકલ્પથી રહિત થઈ પરમ સમાધિને પામે છે તે જે સહજ સુખને વેદે છે તેને મોક્ષસુખ કહ્યું છે.

(૨૧) શ્રી અમિતગતિ આચાર્ય તત્ત્વભાવનામાં કહે છે:—

सर्वज्ञः सर्वदर्शी भवमरणजरातंकशोकव्यतीतो ।
लब्धात्मीयस्वभावः क्षतसकलमलः शश्वदात्मानपायः ।।
दक्षैः संकोचिताक्षैर्भवमृतिचकितैर्लोकयात्रानपेक्षैः ।
नष्टाबाधात्मनीनस्थिरविशदसुखप्राप्तये चिंतनीयः ।। १२० ।।

જે કોઈ બાધારહિત, આત્મિક, સ્થિર, નિર્મળ સહજસુખને પ્રાપ્ત કરવા ઇચ્છે છે, તે ચતુર પુરુષને ઉચિત છે કે જન્મ મરણથી ભયભીત થઈ, સંસાર પરિભ્રમણથી ઉદાસીન થઈ, ઇંદ્રિયોને સંકોચી તે પરમાત્માનું ચિંતવન કરે કે જે સર્વજ્ઞ છે, સર્વદર્શી છે, જન્મ, મરણ, જરા, રોગ અને શોકથી રહિત છે, પોતાના આત્મસ્વભાવમાં લીન છે, સર્વ મળથી રહિત છે અને સદા અવિનાશી છે.

असिमसिकृषि विद्याशिल्पवाणिज्ययोगैः ।
तनुधनसुतहेतोः कर्म यादृक्करोषि ।।

सकृदपि यदि तादृक् संयमार्थं विधत्से ।
सुखममलमनंतं किं तदा नाश्नुषेऽलम् ॥ ६६ ॥

હે ભવ્ય! જેવો પરિશ્રમ તું શરીરરક્ષા, ધનપ્રાપ્તિ અને પુત્રલાભને માટે અસિ, મસિ, કૃષિ, વિદ્યા, શિલ્પ અને વાણિજ્ય એ છ પ્રકારની આજીવિકાનાં સાધનોમાં ગૂંથાઈને કરે છે તેવો પરિશ્રમ એકવાર પણ સંયમને માટે આદરે તો નિર્મલ, અનંત સહજસુખ કેમ ન ભોગવી શકે? અવશ્ય પરમાનંદને પામીશ.

(૨૨) શ્રી પદ્મનંદિમુનિ ધમ્મરસાયણમા કહે છે:—

अव्वावाहमणंतं जह्मा सोक्खं करेइ जीवाणं ।
तह्मा संकरणामो होइ जिणो णत्थि संदेहो ॥ १२५ ॥

જિનેન્દ્રના સ્વરૂપના ધ્યાનથી જીવોને બાધારહિત અને અનંત સહજસુખ પ્રાપ્ત હોય છે તેથી તે જિનેન્દ્રને "શંકર" ના નામથી સંબોધે છે, તેમાં સંદેહ નથી.

जइ इच्छय परमपयं अव्वावाहं अणोवमं सोक्खं ।
तिहुवणवंदियचलणं णमह जिणंदं पयत्तेण ॥ १३१ ॥

જો તું બાધારહિત, અનુપમ સહજસુખથી પૂર્ણ પરમપદને ઇચ્છે છે તો ત્રણ લોકને વંદનિક જેનાં ચરણ છે એવા જિનેંદ્ર ભગવાનને ભાવપૂર્વક નમસ્કાર કર.

ण वि अत्थि माणुसाणं आदसमुत्थं चिय विषयातीदं ।
अव्वुच्छिण्णं च सुहं अणोवमं जं च सिद्धाणं ॥ १९० ॥

સિદ્ધ ભગવાનને જેવુ આત્માથી ઉત્પન્ન, વિષયોથી રહિત, અનુપમ, અવિનાશી સુખ છે તેવુ સુખ મનુષ્યોને પણ નથી હોતું.

(૨૩) શ્રી કુલભદ્રાચાર્ય સારસમુચ્ચયમાં કહે છે.

कामक्रोधस्तथा मोहस्त्रयोऽप्येते महाद्विपः ।
एतेन निर्जिता यावत्तावत्सौख्यं कुतो नृणाम् ॥ २६ ॥

જ્યાં સુધી મનુષ્યે કામ, ક્રોધ અને મોહ એ ત્રણ શત્રુઓને જીત્યા નથી પણ તેમને વશ પોતે વર્તે છે ત્યાં સુધી સહજસુખ કેવી રીતે મળી શકે?

धर्म एव सदा कार्यो मुक्त्वा व्यापारमन्यतः ।
यः करोति परं सौख्यं यावन्निर्वाणसंगमः ॥ ५८ ॥

પરપદાર્થ ઉપરનો રાગ તજી, સર્વ અન્ય પ્રવૃત્તિ તજી, તારે સદા ધર્મનું પાલન કરવું જોઈએ. તે ધર્મ સહજ ઉત્તમ સુખને આપતો રહે છે અને અંતે મોક્ષનો મેળાપ કરાવે છે

धर्मामृतं सदा पेयं दुःखातंकविनाशनम् ।
यस्मिन् पीते परं सौख्यं जीवानां जायते सदा ॥ ६३ ॥

દુઃખરૂપી રોગને નાશ કરવાવાળા ધર્મરૂપી અમૃતનું પાન સદા કરવું તે પીવાથી સદા જીવોને સહજ અને ઉત્તમ સુખ પ્રગટે છે.

धर्म एव सदा त्राता जीवानां दुःखसंकटात् ।
तस्मात्कुरुत भो यत्नं यत्रानंतसुखप्रदे ॥ ७२ ॥
यत्त्वया न कृतो धर्मः सदा मोक्षसुखावहः ।
प्रसन्नमनसा येन तेन दुःखी भवानीह ॥ ७३ ॥

દુઃખ સંકટોથી જીવની સદા રક્ષા ધર્મ જ કરે છે. તેથી આ અનંતસુખને આપનાર ધર્મમાં પ્રયત્ન કરવો જોઈએ. પ્રસન્ન મન સહિત મોક્ષસુખપ્રદ ધર્મનું સેવન તેં હજુ સુધી કર્યું નથી તેથી તું દુઃખી રહ્યો છે.

इन्द्रियप्रसरं रुद्ध्वा स्वात्मानं वशमानयेत् ।
येन निर्वाणसौख्यस्य भाजनं त्वं प्रपत्स्यसे ॥ १३४ ॥

ઇંદ્રિયોના ફેલાવાને (પ્રવૃત્તિને) રોકી, પોતાના આત્માને પોતાને વશ કરે તો તું અવશ્ય નિર્વાણનું સહજ સુખ પામી શકીશ.

रोपे रोषं परं कृत्वा माने मानं विधाय च ।
संगे संगं परित्यज्य स्वात्माधीनसुखं कुरु ॥ १९१ ॥

ક્રોધ પ્રત્યે બરાબર ક્રોધ કરી, માનથી માનનો તિરસ્કાર કરી પરિગ્રહને વિષે પરિગ્રહને તજી સ્વાધીન સહજસુખને પ્રાપ્ત કર.

आर्तरौद्रपरित्यागाद् धर्मशुक्लसमाश्रयात् ।
जीवः प्राप्नोति निर्वाणमनन्तसुखमच्युतं ॥ २२६ ॥

આર્તધ્યાન ને રૌદ્રધ્યાનનો ત્યાગ કરવાથી અને ધર્મધ્યાન ને શુક્લધ્યાનનો આશ્રય કરવાથી જીવ મોક્ષના અનન્ત અને અવિનાશી સહજસુખને પ્રાપ્ત કરે છે

निर्ममत्वे सदा सौख्यं संसारस्थितिच्छेदनम् ।
जायते परमोत्कृष्टमात्मनः संस्थिते सति ॥ २३५ ॥

સર્વ પરપદાર્થોની મમતા ત્યાગવાથી અને આત્મામાં સ્થિત થવાથી પરમોત્કૃષ્ટ સહજ સુખ પ્રાપ્ત થાય છે જે સંસારની સ્થિતિને છેદી નાખે છે.

प्रज्ञा तथा च मैत्री च समता करुणा क्षमा ।
सम्यक्त्वसहिता सेव्या सिद्धिसौख्यसुखप्रदा ॥ २६७ ॥

સમ્યગ્દર્શનપૂર્વક ભેદવિજ્ઞાન, સર્વ સાથે મૈત્રીભાવ, સમતા, દયાભાવ અને ક્ષમાને સદા સેવવાં જોઈએ. તેથી નિર્વાણનું સહજ સુખ પ્રાપ્ત થશે.

आत्माधीनं तु यत्सौख्यं तत्सौख्यं वर्णितं बुधैः ।
पराधीनं तु यत्सौख्यं दुःखमेव न तत्सुखं ॥ ३०१ ॥

જે આત્માથી ઉત્પન્ન સ્વાધીન સુખ છે તેને જ વિદ્વાનોએ સુખ કહ્યું છે. જે પરાધીન ઇંદ્રિય સુખ છે તે સુખ નથી પણ દુઃખ જ છે.

पराधीनं सुखं कष्टं राज्ञामपि महौजसां ।
तस्मादेतत् समालोच्य आत्मायत्तं सुखं कुरु ॥ ३०२ ॥

મોટા પ્રતાપી રાજાઓનું સુખ પણ પરાધીન અને દુઃખદાયી છે તેથી એવો વિચાર કરી આત્માધીન સહજસુખને પ્રાપ્ત કર.

नो संगाज्जायते सौख्यं मोक्षसाधनमुत्तमम् ।
संगाच्च जायते दुःखं संसारस्य निबन्धनम् ॥ २०४ ॥

મોક્ષના કારણભૂત ઉત્તમ સહજ સુખ પરિગ્રહની મમતાથી ઉત્પન્ન થતું નથી. પરિગ્રહથી તો સંસારના કારણભૂત દુઃખ જ થાય છે.

(૨૪) શ્રી પદ્મનંદી મુનિ સિદ્ધસ્તુતિમાં કહે છે :—

यः केनाप्यतिगाढगाढमभितो दुःखप्रदैः प्रग्रहैः ।
बद्धोऽन्यैश्च नरो रुषा घनतरैरापादमामस्तकं ॥
एकस्मिन् शिथिलेऽपि तत्र मनुते सौख्यं स सिद्धाः पुनः ।
किं न स्युः सुखिनः सदा विरहिता बाह्यान्तरैर्बन्धनैः ॥ ९ ॥

કોઈએ કોઈ એક માણસને ઘણા ગાઢ દુઃખદાયી બંધનોથી ક્રોધમાં આવીને માથાથી પગ સુધી જકડીને બાંધ્યો હોય તેમાંનો એક પણ આટો સહજ શિથિલ થઈ જાય તો તે સુખ માની લે છે. તો પછી સિદ્ધ ભગવાન જે બાહ્યાંતર સર્વ બંધનોથી સદા રહિત છે તે સહજસુખના ભોક્તા કેમ ના હોય? અવશ્ય હોય.

येषां कर्मनिदानजन्यविविधक्षुत्तृण्मुखा व्याधय-
स्तेषामन्नजलादिकौषधिगणस्तच्छान्तये युज्यते ।
सिद्धानान्तु न कर्म तत्कृतरुजो नातः किमन्नादिभि-
र्नित्यात्मोत्थसुखामृताम्बुधिगतास्तृप्तास्त एव ध्रुवम् ॥ ११ ॥

સંસારી જીવોને કર્મોના ઉદયથી ક્ષુધા તૃષા આદિ અનેક રોગ થાય છે, તેની શાંતિને માટે અન્ન, જલ, ઔષધિ આદિનો સંગ્રહ ઘટે છે. સિદ્ધોને તો નથી કર્મ કે નથી કર્મકૃત રોગ. તેથી અન્નાદિકનું તેમને કોઈ પ્રયોજન નથી. તે નિત્ય આત્માધીન સહજ સુખરૂપી સમુદ્રમાં મગ્ન રહેતાં સદા તૃપ્ત રહે છે.

(૨૫) શ્રી પદ્મનંદિ મુનિ ધર્મોપદેશામૃતમાં ઉપદેશે છે:—

ज्ञानज्योतिरुदेति मोहतमसो भेदः समुत्पद्यते ।
सानंदा कृतकृत्यता च सहसा स्वांते समुन्मीलति ॥
यस्यैकस्मृतिमात्रतोपि भगवानत्रैव देहांतरे ।
देवः तिष्ठति मृग्यतां स रभसादन्यत्र किं धावति ॥ १४६ ॥

જ્યારે મોહરૂપી અંધકાર દૂર થઈ જાય છે, જ્ઞાનજ્યોતિનો પ્રકાશ થાય છે, તે સમયે અંતરંગમાં સહજસુખનો અનુભવ થાય છે તથા કૃતકૃત્યપણું ઝલકે છે. જેના સ્મરણ માત્રથી જ એ જ્ઞાનજ્યોતિ પ્રગટે છે, તે ભગવાન આત્મદેવ તારા દેહ દેવળમાં બિરાજે છે. તો તારા પિંડમાં તું શીઘ્ર તેની ખોજ કર, બહાર ક્યાં દોડી રહ્યો છે?

भिन्नोऽहं वपुषो बहिर्मलकृतान्नानाविकल्पौघतः ।
शब्दादेश्च चिदेकमूर्तिरमलः शांतः सदानंदभाक् ॥
इत्यास्था स्थिरचेतसो दृढतरं साम्यादनारंभिणः ।
संसाराद्भयमस्ति किं यदि तदप्यन्यत्रः कः प्रत्ययः ॥१४८॥

આ મળના બનેલા બાહ્ય શરીરથી હું ભિન્ન છું. મનના વિકલ્પોથી પણ ભિન્ન છું, શબ્દાદિથી ભિન્ન છું, હું એક ચેતનામૂર્તિ છું, નિર્મળ છું, શાંત છું, સદા સહજસુખનો ધરનાર છું. જેના ચિત્તમાં એવી શ્રદ્ધા હોય, જે શાંત હોય, આરંભ રહિત હોય એને સંસારથી શું ભય હોય? તો પછી બીજા ભયનું કોઈ કારણ નથી.

सतताभ्यस्तभोगानामप्यसत्सुखमात्मजम् ।
अप्यपूर्वं सदित्यास्था चित्ते यस्य स तत्त्ववित् ॥ १५० ॥

તે તત્ત્વજ્ઞાની છે કે જેના ચિત્તમાં એવી શ્રદ્ધા છે કે નિરંતર અભ્યાસમાં આવતુ ઇંદ્રિય ભોગોનું સુખ અસત્ય છે અને આત્માથી ઉત્પન્ન સ્વાધીન સહજસુખ અપૂર્વ છે. સત્ છે.

(૩૬) શ્રી પદ્મનંદિમુનિ એકત્વ સપ્તતિમાં કહે છે.

सम्यग्दृग्बोधचारित्रं त्रितयं मुक्तिकारणम् ।
मुक्तावेव सुखं तेन तत्र यत्नो विधीयताम् ॥ १३ ॥

સમ્યગ્યદર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ ત્રણની એકતા એ મુક્તિનો માર્ગ છે. મોક્ષમાં જ અનંત સહજસુખ છે. તેથી મોક્ષને માટે પ્રયત્ન કરવો જોઈએ.

अजमेकं परं शान्तं सर्वोपाधिविवर्जितम् ।
आत्मानमात्मना ज्ञात्वा तिष्ठेदात्मनि यः स्थिरः ॥ १८ ॥
स एवामृतमार्गस्थः स एवामृतमश्नुते ।
स एवार्हन् जगन्नाथः स एव प्रभुरीश्वरः ॥ १९ ॥

જે કોઈ જન્મરહિત, એકસ્વરૂપ, ઉત્કૃષ્ટ, શાંત અને સર્વ રાગાદિ ઉપાધિઓ રહિત આત્માને આત્માદ્વારા જાણી આત્મામાં સ્થિર થાય છે તે સહજાનંદમય મોક્ષમાર્ગે ચાલનાર છે, તે જ સહજાનંદમય અમૃતને પીવે છે; અનુભવે છે; તે જ અર્હંત્ છે, તે જ જગતનો નાથ છે, તે જ પ્રભુ છે, તે જ ઈશ્વર છે.

केवलज्ञानदृक्सौख्यस्वभावं तत्परं महः ।
तत्र ज्ञाने न किं ज्ञातं दृष्टे दृष्टं श्रुते श्रुतम् ॥ २० ॥

તે ઉત્કૃષ્ટ આત્મા, તે કેવળ જ્ઞાન, કેવળ દર્શન અને સહજ આનંદ સ્વભાવવંત છે. જેણે તે આત્માને જાણ્યો તેણે શું ના જાણ્યું? જેણે તે આત્માને જોયો તેણે શું ના જોયું? જેણે તે આત્માને શ્રવણ કર્યો તેણે શું ના શ્રવણ કર્યું? અર્થાત્ સર્વ જાણ્યું, દેખ્યું અને શ્રવણ કર્યું છે.

अक्षयस्याक्षयानन्दमहाफलभरश्रियः ।
तदेवैकं परं बीजं निःश्रेयसलसत्तरोः ॥ ५० ॥

આ જ્ઞાનાનંદમય આત્મા જ અવિનાશી અને અનંત સહજ સુખરૂપી મહાફળને આપનાર મોક્ષરૂપી વૃક્ષનું બીજ છે.

शुद्धं यदेव चैतन्यं तदेवाहं न संशयः ।
कल्पनयानयाप्येतद्धीनमानन्दमन्दिरम् ॥ ५२ ॥

જે શુદ્ધ ચૈતન્ય છે તે જ હું છું એમાં જરાય સંશય નથી. આ કલ્પનાથી પણ રહિત તે સહજ આનંદનું મંદિર છે.

साम्यं सद्बोधनिर्माणं शश्वदानन्दमन्दिरम् ।
साम्यं शुद्धात्मनो रूपं द्वारं मोक्षैकसद्मनः ॥ ६७ ॥

સમતા ભાવ સમ્યગ્જ્ઞાનનું નિર્માણ-આપનાર છે. સમતા ભાવ શાશ્વત સહજાનંદનું મંદિર છે. સમતા ભાવ શુદ્ધાત્માનું સ્વરૂપ છે. સમતા ભાવ મુક્તિમહેલનું એક દ્વાર છે.

(૨૭) શ્રી શુભચંદ્રાચાર્ય જ્ઞાનાર્ણવમાં લખે છે:—

अत्यक्षं विषयातीतं निरौपम्यं स्वभावजम् ।
अविच्छिन्नं सुखं यत्र स मोक्षः परिपठ्यते ॥ ४-८ ॥

જ્યાં અતીંદ્રિય, ઇંદ્રિયોના વિષયોથી રહિત, અનુપમ, સ્વાભાવિક, અવિનાશી સહજસુખ છે તે મોક્ષ કહેવાય છે.

नित्यानन्दमयं शुद्धं चित्स्वरुपं सनातनम् ।
पश्यत्यात्मनि परं ज्योतिरद्वितीयमनव्ययम ॥ ३५-१८ ॥

હું નિત્ય સહજાનંદમય છું, શુદ્ધ છું, ચૈતન્યસ્વરૂપ છું, સનાતન છું, પરમોત્કૃષ્ટ જ્યોતિ સ્વરૂપ છું, અનુપમ છું, અવિનાશી છું, એમ જ્ઞાની પોતાના અંતરમાં પોતાને દેખે છે.

यत्सुखं वीतरागस्य मुनेः प्रशमपूर्वकम् ।
न तस्यानन्तभागोऽपि प्राप्यते त्रिदशेश्वरैः ॥ ३-२१ ॥

વીતરાગી મુનિને પ્રસન્ન ભાવપૂર્વક જે સહજસુખ હોય છે તેના અનંતમા ભાગનું સુખ પણ ઇંદ્રોને હોતું નથી.

स कोऽपि परमानन्दो वीतरागस्य जायते ।
येन लोकत्रयैश्वर्यमप्यचिन्त्यं तृणायते ॥ १८-१३ ॥

વીતરાગી મહાત્માને એવો કોઈ પરમાનંદ પ્રગટે છે કે જેના આગળ ત્રણે લોકનું અચિંત્ય ઐશ્વર્ય તૃણસમાન ભાસે છે.

तस्यैवाविचलं सौख्यं तस्यैव पदमव्ययम् ।
तस्यैव बंधविश्लेषः समत्वं यस्य योगिनः ॥ १८–२४ ॥

જે યોગીને સમભાવ છે તેને નિશ્ચલ સહજસુખ છે, તેને જ અવિનાશી પદ પ્રાપ્ત હોય છે, અને તેના જ બંધનો નાશ હોય છે.

अनन्तवीर्यविज्ञानदृगानन्दात्मकोऽप्यहम् ।
किं न प्रोन्मूलयाम्यद्य प्रतिपक्षविषद्रुमम् ॥ १३–३१ ॥

હું અનંત વીર્ય, અનંત જ્ઞાન, અનંત દર્શન અને અનંત સુખ સ્વરૂપ છું. મારા પ્રતિપક્ષી કર્મરૂપી વિષવૃક્ષને હું આજે જ જડમૂળથી કેમ ના ઉખેડી નાંખું ?

यदक्षविषयरूपं मद्रूपात्तद्विलक्षणम् ।
आनन्दनिर्भरं रुपमन्तर्ज्योतिर्मयं मम ॥ ६४–३२ ॥

જે જે પદાર્થો ઇંદ્રિયોના વિષય છે તે મારા આત્માના સ્વભાવથી વિલક્ષણ–જુદા છે. મારો સ્વભાવ તો સહજાનંદથી પૂર્ણ અંતર્જ્ઞાન જ્યોતિમય છે.

अतींद्रियमनिर्देश्यममूर्तं कल्पनाच्युतम ।
चिदानंदमयं विद्धि स्वस्मिन्नात्मानमात्मना ॥ ९९–३२ ॥

હે આત્મન્ ! તું આત્માને આત્મામાં આત્માથી જાણ કે હું અતીંદ્રિય છુ, વચનથી કહેવા યોગ્ય નથી, અમૂર્તિક છું, કલ્પનાથી રહિત છું, અને ચિદાનંદમય છું.

निष्कलः करणातीतो निर्विकल्पो निरञ्जनः ।
अनंतवीर्यतापन्नो नित्यानन्दाभिनन्दितः ॥ ७३–४२ ॥

સિદ્ધાત્મા શરીર રહિત છે, ઇંદ્રિયોથી રહિત છે, વિકલ્પથી રહિત છે, કર્મજાળના અંજનથી રહિત છે, અનંત વીર્યવંત છે અને નિત્ય સહજાનંદમાં મગ્ન છે.

(૨૮) શ્રી જ્ઞાનભૂષણભટ્ટારક 'તત્ત્વજ્ઞાન તરંગિણી'માં કહે છે :—

स कोपि परमानंदश्चिद्रूपध्यानतो भवेत् ।
तदंशोपि न जायेत त्रिजगत्स्वामिनामपि ॥ ४२ ॥

શુદ્ધ ચૈતન્ય સ્વરૂપના ધ્યાનથી કોઈ એવો સહજ પરમાનંદ હોય છે કે તેનો અંશ પણ ઇંદ્રાદિને પ્રાપ્ત હોતો નથી.

ये याता यांति यास्यंति योगिनः शिवसंपदः ।
समासाध्यैव चिद्रूपं शुद्धमानंदमंदिरं ॥ १६-२ ॥

જે જે યોગી મુક્તિ સંપદાને પામ્યા છે, પામે છે અને પામશે તેમાં શુદ્ધ સહજાનંદ સ્વરૂપ ચિદ્રૂપની સમ્યક્ પ્રકારે સાધના એ મુખ્ય કારણ છે.

चिद्रूप केवलः शुद्ध आनंदात्मेत्यहं स्मरे ।
मुक्त्यै सर्वज्ञोपदेशः श्लोकार्द्धेन निरूपितः ॥ २२-३ ॥

'હુ ચૈતન્યસ્વરૂપ છું, કેવળ–અસહાય છું, શુદ્ધ છું, સહજાનદમય છું એવું સ્મરણ કરું છું;' મુક્તિને માટે સર્વજ્ઞ ભગવાનનો જે ઉપદેશ છે તે અર્ધા શ્લોકમા કહ્યો.

सर्वेषामपि कार्याणां शुद्धचिद्रूपचिंतनं ।
सुखसाध्यं निजाधीनत्वादीहामुत्र सौख्यकृत ॥ १६-४ ॥

સર્વ કાર્યોમાં શુદ્ધચિદ્રૂપનું ચિંતવન સુખથી સાધ્ય છે કારણ કે તે પોતાને આધીન છે અને આ લોક અને પરલોક બંનેમાં સહજ સુખ આપનાર છે.

विषयानुभवे दुःखं व्याकुलत्वात् सतां भवेत् ।
निराकुलत्वतः शुद्धचिद्रूपानुभवे सुखं ॥ १९-४ ॥

પ્રાણીઓને વિષયો ભોગવવામાં દુઃખ હોય છે કારણ કે તેમાં વ્યાકુલતા છે. પરંતુ શુદ્ધ ચિદ્રૂપના અનુભવમાં સુખ હોય છે કારણ ત્યાં નિરાકુલપણું છે.

चिद्रूपोऽहं स मे तस्मात्तं पश्यामि सुखी ततः ।
भवक्षितिर्हितं मुक्तिर्निर्यासोऽयं जिनागमे ॥ ११-६ ॥

હું શુદ્ધ ચિદ્રૂપ છું, તે મારું સ્વરૂપ છે તેથી તેને હું જોઉં છું, અને તેથી હું સહજ સુખ પ્રાપ્ત કરું છું. જિનાગમનો સાર પણ એ છે કે શુદ્ધ ચિદ્રૂપના ધ્યાનથી સંસારનો નાશ અને હિતકારી મુક્તિની પ્રાપ્તિ હોય છે.

चिद्रूपे केवले शुद्धे नित्यानंदमये यदा ।
स्वे तिष्ठति तदा स्वस्थं कथ्यते परमार्थतः ॥ १२-६ ॥

કેવળ, શુદ્ધ, નિત્ય સહજાનંદમય ચિદ્રૂપસ્વરૂપ પોતાના સ્વભાવમાં સ્થિર થાય ત્યારે નિશ્ચયથી તેને સ્વસ્થ કહેવાય છે.

नात्मध्यानात्परं सौख्यं नात्मध्यानात्परं तपः ।
नात्मध्यानात्परो मोक्षपथः क्वापि कदाचन ॥ ५-८ ॥

આત્મધ્યાનથી વિશેષ ઉત્કૃષ્ટ કોઈ અન્ય સુખ નથી, આત્મધ્યાનથી ઉત્કૃષ્ટ કોઈ અન્ય તપ નથી, આત્મધ્યાનથી ઉત્કૃષ્ટ કોઈ વખત કોઈ સ્થાને અન્ય કોઈ મોક્ષમાર્ગ નથી.

रंजने परिणामः स्याद्विभावो हि चिदात्मनि ।
निराकुले स्वभावः स्यात्तं विना नास्ति सत्सुखं ॥ ८-१५ ॥

(અશુદ્ધ) ચિદાત્માનાં રંજન થવા રૂપ પરિણામને વિભાવ કહે છે (આકુલતા સહિત રાગાદિ પરિણામ તે આત્માના વિભાવ પરિણામ છે.) પરંતુ જે આકુલતા રહિત શુદ્ધ ચિદ્રૂપમાં ભાવ-પરિણામ થાય તે સ્વભાવ છે. તે સ્વભાવમાં લીનતા થયા સિવાય સાચું સહજ સુખ મળી શકતું નથી.

बाह्यसंगतिसंगस्य त्यागे चेन्मे परं सुखं ।
अंतः संगतिसंगस्य भवेत् किं न ततोऽधिकं ॥ ११-१६ ॥

બાહ્ય સ્ત્રી પુત્રાદિકની સંગતિને ત્યાગવાથી જ્યારે સુખ મને

મળે છે તો અંતરંગ સર્વ રાગાદિ અને વિકલ્પોને ત્યાગવાથી તેથી પણ વિશેષ સહજસુખ કેમ ન મળે?

बहून् वरान् मया भुक्तं सविकल्पं सुखं ततः ।
तन्नापूर्वं निर्विकल्पे सुखेऽस्तीहा ततो मम ।। १०-१७ ।।

મેં ઘણીવાર વિકલ્પમય સાંસારિક સુખો તો ભોગવ્યાં છે તે કોઈ અપૂર્વ નથી. તેથી હવે તે સુખની તૃષ્ણા ત્યાગી મારી ઇચ્છા નિર્વિકલ્પ સહજ સુખ પામવાની છે.

ज्ञेयज्ञानं सरागेण चेतसा दुःखमंगिनः ।
निश्चयश्च विरागेण चेतसा सुखमेव तत् ।। ११-१७ ।।

રાગ ભાવપૂર્વક ચિત્તથી જે પદાર્થો જાણ્યા જાય છે તેથી પ્રાણીઓને આકુલતા રૂપ દુઃખ થાય છે. પરંતુ વીતરાગ ભાવપૂર્વક જો પદાર્થો જાણ્યા જાય તો તે જ સહજસુખ છે. એ નિશ્ચય છે.

चिंता दुखं सुखं शांतिस्तस्या एतत्प्रतीयते ।
तच्छांतिर्जायते शुद्धचिद्रूपे लयतोऽचला ।। १२-१७ ।।

ચિંતા એ દુઃખ છે, શાંતિ એ સુખ છે એ વાત જે શાંતિના અનુભવથી પ્રતીતિમાં આવે છે તે નિશ્ચળ શાંતિ, જ્યારે શુદ્ધચિદ્રૂપમાં લીનતા પ્રાપ્ત થશે, ત્યારે મળશે.

यो रागादिविनिर्मुक्तः पदार्थानखिलानपि ।
जानन्निराकुलत्वं यत्तात्त्विकं तस्य तत्सुखं ।। १७-१७ ।।

જે કોઈ રાગાદિ ત્યાગી સર્વે પદાર્થોને જાણે છે તેને નિરાકુલતા રહે છે અને તેને જ તે તત્ત્વસ્વરૂપ સાચું સહજસુખ પ્રાપ્ત થાય છે.

युगपज्जायते कर्ममोचनं तात्त्विकं सुखं ।
लयाच्च शुद्धचिद्रूपे निर्विकल्पस्य योगिनः ।। ५-१८ ।।

જે યોગી સંકલ્પ વિકલ્પ તજી શુદ્ધ ચિદ્રૂપમાં લીન થાય છે તેને એક સાથે જ સાચું સહજસુખ અને કર્મની નિર્જરા હોય છે.

(૨૯) પં૦ બનારસીદાસજીના બનારસી વિલાસમાંથી :—

સવૈયા ૩૧

લય રૂપાતીત લાગી પુણ્યપાપ ભ્રાંતિ ભાગી,
સહજ સ્વભાવ મોહસેનાબલ ભેદકી;
જ્ઞાનકી લબધિ પાઈ આતમલબધિ આઈ,
તેજ પુંજ કાંતિ જાગી ઉમગ આનન્દકી;
રાહુકે વિમાન બઢેં કલા પ્રગટત પૂર,
હોત જગજોત જૈસે પૂનમકે ચંદકી,
બનારસીદાસ ઐસે આઠ કર્મ ભ્રમભેદ,
સકતિ સંભાળ દેખી રાજા ચિદાનંદકી. ૧૪

(જ્ઞાનબાવની)

અમૂર્તિક આત્મામાં લીનતા થઈ, પુણ્ય અને પાપ એ બંનેનું યથાર્થ સ્વરૂપ જાણવાથી ભ્રાંતિ દૂર થઈ અને મોહસેનાના બળને ભેદી સહજ સ્વભાવ પ્રગટ્યો. સમ્યગ્જ્ઞાન અને સમ્યક્દર્શન પ્રાપ્ત થતાં પરમ દેદીપ્યમાન જ્યોતિના પ્રકાશથી આનંદનો ઉલ્લાસ થઈ રહ્યો. રાહુના વિમાનના દૂર ખસવાથી જેમ પૂર્ણિમાના ચંદ્રની કળા પૂર્ણપણે પ્રગટ થઈ શીત તેજ ઝગઝગી રહે છે, તેમ બનારસીદાસ કહે છે કે, આઠ કર્મના ભ્રમને ભેદી—તજી, સાવધાન થઈ ચિદાનંદ રાજાની શક્તિ અમે દેખી છે, અનુભવ કર્યો છે.

(૩૦) પં૦ બનારસીદાસજીના નાટક સમયસારમાંથી :—

કવિત્ત.

જબ ચેતન સંભારિ નિજ પૌરુષ, નિરખે નિજ દગસોં નિજમર્મ,
તબ સુખરૂપ વિમળ અવિનાશિક, જાંને જગત શિરોમણિ ધર્મ;
અનુભવ કરૈ શુદ્ધ ચેતનકો, રમે સ્વભાવ વમે સબ કર્મ;
ઇહિ વિધિ સધે મુક્તિકો મારગ, અરુ સમીપ આવૈ શિવ શર્મ.

ગા. ૫. અ૦૨,

જ્યારે ચેતન પોતાના વીર્યને (પુરુષાર્થને) પ્રગટ કરી નિજ શુદ્ધાત્મ જ્ઞાનદષ્ટિથી પોતાના મર્મને (અનંત જ્ઞાનાદિ ચૈતન્યશક્તિ) જુએ છે ત્યારે તે સુખરૂપ, નિર્મળ, અવિનાશી અને જગતશિરોમણિ એવા ધર્મ (આત્મધર્મ) ને જાણે છે. તે શુદ્ધ ચૈતન્યનો અનુભવ કરે છે, સ્વભાવમાં રમણતા કરે છે અને સર્વ કર્મને દૂર કરે છે. આ પ્રકારે તે મુક્તિમાર્ગની સાધના કરે છે તેથી તેને સહજ મુક્તિ સુખ શીઘ્ર પ્રાપ્ત થાય છે.

## સવૈયા ૩૩

રાગ વિરોધ ઉદૈ જબલોં તબલોં, યહ જીવ મૃષા મગ ધાવે,
જ્ઞાન જગ્યો જબ ચેતનકો તબ, કર્મદશા પર રૂપ કહાવે;
કર્મ વિલક્ષ કરે અનુભૌ તહાં, મોહ મિથ્યાત્વ પ્રવેશ ન પાવે,
મોહ ગયે ઉપજે સુખ કેવલ, સિદ્ધ ભયો જગમાંહિ ન આવે.

ગા. ૫૮ અ૦ ૧૦

જ્યાં સુધી અનંતાનુબંધી રાગ અને દ્વેષનો ઉદય છે ત્યાં સુધી જીવ મિથ્યા માર્ગમાં દોડ કરે છે. આત્માનું ઓળખાણ થવાથી જ્યારે ભેદ-વિજ્ઞાન પ્રગટે છે ત્યારે રાગદ્વેષ જનિત કર્મદશાને પરપુદ્ગલરૂપ સમજે છે. કર્મથી ભિન્ન–વિલક્ષણ એવા આત્માનો અનુભવ કરે છે ત્યાં મોહ અને મિથ્યાત્વ પ્રવેશ પામતાં નથી. મોહના ક્ષયથી કેવળ જ્ઞાન–માત્ર સહજસુખ પ્રગટે છે અને જીવ સિદ્ધિ થાય છે. પુનઃ આ સંસારમાં આવતો નથી.

## છપ્પઈ:

જીવ કર્મ સંયોગ, સહજ મિથ્યાત્વસ્વરૂપ ધર,
　　રાગ દ્વેષ પરણુતિ પ્રભાવ, જાને ન આપ પાર
તમ મિથ્યાત્વ મિટિ ગયે, ભયે સમકિત ઉદ્યોત શશિ,
　　રાગ દ્વેષ કછુ વસ્તુ નાહિ, છિન માહિ ગયે નશિ,

અનુભવ અભ્યાસ સુખ રાશિ રમિ, ભયો નિપુણ તારણતરણ,
પૂરણ પ્રકાશ નિહચલ નિરખિ, બનારસી વંદત ચરણ.
ગા. ૫૯. અ. ૧૦

અનાદિ કાળથી જીવને કર્મનો સંયોગ છે તેથી જીવ સહજે મિથ્યાત્વ-અજ્ઞાનસ્વરૂપને ધારે છે. રાગ અને દ્વેષભાવની પરિણતિથી પોતાના અને પરના સ્વરૂપને-ભેદને જાણતો નથી. જ્યારે મિથ્યાત્વ-રૂપી અંધકાર વિલય થાય છે ત્યારે સમ્યક્ત્વરૂપી ચંદ્રમાનો ઉદય થાય છે. તે જ્ઞાન પ્રકાશથી રાગદ્વેષ એ કંઈ આત્મ પદાર્થ નથી એમ જાણે છે અને ક્ષણમા રાગદ્વેષ નાશ પામે છે. આત્માનુભવના અભ્યાસ-રૂપ સહજસુખમાં રમણતા કરે છે તેથી આત્મા તે જ પૂર્ણ પર-માત્મા તરણતારણ થાય છે. પરમાત્માનું એવું નિશ્ચલસ્વરૂપ જ્ઞાનથી જાણી બનારસીદાસ તેના (આત્માના) ચરણોમા વદના કરે છે.

છપ્પઈ:

પ્રગટ ભેદવિજ્ઞાન, આપગુણ પરગુણ જાને,
પર પરણતિ પરિત્યાગ, શુદ્ધ અનુભૌ થિતિ ઠાને,
કરિ અનુભૌ અભ્યાસ, સહજ સવર પરકાસે,
આશ્રવદ્વાર નિરોધી, કર્મઘન તિમિર વિનાસે;
ક્ષય કરિ વિભાવ સમભાવ ભજિ, નિરવિકલ્પ નિજ પદ ગહે,
નિર્મલ વિશુદ્ધ શાશ્વત સુથિર, પરમ અતીંદ્રિય સુખ લહે.
ગા. ૧૧ અ૦ ૬

ભેદ વિજ્ઞાનના પ્રગટપણાથી પ્રત્યક્ષ આત્મા અને પર-દેહાદિક પુદ્ગલ-ના સ્વરૂપને જાણે છે. પરપદાર્થમાં મમતારૂપ પર પરિણતિને પરિહરી શુદ્ધાત્માનુભવમાં સ્થિત થાય છે. શુદ્ધાત્માનુભવના અભ્યાસથી સહજ સ્વભાવરૂપ સંવર પ્રગટે છે. સંવર પ્રગટવાથી આશ્રવના સર્વ દ્વાર-મિથ્યાત્વ, અવિરતિ, કષાય, પ્રમાદ અને યોગ-એનો નિરોધ કરે છે અને કર્મરૂપી વાદળાના અંધકારનો વિનાશ થાય છે. રાગાદિ

વિભાવ ભાવને ક્ષય કરી, શુદ્ધાત્મરૂપ સમભાવને ભજી, સંકલ્પ વિકલ્પથી રહિત એવા નિજઆત્મપદને ગ્રહણ કરે છે, તેથી કર્મમળથી રહિત નિર્મળ, વિશુદ્ધ, અવિનાશી, સ્થિર પરમ અતીંદ્રિય સહજસુખને અનુભવે છે.

### સવૈયા ૨૩

શુદ્ધ સુછંદ અભેદ અબાધિત, ભેદ વિજ્ઞાન સુ તીછન આરા,
અંતર ભેદ સ્વભાવ વિભાવ, કરે જડ ચેતનરૂપ દુફારા;
સો જિન્હકે ઉરમેં ઉપજ્યો, ના રુચે તિન્હકો પરસંગ સહારા;
આતમકો અનુભૌ કરિતે, હરખે પરખે પરમાતમ ધારા.

ગા. ૩ અ૦ ૬

પર સ્વભાવ રહિત શુદ્ધ, સ્વસ્વરૂપ પ્રદર્શક-સ્વાધીન, અન્ય રૂપથી રહિત અભેદ, પ્રમાણ અને નયથી અબાધિત-અખંડિત એવા ભેદ વિજ્ઞાનરૂપી તીક્ષ્ણ કરવતથી અંતરંગમા સ્વભાવ અને વિભાવને ભિન્ન જાણે છે, જડ અને ચેતનના એકરૂપ સંયોગથી બે ફાડ કરે છે, ભિન્ન ભિન્ન કરે છે; એવું ભેદવિજ્ઞાન જેના અંતરમા પ્રગટે છે તેને પર દેહાદિ જડ પદાર્થોનો સંગ ગમતો નથી. તે તો શુદ્ધાત્માનુભવથી સહજસુખ-આનંદને અનુભવે છે અને પરમાત્માના સ્વરૂપને ઓળખે છે.

(૩૧) પં૦ દ્યાનતરાયજીના દ્યાનતવિલાસમાથી :—

### છપ્પય

જીવ ચેતનાસહિત, આપગુન પરગુન જાનૈ,
પુગ્ગલ દ્રવ્ય અચેત, આપ પર કછુ ન પિછાનૈ;
જીવ અમૂરતિવંત મૂરતિ પુદ્ગલ કહિયૈ,
જીવ જ્ઞાનમયભાવ, ભાવ જડ પુદ્ગલ લહિયે;
યહ ભેદજ્ઞાન પરગટ ભયૌ, જો પર તજી અનુભૌ કરૈ,
સો પરમ અતીંદ્રી સુખ સુધા, ભુંજત ભૌસાગર તિરૈ. ૮૩

જીવ ચૈતન્ય સ્વરૂપવંત છે, સ્વ અને પરના સ્વરૂપને જાણે છે. પુદ્ગલ તો ચેતનારહિત જડ છે, સ્વ અને પરને જાણવાની શક્તિ એનામાં નથી જીવ અમૂર્તિક છે, પુદ્ગલ મૂર્તિક છે. જીવના ભાવો–પરિણામ જ્ઞાનમય છે, પુદ્ગલના ભાવો જ્ઞાનરહિત જડમય છે. એ પ્રકારનું ભેદવિજ્ઞાન જેને પ્રગટે છે તે પરભાવને પરિહરી, નિજ શુદ્ધાત્મનો અનુભવ કરે છે. તે અનુભવી પરમ અતીંદ્રિય સહજ સુખામૃતને ભોગવે છે અને આ ભવસાગરને તરી જાય છે.

યહ અસુદ્ધ મૈં સુદ્ધ, દેહ પરમાન અખંડિત,
અસંખ્યાત પરદેસ, નિત્ય નિરભૈ મૈ પંડિત;
એક અમૂરતિ નિર ઉપાધિ, મેરો છય નાંહિ,
ગુન અનંતજ્ઞાનાદિ, સર્વ તે હૈં મુઝમાંહિ;
મૈં અતુલ અચલ ચેતન વિમલ, સુખ અનંત મોમૈં લસૈં,
જબ ઇસ પ્રકાર ભાવત નિપુન, સિદ્ધખેત સહજૈં બસૈં. ૮૪

આ સર્વ અશુદ્ધ છે, હું તો શુદ્ધ છું. દેહ પ્રમાણ છું, અખંડિત છું, અસંખ્યાત પ્રદેશમય છું; નિત્ય છું, નિર્ભય છું, પંડિત–જ્ઞાનવંત છું, એક છું, અમૂર્તિક છું, સર્વ કર્મ ઉપાધિથી રહિત છું, અક્ષય છું, અનંત જ્ઞાનાદિ સર્વ ગુણોથી સંયુક્ત છું, અતુલ્ય છું, અચળ છું, વિમળ ચૈતન્યમય છું. અનંત સહજ સુખનો ધારી છું. આ પ્રકારે જ્યારે નિપુણ પુરુષ ચિંતવન કરે છે ત્યારે તે સહજમાં સિદ્ધક્ષેત્રને વિષે સ્થિતિ કરે છે.

સુનહુ હંસ યહ સીખ, સીખ માનૌ સદ્ગુરુકી,
ગુરુકી આન ન લોપિ, લોપિ મિથ્યામતિ ઉરકી;
ઉરકી સમતા ગહૌ, ગહૌ આતમ અનુભૌ સુખ,
સુખ સરુપ થિર રહૈ જગમેં ઉદાસ રુખ;
રુખ કરૌ નહીં તુમ વિષયપર, પર તજિ પરમાતમ સુનહુ,
સુનહુ ન અજીવ જડ નાંહિ નિજ, નિજ આતમ વર્ન્નન સુનહુ. ૮૮

હે આત્મન્ ! આ શિખામણ શ્રવણ કર. સદ્ગુરુની શિક્ષા-બોધ અવધાર, સદ્ગુરુની આજ્ઞાનો લોપ ના કર, હૃદયની અનાદિની મિથ્યામતિનો ત્યાગ કર, અંતરમાં સમભાવને ધારણ કર, આત્માનુભવના સહજસુખને પ્રાપ્ત કર, તે સુખસ્વરૂપ આત્મામાં સ્થિર થા. આ સંસારમાં ઉદાસીનતા રાખ, ઇન્દ્રિયોના વિષય પ્રતિ પ્રીતિ ના કર, પરપદાર્થોની મમતા તજ, પરમાત્માના સ્વરૂપનું ચિંતવન કર, અજીવ પદાર્થોમાં સ્વની માન્યતા ના કર, જડ-પુદ્ગલ તે પોતાના-આત્માના નથી એમ જાણ, અને નિજશુદ્ધાત્માના સ્વરૂપવર્ણનનું શ્રવણ કર.

ભજત દેવ અરહંત, હંત મિથ્યાત મોહકર,
કરત સુગુરુ પરનામ, નામ જિન જપત સુમન ધર;
ધરમ દયાજુત લખત, લખત નિજરૂપ અમલપદ,
પરમભાવ ગહિ રહત, રહત હુવ દુષ્ટ અષ્ટ મદ;
મદનબલ ઘટત સમતા પ્રગટ, પ્રગટ અભય મમતા તજત,
તજત ન સુભાવ નિજ અપર તજ, તજ સુદુઃખ સિવસુખ ભજત. ૮૯

હે ભવ્ય ! રાગ, દ્વેષ અને મોહ કરાવનાર મિથ્યાત્વને હણનાર દેવ અરિહંતની ભક્તિ કર, સદ્ગુરુને નમસ્કાર કર, મનને નિશ્ચળ કરી જિનેશ્વરના નામનો જપ કર, દયાયુક્ત ધર્મને સાચો ધર્મ જાણ, સર્વ કર્મ મળથી રહિત-અમલ-નિજ આત્મ સ્વરૂપને જાણ, શુદ્ધ આત્મ સ્વભાવરૂપ પરમભાવને ગ્રહણ કરી; આત્મસ્થિરતા કર દુષ્ટ દુઃખદાયી આઠ મદને ત્યાગ, કામના બળનો નાશ કરી સમતાને પ્રગટ કરી, મમતાને મૂકી દઈ નિર્ભય થા, નિજ સ્વભાવનો ત્યાગ ના કર, પર-સ્વભાવને તજ, સંસારના દુઃખોથી રહિત થા અને મુક્તિના સહજ સુખનો અનુભવ કર.

લહત ભેદવિજ્ઞાન, જ્ઞાનમય જીવ સુજાનત;
જાનત પુદ્ગલ અન્ય, અન્યસૌં નાતૌ ભાનત.
ભાનત મિથ્યા તિમિર, તિમિર જાસમ નહિં કોઇ
કોઇ વિકલપ નાહિં, નાહિં દુવિધા જસ હોઇ;

હોઈ અનંત સુખ પ્રગટ જબ, જબ પ્રાની નિજપદ ગહત,
ગહત ન મમત લખિ ગેય સબ, સબ જગ તજિ સિવપુર લહત. ૯૦

ભેદ વિજ્ઞાનની પ્રાપ્તિથી, જીવને સમ્યક્ પ્રકારે જ્ઞાનમય જાણે છે, પુદ્‌ગલને આત્માથી અન્ય જ્ઞાનરહિત જાણે છે. ભિન્નરૂપ પુદ્‌ગલ સાથે માત્ર સંયોગ સંબંધ થયો છે તેની મમતા તોડે છે. જેના સમાન કોઈ અંધકાર નથી એવા મિથ્યાત્વરૂપ અંધકારનો નાશ કરે છે. આત્મામાં કંઈ સંકલ્પવિકલ્પ નથી; તેમ ત્યાં કોઈ અન્ય દુઃખ નથી; આત્મા જ્યારે નિજપદને ગ્રહણ કરે છે ત્યારે અનંત સહજસુખ પ્રગટ હોય છે. આ જગતના સર્વ પદાર્થોને જ્ઞેયરૂપ જાણી—તેની મમતા—મારાપણાની માન્યતા તજે છે, અને આ સંસારને ત્યાગી મુક્તિનગરને પ્રાપ્ત થાય છે.

## કુંડલિયો

જો જાનૈ સો જીવ હૈ, જો માનૈ સો જીવ,
જો દેખૈ સો જીવ હૈ, જીવૈ જીવ સદીવ;
જીવૈ જીવ સદીવ; પીવ અનુભૌરસ પ્રાની,
આનદકંદ સુવંદ, ચંદ પૂરન સુખદાની;
જો જો દીસૈ દર્વ, સર્વ છિનભંગુર સો સો
સુખ કહિ સકૈ ન કોઈ, હોઈ જાકૌં જાનૈ જો.

જે જાણે છે તે જીવ છે. જે માને છે તે જીવ છે. જે દેખે છે તે જીવ છે. જે નિરંતર પ્રાણોથી જીવે છે તે જીવ છે. જીવ શાશ્વત છે. હે પ્રાણી! પૂર્ણિમાના પૂર્ણચંદ્ર સમાન સુખપ્રદ અને સહજ આનંદનો સમૂહ; નમસ્કાર યોગ્ય એવા શુદ્ધાત્માના અનુભવરસનું પાન કર. જે આ પર પદાર્થો દેખાય છે તે સર્વ ક્ષણભંગુર છે. તે કોઈ પણ આત્માનુભવ સુખને કહી શકે એમ નથી. સહજસુખ જેનું હોય તે જાણે છે. આત્મા સહજસુખમય છે. તેજ તે સહજસુખને અનુભવે છે, જાણે છે.

દ્યાનત ચક્રી જુગલિયે, ભવનપતિ પાતાલ,
સુર્ગ ઇંદ્ર અહમિંદ્ર સબ, અધિક અધિક સુખ ભાલ;
અધિક અધિક સુખભાલ, કાલ તિહું નંત ગુનાકર,
એક સમૈ સુખ સિદ્ધ, રિદ્ધ પરમાતમપદ ધર;
સો નિહચૈ તૂ આપ, પાપબિન ક્યોં ન પિછાનત,
દરસ ગ્યાન થિર થાય, આપમૈં આપ સુ દ્યાનત. ૧૧

દ્યાનતરાય કહે છે કે, ચક્રવર્તી, જુગલિયા, ભવનવાસી, પાતાલવાસી, સ્વર્ગના ઇંદ્ર, અહમિંદ્ર એ બધા એક એકથી વિશેષ વિશેષ સુખી છે. તે સર્વેના ત્રણે કાળના સુખને અનંતગણું કરીએ તો પરમાત્માપદની રિદ્ધિને ધારણ કરતા સિદ્ધ ભગવાનના માત્ર એક સમયના સુખ સમાન થાય. તું એ સિદ્ધસમાન નિશ્ચયથી છું, છતાં તે નિર્દોષ સ્વરૂપને તું કેમ ઓળખતો નથી? દ્યાનતરાય કહે છે કે અક્ષય, અનંત દર્શન-અનંત જ્ઞાનસ્વરૂપ તારા આત્મામાં તું તારા આત્માને સ્થિર કર. તેનો અનુભવ કર, તે રૂપ થઈ તું શુદ્ધ સ્વરૂપમા નિરંતર રમણતા કર.

છપ્પઈ :

ગ્યાનરૂપ ચિદ્રૂપ, ભૂપ સિવરૂપ અનુપમ,
રિદ્ધ સિદ્ધ નિજ વૃદ્ધ, સહજ સમૃદ્ધ સિદ્ધ સમ;
અમલ અચલ અવિકલ્પ, અજલ્પ, અનલ્પ સુખાકર;
સુદ્ધ બુદ્ધ અવિરુદ્ધ સુગન-ગન-મનિ-રત્નાકર;
ઉતપાત-નાસ-ધ્રુવ સાધ સત, સત્તા દરવ સુ એકહી,
દ્યાનત આનંદ અનુભૌ દસા, બાત કહનકી હૈ નહીં. ૩

આત્મા જ્ઞાનમય છે, ચેતનસ્વરૂપ છે, અનુપમ મુક્તિસ્વરૂપનો સ્વામી છે, આત્મા રિદ્ધિસિદ્ધિથી પૂર્ણ છે, સિદ્ધસમાન સહજ સુખાદિસમૃદ્ધિથી સંપૂર્ણ છે, કર્મમલરહિત, અચલ, વિકલ્પરહિત, અવાચ્ય, અત્યંત સુખનો ભંડાર છે, શુદ્ધ, બોધમય, અબાધિત,

સમ્યક્ગુણોના સમૂહરૂપ રત્નોનો સમુદ્ર છે, ઉત્પાત વ્યય ધ્રુવમય સત્ છે, નિજ દ્રવ્ય સત્તાથી અભિન્ન છે, એ આત્માની સહજાનંદ અનુભવ દશા. એ વચનથી કહેવાની વાત નથી, વચન અગોચર છે.

ભોગ રોગસે દેખિ, જોગ ઉપયોગ બઢાયૌ,
આન ભાવ દુખ દાન, ગ્યાનકૌં ધ્યાન લગાયૌ;
સકલપ વિકલપ અલપ, બહુત સબ હી તજિ દીનૈં,
આનદકંદ સુભાવ, પરમ સમતારસ ભીનૈં;
દ્યાનત અનાદિ ભ્રમવાસના, નાસ કુવિદ્યા મિટ ગઈ,
અંતર બાહર નિરમલ ફટક, ઝટક દશા ઐસી ભઈ. ૧૦

ભોગોને રોગ જેવા જાણ્યા, મન, વચન અને કાયાના યોગમાંથી ઉપયોગ ખસેડી આત્મયોગમાં ઉપયોગ જોડયો, અન્ય પરભાવને દુઃખદાયક જાણ્યા અને જ્ઞાન (આત્મા)માં એકાગ્રતા કરી. સંકલ્પ વિકલ્પ, ન્યૂનાધિકત્વ એ સર્વેનો ત્યાગ કર્યો. આનંદસમૂહ પરમ સમતા રસ સ્વભાવમાં લીન થયો. દ્યાનતરાય કહે છે કે તેથી અનાદિની ભ્રમ વાસના વિલય પામી, અવિદ્યા દૂર થઈ, અને ક્ષણમાં બાહ્યાંતરે શુદ્ધ સ્ફટિક સમાન નિર્મળ દશા પ્રગટી.

## સવૈયા ૨૩

લોગનિસૌં મિલનૌં હમકૌં દુઃખ, સાહનિસૌં મિલનૌં દુઃખભારી;
ભૂપતિસૌં મિલનૌં મરનૈં સમ, એક દસા મોહિ લાગત પ્યારી;
ચાહકી દાહ જલૈં જિય મૂરખ, બે-પરવાહ મહા સુખકારી,
દ્યાનત યાહીતેં ગ્યાનિ અવંછક, કર્મકી ચાલ સબૈ જિન ટારી ૨૭

લોકોને મળવું એ દુઃખદાયી છે, શાહુકારને મળવું તેથી વધારે દુઃખદાયી છે, અને ભૂપતિને મળવું તે મરણ સમાન છે. મને તો એકદશા—એકાંત આત્મદશામાં બહુ પ્રેમ છે. મૂર્ખ જીવો તૃષ્ણાની અગ્નિમાં બળ્યા કરે છે; પણ ઉદાસીનતા મહા સુખકારી છે. દ્યાનતરાય

કહે છે કે તેથી બંધાય તેવા માર્ગ જેણે દૂર કર્યા છે એવા જ્ઞાની પુરુષો અવંછક—ઇચ્છારહિત હોય છે.

(૩૨) ભૈયા ભગવતીદાસ, બ્રહ્મવિલાસમાં કહે છે:—

### સવૈયા ૩૧ સા

ભૌથિતિ નિકંદ હોય કર્મબંધ મંદ હોય,
પ્રગટૈ પ્રકાશ નિજ આનંદકે કંદકો;
હિતકો દઢાવ હોય બિનૈકો બઢાવ હોય,
ઉપજૈ અંકૂર જ્ઞાન દ્વિતીયા કે ચંદકો;
સુગતિ નિવાસ હોય દુર્ગતિકો નાશ હોય,
અપને ઉછાહ દાહ કરૈ મોહફંદકો;
સુખ ભરપૂર હોય દોષ દુઃખ દૂર હોય,
યાતૈ ગુણવૃંદ કહેં સમ્યક્ સુછંદકો. ગા. ૮

(પુણ્યપચીસિકા)

ભવસ્થિતિનો અંત હોય છે, કર્મનો બંધ અતિ અલ્પ હોય છે. નિજાત્માના સહજાનંદના સમૂહનો પ્રકાશ પ્રગટ હોય છે. આત્મહિતની દઢતા હોય છે. વિનયની વૃદ્ધિ હોય છે. બીજના ચંદ્રસમાન સમ્યક્ (બીજ) જ્ઞાનના અંશો પ્રગટ હોય છે. મરણ પછી દેવાદિ શુભ ગતિમાં ઊપજવું હોય છે. નરકાદિ દુર્ગતિનો નાશ હોય છે, નિજાત્માનો ઉલ્લાસભાવ મોહના ફંદને બાળી નાખે છે, સહજસુખથી પરિપૂર્ણ હોય છે. રાગદ્વેષાદિ તથા દુઃખો દૂર હોય છે. તેથી સમ્યક્ત્વના પ્રગટપણાને ગુણોનો સમૂહ કહે છે.

### સવૈયા ૨૩ સા

ચેતન ઐસેમેં ચેતત ક્યોં નહિ, આય બની સબહી વિધિ નીકી,
હૈ નરદેહ યે આરજ ખેત, જિનંદકી બાનિ સુ બૂંદ અમીકી;

તામેં જુ આપ ગહો થિરતા તુમ, તૌ પ્રગટૈ મહિમા સબ જીકી.
જામેં નિવાસ મહાસુખવાસ સુ, આય મિલૈ પતિયા શિવતીકી. ૨૩
પુણ્યપચિસિકા.

બધી રીતે સારી અનુકૂળ વિધિ સાપડી છે છતાં હે ચેતન! તું કેમ ચેતતો નથી? મનુષ્યભવ, આર્યક્ષેત્ર, અમૃતસમાન શ્રી જિનેશ્વરની વાણીનુ શ્રવણુ તને મળ્યુ છે. તેમાં જો તું સ્થિરતા પ્રાપ્ત કરે તો આત્માનો સર્વ મહિમા પ્રગટે એ આત્માનુભવની સ્થિરતામાં નિવાસ તે મહાન્ સહજસુખમા વાસ છે, કે જેથી મુક્તિરૂપી રમણી આવી મળે છે, મોક્ષલક્ષ્મીના પતિપણાને તું પ્રાપ્ત થાય છે.

## ક્રૂમલતા છંદ:

ઇક બાત કહૂ શિવનાયકજી, તુમ લાયક ઠૌર, કહાં અટકે?
યહ કૌન વિચક્ષન રીતિ ગહી, વિનુ દેખહિ અક્ષનસેં ભટકે;
અજહૂં ગુણ માનો તૌ શીખ કહૂં, તુમ ખોલત કયોં ન પટૈ ઘટકે,
ચિનમૂરતિ આપુ વિરાજત હૈ, તિન સૂરત દેખે સુધા ગટકે. ૧૦
શતઅષ્ટોત્તરી;

હે મુક્તિના સ્વામી! એક વાત તમને કહું, તમે મુક્તિ માટે યોગ્ય છતાં કયા સ્થાનકે અટકી રહ્યા છો? તમે એવી કઈ વિચક્ષણ રીતિ ગ્રહી છે કે જોયા વગર જ ઇંદ્રિયોના વિષયો પાછળ મોહથી ભટકો છો. હજુ જો મારું કહેવુ હિતકારી છે એમ માનો તો શિખામણ આપું છું કે તમે હૃદયનો પટ કેમ ખોલતા નથી? જુઓ તો ખરા, અંતરમા ચૈતન્યમૂર્તિ આત્મા બિરાજે છે તેના સ્વરૂપને નિહાળી સહજસુખરૂપી સત્ય સુધાનું પાન કરી શકશો.

## સવૈયા ૨૩

જાહી દિન જાહી છિન અંતર સુબુદ્ધિ લસી,
તાહી પલ તાહી સમૈં જોતિસી જગતિ હૈ,

હોત હૈં ઉદ્યોત તહાં તિમિર વિલાઈ જાતુ,
આપાપર ભેદ લખિ ઊરધવ ગતિ હૈ;
નિર્મલ અતીન્દ્રી જ્ઞાન દેખિ રાય ચિદાનંદ,
સુખકો નિધાન યાકે માયાં ન જગતિ હૈ,
જૈસો શિવખેત તૈસો દેહમેં વિરાજમાન,
ઐસો લખિ સુમતિ સ્વભાવમે પગતિ હૈ. ૩૪

(શતઅષ્ટોત્તરીઃ)

જે દિવસે જે ક્ષણે અંતરમા સુબુદ્ધિ પ્રગટે તે પળે તે સમયે જ્ઞાનરૂપી સૂર્યની જ્યોતિ પ્રકાશે છે જ્યા જ્ઞાનજ્યોતિનો ઉદય થયો ત્યા અજ્ઞાનરૂપી અધકાર વિલય પામે છે, તથા આત્મા અને પરપુદ્ગલના ભિન્નત્વને જાણે છે, અને જીવ ઉચ્ચ દશાને પામે છે. ચિદાનંદ રાજા નિર્મળ, અતીંદ્રિય જ્ઞાનને જાણે છે, તે સહજસુખનો ભડાર છે. ત્યાં માયાનો પ્રવેશ નથી. જેવો સિદ્ધક્ષેત્રમા સિદ્ધાત્મા છે તેવો જ આ દેહમાં બિરાજમાન આત્મદેવ છે એવુ જાણી સુમતિ —સમ્યક્જ્ઞાનવત—નિજ શુદ્ધાત્મા સ્વભાવમા લીન થાય છે.

કવિત.

નિશદિન ધ્યાન કરો નિહચૈ સુજ્ઞાન કરો,
કર્મકો નિદાન કરો આવે નાહિ ફેરિકૈં,
મિથ્યામતિ નાશ કરો સમ્યક્ ઉજાસ કરો,
ધર્મકો પ્રકાશ કરો શુદ્ધ દૃષ્ટિ હેરિકૈં,
બ્રહ્મકો વિલાસ કરો, આતમનિવાસ કરો,
દેવ સબ દાસ કરો મહા મોહ જેરિકૈ,
અનુભૌ અભ્યાસ કરો થિરતામેં વાસ કરો,
મોક્ષસુખ રાસ કરો કહૂં તોહિ ટેરિકૈ. ૯૪

(શતઅષ્ટોત્તરી.)

રાતદિવસ આત્મધ્યાન ધરો. નિશ્ચયથી સમ્યક્જ્ઞાન પ્રગટાવો. કર્મનો ક્ષય કરો કે જેથી પુનઃ બંધાય નહિ. શુદ્ધ દૃષ્ટિ ગ્રહણ કરી મિથ્યામતિનો નાશ કરો. સમ્યક્ત્વનો પ્રકાશ કરો. શુદ્ધાત્મ દૃષ્ટિમાં પ્રીતિ કરી આત્મધર્મ પ્રગટ કરો. આત્મબ્રહ્મમાં રમણુતા કરો. આત્મામાં જ વાસ કરો, મહા મોહને વશ કરી સર્વે દેવોના પૂજ્ય દેવ બનો. શુદ્ધાત્માનુભવનો અભ્યાસ કરો. આત્મસંયમમાં સ્થિર થાઓ. મોક્ષ સુખની રમણુતા કરો. હે આત્મન્! હું તને પોકારી પોકારી કહું છું.

તેરો હી સ્વભાવ ચિનમૂરતિ બિરાજિતુ હૈ,
તેરો હી સ્વભાવ સુખસાગરમેં લહિયે,
તેરો હી સ્વભાવ જ્ઞાન દરસનહૂ રાજતુ હૈ,
તેરો હી સ્વભાવ ધ્રુવ ચારિતમેં કહિયે;
તેરો હી સ્વભાવ અવિનાશી સદા દીસતુ હૈ,
તેરો હી સ્વભાવ પરભાવમેં ન ગહિયે;
તેરો હી સ્વભાવ સબ આન લસૈ બ્રહ્મમાહિ,
યાતેં તોહિ જગતકો ઈસ સરદહિયે. ૧

(કુટકર–કવિતા.)

તારો જ સ્વભાવ ચૈતન્યની મૂર્તિરૂપે વિરાજે છે, તારો જ સ્વભાવ સહજ સુખસાગર સ્વરૂપ છે, તારો જ સ્વભાવ જ્ઞાન અને દર્શનરૂપે શોભે છે, તારો જ સ્વભાવ સ્થિર અખંડિત ચારિત્રમાં છે. તારો જ સ્વભાવ શાશ્વત અવિનાશી દેખાય છે. તારો જ સ્વભાવ પરપુદ્ગલમાં મળતો નથી. તારો જ સ્વભાવ છે કે વિશ્વના સર્વ અન્ય પદાર્થો તારા કેવળ જ્ઞાનમાં ઝળકે છે. તેથી અમે તને આ જગતનો ઈશ્વર શ્રદ્ધીએ છીએ, માનીએ છીએ.

સવૈયા ૩૧.

નેકુ રાગ દ્વેષ જીત ભયે વીતરાગ તુમ,
તીનલોક પૂજ્યપદ યેહિ ત્યાગ પાયો હૈ,

યહ તો અનૂઠી બાત તુમ હી બતાય દેહુ,
જાની હમ અબહીં સુચિત્ત લલચાયો હૈ;
તનિકહૂ કષ્ટ નાહિં પાઇયે અનંત સુખ,
અપને સહજમાહિં આપ ઠહરાયો હૈ,
યામેં કહા લાગત હૈ, પરસંગ ત્યાગતહી,
જારિ દીજે ભ્રમ શુદ્ધ આપહી કહાયો હૈ. ૩
મિથ્યાત્વવિધ્વંસન ચતુર્દશી.

સારી પેઠે રાગદ્વેષને જીતી આપ વીતરાગ થયા અને એ ત્યાગનું ફળ ત્રણ લોકનુ પૂજ્યપણું આપ પામ્યા. આ તો એક આશ્ચર્યકારી અનેરી વાત આપ જ બતાવી દેશો એમ જાણી મારું મન હમણાં જ લલચાય છે. એમાં લેશ પણ કષ્ટ નથી. તથા અનંત સહજસુખ પ્રાપ્ત થાય છે. પોતાના જ સહજ–સ્વાભાવિક સ્વરૂપમાં સ્વયં સ્થિર થવાય તો એમાં શુ કિંમતાદિ લાગે છે? જ્યાં પરપદાર્થનો સંગ ત્યાગે અને મિથ્યા ભ્રમને દૂર કરે કે પોતે જ શુદ્ધ કહેવાય છે, હોય છે.

મોહકે નિવારેં રાગદ્વેષહૂ નિવારેં જાહિં,
રાગદ્વેષ ટારેં મોહ નેક હૂ ન પાઇયે,
કર્મકી ઉપાધિકે નિવારિવેકો પેંચ યહૈ,
જડકે ઉખારેં વૃક્ષ કૈસે ઠહરાઇયે,
ડાર પાત ફળ ફૂલ સવૈ કુમ્હલાય જાય,
કર્મનકે વૃક્ષનકો ઐસે કે નસાઇયે;
તબૈ હોય ચિદાનંદ પ્રગટ પ્રકાશરૂપ,
વિલસૈ અનન્તસુખ સિદ્ધમે કહાઇયે. ૮
મિથ્યાત્વવિધ્વસનચતુર્દશી.

મોહનું નિવારણ કરવાથી રાગદ્વેષનું નિવારણ થાય છે. રાગદ્વેષ જવાથી જરાપણ મોહ રહેતો નથી. કર્મની ઉપાધિ દૂર કરવા માટે એ સારી યુક્તિ છે. જડમૂળથી ઉખેડી નાંખવાથી વૃક્ષ કેવી રીતે

ઊભું રહે? ડાળીઓ, પાન, ફળ અને ફૂલ સર્વે કરમાઈ જાય; તે પ્રકારે કર્મરૂપી વૃક્ષનો નાશ કરીએ, ત્યારે ચિદાનંદ પ્રત્યક્ષ પ્રકાશે છે અને સિદ્ધક્ષેત્રમાં અનંત સહજસુખ અનુભવે છે.

કવિત :

સિદ્ધકી સમાન હૈ વિરાજમાન ચિદાનંદ,
    તાહીકો નિહાર નિજરૂપ માન લીજિયે,
કર્મકો કલંક અંગ પંક જ્યાં પખાર હર્યો,
    ધાર નિજરૂપ પરભાવ ત્યાગ દીજિયે;
થિરતાકે સુખકો અભ્યાસ કીજે રૈન દીજિયે;
    અનુભૌ કે રસકો સુધાર ભલે પીજિયે,
જ્ઞાનકો પ્રકાશ ભાસ મિત્રકી સમાન દીસૈ,
    ચિત્ર જ્યોં નિહાર ચિત્ત ધ્યાન ઐસો કીજિયે. ૩

સિદ્ધચતુર્દશી.

જ્યોતિ સ્વરૂપ ચિદાનંદાત્મા સિદ્ધ સમાન છે, એમ તેને દેખી તેવુંજ તારું પોતાનું સ્વરૂપ માની લેજે. ન્હાવાથી શરીરનો મેલ જેમ દૂર થાય છે તેમ કર્મના કલંકને ધોઈ નાખ; નિજસ્વરૂપ ગ્રહણ કરી પરભાવને ત્યાગી દૂર કર. રાતદિવસ આત્મસ્થિરતાના સુખનો અભ્યાસ કર અને અનુભવરસનું નિરંતર પાન કર. જ્ઞાનજ્યોતિનો પ્રકાશ મોક્ષનો માર્ગ બતાવનાર મિત્ર સમાન જણાય છે. ચિત્તમાં ધ્યાનની એકાગ્રતા એવી કર કે જાણે ચિત્ત ચિત્ર-પ્રતિમા સમાન સ્થિર થઈ જાય.

છપ્પઈ :

અષ્ટ કર્મ તેં રહિત, સહિત નિજ જ્ઞાન પ્રાણધર,
ચિદાનંદ ભગવાન, બસત તિહૂં લોક શીસ પર;
વિલસત સુખજુ અનત, સંત તાકો નિત ધ્યાવહિ,
વેદહિ તાહિ સમાન, આયુ ઘટ માંહિ લખાવહિ.

હમ ધ્યાન કરહિ નિર્મલ નિરખી, ગુણુ અનંત પ્રગટહિં સરવ;
તસ પદ ત્રિકાલ વદંત ભવિક, શુદ્ધ સિદ્ધ આતમ દરવ. ૭

સિદ્ધચતુર્દશી.

આઠ કર્મથી રહિત, પોતાના જ્ઞાનપ્રાણુને ધારવા સહિત ચિદાનંદ ભગવાન ત્રણે લોકના શિખરે બિરાજે છે તે જે અનંત સહજસુખને અનુભવે છે, તે સુખનું સંતપુરુષો નિત્ય ધ્યાન કરે છે અને જ્યાં સુધી દેહનું આયુષ્ય છે ત્યા સુધી તે સુખસમાન અનુભવ સુખ વેદે છે. અમે ધ્યાન કરીએ છીએ, નિર્મળાત્માને જોઈએ છીએ અને તેથી સર્વે અનંત ગુણો પ્રગટે છે. તે શુદ્ધ, સિદ્ધસમાન આત્મદ્રવ્યરૂપ મહાપદને ભવિકજન ત્રિકાળ વંદના કરે છે.

છપ્પઈ.

રાગ દ્વેષ અરુ મોહિ, નાહિ નિજ માહિ નિરખત,
દર્શન જ્ઞાન ચરિત્ર, શુદ્ધ આતમરસ ચખત;
પરદ્રવ્યનસો ભિન્ન, ચિન્હ ચેતનપદ મંડિત,
વેદત સિદ્ધ સમાન, શુદ્ધ નિજ રૂપ અખંડિત.
સુખ અનત જિહિ પદ વસત, સો નિહચૈ સમ્યક્ મહત;
'ભૈયા' સુવિચક્ષન ભવિકજન, શ્રીજિનંદ ઇહિ વિધિ કહત. ૧૪

(જિનધર્મ પચીસિકા.)

આત્મામાં જોતાં રાગ, દ્વેષ અને મોહ જણાતા નથી, દર્શન, જ્ઞાન અને ચારિત્રમય નિજ શુદ્ધાત્મ રસનો સ્વાદ આવે છે. પર દ્રવ્યથી ભિન્ન, ચેતન લક્ષણે વિરાજિત, સિદ્ધ સમાન, નિજ અખં-ડિત શુદ્ધ સ્વરૂપનો અનુભવ થાય છે, ભૈયા ભગવતિદાસ કહે છે કે, હે સુવિચક્ષણુ ભવિક જન! શ્રી જિનેંદ્ર ભગવાન એમ કહે છે કે, જે પદમા અનત સહજસુખ રહેલુ છે તે નિશ્ચયથી સાચું મહાન પદ છે

જૈનધર્મ પરસાદ, જીવ મિથ્યામતિ ખડે,
જૈનધર્મ પરસાદ, પ્રકૃતિ ઉર સાત વિહંડે;

જૈનધર્મ પરસાદ, દ્રવ્યષટકો પહિચાનૈ,
જૈનધર્મ પરસાદ, આપ પરકો ધ્રુવ ઠાનૈ.
જૈનધર્મ પરસાદ લહિ, નિજસ્વરૂપ અનુભવ કરૈ;
'ભૈયા' અનંત સુખ ભોગવૈ, જૈન ધર્મ જો મન ધરૈ ૨૧
જૈનધર્મ પરસાદ, જીવ સબ કર્મ ખપાવૈ,
જૈનધર્મ પરસાદ, જીવ પંચમિ ગતિ પાવૈ;
જૈનધર્મ પરસાદ, બહુરિ ભવમેં નહિ આવૈ,
જૈનધર્મ પરસાદ, આપ પરબ્રહ્મ કહાવૈ.
શ્રી જૈનધર્મ પ્રસાદતૈં, સુખ અનંત વિલસંત ધ્રુવ;
સો જૈનધર્મ જયવંત જગ, ભૈયા જિહં ઘટ પ્રગટ હુવ; ૨૨
(જૈનધર્મ પચીસિકા.)

વીતરાગ ધર્મના પ્રસાદ-પ્રભાવથી જીવ મિથ્યામતિનો નાશ કરે છે, અનંતાનુબંધી ચાર અને દર્શન મોહની ત્રણ એ સાત પ્રકૃતિને હૃદયમાંથી દૂર કરે છે, છ દ્રવ્યને ઓળખે છે, પોતાના અને પરના સ્વરૂપને નિશ્ચયપણે જાણે છે. વીતરાગ ધર્મના પ્રસાદથી નિજ શુદ્ધ સ્વરૂપનો અનુભવ કરે છે. ભગવતિદાસ કહે છે કે હે ભાઈ! જે વીતરાગ ધર્મને ચિત્તને વિષે અવધારે છે તે અનંત સહજ સુખને ભોગવે છે.

વીતરાગ ધર્મના પ્રસાદથી જીવ સર્વ કર્મોનો ક્ષય કરે છે; પંચમ મોક્ષ ગતિને પામે છે. પુનઃ સંસારમાં જન્મતો નથી અને પોતે જ પરબ્રહ્મ કહેવાય છે. ભગવતિદાસ કહે છે કે, જેના વડે અંતરમાં આત્મસ્વરૂપ પ્રગટ થાય છે એ વીતરાગ ધર્મ આ જગતમાં જયવંત વર્તો.

સવૈયા ૩૧

સુબુદ્ધિ પ્રકાશમેં સુ આતમ વિલાસમેં સુ,
થિરતા અભ્યાસમેં સુજ્ઞાન કો નિવાસ હૈ,

ઊરધકી રીતિમેં જિનેશકી પ્રતીતિમેં સુ,
કર્મનકી જીતમેં અનેક સુખ ભાસ હૈ;
ચિદાનંદ ધ્યાવત હી નિજપદ પાવત હી,
દ્રવ્ય કે લખાવત હી, દેખ્યો સબ પાસ હૈ,
વીતરાગ વાની કહૈ સદા બ્રહ્મ ઐસેં ભાસ,
સુખમેં સદા નિવાસ પૂરન પ્રકાશ હૈ. ૨૪
(સુબુદ્ધિચોવીશી.)

સન્મતિના પ્રકાશમા, આત્માની રમણતામાં, આત્મ સ્થિરતાના અભ્યાસમાં સમ્યક્‌જ્ઞાન રહે છે. ઊંચી દશાની પ્રાપ્તિમાં શ્રી જિનેશ્વરની પ્રતીતિમાં, કર્મોને જીતવામાં અનત સહજસુખ રહેલું છે. ચિદાનંદનું ધ્યાન કરવાથી નિજપદ પમાય છે, દ્રવ્યનું સ્વરૂપ ઓળખાય છે અને તે પોતાનું પોતાની પાસે છે એમ સમજાય છે. એમ વીતરાગ પ્રભુ કહે છે તે પ્રકારે બ્રહ્મરૂપ આત્માનો શાશ્વત અનંત સહજ સુખમા નિવાસ છે, પૂર્ણ સ્વરૂપે તે પ્રકાશમાન છે, એમ સમજ.

## પાંચમો અધ્યાય

### જીવનું એકત્વ

આ સંસારમાં આ જીવને એકલુ ભ્રમણ કરવું પડે છે. દરેક જીવ એકલો જ જન્મે છે, એકલો જ મરે છે. એકલો વૃદ્ધાવસ્થાથી પીડાય છે, એકલો જ રોગી થાય છે. એકલો જ શોકગ્રસ્ત થાય છે, એકલો જ દુ:ખી થાય છે એકલો સુખી થાય છે, એકલો જ પાપ અને પુણ્યકર્મ બાંધે છે અને એકલો જ તેનું સુખદુ:ખ ફળ ભોગવે છે. પોતાની કરણીનો પોતે એકલો જ જવાબદાર છે. જે જીવ જેવો ભાવ

કરે છે તે જીવ તેવાં કર્મ બાંધે છે. કોઈ કોઈને પાપ કે પુણ્ય બંધાવી શકતા નથી કે કોઈ કોઈના પાપ કે પુણ્ય બંધને હરી લે એમ નથી. કોઈના દુઃખને કોઈ લઈ શકતું નથી અને કોઈના સુખને કોઈ છીનવી લઈ શકતું નથી. દુઃખ કે સુખ એ અંતરના ભાવોના આધારે થાય છે. ભાવો પલટાવવા એ પોતાને આધીન છે.

જે કુટુંબમાં કે જે સંયોગમાં કોઈ જન્મે છે તેને તે પોતાના સોબતી માની લે છે પરંતુ તે આ જીવનો સાચો સોબતી બની શકતો નથી. પુત્ર માંદો હોય તો માતાપિતા પાસે બેઠાં છતાં રોગનું દુઃખ તો પુત્રને જ ભોગવવું પડે છે, માતાપિતા ભાગ પડાવી શકતાં નથી. જો કોઈ ભૂખ્યો હોય તો તે પોતે ભોજન કરશે તો તેની ભૂખ મટશે. બીજા કોઈના ખાવાથી આપણી ભૂખ મટી શકતી નથી. કુટુંબમાં પ્રાણીઓનો સંબંધ તે પક્ષીઓના વૃક્ષ ઉપરના રાતવાસા સમાન છે. જેમ સાંજના સમયે ભિન્ન ભિન્ન દિશાઓથી આવી પક્ષીઓ એક વૃક્ષ ઉપર વિસામો લે છે, સવાર સુધી ત્યાં રહે છે પછી દરેક પક્ષી પોતાની ઇચ્છાનુસાર પોતાની ભિન્ન ભિન્ન દિશાઓએ ચાલ્યા જાય છે. તેવી રીતે એક કુટુંબમાં કોઈ જીવ નરકથી, કોઈ જીવ સ્વર્ગથી, કોઈ જીવ તિર્યંચગતિમાથી તો કોઈ જીવ મનુષ્ય ગતિમાંથી આવી જન્મે છે. તે સર્વ પોતપોતાના આયુકાળ પર્યંત રહે છે, જેનું આયુષ્ય પૂર્ણ થાય છે તે સર્વને છોડી ચાલ્યો જાય છે; કોઈ કોઈની પછવાડે મરતું નથી.

પાપ, પુણ્ય અને આયુષ્યકર્મ જીવ જેવું બાંધે છે તે અનુસારે તે જીવ ચારે ગતિમાંથી કોઈ ગતિમાં ચાલ્યો જાય છે. ચાર સગા ભાઈ છે; એક વિશેષ ધર્માત્મા છે તે મરીને દેવ થાય છે; એક સામાન્ય ધર્માત્મા છે તે મરીને મનુષ્ય થાય છે. એક ઓછો પાપી છે તે મરીને તિર્યંચ (પશુપક્ષી આદિ) થાય છે એક અધિક પાપી છે તે મરીને નારકી થાય છે. પછી કોઈ કોઈને યાદ પણ કરતાં

નથી. આ તો સામાન્ય નિયમ છે કે દરેક પ્રાણી પોતપોતાનાં સુખ અને દુઃખને ભોગવી રહ્યાં છે.'

કોઈ ગૃહસ્થ પોતાના કુટુંબના મોહવશે, સ્ત્રી અને પુત્રાદિકના મોહવશે અન્યાય અને પાપથી ધનનો સંગ્રહ કરે છે, પણ તે પાપ' પ્રવૃત્તિમાં તેનાં કુટુંબની અનુમોદના ન હોય તો તે પાપબંધ તે ગૃહસ્થ એકલાને જ થશે, બીજા જોકે સાથે છે, તે ધનનો ભોગંવટો કરે છે પરંતુ તેમના ભાવ પાપમય ન હોવાથી તે પાપના ફળને પામશે નહિ. એક કુટુંબમાં દશ માણસો છે. એક માણસ ચોરી કરી સો રૂપિયા લાવે છે. પાચ માણસો તો તેને અનુમોદન આપે છે, પાંચ માણસ તેની નિંદા કરે છે તો પાંચ તો પાપનો કર્મબંધ બાંધશે અને બીજા પાંચ પુણ્યકર્મબંધ બાંધશે. એક ઘરમાં બે ભાઈઓ છે. બને ભોગ્ય પદાર્થના સ્વામી છે, સ્ત્રીપુત્રાદિ સહિત છે. એક સમ્યક્‌દષ્ટિ જ્ઞાની છે. તે એ બધાની મધ્યે રહેવા છતાં જળકમળવત્ અલિપ્ત છે. ભોગોને રોગસમાન જાણી, વર્તમાને ઇચ્છાને રોકવાને અસમર્થ હોવાથી કડવી દવા લેવા સમાન ભોગને ભોગવે છે. અંતરંમાં 'એવી ભાવના રાખે છે કે ક્યારે એવો અવસર આવે કે આ વિષયવાસના મટે અને હું આ ભોગોને ન ભોગવતા કેવળ એક આત્મરસનું પાન કરું ? એવો જ્ઞાની આત્મા ભોગોને ભોગવતો છતો આસક્તભાવ ન હોવાથી બહુ અલ્પ કર્મબધ કરશે.

પરંતુ બીજો ભાઈ જે મિથ્યાદષ્ટિ—અજ્ઞાની છે તેનો ઉદ્દેશ જ સંસારના વિષયભોગનો છે, સહજ આત્મિક સુખને જાણતો નથી, ઇંદ્રિય સુખ સિવાય અન્ય કોઈ સુખને જાણતો જ નથી, તેથી તે ગૃહસ્થના ભોગોને બહુ જ આસક્તિથી ભોગવશે. તે એમ ઇચ્છશે કે આ ભોગો સદા આવા જ રહે અને એવા વિશેષ ભોગો જીવન પર્યંત મળે અને પરલોકમાં પણ મળે. તેથી તે અજ્ઞાની તીવ્રકર્મનો બંધ બાધશે. એક ભાઈ બીજા ભાઈના પાપનો ભાગીદાર થઈ શકતો નથી,

મૃત્યુ પછી સમ્યગ્દૃષ્ટિ સ્વર્ગમા દેવ થશે, પરંતુ મિથ્યાદૃષ્ટિ તિર્યંચ ગતિમાં પશુઆદિ કે નરકમાં નારકી થશે. કુટુંબમા સર્વ માણસો પોતપોતાના સ્વાર્થના સગા છે, જ્યા સુધી પોતાનો સ્વાર્થ સધાતો જાણે છે ત્યાં સુધી સૌ સ્નેહ કરે છે. જ્યારે સ્વાર્થ સધાતો જણાતો નથી ત્યારે સ્નેહ છોડી દે છે. જો સ્વાર્થમા કંઈ આડુ આવે છે તો તે બન્ધુ કે મિત્ર શત્રુ થઈ જાય છે. પુત્ર પિતાની સેવા પોતાના શારીરિક સુખને અર્થે કરે છે. પિતા પુત્રનું પાલન એવી આશાથી કરે છે કે 'વૃદ્ધાવસ્થામા આ મારી રક્ષા કરશે '

સ્ત્રી પોતાના પતિને પોતાના શરીરના પાલન કરનાર અને જીવનના સહાયક જાણી તેના પ્રત્યે સ્નેહ કરે છે. પતિ સ્ત્રી પ્રત્યે ગૃહકાર્ય, આદિ હેતુએ સ્નેહ કરે છે. સ્ત્રી જો પતિને રસોઈ ન બનાવી આપે, ઘરનુ કામ ન કરે, તો પતિનો સ્નેહ જતો રહે છે; પતિ જો સ્ત્રીને ભોજન, વસ્ત્ર, આભૂષણ ન આપે, તેની રક્ષા ન કરે, તો સ્ત્રીનો સ્નેહ પતિ પ્રત્યેથી પલાયન કરી જાય છે. જો વૃદ્ધ પિતા ઘરનું કામકાજ કરી શકતો નથી, તેમ તેની પાસે ધન પણ નથી તેના પ્રત્યેથી કુટુબીઓનો પ્રેમ જતો રહે છે. તેમના અંતરના ભાવો એવા રહે છે કે આ નકામો છે, એ ન જીવે તો સારું થાય. પ્રયોજનવશ સ્વામી સેવક પ્રત્યે સ્નેહ કરે છે. સેવક સ્વામી સાથે સ્વાર્થના હેતુથી સ્નેહ રાખે છે. આખા જગતનો વ્યવહાર સ્વાર્થ અને પરસ્પર ઉપયોગી થવા અવલબે છે. ખેડૂત ખેતી કરી રાજાને કર આપે છે ત્યારે રાજા ખેડૂતોની રક્ષા કરે છે મુનીમ શેઠનું કામ કરે છે ત્યારે શેઠ પગાર આપે છે, જો તે નોકર પાસેથી કામ ન લેવાય કે તે ન આપે તો એક દિવસ પણ શેઠ મુનીમને રાખવા ઇચ્છતા નથી. જો શેઠ પગાર ન આપે તો મુનીમ શેઠનું કામ છોડી દે છે. એક માતાના ગર્ભમાં આળોટેલા સગાભાઈ પણ એક બીજાની સંપત્તિને પડાવી લેવાના કારણે શત્રુ બની જાય છે.

આખા જગતનાં પ્રાણીઓ ઇંદ્રિયસુખનાં દાસ બની રહ્યાં છે. ઇંદ્રિયસુખને સહાયક સામગ્રી પ્રાપ્ત કરવાનું કામ જેનાથી સધાય છે તેના પ્રત્યે તો સ્નેહ થઈ જાય છે અને જેનાથી વિષયભોગોમાં અંતરાય પડે છે તેના પ્રત્યે દ્વેષ ઉત્પન્ન થઈ જાય છે. ઇંદ્રિય વિષયના મોહને લઈને જગતમાં મિત્ર અને શત્રુઓ થાય છે. આખોય રાગ-દ્વેષનો વિસ્તાર વિષયવાંછાને આધીન છે. ' મારું શરીર છે' એમ માનવું એ ભ્રમ છે, મિથ્યા છે કારણ કે આ શરીર એક ધર્મ-શાળા છે. કયાંકથી આવી આ જીવ એમાં વસ્યો છે અને આયુષ્યકર્મ પૂરું થતાં તેને છોડવું પડશે. શરીર તો પુદ્‌ગલમય જડ છે, જ્યારે પોતે ચેતન આત્મા છે. શરીર પોતાનું કેમ થઈ શકે? આ પરિવાર મારો છે, એમ માનવુ તે પણ મિથ્યા છે આ સર્વ પરિવાર આ શરીરની સાથે સબંધ રાખે છે. આત્માનો આ કોઈ પરિવાર નથી. આત્માના કોઈ માતાપિતા નથી, કોઈ ભાઈ નથી, કોઈ પતિ નથી, કોઈ તેની સ્ત્રી નથી, પુત્રી નથી; બ્હેન નથી, કોઈ તેનો પુત્ર નથી, કાકા નથી, ભત્રીજો નથી આ સર્વ સબંધ શરીર સાથે છે. તે શરીર જ જ્યારે આપણું નથી તો આ અન્ય પરિવાર આપણો કેવી રીતે હોઈ શકે? આ ધન મારું છે, આ ગામ મારું છે આ ઘર મારું છે. આ બગીચો મારો છે, આ વસ્ત્ર મારું છે, આ અલંકાર મારા છે, આ વાહન મારુ છે, આ સર્વ માનવુ મિથ્યા છે એ સર્વનો સંબધ શરી-રની સાથે છે. શરીરના છૂટવા સાથે જ એનો સબધ છૂટી જાય છે. એક ધનવાન જીવ મરીને એક ચડાલને ત્યાં અવતરે છે. એક ચંડા-લનો જીવ મરીને ધનવાનને ત્યાં ઊપજે છે. દેવ મરીને કૂતરો થાય છે, કૂતરો મરીને દેવ થઈ જાય છે. આ બધાય શરીરના સંબધો–ભોગવિલાસ, કુટુંબપરિવાર, મકાન, બાગ, કૂવા, તલાવ ઇત્યાદિ શરી-રની સાથે અહીં જ પડે રહે છે. આ જીવ પોતાના પાપ અને પુણ્ય કર્મને સાથે લઈ એકલો જ જાય છે. અને કયાંક બીજે જન્મ ધારણ કરે છે.

શરીરને અને શરીરના સંબંધમાં આવેલા સર્વ ચેતન, અચેતન પદાર્થોને પોતાના માનવા મિથ્યા છે, ભ્રમ છે, અજ્ઞાન છે, સાચું પુછો તો આ જીવનો આ સંસારમાં કોઈ સાથી નથી. કોઈ અતિશય સ્નેહવાળી સ્ત્રી હોય તો પણ પોતાના સ્વામીનું મરણ થતાં તે તેના ધણીની સાથે કદાચ [illegible] તેનો જીવ બચે એવો કોઈ ઈલાજ કરી શકતી નથી. [illegible] થઈ જાય છે, [illegible] થાય છે, અગર સ્ત્રી પોતાના પાપકર્મને અનુસારે તિર્યંચની (પશુ પક્ષિણી) થઈ જાય છે અને પતિ પોતાના પુણ્યકર્મને અનુસારે રાજપુત્ર બની જાય છે. કોઈ જીવનજાન મિત્ર હોય તો પણ મિત્રનું મૃત્યુ થવાથી તેની સાથે નથી તો મરી શકતો અને કદાચ મરે તો એકી સાથે એક જ ગતિમાં જન્મ પામે એવો કોઈ નિયમ નથી. એક મનુષ્ય રોગોથી પીડિત થઈ રહ્યો છે. તેના કુટુંબી, મિત્ર, પુત્ર આદિ બેઠા બેઠા જોઈ રહે છે, સહાનુભૂતિ દર્શાવે છે પરંતુ એ કોઈનામા શક્તિ નથી કે તેના રોગને પોતે લઈ લે અને તેના રોગની પીડાને પોતે વ્હોરી લે. તેને એકલાને રોગનું કષ્ટ ભોગવવું પડે છે. જગતમા આ નિયમ છે કે જીવ એકલો જ જન્મે છે, એકલો જ મરે છે અને એકલો જ દુઃખસુખ ભોગવે છે. તેથી આ જીવને એટલું ઉચિત છે કે આ સ્વાર્થી જગતના પ્રાણીઓના મોહમાં પડી પોતાનું અહિત-બૂરુ ના કરે. કુટુંબીઓના પાછળ પોતાનુ આત્મહિત ન ગુમાવી બેસે.

સંસાર અસાર છે, શરીર અપવિત્ર છે, ભોગ ચંચળ, અતૃપ્તિકારી અને દુઃખદાયી છે તથા સહજસુખ તે જ સાચું સુખ છે; જે આત્માનો સ્વભાવ છે અને આત્માથી જ પ્રાપ્ત કરી શકાય છે. ઇંદ્રિયસુખ જૂઠું છે, કલ્પિત છે, વિનાશી છે, આત્મિક સુખ આત્માધીન-સ્વાધીન છે, અવિનાશી છે, પોતાની પાસે જ છે. આ સર્વ આગળ અધ્યાયોમાં જણાવ્યું છે. હવે એ યોગ્ય છે કે પ્રત્યેક ચેતન

પ્રાણી આ મનુષ્ય જન્મને સફળ કરે, સાચું સુખ પામવાનો પ્રયત્ન કરે. તે સાચુ સુખ પણ કોઈ કોઈને આપી શકતુ નથી, કોઈ કોઈ પાસેથી લઈ શકતુ નથી, કોઈની પાસે માગવાથી મળી શકતું નથી, ખુશામત કરવાથી મળતું નથી, ધન વ્યય કરવાથી નથી આવતું અને અન્ય કોઈ ઠેકાણે રાખેલુ નથી કે કોઈ રીતે ઉઠાવી લેવાય. તે સુખ પ્રત્યેકનું પ્રત્યેક પાસે છે. પ્રત્યેક પોતે પોતાના-દ્વારા પોતાની અદર પોતાના પુરુષાર્થથી પ્રાપ્ત કરી શકે છે. જે સાધન સેવશે તે પામશે. જે પુરુષાર્થ નહિ કરે તે પામશે નહિ

આ શરીર મારું નથી એ તો પ્રત્યક્ષ વાત છે પરતુ આત્માના એકત્વને અને આત્માના સ્વભાવનો વિચાર કરતા એ પણ વિચારવું પડશે કે સસારી પ્રાણીઓમા ક્રોધ વધારે કે ઓછો છે, માન વધારે કે ઓછું છે, માયા વધારે કે ઓછી છે, લોભ વધારે કે ઓછો છે, હાસ્ય ભાવ વધારે કે ઓછો છે, રતિભાવ વધારે કે ઓછો છે, અરતિભાવ વધારે કે ઓછો છે, રતિભાવ વધારે કે ઓછો છે, ભયભાવ વધારે કે ઓછો છે, જુગુપ્સા કે ઘૃણાભાવ વધારે કે ઓછો છે, તો આ સર્વ ભાવો જીવનો સ્વભાવ છે કે નહિ; એનો વિચાર યથાર્થ રીતે કરી લેવો યોગ્ય છે. નિષ્પક્ષપાતપણે જો વિચા-રીએ તો આ ક્રોધ, માન, માયા, લોભાદિ ભાવો કોઈને ગમતા નથી. બધા એને ઉપાધિભાવ, અશુદ્ધભાવ, કે દોષરૂપ માને છે.

એક અભણ ગામડીઆને પૂછો તો તે એમ જ કહેશે કે ક્રોધી માણુસ સારો નહિ, માની માણુસ સારો નહિ, માયાચારી સારો નહિ, લોભી સારો નહિ, શોકવાળો માણુસ સારો નહિ, ભયભીત માણુસ સારો નહિ. કામી–વિષયી માણુસ સારો નહિ. એથી ઊલટું જગત આખાને ક્ષમાવાન, વિનયવાન, સરલ વ્યવહારી, સંતોષી, બ્રહ્મચારી, શીલવાન, નિર્ભય, શોક રહિત, પ્રેમાળુ, ઘૃણા રહિત મનુષ્ય સારો લાગે છે. રૂનું કપડું સફેદ હોય છે. કોઈ ઠેકાણે પચાસ માણસો એકઠા થયા છે તે બધાએ રૂના કપડાં પહેર્યાં છે પરંતુ

ગરમીની ઋતુને લીધે બધાનાં કપડાં મેલાં છે; ત્યારે જોનાર સમૂહ એમને જોઈને સમજે છે કે આ લોકોનાં કપડાં સારાં સ્વચ્છ નથી એ મેલાં છે. કોઈ સભામાં પચાસ માણસો એકત્ર હોય. બધાય નવાં સફેદ કપડાં પહેરીને આવ્યા હોય તો જોનાર જનસમૂહને તે બહુ સુંદર લાગે છે કારણ કે એમનાં કપડાં ઉપર મેલ નથી.

એવી રીતે જ્યારે ક્રોધ, માન, માયા, લોભાદિથી રંગાએલ જીવ હોય ત્યારે બધાને સારો લાગતો નથી, ખરાબ લાગે છે અને જ્યારે તેના પ્રતિપક્ષ ક્ષમા, વિનય, ઋજુતા, સંતોષાદિથી સંપન્ન જીવ હોય છે ત્યારે સર્વને સારો લાગે છે. એનું કારણ એ છે કે ક્ષમા, વિનય, ઋજુતા, સંતોષાદિ તો જીવનો સ્વભાવ છે જ્યારે ક્રોધ, માન, માયા, લોભાદિ જીવનો સ્વભાવ નથી, દોષ છે, મેલ છે.

ક્રોધ મનુષ્ય પોતે પણ જો પોતાને જુવે તો ક્રોધના સમયે તો તે પોતાના સ્વરૂપથી બહાર હોય છે. તેને ઘણી આકુલતા ઉત્પન્ન થઈ જાય છે. બહુ દુઃખિત ભાવો થઈ જાય છે. જ્ઞાન મલિન થઈ જાય છે. વિવેક વિલય થઈ જાય છે. કાંઈનું કાંઈ સત્યાસત્ય વિચારવા લાગે છે, બકવા લાગે છે અને ગમે તેને મારવા કૂટવા લાગે છે. તેનો સ્વભાવ બગડી જાય છે. ક્રોધીને જો કંઈ નવીન જ્ઞાન–ઉપદેશ આપવામાં આવે છે તો તે તે ગ્રહણ કરતો નથી. તેના પરિણામ ભારે ક્ષોભિત અને મલિન થઈ જાય છે. પણ જ્યારે એનો ક્રોધ ઊતરી જાય છે, શાંતિ આવે છે ત્યારે પોતાને નિરાકુળ અનુભવે છે, સુખી અનુભવે છે. તે અવસરે વિવેકી રહે છે. મનમાં સારા સારા વિચાર કરે છે. વચન પણ સારાં સારાં બોલે છે. કાયાથી સારી સારી ક્રિયાઓ કરે છે. નવીન જ્ઞાનોપદેશને પણ ગ્રહણ કરે છે, બરાબર રીતે સમજે છે કારણ કે તે ક્રોધરૂપી પિશાચને વશ નથી, ક્રોધરૂપી મદિરાના કેફમાં નથી, તે પોતે પોતાનામાં છે.

એવી રીતે કોઈને, ઊંચ કુળનું, ઊંચ જાતિનું, ધનવાનપણાનું, રૂપવાન્ હોવાનું, બળવાન હોવાનું, અધિકારી હોવાનું, તપસ્વી હોવાનું અભિમાન હોય તો તેના ભાવ મલિન રહે છે. તે બીજાને તુચ્છ ઘૃણાત્મ (અસ્પૃશ્ય) દષ્ટિથી જુએ છે. માનને વશીભૂત થઈ મનથી સારા વિચાર કરતો નથી, માનયુક્ત વચનો બોલે છે, શરીરથી પણ વિનયયુક્ત ક્રિયાઓ થતી નથી, માનના આવેશમાંનું એનું વર્તન જગતને પણ ગમતુ નથી, પોતે પણ આકુલિત રહે છે કે રખેને કોઈ તેનું અપમાન ન કરી નાંખે. જો કોઈ અપમાન કરી નાંખે તો તે તુરત ક્રોધી થઈ વિશેષ દુઃખી બની જાય છે. માનીને નવીન જ્ઞાનબોધ આપવામાં આવે તો તે તેને ગ્રહણ કરતો નથી. કોઈ માન રહિત માર્દવ ધર્મનો ધારક હોય, કોમળ ચિત્તવાળો હોય તો તેના ભાવોમાં શાતિ હોય છે, તે વિવેકથી વિચાર કરે છે. તેનું મન કારણ કાર્યનો યોગ્ય વિચાર કરી શકે છે. તેના વચન હિત–મિત અને પ્રિય નીકળે છે; તેની ક્રિયા પ્રેમ, દયા અને વિવેકપૂર્ણ હોય છે. તેને નવીન જ્ઞાનબોધ આપવામા આવે તો તે ભારે સન્માનથી ગ્રહણ કરે છે. ધારણ કરે છે. તેનું મન ક્ષોભિત ના થતાં સુખી રહે છે, તેનુ કારણ એ છે કે માનરૂપી મદિરાએ તેને ગાંડો અને આંધળો કરી નાંખ્યો નથી.

માયાચારમાં તણાઈ જઈ આ પ્રાણી ભારે મેલો થઈ જાય છે, તેના ભાવોમાં કુટિલતા આવી જાય છે. સ્વાર્થ સાધવાના હેતુથી બીજાને છેતરવા કુત્સિત વિચારો થાય છે. વચન જો કે મીઠાં નીકળે છે પરતુ તે વિષથી પૂર્ણ ભોજનની સમાન, છેતરનાર છે. શરીરની ચેષ્ટાઓ બધી અવિશ્વાસવાળી અને કુટિલ હોય છે. તેના ભાવો કુટિલતા અને ભયથી આકુલિત રહે છે. શાંતિ રહેતી નથી. તેના મલિન ભાવોમા નવીન જ્ઞાનનો ઉપદેશ સ્થિર થતો નથી. પરંતુ જો સરલતા હોય, ઋજુતા હોય, આર્જવ ધર્મ હોય તો મન નિર્મળ રહે છે, સ્વપર હિતકારી વાતોનો વિચાર કરે છે, વચનોથી હિત-

કારી વાતોનો ઉચ્ચાર કરે છે, કાયાનો પણ સરલ અને કપટરહિત યોગ્ય ઉપયોગ કરે છે. ભાવપરિણામોમાં પણ શાંતિ રહે છે. એવા આત્માને જો નવીન જ્ઞાન ઉપદેશ આપવામાં આવે તો જેમ સફેદ કપડા ઉપર રંગ સારો ચઢે છે, તેમ અતિ ભક્તિપૂર્વક તે ગ્રહણ કરે છે, તે પોતાના અંતરમાં સુખ–શાંતિનો અનુભવ કરે છે, કારણ તેના અંતરમાં માયાપિશાચનું આક્રમણ નથી, તે મલિન નથી, તે દોષી નથી.

લોભને વશ થઈ આ પ્રાણી બહુ અપવિત્ર થઈ જાય છે. સ્વાર્થી થઈ લોભ પોષાય એવા વિચારો મનમાં કરે છે. તૃષ્ણાના સાધનોનો મનમાં વિચાર કરતાં દયા અને ન્યાયના વિચારોને ઢાંકી દે છે. વચનથી લોભયુક્ત અને તૃષ્ણાયુક્ત વાણી બોલે છે. તૃષ્ણાનું સાધન બને એવી ક્રિયાઓ કાયાથી કરે છે. તેને ન્યાય–અન્યાય, ધર્મ–અધર્મ, કર્તવ્ય–અકર્તવ્યનું લક્ષ રહેતું નથી. લોભમાં આંધળો થઈ નિર્બળ વિધવાઓનું ધન પણ લૂંટી લે છે; ગરીબ માણસને ઠગતાં એને જરાય દયા આવતી નથી : પોતાના ખાસ પરમ મિત્ર હોય તેને પણ ઠગી લે છે. લોભથી આકુલિત ભાવોમાં શાંતિ રહેતી નથી, સુખ પણ હોતું નથી. અતિશય પૈસાદાર હોવા છતાં દુઃખી રહે છે. એવા લોભીને કોઈ નવીન જ્ઞાન–શિક્ષા ગમતી નથી. માટીથી પાણી જેમ મેલું થઈ જાય છે તેમ લોભથી જીવનાં પરિણામ મલિન થઈ જાય છે.

જો કોઈના ભાવમાં લોભ ન હોય, સંતોષ હોય તો તેનું મન નિર્મળ રહે છે. તે યોગ્ય ન્યાયયુક્ત વ્યવહારનો જ વિચાર કરે છે. સંતોષપૂર્વક ન્યાયયુક્ત વચન બોલે છે અને ન્યાયયુક્ત ક્રિયા કાયાથી કરે છે. તેનાં પરિણામ આકુલિત રહેતાં નથી. નિર્લોભતા હોવાથી તે સુખ શાંતિનો અનુભવ કરે છે, તે જગતમાં પ્રિય હોય છે. કારણ કે લોભરૂપી ભૂતે એને વશ નથી કર્યો, તે પોતાનામાં જ છે, લોભની મૂર્છાથી મૂર્છિત નથી.

કામને વશ થઈ પ્રાણી એવો આંધળો બની જાય છે કે એનો શીલસ્વભાવ વિણસી જાય છે. મનમાં અતિ આકુલિત થતાં કામ-ભાવના જ વિચારો કરે છે. કામ વધારનાર, હાસ્યયુક્ત, ભાંડવચન, પ્રલાપ, ગાયનાદિ કરે છે. ન્યાય અન્યાયનો વિચાર છોડી ગમે તેમ કામ-ચેષ્ટા કાયાથી કરવા લાગી જાય છે. કામીને બહુ અશાંતિ રહે છે; સુખશાંતિ તો તે કામીથી હજારો ગાઉ દૂર રહે છે. તેને કોઈ નવીન જ્ઞાનશિક્ષા આપવામાં આવે તો તે ગ્રહણ કરી શકતો નથી. પરન્તુ જે કામના અંધારાથી બહાર છે, શીલવાન છે, શુદ્ધ બ્રહ્મચર્યનો ધારી છે, તેનું મન શુદ્ધ હોય છે, તે શુદ્ધ વિચાર કરે છે, શીલ-પોષક અને બ્રહ્મચર્ય પ્રેરક વચનો બોલે છે, કાયાથી બ્રહ્મચર્યની રક્ષા-પૂર્વક પ્રવર્તન કરે છે. તેના પરિણામમાં સુખ શાંતિ અને સમભાવનો અનુભવ હોય છે. કારણ કે કામભાવનો અંધકાર એના જ્ઞાન ઉપર ફરી વળ્યો નથી.

ક્રોધાદિ સર્વે ભાવો ઉપર જણાવ્યા પ્રમાણે વિભાવ ભાવો છે, દોષ છે, ઉપાધિ છે. પોતાને પણ સંકલેશકારી, હાનિકારક સુખ-શાંતિના નાશક અને જ્ઞાનના વિરોધક લાગે છે અને બીજાઓને પણ, સર્વ જગતને પણ આ ક્રોધાદિ ભાવો અને મલ જ જણાય છે. વસ્તુતઃ એ વાત યથાર્થ છે. જેમ મલિનપણું એ કપડાંનો સ્વ-ભાવ નથી તેમ ક્રોધાદિ મંદ હોય કે તીવ્ર હોય એ જીવના સ્વભાવ-ભૂત નથી. જેમ રંગના સંયોગે પાણી રંગીન થાય છે, અગ્નિના-સંયોગે પાણી ગરમ થાય છે, મેલના સંયોગે કપડું મેલું થાય છે, ધૂમાડો લાગવાથી ભીંતો કાળી થાય છે, નીચે રાખેલા કાળા-પીળા-લીલા-લાલ પડના સંયોગથી સ્ફટિક મણિનો પત્થર કાળો-પીળો-લીલો કે લાલ જણાય છે. તેમ મોહનીય કર્મના સંયોગથી ક્રોધાદિકના સંયોગથી જીવ એમ ક્રોધાદિરૂપ દેખાય છે. જો પરનો સંયોગ ન હોય તો પાણી સ્વચ્છ રહે, શીતલ રહે, કપડું ઉજળું-ધોળું રહે, ભીંત

સફેદ રહે, અને સ્ફટિક મણિ સ્વચ્છ ચમકદાર રહે; તેમ ક્રોધાદિ સંયોગ રહિત જીવ સ્વચ્છ નિર્મળ સ્વભાવભૂતં રહે.

એ પ્રકારે મોહનીય કર્મના અનેક ભેદ છે. તીવ્રતમ, તીવ્રતર, તીવ્ર, મંદ, મંદતર, મંદતમ વિપાક કે ફળના સંયોગથી જેમ નાના પ્રકારનાં મોહનીય કર્મનાં ફળ હોય છે, તેમ ઓછી વત્તી ઉપાધિ, મેલ કે દોષ જીવમાં દેખાય છે, જો મોહનીય કર્મનો સંયોગ ન હોય તો જીવ નિજ વીતરાગ નિરાકુળ ઉત્તમ ક્ષમા, ઉત્તમ માર્દવ, ઉત્તમ આર્જવ, ઉત્તમ શૌચ, ઉત્તમ સત્ય, ઉત્તમ સંયમ, ઉત્તમ તપ, ઉત્તમ ત્યાગ, ઉત્તમ આકિંચન્ય અને ઉત્તમ બ્રહ્મચર્ય સ્વભાવમાં જ પ્રકાશિત રહે અર્થાત્ પરમ શાંત રહે. જેવી શાંતિ આ જીવના સ્વસ્વભાવમાં છે તેવી શાંતિ નથી તો ચંદનમાં, નથી મોતીની માળામાં, નથી અગર કે કપૂરમાં, નથી ચંદ્રની ચાંદનીમાં, નથી બરફમાં, નથી ઠંડા પાણીમાં, નથી ગંગાના જળમાં, નથી ક્ષીર સમુદ્રના જળમાં, નથી કેવડાના વનમાં, નથી કમળના બગીચામાં, નથી નંદન વનની વાટિકામાં, નથી સૂર્યના તાપથી બચેલી કોઈ ઠંડી પૃથ્વીમાં.

એ પ્રકારે એમ નિશ્ચય કરવો જોઈએ કે જેટલા આ તીવ્ર ક્રોધાદિકરૂપ ભાવો છે તે કોઈપણ આ જીવનાં સ્વભાવભૂત નથી, તે સર્વ મોહનીય કર્મના સંયોગે દેખાતા મેલરૂપ છે. આત્માથી સદંતર અન્ય છે. આ મોહનીય કર્મના વિપાકથી સંસારી જીવોમાં બે પ્રકારના ભાવો હોય છે. એક અશુભ ભાવ અને બીજો શુભ ભાવ ( Bad thought activity & Good thought activity–ખરાબ વિચારની વિચારણા અને સારા વિચારોની વિચારણા. ) અશુભ ભાવોનાં દષ્ટાંતઃ–હિંસા, અસત્ય, ચોરી, કુશીલ, પરિગ્રહની મૂર્છા, જુગાર, માંસાહાર, મદિરાપાન, શિકાર રમવો, વેશ્યાગમન, પરસ્ત્રીસંગ, તીવ્ર શોક, તીવ્ર દુઃખ, પરનો અપકાર, તીવ્ર ક્રોધ, તીવ્ર માન, તીવ્ર માયા અને તીવ્ર લોભ એ સર્વ ભાવો અશુભ ભાવ છે. જે જે કાર્યો કર-

વામા મર્યાદા, ન્યાય, અને ધર્મનું ઉલ્લંઘન કરી પ્રવર્તન કરવું પડે તે સર્વ કાર્યો અશુભ ભાવોથી થાય છે. જે કાર્યોમાં મંદ કષાય ભાવ કરવા પડે–રાગ તો હોય પણ પોતાના સ્વાર્થનો ત્યાગ હોય; ઇંદ્રિયના વિષયોની લંપટતા ન હોય, તે સર્વ કાર્યો શુભભાવ દ્વારા કરાય છે. જેવાં કે :–દયા, આહાર–ઔષધિ–અભય અને જ્ઞાનદાન, સત્ય વચન, ન્યાયી પ્રવર્તન, બ્રહ્મચર્યરક્ષા, સંતોષ, પરોપકાર, સેવાશુશ્રૂષા, યથા યોગ્ય વિનય, હિતકારી વર્તન, પરમાત્માની ભક્તિ, ધર્મશાસ્ત્ર અભ્યાસ, ગુરુસેવા, સંયમાચરણ ઇત્યાદિ કાર્યો શુભભાવથી થાય છે. એમાં રાગ કે લોભ મંદ હોય છે.

બંને શુભ કે અશુભ ભાવો જીવના સ્વભાવથી દૂર છે. આ જીવનો સ્વભાવ તો વીતરાગ, વીતદ્વેષ, વીતમોહ અને પરમ શાંત ઉદાસીન છે. એમાં શુભ ભાવથી કે અશુભ ભાવથી રાગ, દ્વેષ, મોહ રૂપ કોઈ વ્યવહાર કરવાનો હોતો નથી. તેથી તે આત્માનો સ્વાભાવિક ભાવ, શુદ્ધ ભાવ કે શુદ્ધોપયોગ છે. પાણી ભરેલાં ચૌદ વાસણો છે, પહેલામાં બધાથી વધારે લાલ રંગ મેળવેલો છે, પછી ઓછો ઓછો દશ વાસણોમાં મેળવેલો છે, ૧૧માથી ૧૩મા સુધીના વાસણોમા પવનથી પાણી હાલતુ છે, ચૌદમા વાસણના પાણીમા ચંચળતા પણ નથી પરંતુ કંઈક સહેજ માટી મળેલી છે. પંદરમા વાસણમાં એવું શુદ્ધ પાણી છે કે જેમા નથી કોઈ રંગની મેળવણી, નથી પવનની ચંચળતા કે નથી સહેજ પણ માટી મળેલી. હવે જો વિચારી જોઈએ તો જે ચૌદ વાસણોમા પાણી છે તે પંદરમા વાસણના પાણીના બરાબર જ છે. અંતર માત્ર નાંખેલી પર વસ્તુના સંયોગના કારણે છે. રંગ, હવા કે માટીનો સંયોગ છે. તેવી રીતે સર્વ જીવો સ્વભાવ અપેક્ષાએ શુદ્ધ, વીતરાગ, પરમાત્મા સિદ્ધ ભગવાન સમાન છે. સિદ્ધ પૂર્ણ શુદ્ધાત્મા છે. બાકીના સંસારી આત્માઓ ન્યૂનાધિકપણે કર્મરૂપી રજના સંયોગવાળા છે તેથી નાના પ્રકારે રજ મિશ્રિત પાણી સમાન દેખાય છે, પરંતુ સ્વભાવ સર્વનો એકરૂપ છે.

આથી એ સિદ્ધ થાય છે કે આ જીવ નથી ક્રોધી, નથી માની, નથી માયાવી, નથી લોભી, નથી કામી, નથી ભયભીત, નથી શોકવંત, નથી રાગી, નથી દ્વેષી, નથી મોહી, નથી દયાદાન કરનાર, નથી પૂજાપાઠ કરનાર, નથી સ્વાધ્યાય કરનાર, નથી ગુરુસેવાનો કરનાર, આ સર્વ તો પ્રપંચજાળ છે. જીવ તો સર્વ પ્રકારે વિકાર, ચિંતા કે સંકલ્પ વિકલ્પથી રહિત પૂર્ણ વીતરાગ સિદ્ધ સમાન છે.

આ જીવ જ્ઞાની છે. જ્ઞાન એનો સ્વભાવ છે. પ્રત્યેક આત્મામાં જ્ઞાનની પૂર્ણ શક્તિ વિદ્યમાન છે. જેવા પરમાત્મા સિદ્ધ ભગવાન સર્વજ્ઞ છે તેવા પ્રત્યેક જીવ સ્વભાવથી સર્વજ્ઞ સ્વરૂપ છે. પરંતુ જે જ્ઞાનનું ન્યૂનપણુ સંસારી જીવોમાં જણાય છે તે જ્ઞાનને આવરણ કરનાર કર્મના સંયોગથી છે. સૂર્યનો સ્વભાવ પૂર્ણ સ્વપરપ્રકાશક છે. જો વાદળોનું વધારે ગાઢ આવરણ હોય તો ઓછો પ્રકાશ ઝલકે છે, ઓછુ આવરણ હોય તો વિશેષ પ્રકાશ ઝલકે છે, તેથી પણ ઓછું આવરણ હોય તો તેથી પણ વિશેષ પ્રકાશ ઝલકે છે. સૂર્યનો પ્રકાશ તો એકરૂપ છે છતા વાદળોના વધારે કે ઓછા આવરણની અપેક્ષાએ પ્રકાશના અનેક ભેદ થઈ જાય છે. તેવી રીતે જ્ઞાનનો પ્રકાશ એકરૂપ છે. તેના ઉપર જ્ઞાનાવરણ કર્મનું પડ અનેક પ્રકારનું હોવાથી કોઈ જીવમાં ઓછું તો કોઈ જીવમાં વધારે જ્ઞાન પ્રકાશે છે. તદ્દન સ્વચ્છ પાણીમાં એવી નિર્મળતા હોય છે કે તેમાં પોતાનું મોઢું દેખાય, પરંતુ જો પાણીમાં વધારે માટી મળેલી હશે તો ઓછી નિર્મળતા હશે. ઓછી માટી મળેલી હશે તો વધારે નિર્મળતા પ્રકાશશે. એવી રીતે નિર્મળ આત્મામાં વિશ્વના સર્વ જાણવા યોગ્ય પદાર્થો પ્રકાશિત થાય છે પરંતુ જેનામાં જેટલુ વધારે કે ઓછું જ્ઞાન છે તેનામાં તેટલું ઓછું કે વધારે કર્મનું આવરણ છે.

દરેક જીવનો સ્વભાવ જ્ઞાનમય છે. વિદ્યાભ્યાસથી કે પરના ઉપદેશથી જે જ્ઞાન વધારે પ્રકાશે છે તે અંતરનો અંધકાર મટવાથી વધે છે. ક્યાંક બહારથી જ્ઞાન આપવામાં આવતું નથી કે લેવામાં

આવતું નથી. જો જ્ઞાનમાં લેવા દેવાનો સંબંધ હોય તો જેમ ધન લેવા આપવાથી વધે ઘટે છે તેમ જ્ઞાનદાતારનું જ્ઞાન ઘટે ત્યારે જ્ઞાન લેનારનુ જ્ઞાન વધે. જો કોઈ પોતાની એક હજાર રૂપિયાની થેલીમાંથી કોઈને સો રૂપિયા આપે તો એની થેલીમાં નવસો રહેશે ત્યારે બીજાને સો રૂપિયા મળશે. જ્ઞાનમાં આમ થતું નથી. એક વિદ્વાન સો શિષ્યોને ભણાવે છે. સર્વ છાત્રોનું જ્ઞાન તેમના આવરણના હઠવાના પ્રમાણમાં ઓછું કે વધતું વધશે, પરંતુ તે વિદ્વાનનું જ્ઞાન કંઈ પણ ઓછું થશે નહિ. પણ જો વિચારીએ તો જેટલો અધિક તેને ભણાવવાનો અનુભવ થશે તેટલુ અધિક તે વિદ્વાનનું જ્ઞાન વધશે.

તેથી એ વાત સત્ય છે કે પ્રત્યેક જીવમાં એટલુ જ્ઞાન છે કે જેટલું સિદ્ધ ભગવાનમાં છે. જીવનો સ્વભાવ નિર્મળ પાણી સમાન સ્વચ્છ છે. સર્વે જાણવા યોગ્ય પદાર્થોને પ્રકાશિત કરવા, ઝલકાવવા એ છે. આ જીવ આનંદમય છે. સહજ સુખ અતીંદ્રિય સુખ તેનો સ્વભાવ છે. મોહના મળથી તે સુખ અનુભવવામાં આવતું નથી. જેટલો જેટલો મોહ ઘટે છે, તેટલુ તેટલું સુખ પ્રગટ થાય છે. પરમાત્મા જેવા આનંદમય છે તેવા પ્રત્યેક જીવ આનંદમય છે. પરમાત્મા અમૂર્તિક છે. પરમાત્મામાં કોઈ વર્ણ નથી, ગંધ નથી, રસ નથી, સ્પર્શ નથી તેવી રીતે પ્રત્યેક આત્મામાં વર્ણ ગંધ, રસ અને સ્પર્શ નથી.

પ્રત્યેક આત્મા પોતાના કોઈ ચૈતન્યમય આકારવાળો છે કારણ કે જેનો કોઈ આકાર ના હોય તે શૂન્ય અભાવમય પદાર્થ હોય છે; જીવ એવો નથી. તે તો અનેક ગુણોનું ધારક દ્રવ્ય છે તેથી અવશ્ય જીવનો આકાર છે. જે શરીર ધારણ કરે છે તે શરીરપ્રમાણ તેનો આકાર થઈ જાય છે. જેમ દીવાનો પ્રકાશ ઓરડામાં ઓરડાભર ફેલાય છે, નાની ઓરડીમાં નાની ઓરડી પ્રમાણ, ઘડામાં ઘડાપ્રમાણ, એક લોટાની અંદર લોટાપ્રમાણ ફેલાય છે તેમ આ જીવનો આકાર

હાથીમાં હાથીના બરાબર, ઊંટમાં ઊંટના બરાબર, ઘોડામાં ઘોડાના બરાબર, બળદમાં બળદ સમાન, બકરામાં બકરાના બરાબર, કૂતરામાં કૂતરાના બરાબર, ઉંદરમાં ઉંદરના બરાબર, સર્પમાં સર્પના બરાબર, નોળિયામાં નોળિયાના બરાબર, કબુતરમાં કબુતરના બરાબર, ભ્રમરમાં ભ્રમરના બરાબર, કીડીમાં કીડીના બરાબર, ઇયળમાં ઇયળની બરાબર, વૃક્ષમાં વૃક્ષના બરાબર ઇત્યાદિ જેવું શરીર હોય છે તે પ્રમાણે આ જીવ સંકોચીને કે વિસ્તારીને નાના કે મોટા આકારે થઈ જાય છે. તો પણ સર્વ વિશ્વમાં ફેલાવાની શક્તિ એમાં છે. સ્વભાવની અપેક્ષાએ લોકવ્યાપી છે પરંતુ શરીરના સંબંધથી શરીર પ્રમાણ થઈ રહે છે. નામકર્મને કારણે સંકોચ કે વિસ્તારને પ્રાપ્ત થાય છે.

એવા અમૂર્તિક, જ્ઞાનાકાર, જ્ઞાનસ્વરૂપ, વીતરાગ, આનંદમય જીવો પોતપોતાના એકત્વથી, પોતપોતાની સત્તાથી ભિન્ન ભિન્ન રહે છે. એક જીવનો બીજા જીવ સાથે કાંઈ સંબંધ નથી. જેમ ઘઉંના દશ ક્રોડ દાણા એક સ્થાને રાખેલા છે. ઘઉંનો પ્રત્યેક દાણો જુદો જુદો છે. ઘઉંના ગુણોની અપેક્ષાએ ઘઉંના બધા દાણા સમાન છે છતાં દરેકની સત્તા જુદી જુદી છે. ઘઉંનો વેપારી તે દશ ક્રોડ દાણામાંથી કોઈને ૫૦૦, કોઈને ૧૦૦૦, કોઈને ૧૦૦૦૦, કોઈને ૧૦૦૦૦૦ દાણાઓ વેચે છે. લેવાવાળા કોઈ થોડો લોટ બનાવે છે, કોઈ વધારે લોટ બનાવે છે, લોટની રોટલી, પૂરી બનાવે છે, ખાય છે, તે ખાધેલા ઘઉંના દાણાનું લોહી, રસ, મલ આદિ બને છે. જ્યારે ઘણા ઘઉં લોટના રૂપમાં માટલામાં ભરેલા રહે છે, કેટલાક ઘઉંના સ્વરૂપમાં રહે છે. જો દશે ક્રોડ ઘઉંની એક જ સત્તા હોય તો જ્યાં એક દાણો જાય ત્યાં બીજો દાણો પણ જાય. એક દળાય તો બીજો પણ દળાવો જોઈએ. એક ચવાય તો બીજો પણ ચવાવો જોઈએ. પણ તેમ બનતું નથી. ઘઉંના સ્વભાવની અપેક્ષાએ દશ ક્રોડ ઘઉંના દાણા સમાન છે તોપણ દરેક ઘઉંનો દાણો પોતપોતાની ભિન્ન ભિન્ન સત્તાવાળો છે. એ પ્રમાણે સર્વ જીવ પોત પોતાની

ભિન્ન સત્તાવાળા છે અને તેથી જ એક જ સમયમાં કોઈ શરીરને ધારણ કરે છે તો કોઈ શરીરને ત્યાગે છે, કોઈ દુઃખી હોય છે તો કોઈ સુખી હોય છે, કોઈ ક્રોધી હોય છે તો કોઈ શાંત હોય છે, કોઈ વિશેષ જ્ઞાની છે તો કોઈ ન્યૂનજ્ઞાની છે, કોઈ સૂતા છે તો કોઈ જાગે છે, કોઈ શીખવે છે તો કોઈ શીખે છે, કોઈ લડે છે તો કોઈ પ્રેમ કરે છે, કોઈ ખાય છે તો કોઈ મલમૂત્ર કરે છે, કોઈ રડે છે તો કોઈ હસે છે, કોઈ ન્યાય કરે છે તો કોઈ શિક્ષા પામે છે, કોઈ લખે છે તો કોઈ રગે છે, કોઈ દળે છે તો કોઈ હળ ફેરવે છે, કોઈ સીવે છે તો કોઈ ધોવે છે, કોઈ ન્હાય છે તો કોઈ કપડાં પહેરે છે, કોઈ કપડાં ઉતારે છે તો કોઈ ધ્યાન કરે છે, કોઈ ગાય છે તો કોઈ વગાડે છે એમ સર્વની પ્રત્યક્ષ ભિન્ન ભિન્ન ક્રિયાઓ છે તેથી સર્વ જીવ ભિન્ન ભિન્ન છે તેથી સર્વની ક્રિયાઓ પ્રગટ ભિન્ન દેખાય છે. બધાની એક સત્તા હોઈ શકતી નથી. એક જ જીવની સત્તા માનીએ તો આ બધી ક્રિયાઓ એક જ વખતે બનવી સભવે નહિ. એક જ સમયમાં એક ચોરી કરે છે, એક રક્ષા કરે છે, એક મારે છે, એક બચાવે છે, એક શીલભગ કરે છે, એક શીલરક્ષા કરે છે, એક ઠગાય છે, એક દાન કરે છે, એક દાન પામે છે. વિશ્વમા જેટલા પ્રકારનાં શરીર ધારણ કરી શકાય છે, લગભગ તેટલાં બધા શરીરને એક જીવ પુનઃ પુનઃ જન્મ લઈને અને મરીને ધારણ કરી લે પરંતુ એક જીવ બીજા જીવની સાથે મળી કોઈ વખત એક થઈ શકતો નથી, તેમ એક જીવના વિભાગ થઈ બે જીવ કે અનેક જીવ બની શકતા નથી. જીવ અમૂર્તિક પદાર્થ છે. જેટલા અમૂર્તિક પદાર્થો છે તે ન તો કોઈ વખત પરસ્પર બધાય છે કે ન તેમના વિભાગ કે ખડ હોય છે. મળવાપણું-છૂટા થવાપણું પરમાણુઓમાં હોય છે પણ તે મૂર્તિક છે, પરમાણુ પરસ્પર મળીને સ્કંધ બની જાય છે. સ્કંધના ખંડ થઈને પરમાણુ થઈ જાય છે. તે પ્રમાણે જીવો મળી ન તો સ્કંધ થાય છે કે ન તેના ખંડ થાય છે.

પ્રત્યેક જીવ એકલો છે, ભિન્ન છે, સ્વતંત્ર છે, સ્વાધીન છે. પરના સંયોગથી મુક્ત એવા જીવના એકત્વનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે એમ જણાય છે કે પ્રત્યેક જીવ તદ્દન એકલો છે, સ્વભાવથી એક જીવમાં નથી બીજો જીવ, નથી કોઈ પરમાણુ કે સ્કંધ, નથી કોઈ કર્મ, નથી કોઈ પુણ્ય, નથી કોઈ પાપ, નથી રાગ, નથી દ્વેષ, નથી મોહ, નથી સાંસારિક સુખ કે દુઃખ, નથી શુભભાવ, નથી અશુભભાવ, નથી એકેંદ્રિયપણું, નથી બે ઇંદ્રિયપણું, નથી ત્રણેંદ્રિયપણું, નથી ચૌરેંદ્રિયપણું, નથી પંચેંદ્રિયપણું, નથી તિર્યંચપણું, નથી નારકીપણુ, નથી દેવપણુ, નથી મનુષ્યપણું, નથી સ્ત્રીપણું, નથી પુરુષપણું, નથી નપુંસકપણુ, નથી બાળકપણું, નથી યુવાનપણું, નથી વૃદ્ધપણું, નથી બ્રાહ્મણપણું, નથી ક્ષત્રિયપણું, નથી વૈશ્યપણું, નથી શૂદ્રપણું, નથી મ્લેચ્છપણું, નથી આર્યપણુ, નથી લઘુતા, નથી ગુરુતા, નથી સાધુત્વ, નથી ગૃહસ્થત્વ, નથી બંધત્વ, નથી અબંધત્વ. પ્રત્યેક જીવ બધાથી ભિન્ન, શુદ્ધ, જ્ઞાતા, દૃષ્ટા, વીતરાગ, આનંદમય, સિદ્ધ પરમાત્માની સમાન છે. સિદ્ધ પરમાત્મા અનેક છે. તે સર્વે પોતપોતાની સત્તાથી ભિન્ન ભિન્ન છે અને પોતપોતાના જ્ઞાનાનંદનો ભિન્ન ભિન્ન અનુભવ કરે છે. તે સ્વરૂપથી સમાન હોવા છતાં સત્તાથી સમાન-એક નથી. જીવનું એકત્વ તે તેનો શુદ્ધ નિજ-સ્વભાવ છે એમ નિશ્ચય કરવો જોઈએ. પરમાણુ માત્ર પણ કોઈ અન્ય દ્રવ્ય, કોઈ અન્ય જીવ કે કોઈ અન્ય ઔપાધિકભાવ આજીવના છે નહિ. આ જીવ રાગાદિ ભાવકર્મ, જ્ઞાનાવરણાદિ દ્રવ્ય કર્મ ને શરીરાદિ નોકર્મથી ભિન્ન છે. એ તદ્દન જુદો સ્વતંત્ર છે.

Every soul is quite distinct and independent being.

પ્રત્યેક આત્મા તદ્દન ભિન્ન, પ્રગટ સત્તાવંત સ્વતંત્ર દ્રવ્ય છે.

અશુદ્ધાવસ્થામાં પણ પ્રત્યેકને એકલાને જ જગતમાં વ્યવહાર કરવો પડે છે, પ્રત્યેક પોતાની હાનિ કે લાભનો સ્વયં જવાબદાર છે.

પ્રત્યેક પોતાના સુખને અને દુઃખને પોતે એકલો જ ભોગવે છે. પ્રત્યેક પોતે જ પોતાની ઉન્નતિ કે અવનતિ કરે છે. "હમ ન કિસીકે, કોઈ ન હમારા, જૂઠા હૈ જગકા વ્યવહારા." આ લૌકિક ઉક્તિ તદ્દન સત્ય છે. આ જીવ વ્યવહારમાં પણ એકલો જ છે, અશરણ છે, નિશ્ચયથી પણ એકલો અને અશરણ છે.

જૈન શાસ્ત્રોમાં આચાર્યોએ જીવના એકત્વના સંબંધમાં જે વાક્યો કહ્યા છે તેનું દિગ્દર્શન નીચે પ્રમાણે છે:—

(૧) શ્રી કુંદકુંદાચાર્યકૃત દ્વાદશાનુપ્રેક્ષામાંથી—

एक्को करेदि कम्मं एक्को हिंडदि य दीहसंसारे ।
एक्को जायदि मरदि य तस्स फलं भुंजदे एक्को ॥१४॥

આ સંસારી જીવ એકલો જ કર્મ બાંધે છે. જીવ એકલો જ દીર્ઘ સંસારમાં ભ્રમણ કરે છે. એકલો જ જન્મે છે અને એકલો જ મરે છે. પોતાના કરેલાં કર્મોનું ફળ પણ પોતે એકલો જ ભોગવે છે.

एक्को करेदि पावं विसयणिमित्तेण तिव्वलोहेण ।
णिरयतिरियेसु जीवो तस्स फलं भुंजदे एक्को ॥१५॥

ઇંદ્રિયોના વિષયોના માટે તીવ્ર લોભથી આ જીવ એકલો જ પાપ ઉપાર્જન કરે છે, અને તે પાપકર્મનું ફળ પોતે એકલો જ નરક અને તિર્યંચમાં ઊપજી ભોગવે છે.

एक्को करेदि पुण्णं धम्मणिमित्तेण पत्तदाणेण ।
मणुवदेवेसु जीवो तस्स फलं भुंजदे एक्को ॥१६॥

આ જીવ એકલો જ ધર્મના નિમિત્તે પાત્રોને દાન આપી પુણ્ય બાંધે છે. તે પુણ્યનું ફળ પોતે એકલો દેવ અને મનુષ્યભવમાં ભોગવે છે.

एक्कोहं णिम्ममो सुद्धो णाणदंसणलक्खणो ।
सुद्धेयत्तमुपादेयमेवं चिंतेइ सव्वदा ॥२०॥

નિશ્ચયથી હું એકલો જ છું, મારું કોઈ નથી, હું શુદ્ધ છું, જ્ઞાન દર્શન લક્ષણવંત છું, શુદ્ધભાવની એકતાથી અનુભવ કરવા યોગ્ય છું. એમ જ્ઞાની સદા ચિંતવન કરે છે.

मणिमंतोसहरक्खा हयगयरहओ य सयलविज्जाओ ।
जीवाणं ण हि सरणं तिसु लोए मरणसमयम्हि ॥८॥

મૃત્યુના સમયે, મણિ, મંત્ર, ઔષધી, રક્ષકો, ઘોડા, હાથી, રથ અને સકલ વિદ્યાઓ એ કોઇ પણ જીવને મરણથી બચાવી શકતાં નથી.

जाइजरमरणरोगभयदो रक्खेदि अप्पणो अप्पा ।
तम्हा आदा सरणं बंधोदयसत्तकम्मवदिरित्तो ॥११॥

જન્મ, જરા, મરણ, રોગ અને ભયથી આત્મા પોતે જ પોતાની રક્ષા કરી શકે છે, તેથી બંધ, ઉદય અને સત્તારૂપ કર્મોથી મુક્ત શુદ્ધ આત્મા જ શરણરૂપ છે, રક્ષક છે.

अरुहा सिद्धा आइरिया उवज्झाया साहु पंचपरमेट्ठी ।
ते वि हु चेट्ठदि जह्मा तम्हा आदा हु मे सरणं ॥१२॥

અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ પાંચે પરમેષ્ઠી આત્માનો જ અનુભવ કરે છે (આત્મારૂપ છે) તેથી મારે પણ એક મારો આત્મા જ શરણ છે.

सम्मत्तं सण्णाणं सच्चारित्तं च सत्तवो चेव ।
चउरो चेट्ठदि अदे तम्हा आदा हु मे सरणं ॥१३॥

સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર અને સમ્યક્તપ એ ચારે આત્માના ધ્યાનથી સિદ્ધ હોય છે (ચારે આત્મામાં જ છે) તેથી એક મારો આત્મા જ શરણ છે.

(૨) શ્રી કુંદકુંદાચાર્યકૃત સમયસારમાંથી;—

अहमिक्को खलु सुद्धो, दंसणणाणमइओ सयारुवी ।
णवि अत्थि मज्झ किंचि वि अण्णं परमाणुमित्तं पि ॥४३॥

હું એક-એકલો છું, નિશ્ચયથી શુદ્ધ છું, દર્શનજ્ઞાનમય છું, સદા અરૂપી છું, અન્ય એક પરમાણુ માત્ર પણ મારું નથી.

जीवस्स णत्थि वण्णो णवि गंधो णवि रसो णवि य फासो ।
णवि रुवं ण सरीरं णवि संठाणं ण संहणणं ॥५५॥

નિશ્ચયથી જીવનો નથી કોઈ વર્ણ, નથી કોઈ ગંધ, નથી કોઈ રસ, નથી કોઈ સ્પર્શ, નથી કોઈ રૂપ, નથી કોઈ શરીર, નથી કોઈ સંસ્થાન, કે નથી કોઈ સંહનન (હાડકાનો બાંધો). જીવ સર્વથી જુદો છે.

जीवस्स णत्थि रागो णवि दोसो णेव विज्जदे मोहो ।
णो पच्चया ण कम्मं णोकम्मं चावि से णत्थि ॥५६॥

નિશ્ચયથી જીવમાં રાગ નથી, દ્વેષ પણ નથી, મોહ પણ નથી, આસ્રવભાવ નથી, કર્મ નથી, શરીર આદિ નોકર્મ નથી.

जीवस्स णत्थि वग्गो ण वग्गणा णेव फड्ढया केई ।
णो अज्झप्पट्ठाणा णेव य अणुभायठाणाणि ॥५७॥

નિશ્ચયથી જીવનો નથી કોઈ વર્ગ (ફલપ્રદ શક્તિનો અંશ), નથી કોઈ વર્ગણા (કર્મનો સ્કંધ), નથી કોઈ સ્પર્દ્ધક (વર્ગણાનો સમૂહ), નથી રાગાદિ અધ્યવસાય સ્થાન કે નથી ફલદાન શક્તિરૂપ અનુભાગ સ્થાન.

जीवस्स णत्थि केई जोगट्ठाणा ण बंधठाणा वा ।
णेव य उदयट्ठाणा ण मग्गणट्ठाणया केई ॥५८॥

જીવનાં નથી કોઈ યોગસ્થાન (મન, વચન, અને કાયના વ્યાપાર), નથી કોઈ બંધસ્થાન, નથી કોઈ કર્મ ઉદયસ્થાન, નથી કોઈ ગતિ-ઇન્દ્રિય આદિ માર્ગણાસ્થાન.

णो ठिदि बंधट्ठाणा जीवस्स ण संकिलेसठाणा वा ।
णेव विसोहिट्ठाणा णो संजमलद्धिठाणा वा ॥५९॥

આ જીવનાં નથી કોઈ સ્થિતિબંધ સ્થાન, નથી કોઈ સંકલેશ ભાવનાં સ્થાન, નથી કોઈ વિશુદ્ધિનાં સ્થાન, કે નથી કોઈ સંયમ લબ્ધિનાં સ્થાન.

णेव य जीवट्ठाणा ण गुणट्ठाणा य अत्थि जीवस्स ।
जेण दु एदे सव्वे पुग्गलदव्वस्स परिणामा ॥६०॥

આ જીવનાં નથી કોઈ જીવ સમાસ ( જીવોના ભેદ ), નથી ગુણસ્થાનક ( ઉન્નતિની શ્રેણિ ) કારણ કે ઉપર જણાવેલા સર્વ પુદ્ગલદ્રવ્યના સંયોગથી થવાવાળી અવસ્થાઓ છે. જીવનો નિજસ્વભાવ નથી. જીવનો નિજ શુદ્ધ સ્વભાવ તો એ સર્વથી પર-ભિન્ન છે.

अहमिक्को खलु सुद्धो य णिम्ममओ णाणदंसणसमग्गो ।
तह्मि ठिदो तच्चित्तो सव्वे एए खयं णेमि ॥ ७८ ॥

નિશ્ચયથી હું એક છું, મમત્વરહિત છું, જ્ઞાનદર્શનથી પૂર્ણ છું. હું મારા પોતાના શુદ્ધાત્મસ્વરૂપમાં સ્થિર થઈ, તેમાં જ તન્મય થઈ આ સર્વ ક્રોધાદિ ભાવોનો નાશ કરું છું.

परमट्ठो खलु समओ सुद्धो जो केवली मुणी णाणी ।
तह्मि ठिदा सहावे मुणिणो पावंति णिव्वाणं ॥ १५८ ॥

સમય-આત્મા નિશ્ચયથી પરમ પદાર્થ છે, શુદ્ધ છે, કેવલી છે, મુનિ છે, જ્ઞાની છે. તે આત્માના સ્વભાવમાં જે સ્થિર થાય છે, લીન થાય છે, તે મુનિ નિર્વાણ-મોક્ષને પામે છે.

उवओगे उवओगो कोहादिसु णत्थि को वि उवओगो ।
कोहो कोहे चेव हि उवओगे णत्थि खलु कोहो ॥ १८८ ॥

જ્ઞાનોપયોગી આત્મામાં જ્ઞાનોપયોગી આત્મા છે, ક્રોધાદિકમાં

દેશ પણ જ્ઞાનોપયોગમાં છે નહિ, ક્રોધમાં ક્રોધ છે, ઉપયોગમાં ક્રોધ નથી. ક્રોધ ભિન્ન છે, આત્મા ભિન્ન છે.

अट्ठवियप्पे कम्मे णोकम्मे चावि णत्थि उवओगो ।
उवओगम्मि कम्मं णोकम्मं चावि णो अत्थि ॥ १८९ ॥

આઠ પ્રકારનાં દ્રવ્ય કર્મમાં કે શરીરાદિ નોકર્મમાં પણ જ્ઞાનોપયોગી આત્મા છે નહિ. જ્ઞાનોપયોગી આત્મામાં કર્મ કે નોકર્મ છે નહિ,

(૩) શ્રી કુંદકુંદાચાર્યના પ્રવચનસારમાંથી :—

णाहं देहो ण मणो ण चेव वाणी ण कारणं तेसिं ।
कत्ता ण ण कारयिदा अणुमंता णेव कत्तीणं ॥ ६८ ॥

નિશ્ચયથી હું આત્મા એક છું, હું દેહ નથી, હું મન નથી, હું વચન નથી, હું મન, વચન અને કાયાનું કારણ પણ નથી, હું એનો કર્તા નથી, હું કરાવનાર નથી, હું એના કરનારનો અનુમોદનાર નથી.

णाहं होमि परेसिं ण मे परे सन्ति णाणमहमेक्को ।
इदि जो झायदि झाणे सो अप्पाणं हवदि झादा ॥ ९९ ॥

નિશ્ચયથી જ્ઞાની જાણે છે કે હું શરીરાદિકનો નથી તેમ શરીરાદિ મારાં નથી. હું તો એક છું, જ્ઞાનસ્વરૂપ શુદ્ધ છું, એવું ધ્યાન જે ધ્યાવે છે તે આત્મધ્યાની હોય છે.

एवं णाणप्पाणं दंसणभूदं अदिंदियमहत्थं ।
धुवमचलमणालंबं मण्णेऽहं अप्पगं सुद्धं ॥ १०० ॥

હું પોતાના આત્માને એવો માનું છું કે આ આત્મા પરભાવોથી રહિત નિર્મળ છે, નિશ્ચલ એક સ્વરૂપ છે, જ્ઞાનસ્વરૂપ છે, દર્શનસ્વરૂપ છે, અતીન્દ્રિય છે, મહાન પદાર્થ છે, નિશ્ચળ છે, પરદ્રવ્યના અવલંબનથી રહિત છે

देहा वा दविणा वा सुहदुक्खा वाध सत्तुमित्तजणा ।
जीवस्स ण संति धुवा धुवोवओगप्पगो अप्पा ॥ १०१ ॥

ઔદારિક આદિ શરીર, ધનધાન્યાદિક, ઇષ્ટ અનિષ્ટ પાંચ ઇંદ્રિયોનાં સુખદુઃખ અને શત્રુમિત્ર આદિ લોક કોઈ પણ આ જીવનાં નથી. એ સર્વ નાશવંત છે પણ જીવ જ્ઞાનદર્શન સ્વરૂપ અવિનાશી દ્રવ્ય છે.

(૪) શ્રી કુંદકુંદસ્વામીકૃત ભાવપાહુડમાંથી—

एगो मे सस्सदो अप्पा णाणदंसणलक्खणो ।
सेसा मे बाहिरा भावा सव्वे संजोगलक्खणा ।। ५९ ।।

મારો આત્મા એકલો છે, શાશ્વત અવિનાશી છે, જ્ઞાનદર્શન લક્ષણવંત છે, રાગાદિ સર્વ બાહ્ય ભાવો મારા નથી, તે સર્વ કર્મના સંયોગથી ઉત્પન્ન થયા છે.

कत्ता भोइ अमुत्तो सरीरमित्तो अणाइनिहणो य ।
दंसणणाणुवओगो णिद्दिट्ठो जिणवरिंदेहिं ।। १४८ ।।

આ જીવ નિશ્ચયથી પોતાના સ્વભાવ પરિણામનો કર્તા છે અને તે સ્વભાવ પરિણામનો ભોક્તા છે, અમૂર્તિક છે. શરીર પ્રમાણ આકારવાળો છે, અનાદિ અનંત છે, દર્શન અને જ્ઞાન ઉપયોગવંત છે એમ શ્રી જિનેન્દ્ર ભગવાને દર્શાવ્યુ છે.

(૫) શ્રી કુંદકુંદસ્વામીકૃત મોક્ષપાહુડમાંથી :–

दुट्ठट्ठकम्मरहियं अणोवमं णाणविग्गहं णिच्चं ।
सुद्धं जिणेहिं कहियं अप्पाणं हवइ सद्दव्वं ।। १८ ।।

આ આત્મા એક સત્ દ્રવ્ય છે, દુષ્ટ આઠ કર્મોથી રહિત છે, અનુપમ છે, જ્ઞાનાકાર છે, અવિનાશી છે, અને શુદ્ધ છે એમ જિનેંદ્રે કહ્યું છે.

सिद्धो सुद्धो आदा सव्वण्हू सव्वलोयदरसी य ।
सो जिणवरेहिं भणियो जाण तुमं केवलं णाणं ।। ३५ ।।

આત્મા જે સિદ્ધ છે, શુદ્ધ છે, સર્વજ્ઞ છે અને સર્વદર્શી છે, કેવલ જ્ઞાનમય છે, એમ શ્રી જિનેન્દ્રે કહ્યું છે, તેને તું જાણ્.

(૬) શ્રી શિવકોટિઆચાર્યરચિત ભગવતી આરાધનામાંથી–

णिरुवक्कमस्स कम्मस्स, फले समुवट्ठिदंमि दुक्खंमि ।
जादिजरामरणरूजा–, चिंताभयवेदणादीए ॥ १७३४ ॥
जीवाण णत्थि कोई, ताणं सरणं च जो हविज्ज इदं ।
पायालमदिगदो वि य, ण मुच्चइ सकम्मउदयम्मि ॥ १७३५ ॥

ઉદય આવ્યે જેનો ઉપાય નથી એવાં કર્મોનું ફળ જ્યારે આવે છે ત્યારે જન્મ, જરા, મરણ; રોગ, ચિંતા, ભય અને વેદનાદિનાં દુઃખો જીવ ઉપર એકાએક આવી પડે છે, તે સમયે કોઈ રક્ષા કરનાર હોતું નથી, જે જીવને એ ઉદય આવે છે, તે જીવને એકલાને જ તે ભોગવવાં પડે છે. જીવ જો પાતાલમાં ચાલ્યો જાય તો પણ ઉદયપ્રાપ્ત કર્મ ફળ આપ્યા વિના રહેતાં નથી,

दंसणणाणचरित्तं तवो य ताणं च होइ सरणं च ।
जीवस्स कम्मणासण, हेदुं कम्मे उदिण्णम्मि ॥ १७४६ ॥

કર્મની ઉદીરણા કે તીવ્ર ઉદયના સમયે જીવને તે કર્મો નાશ કરવા એક સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર અને સમ્યક્તપ એ જ બચાવનાર પરમ શરણ છે. અન્ય કોઈ રક્ષક નથી.

पावं करेदि जीवो, बंधवहेदुं सरीरहेदुं च ।
णिरयादिसु तस्स फलं, एक्को सो चेव वेदेदि ॥ १७४७ ॥

બાંધવાદિ સ્નેહી જનોના નિમિત્તે અને પોતાના શરીરને નિમિતે ઘણા આરંભ અને પરિગ્રહમાં આસક્ત થઈ જીવ પાપ કર્મો કરે છે; પણ તે પાપ કર્મોનું ફળ નરકાદિ ગતિ વિષે એકલા આ જીવને જ ભોગવવાં પડે છે.

रोगादिवेदणाओ, वेदयमाणस्स णिययकम्मफलं ।
पेच्छंता वि समक्खं, किं चिवि ण करंति से णियया ॥ १७४८ ॥

રોગાદિ વેદમાં એ પોતાના જ કર્મોનું ફળ છે. તે ભોગવતી વખતે જીવનું દુઃખ કોઈ દૂર નથી કરી શકતું, કુટુંબાદિ પરિવારજન સામે બેસી જોયા કરે છે પણ તે કંઈ કરી શકતાં નથી તો બીજા તો કોણ દુઃખ દૂર કરી શકે?

णीया अत्था देहा–, दिया य संगा ण कस्स इह होंति ।
परलोगं मुण्णिता, जदि वि दइत्तंति ते सुट्ठु ॥ १७५० ॥

પરલોક જતી વખતે જીવની સાથે સ્ત્રી, પુત્ર, મિત્ર, ધન, દેહાદિક પરિગ્રહ કોઈ સાથે જતું નથી. આ જીવે એ બધાંની સાથે બહુ પ્રીતિ કરી છે પણ નિરર્થક છે, કોઈ સાથે રહેતું નથી.

होऊण अरी वि पुणो, मित्तं उवकारकारणा होइ ।
पुत्तो वि खणेण अरी, जायदि अवयारकरणेण ॥ १७६१ ॥
तम्हा ण कोइ कस्सइ, सयणो व जणो व अत्थि संसारे ।
कज्जं पडि हुंति जगे, णीया व अरी व जीवाणं ॥ १७६२ ॥

ઉપકાર કરવાથી શત્રુ હોય તો પણ મિત્ર થઈ જાય છે. અપકાર કરવાથી પુત્ર હોય તો પણ શત્રુ થઈ જાય છે. તેથી આ સંસારમાં કોઈ કોઈનો શત્રુ કે મિત્ર છે નહિ. સ્વાર્થવશે જગતમાં શત્રુ અને મિત્ર થઈ જાય છે.

जो जस्स वट्टदि हिदे, पुरिसो सो तस्स वंधवो होदि ।
जो जस्स कुणदि अहिदं, सो तस्स रिवुत्ति णायव्वो ॥ १७६३ ॥

જે જેનું હિત કરે છે તે પુરુષ એનો બાંધવ–મિત્ર થઈ જાય છે. જે જેનું અહિત કરે છે તે તેનો શત્રુ થઈ જાય છે.

(૭) શ્રી પૂજ્યપાદસ્વામીકૃત ઇષ્ટોપદેશમાંથી :–

वपुगृहं धनं दाराः पुत्रा मित्राणि शत्रवः ।
मूढसर्वथान्यस्वभावानि : स्वानि प्रपद्यते ॥ ८ ॥

શરીર, ઘર, ધન, સ્ત્રી, પુત્ર, મિત્ર અને શત્રુ એ સર્વ અન્ય સ્વભાવવાળાં છે, આત્માના સ્વભાવથી જુદાં છે છતાં મૂઢ અજ્ઞાની પુરુષ તેને પોતાનાં માની લે છે.

दिग्देशेभ्यः खगा एत्य संवसंति नगे नगे ।
स्वस्वकार्यवशाद्यांति देशे, द्दिक्षु प्रगे प्रगे ॥ ९ ॥

સંધ્યા સમયે ભિન્ન ભિન્ન દેશોમાંથી આવી પક્ષીસમૂહ વૃક્ષ ઉપર રાતવાસો રહે છે અને સવારમાં પોતપોતાના કાર્યવશ ભિન્ન ભિન્ન દિશાઓમાં ઊડી જાય છે. તેવી રીતે આ કુટુંબિજનો છે તે કોઈ કોઈનું સગું નથી.

एकोऽहं निर्ममः शुद्धो, ज्ञानी योगीन्द्रगोचरः ।
बाह्याः संयोगजा भावा, मत्तः सर्वेऽपि सर्वथा ॥ २७ ॥

હું એક છું, એકલો છું, મારું કોઈ નથી, હું શુદ્ધ છું, હું જ્ઞાન સ્વરૂપ છું, યોગીઓએ અનુભવ્યો છે તેવો છું, કર્મના સંયોગથી ઉત્પન્ન ભાવો મારાથી સર્વથા ભિન્ન છે.

न मे मृत्युः कुतो भीतिर्न मे व्याधिः कुतो व्यथा ।
नाहं बालो न वृद्धोऽहं न युवैतानि पुद्गले ॥ २९ ॥

હું આત્મા છુ. મારું મરણ નથી તો મને મરણનો શો ભય? અને રોગ વ્યાધિ નથી તો મને પીડા શાની? હું બાલક નથી, હું વૃદ્ધ નથી, હું યુવાન નથી. આ સર્વ પુદ્ગલમય શરીરની અવસ્થાઓ છે. હું તો તે બધાથી ભિન્ન છું.

स्वस्मिन्सदभिलाषित्वादभीष्टज्ञापकत्वतः ।
स्वयं हितप्रयोक्तृत्वादात्मैव गुरुरात्मनः ॥ ३४ ॥

આત્મા પોતે જ આત્માનો સાચો ગુરુ છે, કારણ કે પોતાનામાં જ પોતાનું હિત કરવાની ઇચ્છા ઉદ્ભવે છે, પોતે જ પોતાના હિતને જાણે છે. પોતે જ પોતાને હિત સાધનમાં પ્રેરણા કરે છે.

(८) श्री पूज्यपादस्वामीकृत समाधि शतकमांथी :

देहेष्वात्मधिया जाताः पुत्रभार्यादिकल्पनाः ।
सम्पत्तिमात्मनस्ताभिर्मन्यते हा हतं जगत् ॥ १४ ॥

દેહને વિષે આત્મબુદ્ધિ હોવાથી પુત્ર, સ્ત્રી આદિની કલ્પના-માન્યતા થાય છે, અને તેથી તે બધાને પોતાના આત્માની સંપત્તિ માને છે તેને પોતાનાં માને છે. અરે! જગત્ હણાઈ-નાશ પામી રહ્યું છે.

यदग्राह्यं न गृह्णाति गृहीतं नापि मुञ्चति ।
जानाति सर्वथा सर्वं तत्स्वसंवेद्यमस्म्यहम् ॥ २० ॥

જે આત્માથી ભિન્ન છે તે ગ્રહણ કરવા યોગ્ય નથી, તેને આ જીવ કોઈ વખત ગ્રહણ કરતો નથી. જે આત્માનો સ્વભાવ છે, જે ગ્રહણ કરેલો જ છે તેને કોઈ પણ વખત છોડતો નથી. જે સર્વને સર્વથા જાણે છે અને સ્વાનુભવગમ્ય છે તે હું છું.

येनात्मनानुभूयेऽहमात्मनैवात्मनात्मनि ।
सोऽहं न तन्न सा नासौ नैको न द्वौ न वा बहुः ॥ २३ ॥

જે સ્વરૂપથી હું પોતાનામાં પોતાની દ્વારા પોતાને પોતા સમાન જ અનુભવ કરું છું તે જ હું છું; હું પુરુષ નથી, સ્ત્રી નથી નપુંસક નથી, એક નથી, બે નથી કે બહુ પણ નથી.

यदभावे सुषुप्तोऽहं यद्भावे व्युत्थितः पुनः ।
अतीन्द्रियमनिर्देश्यं तत्स्वसंवेद्यमस्म्यहम् ॥ २४ ॥

જેના અભાવે-જે સ્વરૂપને ન જાણવાથી હું સૂતેલો નિદ્રાધીન હતો અને જેના સદ્‌ભાવે જે સ્વરૂપને જાણવાથી હું જાગી ઊઠયો તે મારું સ્વરૂપ ઇંદ્રિયોથી ગમ્ય નથી, વચનથી કહેવાય એમ નથી તે મારું સ્વરૂપ તો માત્ર પોતાની દ્વારા પોતાના જ અનુભવગોચર છે

क्षीयन्तेऽत्रैव रागाद्यास्तत्त्वतो मां प्रपश्यतः ।
बोधात्मानं ततः कश्चिन्न मे शत्रुर्न च प्रियः ॥ २५ ॥

જ્યારે હું નિશ્ચયથી–પરમાર્થથી મારા શુદ્ધ જ્ઞાનસ્વરૂપનો અનુભવ કરું છું. ત્યારે આ સર્વ રાગાદિભાવો નાશ પામે છે તેથી આ જગતમાં નથી કોઈ મારો શત્રુ કે નથી કોઈ મારો મિત્ર.

मामपश्यन्नयं लोको, न मे शत्रुर्न च प्रियः ।
मां प्रपश्यन्नयं लोको न मे शत्रुर्न च प्रियः ॥ २६ ॥

આ જગતના લોકો મારા સાચા શુદ્ધ સ્વરૂપને જાણતા–દેખતા નથી તેથી નથી કોઈ મારો શત્રુ થઈ શકતો કે નથી કોઈ મિત્ર થઈ શકતો. જે જ્ઞાનીજન મારા શુદ્ધ સ્વરૂપને જાણે છે, તે પણ મારા શત્રુ કે મિત્ર થઈ શકતા નથી.

यः परात्मा स एवाहं योऽहं स परमस्ततः ।
अहमेव मयोपास्यो नान्यः कश्चिदिति स्थितिः ॥ ३१ ॥

જે પરમાત્મા છે તેવો જ છું, જે હુ છું, તે જ પરમાત્માનું સ્વરૂપ છે. તેથી હું મારી પોતાની જ ઉપાસના કરું છું. કોઈ બીજાની ઉપાસના કરતો નથી એ સત્ય વાત છે.

यत्पश्यामीन्द्रियैस्तन्मे नास्ति यन्नियतेन्द्रियः ।
अन्तः पश्यामि सानंदं तदस्तु ज्योतिरुत्तमम् ॥ ५१ ॥

જે કંઈ ઇંદ્રિયોદ્વારા હું જોઉં છું તે મારું સ્વરૂપ નથી. ઇંદ્રિયોના વ્યાપારને રોકી જ્યારે હું અંતરમાં નિહાળું છું ત્યારે પરમાનંદમય ઉત્તમ જ્ઞાનજ્યોતિને પ્રાપ્ત થાઉં છું, તે હું છું.

नयत्यात्मानमात्मैव जन्मनिर्वाणमेव च ।
गुरुरात्मात्मनस्तस्मान्नान्योऽस्ति परमार्थतः ॥ ७५ ॥

આ આત્મા પોતે જ પોતાને સંસાર પરિભ્રમણ કરાવે છે અને પોતે જ પોતાને મોક્ષમાં લઈ જાય છે. તેથી પરમાર્થથી આત્માનો ગુરુ આત્મા પોતે જ છે. અન્ય કોઈ ગુરુ નથી.

(૯) શ્રી ગુણભદ્રાચાર્યના આત્માનુશાસનમાંથી :—

शरणमशरणं वो बन्धवो बन्धमूलं;
चिरपरिचितदारा द्वारमापद्गृहाणाम् ।
विपरिमृशत पुत्राः शत्रवः सर्वमेतत्,
त्यजत भजत धर्मं निर्मलं शर्मकामाः ॥ ६० ॥

આ તારું ઘર તને મરણાદિ આપત્તિઓથી બચાવી શકતું નથી. આ તારા બાંધવ (સ્નેહીજન) તે તો બંધનના મૂળ—બંધ કરાવનાર છે. દીર્ઘકાળથી પરિચિત દારા (સ્ત્રી) તો આપદાઓનું દ્વાર (દરવાજો) છે. આ તારા પુત્રો તે તો તારા આત્માના શત્રુઓ છે. એ પ્રકારે વિચારી આ સર્વ દુઃખના કારણભૂતને ત્યાગી દે. અને જો સહજ સુખને ઇચ્છે છે તો નિર્મળ શુદ્ધ ધર્મનું સેવન કર.

तत्कृत्यं किमिहेन्धनैरिव धनैराशाग्निसंधुक्षणैः ।
सम्बन्धेन किमङ्ग शश्वदशुभैः सम्बन्धिभिर्बन्धुभिः ॥
किं मोहाहिमहाबिलेन सदृशा देहेन गेहेन वा ।
देहिन् याहि सुखाय ते सममसुं मा गाः प्रमादं मुधा ॥ ६१ ॥

હે પ્રાણી! આ તારું ધન આશારૂપી અગ્નિને વધારવાને માટે ઈંધન સમાન છે. હે ભવ્ય! આ તારા સંબધી—સ્નેહી જનોના સબંધથી શુ લાભ? એ તો તને સદા અશુભમાં પ્રવૃત્તિ કરાવે છે. આ દેહરૂપી ઘર મોહરૂપી સર્પના મોટા દર સમાન છે તેનાથી તને શું લાભ? હે! જીવ, તું એ સર્વનો સ્નેહ છોડ અને એક સમભાવનું સેવન કર જેથી તને સુખ મળશે. પ્રમાદ ના કર.

अकिंचनोऽहमित्यास्व त्रैलोक्याधिपतिर्भवेः ।
योगिगम्यं तव प्रोक्तं रहस्यं परमात्मनः ॥ ११० ॥

મારું કોઈ નથી, હું એકલો છું એવી ભાવના ભાવ. તેથી તું ત્રણ લોકનો સ્વામી થઈ જશે. આ યોગીઓને જાણવા યોગ્ય ભેદ તને કહ્યો. આનાથી પરમાત્માનું સ્વરૂપ પ્રગટ થશે.

ममेदमहमस्येति प्रीतिरीतिरिवोत्थिता ।
क्षेत्रे क्षेत्रीयते यावत्तावत् काशा तपःफले ॥ २४२ ॥

આ શરીરાદિક મારાં છે, હું શરીરાદિકનો છુ, એવી પ્રીતિ ઇતિ એટલે તીડનાં ટોળાંની પેઠે ભયંકર ઉપદ્રવ કરનાર છે. જ્યાં સુધી શરીર ઉપર મોહ છે ત્યા સુધી તપના ફળની શી આશા? અર્થાત્ ત્યાં સુધી મોક્ષ પ્રાપ્ત કરવાની આશા વૃથા છે.

मामन्यमन्यं मां मत्वा भ्रान्तो भ्रान्तौ भवार्णवे ।
नान्योऽहमहमेवाहमन्योऽन्योऽन्योऽहमस्ति न ॥ २४३ ॥

ભ્રમબુદ્ધિ હોવાથી તેં તને શરીરરૂપ જાણ્યો અને શરીરાદિને તારો સ્વભાવ જાણ્યો. આ વિપરીત જ્ઞાનથી તુ સંસારમાં ભ્રમ્યા કર્યો. હવે તુ એમ જાણ કે હુ પરપદાર્થ નથી, હું તે હુ જ છું; પર તે પર જ છે, તેમાં હુ નથી, હું તે નથી, હું આત્મા છુ, અન્ય સર્વ મારાથી ભિન્ન છે.

क्षीरनीरवदभेदरूपतस्तिष्ठतोरपि च देहदेहिनोः ।
भेद एव यदि भेदवत्स्वलं बाह्यवस्तुषु वदात्र का कथा ॥ २५३ ॥

જે દેહની સાથે આ જીવનો દુધપાણીના સમાન સંબંધ ચાલ્યો આવે છે તે દેહ પણ જ્યારે જીવથી ભિન્ન છે ત્યારે બાહ્ય ચેતન અને અચેતન પદાર્થોની શુ વાત? તે તો પોતાનાથી ભિન્ન જ છે. તૈજસ અને કાર્મણ શરીર પણ જીવના નથી.

तप्तोऽहं देहसंयोगाज्जलं वाऽनलसंगमात् ।
इह देहं परित्यज्य शीतीभूताः शिवैषिणः ॥ २५४ ॥

જ્ઞાની વિચારે છે કે જેમ અગ્નિના સંયોગથી પાણી તપ્તાયમાન થાય છે તેમ આ દેહના સંયોગથી હું તપ્તાયમાન દુઃખી થઈ રહ્યો છું. તેથી કલ્યાણના ઇચ્છકોએ દેહનું મમત્વ છોડી શાંતિ પ્રાપ્ત કરી છે.

अजातोऽनश्वरोऽमूर्त्तः कर्त्ता भोक्ता सुखी बुधः ।
देहमात्रो मलैर्मुक्तो गत्वोर्ध्वमचलः प्रभुः ॥ २६६ ॥

આ આત્મા ક્યારે પણ ઉત્પન્ન થયો નથી માટે અજન્મા છે, ક્યારે પણ એનો નાશ થશે નહિ માટે અવિનાશી છે, વર્ણાદિ ગુણોથી રહિત હોવાથી અમૂર્ત છે, પોતાના સ્વભાવનો કર્તા અને ભોક્તા છે, પરમ સહજ સુખ પૂર્ણ છે, જ્ઞાનવંત છે, દેહ પ્રમાણ આકારવાળો છે, કર્મોના મલથી રહિત થઈ લોકાગ્રે જઈને સ્થિત થાય છે, નિશ્ચલ છે અને એ જ પ્રભુ છે, પરમાત્મા છે.

(૧૦) શ્રી નાગસેનમુનિકૃત તત્ત્વાનુશાસનમાંથી:—

तथा हि चेतनोऽसंख्यप्रदेशो मूर्तिवर्जितः ।
शुद्धात्मा सिद्धरुपोऽस्मि ज्ञानदर्शनलक्षणः ॥ १४७ ॥

હું ચૈતન્ય છું, લોકપ્રમાણ અસંખ્યાત પ્રદેશવાળો છું, અમૂર્તિક છું, શુદ્ધ આત્મા છું, સિદ્ધ સમાન છું અને જ્ઞાન અને દર્શન લક્ષણવંત છું.

नान्योऽस्मि नाहमस्त्यन्यो नान्यस्याहं न मे परः ।
अन्यस्त्वन्योऽहमेवाहमन्योन्यस्याहमेव मे ॥ १४८ ॥

હુ અન્ય નથી, અન્ય તે હું નથી, હું અન્યનો નથી, અન્ય મારાં નથી. અન્ય તે અન્ય છે, હું તે હુ છું, અન્ય અન્યનું છે, મારું તે મારું છે. આત્મા સર્વથી ભિન્ન છે.

अन्यच्छरीरमन्योऽहं चिदहं तदचेतनं ।
अनेकमेतदेकोऽहं क्षयीदमहमक्षयः ॥ १४९ ॥

શરીર ભિન્ન છે, હું ભિન્ન છું, હું ચેતન છું. તે શરીરાદિ અચેતન છે, શરીર અનેક પરમાણુનું બનેલું છે, હુ એક અખંડ છું, આ શરીરાદિ નાશવંત છે, હું અક્ષય અવિનાશી છું.

सद्द्रव्यमस्मि चिदहं ज्ञाता दृष्टा सदाप्युदासीनः ।
स्वोपात्तदेहमात्रस्ततः पृथग्गगनवदमूर्त्तः ॥ १५३ ॥

હુ સત્ દ્રવ્ય છું, ચેતનમય છું, જ્ઞાતાદૃષ્ટા છું, સદા ઉદાસીન

છું, દેહપ્રમાણ મારો આકાર છે તો પણ દેહથી આકાશની સમાન જુદો છું.

(૧૧) શ્રી અમૃતચંદ્રાચાર્યકૃત પુરુષાર્થસિદ્ધ્યુપાયમાંથી :—

अस्ति पुरुषश्चिदात्मा विवर्जितः स्पर्शगंधरसवर्णैः ।
गुणपर्ययसमवेतः समाहितः समुदयव्ययध्रौव्यैः ॥ ९ ॥

આ આત્મા ચૈતન્યસ્વરૂપ છે, સ્પર્શ, રસ, ગંધ અને વર્ણથી રહિત છે, જ્ઞાનાદિ ગુણ અને તેના શુદ્ધ પર્યાયવંત છે. પરિણામ અપેક્ષાએ ઉત્પાદ, વ્યય સ્વરૂપ છે અને સ્વભાવે ધ્રૌવ્ય સ્વરૂપ છે.

(૧૨) શ્રી અમૃતચંદ્રાચાર્યકૃત તત્ત્વાર્થસારમાંથી :—

कस्याऽपत्यं पिता कस्य कस्याम्बा कस्य गेहिनी ।
एक एव भवाम्भोधौ जीवो भ्रमति दुस्तरे ॥ ३४–६ ॥

કોનો પુત્ર, કોનો પિતા, કોની માતા અને કોની સ્ત્રી? આ જીવ એકલો જ આ દુસ્તર સંસાર સમુદ્રમાં ભ્રમણ કરે છે.

अन्यः सचेतनो जीवो वपुरन्यदचेतनम् ।
हा तथापि न मन्यन्ते नानात्वमनयोर्जनाः ॥ ३५–६ ॥

આ જીવ સચેતન છે, શરીરથી અન્ય ભિન્ન છે, શરીર અચેતન છે, જીવથી જુદું છે. પણ ખેદની વાત છે કે મનુષ્યો બંનેનું ભિન્નત્વ સમજતા નથી, જાણતા નથી.

(૧૩) શ્રી અમૃતચંદ્રાચાર્યકૃત સમયસારકલશમાંથી :—

आत्मस्वभावं परभावभिन्नमापूर्णमाद्यन्तविमुक्तमेकं ।
विलीनसङ्कल्पविकल्पजालं प्रकाशयन् शुद्धनयोऽभ्युदेति ॥१०-१॥

શુદ્ધ નિશ્ચયનયથી વસ્તુતાએ આ આત્માનો સ્વભાવ રાગાદિ પરભાવથી ભિન્ન છે, પોતાના જ્ઞાનાદિગુણોથી પૂર્ણ છે, અનાદિ અનંત છે, એક અખંડ છે, સંકલ્પ વિકલ્પની જાળથી રહિત છે અને સદા જ્ઞાનજ્યોતિથી સ્વપરપ્રકાશમાન છે.

चिच्छक्तिव्याप्तसर्वस्वसारो जीव इयानयं ।
अतोऽतिरिक्ताः सर्वेऽपि भावाः पौद्गलिका अमी ॥ ३-२ ॥

આ જીવ સંપૂર્ણપણે ચૈતન્ય શક્તિથી વ્યાપ્ત છે. તેનાથી જુદા બીજા સર્વે રાગાદિ ભાવો પુદ્દ્‌ગલના છે.

वर्णाद्या वा रागमोहादयो वा भिन्ना भावाः सर्व एवास्य पुंसः ।
तेनैवान्तरतत्त्वतः पश्यतोऽमी नो दृष्टाः स्युर्दृष्टमेकं परं स्यात् ॥५-२॥

વર્ણ, ગંધ, રસાદિ અને રાગ, મોહાદિ ભાવો એ સર્વે આત્માથી ભિન્ન છે. વસ્તુતઃ નિશ્ચયથી અંતરમાં જોતાં તો આ સર્વે ભાવો દેખાતા નથી. એક પરમોત્કૃષ્ટ આત્મા જ દૃષ્ટિગોચર થાય છે.

अनाद्यनन्तमचलं स्वसंवेद्यमिदम् स्फुटम् ।
जीवः स्वयं तु चैतन्यमुच्चैश्चकचकायते ॥ ९-२ ॥

આ જીવ અનાદિ અનંત છે, સ્વભાવથી નિશ્ચલ છે, સ્વાનુભવગમ્ય છે, પ્રગટ છે, ચૈતન્યરૂપ છે, પોતાના જ પૂર્ણ ઉદ્યોત સ્વરૂપ છે.

शुद्धद्रव्यनिरूपणार्पितमतेस्तत्त्वं समुत्पश्यतो ।
नैकद्रव्यगतं चकास्ति किमपि द्रव्यान्तरं जातुचित् ॥
ज्ञानं ज्ञेयमवैति यत्तु तदयं शुद्धस्वभावोदयः ।
किं द्रव्यान्तरचुंबनाकुलधियस्तत्त्वाच्च्यवन्ते जनाः ॥ २२-१० ॥

શુદ્ધ દ્રવ્યદૃષ્ટિથી જો જોઈએ તો તત્ત્વનું સ્વરૂપ એવું છે કે એક દ્રવ્યમાં બીજું દ્રવ્ય કદાપિ પણ પ્રકાશતું નથી. જ્ઞાન જ્ઞેય પદાર્થોને જાણે છે તે જ્ઞાનના શુદ્ધ સ્વભાવનો પ્રકાશ છે તો પછી મૂઢ જન પરદ્રવ્યની સાથે રાગભાવ કરી આકુલવ્યાકુલ થઈ પોતાના સ્વભાવથી કેમ ભ્રષ્ટ થાય છે ?

अन्येभ्यो व्यतिरिक्तमात्मनियतं बिभ्रत् पृथक् वस्तुता-
मादानोज्झनशून्यमेतदमलं ज्ञानं तथावस्थितम् ।

मध्याद्यन्तविभागमुक्तसहजस्फारप्रभाभासुरः
शुद्धज्ञानघनो यथास्य महिमा नित्योदितस्तिष्ठति ॥ ४२-१० ॥

આત્માનો સ્વભાવ જ્ઞાન છે. તે જ્ઞાન અન્ય દ્રવ્યોમાં નથી, આત્મદ્રવ્યમાં નિશ્ચલ સ્થિત છે, અન્ય સર્વ પદાર્થોથી પૃથક્ જુદો છે, અન્ય પદાર્થના ગ્રહણ અને સ્વભાવના ત્યાગથી રહિત છે. એ શુદ્ધ વીતરાગ છે, જેમ છે તેમ સ્થિત છે, આદિ અંત અને મધ્યથી મુક્ત છે–અનાદિ–અનંત છે, સહજ પ્રકાશમાન શુદ્ધ જ્ઞાનનો સમૂહ આ આત્મા પોતાના મહિમા સહિત નિત્ય ઉદયમાન રહે છે. સ્વમહિમા પૂર્ણ નિત્ય પ્રકાશમાન છે.

(૧૪) શ્રી દેવસેનાચાર્યકૃત તત્ત્વસારમાંથી :—

दंसणणाणपहाणो असंखदेसो हु मुत्तिपरिहीणो ।
सगहियदेहपमाणो णायव्वो एरिसो अप्पा ॥ १७ ॥

જે દર્શન અને જ્ઞાનથી પ્રધાન છે, અસંખ્યાત પ્રદેશી છે, અમૂર્તિક છે, પોતે ગ્રહણ કરેલ દેહ પ્રમાણ આકારવાળો છે તેને જ આત્મા જાણવો.

जस्स ण कोहो माणो माया लोहो य सल्ल लेसाओ ।
जाइजरामरणं वि य णिरंजणो सो अहं भणिओ ॥ १९ ॥

જેને ક્રોધ નથી, માન નથી, માયા નથી, લોભ નથી, શલ્ય નથી, લેશ્યા નથી, જન્મ નથી, જરા નથી, મરણ નથી, તે નિરંજન છે તે હું છું એમ કહેલું છે.

फासरसरूवगंधा सद्दादीया य जस्स णत्थि पुणो ।
सुद्धो चेयणभावो णिरञ्जणो सो अहं भणिओ ॥ २१ ॥

જેને સ્પર્શ, રસ, વર્ણ, ગંધ, શબ્દાદિ નથી, જે શુદ્ધ ચૈતન્યમય પદાર્થ છે તે નિરંજન છે, એવો હું છું તેમ કહ્યું છે.

मलरहिओ णाणमओ णिवसइ सिद्धिए जारिसो सिद्धो ।
तारिसओ देहत्थो परमो बंभो मुणेयव्वो ॥ २६ ॥

મલરહિત, જ્ઞાનમય, પરમ બ્રહ્મસ્વરૂપ સિદ્ધગતિમાં જેવો બિરાજમાન છે તેવો જ આત્મા આ દેહમાં છે એમ જાણવું જોઈએ,

णोकम्मकम्मरहिओ केवलणाणाइगुणसमिद्धो जो ।
सोहं सिद्धो सुद्धो णिच्चो एक्को णिरालंबो ॥ २७ ॥

આ આત્મા નિશ્ચયથી શરીરાદિ નોકર્મ અને જ્ઞાનાવરણાદિ કર્મથી રહિત છે, કેવળજ્ઞાનાદિ ગુણોથી પૂર્ણ છે, શુદ્ધ છે, સિદ્ધ છે, અવિનાશી-નિત્ય છે, એક છે, પરના આલંબન રહિત છે તે આત્મા હું છું.

सिद्धोहं सुद्धोहं अणंतणाणाइगुणसमिद्धोहं ।
देहपमाणो णिच्चो असंखदेसो अमुत्तो य ॥ २८ ॥

હું સિદ્ધ છું, હું શુદ્ધ છું, હું અનંત જ્ઞાનાદિ ગુણથી પૂર્ણ છું, દેહ પ્રમાણ છું, અવિનાશી છું, અસંખ્યાત પ્રદેશવંત છું, અમૂર્તિક છું.

(૧૫) શ્રી યોગેન્દ્રાચાર્યના યોગસારમાંથી :—

जो परमप्प सो जि हउं जो हउं सो परमप्पु ।
इउ जाणेविणु जोइया अण्णु म करहु वियप्पु ॥ २२ ॥

જે પરમાત્મા છે તે હું છું. જે હું છું તે જ પરમાત્મા છે, અર્થાત્ મારો સ્વભાવ પરમાત્મારૂપ છે. હે યોગી! એમ જાણી અન્ય વિકલ્પો ના કર.

सुद्धपएसहँ पूरियउ लोयायासपमाणु ।
सो अप्पा अणुदिणु मुणहु पावहु लहु णिव्वाणु ॥ २३ ॥

આ આત્મા શુદ્ધ પ્રદેશોથી પૂર્ણ છે. લોકાકાશ પ્રમાણ છે. આ આત્માનું અહોરાત્ર ચિંતવન-મનન કરો તેથી શીઘ્ર નિર્વાણ પ્રાપ્ત થશે.

सुद्धु सचेयणु बुद्धु जिणु केवलणाणसहाउ ।
सो अप्पा अणुदिणु मुणहु जइ चाहहु सिवलाहु ॥ २३ ॥

આત્મા શુદ્ધ છે, ચૈતન્યરૂપ છે, બુદ્ધ છે, જિન છે, કેવળજ્ઞાન-સ્વભાવવંત છે. જો મોક્ષ પ્રાપ્ત કરવા ઇચ્છતા હો તો એનું અહોરાત્ર મનન કરો.

अप्पा दंसणु णाणु मुणि अप्पा चरणु वियाणि ।
अप्पा संजमु सील तउ अप्पा पच्चक्खाणि ॥ ८१ ॥

આત્મા જ સમ્યગ્દર્શન છે, આત્મા જ સમ્યગ્જ્ઞાન છે, આત્મા જ સમ્યક્ચારિત્ર છે એમ જાણો. આત્મા જ સંયમ છે, આત્મા જ શીલ છે, આત્મા જ તપ છે અને આત્મા જ પચ્ચખાણ છે.

जो अप्पा सुद्धु वि मुणइ असुइसरीरविभिण्णु ।
सो जाणइ सच्छइँ सयल सासयसुक्खहँ लीणु ॥ ९५ ॥

જે નિજાત્મને, અપવિત્ર શરીરથી ભિન્ન, શુદ્ધ, અવિનાશી સુખમાં લીન, એવો અનુભવે છે તે સર્વ શાસ્ત્રને જાણે છે.

(૧૬) શ્રી અમિતગતિ આચાર્ય સામાયિક પાઠમાં કહે છે:—

न सन्ति बाह्या मम केचनार्था, भवामि तेषां न कदाचनाहम् ।
इत्थं विनिश्चित्य विमुच्य बाह्यं, स्वस्थः सदा त्वं भव भद्र मुक्त्यै ॥ २४ ॥

મારા આત્માથી બાહ્ય કોઈ પણ પદાર્થો મારા નથી, હું પણ કોઈ પણ વખત તેમનો નથી. એવો નિશ્ચય કરી સર્વ બાહ્ય પદાર્થોની મમતા ત્યાગી દે. તો હે ભદ્ર! તું પોતાના સ્વરૂપમાં સ્થિર થઈ મુક્તિને પ્રાપ્ત કરે.

एकः सदा शाश्वतिको ममात्मा, विनिर्मलः साधिगमस्वभावः ।
बहिर्भवाः सन्त्यपरे समस्ता, न शाश्वताः कर्मभवाः स्वकीयाः ॥ २६ ॥

મારો આત્મા સદા એક અવિનાશી નિર્મલ જ્ઞાનસ્વભાવી છે, અન્ય રાગાદિ ભાવ સર્વ મારા સ્વભાવની બાહ્ય છે, ક્ષણિક છે અને પોતપોતાના કર્મના ઉદયે હોય છે.

यस्यास्ति नैक्यं वपुषापि सार्द्धं, तस्यास्ति किं पुत्रकलत्रमित्रैः ।
पृथक्कृते चर्मणि रोमकूपाः, कुतो हि तिष्टंति शरीरमध्ये ॥२७॥

જે આત્માનું ઐક્ય આ શરીરની સાથે પણ નથી, તો જેનો શરીરને લઈને સંબંધ છે તે પુત્ર, સ્ત્રી, મિત્ર આદિની સાથે કેમ હોય? ઉપરની ચામડીમાંના રોમનાં છિદ્રો, ચામડી ઉતરડી લેવાથી શરીર ઉપર શી રીતે જણાય? દૂર થઈ જાય છે—દેખાતાં નથી કારણ કે તે ચામડીને આશ્રિત રહેલ છે.

संयोगतो दुःखमनेकभेदं, यतोऽश्नुते जन्मवने शरीरी ।
ततस्त्रिधासौ परिवर्जनीयो, यियासुना निर्वृत्तिमात्मनीनाम् ॥ २८ ॥

આ શરીરધારી આત્મા આ શરીરના સંયોગથી સંસારરૂપી વનમાં અનેક પ્રકારનાં દુઃખોને ભોગવે છે તેથી પોતાના આત્માની મુક્તિના ઇચ્છકને ઉચિત છે કે મન, વચન, કાયાથી આ શરીરના મમત્વનો ત્યાગ કરે.

सर्वं निराकृत्य विकल्पजालं संसारकांतारनिपातहेतुम् ।
विविक्तमात्मानमवेक्ष्यमाणो निलीयसे त्वं परमात्मतत्त्वे ॥ २९ ॥

સંસારરૂપી વનમાં ભ્રમણના કારણભૂત સર્વે મનના વિકલ્પોની જાળને ત્યાગી, સર્વથી ભિન્ન નિજાત્મનો નિશ્ચય કરી તું તારા પરમાત્મ સ્વરૂપમાં લીન થા.

(૧૭) શ્રી અમિતગતિ આચાર્યની તત્ત્વભાવનામાંથી :—

नाहं कस्यचिदस्मि कश्चन मे भावः परो विद्यते ।
मुक्त्वात्मानमपास्तकर्मसमितिं ज्ञानेक्षणालङ्कृतिम् ॥

यस्यैषा मतिरस्ति चेतसि सदा ज्ञातात्मतत्त्वस्थितेः ।
बंधस्तस्य न यंत्रितं त्रिभुवनं सांसारिकैर्बन्धनैः ॥ ११ ॥

સર્વ ભાવકર્મ, દ્રવ્યકર્મ અને નોકર્મથી રહિત અને જ્ઞાનદર્શન ગુણોથી વિભૂષિત આત્માને છોડી–આત્મા સિવાય અન્ય કોઈનો હું નથી અને કોઈ પરભાવ મારા નથી. આવી બુદ્ધિ જે તત્ત્વજ્ઞાનીના ચિત્તને વિષે છે તેને સાંસારિક બન્ધનોથી ત્રણે ભુવનમાં ક્યાંય પણ બંધન થતું નથી.

चित्रोपायविवर्धितोपिन निजो देहोऽपि यत्रात्मनो ।
भावाः पुत्रकलत्रमित्रतनयाजामातृतातादयः ॥
तत्र स्वं निजकर्मपूर्ववशगाः केषां भवन्ति स्फुटं ।
विज्ञायेति मनीषिणा निजमतिः कार्या सदात्मस्थिता ॥ १२ ॥

અનેક પ્રકારના ઉપાયોથી પોષવા છતાં આ દેહ પણ જ્યાં આત્માનો થઈ શકતો નથી તો પુત્ર, સ્ત્રી, મિત્ર, પુત્રી, જમાઈ, પિતાદિ પોતપોતાના પૂર્વકર્મને વશ થઈ આવ્યાં છે અને જશે. તે આત્માનાં-પોતાનાં કેવી રીતે હોઈ શકે? એમ જાણીને બુદ્ધિમાને પોતાની બુદ્ધિ સર્વદા આત્મહિતમાં કરવી યોગ્ય છે.

माता मे मम गेहिनी मम गृहं मे बांधवा मेंऽगजाः ।
तातो मे मम संपदो मम सुखं मे सज्जना मे जनाः ॥
इत्थं घोरममत्वतामसवशव्यस्तावबोधस्थितिः ।
शर्माधानविधानतः स्वहिततः प्राणी सनीस्रस्यते ॥ २५ ॥

મારી માતા છે, મારી સ્ત્રી છે, મારું ઘર છે, મારો બંધુ છે, મારો પુત્ર છે, મારા પિતા છે, મારી સંપત્તિ છે, મારું સુખ છે, મારા સજ્જનો છે, મારા નોકરો છે. આ પ્રકારની અતિ તીવ્ર મમતાને વશ થઈ તત્ત્વજ્ઞાનમાં સ્થિતિ કરવાને અસમર્થ બની પરમસુખપ્રદ આત્મહિતના કાર્યોથી આ પ્રાણી દૂર થતો જાય છે.

न वैद्या न पुत्रा न विप्रा न शक्रा,
न कांता न माता न भृत्या न भूपाः ।

यमालिंगितुं रक्षितुं सन्ति शक्ता,

विचिन्त्येति कार्यं निजं कार्यमार्यैः ॥ ३३ ॥

મૃત્યુ આવે છે ત્યારે વૈદ્યો બચાવી શકતા નથી, પુત્ર, બ્રાહ્મણ, ઇંદ્ર, સ્ત્રી, માતા, સેવકગણ કે રાજા કોઈ પણ બચાવી શકતા નથી. એવું ચિંતવી આર્ય પુરુષોએ આત્મહિતનાં કાર્યો કરવાં જોઈએ. શરીરના મોહને આધીન થઈ આત્મહિતને ભૂલવું ન જોઈએ.

विचित्रैरुपायैः सदा पाल्यमानः

स्वकीयो न देहः समं यत्र याति ।

कथं बाह्य भूतानि वित्तानि तत्र,

प्रबुद्ध्येति कृत्यो न कुत्रापि मोहः ॥ ३४ ॥

અનેક ઉપાયોથી સદા પાળવા છતાં પણ જ્યાં આ પોતાનો દેહ પણ સાથે જતો નથી ત્યાં અર્થાદિ બાહ્ય પદાર્થો જીવની સાથે શી રીતે જઈ શકે? એવું જાણી કોઈ પણ પર પદાર્થમાં મોહ કરવો યોગ્ય નથી.

शूरोऽहं शुभधीरहं पटुरहं सर्वाधिकश्रीरहं ।

मान्योऽहं गुणवानहं विभुरहं पुंसामहं चाग्रणीः ॥

इत्यात्मन्नपहाय दुष्कृतकरीं त्वं सर्वथा कल्पनाम् ।

शश्वद् ध्याय तदात्मतत्त्वममलं नैश्रेयसी श्रीर्यतः ॥ ६२ ॥

હું શૂરવીર છું, હું સારી બુદ્ધિવાળો છું, હું ચતુર છું, હું બધાંથી વધારે પૈસાદાર છું, હું માન્ય છું, હું ગુણવાન છું; હું સમર્થ છું, હું બધામાં મુખ્ય છું; હે આત્મન્! આ પાપકારી કલ્પનાઓને સર્વથા ત્યાગી તું નિરંતર તારા નિર્મળ આત્મતત્વનું ધ્યાન કર જેથી તને મોક્ષ લક્ષ્મીનો લાભ થાય.

गौरो रूपधरो दृढः परिदृढः स्थूलः कृशः कर्कशः ।

गीर्वाणो मनुजः पशुर्नरकभूः षंढः पुमानंगना ॥

मिथ्या त्वं विदधासि कल्पनमिदं मूढो विबुध्यात्मनो ।

नित्यं ज्ञानमयस्वभावममलं सर्वव्यपायच्युतम् ॥ ७० ॥

હું ગૌર વર્ણ છું, હું રૂપવાન છું, હું દૃઢ છું, હું બળવાન છું, હું જાડો છું, હું પાતળો છું, હું કઠોર છું, હું દેવ છું, હું મનુષ્ય છું, હું તિર્યંચ છું, હું નારકી છું, હુ નપુંસક છુ, હું પુરુષ છું, હું સ્ત્રી છુ; હે મૂઢ! આવી મિથ્યા કલ્પનાઓ કરી તું તારા આત્માને સમજતો નથી. આત્મા તો નિત્ય, જ્ઞાન સ્વભાવવંત છે, સર્વ મળ રહિત છે અને સર્વ આપત્તિઓથી મુક્ત છે.

सचिवमंत्रिपदातिपुरोहितात्रिदशखेचरदैत्यपुरंदराः ।
यमभटेन पुरस्कृतमातुरं भवभृतं प्रभवंति न रक्षितुम् ॥ ११२॥

જ્યારે કોઈ સંસારી, રોગી પ્રાણી મરણરૂપી સુભટથી પકડાય છે ત્યારે પ્રધાન, મંત્રી, પાયદળ, પુરોહિત, દેવ, વિદ્યાધર, દૈત્ય અને ઇંદ્ર આદિ કોઈ પણ રક્ષા કરવા સમર્થ નથી.

विविधसंग्रहकल्मषमंगिनो विदधतेंगकुटुंबकहेतवे ।
अनुभवंत्यसुखं पुनरेकका नरकवासमुपेत्य सुदुस्सहम् ॥ ११४॥

પ્રાણી શરીર અને કુટુંબના મોહને લીધે તેને માટે અનેક પ્રકારના પાપોને ઉપાર્જે છે, પરંતુ તે એકલો જ નરક ગતિમાં ઊપજી તેના ફળરૂપ અસહ્ય દુઃખો ભોગવે છે.

(૧૮) શ્રીચંદ્રજીકૃત વૈરાગ્યમણિમાળામાંથી :—

एको नरके याति वराकः स्वर्गे गच्छति शुभसविवेकः ।
राजाप्येकः स्याच्च धनेशः एकः स्यादविवेको दासः ॥ ९ ॥
एको रोगी शोकी एको दुःखविहीनो दुःखी एकः ।
व्यवहारी च दरिद्री एक एकाकी भ्रमतीह वराकः ॥ १० ॥

આ જીવ એકલો જ બિચારો નરકે જાય છે, કોઈ વખત પુણ્ય બાંધી એકલો જ સ્વર્ગમાં જાય છે, આ જીવ એકલો જ કોઈ વખત રાજા, કોઈ વખત ધનવાન, કોઈ વખત અજ્ઞાની અવિવેકી દાસ થઈ જાય છે. એકલો જ રોગી, શોકી થાય છે, એકલો જ સુખી અને

દુઃખી થાય છે, એકલો જ વ્યવહારી અને દરિદ્રી થઈ જાય છે, એ પ્રકારે બિચારો એકલો જ ભ્રમણ કર્યા કરે છે.

(૧૯) શ્રી કુલભદ્રાચાર્યકૃત સારસમુચ્ચયમાંથી ;--

ज्ञानदर्शनसम्पन्न आत्मा चैको ध्रुवो मम ।
शेषा भावाश्च मे बाह्या सर्वे संयोगलक्षणाः ॥ २४९ ॥
संयोगमूलजीवेन प्राप्ता दुःखपरम्परा ।
तस्मात्संयोगसम्बंधं त्रिविधेन परित्यजेत् ॥ २५० ॥

મારો આત્મા જ્ઞાનદર્શન સ્વભાવથી પૂર્ણ છે, એક છે, અવિનાશી છે. અને સર્વ રાગાદિ ભાવ મારા સ્વભાવથી બાહ્ય કર્મના સંયોગથી ઉત્પન્ન થયા છે. શરીર અને કર્મના સંયોગરૂપ કારણથી આ જીવ દુખોની પરંપરાને પ્રાપ્ત થયો છે. તેથી એ સર્વ સંયોગ સંબંધનો મન, વચન અને કાયાથી હું પરિત્યાગ કરું છું.

(૨૦) શ્રી પદ્મનંદિ મુનિની એકત્વસપ્તતિમાંથી :—

अजमेकं परं शान्तं सर्वोपाधिविवर्जितम् ।
आत्मानमात्मना ज्ञात्वा तिष्ठेदात्मनि यः स्थिरः ॥ १८ ॥
स एवामृतमार्गस्थ सः एवामृतमश्नुते ।
स एवार्हन् जगन्नाथः स एव प्रभुरीश्वरः ॥ १९ ॥

જે કોઈ પોતાના આત્માને અજન્મા, એક, શાંત, પરમ પદાર્થ, સર્વ રાગાદિ કર્મ ઉપાધિથી રહિત આત્માથી જાણી આત્મામાં સ્થિર થઈ સ્થિત થાય છે તે મોક્ષ માર્ગે ગમન કરનાર છે, તે જ આનંદરૂપી અમૃતને ભોગવે છે, તે જ પૂજનીય, તે જ જગતનો સ્વામી, તે જ પ્રભુ, તે જ ઈશ્વર છે.

विकल्पोर्मिभरत्यक्तः शान्तः कैवल्यमाश्रितः ।
कर्माभावे भवेदात्मा वाताभावे समुद्रवत् ॥ २६ ॥

જેમ પવન ન વાય તો સમુદ્ર સ્થિર હોય છે તેમ આ આત્મા

કર્મોના છૂટવાથી સર્વ વિકલ્પરૂપી તરંગોથી રહિત, શાંત અને નિજ કૈવલ્ય જ્ઞાનાદિ સ્વભાવમાં સ્થિર થાય છે.

संयोगेन यदाऽऽयातं मत्तस्तत्सकलं परम् ।
तत्परित्यागयोगेन मुक्तोऽहमिति मे मतिः ॥ २७ ॥

જે જે વસ્તુ કે અવસ્થા કર્મ–પરના સંયોગથી આવે છે તે સર્વ મારાથી ભિન્ન છે. તે સર્વને ત્યાગવાથી હું મુક્ત જ છું એવી મારી સમજણ બુદ્ધિ છે.

क्रोधादिकर्मयोगेऽपि निर्विकारं परं महः ।
विकारकारिभिर्मेघैर्न विकारि नभोभवेत् ॥ ३५ ॥

જેમ વિકલ કરનાર વાદળાંથી આકાશ વિકારી થતું નથી તેમ ક્રોધાદિ કર્મનો સંયોગ હોવા છતાં તે ઉત્કૃષ્ટ આત્મજ્યોતિ વિકારી થતી નથી એવું આત્માનું નિશ્ચળ સ્વરૂપ છે.

तदेकं परमं ज्ञानं तदेकं शुचि दर्शनम् ।
चारित्रं च तदेकं स्यात् तदेकं निर्मलं तपः ॥ ३९ ॥

શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ આ આત્મા તે જ માત્ર ઉત્કૃષ્ટ જ્ઞાન છે, તે જ એક પવિત્ર સમ્યગ્દર્શન છે, તે એક જ નિર્મલ ચારિત્ર છે અને તે એક જ નિર્મલ તપ છે.

नमस्यञ्च तदेवैकं तदेवैकञ्च मंगलम् ।
उत्तमञ्च तदेवैकं तदेव शरणं सताम् ॥ ४० ॥

તે ચૈતન્ય સ્વરૂપ આત્મા જ નમસ્કાર કરવા યોગ્ય છે, તે એક મંગળ છે, તે એક ઉત્તમ પદાર્થ છે, સંત પુરુષોને તે જ એક શરણરૂપ છે.

तदेवैकं परं तत्त्वं तदेवैकं परं पदम् ।
भव्याराध्यं तदेवैकं तदेवैकं परं महः ॥ ४४ ॥

ચિદાનંદ આત્મા તે જ એક પરમોત્કૃષ્ટ તત્ત્વ છે, તે જ એક પરમ પદ છે, તે જ એક ભવ્ય જીવોએ આરાધવા યોગ્ય છે, તે જ એક પરમ મહાન્ જ્યોતિ છે.

संसारघोरघर्मेण सदा तप्तस्य देहिनः ।
यन्त्रधारागृहं शान्तं तदेव हिमशीतलम् ॥ ४७ ॥

સંસારરૂપી આતાપથી સદા તપ્તાયમાન જીવને આ ચિદાનંદ સ્વરૂપ આત્મા તે હિમાલયના સમાન શીતલ યંત્રધારાગૃહ છે, શીતલ જલના ફુવારાનું સ્થાન છે.

तदेव महती विद्या स्फुरन्मन्त्रस्तदेव हि ।
औषधं तदपि श्रेष्टं जन्मव्याधिविनाशनम् ॥ ४९ ॥

ચિદાનંદ સ્વરૂપ આત્મા તે જ મહાન વિદ્યા છે, તે જ પ્રકાશમાન મંત્ર છે, અને તે જ સંસારરૂપી રોગનો નાશ કરવાવાળી ઔષધિ છે

अहं चैतन्यमेवैकं नान्यत्किमपि जातुचित् ।
सम्बन्धोऽपि न केनापि दृढपक्षो ममेदृशः ॥ ५४ ॥

જ્ઞાની વિચારે છે કે હું એક ચૈતન્ય સ્વરૂપ જ છું, અન્ય કોઈ સ્વરૂપ હુ કદાપિ નથી, મારે કોઈની સાથે કંઈ પણ સંબંધ નથી એવો મારો દઢ નિશ્ચય છે.

शरीरादिबहिश्चिन्ताचक्रसम्पर्कवर्जितम ।
विशुद्धात्मस्थितं चित्तं कुर्वन्नास्ते निरन्तरम ॥ ५५ ॥

જ્ઞાની પુરુષ શરીરાદિ બાહ્ય પદાર્થોની ચિંતાના સંબંધથી રહિત થઈ શુદ્ધાત્મામાં ચિત્તને સ્થિર કરતાં નિરંતર બિરાજે છે.

(૨૧) શ્રી પદ્મનંદિ મુનિના ઉપાસક—સંસ્કારમાંથી :—

स्वजनो वा परो वापि नो कश्चित्परमार्थतः ।
केवलं स्वार्जितं कर्म जीवेनैकेन भुज्यते ॥ ४८ ॥

પરમાર્થથી આ જીવના સાથી કોઈ સ્વજન કે કોઈ પર-

જન થતાં નથી, પોતાનાં બાંધેલાં કર્મોના ફલને આ જીવ એક-લો જ ભોગવે છે.

क्षीरनीरवदेकत्र स्थितयोर्देहदेहिनोः ।
भेदो यदि ततोन्येषु कलत्रादिषु का कथा ॥ ४९ ॥

ક્ષીર અને પાણીના સમાન એક સાથે મળેલા આ દેહ અને આત્મામાં પણ જ્યારે ભેદ–ભિન્નત્વ છે તો અન્ય સ્ત્રી આદિકની વાત જ શુ કરવી? તે તો જુદા જ છે.

कर्मभ्यः कर्मकार्येभ्यः पृथग्भूतं चिदात्मकम् ।
आत्मानं भावयेन्नित्यं नित्यानन्दपदप्रदम् ॥ ६१ ॥

આ આત્મા આઠ કર્મ અને આઠ કર્મના કાર્યોથી જુદો છે. ચૈતન્યસ્વરૂપમય છે, નિત્ય છે અને શાશ્વત આનંદમય પદને આપનાર છે એવી ભાવના જ્ઞાનીએ કરવી ઉચિત છે.

(૨૨) શ્રી પદ્મનંદિ મુનિના સદ્બોધચંદ્રોદયમાંથી :—

कर्मबंधकलितोप्यबंधनो द्वेषरागमलिनोऽपि निर्मलः ।
देहवानपि च देहवर्जितश्चित्रमेतदखिलं चिदात्मनः ॥ १३ ॥

આ આત્મા કર્મબંધ સહિત હોવા છતાં પણ કર્મબંધથી રહિત છે; રાગ દ્વેષથી મલિન હોવા છતાં પણ નિર્મલ છે; દેહધારી હોવા છતાં પણ દેહ રહિત છે આ સર્વ આત્માનું મહાત્મ્ય આશ્ચર્યકારી છે.

व्याधिनाङ्गमभिभूयते परं तद्गतोऽपि न पुनश्चिदात्मकः ।
उच्छ्रितेनगृहमेव दह्यते वह्निना न गगनं तदाश्रितम् ॥ २४ ॥

રોગોથી આ શરીરને પીડા હોય છે પરંતુ આ શરીરમાં પ્રવિષ્ટ ચૈતન્ય પ્રભુને પીડા હોતી નથી. જેમ અગ્નિની જ્વાલાઓથી ઘર બળે છે પણ ઘરમાં રહેલ આકાશ બળતું નથી. આત્મા આકાશ સમાન નિર્લેપ અને અમૂર્તિક છે. બળી શકતો નથી.

बोधरूपमखिलैरुपाधिभिर्वर्जितं किमपि यत्तदेव नः ।
नान्यदल्पमपि तत्त्वमीदृशं मोक्षहेतुरिति योगनिश्चयः ॥ २५ ॥

સર્વ રાગાદિ કર્મઉપાધિ રહિત જે કોઈ એક જ્ઞાનસ્વરૂપ છે તે જ મારું છે, અન્ય કોઈ પણ એક પરમાણુ માત્ર પણ મારું નથી. મોક્ષનુ કારણ આ એક જ તત્ત્વ છે. એ યોગીઓનો નિશ્ચય અભિપ્રાય છે.

आत्मबोधशुचितीर्थमद्भुतं स्नानमत्रकुरुतोत्तमं बुधाः ।
यन्न यात्यपरतीर्थकोटिभिः क्षालयत्यपि मलं तदन्तरम् ॥ २८ ॥

આત્મજ્ઞાન જ એક અદ્‌ભુત તીર્થ છે, આ તીર્થરૂપી નદીમાં હે પંડિત જન! ઉત્તમ સ્નાન કરો. જે અંતરંગ કર્મનો મેલ અન્ય કરોડો તીર્થરૂપ નદીઓમાં સ્નાન કરવાથી નાશ થતો નથી તેને આ આત્મજ્ઞાનરૂપી તીર્થ ધોઈ નાંખે છે.

(૨૩) શ્રી પદ્મનંદિ મુનિના નિશ્ચયપંચાશતમાંથી :—

व्याधिस्तुदति शरीरं न माममूर्तं विशुद्धबोधमयम् ।
अग्निर्दहति कुटीरं न कुटीरासक्तमाकाशम् ॥ २३ ॥

રોગ શરીરને પીડા કરે છે, મારા અમૂર્તિક અને શુદ્ધ જ્ઞાનમય આત્મસ્વરૂપને પીડા કરી શકતો નથી. અગ્નિ ઝુંપડીને બાળે છે પણ તે ઝુંપડીમાના આકાશને બાળી શકતો નથી આત્મા આકાશ સમાન અમૂર્તિક અને નિર્મળ છે.

नैवात्मनो विकारः क्रोधादिः किंतु कर्मसंबन्धात् ।
स्फटिकमणेरिव रक्तत्वमाश्रितात्पुष्पतो रक्तात् ॥ २५ ॥

જેમ સ્ફટિક મણિ લાલ પુષ્પના સંગથી લાલ દેખાય છે તેમ કર્મના ઉદયના સંબંધે આત્મામાં વિકાર ભાસે છે પરંતુ નિશ્ચયથી ક્રોધાદિ આત્માનો સ્વભાવ નથી. આત્મા તો સ્ફટિક મણિ સમાન સ્વચ્છ જ છે.

कुर्यात् कर्मविकल्पं किं मम तेनातिशुद्धरूपस्य ।
मुखसंयोगजविकृतेर्न विकारी दर्पणो भवति ॥ २६ ॥

કર્મોના ઉદયથી અનેક રાગાદિ વિકલ્પો હોય છે પણ તેથી અતિ શુદ્ધ સ્વરૂપવાન એવા મને શું? હું તો નિશ્ચયથી શુદ્ધ છું, હું વિકારી થતો નથી. જેમ વિકારી (કૃત્રિમ) મુખાકૃતિ દર્પણમાં દેખાવા છતાં દર્પણ પોતે તેવું થઈ જતું નથી.

आस्तां बहिरुपधिचयस्तनुवचनविकल्पजालमप्यपरम ।
कर्मकृतत्वान्मत्तः कुतो विशुद्धस्य मम किञ्चित् ॥ २७ ॥

કર્મોદયે ઉત્પન્ન બાહ્ય પદાર્થોની વાત તો દૂર રહી, આ શરીર વચન અને મનના વિકલ્પોના સમૂહ પણ મારાથી ભિન્ન છે. હુ વિશુદ્ધ છું. મારે એની સાથે શુ સબંધ? શરીરાદિ મારાં કેમ હોઈ શકે?

कर्म परं तत्कार्यं सुखमसुखं वा तदेव परमेव ।
तस्मिन् हर्षविषादौ मोही विदधाति खलु नान्यः ॥ २८ ॥

કર્મ ભિન્ન છે તથા તે કર્મોનુ કાર્ય સુખ અને દુઃખ પણ ભિન્ન છે. તેમાં મોહી જીવ જ હર્ષવિષાદ કરે છે, અન્ય કોઈ કરતા નથી.

नयनिक्षेपप्रमितिप्रभृतिविकल्पोज्झितं परं शान्तं ।
शुद्धानुभूतिगोचरमहमेकं धाम चिद्रूपम् ॥ ५४ ॥

હું નય, નિક્ષેપ, પ્રમાણ, આદિ વિકલ્પોથી રહિત પરમશાંત છુ. હું એક ચૈતન્યરૂપ પ્રકાશ છું, હું શુદ્ધાત્માનુભવથી જ અનુભવ કરવા યોગ્ય છું.

(૨૪) શ્રી શુભચંદ્ર આચાર્યકૃત જ્ઞાનાર્ણવમાંથી :—

महाव्यसनसंकीर्णे दुःखज्वलनदीपिते ।
एकाक्येव भ्रमत्यात्मा दुर्गे भवमरुस्थले ॥ १-४ ॥

મોટી મોટી આપત્તિઓથી ભરેલો, દુઃખરૂપી અગ્નિથી બળતો

અને ભયાનક એવા આ સંસારરૂપી મરૂભૂમિમાં આ જીવ એકલો જ ભ્રમણ કરે છે.

स्वयं स्वकर्मनिर्वृत्तं फलं भोक्तुं शुभाशुभम् ।
शरीरान्तरमादत्ते एकः सर्वत्र सर्वथा ॥ २-४ ॥

આ સંસારમાં આ આત્મા પોતે એકલો પોતાનાં કરેલાં કર્મોના અનુસારે સુખ દુઃખરૂપ ફલ ભોગવે છે. અને એકલો જ બધી ગતિઓમાં એક શરીરથી બીજું શરીર એમ અનેક શરીરો ધારણ કરે છે.

संयोगे विप्रयोगे च संभवे मरणेऽथवा ।
सुखदुःखविधौ वास्य न सखान्योऽस्ति देहिनः ॥ ४-४ ॥

આ જીવને સંયોગ કે વિયોગમાં, જન્મમાં કે મરણમાં, સુખમાં કે દુઃખમાં કોઈ પણ મિત્ર કે સાથી નથી. એને એકલાને જ ભોગવવાં પડે છે.

अज्ञातस्वस्वरूपोऽयं लुप्तबोधादिलोचनः ।
भ्रमत्यविरतं जीव एकाकी विधिवञ्चितः ॥ ८४ ॥

આ જીવ પોતાના સ્વરૂપનો અજાણ્યો જ્ઞાનાદિ લોચનથી રહિત, પોતાના અજ્ઞાનને લઈને કર્મોથી ઠગાયેલો એકલો દીર્ઘકાળથી પરિભ્રમણ કરે છે,

एकः स्वर्गी भवति विबुधः स्त्रीमुखाम्भोजभृङ्गः ।
एकः श्वाभ्रं पिबति कलिलं छिद्यमानः कृपाणैः ॥
एकः क्रोधाद्यनलकलितः कर्म बध्नाति विद्वान् ।
एकः सर्वावरणविगमे ज्ञानराज्यं भुनक्ति ॥ ११-४ ॥

આ જીવ એકલો સ્વર્ગમાં દેવ થાય છે તથા ભ્રમર સમાન સ્ત્રીના મુખકમળ ઉપર આસક્ત થાય છે, એકલો જ નરકમાં ઊપજી તલવારોથી છિન્નભિન્ન થતો ખારા જલને પીએ છે, એકલો જ ક્રોધાદિ અગ્નિથી બળતો કર્મો બાધે છે અને આ જીવ એકલો જ

પોતે વિવેકી થઈ કર્મોનાં સર્વ આવરણ દૂર કરી મુક્તિ પ્રાપ્ત કરી અનંત જ્ઞાન રાજ્યને ભોગવે છે.

अचिच्चिद्रूपयोरैक्यं बन्धं प्रति न वस्तुतः ।
अनादिश्चानयोः श्लेषः स्वर्णकालिकयोरिव ॥ २–५ ॥

ચૈતન્ય સ્વરૂપ આત્મા પોતે અને જડ સ્વરૂપ શરીરાદિની એકતા બંધની અપેક્ષાએ છે. વસ્તુતઃ નિશ્ચયથી ચેતન આત્મા ભિન્ન છે, જડ શરીરાદિ ભિન્ન છે ખાણમાં સોનાની અને માટીની જેમ એકતા છે; તેમ આ બેનો અનાદિ કાળથી સંયોગ સંબંધ વસ્તુતઃ બંને જુદાં છે.

ये ये सम्बन्धमायाताः पदार्थाश्चेतनेतराः ।
ते ते सर्वेऽपि सर्वत्र स्वस्वरूपाद्विलक्षणाः ॥ ८–५ ॥

આ સંસારમાં જે જે ચેતન કે અચેતન પદાર્થોનો સંબંધ જીવની સાથે થયો છે તે તે સર્વે સર્વત્ર પોતપોતાના સ્વરૂપે ભિન્ન ભિન્ન છે. આત્મા સર્વથી જુદો છે.

मिथ्यात्वप्रतिबद्धदुर्णयपथभ्रान्तेन बाह्यानलं ।
भावान् स्वान् प्रतिपद्य जन्मगहने खिन्नं त्वया प्राक् चिरं ॥
संप्रत्यस्तसमस्तविभ्रमभवश्चिद्रूपमेकं परम् ।
स्वस्थं स्वं प्रविगाह्य सिद्धिवनितावक्त्रं समालोकय ॥ १२–५ ॥

હે આત્મા! આ સંસારરૂપી ગહન વનમાં મિથ્યા દર્શનના સંબંધથી ઉત્પન્ન સર્વથા એકાંતરૂપ [કુનય] ખોટી દૃષ્ટિના માર્ગમાં ભ્રમિત થઈ બાહ્ય પદાર્થોને પોતાના માની દીર્ઘકાળથી દુ:ખી થઈ રહ્યો છે. હવે તું તારા સમસ્ત ભ્રમને દૂર કરી દે અને પોતાના આત્મામાં જ સ્થિતિ કરી ઉત્કૃષ્ટ એક ચૈતન્યમાં પ્રવેશી–પરિણમી મુક્તિરૂપી સ્ત્રીની મુખાકૃતિનું અવલોકન કર.

अहं न नारको नाम न तिर्यग्नापि मानुषः ।
न देवः किन्तु सिद्धात्म सर्वोऽयं कर्मविक्रमः ॥ १२–३१ ॥

નિશ્ચયથી હું નારકી નથી, તિર્યંચ નથી, મનુષ્ય નથી, તેમ દેવ પણ નથી પણ હું સિદ્ધસમ સિદ્ધસ્વરૂપી આત્મા છું. આ સર્વ નરકાદિ અવસ્થાઓ એ કર્મથી ઉત્પન્ન છે,

साकारं निर्गताकारं निष्क्रियं परमाक्षरम् ।
निर्विकल्पं च निष्कम्पं नित्यमानन्दमन्दिरम् ॥२२–३१॥
विश्वरूपमविज्ञातस्वरूपं सर्वदोदितम् ।
कृतकृत्यं शिवं शान्तं निष्कलं [1]करणच्युतम् ॥२३–३१॥
निःशेषभवसम्भूतक्लेशद्रुमहुताशनम् ।
शुद्धमत्यन्तनिर्लेपं ज्ञानराज्यप्रतिष्ठितम् ।२४–३१॥
विशुद्धादर्शसंक्रान्तप्रतिबिम्बसमप्रभम् ।
ज्योतिर्मयं महावीर्यं परिपूर्णं पुरातनम् ॥२५–३१॥
विशुद्धाष्टगुणोपेतं निर्द्वन्द्वं निर्गतामयम् ।
अप्रमेयं परिच्छिन्नं विश्वतत्त्वव्यवस्थितम् ॥२६–३१॥
यदग्राह्यं बहिर्भावैर्ग्राह्यं चान्तर्मुखैः क्षणात् ।
तत्स्वभावात्मकं साक्षात्स्वरूपं परमात्मनः ॥२७–३१॥

આત્માનું નિશ્ચયનયથી સ્વરૂપ પરમાત્માના સમાન છે. તે સાકાર છે એટલે જ્ઞાનાકાર છે અને શરીર પ્રમાણ આકારવાળુ છે, નિરાકાર છે-અમૂર્તિક-અરૂપી છે. હલનચલન ક્રિયાથી રહિત નિષ્ક્રિય છે, પરમ અવિનાશી છે, નિર્વિકલ્પ છે, નિષ્કંપ છે, નિત્ય છે, સહજાનંદનું મંદિર છે, જ્ઞાન અપેક્ષાએ સર્વ વ્યાપી છે–સર્વ જ્ઞેય પદાર્થો તેમાં પ્રતિબિંબિત થાય છે. અજ્ઞાની એ સ્વરૂપને જાણી શકતા નથી, સદા ઉદયરૂપ છે, કૃતકૃત્ય છે, કલ્યાણરૂપ છે. શાંત છે, શરીર રહિત છે, ઇંદ્રિયોથી અતીત છે, સમસ્ત સંસારનાં કલેશરૂપી વૃક્ષોને બાળવાને અગ્નિ સમાન છે, શુદ્ધ છે, કર્મરહિત છે, જ્ઞાનરૂપી રાજ્યમાં સ્થિત છે, નિર્મળ અરિસામાં દેખાતા પ્રતિબિંબ સમાન પ્રભાયુક્ત છે, પ્રકા-

---

૧. करुणच्युतम् એમ પાઠ પણ છે. (શોક રહિત).

શિત જ્ઞાન જ્યોત સ્વરૂપ છે, અનંત વીર્યથી યુક્ત છે, પરિપૂર્ણ છે, પુરાતન–સનાતન છે (અનુત્પન્ન છે); [1] સમ્યક્ત્વ આદિ આઠ ગુણ સહિત છે, લાભ-અલાભાદિ દ્વંદ્વોથી રહિત છે, રોગાદિથી મુક્ત છે, પ્રમાણથી અગોચર છે પરિજ્ઞાત–જ્ઞાની દ્વારા જાણવા યોગ્ય છે, સર્વ તત્ત્વનો નિશ્ચય કરનાર છે, બાહ્યેંદ્રિયથી અગ્રાહ્ય છે, અંતરંગ ભાવોથી ક્ષણમાં ગ્રાહ્ય છે, એવો સ્વભાવ આ પરમાત્મસ્વરૂપ સાક્ષાત્ આત્માનો છે.

अवाग्गोचरमव्यक्तमनन्तं शब्दवर्जितम् ।
अजं जन्मभ्रमातीतं निर्विकल्पं विचिन्तयेत् ॥३३-३१॥

આત્માનુ સ્વરૂપ વચનથી અગોચર છે, ઇંદ્રિય અને મનથી પ્રગટ નથી, અનંત છે, શબ્દ છે, જન્મ રહિત છે, ભવ ભ્રમણથી મુક્ત છે, સંકલ્પ વિકલ્પથી રહિત છે એમ વિચારો.

यः स्वमेव समादत्ते नादत्ते यः स्वतोऽपरम् ।
निर्विकल्पः स विज्ञानी स्वसंवेद्योऽस्मि केवलम् ॥२७-३१॥

ભેદ વિજ્ઞાની એવું વિચારે છે કે જે પોતાને જ ગ્રહણ કરે છે, પોતાથી પર એવાને ગ્રહણ કરતો નથી, જે નિર્વિકલ્પ છે, જ્ઞાનમય છે, કેવળ એક છે, અને સ્વાનુભવ ગમ્ય છે, એવો હું આત્મા છું.

यो विशुद्धः प्रसिद्धात्मा परं ज्योतिः सनातनः ।
सोऽहं तस्मात्प्रपश्यामि स्वस्मिन्नात्मानमच्युतम् ॥३५-३२॥

જે વિશુદ્ધ છે, પ્રસિદ્ધ–પ્રગટ આત્મા છે, ઉત્કૃષ્ટ જ્ઞાનમય જ્યોતિ સ્વરૂપ છે, સનાતન છે, તે જ હું છું. તેથી આ અવિનાશી આત્માને હું મારામાં જ જોઉં છું.

जीर्णे रक्ते घने ध्वस्ते नात्मा जीर्णादिकः पटे ।
एवं वपुषि जीर्णादौ नात्मा जीर्णादिकस्तथा ॥७२-३२॥

---

૧ સમ્યક્ત્વ, જ્ઞાન, દર્શન, વીર્ય, સૂક્ષ્મત્વ, અગુરુલઘુત્વ, અવ્યાબાધત્વ, અવગાહનત્વ એ આઠ ગુણો છે.

વસ્ત્ર જુનું, લાલ, જાડું હોય કે નાશ પામે તો તેથી કોઈ પોતાને જીર્ણ, લાલ, જાડો કે નષ્ટ માનતો નથી તેમ શરીર જુનું, લાલ આદિ થવાથી કંઈ આત્મા જુનો, લાલાદિ થતો નથી.

अन्तर्दृष्ट्वाऽऽत्मनस्तत्त्वं बहिर्दृष्ट्वा ततस्तनुम् ।
उभयोर्भेदनिष्णातो न स्खलत्याऽऽत्मनिश्चये ॥८३-३२॥

આત્મતત્ત્વને અંતરંગમાં નિહાળી અને શરીરાદિને બાહ્ય જાણી એમ બંનેના ભેદને જાણવામાં કુશળ એવા જ્ઞાની આત્માના સ્વરૂપના નિશ્ચયને વિષે ભૂલ ખાતા નથી.

अतीन्द्रियमनिर्देश्यममूर्तं कल्पनाच्युतम् ।
चिदानन्दमयं विद्धि स्वस्मिन्नात्मानमात्मना ॥ ९९-३२॥

હે આત્મન્! તું આત્માને આત્મામાં આત્મદ્વારાએ જાણ કે એ અતીંદ્રિય છે, વચનથી કહેવા યોગ્ય નથી, અમૂર્તિક છે, કલ્પનાઓથી મુક્ત છે અને ચિદાનંદમય છે.

निखिलभुवनतत्त्वोद्भासनैकप्रदीपं ।
निरुपधिमधिरूढं निर्भरानन्दकाष्ठाम् ॥
परममुनिमनीषोद्भेदपर्यंतभूतं ।
परिकलय विशुद्धं स्वात्मनात्मानमेव ॥१०३-३२॥

હે આત્મન્! તું તારા આત્માનો તારા આત્માથી શુદ્ધ અનુભવ કર કે આ આત્મા સર્વ લોકના પદાર્થોના સ્વરૂપને યથાર્થ પ્રગટ કરનાર અદ્વિતીય દીવો છે, અતિશય સહજાનંદની સીમાને ઉપાધિરહિતપણે પ્રાપ્ત છે, તથા પરમ મુનિઓની બુદ્ધિને વિષે ઉત્કૃષ્ટતા પર્યંત પ્રગટ છે એવા સ્વરૂપવાળો છે

सोऽहं सकलवित्सार्वः सिद्धः साध्यो भवच्युतः ।
परमात्मा परज्योतिर्विश्वदर्शी निरञ्जनः ॥ २८-४० ॥
तदासौ निश्चलोऽमूर्त्तो निष्कलङ्को जगद्गुरुः ।
चिन्मात्रो विस्फुरत्युच्चैर्ध्यायध्यातृविवर्जितः ॥२९-४०॥

આત્માનું ધ્યાન એવું કરવું જોઈએ કે હુ પરમાત્મા છું, હું જ સર્વજ્ઞ છું, હું સર્વ વ્યાપક છું, હું સિદ્ધ છું, હું જ સાધ્ય છું, હું સસારથી રહિત છું, શ્રેષ્ઠ આત્મા છું, પરમજ્યોતિમય છું, વિશ્વદર્શી છું, નિરજન છું, ત્યારે એનું સ્વરૂપ એવું પ્રગટ થાય છે કે એ અમૂર્તિક છે, નિશ્ચય છે, નિષ્કલંક છે, જગતમાં શ્રેષ્ઠ છે, ચૈતન્ય માત્ર છે અને અતિશય કરી ધ્યાન અને ધ્યાતાના વિકલ્પથી રહિત છે.

(૨૫) શ્રી જ્ઞાનભૂષણ ભટ્ટારક રચિત તત્ત્વજ્ઞાન તરંગિણીમાંથી–

नाहं किंचिन्न मे किंचिद् शुद्धचिद्रूपकं विना ।
तस्मादन्यत्र मे चिंता वृथा तत्र लयं भजे ॥ १०–४ ॥

આ સંસારમાં શુદ્ધચિદ્રૂપ સિવાય અન્ય કાંઈ હું નથી, અને અન્ય કોઈ પદાર્થ મારા નથી, તેથી શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ સિવાય અન્ય કોઈ ચિંતા કરવી વૃથા છે તેથી હું તે શુદ્ધ ચિદ્રૂપમાં લય થાઉં છું.

न देहोऽहं न कर्माणि न मनुष्यो द्विजोऽद्विजः ।
नैव स्थूलो कृशो नाहं किंतु चिद्रूपलक्षणः ॥ ५–१० ॥

હું દેહ નથી, હું કર્મ નથી, મનુષ્ય નથી, હું બ્રાહ્મણ નથી, હું અબ્રાહ્મણ નથી, હું જાડો નથી, હું પાતળો નથી પણ હું તો એક ચૈતન્યસ્વરૂપ લક્ષણવાળો છું.

(૨૬) પં. બનારસીદાસજીના નાટક સમયસારમાંથી :—

સવૈયા ૨૧

જહાં શુદ્ધ જ્ઞાનકી કલા ઉદ્યોગ દીસે તહાં,
શુદ્ધતા પ્રમાણ શુદ્ધ ચારિત્રકો અંશ હૈ;
તા કારણ જ્ઞાની સબ જાને જ્ઞેય વસ્તુ મર્મ,
વૈરાગ્ય વિલાસ ધર્મ વાકો સરવંસ હૈ;
રાગદ્વેષ મોહકી દશાસોં ભિન્ન રહે યાતે,
સર્વથા ત્રિકાલ કર્મ જાળસોં વિધ્વંસ હૈ;

निरुपाधि आतम समाधिमें बिराजे ताते,
कहिये प्रगट पूरण परम हंस है. ८१

અધ્યાય ૧૦

જ્યાં શુદ્ધ જ્ઞાનની કલા પ્રકાશિત દેખાય છે ત્યાં તે જ્ઞાનની શુદ્ધતાના પ્રમાણમાં શુદ્ધ ચારિત્રના અંશનું પ્રગટપણું હોય છે. જ્ઞાની પુરુષ તો સર્વ જ્ઞેય વસ્તુઓના મર્મ–હેય અને ઉપાદેયને જાણે છે તેથી જ્ઞાની પુરુષને વિષે સર્વાંશે વૈરાગ્યવિલાસરૂપ ધર્મ–ગુણ પ્રાપ્ત હોય છે, રાગ અને દ્વેષરૂપી મોહ દશા જ્ઞાની પુરુષથી ભિન્ન–દૂર રહે છે અને તેથી ત્રણે કાલવર્તી સર્વ કર્મની જાળ નાશ પામે છે (પૂર્વકૃત કર્મની નિર્જરા હોય છે, વર્તમાને નવો બંધ હોતો નથી અને ઉપયોગ આત્મસન્મુખ થવાથી ભવિષ્ય સંબંધી નવો બંધ બંધાતો નથી). તેથી કર્મરૂપી ઉપાધિથી રહિત થાય છે અને આત્માનુભવ રૂપી સમાધિમાં સ્થિર રહે છે. તેથી જ્ઞાની પુરુષને પ્રત્યક્ષ પૂર્ણ પરમહંસ કહીએ છીએ.

ज्ञान भान भासत प्रमाण ज्ञानवत कहे,
करुणानिधान अमलान मेरा रूप है;
कालसों अतीत कर्म चालसों अभीत जोग,
जालसों अजीत जाकी महिमा अनूप है;
मोहको विलास यह जगतको वास मैं तो,
जगतसों शून्य पाप पुण्य अन्ध कूप है;
पाप किने किये कोन करे करि है सो कोन,
क्रियाको विचार सुपनेकी दोर धूप है. ९१ अ०१०

જ્ઞાનરૂપી સૂર્યનો ઉદય થતાં જ્ઞાની એમ સમજે છે કે મારું સ્વરૂપ તો કરુણાનિધાન અને નિર્મળ છે, મૃત્યુથી અતીત છે અને કર્મ બંધના ભયથી રહિત છે, મન, વચન, કાયાના યોગની જાળથી અજીત છે એવો મારો અદ્‌ભુત મહિમા છે, આ જગતમાં મારો

નિવાસ જણાય છે પણ તે તો મોહનો વિલાસ છે, મારો વિલાસ નથી, મારું સ્વરૂપ તો જન્મ મરણથી રહિત છે, પુણ્ય અને પાપ તો મને અંધારા કૂવા સમાન ભાસે છે, આ પાપ કર્મ પૂર્વે કોણે કર્યું? ભવિષ્યમાં કોણ કરશે? વર્તમાને કોણ કરે છે? એમ ક્રિયાનો વિચાર કરે ત્યારે જ્ઞાનીને સ્વપ્નાવસ્થા સમાન આ બધું મિથ્યા જણાય છે.

નિરભય નિરાકુલ નિગમ વેદ નિરભેદ,
જાકે પરકાશમેં જગત માઇયતુ હૈ,
રૂપ રસ ગંધ ફાસ પુદ્દગલકો વિલાસ,
તાસોં ઉદવસ જાકો જસ ગાઇયતુ હૈ;
વિગ્રહસોં વિરત પરિગ્રહસોં ન્યારો સદા,
જામેં જોગ નિગ્રહકો ચિન્હ પાઇયતુ હૈ,
સો હૈ જ્ઞાન પરમાણ ચેતન નિધાન તાંહિ,
અવિનાશી ઈશ માની શીશ નાઇયતુ હૈ.

૧૦૬ અ૦ ૧૦

આત્મા નિર્ભય, શાશ્વત સુખી અને ભેદ રહિત જ્ઞાન ગમ્ય છે. તે જ્ઞાન જ્યોતિના પ્રકાશમાં સર્વ જગત સમાય છે. રૂપ, રસ, ગંધ અને સ્પર્શ એ તો પુદ્દગલ દેહાદિનો વિલાસ છે, આત્મા તો તેનાથી રહિત છે એમ સર્વ શાસ્ત્રો પ્રશંસાપૂર્વક કહે છે. આત્મા શરીરાદિથી વિરક્ત–રહિત છે, ક્લેશથી રહિત છે, પરિગ્રહથી સર્વદા ભિન્ન છે અને મન, વચન અને કાયાના યોગથી રહિતપણાના લક્ષણવાળો છે. એવો ચેતનાત્મા જ્ઞાનાકાર છે, ચેતનપણાનુ નિધાન છે. તે આત્માને અવિનાશી ઈશ્વર માની હું મસ્તક નમાવું છું, નમસ્કાર કરું છું.

જૈસે નિરભેદરૂપ નિહચૈ અતીત હુતો,
તૈસે નિરભેદ અબ ભેદ કૌન કહેગો.?
દીસે કર્મ રહિત સહિત સુખ સમાધાન,
પાયો નિજ થાન ફિર બાહિર ન વહેગો;

'કબહૂં કદાચિ અપનો સ્વભાવ ત્યાગિ કરિ,
રાગ રસ રાચિકે ન પર વસ્તુ ગહેગો,
અમલાન જ્ઞાન વિદ્યમાન પરગટ ભયો,
યાહીં ભાતિ આગામી અનંત કાલ રહેગો.

ગા. ૧૦૭ અ. ૧૦

જેમ પૂર્વ કાલમાં સંસાર અવસ્થામાં પણ નિશ્ચયનયથી આત્મ દ્રવ્ય અભેદરૂપ હતો તેમ સમ્યક્જ્ઞાન પ્રાપ્ત થતાં પ્રત્યક્ષ અભેદરૂપ જ રહે છે તેવા પરમાત્માને હવે કોણ ભેદરૂપ કહેશે? જો આઠ કર્મ રહિત અને સહજસુખ સમાધિ સ્વરૂપ નિજ સ્થાનને પામ્યો તો પુનઃ આ બાહ્ય મિથ્યા સંસારમાં ભમશે નહિ સમ્યક્ત્વ પામેલ મહાત્મા કદાચિત કોઈ વખતે પણ પોતાના કેવળ જ્ઞાન સ્વભાવને ત્યાગીને, રાગદ્વેષમાં મગ્ન થઈ દેહાદિક પર વસ્તુઓને ગ્રહણ કરશે નહિ. આત્માને જો શુદ્ધ સમ્યક્જ્ઞાન પ્રગટ વિદ્યમાન પ્રાપ્ત થયું તે જ પ્રકારે ભવિષ્યમાં પણ અનતકાળ પર્યંત રહેશે

જબહીતે ચેતન વિભાવસોં ઉલટિ આપ,
સમે પાય અપનો સ્વભાવ ગહિ લીનો હૈ,
તબહીતે જો જો લેને યોગ્ય સો સો સબ લીનો,
જો જો ત્યાગ યોગ્ય સો સો સબ છાંડિ દીનો હૈ;
લેવેકો ન રહી ઠોર ત્યાગવેકોં નાહિ ઔર,
બાકી કહાં ઉબર્યોજુ કારજ નવીનો હૈ,
સંગ ત્યાગિ અંગ ત્યાગિ વચન તરંગ ત્યાગિ,
મન ત્યાગિ બુદ્ધિ ત્યાગિ આપા શુદ્ધ કીનો હૈ.

ગા. ૧૦૮ અ. ૧૦

અનાદિ કાળથી આત્મા મિથ્યાત્વ ભાવરૂપ વિભાવ પરિણતમાં પરિણમી રહ્યો છે. તે જ્યારથી પલટાઈ અવસર પામી પોતાના સમ્યક્ભાવ રૂપ સ્વભાવને ગ્રહણ કરે છે ત્યારથી તેણે જે જે ગ્રહણ કરવા યોગ્ય–નિજજ્ઞાન દર્શનાદિ સમ્યક્ભાવ તે સર્વ ગ્રહણ કર્યું અને

જે ત્યાગવા પર પૌદ્‌ગલિક રાગદ્વેષાદિ મિથ્યાભાવ તે તે સર્વે ત્યાગી દીધું છે. તેને ક્યાંયથી ગ્રહણ યોગ્ય કંઈ રહ્યું નહિ અને ત્યાગવા યોગ્ય કાંઈ બાકી રહ્યું નહિ, તો હવે નવીન શું કાર્ય કરવાનું બાકી રહ્યું? પરિગ્રહરૂપ સંગનો ત્યાગ કર્યો; શરીરાદિનું મમત્વ ત્યાગ્યું અને વચનના વિકલ્પો ત્યાગ્યા; મનના સંકલ્પો–વિકલ્પોને ત્યાગ્યા, ઇંદ્રિય જનિત બુદ્ધિના નિર્ણયો તજીને નિજ આત્માને પર વસ્તુના ત્યાગથી શુદ્ધ કર્યો તેવો શુદ્ધાત્મા પુનઃ જન્મ ધારણ કેમ કરશે? અર્થાત્ એ પુનઃ સંસારમાં આવતો નથી.

કરમકે ચક્રમેં ફિરત જગવાસી જીવ,
હ્વૈ રહ્યો બહિરમુખ વ્યાપત વિષમતા,
અંતર સુમતિ આઈ વિમલ બડાઈ પાઈ,
પુદ્‌ગલસોં પ્રીતિ ટૂટી છૂટી માયા મમતા;
શુદ્ધને નિવાસ કીનો અનુભૌ અભ્યાસ લીનો,
ભ્રમભાવ છાંડિ દીનો ભીનો ચિત્ત સમતા,
અનાદિ અનંત અવિકલપ અચલ ઐસો,
પદ અવલંબિ અવલોકે રામ રમતા.

ત્રણે લોકમાં કર્મરાજાનાં ચક્ર ફરે છે તેમાં આ જગવાસી જીવ પણ ફરી રહ્યો છે અને તેથી એની દૃષ્ટિ બહિર્મુખ–અંતર આત્માને ભૂલી દેહાદિક વિષયભોગો પ્રત્યે આસક્ત થઈ રહી છે અને ઇષ્ટ વિયોગ અને અનિષ્ટ સંયોગથી એનાં પરિણામ આકુલવ્યાકુલ રહેવાથી વિષમભાવ અશુદ્ધતા એનામાં વ્યાપી ગઈ છે. જ્યારે એના અંતરમાં સમ્યક્‌મતિ આવે છે-અને આત્મસ્વરૂપની નિર્મળ પ્રભુતાને પ્રાપ્ત થાય છે ત્યારે દેહાદિ પુદ્‌ગલ પર્યાયોની પ્રીતિ તૂટી જાય છે અને માયા અને મમતા મૂકાય છે; શુદ્ધ નયથી જેવું આત્મસ્વરૂપ છે તેવા આત્મસ્વરૂપમાં ઉપયોગ સ્થિર થાય છે, આત્મા-

નુભવમાં પુરુષાર્થ કરે છે, મિથ્યાભાવનો ત્યાગ હોય છે અને ચિત્ત સમભાવમાં લીન થાય છે. અનાદિ, અનંત, નિર્વિકલ્પ અને શાશ્વત એવી નિશ્ચલ સ્વાભાવિક આત્મભૂમિકાનું અવલંબન કરી-પોતાના આત્મસ્વરૂપમાં વિલાસ કરતા રમતા રામ-આત્માને નિહાળે છે. આત્મારૂપ પ્રત્યક્ષ હોય છે.

રૂપ રસવંત મૂરતીક એક પુદ્ગલ,
રૂપ વિન ઔર યોં અજીવ દ્રવ્ય દ્વિધા હૈ.
ચ્યાર હૈં અમૂરતીક જીવ ભી અમૂરતીક
યાહિતૈં અમૂરતીક વસ્તુ ધ્યાન મુધા હૈ:
ઔરસોં ન કબહૂ પ્રગટ આપ આપહીસોં,
ઐસો થિર ચેતન સ્વભાવ શુદ્ધ સુધા હૈ,
ચેતનકો અનુભૌ આરાધે જગ તેઈ જીવ,
જિન્હકે અખંડ રસ ચાખવેકી ક્ષુધા હૈ.

ગા. ૧૧ અ. ૨

રૂપ, રસ, ગંધ અને વર્ણ યુક્ત હોવાથી એક પુદ્ગલ દ્રવ્ય મૂર્તિક છે. બાકીનાં ચાર અજીવ દ્રવ્ય ધર્મ, અધર્મ, કાળ, અને આકાશ-રૂપાદિ રહિત હોવાથી અમૂર્તિક છે એમ અજીવ દ્રવ્યો બે પ્રકારે છે. ચાર અજીવ દ્રવ્યો અમૂર્તિક છે અને જીવ દ્રવ્ય પણ અમૂર્તિક છે તેથી અમૂર્તિક દ્રવ્યનું ધ્યાન વ્યર્થ છે કારણ કે અજીવ પણ અમૂર્તિક છે તે અન્ય દ્રવ્યના અવલંબનથી આત્મસ્વરૂપ ક્યારેય પણ પ્રગટ થતું નથી. આત્મા તો આત્માથી જ પ્રગટે છે-એવો ચૈતન્યનો શાશ્વત સ્થિર સ્વભાવ છે. તે સ્વભાવ જ શુદ્ધ અમૃતરસ છે. તે શુદ્ધ સ્વભાવરૂપ અમૃતરસથી જ ચૈતન્ય પ્રગટ થાય છે. જગતમાં જે જીવને અખંડ એક આત્મરસનો આસ્વાદ લેવાની ભૂખ છે તે જ ચેતનાના અનુભવનું આરાધન કરે છે અર્થાત્ ચૈતન્ય-ભાવનાને અવલંબી ચૈતન્યને પ્રગટ કરે છે.

નિહચૈ નિહારત સ્વભાવ જાંહિ આતમાકો,
આતમીક ધરમ પરમ પરકાસના,
અતીત અનાગત વરતમાન કાલ જાકો,
કેવલ સ્વરૂપ ગુણ લોકાલોક ભાસનાં;
સોઈ જીવ સંસાર અવસ્થા માંહિ કરમકો,
કરતાસોં દીસે લિયે ભરમ ઉપાસના,
યહૈ મહામોહકો પસાર યહૈ મિથ્યાચાર,
યહૈ ભૌ વિકાર યહ વ્યવહાર વાસના.

ગા. ૪ અ૦ ૧૦.

નિશ્ચય નયથી વિચારતાં આત્માનો સ્વભાવ તો તે કૈવલ્યાદિ ઉત્કૃષ્ટ આત્મિક ગુણના પ્રકાશરૂપ છે. તે કૈવલ્ય ગુણમાં ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળ તથા લોક અને અલોક પ્રત્યક્ષ ભાસ્યમાન છે તેથી કર્મનો કર્તા નથી. તે જ જીવ સંસાર અવસ્થામાં કર્મનો કર્તા દેખાય છે તે અજ્ઞાન-મિથ્યાભાવનો અભ્યાસ છે. આ અજ્ઞાનરૂપ ભ્રમણા તે મહામોહનો વિસ્તાર છે, તે જ મિથ્યાચાર છે, તે જ ભવભ્રમણરૂપી વિકાર છે અને તે જ વ્યવહાર-આત્માના અશુદ્ધ ભાવની વાસના છે.

એહ છહ દ્રવ્ય ઇનહીકો હૈં જગત જાલ,
તામેં પાંચ જડ એક ચેતન સુજાન હૈ,
કાહૂકી અનંત સત્તા કાહૂસોં ન મિલે કોઈ,
એક એક સત્તામેં અનંત ગુણગાન હૈ,
એક એક સત્તામેં અનંતમેં પરજાય ફિરે,
એકમેં અનેક ઇહિ ભાંતિ પરમાણ હૈ,
યહૈ સ્યાદ્વાદ યહ સંતનકી મરયાદ,
યહૈ સુખ પોષ યહ મોક્ષકો નિદાન હૈ.

ગા. ૨૨ અ૦ ૯.

આ છ દ્રવ્ય છે તેનાથી આ લોક થયેલો છે. તે છમાં પાંચ દ્રવ્ય જડ—અજીવ છે અને એક ચેતન જ્ઞાનવંત છે, પ્રત્યેકની અનંત સત્તા છે પણ તે બીજા દ્રવ્ય સાથે મળતી નથી. દરેક પોતપોતાની સત્તામાં રહે છે. તે દરેક દ્રવ્ય સત્તામાં અનંત ગુણ છે એમ કહેલ છે. એક એક સત્તામાં અનંત અવસ્થા પલટાય છે—અનંત પર્યાય છે એમ એક સત્તામા અનેક ભેદ—અવસ્થા છે એ પ્રમાણભૂત છે. આ સ્યાદ્‌વાદ અભિપ્રાય છે, તે સત્પુરુષોની મર્યાદા તેમનાં અપેક્ષિત વચનો હોય છે, તે વચનો આત્મિક સુખને પોષનાર છે અને મોક્ષ પ્રાપ્તિનાં કારણ છે.

ચેતન મંડિત અંગ અખંડિત, શુદ્ધ પવિત્ર પદારથ મેરો,
રાગ વિરોધ વિમોહ દશા, સમઝે ભ્રમ નાટક પુદ્‌ગલ કેરો;
ભોગ સંયોગ વિયોગ વ્યથા, અવલોકિ કહે યહ કર્મ જુ ઘેરો;
હૈ જિન્હકો અનુભૌ ઇહ ભાંતિ, સદા તિનકો પરમારથ નેરો.

ગા. ૧૭ અ૦ ૯.

નિજ આત્મપ્રતિ દષ્ટિ કરી વિચારતાં—પોતાનું અંગ (સ્વરૂપ) ચેતનાયુક્ત છે, અખંડિત છે. તે શુદ્ધ અને પવિત્ર પદાર્થ છે. રાગ, દ્વેષ અને મોહની દશા એ સર્વે પૌદ્‌ગલિક કર્મકૃત ભ્રમરૂપ નાટક છે. આ વિષયભોગોના સંયોગ અને વિયોગની આકુલતા તે પૂર્વકર્મના ઉદયે કર્મનો ઘેરો છે: તે આત્માથી પર છે. આવો જેમને અનુભવ છે તેને પરમાર્થરૂપ મુક્તિ—સમીપ જ છે.

જ્યોં કલધૌત સુનારકી સંગતિ, ભૂષણ નામ કહે સબ કોઈ,
કંચનતા ન મિટી તિહી હેતુ, વહે ફિરિ ઔટિકે કંચન હોઈ;
ત્યોં યહ જીવ અજીવ સંયોગ, ભયો બહુરૂપ હુવો નહિ દોઈ,
ચેતનતા ન ગઈ કબહૂં તિહિ, કારણ બ્રહ્મ કહાવત સોઈ.

ગા. ૧૨. અ૦ ૯.

જેમ સુવર્ણને સોની ઘડે છે ત્યારે તેને સર્વ જન આભૂષણ કહે છે. પણ આભૂષણ કહેવાયાથી તેનું સુવર્ણપણું જતું રહેતું નથી.

સે આભૂષણને પુનઃ ભાંગી ગાળી નાંખીએ તો સુવર્ણ જ થાય છે. તેમ આ ચેતન-પર જડના સંયોગથી અનેક પ્રકારના રૂપોને ધારણ કરે છે છતાં ચેતન તે ચેતન જ રહે છે, અન્યરૂપ થતું નથી. તેનું ચૈતન્યપણું કોઈ કાળે વિનાશ પામતું નથી તેથી તે ચેતન સર્વ અવસ્થાને વિષે બ્રહ્મ કહેવાય છે.

જ્યોં નટ એક ધરૈ બહુ ભેષ, કલા પ્રગટે જબ કૌતુક દેખૈ,
આપ લખૈ અપની કરતૂતિ, વહૈ નટ ભિન્ન વિલોકત પેખૈ;
ત્યો ઘટમેં નટ ચેતન રાવ, વિભાવ દશા ધરિ રૂપ વિસેખૈ,
ખોલિ સુદૃષ્ટિ લખૈ અપનો પદ, દુંદ વિચાર દશા નહિ લેખૈ.
ગા. ૧૪. અ૦ ૯

કોઈ એક નટ અનેક પ્રકારના વેષ ધારણ કરે છે અને વેશથી થતા આનંદમાં દૃષ્ટિ રાખે છે ત્યાં સુધી નવા નવા વેષ ધરવાની કળા પ્રગટ કરતો રહે છે, પણ જ્યારે તે નટ પોતે પોતાના કર્તવ્યને-સ્વરૂપને દેખે છે ત્યારે તે પોતાને તો તે વેષોથી ભિન્ન જાણે છે તેવી રીતે આ ચેતન નટ-શરીરમાં રહી તે રાગાદિ વિભાવદશાની અનેક અવસ્થાઓને ધારણ કરે છે પરંતુ જ્યારે પોતાની સુજ્ઞાન દૃષ્ટિ પામી પોતાના સ્વરૂપને ઓળખે છે ત્યારે રાગાદિક વિભાવ દશાને પોતાની જાણતો નથી. પોતાને પર રૂપ માનતો નથી.

પ્રથમ સુદૃષ્ટિસોં શરીરરૂપ કીજે ભિન્ન,
તામેં ઔર સૂક્ષ્મ શરીર ભિન્ન માનિયે,
અષ્ટ કર્મ ભાવકી ઉપાધિ સોઈ કીજે ભિન્ન,
તાહૂમેં સુબુદ્ધિકો વિલાસ ભિન્ન જાનિયે;
તામેં પ્રભુ ચેતન વિરાજત અખંડરૂપ,
વહૈ શ્રુત જ્ઞાનકે પ્રમાણ ઠીક આનિયે,
વાહિકો વિચાર કરિ વાહિમેં મગન હૂજે,
વાકો પદ સાધિવેકો ઐસી વિધિ ઠાનિયે.

પ્રથમ ભેદજ્ઞાનરૂપી સુદૃષ્ટિથી આ શરીરને આત્માથી ભિન્ન જાણવું-માનવું, તેમાં તૈંજસ અને કાર્મણ એ બે સૂક્ષ્મ શરીર છે તેને પણ પોતાથી ભિન્ન માનવાં, આઠ કર્મ (દ્રવ્યકર્મ) અને તેની ઉપાધિ રાગદ્વેષાદિ ભાવકર્મ તેને પણ ભિન્ન માનવાં અને તે કર્મથી સુબુદ્ધિના પરિણામ-ભેદ વિજ્ઞાનને ભિન્ન જાણવું. તે ભેદ વિજ્ઞાન દૃષ્ટિમાં ચૈતન્ય પ્રભુ આત્મા અખંડરૂપે બિરાજે છે એમ શ્રુતજ્ઞાનના નય, નિક્ષેપ અને પ્રમાણથી હૃદયમાં સ્થિર કરવું, તે ચૈતન્ય પ્રભુનો જ વિચાર કર, તેમાં જ લીન થા. તે પરમાત્મપદ સાધવા માટે હે જીવ! આ વિધિની ઉપાસના કર.

અલખ અમૂરતી અરૂપી અવિનાશી અજ,
નિરાધાર નિગમ નિરંજન નિરંધ હૈ,
નાનારૂપ ભેષ ધરે ભેષકો ન લેશ ધરે,
ચેતન પ્રદેશ ધરે ચૈતન્યકો ખંધ હૈ;
મોહ ધરે મોહીસો બિરાજે તામેં તોહીસો ન,
મોહીસો ન તોહીસોં ન રાગી નિરબંધ હૈ,
એસો ચિદાનંદ યાહિ ઘટમેં નિકટ તેરે,
તાહિ તૂં વિચાર મન ઔર સબ ધંધ હૈ.

ગા. ૫૪ અ૦ ૮

આ આત્મા અલક્ષ છે, અમૂર્તિક છે, અરૂપી છે, શાશ્વત છે, જન્મ રહિત છે, નિરાધાર-પરના આધારની જરૂર ન પડે તેવો છે, જ્ઞાનવંત છે અને અખંડ એક છે. વ્યવહાર દૃષ્ટિએ અનેક પ્રકારના વેષને ધારણ કરે છે છતાં નિશ્ચયથી કોઈ પણ વેષને ધારતો નથી, ચૈતન્ય પ્રદેશમય છે અને ચૈતન્યનો જ પુંજ છે. આ આત્મા જ્યારે મોહ કરે છે ત્યારે મોહી થઈ રહે છે, મનને વશ થાય છે ત્યારે મનરૂપ થઈ રહે છે પણ તે તો મોહરૂપ પણ નથી અને મનરૂપ પણ નથી. તે રાગી પણ નથી પણ તે બંધ રહિત-અબંધ છે. એવા આ ચિદાનંદ આત્મા તારા ઘટના અંતરમાં તારી સમીપ જ

છે તેનો હે મન! તું વિચાર કર, અનુભવ કર. બીજી બધી તો નકામી દોડ છે.

શુદ્ધ નય નિહચૈ અકેલા આપ ચિદાનંદ,
અપને હી ગુણ પરજાયકો ગહત હૈ,
પૂરણ વિજ્ઞાનઘન સો હૈ વ્યવહાર માંહિ,
નવ તત્ત્વરૂપી પંચ દ્રવ્યમેં રહત હૈ;
પંચ દ્રવ્ય નવ તત્ત્વ જીવ ન્યારો લખૈ,
સમ્યક્ દરશ યહ ઔર ન ગહત હૈ,
સમ્યક્ દરશ જોઈ આતમ સરૂપ સોઈ,
મેરે ઘટ પ્રગટો બનારસી કહત હૈ,
ગા. ૭ અ૦ ૧.

શુદ્ધ નિશ્ચયનયથી એક એકલો પોતે ચિદાનંદમય આત્મા પોતાના જ ગુણ અને પર્યાયને ગ્રહણ કરે છે. એવો પરિપૂર્ણ વિજ્ઞાનઘન આત્મા છે તે વ્યવહારથી નવ તત્ત્વ અને પાંચ દ્રવ્યમાં રહેલો ભાસે છે પણ પાંચ દ્રવ્ય અને નવ તત્ત્વ જુદાં છે અને આત્મા જુદો છે એવું જેને શ્રદ્ધાન થાય છે તેને સમ્યક્દર્શન પ્રગટ હોય છે. એ સમ્યક્ત્વી આત્મા અન્ય પદાર્થને ગ્રહતો નથી. સમ્યગ્દર્શન તેજ આત્મસ્વરૂપ છે અને તે આત્મસ્વરૂપ સમ્યક્ત્વ મારા અંતરમાં પ્રકાશમાન થયું છે એમ બનારસીદાસજી કહે છે.

(૨૭) પં૦ દ્યાનતરાયના દ્યાનતવિલાસમાંથી :—

સવૈયા ૩૧

ચેતના સ્વરૂપ જીવ જ્ઞાનદૃષ્ટિમેં સદીવ,
કુમ્ભ આન આન ઘીવ ત્યોં સરીરસોં જુદા,
તીનલોક માંહિ સાર સાસ્વતો અખંડધાર,
મૂરતીકકોં નિહાર નીરકૌં જુદૈજુદા;
સુદ્ધરુપ બુદ્ધરુપં એકરૂપ આપભૂત,
આતમા યહી અનૂપ પર્મજોતિકો ઉદા,

સ્વચ્છ આપને પ્રમાનિ રાગદોષ, મોહ ભાની,
ભવ્ય જીવ તાહિ જાનિ છાંડિ શોક ઔ મુદા. ૮૧

આ આત્મા સદા ચૈતન્ય સ્વરૂપવંત છે, જ્ઞાનદષ્ટિથી જોતાં જેમ ઘડો જુદો છે અને તેમાં રહેલ ઘી તેનાથી જુદું છે, તેમ આ શરીરાદિ ભિન્ન છે અને તેમાં બિરાજેલ આત્મા પણ તેનાથી ભિન્ન છે. આત્મા તો ત્રણે લોકમાં એક સાર પદાર્થ છે. શાશ્વત છે અને અખંડ જ્ઞાન પ્રવાહવાળો છે મૂર્તિક પુદ્‌ગલ તો પાણીના પરપોટા સમાન અસાર અને વિનાશી છે. આત્મા શુદ્ધ સ્વરૂપી છે, બોધમય છે, એકરૂપ છે, પોતે ચૈતન્ય પ્રભુ છે, અનુપમ પરમ જ્ઞાન જ્યોતિ સદા ઉદયરૂપ પ્રકાશમાન છે. પોતે આત્મા પર કર્મથી રહિત શુદ્ધ છે. નિજસ્વરૂપવંત છે એમ માની રાગ દ્વેષ મોહને દૂર કર. હે ભવ્ય જીવ! એ આત્મ સ્વરૂપને ઓળખી અનુભવ કર અને હર્ષ અને શોકનો ત્યાગ કર.

ચેતનાસહિત જીવ તિહુંકાલ રાજત હૈ,
ગ્યાન દરસન ભાવ સદા જાસ લહિએ,
રૂપ રસ ગંધ ફાસ પુદ્‌ગલકો વિલાસ,
મૂરતીક રૂપી વિનાસીક જડ કહિયે;
યાહી અનુસાર પરદર્વકૌ મમત્ત ડારિ,
અપનૌ સુભાવ ધારિ આપમાહિં રહિએ,
કરિએ યહી ઇલાજ જાતૈં હોત આપ કાજ,
રાગ દોષ મોહ ભાવકૌ સમાજ દહિએ. ૯૩

આ આત્મા ત્રણે કાળ ચેતના સહિત શોભે છે, જ્ઞાન અને દર્શનમય ભાવ સર્વદા તેમાં પ્રગટ પ્રકાશમાન છે. રૂપ, રસ, ગંધ અને સ્પર્શ એ તો જડ–પુદ્‌ગલનો વિલાસ–ગુણ છે. તે પુદ્‌ગલ તો મૂર્તિક, રૂપી અને વિનાશિક છે. એમ જાણી પર જડ દ્રવ્ય પ્રત્યેનો મમતાભાવ ત્યાગી, પોતાના શુદ્ધ સ્વભાવને ગ્રહણ કરી, પોતાના-

માં જ સ્થિર થા. આ પ્રમાણે ઉપાય કર કે જેથી તારું કાર્ય-આત્મહિત થાય અને રાગ, દ્વેષ અને મોહના ભાવોનો સમૂહ બળી ભસ્મ થાય.

સિંહાવલોકન.

ગ્યાની જાની ગ્યાનમેં, ન મૈં વચન મન કાય,
કાયમ પરમારથ વિષૈ, વિષૈ-રીતિ વિસરાય,
વિષૈ-રીતિ વિસરાય, રાય ચેતના વિચારૈ,
ચારૈ ક્રોધ વિસાર, સાર સમતા વિસતારૈ;
તારૈ ઔરનિ આપ, આપકી કૌન કહાની,
હાની મમતા—બુદ્ધિ, બુદ્ધિ અનુભૌતૈં ગ્યાની. ૬

જ્ઞાની ભેદ વિજ્ઞાનથી જાણે છે કે હું મન, વચન કાયારૂપ નથી, પરમાર્થ—શુદ્ધ આત્મામાં સ્થિર થતાં વિષયવાસના દૂર થાય છે, વિષય ભોગોનો ત્યાગ કરી ચૈતન્યભૂપ જ્ઞાની સ્વસ્વરૂપનો વિચાર કરે છે, ચાર ક્રોધાદિ કષાયોનો ત્યાગ કરે છે અને સાર રૂપ સમતાભાવનો વિસ્તાર-પ્રકાશ કરે છે. તે જ્ઞાની જીવ પોતે ભવ્ય જીવોને આ સંસાર સમુદ્રથી તારે છે તો પછી તેમની પોતાની તો વાત જ શું કરવી? તે નિશ્ચયે તારે છે. જ્ઞાની સ્વાનુભવની બુદ્ધિથી શરીરાદિ પ્રતિની મમત્વ બુદ્ધિની હાનિ કરે છે.

સોહં સોહં હોત નિત, સાંસ ઉસાસમંઝાર,
તાકૌ અરથ વિચારિયે તીન લોકમેં સાર;
તીન લોકમેં સાર, ધાર સિવખેત નિવાસી,
અષ્ટકર્મસૌં રહિત, સહિત ગુણ અષ્ટ વિલાસી
જૈસૌ તૈસૌ આપ; થાપ નિહચૈ તજિ સોહં,
અજપા—જાપ સંભાર, સાર સુખ સોહં સોહં. ૭

શ્વાસોચ્છ્વાસમાં સતત-નિત્ય "સોઽહં સોઽહં" નો ધ્વનિ હોય છે. તેના અર્થનો વિચાર કર કે જે ત્રણે લોકમાં સાર સ્વરૂપ છે. આઠ

કર્મથી રહિત, આઠ ગુણના વિલાસયુક્ત, સિદ્ધક્ષેત્રે બિરાજીત, ત્રણે લોકના સારભૂત એવા સિદ્ધસ્વરૂપનો તું નિશ્ચય કર. જેવો તે સિદ્ધાત્મા છે તેવો જ તું પોતે છે એમ નિશ્ચયથી હૃદયમાં સ્થિર કર અને પર પદાર્થમાં પોતાપણાની માન્યતા રૂપ 'સોऽહં'નો ત્યાગ કર. અને સિદ્ધ સમાન હું છું એ રૂપ 'સોऽહં'નો અજપા—સતત જાપ જપ. આ જગતમાં સાચું સુખ તે સોऽહં—સોऽહંનું—સ્વસ્વરૂપાનુભવનું છે.

દરવ કરમ નોકરમતે, ભાવકરમતેં ભિન્ન,
વિકલ્પ નહીં સુબુદ્ધકે, સુદ્ધ ચેતનાચિન્ન
સુદ્ધ ચેતનાચિન્ન ભિન્ન નહિં ઉદૈ ભોગમેં,
સુખદુખ દેહ મિલાપ, આપ સુદ્ધોપયોગમેં;
હીરા પાની માહિં, નાહિં પાની ગુણ વ્હૈ કબ,
આગ લગૈ ઘર જલૈ, જલૈ નહિં એક નભ દરબ. ૮

શુદ્ધ ચૈતન્ય લક્ષણથી લક્ષિત સમ્યક્ જ્ઞાનવંત આત્મા દ્રવ્ય કર્મ, નોકર્મ અને ભાવ કર્મથી ભિન્ન છે, અને સર્વ વિકલ્પથી રહિત નિર્વિકલ્પ છે. શુદ્ધ ચૈતન્ય લક્ષણાંકિત આત્મા ભિન્ન છે અને કર્મના ઉદયરૂપ ભોગ તે ભિન્ન છે. કર્મ ઉદયમાં આત્મા નથી. સુખ અને દુઃખ એ તો શરીરાદિના સંયોગથી ઉત્પન્ન કર્મનાં ફળ છે. આત્મા તો પોતે સ્વશુદ્ધ ઉપયોગ સ્વરૂપ છે. જેમ પાણીમાં પડેલો હીરો તે પાણીના ગુણને ક્યારેય પણ ગ્રહણ કરતો નથી, જેમ અગ્નિ લાગવાથી ઘર બળે છે પણ ઘરમાં રહેલ આકાશ દ્રવ્ય બળતું નથી તેમ શરીરાદિના સંયોગમાં હોવા છતાં આત્મા આત્મસ્વરૂપે જ છે.

જો જાનૈ સો જીવ હૈ, જો માનૈ સો જીવ,
જો દેખૈ સો જીવ હૈ, જીવૈ જીવ સદીવ;
જીવૈ જીવ સદીવ, પીવ અનુભૌરસ પ્રાની,
આનદ કંદ સુછન્દ, ચંદ પૂરન સુખદાની;
જો જો દીસૈ દર્વ, સર્વ છિન ભંગુર સો સો,
સુખ કહિ સકૈ ન કોઈ, હોઈ જાકૌ જાનૈ જો. ૯

જે જાણે છે તે જીવ છે, જે માને છે તે જીવ છે, જે દેખે છે તે જીવ છે, જે સદા જીવે છે તે જીવ છે. જીવ સદા શાશ્વત છે તેના અનુભવ રસનું હે પ્રાણી! પાન કર. તે આત્મા સહજાનંદ સમૂહ છે, વંદન યોગ્ય છે અને પૂર્ણચંદ્રના પ્રકાશ સમાન સુખને આપનાર છે. આ જે જે પદાર્થો જોવામાં આવે છે તે તે બધાં ક્ષણભંગુર–વિનાશી છે. તે પુદ્ગલ—જડ પદાર્થોમાં કોઈ પણ સુખને કહી કે જાણી શકે એમ નથી. એતો જેનું હોય તે જ જાણે. સુખ આત્માનું છે અને તે સુખને આત્મા જ જાણે છે–અનુભવે છે.

સબ ઘટમેં પરમાતમા, સૂની ઠૌર ન કોઇ
બલિહારી વા ઘટ્ટકી, જા ઘટ પરગટ હોઈ;
જા ઘટ પરગટ હોઈ, ધોઈ મિથ્યાત મહામલ
પંચ મહાવ્રત ધાર, સાર તપ તપૈ જ્ઞાનબલ;
કેવલ જોત ઉદ્યોત, હોત સરવગ્ય દસા તબ,
દેહી દેવલ દેવ, સેવ ઠાનૈ સુર નર સબ. ૧૦

પરમાત્મા–આત્મા, સર્વ શરીરોમાં વ્યાપી રહેલ છે. આખા લોકમાં કોઈ પણ જગ્યા જીવ વિનાની–શૂન્ય નથી. પરંતુ તે દેહનું વિશેષપણું છે. ધન્યપણું છે કે જે દેહમાં પરમાત્મા પ્રભુ પ્રગટ થયા છે. જેના દેહમાં એ પરમાત્મા પ્રગટે છે તેના મિથ્યાત્વ રૂપી મહામલ ધોવાઈ જાય છે, તે પંચ મહાવ્રતને ધારણ કરે છે, સમ્યક્ તપનું આચરણ કરે છે અને તેનું જ્ઞાન બળ વર્ધમાન થાય છે. એમ અનુક્રમે કૈવલ્યજ્ઞાન પ્રકાશ થતાં તે સર્વજ્ઞ દશાને પામે છે. દેહરૂપી દેવળમાં બિરાજમાન એ કૈવલ્ય પ્રગટ આત્મા તે દેવ છે. સર્વ દેવ અને મનુષ્યો તે પરમાત્માની સેવા–ઉપાસના કરે છે.

દ્યાનત ચક્રી જુગલિયે, ભવનપતિ પાતાલ,
સુર્ગ ઇંદ્ર અહમિંદ્ર સબ, અધિક અધિક સુખ ભાલ;
અધિક અધિક સુખ ભાલ, કાલ તિહું નંત ગુનાકર

એકસમૈ સુખં સિદ્ધ રિદ્ધ, પરમાતમપદ ધર,
સો નિહચૈ તૂ આપ, પાપ બિન ક્યૌં ન પિછાનત,
દરસ ગ્યાન થિર થાપ, આપમેં આપ સુધાનત. ૧૭

ધાનતરાય કહે છે કે, ચક્રવર્તી, જુગલિયાં ભુવનપતિ, પાતાલ અને સ્વર્ગના ઇંદ્રો, અહમિંદ્ર એ બધાનું એક એકથી અધિક સુખ છે. તે બધાંના ત્રણ-કાળના અધિક અધિક સુખને અનંત ગુણું કરીએ તો સિદ્ધ ભગવાનની પરમાત્માની રિદ્ધિના એક સમયના સુખ સમાન થાય. તે સિદ્ધ પરમાત્મા નિશ્ચયથી તું છે. તે નિષ્પાપ એવા પ્રભુને તું કેમ ઓળખતો નથી? ધાનતરાય કહે છે કે હે આત્મા! તારા દર્શન અને જ્ઞાન ઉપયોગને તું તારા સ્વસ્વરૂપમાં સમ્યક્ ભાવે સ્થિર કર.

(૨૮) ભૈયા ભગવતીદાસના બ્રહ્મવિલાસમાંથી :-

કવિત્ત.

જ્ઞાનમેં હૈ ધ્યાનમેં હૈ વચન પ્રમાણમેં હૈ,
અપને સુથાનમેં હૈ તાહિ પહચાનિરે,
ઉપજૈ ન ઉપજત મૂએ ન મરત જોઈ,
ઉપજન મરન વ્યોહાર તાહિ માનિરે;
રાવસો ન રંકસો હૈ પાનીસો ન પંકસો હૈ,
અતિ હી અટંકસો હૈ તાહિ નીકે જાનિરે,
આપનો પ્રકાશ કરૈ અષ્ટ કર્મ નાશ કરૈ,
ઐસી જાકી રીતિ 'ભૈયા' તાહિ ઉર આનિરે. ।ગા૧૩

પુણ્યપચીસિકા.

જે જ્ઞાનમાં છે, જે ધ્યાનમાં છે, જે વચનાત્મક પ્રમાણમાં છે અને જે પોતાના સ્થાનમા જ છે તેને ઓળખો. જન્મવા છતાં જે જન્મતો નથી; મરવા છતાં જે મરતો નથી, જન્મવું અને મરવું એ તો વ્યવહારથી મનાય છે. આત્મા રાજા સમાન નથી અને રંક

સમાન પણ નથી, પાણી સમાન નથી અને કાદવ સમાન પણ નથી. એ તો અદ્ભુત-લેશ પણ ન્યૂનાધિક નથી, તેને સારી રીતે જાણો. જે પોતાના સ્વરૂપનો પ્રકાશ કરે છે અને આઠ કર્મનો નાશ કરે છે. એવી જેની પદ્ધતિ છે તેને હૃદયમાં લાવો-તદ્રૂપ થાઓ એમ ભગવતીદાસજી કહે છે.

સવૈયા ૩૧

જૈસો વીતરાગ દેવ કહ્યો હૈ સ્વરૂપસિદ્ધ,
તૈસો હી સ્વરૂપ મેરો યામેં ફેર નાહીં હૈ.
અષ્ટ કર્મ ભાવકી ઉપાધિ મોમેં કહૂં નાહિં,
અષ્ટગુણ મેરે સો તૌ સદા મોહિ પાંહિ હૈ;
જ્ઞાયક સ્વભાવ મેરો તિહું કાલ મેરે પાસ,
ગુણ જે અનન્ત તેઊ સદા મોહિ માહીં હૈ,
ઐસો હૈ સ્વરૂપ મેરો તિહું કાલ સુદ્ધ રૂપ;
જ્ઞાનદષ્ટિ દેખતેં ન દૂજી પરછાહી હૈ. ૬

શત અષ્ટોત્તરી.

શ્રી વીતરાગ પ્રભુએ જેવું સિદ્ધ સ્વરૂપ કહ્યું છે તેવું જ મારું સ્વરૂપ છે. તેમાં લેશ પણ ફેર નથી. આઠ કર્મ ભાવની રાગદ્વેષાદિ ઉપાધિ મારામાં ક્યાંય પણ નથી. આઠ ગુણ જ્ઞાનાદિ તે મારા છે અને તે તો સદા મારી પાસે જ છે. મારો જ્ઞાયક સ્વભાવ છે તે પણ ત્રણે કાળ મારી પાસે જ છે. મારા અનંત ગુણ છે તે પણ સદા મારામાં જ છે. એવું કર્મથી ઉપાધિથી રહિત શુદ્ધ સ્વરૂપ ત્રણે કાળ મારું છે તે ભેદ વિજ્ઞાન દૃષ્ટિએથી વિચારતાં જણાય છે. અન્ય પુદ્‌ગલાદિની છાયા—પરસ્વરૂપ મારામાં નથી.

સવૈયા ૩૨.

કેવલ રૂપ મહા અતિ સુંદર, આપુ ચિદાનંદ શુદ્ધ વિરાજે,
અન્તરદષ્ટિ ખુલૈ જબ હી તબ, આપુહીમેં અપનો પદ છાજે,

સેવક સાહિબ કોઉ નહી જગ, કાહે કો ખેદ કરૈ કિહૂઁ કાજૈ,
અન્ય સહાય ન કોઉ તિહારૈ જુ, અંત ચલ્યો અપનોં પદ સાજૈ.ગા ૩૬
શતઅષ્ટોત્તરી.

કૈવલ્ય શુદ્ધ સ્વરૂપ અતિ ઘણું સુંદર છે, તેમાં માત્ર શુદ્ધ ચિદાનંદ પોતે જ બિરાજે છે. જ્યારે અંતર્દૃષ્ટિ પ્રકાશે છે ત્યારે પોતાના આત્મામાં જ પોતાનું આત્મપદ પ્રાપ્ત હોય છે. આ દૃષ્ટિએ જોતાં જગતમાં કોઈ સેવક નથી ને કોઈ સ્વામી પણ નથી તો જગત શા માટે, શા કારણે ખેદ કરે છે? જ્યારે મૃત્યુ–અંત સમયે તું જાય છે ત્યારે અન્ય કોઈ તારો સહાયક નથી. માત્ર તારું સ્વરૂપ જ તને સહાય કરનાર છે.

એ મન મૂઢ! કહા તુમ ભૂલે હો, હંસવિચાર લગે પરછાયા,
યામેં સ્વરૂપ નહિ કછુ તેરો જુ, વ્યાધિકી પોટ બનાઈ હૈ કાયા;
સમ્યકરૂપ સદા ગુણ તેરો સુ, ઔર બની સબહી ભ્રમ માયા,
દેખત રૂપ અનૂપ વિરાજત, સિદ્ધ સમાન જિનન્દ બતાયા.
ગા. ૪૭. શતઅષ્ટોત્તરી.

હે મન મૂઢ! તું શું ભૂલી રહ્યો છે? આત્માને ભૂલી જઈ આ પર પુદ્‌ગલની છાયા પાછળ શું મગન થઈ રહ્યો છે? આ પરમાં તારું શ પણ સ્વરૂપ નથી. કાયા તો વ્યાધિનું પોટલું છે. તારો તો શાશ્વત સમ્યક્ ગુણ છે. બીજું બધું તો મિથ્યા ભ્રમની માયા છે. શ્રી જિનેંદ્ર ભગવાને કહ્યું છે તેવું સિદ્ધ સમાન, અનુપમ જ્ઞાને પ્રકાશિત તારું સ્વરૂપ છે તેને ઓળખ.

ચેતન જીવ! નિહારહુ અંતર,–એ સબ હૈં પરકી જડ કાયા,
ઈંદ્ર કમાન જ્યોં મેઘઘટા મહિં, શોભત હૈ પૈ રહૈ નહિં છાયા,
રૈન સમૈ સુપનો જિમ દેખ તુ, પ્રાત બહૈ સબ ઝૂંઠ બતાયા,
ત્યોં નદિ નાવ સંયોગ મિલ્યો તુમ, ચેતહુ ચિત્તમેં ચેતન રાયા.
ગા. ૪૮. અષ્ટોત્તરી.

હે ચેતનમય જીવ! તું તારા અંતરમાં દૃષ્ટિ કર. આ કાયાદિ સર્વ પર–જડ છે. વાદળાના સમૂહમાં ઇંદ્ર ધનુષ્ય શોભે છે પણ તેની છાયા રહેતી નથી–ક્ષણિક છે; રાત્રીના સમયે દેખેલ સ્વપ્ન પ્રાતઃકાળે મિથ્યા જણાય છે; નદી ઊતરવાની નાવડીમાં જેમ ઘણા માણસો ભેગા મળે છે અને પછી છૂટા પડી જ જાય છે; તેમ આ શરીરાદિનો સંયોગ તને મળ્યો તે ક્ષણમાં વિનાશ પામશે. માટે હે ચૈતન્ય રૂપ! તું ચિત્તમાં ચેતી સાવચેત થઈ જા.

સિદ્ધ સમાન ચિદાનન્દ જાનિકે, થાપત હૈ ઘટકે ઉર બીચ,
વાકે ગુણ સબ વાહિ લગાવત; ઔર ગુણહિ સબ જાનત કીચ;
જ્ઞાન અનંત વિચારત અંતર, રાખત હૈ જિયકે ઉર સીંચ,
ઐસેં સમકિત શુદ્ધ કરતુ હૈ, તિનતેં હોવત મોક્ષ નગીચ. ૯૩.

શત અષ્ટોત્તરી.

જે આ ચિદાનંદ આત્માને સિદ્ધ સમાન સ્વરૂપવંત જાણી પોતાના અંતરમાં સ્થાપન કરે છે; આત્માના ગુણોને જ આત્મામાં જાણે છે તે સિવાયના પરના ગુણોને કાદવ સમાન મલિન કરનાર જાણે છે; અંતરમા જ્ઞાન અનંત છે એમ વિચાર કરે છે અને તેને પોતાના હૃદયમાં સીંચી રાખે છે, તે સમ્યક્ત્વને શુદ્ધ કરે છે અને તેથી નિશ્ચયે મુક્તિ સમીપ હોય છે.

સવૈયા ૩૧

જબૈ ચિદાનન્દ નિજ રૂપકો સંભાર દેખે,
કૌન હમ કૌન કર્મ કહાંકો મિલાપ હૈ,
રાગદ્વેષ ભ્રમને અનાદિકે ભ્રમાયે હમેં,
તાતેં હમ ભૂલ પરે લાગ્યો પુણ્ય પાપ હૈ;
રાગદ્વેષ ભ્રમ યે સુભાવ તો હમારે નાહિં,
હમ તો અનત જ્ઞાન, ભાનુસો પ્રતાપ હૈ,

જૈસો શિવખેત બસૈ તૈસો બ્રહ્મ યહાં લસૈ,
તિહૂં કાલ શુદ્ધ રૂપ 'ભૈયા' નિજ આપ હૈ. ગા. ૯
મિથ્યાત્વ વિધ્વંસન ચતુર્દશી

જ્યારે ચિદાનંદ આત્મા પોતાના સ્વરૂપને પ્રાપ્ત કરે છે ત્યારે એમ વિચારે છે કે "હું કોણ છું? આ કર્મ શું છે? આ સંયોગ ક્યાંથી થયો? રાગદ્વેષ અને મોહરૂપ ભ્રમે અનાદિ કાળથી મને સંસારમાં પરિભ્રમણ કરાવ્યું તેથી હુ ભૂલો પડયો અને પાપ અને પુણ્ય એ બે મને વળગ્યાં છે. રાગદ્વેષ ભ્રમ–મોહ એ તો મારો સ્વભાવ નથી. હું તો સૂર્ય સમાન અનંત પ્રતાપવાળો અનંતજ્ઞાન યુક્ત છું. જેવો સિદ્ધક્ષેત્રમાં સિદ્ધાત્મા છે તેવો જ આત્મ–બ્રહ્મ અહીં શોભે છે. ભગવતીદાસ કહે છે કે હે ભાઈ! તું પોતે ત્રણે કાળ શુદ્ધાત્મ સ્વરૂપી છે.

જીવ તો અકેલો હૈ ત્રિકાલ તીનોલોકમધ્ય,
જ્ઞાન પુંજ પ્રાણ જાકે ચેતના સુભાવ હૈં,
અસંખ્યાત પરદેશ પૃરિત પ્રમાન બન્યો,
અપને સહજ માહિં આપ ઠહરાવ હૈં;
રાગદ્વેષ મોહ તો સુભાવમેં ન યાકે કહૂં,
યહ તો વિભાવ પર સંગતિ મિલાવ હૈં,
આતમ સુભાવસૌં વિભાવસૌં અતીત સદા,
ચિદાનંદ ચેતવેકો ઐસે મેં ઉપાવ હૈ. ગા. ૧૦
મિથ્યાત્વ વિધ્વંસન ચતુર્દશી.

આ ત્રણે લોકમાં ત્રણે કાળ આત્મા એક એકલો છે; જ્ઞાનનો પુંજ એ તેનો પ્રાણ છે, ચૈતન્યપણું એ એનો સ્વભાવ છે. અસંખ્યાત પ્રદેશથી પરિપૂર્ણ પ્રમાણવંત છે; પોતાના સહજ શુદ્ધ સ્વભાવમાં પોતે સ્થિર છે. એના સ્વભાવમાં લેશ પણ રાગદ્વેષ મોહનું અસ્તિત્વ છે જ નહિ; રાગદ્વેષાદિ તો પર–જડના સંયોગથી ઉત્પન્ન

વિભાવ ભાવ છે, આત્મા એક અખંડ છે; સ્વભાવ-વિભાવની કલ્પનાથી સદા રહિત છે; એમ વિચારવું-જાણવું એ ચિદાનંદ આત્મા પ્રગટ કરવાનો ઉપાય છે.

છપ્પઈ:

ઉરધ મધ અધ લોક, તાસુમેં એક તિહું પન,
કિસિહિ ન કોઉ સહાય, યાહિ પુનિ નાહિં દુતિય જન;
જો પૂરવ કૃત કર્મભાવ, નિજ આપ બંધ કિય,
સો દુખ સુખ દ્વયરૂપ, આજ ઇહિ થાન ઉદય દિય;
તિહિ મધ્ય ન કોઊ રખ સકતિ, કર્મ વિલસંત તિમ,
સબ જગત જીવ જગમેં ફિરત, જ્ઞાનવંત ભાષંત ઇમ.

ગા. ૧૩. મિથ્યાત્વ વિધ્વંસન ચતુર્દશી.

ઉર્ધ્વ, મધ્ય અને અધો એ ત્રણ લોકમાં ત્રણ લક્ષણવાળો છતાં આત્મા એક છે. કોઈનો કોઈ પણ સહાયક નથી. અન્ય કોઈ જન તેનો છે જ નહિ. પોતે એક-એકલો જ છે, જે પોતે પૂર્વે કર્મ બાંધ્યાં છે, તે અત્યારે ઉદયમાં આવી સુખ અને દુ:ખ એ બે રૂપે રસ આપે છે. તેમાં કોઈ રક્ષણ કરી શકતું નથી. જેવાં કર્મ હોય તેવાં સર્વ ભોગવે છે. આ પ્રકારે સર્વ જગતવાસી જીવો ચૌદ રાજ લોકમાં ભ્રમ્યા કરે છે. એમ જ્ઞાનવંત જ્ઞાની પુરુષોએ ભાખ્યું છે.

સવૈયા ૩૧

આતમ અનોપમ હૈ દીસૈ રાગદ્વેષ વિના,
દેખો ભવ્ય જીવ! તુમ આપમેં નિહારકૈં,
કર્મકો ન અંશ કોઊ ભર્મકો ન વેશ કોઊ,
જાકી સુદ્ધતાઈ મૈં ન ઔર આપ ટારકૈં;
જૈસો શિવ ખેત બસૈ તૈસો બ્રહ્મ ઇહાં લસૈ,
ઇહાં ઉહાં ફેર નાહિં દેખિયે વિચારકૈં,

જેઇ ગુણ સિદ્ધમાહિ તેઈ ગુણ બ્રહ્મપાંહિ,
સિદ્ધ બ્રહ્મ ફેર નાહિં નિશ્ચય નિરધારકૈં. ગા. ૨

સિદ્ધચતુર્દશી.

હે ભવ્ય જીવ! તું તારા અંતરમાં નિહાળીને જો. આત્મા અનુપમ છે, રાગદ્વેષ રહિત છે. કોઈ પણ કર્મનો અંશ એનામાં નથી. મિથ્યા મોહ ભ્રમના બીજનું લેશ પણ અસ્તિત્વ એનામાં નથી. એ સંપૂર્ણ શુદ્ધ છે. તેના શુદ્ધ સ્વભાવમાં તેના પોતાના વિના કોઈ અન્ય પદાર્થ કે સ્વરૂપ નથી. જેવો શુદ્ધાત્મા સિદ્ધક્ષેત્રે બિરાજમાન છે, તેવો જ આત્મા–બ્રહ્મ અહીં શોભી રહ્યો છે. ત્યાંનામાં અને અહિંનામાં કાંઈ પણ ફેર નથી એ તું વિચારીને જો. જે જે ગુણો સિદ્ધાત્મામા છે તે તે સર્વે આ આત્મા–બ્રહ્મની પાસે છે. સિદ્ધાત્મા અને આ આત્મા–બ્રહ્મમાં કાંઈ ફેર નથી એ તુ નિશ્ચયથી નિરધાર કર.

છપ્પઈ:

ત્રિવિધ કર્મતેં ભિન્ન, ભિન્ન પરરૂપ પરસતેં,
વિવિધ જગતકે ચિન્હ લખૈ નિજ જ્ઞાન દરસતેં
વસૈ આપથલ માહિં, સિદ્ધસમ સિદ્ધ વિરાજહિ,
પ્રગટહિ પરમ સ્વરૂપ, તાહિ ઉપમા સબ છાજહિ;
ઇહવિધિ અનેક ગુણ બ્રહ્મમહિં, ચેતનતા નિર્મલ લસૈ,
તસપદ ત્રિકાલ વંદત ભવિક, શુદ્ધ સ્વભાવહિ નિત બસૈ. ૬

સિદ્ધચતુર્દશી.

આત્મા દ્રવ્યકર્મ, નોકર્મ અને ભાવકર્મ એમ ત્રણે પ્રકારના કર્મથી ભિન્ન છે. પરપૌદ્ગલિક સ્વરૂપના સ્પર્શથી ભિન્ન નિજાત્મિક છે. જ્ઞાન–દર્શન ઉપયોગથી જગતના અનેક પ્રકારના પદાર્થોને જાણે દેખે છે, પોતાના સ્વરૂપ સ્થાનમાં જ નિત્ય રહે છે. સિદ્ધ સમાન અટલ અવિચલ પ્રકાશમાન છે. તે પ્રગટ પ્રત્યક્ષ પરમ સ્વરૂપ સર્વે ઉપમા યોગ્ય છે એમ આ આત્મબ્રહ્મમાં અનેક ગુણો છે. નિર્મળ ચૈતન્ય

જેનામાં પ્રગટ શોભે છે તેનાં ચરણારવિંદ ભવિક જીવો નિત્ય વંદન કરે છે અને તેથી નિજ શુદ્ધ સ્વભાવમાં નિત્ય સ્થિર થાય છે.

જ્ઞાન ઉદ્દિત ગુણ ઉદ્દિત, મુદ્દિત ભઈ કર્મ કષાયેં
પ્રગટત પર્મ સ્વરૂપ, તાહિં નિજ લેત લખાયે;
દેત પરિગ્રહ ત્યાગ, હેત નિહચૈ નિજ માનત,
જાનત સિદ્ધ સમાન તાહિ ઉર અંતર ઠાનત;
સો અવિનાશી અવિચલ દરબ, સર્વજ્ઞેય જ્ઞાયક પરમ
નિર્મલ વિશુદ્ધ શાશ્વત સુથિર, ચિદાનંદ ચેતન ધરમ. ગા. ૮

સિદ્ધ ચતુર્દશી.

જે આત્મામાં જ્ઞાન પ્રકાશમાન છે, સમ્યકાદિ ગુણો પ્રગટ છે, કર્મ કષાયો નાશ પામ્યા છે અને પરમ શુદ્ધ સ્વરૂપ પ્રગટયું છે, તે શુદ્ધ સ્વરૂપને જ પોતાનું જાણે છે, પરપરિગ્રહને ત્યાગે છે અને તેમાં જ નિશ્ચયથી પોતાનું કલ્યાણ માને છે, પોતાને સિદ્ધ સમાન જાણે છે અને તે શુદ્ધ સિદ્ધ સ્વરૂપને જ પોતાના હૃદયમાં સ્થાપે છે. તે ચિદાનંદ આત્મા અવિનાશી છે, અવિચળ દ્રવ્ય છે, સર્વે જ્ઞેયનો પરમ જ્ઞાયક છે, નિર્મળ છે, વિશુદ્ધ છે, શાશ્વત છે, અતિ સ્થિર છે અને ચૈતન્ય ગુણથી પરિપૂર્ણ છે.

### સવૈયા-૩૧

વર્ણમૈં ન જ્ઞાન નહિ જ્ઞાન રસ પંચનમેં
ફર્સમેં ન જ્ઞાન નહીં જ્ઞાન કહૂં ગન્ધમેં;
રૂપમે ન જ્ઞાન નહીં જ્ઞાન કહૂં ગ્રંથનમેં,
શબ્દમે ન જ્ઞાન નહીં જ્ઞાન કર્મ બન્ધમેં;
ઇનતૈ અતીત કોઊ આતમ સ્વભાવ લસૈ,
તહાં બસૈ જ્ઞાન શુદ્ધ ચેતનાકે ખન્ધમેં,
ઐસો વીતરાગદેવ કહ્યો હૈ પ્રકાશ ભેવ,
જ્ઞાનવંત પાવૈ તાહિ મૂઢ ધાવૈ ધ્વન્ધમેં. ગા. ૧.

સિદ્ધચતુર્દશી

જ્ઞાન વર્ણમાં નથી, જ્ઞાન પાંચ ઇંદ્રિયોના વિષય ભોગના રસમાં નથી, જ્ઞાન સ્પર્શમાં નથી, જ્ઞાન કોઈ ગન્ધમાં નથી, જ્ઞાન રૂપમાં નથી, જ્ઞાન કોઈ ગ્રંથમાં નથી, જ્ઞાન શબ્દમાં નથી, જ્ઞાન કર્મના બંધનમાં નથી, એ બધાથી રહિત–ભિન્ન એવો કોઈ આત્મસ્વભાવ છે ત્યાં શુદ્ધ ચૈતન્યના પુંજમાં જ્ઞાન રહેલું છે. શ્રી વીતરાગ પ્રભુએ એવો પ્રકાશ–જ્ઞાન સ્વરૂપ આત્મા કહ્યો છે. તેને જ્ઞાનવંત જ્ઞાની પુરુષો પામે છે, અજ્ઞાની મૂઢ જન તો અન્ય પરસ્વરૂપમાં જ રમણતા કરી રહ્યા છે.

જહાં તોહિ ચલવો હૈ સાથ તૂં તહાંકો ઢૂંઢિ,
 ઇહાં કહાં લોગનસોં રહ્યો તૂ લુભાય રે,
સંગ તેરે કૌન ચલૈં દેખ તૂ વિચાર હિયે,
 પુત્ર કૈ કલત્ર ધન ધાન્ય યહ કાય રે;
જાકે કાજ પાપ કર ભરત હૈ પિંડ નિજ,
 હ્વૈ હૈ કો સહાય તેરે નર્ક જબ જાય રે,
તહાં તૌં અકેલો તૂહી પાપ પુણ્ય સાથી દોય,
 તામેં ભલો હોય સોઈ કીજે હંસ રાય રે. ગા ૯

પુણ્યપાપ જગમૂળ પચીસી.

તારે જ્યાં જવું છે ત્યાંનો સંગાથ શોધ. અહીં આં સંસારમાં શું મગ્ન થઈ રહ્યો છે? હે જીવ! તું જરા વિચારીને જો તો ખરો. આ પુત્ર, સ્ત્રી, ધન, ધાન્ય, કાયા, એમાંથી કોણ તારી સાથે આવશે? આ બધાં જેને માટે પાપાચરણ કરી તું તારા આત્માને પાપથી ભરી દે છે તેમાંથી કોઈ શું તું નરકે જઈશ ત્યારે તારી સાથે સહાયક થશે? ત્યાં તો તું એકલો જ છું. તારાં શુભાશુભ કર્મ—પાપ અને પુણ્ય એ બે તારા સાથી છે. અને તે પ્રમાણે તું સુખ દુઃખ અનુભવીશ, હે ચૈતન્ય ભૂપ! હવે એમાંથી તને યોગ્ય લાગે તે આચર.

આંખ દેખે રૂપ જહાં દૌડ તૂ હી લાગે તહાં,
સુને જહાં કાન તહાં તૂ હી સુને બાત હૈ,
જીભ રસ સ્વાદ ધરૈ તાકો તૂં વિચાર કરૈ,
નાક સૂંઘે બાસ તહાં તૂ હી વિરમાત હૈ;
ફર્સકી જુ આઠ જાતિ તહાં કહો કૌન ભાંતિ
જહાંતહાં તેરો નાવ પ્રગટ વિખ્યાત હૈ,
યાહી દેહ દેવલમેં કેવલી સ્વરૂપ દેવ,
તાકી કર સેવ મન કહાં દૌડે જાત હૈ. ગા. ૧૭

જિનધર્મ પચીસીકા

આંખ જ્યાં રૂપ જુવે છે ત્યાં તારો ઉપયોગ–તું જ દોડે છે, કાન જ્યાં શ્રવણ કરે છે ત્યાં તું જ તે વાત સાંભળે છે, જીભ જ્યાં રસાસ્વાદ કરે છે ત્યાં તે સ્વાદને વિચારનાર–જાણનાર તું જ છે, નાસિકા જ્યાં સૂંઘે છે ત્યાં તું જ વસે છે, આઠ પ્રકારના સ્પર્શ છે તે કયા પ્રકારનો સ્પર્શ છે તે કહેનાર–જાણનાર તું જ છે. એમ સર્વ ઠેકાણે તારું જ નામ પ્રગટ જણાઈ આવે છે. બધે પ્રથમ તું જ છે. હે મન ! આ દેહરૂપી દેવળમાં બિરાજમાન કૈવલ્ય સ્વરૂપ આત્મદેવની તું ઉપાસના–સેવા કર. બીજે અન્ય પદાર્થોમાં કયાં દોડયું જાય છે ?

છપ્પઈ.

જો જાનહિં સો જીવ, જીવ વિન ઔર ન જાને
જો માનહિં સો જીવ, જીવ વિન ઔર ન માને;
જો દેખહિં સો જીવ, જીવ વિન ઔર ન દેખૈ,
જો જીવહિં સો જીવ, જીવ ગુણ યહ વિસેખૈ;
મહિમા નિધાન અનુભૂત યુત, ગુણ અનંત નિર્મલ લસૈ,
સો જીવ દ્રવ્ય પેખત ભવિ, સિદ્ધ ખેત સહજહિં વસૈ.

ગા. ૧૪. સુબુદ્ધિ ચૌવીસી.

જે જાણે છે તે જીવ છે, જીવ વગર અન્ય કોઈ જાણી શકતું નથી; જે માને છે તે જીવ છે, જીવ વગર અન્ય કોઈ માની શકતું નથી; જે દેખે છે તે જીવ છે, જીવ વિના અન્ય કોઈ દેખી શકતું નથી; જે નિજ ચેતન પ્રાણથી જીવે છે તે જીવ છે. એમ આ જીવના વિશેષ ગુણો છે. મહિમાનો ભંડાર, અનુભવ સ્વરૂપી, અનંત ગુણવંત, નિર્મળ, પ્રકાશમાન એવા આત્મદ્રવ્યને જાણતાં-જોતાં ભવિજીવ સહજમાં સિદ્ધક્ષેત્ર મુક્તિને પામે છે.

## છઠ્ઠો અધ્યાય

### સહજસુખ સાધન.

સંસાર અસાર દુઃખમય છે, શરીર અપવિત્ર અને અસ્થિર છે, ઇંદ્રિયોના ભોગોનું સુખ અતૃપ્તિકારી અને તૃષ્ણાવર્ધક છે અને સહજ સુખ એ આપણા પોતાના આત્માનો જ સ્વભાવ છે. આ આત્મા પોતાની ભિન્ન સત્તાનો ધારી છે. પોતે એકલો જ કર્મના સંયોગને વશ થઈ દુઃખસુખ ભોગવતો ભવભવમાં જન્મમરણ કરતો પરિભ્રમણ કરે છે. આ પોતાની કરણીનો પોતે જ જવાબદાર બને છે. કોઈ એના દુઃખમાં ભાગ પડાવી શકતું નથી કે લઈ શકતું નથી. આ આત્માનો સ્વભાવ સંપૂર્ણ શુદ્ધ, જ્ઞાતાદૃષ્ટા, આનંદમય પરમશાંત અને નિર્વિકાર છે. સિદ્ધ ભગવાનના સમાન પ્રત્યેક આત્માનો સ્વભાવ છે. સહજ સુખ જે પોતાની પાસે જ છે, પોતાનો જ ગુણ છે તે પોતાને કેવી રીતે પ્રાપ્ત થાય? તે આ પ્રકરણમાં વિચારીશું. સહજ સુખનો અનુભવ આસ્વાદ જ જીવની વિષય સુખની તૃષ્ણાના રોગને શાંત કરવાનો માત્ર એક જ ઉપાય છે.

કોઈ વસ્તુનો સ્વાદ લેવા માટે એ જરૂરી છે કે સ્વાદ લેનાર જ્ઞાનોપયોગ તે વસ્તુ પ્રત્યે એકાગ્ર થઈ જાય અને તે અવસરે બીજી ચિંતાઓથી રહિત થઈ જાય. તે વસ્તુ પ્રત્યે જ્ઞાનોપયોગની સ્થિરતા તે જ તે વસ્તુના સ્વાદનો અનુભવ કરવામાં કારણ છે. જેમ સરોવરમાં મીઠું પાણી છે એમ જાણવા છતાં તે મીઠા પાણીનો સ્વાદ તો ત્યારે જ આવશે કે જ્યારે પાણીનો જીહ્વા ઇંદ્રિયથી સ્પર્શ થશે અને મતિ જ્ઞાનોપયોગ સ્થિર થઈ તેમાં એકાગ્ર થશે. જો કોઈ બીજા કાર્ય તરફ ઉપયોગ આકુલિત હશે તો પાણી પીતો છતાં તે પાણીનો સ્વાદ ભાસશે નહિ. જો આપણો ઉપયોગ કોઇ અન્ય કાર્યમા હશે તો આપણને માંકડ કરડતો હશે તો પણ તેની વેદનાનો અનુભવ થશે નહિ. જ્યારે ઉપયોગ સ્પર્શેંદ્રિય દ્વારાએ તે કરડેલા સ્થાન પ્રતિ જઈ સ્થિર થશે ત્યારે વેદનાનું જ્ઞાન થશે. ચિત્ત ઉદાસ હોય તો ઉત્તમ વસ્ત્ર કે રત્નમય આભૂષણ પહેરવા છતાં સુખનું વેદન થતુ નથી, કારણ કે ઉપયોગ તેની સુંદરતા પ્રતિ ઉપયુક્ત નથી. જ્યારે ઉપયોગ તે વસ્ત્ર કે આભૂષણ પ્રતિ રાગ સહિત લવલીન થશે ત્યારે તેના સ્પર્શનો સ્વાદ આવશે.

કચેરીએ જવાની ઉતાવળમાં ઘણીજ સુંદર ને રસવંતી રસોઈ ખાધા છતાં તે પોતાના સ્વાદનુ ભાન કરાવતી નથી કારણ કે ઉપયોગ રસોઈ ખાવામાં લવલીન નથી કિંતુ વ્યગ્ર છે. એક વૈરાગ્યવંત સાધુના ગળામાં ઘણા સુગંધિત પુષ્પોની માળા નાંખવામાં આવે છે, તો પણ તે સાધુનો ઉપયોગ રાગપૂર્વક તે માળાની સુગંધ લેવામાં ઉપયુક્ત થતો નથી તેથી તે સાધુને તે સુગંધના સુખનું વેદન થતું નથી.

એક ઘણી જ સુંદર સ્ત્રીનું ચિત્ર કોઈ રોગની પીડાથી પીડાયેલ મનુષ્યની આંખો સામે લાવવામાં આવે છે, તે મનુષ્ય પીડાના અનુભવમાં લીન છે, તેના અંતરમાં રાગ સહિત તે ચિત્ર જોવામાં ભાવ

થતા નથી. તેથી તે સુંદર ચિત્ર જોવાનો સ્વાદ તે વ્યગ્રચિત્ત રોગીને આવશે નહિ. એક પતિવ્રતા સ્ત્રી પતિના વિયોગથી આતુર-ચિંતાતુર બેઠી છે, તેની સમક્ષ અનેક પ્રકારે સુંદર સ્વરથી ગાયનો ગાવામાં આવે છે, પરંતુ તેનો જ્ઞાનોપયોગ રાગ સહિત તેનું શ્રવણ કરતો નથી; તેના પ્રતિ ઉપયોગ જોડતી નથી તેથી ગાયન સાંભળવાનું સુખ તે દુઃખિત અબળાના અનુભવમાં આવતું નથી. આથી સિદ્ધ થાય છે કે ઇંદ્રિય સુખ કે દુઃખનું ભાન ત્યારે જ થાય છે કે જ્યારે જ્ઞાનોપયોગની સ્થિરતા હોય છે.

જેઠ માસના તડકામાં ઉઘાડા પગે એક મજુર ભાર લઈ કેટલાય ગાઊ ચાલ્યો જાય છે. તેને પગે દાઝવાનું દુઃખ હોતું નથી કારણ કે તેનો ઉપયોગ પૈસા પેદા કરવામાં જ ઉલ્લસિત છે. તે તે પગની પીડા સરાગ ભાવથી અનુભવતો નથી. તે જ જેઠ માસના તડકામાં કોઈ પૈસાદારને કે જે જોડા પહેર્યા વગર અને છત્રી ઓઢ્યા વગર કોઈ વખત પણ બહાર નીકળતો નથી, તેને માત્ર દશ પગલાં પણ ઉઘાડે પગે ચલાવવામાં આવે તો તે ઉપયોગને ત્યાં જ ઉપયુક્ત કરતો થકો ઘણું જ દુઃખ અનુભવ કરશે. એક સાધુ આત્મધ્યાનમાં તલ્લીન છે, ડાંસ, મચ્છર શરીર ઉપર ડંખ મારે છે, સાધુને લેશ પણ કષ્ટાનુભવ થતો નથી કારણ કે ઉપયોગ એ બાજુ છે નહિ. ધ્યાન ચલિત થતાં જ જેવો ઉપયોગ ત્યાં આવે છે કે તે સાધુ તે કરડવાની વેદનાનો અનુભવ કરે છે.

તેવી રીતે સહજસુખ આત્મામાં છે, આત્માનો સ્વભાવ છે તો એની પ્રાપ્તિનું એ સાધન છે કે પોતાનો ઉપયોગ બધી બાજુથી હઠાવી એક પોતાના આત્મામાં જ સ્થિર કરે; આત્માના સ્વભાવના જ્ઞાનમાં સ્થિરતાથી સ્થિર થાય. જે સમયે ઉપયોગ પોતાનાઆત્માથી ભિન્ન સર્વે દ્રવ્ય અને ભાવોથી હઠી પોતાના આત્માના જ શુદ્ધ ગુણોમાં રમણતા કરશે ત્યારે જ સહજ સુખનો સ્વાદ આવશે.

આ સ્વાદાનુભવ માટે આવશ્યક છે કે સહજસુખ જેનામાં છે તે આત્માને બરાબર રીતે-સમ્યક્ પ્રકારે ઓળખવો જોઈએ. એવો વિશ્વાસ કરવો જોઈએ કે આત્મા છે અને એનો સ્વભાવ આ પ્રકારે છે; અને એ વિશ્વાસપૂર્વક આત્માના જ્ઞાનમાં ઉપયોગ સ્થિર કરવો જોઈએ. આને રત્નત્રય માર્ગ કહે છે. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની એકતારૂપ રત્નત્રય માર્ગ તે સહજસુખનું સાધન છે.

આત્માનો સ્વભાવ શુદ્ધ, સિદ્ધસમાન, જ્ઞાનાનંદ અને વીતરાગમય છે. આ પ્રકારે દૃઢ શ્રદ્ધા તે સમ્યગ્દર્શન છે. આ દૃઢ શ્રદ્ધા સહિત આત્માના સ્વભાવનું જ્ઞાન જાણવાપણુ તે સમ્યગ્જ્ઞાન છે. અને આ શ્રદ્ધા સહિત જ્ઞાનમાં સ્થિર થવું તે સમ્યક્ ચારિત્ર છે. આ ત્રણે આત્માથી ભિન્ન નથી-આત્મારૂપ જ છે, જેમ શ્રી મહાવીર સ્વામીનું શ્રદ્ધાન, મહાવીરસ્વામીનું જ્ઞાન અને મહાવીરસ્વામીનું ધ્યાન મહાવીરસ્વામીથી ભિન્ન નથી, ત્રણેનું લક્ષ્યબિંદુ એક મહાવીર સ્વામી છે. સુવર્ણનું શ્રદ્ધાન, સુવર્ણનું જ્ઞાન અને સુવર્ણનું ધ્યાન સુવર્ણ પ્રત્યયી જ છે, તેથી ભિન્ન નથી; તેથી આત્મા પોતે જ પોતાના માટે પોતે જ સહજસુખનું સાધન છે, અર્થાત્ આત્મા પોતે જ પોતાના ધ્યાનથી સહજસુખ પામી લે છે. તેથી આત્માનું ધ્યાન કે આત્માનો અનુભવ જ સહજસુખનું સાધન છે.

આ જ્ઞાનોપયોગ પાંચ ઇંદ્રિયોના વિષયોમાં અને મનના વિચારોમાં પ્રેરાઈ રહે છે. તેને ત્યાંથી હઠાવી જ્યારે આત્મસ્થ કરાય છે ત્યારે જ આત્માનું ધ્યાન થાય છે. કોઈ એક મનુષ્ય એવા ઘરમાં બેઠો છે કે જે ઘરને છ બાજુએ બારણાં છે. તે આ બારણાં દ્વારા એ સદા બહાર જ જોતો રહે છે. એક બારણું મૂકી બીજા બારણામાંથી, બીજું મૂકી ત્રીજામાંથી, તેને છોડી ચોથામાંથી; તેને છોડી પાંચમામાંથી, તેને મૂકી છઠ્ઠામાંથી. અને બીજા કોઈ બારણામાંથી એમ એ બારણાઓમાથી બહાર જ જોયા કરે છે; કોઈ વખત પણ તે બારણાઓમાંથી જોવાનું બંધ કરી પોતાના

ઘરમાં જોતો નથી. જો તે બારણામાંથી બહાર જોવાનું બંધ કરી દે અને અંદર જુએ તો તેને તેના ઘરનું દર્શન થઈ જાય. પાંચ ઇંદ્રિય અને મન એ છ બારણાં છે, તે દ્વારા એ જીવ બહાર જ જોયા કરે છે. રાતદિવસ તે ઇંદ્રિયો અને મનના વિષયોમાં જ ઉપયોગને રમણ કરાવે છે. તેથી જીવને પોતાના આત્મસ્વરૂપનું દર્શન થતું નથી. જો એક ક્ષણ માત્ર પણ તે ઇંદ્રિયાદિથી ઉપયોગ પાછો વાળી પોતાના અંતરમાં જુએ તો પોતાના આત્માના દર્શન થઈ શકે છે.

જેનું ધ્યાન કરવુ છે તે પોતે જ છે, કોઈ અન્ય પદાર્થ નથી. આત્મા સિવાયના જે જે અન્ય પદાર્થ છે, ભાવ છે, પર્યાયો છે તે પ્રત્યેથી ઉપયોગ જ્યારે પાછો વળશે ત્યારે જ આત્માનો અનુભવ થઈ શકશે–થઈ જશે. સત્ય જ્ઞાનને સત્ય વૈરાગ્ય જ આત્મધ્યાનનાં સાધન છે.

આત્મા સ્વભાવે શુદ્ધ છે, વિભાવથી અશુદ્ધ છે એમ જાણવું એ સત્ય જ્ઞાન છે. મારા આત્માને આત્મા સિવાયના અન્ય કોઈ પણ પદાર્થ હિતકારી નથી; આત્મામાં જ આત્માની અતૂટ, અટલ અને ધ્રુવ સંપત્તિ છે તેથી અન્ય કોઈ પદાર્થ પ્રતિ રાગ કરવાની જરૂર નથી એવી અનાસક્ત બુદ્ધિ થવી–રાગ રહિત થવું એ સાચો વૈરાગ્ય છે. પોતાના આત્માને બે અપેક્ષાથી જાણવો જોઈએ–એક નિશ્ચય નય, બીજો વ્યવહાર નય. જે દૃષ્ટિથી પદાર્થનો મૂળ શુદ્ધ એક સ્વભાવ જોવામાં આવે છે, તે દૃષ્ટિ, અપેક્ષા, નય (Point of view)ને નિશ્ચય નય કહે છે. જે દૃષ્ટિથી પદાર્થનું ભેદરૂપ સ્વરૂપ અને અશુદ્ધ સ્વભાવ જોવામાં આવે છે તે દૃષ્ટિ, અપેક્ષા, નયને વ્યવહાર નય કહે છે. અશુદ્ધ વસ્તુને શુદ્ધ કરવાનો એ ઉપાય છે કે તે વસ્તુને નિશ્ચય નય અને વ્યવહાર નય બંને અપેક્ષાઓથી યથાર્થ રીતે જાણવી.

આપણી પાસે એક મેલું કપડું છે. જ્યાં સુધી તેને નિશ્ચય નય તથા વ્યવહાર નય બંનેથી ન જાણવામાં આવે ત્યાં સુધી સ્વચ્છ

કરવાનો ઉપાય બની શકશે નહિ. નિશ્ચય નયથી કપડું સ્વભાવથી શ્વેત અને રૂનું બનેલું છે તેથી શ્વેત સ્વચ્છ છે. અર્થાત્ નિશ્ચય નયથી જોતાં તે મેલું કપડું-સ્વચ્છ દેખાય છે કારણ કે કપડું તો એવું અને એટલું જ છે. મેલ તો ઉપરથી લાગેલો ધૂમાડો છે, લાગેલી ધૂળ છે, કે લાગેલો પરસેવો છે, કપડાનો સ્વભાવ ભિન્ન છે, મેલનો સ્વભાવ ભિન્ન છે. મેલ છે તે કપડું નથી, કપડું છે તે મેલ નથી. તેથી ખરી રીતે-મૂલમાં સ્વભાવમાં કપડું શ્વેત-સ્વચ્છ છે. એ પ્રકારે કપડાને જોવું તે નિશ્ચય નયની દ્રષ્ટિ છે. વ્યવહાર નયથી કપડું મેલું છે કારણ કે મલે સ્વચ્છતાને ઢાંકી દીધી છે કપડું મેલું દેખાય છે. મેલના સંયોગથી મલીનતા કપડામાં આવી રહી છે, કપડાની વર્તમાન અવસ્થા વિભાવરૂપ છે, અશુદ્ધ છે. બંને દષ્ટિ અપેક્ષાથી બંને ભિન્ન વાતોને જોવી યોગ્ય છે. નિશ્ચય નયથી કપડું સ્વચ્છ છે એ સ્વભાવની દષ્ટિ પણ યોગ્ય છે. વ્યવહાર નયથી કપડું મેલું છે એ વિભાવની દષ્ટિ પણ યોગ્ય છે. જો કોઈ માત્ર એક જ દષ્ટિને માને બીજી દષ્ટિને સર્વથા ન માને તો તે મેલાં કપડાંનું યથાર્થજ્ઞાન થશે નહિ. અને કપડું ક્યારે પણ સાફ કરી શકાશે નહિ.

જો કોઈ નિશ્ચયનયનો પક્ષ ગ્રહી એમ જ માને કે આ કપડું સ્વચ્છ જ છે. ઉજળું જ છે, આ મેલું જ નથી, તો એવું માનવાવાળો સ્વચ્છ કરવાનો પ્રયત્ન કરશે નહિ. એ જ પ્રકારે જો કોઈ વ્યવહાર નયનો પક્ષ ગ્રહી એમ જ માને કે આ કપડું મેલું જ છે, મેલું જ રહેવાનો એનો સ્વભાવ છે તો એવું માનવાવાળો પણ કોઈ વખત કપડું સ્વચ્છ કરશે નહિ. એ બે દષ્ટિમાંથી એક જ દષ્ટિએ જોનાર-માનનાર ક્યારેય પણ કપડું સ્વચ્છ કરી શકતો નથી. જો કોઈ બંને દષ્ટિથી કપડાને જોશે કે આ કપડું સ્વભાવથી તો સ્વચ્છ છે, પરંતુ વર્તમાનમાં એની સ્વચ્છતાને મેલે ઢાંકી દીધી છે. મેલ તે કપડું નથી, કપડું તે મેલ નથી, બંને જુદા જુદા સ્વભાવવાળાં છે. ત્યારે અવશ્ય મેલને કોઈ મસાલાના સાધનથી ધોઈ શકાય છે.એવું

યથાર્થ જ્ઞાન કોઈ એક બુદ્ધિમાનને થશે અને તે અવશ્ય કપડાને સ્વચ્છ કરી દેશે. એ પ્રકારે આ આત્મા બંને નયોથી જાણવાયોગ્ય છે. નિશ્ચય નયથી આ આત્મા તદ્દન ભિન્ન, એકલો, સિદ્ધ સમાન શુદ્ધ છે; જ્ઞાતા છે, દષ્ટા છે, નિર્વિકાર છે, વીતરાગ છે, અમૂર્તિક છે, પરમાનંદમય છે, એનામાં કોઈ મલિનતા કે અશુદ્ધતા છે નહિ. નથી એને આઠ કર્મનું બંધન, નથી એને રાગદ્વેષ ક્રોધાદિ ભાવકર્મ કે નથી એને શરીરાદિ નોકર્મ. એને મન નથી, વચન નથી કે કાયા પણ નથી. એ તો એકાકી સ્વતંત્ર પરમ શુદ્ધ સ્ફટિકમણિના સમાન છે. આ આત્મદ્રવ્યનો નિજ સ્વભાવ છે, મૂળ સ્વભાવ છે, નિજ તત્ત્વ છે.

વ્યવહાર નયથી આ આપણો આત્મા કર્મબંધ સહિત છે, પાપ પુણ્યવાળો છે. સુખ દુઃખને ભોગવે છે. ક્રોધાદિ ભાવોમાં પરિણમે છે. ઇંદ્રિયો અને મનથી બહુ જ અલ્પ જાણે છે. એ ઘણી વાતોથી અજાણ અજ્ઞાની છે. વર્તમાનમાં પુદ્ગલના સંયોગે, જે એની અશુદ્ધ સાંસારિક અવસ્થા થઈ રહી છે એ વાતનું જ્ઞાન વ્યવહાર નય કે પર્યાય દૃષ્ટિદ્વારા જોવાથી થાય છે. બંને વાતો પોતપોતાની અપેક્ષાથી સત્યાર્થ છે.

આત્માનો સ્વભાવ શુદ્ધ છે, વિભાવ અશુદ્ધ છે. જો નિશ્ચય નયનો પક્ષ ગ્રહણ કરી આત્માને સર્વથા શુદ્ધ માની લે તો આત્માને શુદ્ધ કરવાનો ક્યારેય પણ પ્રયત્ન થઈ શકશે નહિ. જે વ્યવહાર નયનો પક્ષ ગ્રહણ કરીને આત્માને સર્વથા અશુદ્ધ માની લે તો પણ આત્માને શુદ્ધ કરવાનો પ્રયત્ન થઈ શકશે નહિ. નિશ્ચય નયથી સ્વ-સ્વભાવે આત્મા શુદ્ધ હોવા છતાં વ્યવહાર નયથી વિભાવમાં પરિણમી રહ્યો છે તેથી અશુદ્ધ છે, એ અશુદ્ધતા પુદ્ગલના સંયોગથી છે, તેથી એ સંયોગને દૂર કરી શકાય છે એવો ભાવ-સમજણ જ્યારે થશે ત્યારે જ આત્માને શુદ્ધ કરવાને પ્રયત્ન થઈ શકશે. આ જ આત્માનું સાચું જ્ઞાન છે. આત્માના સ્વભાવમાં રહેવું એ જ આત્માની

શોભા છે, એ સાચો વૈરાગ્ય છે. જો આત્મા સ્વભાવમાં છે તો એને કોઈ વાતથી જાણવા-દેખવાની ચિંતા નથી, કોઈ ક્રોધ, માન, માયા કે લોભનો ક્લેશ નથી, કોઈ તૃષ્ણા નથી, કોઈ દુઃખ નથી, કોઈ વિકાર નથી, કોઈ જન્મ મરણ નથી, સર્વદા પોતાના સ્વાભાવિક સહજસુખનો અનુભવ છે. કર્મનો સંયોગ તથા શરીરાદિનો સંબંધ આત્માના ગુણોનો ઘાતક છે, આત્માની શોભાને બગાડનાર છે, આત્માને આકુલતા, ખેદ અને શોક કરાવનાર છે.

આથી મારે એક પણ પરમાણુ માત્ર પુદ્ગલનું પ્રયોજન નથી. નથી પાપ કે પુણ્યનું કંઈ પ્રયોજન, નથી સાંસારિક ક્ષણિક સુખ કે દુઃખનું કાંઈ પ્રયોજન કે નથી મારે ઇંદ્ર, અહમિંદ્ર પદનું કે ચક્રવર્તી, વિદ્યાધર કે નરેંદ્રના પદનું કાંઈ પ્રયોજન. કોઈપણ સાંસારિક અવસ્થા મારે માટે હિતકારી છે નહિ. સંસાર માત્ર નીરસ જણાય, સર્વે કર્મના સંયોગો ત્યાગવા યોગ્ય-પર જણાય, નિજ સ્વભાવ સિવાયના સર્વેને અકાર્યકારી-સ્વભાવને વિકારી કરનાર જાણી સર્વથી રાગ, દ્વેષ ને મોહનો ત્યાગ કરી દેવો એ સાચો વૈરાગ્ય છે. સત્ય જ્ઞાન અને સત્ય વૈરાગ્ય સહિત આત્મધ્યાન કરવું એ રત્નત્રય ધર્મ છે. તે સહજ સુખનું સાધન છે.

જેમ મલિન કપડાને સ્વચ્છ કરવાને માટે કપડું સ્વચ્છ છે, મેલના સંયોગથી મેલું છે એવા સાચા જ્ઞાનની જરૂર છે, અને કપડાના સ્વભાવને ઢાંકનાર મેલની કાંઈ જરૂર નથી, એ કપડા માટે અહિતકારી છે એવા સાચા વૈરાગ્યની જરૂર છે, એ સાચા જ્ઞાન અને સાચા વૈરાગ્યની સાથે સાથે કપડા ઉપર ધ્યાન આપવાની જરૂર છે ત્યારે કપડું સ્વચ્છ થાય છે. તેમ જ્ઞાન વૈરાગ્યની સાથે આત્માના ધ્યાનથી આત્મા શુદ્ધ થશે.

જો કોઈ કપડું સ્વચ્છ કરવાની ઇચ્છા હોવા છતાં, કપડા ઉપર મસાલો લગાવી આમ તેમ બીજે ધ્યાન રાખે, કપડા ઉપર

ધ્યાન ન રાખે, એક ચિત્ત થઈ કપડાને બળપૂર્વક ઘસે નહિ તો ક્યારે પણ કપડાનો મેલ દૂર થશે નહિ અને કપડું પણ સ્વચ્છ થશે નહિ. એવી રીતે કોઈ સાચા જ્ઞાન અને વૈરાગ્યયુક્ત હોવા છતાં વ્યવહાર ચારિત્રનો મસાલો લઈને જો આત્માને શુદ્ધ કરવા ઇચ્છે, જપ, તપ કરે, સંયમ પાળે પરંતુ ઉપયોગ એકાગ્ર ન કરે, આત્મામાં ધ્યાન ન લગાડે, આત્માનુભવ ન કરે તો કદાપિ આત્મા શુદ્ધ થશે નહિ.

આત્માને શુદ્ધ કરવાનો અને સહજસુખ પ્રાપ્ત કરવાનો ઉપાય એક માત્ર આત્મધ્યાન છે. જે ઉપાય સહજસુખ પ્રાપ્તિનો છે તે જ ઉપાય આત્માને વળગેલો મેલ કાઢવાનો છે. આત્માને રાગ દ્વેષ અને મોહ ભાવોથી કર્મના મેલનો સંયોગ હોય છે, અને વીતરાગ ભાવોથી તે કર્મમલ દૂર થાય છે, આત્મા કર્મમલથી રહિત થાય છે. જેમ જેમ આત્મધ્યાન કરવામાં આવે છે, સત્ય જ્ઞાન અને સત્ય વૈરાગ્ય શુદ્ધાત્માના સ્વભાવમાં એકરૂપ લીનતા પામે છે તેમ તેમ વીતરાગતાના અંશ વર્ધમાન થતા જાય છે. આ જ ધ્યાનની અગ્નિ કર્મમળને બાળી ભસ્મ કરે છે.

જે આત્મધ્યાનથી સહજસુખનો સ્વાદ આવે છે તે જ આત્મધ્યાનથી આત્માનો કર્મ મેલ કપાય છે. એ જ આત્મધ્યાનથી આત્મવીર્ય અધિક અધિક પ્રગટ હોય છે. જેટલો જેટલો અંતરાય કર્મનો મેલ ઓછો થાય છે તેટલું તેટલું આત્મવીર્ય (soul force) વધતું જાય છે. આત્મધ્યાનથી એક બીજો આંતરિક ગુણ પ્રગટ થઈ જાય છે; તે ધૈર્ય (firmness સ્થિરતા) છે. ધૈર્ય એટલું બધું વધી જાય છે કે અચાનક સંકટો અને આપત્તિઓ આવી પડવાથી પણ તે આકુલિત થતો નથી, તેને કર્મોનો ઉદય માની સંતોષી રહે છે, અને આત્માને અવિનાશી અને અજરામર માને છે, સાંસારિક આપત્તિઓથી આત્માનું કંઈ પણ બગડતું નથી એમ સમજે છે. મોટા મોટા ઉપસર્ગ આવવા છતાં તે મેરુ પર્વત સમાન અચળ રહે છે.

જેમ સાકરની કણી એક ક્ષણવાર પણ જીભ ઉપર રહે તો તેટલો સમય પણ તે તેની મિઠાશનો સ્વાદ આપે છે, તેમ આત્માનું ધ્યાન, બહુ જ અલ્પ સમય પણ રહે તોપણ તે સહજસુખનો સ્વાદ આપે છે. એક મિનિટની સાઠ સેકંડ છે, તે સેકંડના સો ભાગ કરો. તે સોમા ભાગ જેટલો સમય પણ જો ઉપયોગ આત્મસ્થ થઈ જાય તો પણ સહજસુખ અનુભવમા આવશે તેથી આત્મધ્યાનના અભ્યાસીએ સમતા ભાવપૂર્વક જેટલો સમય અખંડિત ધ્યાન થઈ શકે, આકુલતા ન થાય તેટલો સમય આત્મધ્યાન કરીને સંતોષ માનવો જોઈએ. મોટા મોટા શક્તિશાળી અને મોટા મોટા વીર વૈરાગ્યવાન પુરુષો પણ આત્માનું ધ્યાન સતત બે ઘડીની અંદરના સમય સુધી જ કરી શકે છે. બે ઘડી એટલે અડતાલીશ મિનિટ.

એક એ પણ વાત યાદ રાખવી જોઈએ કે આત્મધ્યાનને ઉત્પન્ન કરનાર માતા સમાન આત્માના શુદ્ધસ્વરૂપની ભાવના છે. ભાવના ઘણા વખત સુધી કરી શકાય છે. ભાવના કરતાં કરતાં એકાએક ધ્યાન ઉત્પન્ન થાય છે તે ધ્યાન ઓછા કે વધારે સમય સુધી તદ્દન એકાગ્ર રહે છે. ધ્યાન અવસરે મન, વચન અને કાયા એ ત્રણેનો વ્યાપાર બંધ થઈ જાય છે, ચિંતવન હોતું નથી. આત્મ-સ્વરૂપમાં એવી રમણુતા થઈ જાય છે કે જેમ કોઈ સુંદર રૂપ જોવામાં ઉપયોગ એકાગ્ર થઈ જાય છે. તે સમયે ધ્યાતાને એવો વિચાર પણ નથી હોતો કે 'હું ધ્યાન કરું છું, કે આત્માને ધ્યાવુ છું.' એ દશા એક એવી છે કે જેનું વર્ણન પણ થઈ ના શકે. તે દશાને અદ્વૈત ભાવ કહે છે. ત્યાં એક આત્માનો જ સ્વાદ વિકલ્પ કે વિચાર રહિત હોય છે આ સ્વાનુભવરૂપ આત્મધ્યાનને ઉત્પન્ન કરનાર આત્માની ભાવના જ છે. જેમ દહીંને વલોવતાં વલોવતાં માખણ નીકળે છે તેમ આત્માની ભાવના કરતાં કરતાં આત્મધ્યાન કે આત્માનુભવ થઈ જાય છે.

સત્ય જ્ઞાનને માટે આત્માને નિશ્ચયનય અને વ્યવહારનય બંનેથી જાણવો જોઈએ. આ બે દષ્ટિઓમાથી આત્માની ભાવના કરવા માટે નિશ્ચય નય દષ્ટિને ગ્રહણ કરવી જોઈએ, વ્યવહારનય દષ્ટિના વિષયને ધારણામા રાખવી જોઈએ–ભાવનામાં સન્મુખ લાવવી ના જોઈએ. જે સ્થાને જવું છે તે સ્થાને લઈ જનાર માર્ગે ચાલવાથી તે સ્થાને પહોંચી શકાય છે. શુદ્ધાત્માનો અનુભવ પ્રાપ્ત કરવો છે માટે શુદ્ધાત્માના સ્વરૂપની જ ભાવના કરવી જોઈએ

નિશ્ચય નય જ આત્માને શુદ્ધ બતાવે છે–દેખાડે છે. તેથી હું શુદ્ધ છું, નિર્વિકાર છું, જ્ઞાયક છું, પરમાનંદ છું, પરમાત્મરૂપ છુ એવી ભાવના વારંવાર કરવી એ આત્માનુભવને જાગૃત કરનાર છે. જ્યારે આત્માનુભવ થાય છે ત્યારે એ ભાવના બંધ થઈ જાય છે. ત્યારે અદ્વૈત ભાવ, નિર્વિકલ્પ ભાવ, સ્વાત્મરમણ ભાવ, એકાગ્ર ભાવ જ રહે છે. જ્યાં સુધી સ્વાનુભવ હોય છે ત્યાં સુધી નથી નિશ્ચય નયનો પક્ષ કે વિચાર કે નથી વ્યવહાર નયનો પક્ષ કે વિચાર. આત્માનુભવ નયાતીત, વિકલ્પાતીત, અનિર્વચનીય, અચિંતનીય, એક પરમાનદમય અમૃતનો સમુદ્ર છે. આ સમુદ્રમાં સ્નાન કરતાં મગ્ન–લીન થવું એ આત્મધ્યાન છે.

આત્માનુભવ કે આત્મધ્યાન જ નિશ્ચય રત્નત્રય છે, નિશ્ચય મોક્ષ માર્ગ છે. તેના બાહ્ય સાધનોમાં વ્યવહાર રત્નત્રય કે વ્યવહાર મોક્ષ માર્ગ ઉપયોગી છે કે જેનું વર્ણન આગળ આવશે, અહીં આત્મધ્યાન કરવામાં કંઈ જરૂરી નિમિત્ત કારણોને બતાવી દેવાં યોગ્ય છે. ધ્યાન કરનારને નિશ્ચયનય અને વ્યવહારનયથી આત્માની દૃઢ અને પાકી શ્રદ્ધા હોવી જોઈશે તથા તેના મનમાં સાચું જ્ઞાન અને સાચો વૈરાગ્ય હોવો જોઈશે. તેવો ધ્યાતા આત્મરસિક હોય છે, આનંદામૃત પીવાનો પ્રેમી હોય છે. જેમ કોઈના ઘરમાં ઘણો મીઠાશવાળો રસ છે તે વારંવાર એને પીને સ્વાદ અનુભવી સુખ ભોગવે છે, તેમ આત્મરસિક જેટલું વધારે આત્મધ્યાન થઈ શકે તેટલું

આત્મધ્યાન કરી આત્માના આનંદામૃત રસનો સ્વાદ લે છે. આ ઘોર આપત્તિમય સંસારમાં રહેવા છતાં તે એક આત્માનંદનો જ પ્રેમી બની જાય છે.

જે નિમિત્તોથી ધ્યાન થઈ શકે તે નિમિત્તોને તે અવશ્ય મેળવે છે. ધ્યાન કરનારે સમય, સ્થાન, મનશુદ્ધિ, કાયશુદ્ધિ, બેસવાનું આસન અને યોગાસનનો યોગ્ય ઉપાય કરવો જોઈએ તથા તે વિધિનું સેવન કરવું જોઈએ કે જેથી ધ્યાન થઈ શકે.

**૧. ધ્યાન કરવાનો સમય :**—અત્યંત પ્રાતઃકાળ સૂર્યોદયના પહેલાંથી સૂર્યોદયની પછી સુધીની છ છ ઘડી, ચાર ચાર ઘડી, બે બે ઘડીનો છે. તે ઉત્તમ, મધ્યમ, જઘન્ય છે. અભ્યાસ કરનાર બને તેટલો વધારે સમય ધ્યાન કરી શકે તો ઠીક છે. જો બે ઘડી ધ્યાન કરવું હોય તો એક ઘડી સૂર્યોદયના પહેલાંથી લઈ એક ઘડી સૂર્યોદય પછી સુધી કરે. એ પ્રકારે મધ્યમ અને ઉત્તમ કરે. બપોરનો સમય અને સાંજનો સમય મળીને ત્રણ વખત ત્રણ કાળ છે. મધ્યરાત્રીએ પણ એ પ્રમાણે ધ્યાન કરી શકાય છે. તે સિવાય જે સમયે મન ચોંટે તે સમયે પણ ધ્યાન કરી શકાય છે. સર્વથી ઉત્તમ સમય પ્રાતઃકાળનો છે. ને તદ્દન શાંત હોય છે, વાતાવરણ શીતળ અને સુંદર હોવાથી અનુકૂળ હોય છે.

**૨. સ્થાન :**—ધ્યાનને માટે સ્થાન પવિત્ર, શાંત અને ક્ષોભ રહિત જોઈએ. જ્યાં સ્ત્રીઓના કે બાળકોના શબ્દો—ઘોંઘાટ ન સંભળાય, પુરુષોની વાતો પણ શ્રવણે ના પડે; હવા અનુકૂળ હોય, બહુ ગરમી ના હોય કે બહુ ઠંડી ના હોય; જેટલું એકાંત હશે એટલું વધારે સારું ધ્યાન થઈ શકશે. પર્વતનું શિખર, પર્વતની ગુફા, વન, ઉપવન, નદી, સમુદ્ર તટ, નગર બહાર ઉદ્યાન કે ધર્મશાળા, શ્રી જિનમંદિરનું એકાત સ્થાન, ધર્મશાળા કે ઉપાશ્રયનું એકાંત સ્થાન કે પોતાના ઘરનું એકાત સ્થાન કે જ્યાં નિરાકુળતા રહે એવું સ્થાન ધ્યાનને માટે શોધી લેવું જોઈએ.

૩. **મનની શુદ્ધિ :**—જેટલો સમય ધ્યાન કરવું હોય તેટલો સમય અન્ય સર્વ કાર્યોથી નિશ્ચિત થઈ જવું. જો કોઈ કામ—બીજાની સંભાળ, રક્ષા કે પ્રબંધનું હોય તો તે બીજાને સોંપી દેવું, જેથી પોતાને કોઈ ચિંતા રહે નહિ. નિશ્ચિંત થયા વગર ધ્યાનમાં મન ચોંટશે નહિ. જ્યા કાંઈ ભયનું નિમિત્ત હોય ત્યા નહિ બેસવું અથવા ભયનું કારણ સંભવિત હોય તો કોઈ બીજા મનુષ્યને પોતાની સાથે રાખવો કે જેથી તે રક્ષા કરે. ધ્યાતાના મનમાં આકુલતા હોવી જોઈએ નહિ. મનમાથી શોક, વિષાદ આદિ દૂર કરી એટલા સમયને માટે બધી વસ્તુઓ પ્રત્યેથી મનનું મમત્વ મૂકી ધ્યાન કરવા બેસવું.

૪. **વચન શુદ્ધિ :**—ધ્યાનમાં જેટલો સમય ગાળવો હોય તેટલો સમય મૌન રહેવું અને ધ્યાનને સહકારી મંત્રો કે પાઠ વાંચવા—વિચારવા પરંતુ કોઈ સાથે વાતચીત ના કરવી.

૫. **કાય શુદ્ધિ :**—બહુ ભૂખ ન હોય કે વધારે ખાધેલું ન હોય, શરીરમાં કાંઈ દર્દ ન હોય, મલમૂત્રની બાધા ન હોય, શરીર અંતરથી સ્વસ્થ હોય અને બાહ્યથી પવિત્ર હોય; શરીર ઉપર જેટલાં ઓછાં વસ્ત્ર હોય તેટલું સારું. વસ્ત્રરહિતપણે પણ ધ્યાન કરી શકાય છે. ડાંસ, મચ્છર આદિની બાધા હોવા છતાં જેમ સ્થિરતા રહે તેવો અભ્યાસ કરવો જોઈએ. શરદીની બાધા સહન ન થાય તો વધારે વસ્ત્ર ઓઢી લેવુ, અંતરથી ને બાહ્યથી શરીર નિરાકુલ રહે, શરીરના કારણથી મનમાં કાંઈ વિક્ષેપ કે વિઘ્ન ન આવે એમ શરીરને રાખવું જોઈએ.

૬. **આસન બેસવાનું :**—ધ્યાન માટે કોઈ ઘાસનું આસન કે ચટાઈ કે પાટ કે પત્થર નક્કી કરી લેવું. જો એવું કાંઈ ન મળી શકે તો સ્વચ્છ પવિત્ર ભૂમિ ઉપર પણ ધ્યાન કરી શકાય છે.

૭. **યોગાસન :**—(શરીરની સ્થિતિનું આસન.) ધ્યાન કરવામાં પદ્માસન, અર્ધપદ્માસન કે કાયોત્સર્ગ એ ત્રણ આસન સુગમ

છે અને બહુ ઉપયોગી છે. આસન લગાવવાથી શરીર સ્થિર રહે છે. શરીરની સ્થિરતાથી શ્વાસોચ્છ્વાસ સમપણે ચાલે છે, અને મન નિશ્ચળ રહી શકે છે. પલાંઠીવાળી એવી રીતે બેસવું કે બંને પગ જાંઘો ઉપર રહે. બે હાથની હથેળીઓ એક એકની ઉપર રાખવી, મસ્તક સીધું અને છાતી સીધી ટટાર રાખી એવી રીતે બેસવું કે દષ્ટિ નાસિકાના અગ્ર ભાગે સ્થિર રહે તે પદ્માસન છે. એક પગ જાંઘ ઉપર રાખી બીજો પગ જાંઘ નીચે રાખવો અને બીજું પદ્માસન સમાન કરવું તે અર્ધપદ્માસન છે, ઊભા રહી, બંને પગ વચ્ચે આગળથી ચાર આંગળ છેટું રાખી; બંને હાથ લટકતા રાખી ધ્યાન મગ્ન થવું તે કાયોત્સર્ગ છે. જે આસનથી ધ્યાન સ્થિર થઈ શકે તે આસનથી બેસી શકાય છે. ધ્યાન માટે બીજાં વીરાસન, મયૂરાસનાદિ ઘણાં આસન છે.

૮. **ધ્યાન વિધિઃ**—(૧) બહુ સરલ ને સીધી રીત એ છે કે પોતાના શરીરમાં વ્યાપેલ આત્માને શુદ્ધ જળની સમાન નિર્મળતાથી પૂર્ણ વિચારવો અને મનને તે જળ સમાન નિર્મળ આત્મામાં મગ્ન રાખવું, જ્યારે મન મગ્ન ન રહી શકે, ત્યારે અર્હં, સોઽહં, સિદ્ધ, અરહંત સિદ્ધ, ૐ આદિ મંત્રોચ્ચાર કરવો અને પુનઃ મનને આત્મામાં મગ્ન કરવું. આ પ્રમાણે વારંવાર કરવું. અવારનવાર આત્માના સ્વભાવનો પણ વિચાર કરવો કે આ આત્મા પરમ શુદ્ધ જ્ઞાનાનંદમય છે.

(૨) બીજી વિધિ એ છે કે પોતાના આત્માને શરીર પ્રમાણ આકારવાળો, સ્ફટિક મણિની મૂર્તિ સમાન નિર્મળ વિચારી તેના દર્શનમાં લય થઈ જવું. જ્યારે મન હઠી જાય ત્યારે મંત્રોચ્ચાર કરવો અને અવારનવાર-વખતો વખત આત્માનો સ્વભાવ વિચારતા રહેવું.

(૩) ત્રીજી વિધિ એ છે કે પિંડસ્થ ધ્યાન ધરવું કરવું. એની પાંચ ધારણાઓનો ક્રમપૂર્વક અભ્યાસ કરી આત્માના ધ્યાન સુધી પહોંચી જવું. પાંચ ધારણાઓનું સ્વરૂપ :—

(અ) પાર્થિવી ધારણા:—આ મધ્યલોકને શ્વેત, નિર્મળ ક્ષીર સમુદ્રમય ચિંતવન કરવો. તેની મધ્યમાં તપાવેલા સુવર્ણના રંગ જેવું, એક હજાર પત્રોવાળું, જંબુદ્વીપ સમાન એક લાખ યોજન વિશાળ કમળ વિચારવું. તેની મધ્યમાંની કર્ણિકાને સુમેરુ પર્વત સમાન પીળા વર્ણની વિચારવી. તે પર્વત ઉપર સફેદ રંગનું ઊંચું સિંહાસન છે એમ વિચારવું. વળી ધ્યાન કરતાં તે સિંહાસન ઉપર પોતે પદ્માસને બેઠા છે એમ વિચારવું. તાત્પર્ય એ છે કે 'હું સર્વ કર્મ મળને બાળી આત્માને શુદ્ધ કરું' એમ વિચારવું–ચિંતવન કરવું. એ પાર્થિવી ધારણા છે.

(બ) આગ્નેયી ધારણા:—એ સિંહાસન ઉપર બેઠા બેઠા એમ વિચારવું કે મારા નાભિમંડળની અંદર એક સોળ પાદડીનું, પૂર્ણ વિકસિત, નિર્મળ, શ્વેત કમળ–(ઊર્ધ્વમુખ) ઉપરની તરફ મુખવાળું છે. તે સોળ પાદડી ઉપર નીચેના સોળ અક્ષરો પીળા રંગના લખેલા છે એમ વિચારવું.

અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, ૠ, લૃ, ૡ, એ ઐ, ઓ, ઔ, અં, અઃ.

તે કમળની વચમાં કર્ણિકા ઉપર ચમકતો ૐ અક્ષર વિચારવો. વળી આ નાભિકમળથી ઊંચે હૃદયમાં એક અધોમુખ ઊંધું આઠ પાદડીનું કમળ વિચારવું. તેની પાંદડીઓ ઉપર જ્ઞાનાવરણાદિ આઠ કર્મોને સ્થાપન કરવાં. પછી વિચારવું કે નાભિ કમળની મધ્યમાં જે ૐ મંત્ર છે તેની રેફમાંથી ધૂમાડો નીકળ્યો, પછી અગ્નિના તણખા ઉડયા, પછી જ્વાળ નીકળી અને એ જ્વાળ વધીને હૃદયના કમળને બાળવા લાગી. તે અગ્નિની શિખા મસ્તક ઉપર પણ આવી ગઈ અને શરીરની ચારે બાજુ તેની હદ ફેલાઈ ત્રિકોણાકાર બની ગઈ. ત્રણે બાજુઓ ર ર અગ્નિમય અક્ષરોથી વ્યાપેલ જુવે તથા ત્રણે ખૂણા આગળ એક એક અગ્નિમય સાથીઓ વિચારવો વળી એવું

ચિંતવવું કે બહારનું ધુમાડા રહિત અગ્નિમંડળ શરીરને બાળી રહ્યું છે અને અંતરની અગ્નિશિખા આઠ કર્મોને બાળી રહી છે. બાળતાં બાળતાં બધુ રાખ થઈ ગયું ત્યારે અગ્નિ શાંત થઈ ગઈ. આટલું ધ્યાન કરવું તે આગ્નેયી ધારણા છે.

(૬) **મારુતી ધારણા** :—તે ધ્યાતાએ ત્યાં બેઠાં બેઠાં વિચારવું કે અતિશય પવન વાય છે. વાદળોને તાણી રહ્યો છે. સમુદ્રને ક્ષોભિત કરી રહ્યો છે, દશે દિશાઓમાં ફેલાઈ રહ્યો છે. તે પવન મારા આત્માની ઉપર લાગેલી શરીર અને કર્મરૂપી રજને ઉડાવી રહ્યો છે. એવું ધ્યાન કરવું તે પવન–મારૂતી ધારણા છે.

(ખ) **વારુણી ધારણા** :—તે ધ્યાતાએ વિચારવું કે મોટાં કાળાં વાદળોની ઘટા છવાઈ ગઈ છે. તેમાંથી મોતીના દાણા સમાન પાણીનાં બિંદુઓ પડવા લાગ્યાં અને આકાશમાં અર્ધચંદ્રાકાર જળનું મંડળ બની ગયું. અને તેમાંથી પોતાના આત્મા ઉપર પાણી પડે છે અને એ પાણી બાકી રહેલ રજને ધોઈ નાખે છે એમ વિચારવું એ જલ–વારુણી ધારણા છે.

(ગ) **તત્ત્વરૂપવતી ધારણા** :—પુનઃ એ ધ્યાતાએ વિચારવું કે મારો આત્મા સર્વ કર્મોથી રહિત અને શરીરથી રહિત પુરુષાકાર સિદ્ધ ભગવાનની સમાન શુદ્ધ છે. એમ શુદ્ધાત્મામા તન્મય થઈ જવું. એ તત્ત્વરૂપવતી ધારણા છે.

(૪) ચોથી વિધિ એ છે કે પદોની દ્વારાએ પદસ્થ ધ્યાન કરવું. એના અનેક ઉપાય છે. કેટલાક અહીં કહીશું.

(ક) ચકચકિત હ્રઁ મંત્રરાજને નાસાગ્ર ઉપર અને ભ્રમરોના મધ્ય ભાગે સ્થાપિત કરી ચિત્તને રોકવું. કોઈ વખત મન ચલિત થાય તો મંત્ર બોલવો અને અર્હંતસિદ્ધનું સ્વરૂપ વિચારવું.

(ખ) ૐ પ્રણવ મંત્રને હૃદય કમળની મધ્યમાં ચકચકતો વિચારવો. ચારે બાજુ ૧૬ સોળ સ્વર અને ક વર્ગ, ચ વર્ગ, ટ વર્ગ, ત વર્ગ, પ વર્ગ અને ય ર લ વ શ ષ સ હ એ બધા વ્યંજનોથી

વિંટળાયેલ વિચારવો. કર્ણિકામાં ૧૬ સ્વર વિચારવા અને બાકીના અક્ષરો આઠ પાંદડી ઉપર વહેંચી ધ્યાન કરવું. કોઈ કોઈ વખત ૐનું ઉચ્ચારણ કરવું. કોઈ વખત પાંચ પરમેષ્ઠીના ગુણો વિચારવા.

(ગ) સ્થાનમા કે હૃદય સ્થાનમા શ્વેત રંગનું ચક્રચક્રિત આઠ પાંદડીનું કમલ વિચારવું. મધ્ય કર્ણિકામાં સાત અક્ષર–"णमो अरहंताणं"–લખેલા વિચારવા ચાર દિશાની ચાર પાંદડી ઉપર ક્રમથી "णमो सिद्धाणं, णमो आयरियाणं, णमो उवज्झायाणं, णमो लोए सव्वसाहूणं" એ ચાર મંત્ર પદને સ્થાપન કરવા તથા ચાર વિદિશાની પાંદડી ઉપર "सम्यग्दर्शनाय नमः, सम्यग्ज्ञानाय नमः सम्यक्‌चारित्राय नमः, सम्यक्‌तपसे नमः." એ ચાર મંત્રો સ્થાપન કરવા પછી ક્રમથી એક એક પદ ઉપર મનને રોકી, કોઈ કોઈ વખત પદનો ઉચ્ચાર કરી, કોઈ વખત અરહંત આદિના સ્વરૂપનો વિચાર કરી ધ્યાન કરવું.

(ઘ) શ્વેત રંગનું, આઠ પાંદડીનું એક કમળ મુખમાં વિચારવું. એ આઠ પાંદડી ઉપર ક્રમથી આઠ અક્ષરો–"ॐ णमो अरहंताणं" ને સ્થાપન કરી એક એક અક્ષર ઉપર ચિત્ત રોકવું કોઈ વખત મંત્રોચ્ચાર કરવો, કોઈ વખત સ્વરૂપ વિચારવું.

(ઙ) આ કમળની વચ્ચેની કર્ણિકામા સોળ સ્વરોને વિચારવા, તેની મધ્યમા હ્રીં મંત્રને બિરાજિત કરવો.

(૫) પાચમી રૂપસ્થ ધ્યાનની વિધિ એ છે કે સમવસરણમાં બિરાજિત, ધ્યાનમય સિંહાસન ઉપર શોભિત, બાર સભા–પરખદાની મધ્યમાં બિરાજિત અને ઇંદ્રાદિકથી પૂજિત એવા તીર્થંકર ભગવાનને ધ્યાવવા. એના ધ્યાનમય સ્વરૂપમાં દૃષ્ટિ સ્થિર કરવી.

(૬) છઠ્ઠી વિધિ રૂપાતીત ધ્યાનની છે. આમાં સીધા સિદ્ધ ભગવાનને શરીર રહિત; પુરુષાકાર શુદ્ધ સ્વરૂપી વિચારીને પોતે પોતાને તેના સ્વરૂપમાં લીન કરવો.

ધ્યાનનું સ્વરૂપ શ્રી જ્ઞાનાર્ણવ ગ્રંથના અધ્યાય ૩૭, ૩૮, ૩૯, ૪૦ માં સ્પષ્ટ વર્ણવેલું છે ત્યાંથી વિશેષ જાણવું.

જ્યારે ધ્યાન કરવામાં મન ના ચોટે અને ધ્યાનના સમય વિના પણ આત્મમનન કરવું હોય તો નીચે લખેલાં કાર્યો કરી શકાય છે. આ કાર્યો કરવામા વચમા વચમાં થોડો થોડો સમય વૃત્તિમાં આત્માનો વિચાર આવતો રહેશે; ધર્મધ્યાન થયા કરશે.

૧. અધ્યાત્મિક-વૈરાગ્યમય ગ્રંથોને એક ચિત્તથી વાંચવા-સાંભળવા.

૨. અધ્યાત્મિક પદોને ગાવાં.

૩. જિનેંદ્ર ભગવાનની વૈરાગ્યમય સ્તુતિ બોલવી. સ્તોત્ર બોલવાં.

૪. જિનેંદ્રની ધ્યાનમય પ્રતિમાની સન્મુખ ઊભા રહી ધ્યાન કરવું અને એના સ્વરૂપનો વિચાર કરતાં પૂજા કરવી, ભક્તિ કરવી, જલ, ચંદન, અક્ષત, પુષ્પ, નૈવેદ્ય, દીપ, ધૂપ અને ફળ એ આઠ પ્રકારનાં શુદ્ધ દ્રવ્યોને લઈ એની દ્વારાએ ભક્તિ કરી આત્માની ભાવના કરવી. આ આઠ દ્રવ્યોની ભાવના ક્રમથી નીચે પ્રમાણે છે.

૧. જલ—હું જલ ચઢાવું છું. મારા જન્મ, મરણ, જરા, રોગ નાશ પામો.

૨. ચંદન—હુ ચંદન ચઢાવું છુ. મારો સંસાર આતાપ શાંત થાઓ.

૩. અક્ષત—હું અક્ષત ચઢાવું છું. મને અક્ષય ગુણોની પ્રાપ્તિ થાઓ.

૪. પુષ્પ—હું પુષ્પ ચઢાવું છું, મારો કામ–વિકાર શાંત થાઓ.

૫. નૈવેદ્ય—હું નૈવેદ્ય ચઢાવું છું. મારો ક્ષુધા રોગ શાંત થાઓ (મીઠાઈ, કોપરું આદિ ચઢાવવું).

૬. દીપક—હું દીપક ચઢાવું છું. મારો મોહ અંધકાર નાશ થાઓ.

૭. ધૂપ—હું અગ્નિમાં ધૂપ ક્ષેપું છું. મારાં આઠ કર્મો બળી જાઓ.

૮. ફળ—હું ફળ ચઢાવું છું. મને મોક્ષ ફળ પ્રાપ્ત થાવ.

પછી શ્રી જિનેંદ્રની જયમાલ–સ્તુતિ બોલવી. આ પૂજાથી પણ આત્મધ્યાન જાગૃત થાય છે.

જેમ મિઠાઈની ચર્ચા કરવાથી, મિઠાઈને જોવાથી, મિઠાઈનું સ્મરણ કરવાથી સરાગ ભાવના કારણે મિઠાઈનો સ્વાદ ચાખવા બરાબર સ્વાદ આવી જાય છે–મોંમાં પાણી આવે છે; તેમ આત્માની ચર્ચા કરવાથી, આત્મધ્યાન કરવાથી, આત્માનું સ્મરણ કરવાથી સહજસુખ સમાન સ્વાદ આવી જાય છે. આત્મભાવના થાય છે. સહજ સુખાભિલાપીને એવા સર્વ પ્રયત્ન કર્તવ્ય છે એવી સર્વ સંગતિ કર્તવ્ય છે કે જેથી આત્માના મનન અને ધ્યાનમાં ઉપયોગ–રમણતા કરી શકે અને આત્મા સિવાયની જગતની બધી પ્રપંચ જાળોથી ઉપયોગ વિરક્ત થઈ શકે.

વાસ્તવમા અદ્વૈત આત્માનુભવ જ પ્રધાનતાએ સહજસુખનું સાધન છે. આ અનુભવની પ્રાપ્તિને માટે જે જે યત્ન કરવામાં આવે તે પણ પરંપરાએ સહજસુખનું સાધન છે. જીવનને સફળ કરવાને માટે, કંટકપૂર્ણ આ સંસારમાં ગુલાબ સમાન મધુર અને સુખમય પ્રભાવશાળી જીવન વ્યતીત કરવાને માટે સહજસુખનું સાધન અવશ્ય કર્તવ્ય છે. રત્નત્રય માર્ગ જ સહજસુખનું સાધન છે. હવે જૈનાચાર્યોએ આ વિષયમાં જે અમૃતવાણીની વર્ષા વરસાવી છે તે વાંચો–વિચારો.

(૧) શ્રી કુંદકુંદાચાર્યકૃત સમયસારમાંથી :—

जीवो चरित्तदंसणणाणट्ठिद तं हि ससमयं जाणे ।
पुग्गल कम्मुवदेसट्ठियं च तं जाण परसमयं ॥ २ ॥

જ્યારે આ જીવ પોતાના આત્માના શુદ્ધ સ્વભાવની શ્રદ્ધા, જ્ઞાન અને ચારિત્રની એકતારૂપ હોય છે, સ્વાનુભવરૂપ હોય છે ત્યારે તેને સ્વસમય અર્થાત્ આત્મસ્થ જાણવો. જ્યારે પુદ્ગલકર્મના ઉદયથી થનારા રાગાદિ અને નર નારકાદિ પર્યાયોમાં લીન રહે છે ત્યારે તેને પરસમય–આત્માથી બહાર–પરમાં રક્ત જાણવો.

एयत्तणिछ्य गदो समओ, सव्वत्थ सुंदरो लोगे ।
बंधकहा एयत्ते, तेण विसंवादिणी होदि ॥ ३ ॥

આ લોકમા આ આત્મા પોતાના એક શુદ્ધ સ્વભાવમાં સ્થિત થઈ સર્વત્ર સુંદર ભાસે છે કારણકે એ પોતાના સ્વભાવમાં છે. એવા સિદ્ધ સમાન શુદ્ધ સ્વભાવવાળો આત્મા હોવા છતાં તેની સાથે કર્મનો બંધ છે એવી વાત કરવી તે આત્માના સ્વરૂપની નિંદા છે.

णाणह्मि भावणा खलु, कादव्वा दंसणे चरित्ते य ।
ते पुणु तिण्णि वि आदो, तम्हा कुण भावणं आदे ॥ ११ ॥

સમ્યગ્દર્શનમાં, સમ્યગ્જ્ઞાનમાં અને સમ્યગ્ ચારિત્રમાં ભાવના કરવી જોઈએ. પરંતુ એ ત્રણે રત્નત્રય આત્માનો જ સ્વભાવ છે. આત્મારૂપ જ છે. માટે એક આત્માની જ ભાવના કરો.

दंसणणाणचरित्ताणि, सेविदव्वाणि साहुणा णिच्चं ।
ताणि पुण जाण तिण्णिवि अप्पाणं चेव णिच्छयदो ॥ १९ ॥

સાધુ—સાધના કરનારે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્-ચારિત્રની સેવા નિત્ય કરવી જોઈએ. પરંતુ નિશ્ચયથી એ ત્રણેય આત્મા જ છે, આત્માથી ભિન્ન નથી. માટે આત્માની ઉપાસના કરવી જોઈએ.

रत्तो बंधदि कम्म मुंचदि जीवो विरागसंपण्णो ।
एसो जिणोवदेसो तह्मा कम्मेसु मा रज्ज ॥ १५७ ॥

જે જીવ રાગી—આસક્ત છે તે કર્મને બાંધે છે; જે જીવ વિરાગી છે તે કર્મોને છોડે છે, એમ શ્રી જિનેંદ્ર ભગવાને ઉપદેશ્યું છે. તેથી શુભાશુભ કર્મોમાં રંજાયમાન ના થાવ, આસક્ત ન થાવ.

वदणियमाणि धरंता सीलाणि तहा तवं च कुव्वंता ।
परमट्ठवाहिरा जेण तेण ते होंति अण्णाणी ॥ १६० ॥

વ્રત અને નિયમોને ધારણ કરે તથા શીલ અને તપનું આચરણ કરે છતા જો પરમાર્થ—આત્માનુભવથી બાહ્ય—રહિત હોય, માત્ર વ્યવહાર—બાહ્ય ચારિત્રમાં જ લીન હોય, નિશ્ચય ચારિત્રથી શૂન્ય હોય તો તે જીવ અજ્ઞાની મિથ્યા દષ્ટિ છે

अप्पाणमप्पणोरुम्भिदूण दोसु पुण्णपावजोगेसु ।
दंसणणाणम्हि ठिदो इच्छाविरदो य अण्णम्हि ॥ १७७ ॥
जो सव्वसंगमुक्को झायदि अप्पाणमप्पणा अप्पा ।
णवि कम्मं णोकम्मं चेदा चितेदि एयत्तं ॥ १७८ ॥

જે કોઈ આત્મા પોતાના આત્માને, પોતાના આત્માની દ્વારા પુણ્ય તથા પાપરૂપ મન, વચન અને કાયાના યોગોથી રોકી આત્મા સિવાયના સર્વ પરપદાર્થોની ઇચ્છાને દૂર કરતાં પોતાના આત્માના દર્શન અને જ્ઞાન સ્વભાવમા સ્થિર થાય છે તથા સર્વ પરિગ્રહથી મુક્ત થઈ, સર્વ પ્રકારના મમત્વભાવને મૂકી, પોતાના આત્માદ્વારા પોતાના આત્માને ધ્યાવે છે, દ્રવ્ય અને ભાવકર્મ અને શરીરાદિ નોકર્મને ધ્યાવતા નથી તે જ્ઞાની એક શુદ્ધાત્મ સ્વભાવનો અનુભવ પ્રાપ્ત કરે છે. તેના આનંદમાં મગ્ન થાય છે.

णाणगुणेहिं विहीणा एदं तु पदं बहूवि ण लहंति ।
तं गिण्ह सुपदमेदं जदि इच्छसि कम्मपरिमोक्खं ॥ २२१ ॥

આત્મજ્ઞાન અને આત્માનુભવાદિ ગુણોથી રહિત એવા ઘણા જીવો જે "નિજ, સ્વાભાવિક" આત્મપદને પામી શકતા નથી તે સમ્યક્

એક નિજ સ્વભાવ પદને જો તું કર્મોથી છૂટવા ઇચ્છતો હોય તો તું ગ્રહણ કર.

कह सो घिप्पदि अप्पा पण्णाए सो दु घिप्पदे अप्पा ।
जह पण्णाए विभित्तो तह पण्णा एव घित्तव्वो ॥ २९६ ॥
पण्णाए घित्तव्वो जो चेदा सो अहं तु णिच्छयदो ।
अवसेसा जे भावा ते मज्झपरेत्ति णादव्वा ॥ ३१९ ॥

આત્માને કેવી રીતે ગ્રહણ કરી અનુભવ કરવો? એવા મુમુક્ષુના પ્રશ્નનો આચાર્ય ભગવાન પ્રત્યુત્તર આપે છે:–પ્રજ્ઞા, ભેદવિજ્ઞાન કે વિવેકભાવથી આત્માને ગ્રહણ કરવો જોઈએ જે પ્રજ્ઞાથી આ આત્મા સર્વ રાગાદિ ભાવકર્મ, જ્ઞાનાવરણાદિ દ્રવ્યકર્મ અને શરીરાદિ નોકર્મ તથા સર્વ અન્ય જીવ અને પુદ્‌ગલાદિ દ્રવ્યોથી ભિન્ન જણાયો છે તે જ પ્રજ્ઞાથી આત્મા ગ્રહણ કરવો જોઈએ. જેમ જે બુદ્ધિથી ચોખા અને છોતરાં ભિન્ન ભિન્ન જાણ્યા છે તે બુદ્ધિથી ચોખાને પ્રયોજનભૂત જાણી ગ્રહણ કરવામાં આવે છે તેમ જે વિવેકથી આત્માને પરથી ભિન્ન જાણ્યો છે તે વિવેકથી તે આત્માને ગ્રહણ કરવો જોઈએ. જેને પ્રજ્ઞાથી ગ્રહણ કરવો છે તે જ્ઞાતા આત્મા હું જ નિશ્ચયથી છું, તેથી હું પોતાનામાં જ સ્થિર થાઉં છું, તથા પોતાનાથી ભિન્ન જે સર્વ ભાવો છે તે બધા પર છે એમ જાણું છું, એમ જાણવું એ જ ઉચિત છે.

णवि एस मोक्खमग्गो पाखंडी गिहमयाणि लिंगाणि ।
दंसणणाणचरित्ताणि मोक्खमग्गं जिणा विंति ॥ ४३२ ॥
जह्मा जहित्तु लिंगे सागारणगारि–एहिं वा गहिदे ।
दंसणणाणचरित्ते अप्पाणं जुज मोक्खपहे ॥ ४३३ ॥
मुक्खपहे अप्पाणं ठवेहि वेदयहि झायहि तं चेव ।
तत्थेव विहर णिच्चं मा विहरसु अण्णदव्वेसु ॥ ४१२ ॥

નિશ્ચયથી સાધુને કે શ્રાવકને બાહ્ય વેષ–ચારિત્રનું ગ્રહણ એ

મોક્ષ માર્ગ નથી, સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્‌ચારિત્રને શ્રી જિનેંદ્ર ભગવાને મોક્ષમાર્ગ કહ્યો છે. તેથી ગૃહસ્થ અને સાધુએ ગ્રહણ કરેલ વેષનું મમત્વ છોડી પોતાના આત્માને સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્રની એકતારૂપ મોક્ષમાર્ગમાં સ્થાપન કરવો. આ સ્વાનુભવરૂપ મોક્ષમાર્ગમાં પોતાને રાખ, તેનુ મનન કર, તેનું ધ્યાન કર અને તેમા જ રમણુતા કર. પોતાના આત્મા સિવાયનાં બીજાં દ્રવ્યોની ચિંતામાં લીન ન થા.

(૨) શ્રી કુંદકુંદાચાર્યના પંચાસ્તિકાયમાથી :—

सम्मत्तणाणजुत्तं चारित्तं रागदोसपरिहीणं ।
मोक्खस्स हवदि मग्गो भव्वाणं लद्धबुद्धीणं ॥ १०६ ॥
जस्स ण विज्जदि रागो दोसो मोहो व जोगपरिकम्मो ।
तस्स सुहासुहडहणो झाणमओ जायए अगणी ॥ १४६ ॥

આત્મજ્ઞાની (આત્મબુદ્ધિ પ્રાપ્ત) ભવ્ય જીવોને માટે રાગદ્વેષથી રહિત, સમ્યગ્દર્શન અને જ્ઞાનથી યુક્ત ચારિત્ર જ મોક્ષમાર્ગ છે.

જેના ભાવોમાં રાગદ્વેષ અને મોહનુ વિદ્યમાનપણું નથી, મન, વચન અને કાયાની ક્રિયાઓ નથી, તેના ભાવમાં શુભ તથા અશુભ ભાવોને દહન કરનાર સ્વાત્માનુભવરૂપી ધ્યાનમય અગ્નિ ઉત્પન્ન થઈ જાય છે, પ્રગટે છે.

दंसणणाणसमग्गं झाणं णो अण्णदव्वसंजुत्तं ।
जायदि णिज्जरहेदू सभावसहिदस्स साधुस्स ॥ १५२ ॥

જે સાધુ પોતાના આત્માના સ્વભાવને જાણે છે તેને સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન સહિત આત્મરમણુતારૂપ ધ્યાન કે જેમાં આત્મા સિવાયના અન્ય દ્રવ્યોનો સંયોગ નથી તે ધ્યાન પ્રાપ્ત હોય છે. જે ધ્યાન કર્મોનાં ક્ષયનું કારણુ હોય છે.

जो सव्वसंगमुक्को णण्णमणो अप्पणं सहावेण ।
जाणदि पस्सदि णियदं सो सगचरियं चरदि जीवो ॥ १५८ ॥

જે જીવ સર્વ સંગથી રહિત થઈ એકાગ્ર ચિત્તથી સ્વભાવે કરી પોતાના આત્માને નિરંતર જાણે છે, દેખે છે તે જીવ સ્વચારિત્ર —આત્માનુભવમાં—આત્મધ્યાનમાં પ્રવર્તે છે.

णिच्चयणयेण भणिदो तिहि तेहिं समाहिदो हु जो अप्पा ।
ण कुणदि किंचिवि अण्णं ण मुयदि सो मोक्खमग्गोत्ति ॥१६१॥

નિશ્ચય નયથી કહ્યું છે કે જે આત્મા પોતાના રત્નત્રય સહિત —પ્રાપ્ત કરીને અન્ય કોઈ પણ પર દ્રવ્ય પ્રતિ લક્ષ આપતો નથી, પોતાના સ્વભાવને ત્યાગતો નથી; પોતે પોતાનામાં જ લીન—મગ્ન રહે છે તે મોક્ષમાર્ગ છે.

जस्स हिदयेणुमत्तं वा परदव्वम्हि विज्जदे रागो ।
सो ण विजाणदि समयं सगस्स सव्वागमधरोवि ॥ १६७ ॥

જેના મનમાં અણુ માત્ર પણ પર દ્રવ્ય પ્રત્યે રાગ છે તે સર્વ આગમને જાણવા છતાં પોતાના આત્માને જાણતો નથી. આત્મા તો સર્વથી ભિન્ન એક શુદ્ધ જ્ઞાયક સ્વભાવવંત છે, તેનામાં રાગ, દ્વેષ કે મોહનું લેશ પણ હોવાપણું નથી.

तम्हा णिव्वुदिकामो णिस्संगो णिम्ममो य हविय पुणो ।
सिद्धेसु कुणदि भत्ति णिव्वाणं तेण पप्पोदि ॥ १६९ ॥

તેથી સર્વ ઇચ્છાનો ત્યાગ કરી, નિ:સંગ થઈ, મમત્વ રહિત થઈ જે ભવ્ય જીવ સિદ્ધસ્વરૂપની ભક્તિ કરે છે—વીતરાગ થાય છે તે ભવસાગરને તરી જાય છે—નિર્વાણને પ્રાપ્ત હોય છે. સ્વાત્મરમણરૂપ વીતરાગભાવ તે મોક્ષમાર્ગ છે.

(૩) શ્રી કુંદકુંદાચાર્યકૃત પ્રવચનસારમાંથી:—

संपज्जदि णिव्वाणं, देवासुरमणुयरायविहवेहिं ।
जीवस्स चरित्तादो, दंसणणाणप्पहाणादो ॥ ६ ॥
चारित्तं खलु धम्मो, धम्मो जो सो समो त्ति णिद्दिट्ठो ।
मोहक्खोहविहीणो, परिणामो अप्पणो हि समो ॥ ७ ॥

સમ્યગ્દર્શન અને સમ્યજ્ઞાનના પ્રધાનપણા સહિત ચારિત્રથી જીવને નિર્વાણ પ્રાપ્ત હોય છે, જ્યાં સુધી નિર્વાણ પ્રાપ્ત થતું નથી ત્યાં સુધી તે ઇંદ્ર, ચક્રવર્તી, નરેંદ્રાદિ વિભૂતિને પ્રાપ્ત થાય છે; તે ચારિત્ર એ જ ધર્મ છે. ધર્મ તે સમભાવ છે એમ કહેલું છે. રાગ, દ્વેષ અને મોહના ક્ષોભથી રહિત આત્મામાં પરિણામ તે સમભાવ છે. તે સ્વાત્માનુભવ છે, મોક્ષમાર્ગ છે.

जीवो ववगदमोहो, उवलद्धो तच्चमप्पणो सम्मं ।
जहदि जदि रागदोसे, सो अप्पाणं लहदि सुद्धं ॥ ८१ ॥

મોહરહિત જીવ પોતાના આત્માના સ્વભાવને સમ્યક્ પ્રકારે જાણી જ્યારે રાગદ્વેષને છોડે છે ત્યારે તે આત્મા શુદ્ધાત્માને પ્રાપ્ત કરે છે. શુદ્ધાત્મામાં રમણતા કરે છે.

जो मोहरागदोसे णिहणदि उवलब्भ जोण्हमुवदेसं ।
सो सव्वदुक्खमोक्खं पावदि अचिरेण कालेण ॥ ८८ ॥

જે શ્રી જિનેન્દ્રનો ઉપદેશ પ્રાપ્ત કરી, સમજી રાગદ્વેષ અને મોહનો ત્યાગ કરે છે તે અતિ શીઘ્રતાથી સર્વ દુઃખથી રહિતપણું પ્રાપ્ત કરે છે, સર્વ દુખોથી મુક્ત થાય છે.

णाहं होमि परेसिं ण मे परे सन्ति णाणमहमेक्को ।
इदि जो झायदि झाणे सो अप्पाणं हवदि झादा ॥ ९९–२ ॥

હું કોઈ પણ પરપદાર્થનો નથી, તેમ કોઈ પરપદાર્થ મારા નથી, હું એક જ્ઞાનમય છું. આ પ્રકારે ધ્યાનમાં જે ધ્યાવે છે તે આત્માનો ધ્યાતા હોય છે. આત્મધ્યાની છે.

एवं णाणप्पाणं दंसणभूदं अदिंदियमहत्थं ।
धुवमचलमणालंबं मण्णेऽहं अप्पगं सुद्धं ॥ १००–२ ॥

ધ્યાતા એમ જાણે છે કે હું પોતાના આત્માને એમ ધ્યાવું છુ કે તે પરભાવોથી રહિત શુદ્ધ છે, નિશ્ચય એકરૂપ છે, જ્ઞાનસ્વરૂપ

છે, દર્શનમય છે, પોતાના અતીંદ્રિય સ્વભાવથી એક મહાન પદાર્થ છે, પોતાના સ્વરૂપમાં નિશ્ચળ છે તથા પરના આલંબનથી રહિત છે–સ્વાધીન છે. આ ભાવના આત્માનુભવને જાગૃત કરે છે.

जो खविदमोहकलुसो विसयविरत्तो मणो णिरुंभित्ता ।
समवट्ठिदो सहावे सो अप्पाणं हवदि झादा ॥ १०४–२ ॥

જે મોહના મેલનો ક્ષય કરી, ઇંદ્રિયોના વિષયોથી વિરક્ત થઈ તથા મનને રોકી પોતાના શુદ્ધ આત્મસ્વભાવમાં સમ્યક્ પ્રકારે સ્થિત થાય છે તે આત્મધ્યાની છે.

परमाणुपमाणं वा मुच्छा देहादिएसु जस्स पुणो ।
विज्जदि जदि सो सिद्धिं ण लहदि सव्वागमधरो वि ॥ ३९–३ ॥

જેને દેહાદિ પર પરમાણુ માત્ર પણ મૂર્છા–મમતા છે તે સર્વ શાસ્ત્રને જાણવા છતાં પણ સિદ્ધિને પ્રાપ્ત કરી શકતો નથી.

सम्मं विदिदपदत्था चत्ता उवहिं बहित्थमज्झत्थं ।
विसयेसु णावसत्ता जे ते सुद्ध त्ति णिद्दिट्ठा ॥ ५९–३ ॥

सुद्धस्स य सामण्णं भणियं सुद्धस्स दंसणं णाणं ।
सुद्धस्स य णिव्वाणं सो च्चिय सिद्धो णमो तस्स ॥ ७४–३ ॥

જે સમ્યક્ પ્રકારે જીવાદિ પદાર્થોને જાણે છે, બહિરંગ અને અંતરંગ પરિગ્રહનો ત્યાગ કરે છે અને પાંચે ઇંદ્રિયોના વિષયોમાં આસક્ત થતો નથી તે જીવને શુદ્ધ મોક્ષમાર્ગી કહ્યો છે. જે પરમ વીતરાગ ભાવને પ્રાપ્ત મોક્ષના સાધક પરમ યોગીશ્વર છે તેને સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર એ ત્રણની એકતારૂપ સાક્ષાત્ મોક્ષમાર્ગરૂપ શ્રમણપદ કહ્યું છે. તે શુદ્ધોપયોગીને અનંત દર્શન અને અનંત જ્ઞાન પ્રગટ હોય છે, તેને જ નિર્વાણ પ્રાપ્ત હોય છે, તે જ સિદ્ધ છે તેને વારંવાર નમસ્કાર હો!

(૪) શ્રી કુંદકુંદાચાર્યના ચારિત્ર પાહુડમાંથી:—

एए तिण्णि वि भावा हवंति जीवस्स मोहरहियस्स ।
नियगुणमाराहंतो अचिरेण वि कम्म परिहरइ ॥ १९ ॥

જે મોહ રહિત જીવ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્રમય ત્રણ ગુણોને ધારણ કરે છે અને પોતાના નિજાત્મિક શુદ્ધ ગુણની આરાધના કરે છે તે શીઘ્ર કર્મોથી છૂટે છે.

चारित्तसमारूढो अप्पासु परं ण ईहए णाणी ।
पावइ अइरेण सुहं अणोवमं जाण णिच्छयदो ॥ ४३ ॥

જે આત્મજ્ઞાની સ્વરૂપાચરણ ચારિત્રને ધારણ કરી પોતાના આત્મામાં પર દ્રવ્યને ઇચ્છતા નથી અર્થાત્ કેવળ આત્મરામી હોય છે—પર દ્રવ્યમાં રાગ દ્વેષ મોહ કરતા નથી, તે જીવ શીઘ્ર અનુપમ સહજસુખને પ્રાપ્ત કરે છે એમ નિશ્ચયથી જાણો.

(૫) શ્રી કુંદકુંદાચાર્યકૃત ભાવપાહુડમાંથી:—

अप्पा अप्पम्मि रओ रायादिसु सयलदोसपरिचत्तो ।
संसारतरणहेदू धम्मोत्ति जिणेहिं णिद्दिट्ठं ॥ ८५ ॥

આત્મા રાગદ્વેષાદિ સર્વ દોષોને ત્યાગી પોતાના સ્વભાવમાં—આત્મામાં જ રમણતા કરે તે સંસાર સાગરથી તરવાનો ઉપાય-ધર્મ છે એમ શ્રી જિનેંદ્ર ભગવાને કહ્યું છે.

(૬) શ્રી કુંદકુંદાચાર્યકૃત મોક્ષ પાહુડમાંથી:—

जो देहे णिरवेक्खो णिद्दंदो णिम्ममो णिरारंभो ।
आदसहावे सुरओ जोई सो लहइ णिव्वाणं ॥ १२ ॥

જે યોગી શરીર સૌખ્યથી ઉદાસીન, રાગદ્વેષાદિકથી રહિત પર પદાર્થો પ્રત્યે મમતા રહિત, આરંભ રહિત અને આત્મ સ્વભાવમાં સમ્યક્ પ્રકારે લીન છે તે નિર્વાણને પ્રાપ્ત હોય છે—પામે છે.

सव्वे कसाय मुत्तं गारवमयरायदोसवामोहं ।
लोयववहारविरदो अप्पा झाएइ झाणत्थो ॥ २७ ॥

ધ્યાનસ્થ ધ્યાતા સર્વ કષાયોથી મુક્ત થઈ, ગર્વ, મદ, રાગ દ્વેષ અને વ્યામોહ તથા લૌકિક વ્યવહારથી વિરક્ત થઈ પોતાના આત્માને ધ્યાવે છે.

जो सुत्तो ववहारे सो जोई जग्गए सकज्जम्मि ।
जो जग्गदि ववहारे सो सुत्तो अप्पणो कज्जे ॥ ३१ ॥

જે યોગી લોક વ્યવહારમાં સૂતા છે તે પોતાના આત્મકાર્ય વિષે જાગે છે; જે લોક વ્યવહારમાં જાગે છે તે પોતાના આત્મ કાર્યને વિષે સૂતો છે.

जो रयणत्तयजुत्तो कुणइ तवं संजदो ससत्तीए ।
सो पावइ परमपयं झायंतो अप्पयं सुद्धं ॥ ४३ ॥

જે સંયમી સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ ત્રણુ રત્નત્રયથી સંયુક્ત થઈ પોતાની શક્તિ પ્રમાણે તપ આચરે છે, અને શુદ્ધાત્માને ધ્યાવે છે તે પરમપદ–મુક્તિને પામે છે.

होऊण दिढचरित्तो दिढसम्मत्तेण भावियमईओ ।
झायंतो अप्पाणं परमपयं पावए जोई ॥ ४९ ॥

જે યોગી દઢ સમ્યક્ત્વની ભાવનામય થઈ દઢ ચારિત્રને પાળે છે અને પોતાના શુદ્ધાત્માને ધ્યાવે છે તે પરમપદને પામે છે.

चरणं हवइ सधम्मो धम्मो सो हवइ अप्पसमभावो ।
सो रागरोसरहिओ जीवस्स अणण्णपरिणामो ॥ ५० ॥

ચારિત્ર એ આત્માનો સ્વધર્મ છે, ધર્મ છે તે આત્માનો સ્વ-ભાવ–સમભાવ છે, તે સમભાવ સ્વભાવ તે જીવના રાગદ્વેષ રહિત અનન્ય–પોતાનાં જ ભાવ–પરિણામ છે.

अप्पा झायंताणं दंसणसुद्धीण दिढचरित्ताणं ।
होदि धुवं णिव्वाणं विसएसु विरत्तचित्ताणं ॥ ७० ॥

જેનું ચિત્ત વિષયોથી વિરક્ત છે, જેનું સમ્યક્ત્વ શુદ્ધ છે, જેના ચારિત્ર પરિણામ દ્રઢ છે અને આત્માને ધ્યાવે છે તેને નિશ્ચયથી નિર્વાણ પ્રાપ્ત હોય છે.

णिच्छयणयस्स एव अप्पा अप्पम्मि अप्पणे सुरदो ।
सो होदि हु सुचरित्तो जोई सो लहइ णिव्वाणं ॥ ८३ ॥

નિશ્ચયનયની અપેક્ષાએ જે આત્મા આત્મામાં જ આત્મા માટે જ સમ્યક્ પ્રકારે લીન થાય છે તે સ્વરૂપાચરણ રૂપી ચારિત્રનું પાલન કરતાં નિર્વાણને પામે છે.

वेरग्गपरो साहू परदव्वपरम्मुहो य जो होदि ।
संसारसुहविरत्तो सगसुद्धसुहेसु अणुरत्तो ॥ १०१ ॥
गुणगणविहूसियंगो हेयोपादेयणिच्छिओ साहू ।
झाणज्झयणे सुरदो सो पावइ उत्तमं ठाणं ॥ १०२ ॥

જે સાધુ વૈરાગ્યવાન છે, પરદ્રવ્યોથી પરાંગમુખ છે, સંસારના ક્ષણિક સુખથી વિરક્ત છે, આત્માના સહજ શુદ્ધ સુખમાં અનુરક્ત છે, ગુણોના સમૂહથી વિભૂષિત છે, ગ્રહણ કરવા યોગ્ય અને ત્યાગવા યોગ્યના નિશ્ચય જ્ઞાનવંત છે, ધ્યાન અને આગમના અધ્યયન–સ્વાધ્યાયમાં લીન રહે છે તે ઉત્તમ સ્થાન મોક્ષને પામે છે.

(૭) શ્રી વટ્ટકેરસ્વામીકૃત મૂલાચારની દ્વાદશાનુપ્રેક્ષામાંથી:—

जह धादू धम्मंतो सुज्झदि सो अग्गिणा दु संतत्तो ।
तवसा तहा विसुज्झदि जीवो कम्मेहि कणयं व ॥ ५६ ॥

જેમ સુવર્ણ ધાતુ અગ્નિથી તપાવ્યાથી મલ રહિત શુદ્ધ સુવર્ણ રૂપ પરિણત થઈ જાય છે તેમ આ જીવ તપરૂપી અગ્નિથી કર્મ-મેલથી રહિત થઈ જાય છે.

णाणवरमारुदजुदो सीलवरसमाधिसंजमुज्जलिदो ।
दहइ तवो भवबीजं तणकट्ठादी जहा अग्गी ॥ ५७ ॥

જેમ અગ્નિ તૃણ અને કાષ્ટ આદિને બાળી દે છે તેમ આત્મા-ધ્યાનરૂપી અગ્નિ ઉત્તમ આત્મજ્ઞાનરૂપી પવનથી વર્ધમાન થતી અને

શીલ, સમાધિ અને સંયમદ્વારા પ્રજ્વલિત, સંસારના બીજભૂત વાસના અને કર્મોને બાળી નાખે છે,

(૮) શ્રી વટ્ટકેરસ્વામીકૃત મૂલાચારની અનગાર ભાવના.

दंतेंदिया महरिसी रागं दोसं च ते खवेदूणं ।
झाणोवजोगजुत्ता खवेंति कम्मं खविदमोहा ।। ११५ ।।

જે મહામુનિ ઇંદ્રિયોનું દમન કરનાર છે, તે ધ્યાનમાં ઉપયોગ સંયુક્ત કરી, રાગદ્વેષનો ક્ષય કરી અને સર્વ મોહનો નાશ કરી કર્મોનો ક્ષય કરે છે.

अट्ठविहकम्ममूलं खविदकसाया खमादिजुत्तेहिं ।
उद्धदमूलो व दुमो ण जाइदव्वं पुणो अत्थि ।। ११६ ।।

જેમ વૃક્ષનું મૂલ ઊખડી જવાથી તે ફરી ઊગતું નથી તેમ આઠ પ્રકારનાં કર્મોના મૂલ કારણરૂપ કષાયને ક્ષમાદિ ભાવોથી યુક્ત થઈ જીવ ક્ષય કરે છે પછી પુનઃ કર્મ બંધાતા નથી.

जह ण चलइ गिरिरायो अवरुत्तरपुव्वदक्खिणेवाए ।
एवमचलिदो जोगी अभिक्खणं झायदे झाणं ।। ११८ ।।

જેમ સુમેરુ પર્વત પૂર્વ, પશ્ચિમ દક્ષિણ અને ઉત્તરના પવનોથી ચલાયમાન થતો નથી તેમ યોગી નિશ્ચળપણે નિરંતર ધ્યાન કરે છે.

(૯) શ્રી વટ્ટકેરસ્વામીકૃત મૂલાચારના સમયસારમાંથી :—

धीरो वइरागपरो थोवं हि य सिक्खिदूण सिज्झदि हु ।
ण य सिज्झदि वेरग्गविहीणो पढिदूण सव्वसत्थाइं ।। ३ ।।

જે સાધુ ધીર છે, વૈરાગ્યવાન છે, તે થોડાં પણ શાસ્ત્ર શીખ્યો હોય છતાં સિદ્ધિને પામે છે પરંતુ સર્વ શાસ્ત્રોનો શીખનાર પણ વૈરાગ્ય રહિત હોય તો તે સિદ્ધિને પામતો નથી.

भिक्खं चर वस रण्णे थोवं जेमेहि मा बहू जंप ।
दुःखं सह जिण णिद्दा मेत्तिं भावेहि सुट्ठु वेरग्गं ।। ४ ।।

જે આત્માર્થનો સાધક સાધુ છે તેને આચાર્ય ભગવાન કહે છે કે ભિક્ષાથી ભોજન કર, એકાંત વનમાં નિવાસ કર, થોડો

આહાર લે, બહુ વાતો ના કર, દુઃખને સહન કર, નિદ્રાનો જય કર, મૈત્રીભાવના અને સમ્યક્ વૈરાગ્યની બરાબર ભાવના કર.

अव्यवहारी एक्को झाणे एयग्गमणो भवे निरारंभो ।
चत्तकसायपरिग्गह पयत्तचेट्ठो असंगो य ॥ ५ ॥

. ધ્યાની સાધુએ લોક વ્યવહાર તજવો જોઈએ, આત્મધ્યાનમાં એકાગ્ર ચિત્ત રાખવું જોઈએ, આરંભ કરવો જોઈએ નહિ, કષાય અને પરિગ્રહને ત્યાગવાં જોઈએ, આત્મધ્યાનમાં પ્રયત્નશીલ રહેવું જોઈએ, અને અસંગતા–મમત્વરહિત ભાવ રાખવા જોઈએ.

णाणविण्णाणसंपण्णो झाणज्झणतवोजुदो ।
कसायगारवुम्मुक्को संसारं तरदे लहुं ॥ ७७ ॥

જે આત્મજ્ઞાન અને ભેદ વિજ્ઞાનથી સંયુક્ત છે, આત્મધ્યાન, સ્વાધ્યાય અને તપમાં લીન છે અને કષાય ને અહંકારથી રહિત છે તે શીઘ્ર સંસાર સમુદ્રને તરે છે–મુક્તિ પામે છે.

(૧૦) શ્રી વટ્ટકેરસ્વામીકૃત મૂલાચારના બૃહત્ પ્રત્યાખ્યાનમાંથી :—

આત્મધ્યાની ધ્યાનના પહેલાં એવી ભાવના ભાવે કે :—

सम्मं मे सव्वभूदेसु वेरं मज्झं ण केणवि ।
आसाए वोसरित्ताणं समाहिं पडिवज्जए ॥ ४२ ॥

સર્વ પ્રાણીઓ સાથે મારે સમભાવ રહે, કોઈની પણ સાથે મારે વૈરભાવ નથી; હું સર્વ આશાઓને ત્યાગી આત્મસમાધિને ધારણ કરું છું,

खमामि सव्वजीवाणं सव्वे जीवा खमंतु मे ।
मित्ती मे सव्वभूदेसु वैरं मज्झं ण केणवि ॥ ४३ ॥

હું સર્વ જીવોને ખમાવું છું, સર્વે જીવો મને ક્ષમો. સર્વ જીવ સાથે મારે મૈત્રી રહો, કોઈ સાથે પણ વૈરભાવ ન રહો.

रायबंधपदोसं च हरिसं दीणभावयं ।
उस्सुगत्तं भयं सोगं रदिमरदिं च वोसरे ॥ ४४ ॥

સ્નેહબંધ, દ્વેષભાવના, હર્ષભાવના, કરુણા ઉપજાવે તેવી દીનતા, ઉત્કંઠા, ભય, શોક, રતિ અને અરતિ એ સર્વ વૈરભાવનાના કારણ છે તેને હું છોડું છું.

ममत्ति परिवज्जामि णिम्ममत्तिमुवट्ठिदो ।
आलंवणं च मे आदा अवसेसाइं वोसरे ॥ ४५ ॥

હું મમતા ભાવનો ત્યાગ કરું છું, નિર્મમત્વ ભાવમાં સ્થિત થાઉં છું; હું માત્ર એક મારા આત્માનું જ આલંબન લઉં છું, અન્ય શેષ આલંબનોનો ત્યાગ કરું છું.

जिणवयणे अणुरत्ता गुरुवयणं जे करंति भावेण ।
असबल असंकिलिट्ठा ते होंति परित्तसंसारा ॥ ७२ ॥

જે જિનવાણીમા લીન છે, ગુરુની આજ્ઞાને ભાવથી આરાધે છે, જે મિથ્યાત્વ અને સંકલેશ ભાવ રહિત–શુદ્ધ પરિણામવંત છે તેનો સંસાર અલ્પ થાય છે; અલ્પ કાળમાં સંસારથી મુક્ત થાય છે.

(૧૧) શ્રી સમંતભદ્રાચાર્યકૃત સ્વયંભૂસ્તોત્રમાંથી :—

सुखाभिलाषानलदाहमूर्च्छितं मनो निजं ज्ञानमयामृताम्बुभिः ।
विदिध्यपस्त्वं विषदाहमोहितं यथा भिषग्मन्त्रगुणैः स्वविग्रहं ॥४७॥

હે શીતલનાથ ભગવાન! સંસાર સુખની ઇચ્છારૂપી અગ્નિની દાહથી મૂર્છિત મનને આપે આત્મજ્ઞાન રૂપી અમૃતના જલથી સિંચિત કરી શાંત કરી નાખ્યુ છે જેમ વૈદ્ય વિષની વેદનાથી વ્યાકુલ શરીરને મંત્રના પ્રભાવથી વિષ ઉતારી શાત કરી નાંખે છે

कषायनाम्नां द्विपतां प्रमाथिनामशेषयन्नाम भवानशेषवित् ।
विशोषणं मन्मथदुर्मदामयं समाधिभैषज्यगुणैर्व्यलीनयन् ॥ ३७ ॥

હે અનંતનાથ સ્વામી! આપે આત્માને કદર્થના કરનાર, ઘાત કરનાર કષાય નામના વૈરીનો સંપૂર્ણપણે નાશ કરી કેવલ્યજ્ઞાન-સર્વને

જાણનારને પ્રાપ્ત કર્યું છે તથા આત્માને શોષનાર કામદેવના મિથ્યા મદરૂપી રોગને આત્માની સમાધિરૂપી ઔષધિના ગુણોથી વિલય–નાશ કરી નાંખ્યો છે. વસ્તુતાએ આત્મધ્યાન જ શાંતિનો ઉપાય છે.

हुत्वा स्वकर्मकटुकप्रकृतीश्चतस्रो रत्नत्रयातिशयतेजसि जातवीर्य्यः ।
विभ्राजिषे सकलवेदविधेर्विनेता व्यभ्रे यथा वियति दीप्तरुचिर्विवस्वान्
॥ ८४ ॥

હે કુંથુનાથ ભગવાન! આપે રત્નત્રયરૂપી તેજથી આત્મવીર્ય પ્રગટ કરીને આત્મધ્યાન દ્વારા ચાર ઘાતી કર્મોની કડવા વિપાકવંત પ્રકૃતિઓને બાળી નાખી છે. તેથી આપ અરિહંત કેવળી થયા છો. આપે સર્વ આગમના રહસ્યભૂત સમ્યક્જ્ઞાનનો પ્રકાશ કર્યો છે જેમ આકાશમાંથી વાદળાં હટી જવાથી સૂર્યનો પ્રકાશ પ્રગટ થઈ જાય છે તેમ આપ જ્ઞાનાવરણાદિ કર્મોનો નાશ થવાથી સૂર્ય સમાન સર્વજ્ઞ સ્વરૂપે પ્રગટ થયા છો.

मोहरूपो रिपुः पापः कषायभटसाधन ।
दृष्टिसम्पदुपेक्षास्त्रैस्त्वया धीर पराजितः ॥ ९० ॥

હે અરનાથ ભગવાન્! પરમ વીર! આપે ક્રોધાદિ કષાયરૂપી યોદ્ધાઓનો રાજા અને મહા પાપી મોહરૂપી શત્રુને સમ્યગ્દર્શન–જ્ઞાનચારિત્રની એકતારૂપ આત્માનુભવના શસ્ત્રથી જીતી લીધો છે. તાત્પર્ય એ છે કે શુદ્ધાત્માનુભવ જ મોહને જીતવાનો ઉપાય છે.

आयत्यां च तदात्वे च दुःखयोनिर्निरूत्तरा ।
तृष्णा नदी त्वयोत्तीर्णा विद्यानावा विविक्तया ॥ ९२ ॥

હે અરનાથ ભગવાન! આપ આ લોક અને પરલોક એમ બને લોકમાં દુઃખોને આપનારી અને જેનો પાર પામવો કઠિન છે એવી તૃષ્ણારૂપી નદીનો વીતરાગતા સહિત આત્માનુભવરૂપી નાવમાં બેસી પાર પામ્યા છો. અર્થાત્ રાગદ્વેષ રહિત આત્માનુભવ એ જ મોક્ષમાર્ગ છે.

दुरितमलकलङ्कमष्टकं निरुपमयोगबलेन निर्दहन् ।
अभवदभवसौख्यवान् भवान् भवतु ममापि भवोपशांतये ॥११५॥

હે મુનિસુવ્રતસ્વામી! આપે આઠ કર્મરૂપી મલના કલંકને અનુપમ આત્મધ્યાનરૂપી અગ્નિથી બાળી ભસ્મ કરી નાખ્યું છે. અને આપ અતીંદ્રિય સહજસુખના ભોક્તા થયા છો. આપના પ્રતાપથી આપની સમાન આત્મધ્યાન કરીને હું પણ મારા સંસારને શાંત કરી નાખું. સહજસુખનું સાધન એક આત્મધ્યાન જ છે.

भगवानृषिः परमयोगदहनहुतकल्मषेन्धनम् ।
ज्ञानविपुलकिरणैः सकलं प्रतिबुध्य बुद्धः कमलायतेक्षणः ॥१२१॥

हरिवंशकेतुरनवद्यविनयदमतीर्थनायकः ।
शीतलजलधिरभवो विभवस्त्वमरिष्टनेमिजिनकुञ्जरोऽजरः ॥१२२॥

હે અરિષ્ટનેમિ જિન તીર્થંકર! આપે ઉત્તમ પરમ યોગબળ-આત્મધ્યાનરૂપી અગ્નિથી કર્મરૂપી ઇંધનને બાળી નાખ્યાં, આપ જ પરમ ઐશ્વર્યવંત સત્ય ઋષિ છો. આપે કેવળજ્ઞાનના વિશાળ કિરણોથી આખા વિશ્વને જાણી લીધું છે, આપ વિકસિત કમળ સમાન નેત્રોવાળા છો, હરિવંશની ધજા છો, નિર્દોષ વિનય-ચારિત્ર અને સંયમમય ધર્મતીર્થના ઉપદેષ્ટા-પ્રવર્તાવનાર છો, શીલસમુદ્ર છો, સંસારથી રહિત છો, અજર છો અને અવિનાશી છો. આ આત્માનુભવનો મહિમા છે.

स्वयोगनिस्त्रिंशनिशातधारया निशात्य यो दुर्जयमोहविद्विषम ।
अवापदार्हन्त्यमचिन्त्यमद्भूतंत्रिलोकपूजातिशयास्पदं पदम् ।१३३॥

હે પાર્શ્વનાથ સ્વામી! આપે આત્મવીર્ય-ધ્યાનરૂપી તલવારની તેજ ધારાથી દુર્જય મોહરૂપી શત્રુનો ક્ષય કરી નાખ્યો છે અને અચિંત્ય, અદ્ભુત, ત્રણે લોકના જીવોને પૂજ્ય એવું અરહંતપદને પ્રાપ્ત કર્યું છે. આ પણ આત્માનુભવનો જ મહિમા છે.

(૧૨) શ્રી શિવકોટી આચાર્યકૃત ભગવતી આરાધનામાંથી:—

दंसणणाणचरित्तं, तवं च विरियं समाधिजोगं च ।
तिविहेणुवसंपज्जिय, सव्वुवरिल्लं कम्मं कुणइ ॥ १९९७ ॥

જે સાધુ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર, સમ્યક્તપ, સમ્યક્વીર્ય અને આત્મપરિણામની સ્થિરતારૂપ સમાધિયોગ એ બધાને મન, વચન અને કાયાના યોગની સ્થિરતાપૂર્વક આરાધે છે-પ્રાપ્ત હોય છે તે સર્વોપરી ક્રિયા કરે છે.

जिदरागो जिददोसो, जिदिंदिओ जिदभओ जिदकसाओ ।
रदिअरदिमोहमहणो, झाणोवगओ सदा होइ ॥ १७९८ ॥

જેણે રાગદ્વેષને જીત્યા છે, ઇંદ્રિયોને વશ કરી છે-જે જિતેંદ્રિય છે, નિર્ભય છે, કષાયોને જીતે છે અને જે રતિ, અરતિ અને મોહને મંથન કરનાર છે તે સદા ધ્યાનમાં ઉપયુક્ત થઈ શકે છે.

जह जह णिव्वेदुवसम-, वेरग्गदयादमा पवड्ढंति ।
तह तह अब्भासयरं, णिव्वाणं होइ पुरिसस्स ॥ १८६२ ॥

જેમ જેમ નિર્વેદ—સંસાર પ્રતિ અરુચિ, ધર્મ પ્રતિ રુચિ ઉપશમ (કષાયની મંદતા) વૈરાગ્ય, દયા, ઇંદ્રિય સંયમ, વર્ધમાન થાય છે તેમ તેમ તે પુરુષને નિર્વાણ અતિ સમીપ—સન્મુખ આવે છે.

वयरं रदणेसु जहा, गोसीसं चंदणं व गंधेसु ।
वेरुलियं व मणीणं, तह झाणं होइ खवयस ॥ १८९४ ॥

જેમ રત્નોમાં હીરો (વજ્રરત્ન) પ્રધાન છે, સુગંધી દ્રવ્યોમાં ગોશીર્ષ-ચંદન પ્રધાન છે, મણિઓમા વૈડૂર્યમણિ પ્રધાન છે તેમ ક્ષપક—(સમાધિ-મરણને ઇચ્છનાર) સાધુને સર્વ વ્રતોમા—તપમાં આત્મધ્યાન પ્રધાન છે.

झाणं कसायवादे, गब्भघरं मारुए व गब्भहरं ।
झाणं कसायउण्हे छाही छाही व उण्हम्मि ॥ १८९६ ॥

જેમ પ્રબળ પવનની બાધા દૂર કરવા માટે અનેક ઘરોમાં ગર્ભગૃહ (ભોંયરું) સમર્થ છે તેમ કષાયરૂપી પ્રબળ પવનની બાધાથી બચવા આત્મધ્યાનરૂપી ગર્ભગૃહ સમર્થ છે. જેમ ઉનાળાના તાપમાં છાયા શાંતિ આપે છે તેમ કષાયના તાપમાં આત્મધ્યાનરૂપી છાયા શાંતિ આપે છે.

झाणं कसायडाहे, होदि वरदहो व दाहम्मि ।
झाणं कसायसीदे, अग्गी अग्गी व सीदम्मि ॥ १८९७ ॥

આત્મધ્યાન કષાયરૂપી દાહને શાંત કરનાર ઉત્તમ સરોવર છે. આત્મધ્યાન કષાયરૂપી ઠંડીને દૂર કરવાને શિયાળામાં અગ્નિ સમાન ઉપકારી છે.

झाणं कसायपरच-क्कभए वलवाहणड्ढओ राया ।
परचक्कभए बलवा-हणड्ढओ होइ जह राया ॥ १८९८ ॥

જેમ પરચક્ર-પરરાજાના ભયથી બલવાન વાહન ઉપર ચઢેલો રાજા પ્રજાની રક્ષા કરે છે તેમ કષાયરૂપી પરચક્રના ભયથી સમતાભાવરૂપી વાહન ઉપર આરૂઢ થયેલ આત્મધ્યાનરૂપી રાજા જીવની રક્ષા કરે છે.

झाणं कसायरोगे-, सु होइ विज्जो तिगिंछदो कुसलो ।
रोगेसु जहा विज्जो, पुरिसस्स तिगिछओ कुसलो ॥ १८९९ ॥

જેમ રોગ ઉત્પન્ન થતાં પ્રવીણ વૈદ્ય રોગી મનુષ્યના રોગની ચિકિત્સા-દવા કરી રોગ દૂર કરે છે તેમ કષાયરૂપી રોગને મટાડવાને આત્મધ્યાન પ્રવીણ વૈદ્ય સમાન છે.

झाणं विसयछुहाए, य होइ अछुहाइ अण्णं वा ।
झाणं विसयतिसाए, उदयं उदयं व तण्हाए ॥ १९०० ॥

જેમ ક્ષુધાની વેદનાને અન્ન દૂર કરે છે, જેમ તૃષાને શીતલ જળ મટાડે છે તેમ વિષયરૂપી ક્ષુધા અને તૃષાને મટાડવાને આત્મધ્યાન સમર્થ છે.

(૧૩) શ્રી પૂજ્યપાદસ્વામીકૃત ઇષ્ટોપદેશમાંથી :—

संयम्य करणग्राममेकाग्रत्वेन चेतसः ।
आत्मानमात्मवान्ध्यायेदात्मनैवात्मनि स्थितं ॥ २२ ॥

આત્મજ્ઞાની ધ્યાતાને ઉચિત છે કે ઇંદ્રિયોના સમુદાયનો સંયમ કરી અને મનને એકાગ્ર કરી આત્મા જ દ્વારા આત્મામાં સ્થિત પોતાના આત્માને ધ્યાવે.

अभवच्चित्तविक्षेप एकांते तत्त्वसंस्थितिः ।
अभ्यस्येदभियोगेन योगी तत्त्वं निजात्मनः ॥ ३६ ॥

મનમાં વિક્ષેપ ન થાય એવા એકાંત સ્થળમાં બેસી આત્મતત્ત્વનો યથાર્થ નિશ્ચય કરનાર યોગી યોગબળથી પોતાના આત્મસ્વરૂપના ધ્યાનનો અભ્યાસ કરે.

यथा यथा समायाति संवित्तौ तत्त्वमुत्तमम् ।
तथा तथा न रोचंते विषयाः सुलभा अपि ॥ ३७ ॥

જેમ જેમ ઉત્તમ આત્મતત્ત્વ યથાર્થપણે સ્વાનુભવમાં આવે છે તેમ તેમ સુલભ એવા ઇંદ્રિયોના વિષયો પણ રુચતા નથી.

निशामयति निःशेषमिंद्रजालोपमं जगत् ।
स्पृहयत्यात्मलाभाय गत्वान्यत्रानुतप्यते ॥ ३९ ॥

ધ્યાન કરનાર ધ્યાતા સર્વ જગતને ઇંદ્રજાળના તમાસા સમાન જાણે છે, આત્માના અનુભવની જ કામના રાખે છે. જો આત્માનુભવથી ઉપયોગ બીજા વિષય પ્રત્યે જાય છે તો પશ્ચાત્તાપ કરે છે.

ब्रुवन्नपि हि न ब्रूते गच्छन्नपि न गच्छति ।
स्थिरीकृतात्मतत्त्वस्तु पश्यन्नपि न पश्यति ॥ ४१ ॥

જે આત્મતત્ત્વમાં સ્થિર થયા છે, તેમાં જ જેની રમણતા રહ્યા કરે છે તે તે સ્વભાવમાં એટલા મગ્ન–લીન રહે છે કે બોલતા હોય છતાં જાણે બોલતા નથી, ચાલતા હોય છતાં ચાલતા નથી,

જોતા હોય છતાં જોતા નથી. તે આત્માનંદના જ પ્રેમી રહે છે,. અન્ય કાર્યમા મન લગાવતા નથી.

आनंदो निर्दहत्युद्धं कर्मेंधनमनारतं ।
न चासौ खिद्यते योगीर्बहिर्दु:खेष्वचेतनः ॥ ४८ ॥

યોગી આત્મધ્યાન ધ્યાવતાં એવા એકાગ્ર થઈ જાય છે કે શરીરને કોઈ બાહ્ય દુઃખ આવી પડે તો પણ એને ગણતા નથી, જરા પણ ખેદ કરતા નથી, પણ પરમાનંદનો અનુભવ કરે છે. આ સ્વાનુભવાનંદ ધ્યાનાનંદની અગ્નિ નિરંતર પ્રજ્વલિત રહી ઘણા કર્મો રૂપી ઇંધનને બાળી ભસ્મ કરી નાખે છે.

(૧૪) શ્રી પૂજ્યપાદસ્વામી રચિત સમાધિશતકમાંથી :—

त्यक्त्वैवं बहिरात्मानमन्तरात्मव्यवस्थितः ।
भावयेत्परमात्मानं सर्वसंकल्पवर्जितम् ॥ २७ ॥

બહિરાત્મ બુદ્ધિને ત્યાગી, આત્મસ્વરૂપના સુનિશ્ચયરૂપ અંતરાત્મામાં સ્થિત થઈ સર્વ સંકલ્પ વિકલ્પ રહિત પરમાત્મ-સ્વરૂપની ભાવના કરવી જોઈએ.

सोऽहमित्त्यात्तसंस्कारस्तस्मिन्भावनया पुनः ।
तत्रैव दृढसंस्काराल्लभते ह्यात्मनि स्थितिम् ॥ २८ ॥

"સોઽહં" (હું પરમાત્મ સ્વરૂપ છું) એ પદથી હું પરમાત્મ-સ્વરૂપ છું એમ વારંવાર સંસ્કાર દૃઢ કરવાથી અને તે પરમાત્મ સ્વરૂપની આત્મામા વારવાર ભાવના કરવાથી તથા એ ભાવનાનો બહુ દૃઢ અભ્યાસ થવાથી યોગી આત્મસ્થિતિ–આત્મામા તન્મયતાને પ્રાપ્ત કરે છે.

यो न वेत्ति परं देहादेवमात्मानमव्ययम् ।
लभते स न निर्वाणं तप्त्वाऽपि परमं तपः ॥ ३३ ॥

જે શરીરાદિ પર પદાર્થોથી આ અવિનાશી આત્માને ભિન્ન

-જાણતા નથી, અનુભવતા નથી તે તીવ્ર તપ તપે છતા નિર્વાણને -પ્રાપ્ત કરી શકતા નથી.

आत्मदेहान्तरज्ञानजनिताह्लादनिर्वृतः ।
तपसा दुष्कृतं घोरं भुञ्जानोऽपि न खिद्यते ॥ ३४ ॥

જ્યારે યોગીને આત્મા અને દેહાદિ પર પદાર્થોના ભેદ વિજ્ઞાનથી આત્માનુભવના આનંદનો રસાસ્વાદ પ્રાપ્ત હોય છે ત્યારે કઠિન ઘોર તપ વડે પૂર્વનાં પાપ ભોગવી લેતાં છતાં કાંઈ પણ ખેદ થતો નથી.

रागद्वेषादिकल्लोलैरलोलं यन्मनोजलम् ।
स पश्यत्यात्मनस्तत्त्वं स तत्त्वं नेतरो जनः ॥ ३५ ॥

જેનુ મનરૂપી જલ રાગદ્વેષાદિ રૂપી મોજાંથી ચંચલ નથી, તે આત્માના શુદ્ધ સ્વભાવ તત્ત્વનો અનુભવ કરે છે, તે આત્મારૂપ છે; અન્ય કોઈ મનુષ્ય આત્માનુભવ કરી શકતો નથી.

व्यवहारे सुषुप्तो यः स जागर्त्यात्मगोचरे ।
जागर्ति व्यवहारेऽस्मिन् सुषुप्तश्चात्मगोचरे ॥ ७८ ॥

જે લૌકિક વ્યવહારમાં સૂતો છે તે આત્માનુભવમાં જાગે છે. -જે આ લૌકિક વ્યવહારમા જાગે છે તે આત્માનુભવમાં સૂતો છે

आत्मानमन्तरे दृष्ट्वा दृष्ट्वा देहादिकं बहिः ।
तयोरन्तरविज्ञानादभ्यासादच्युतो भवेत् ॥ ७९ ॥

જે શરીરાદિ પદાર્થોને બાહ્ય જાણે છે, આત્માને અંતરમાં -અવલોકે છે, તે બંનેના સ્વરૂપને યથાર્થ જાણી આત્માના અનુભવનો -અભ્યાસ કરવાથી અચ્યુત-નિર્વાણને પામે છે.

यत्रैवाहितधी पुंसः श्रद्धा तत्रैव जायते ।
यत्रैव जायते श्रद्धा चित्तं तत्रैव लीयते ॥ ९५ ॥

જે પદાર્થનો બુદ્ધિથી જીવ નિશ્ચય કરે છે તે પદાર્થમાં તેને

શ્રદ્ધા ઉત્પન્ન હોય છે. જ્યાં શ્રદ્ધા ઊપજે છે ત્યાં મન લય પામે છે.- શ્રદ્ધા જ ધ્યાન-આત્મસ્થિતિનું બીજ છે.

भिन्नात्मानमुपास्यात्मा परो भवति तादृशः ।
वर्तिर्दीपं यथोपास्य भिन्ना भवति तादृशी ॥ ९७ ॥

જે આત્મા પોતાનાથી ભિન્ન એવા અરિહંત, સિદ્ધાદિ શુદ્ધાત્માની ઉપાસના-ધ્યાન કરે તો પણ તે દૃઢ અભ્યાસથી આત્માનુભવ પ્રાપ્ત કરી શુદ્ધાત્મા થઈ જાય છે, જેમ દિવેટ પોતાનાથી ભિન્ન દીપકને અડવાથી સ્વયં દીપક થઈ જાય છે.

उपास्यात्मानमेवात्मा जायते परमोऽथवा ।
मथित्वात्मानमात्मैव जायतेऽग्निर्यथा तरुः ॥ ९८ ॥

અથવા આ આત્મા પોતાના જ આત્માની ઉપાસના કરી પરમાત્મા થાય છે. જેમ વૃક્ષ પોતાની મેળે ઘસાઈને પોતે અગ્નિરૂપ થઈ જાય છે. આત્માનો અનુભવ ભિન્ન શુદ્ધાત્મા અને પોતાના શુદ્ધ આત્માની ઉપાસનાથી એમ બંને રીતે થઈ શકે છે.

(૧૫) શ્રી ગુણભદ્રાચાર્યના આત્માનુશાસનમાંથી :-

एकाकित्वप्रतिज्ञाः सकलमपि समुत्सृज्य सर्वसहत्वात् ।
भ्रान्त्याऽचिन्त्याः सहायं तनुमिव सहसालोच्य किंचित्सलज्जाः ।
सज्जीभूताः स्वकार्ये तदपगमविधिं बद्धपल्यङ्कबन्धाः ।
ध्यायन्ति ध्वस्तमोहा गिरिगहनगुहा गुह्यगेहे नृसिंहाः ॥ २५८ ॥

મનુષ્યોમાં સિંહ સમાન-નૃસિંહ એવા સાધુ, જેને એકાંતમાં રહેવાની પ્રતિજ્ઞા છે, જેણે સર્વ પરિગ્રહ-સંગનો ત્યાગ કર્યો છે; જે સર્વ પરિષહોને સહન કરનાર છે, જેનો મહિમા અચિંત્ય છે, ભ્રાંતિના કારણે જેને સહાયરૂપ જાણ્યાં હતાં તેવાં આત્મસ્વભાવથી વિપરીત શરીરાદિની સહાયતા લેતાં હવે જે લજ્જા પામે છે. જે સ્વકાર્ય-આત્મહિત કાર્યમાં પ્રયત્નવાન છે, જેને શરીર પુનઃ પ્રાપ્ત

ન થાય એવી ભાવના છે, જે પલ્યંકાસનથી સ્થિત છે, જેણે મોહને હણી નાંખ્યો છે, જે પર્વતની ભયાનક ગુફા આદિ ગુપ્ત સ્થાનોમાં રહે છે, તે સાધુ આત્મસ્વરૂપનું ધ્યાન કરે છે.

अशेषमद्वैतमभोग्यभोग्यं निवृत्तिवृत्योः परमार्थकोटयाम् ।
अभोग्यभोग्यात्मविकल्पबुद्धया निवृत्तिमभ्यस्यतु मोक्षकांक्षो ।२३५।।

આ સર્વ જગત પરમાર્થ–મોક્ષમાર્ગની અપેક્ષાએ ભોગવવા યોગ્ય નથી; સંસાર માર્ગની પ્રવૃત્તિની અપેક્ષાએ ભોગવવા યોગ્ય છે. પરમાર્થ–મોક્ષની ઇચ્છા રાખનારે આ જગતની ભોગ્ય અને અભોગ્યની વિકલ્પ બુદ્ધિના ત્યાગનો અભ્યાસ કર્તવ્ય છે. આ જગતને અભોગ્ય જ જાણો કારણ કે આ સંસારના ભોગોમાં લિપ્ત થવાથી સંસાર વધે છે અને વૈરાગ્યભાવથી મોક્ષ થાય છે.

तावद्दुःखाग्नितप्तात्माऽयःपिण्ड इव सीदसि ।
निर्वासिनिर्वृताम्भोधौ यावत्त्वं न निमज्जसि ॥ २३३ ॥

જ્યાં સુધી નિર્વાણના આનંદરૂપી સમુદ્રમાં તું પોતાને મગ્ન નહીં કરે ત્યાં સુધી હે ભવ્ય જીવ! તું લોખંડના ગરમ ગોળા સમાન આ સંસારનાં દુઃખોની અગ્નિથી સંતાપિત થઈને દુઃખ ભોગવી રહ્યો છે તાત્પર્ય છે કે આત્મધ્યાન આત્મરમણતાથી સર્વ સંતાપ મટી જાય છે.

यमनियमनितान्तः शान्तबाह्यान्तरात्मा
परिणमितसमाधिः सर्वसत्त्वानुकम्पी ।
विहितहितमिताशी क्लेशजालं समूलं
दहति निहतनिद्रो निश्चिताध्यात्मसारः॥ २२५ ॥

જે સાધુ યમનિયમમાં તત્પર છે, અંતરંગથી અને બાહ્યથી ઉપશાંત છે, પરપદાર્થોના મમત્વ રહિત છે, સમાધિ ભાવને પ્રાપ્ત છે, સર્વ જીવો પ્રત્યે અનુકમ્પાવાળા છે, શાસ્ત્રોક્ત હિતકારક અલ્પ મર્યાદિત આહાર કરે છે, નિદ્રાને જીતનાર છે, આત્મસ્વભાવનું રહસ્ય

જેણે નિશ્ચયપૂર્વક જાણ્યું છે તે આત્મરમણતારૂપ ધ્યાનની એકાગ્રતાથી સર્વ ક્લેશ–દુઃખોની જાળને મૂળથી બાળી દે છે.

समधिगतसमस्ताः सर्वसावद्यदूराः
स्वहितनिहितचित्ताः शांतसर्वप्रचाराः ।
स्वपरसफलजल्पाः सर्वसंकल्पमुक्ताः
कथमिह न विमुक्तेर्भाजनं ते विमुक्ताः ॥ २२६ ॥

જેણે સર્વશાસ્ત્રોના રહસ્યને જાણ્યું છે, જે સર્વ પાપ વ્યાપારથી દૂર છે, જેણે આત્મ કલ્યાણમા જ ચિત્તને લીન કર્યું છે, સર્વ ઇંદ્રિયોના વિષયોને જેણે શાંત કર્યા છે, જેની વાણી સ્વ અને પરને કલ્યાણકારી છે, જે સર્વ સંકલ્પ વિકલ્પથી મુક્ત છે એવા વિરક્ત સાધુ મુક્તિના પાત્ર કેમ ના થાય? અવશ્ય થશે.

हृदयसरसि यावन्निर्मलेप्यत्यगाधे
वसति खलु कषायग्राहचक्रं समन्तात् ।
श्रयति गुणगणोऽयं तन्न तावद्विशङ्कं
समदमयमशेषैस्तान् विजेतुं यतस्व ॥ २१३ ॥

હે ભવ્ય! જ્યાં સુધી તારા નિર્મલ અને અગાધ હૃદયરૂપી સરોવરમાં કષાયરૂપી મગરઆદિ જલચરોનો સમૂહ વસે છે ત્યાં સુધી ગુણોનો સમૂહ નિઃશંકપણે તારામાં પ્રવેશ કરી શકતો નથી. તેથી તું સમભાવ, ઇંદ્રિય વિષયોનો સંયમ અને અહિંસાદિ મહાવ્રતો દ્વારા તે સર્વ કષાયોને જીતવાનો પ્રયત્ન કર.

मुहुः प्रसार्य्य सज्ज्ञानं पश्यन् भावान् यथास्थितान् ।
प्रीत्यप्रीती निराकृत्य ध्यायेदध्यात्मविन्मुनिः ॥ १७७ ॥

આત્માને જાણનાર મુનિએ વારંવાર આત્મજ્ઞાનની ભાવના કરવી અને સમ્યક્જ્ઞાન વધારીને જગતના પદાર્થોને જેમ છે તેમ જાણીને તે સર્વથી રાગદ્વેષને ત્યાગીને આત્માનું જ ધ્યાન કરવું.

ज्ञानस्वभावः स्यादात्मा स्वभावावाप्तिरच्युतिः ।
तस्मादच्युतिमाकांक्षन् भावजेज् ज्ञानभावनाम् ॥ १७४ ॥

આત્મા જ્ઞાનસ્વભાવવંત છે, તે જ્ઞાનસ્વભાવની પ્રાપ્તિ તે અવિનાશી મુક્તિ છે. તેથી મુક્તિને ઇચ્છે છે તેણે આત્મજ્ઞાનની ભાવના કરવી જોઈએ.

ज्ञानं यत्र पुरःसरं सहचरी लज्जा तपः संवलम्
चारित्रं शिबिका निवेशनभूवः स्वर्गा गुणा रक्षकाः ।
पंथाश्च प्रगुणं शमाम्बुवहुलः छाया दया भावना
यानं तन्मुनिमापयेदभिमतं स्थानं विना विप्लवैः ॥ १२५ ॥

જેને સમ્યગ્જ્ઞાન (સમ્યક્દર્શન સહિત) આગળ ચાલનાર માર્ગદર્શક છે, લજ્જા, વિનય (મર્યાદાપૂર્વક વર્તન) જેની સાથે ચાલનાર સખી છે, તપ જેનુ ભાથુ છે, સમ્યક્ ચારિત્ર જેની પાલખી છે, સ્વર્ગ જેનું વચમા વિશ્રાંતિ સ્થાન છે, આત્મિક ગુણો જેના રક્ષક છે, શાંતિમય જલના છંટકાવથી શીતળ, વિશાળ જેનો માર્ગ છે, દયાની જેને છાયા છે, આત્મભાવના જેની ચાલ છે. આવો પરિવાર જો પ્રાપ્ત હોય તો તે કોઈ પણ ઉપદ્રવ વિના મુનિને અભિષ્ટ સ્થાને (મોક્ષે) લઈ જાય છે.

दयादमत्यागसमाधिसन्ततेः पथि प्रयाहि प्रगुणं प्रयत्नवान् ।
नयत्यवश्यं वचसामगोचरं विकल्पदूरं परमं किमप्यसौ ॥१०७ ॥

હે સાધુ! તું દયા, સંયમ, ત્યાગ અને આત્મરમણતા સહિત મોક્ષમાર્ગમાં નિષ્કપટપણે પ્રયત્નશીલ થઈ પ્રયાણ કર. આ માર્ગ તને અવશ્ય વચનથી અગોચર, વિકલ્પ રહિત, ઉત્કૃષ્ટ એવા મોક્ષ પદમાં લઈ જશે.

(૧૬) શ્રી દેવસેનાચાર્યકૃત તત્ત્વસારમાંથી :—

जं अवियप्पं तच्चं तं सारं मोक्खकारणं तं च ।
तं णाऊण विसुद्धं झावह होऊण णिग्गंथो ॥ ९ ॥

નિર્વિકલ્પ આત્મતત્ત્વ એ સારભૂત છે. મુક્તિનું કારણ છે તેને જાણીને અને નિર્ગ્રંથ થઈને તે વિશુદ્ધ નિર્મલ તત્ત્વનું ધ્યાન કર.

रायादिया विभावा बहिरंतरउहवियप्प मुत्तूणं ।
एयग्गमणो झायहि णिरंजणं णियअप्पाणं ॥ १८ ॥

રાગદ્વેષ આદિ વિભાવ ભાવો તથા બાહ્ય અને અંતરનાં સર્વ મન, વચન અને કાયાના વિકલ્પોને ત્યાગી એકાગ્ર ચિત્ત થઈને તું તારા નિરંજન શુદ્ધ નિજાત્માનું ધ્યાન કર.

जह कुणइ कोवि भेयं पाणियदुद्धाण तक्कजोएण ।
णाणी व तहा भेयं करेइ वरझाणजोएण ॥ २४ ॥
झाणेण कुणउ भेयं पुग्गलजीवाण तह य कम्माणं ।
घेत्तव्वो णियअप्पा सिद्धसरूवो परो बंभो ॥ २५ ॥
मलरहिओ णाणमओ णिवसइ सिद्धीए जारिसो सिद्धो ।
तारिसओ देहत्थो परमो बंभो मुणेयव्वो ॥ २६ ॥

જેમ કોઈ પોતાની તર્કબુદ્ધિથી પાણી અને દૂધ મળેલું હોવા છતાં પાણી અને દૂધને જુદાં જાણે છે તેવી રીતે જ્ઞાની ઉત્તમ અને સૂક્ષ્મ ભેદ વિજ્ઞાનના બળથી આત્માને અને શરીરાદિ પર પદાર્થોને જુદાં જાણે છે. આત્મધ્યાનના બળથી જીવ પુદ્ગલ, ને કર્મોના ભેદ પાડી નિજ આત્માને ગ્રહણ કરવો જોઈએ જે નિશ્ચયથી સિદ્ધસ્વરૂપ પરમબ્રહ્મ છે. જેવા કર્મમલથી મુક્ત જ્ઞાનમય સિદ્ધ ભગવાન સિદ્ધ ગતિમાં બિરાજે છે તેવો જ પરમબ્રહ્મ આત્મા આ શરીરમાં પણ બિરાજિત છે એમ જાણવું જોઈએ, અનુભવ કરવો જોઈએ.

रायद्दोसादीहि य डहुलिज्जइ णेव जस्स मणसलिलं ।
सो णियतच्चं पिच्छइ ण हु पिच्छइ तस्स विवरीओ ॥ ४० ॥
सरसलिले थिरभूए दीसइ णि रु णिवडियंपि जह रयणं ।
मणसलिले थिरभूए दीसइ अप्पा तहा विमले ॥ ४१ ॥

જેનું મનરૂપી જલ રાગાદિ વિભાવભાવોથી ચંચળ થતું નથી તે પોતાના આત્માના તત્ત્વનો અનુભવ કરી શકે છે. તેનાથી વિપરીત હોય તો કોઈ સ્વાનુભવ કરી શકતો નથી. જ્યારે સરોવરનું પાણી સ્થિર હોય છે ત્યારે તેમાં પડેલ રત્ન ચોખું જણાય છે-દેખાય છે તેમ નિર્મળ મનરૂપી જલ જ્યારે સ્થિર હોય છે ત્યારે આત્માનું દર્શન તેમાં થાય છે.

दंसणणाणचरित्तं जोई तस्सेह णिच्छयं भणियं ।
जो वेयइ अप्पाणं सचेयणं सुद्धभावट्ठं ॥ ४५ ॥

જે કોઈ શુદ્ધ ભાવમાં સ્થિર, ચૈતનસ્વરૂપ પોતાના આત્માનો અનુભવ કરે છે તે યોગીને નિશ્ચય સમ્યગ્દર્શન જ્ઞાન, ચારિત્ર હોય છે એમ કહ્યું છે.

सयलवियप्पे थक्के उप्पज्जइ कोवि सासओ भावो ।
जो अप्पणो सहावो मोक्खस्स य कारणं सो हु ॥ ६१ ॥

સર્વ સંકલ્પ વિકલ્પ રોકાઈ જવાથી યોગીના અંતરમાં એક એવો શાશ્વત શુદ્ધભાવ પ્રગટે છે કે જે આત્માનો સ્વભાવ છે અને તે જ મોક્ષનું કારણ, મોક્ષ માર્ગ છે.

(૧૭) શ્રી યોગેન્દ્રાચાર્યકૃત યોગસારમાંથી :—

जिणु सुमिरहु जिणु चिंतवहु जिणु झायहु सुमणेण ।
सो झायंतहँ परमपउ लब्भइ इक्क-खणेण ॥ १९ ॥

શ્રી જિન-શુદ્ધાત્માનું સ્મરણ કરો, તે જિનનું જ ચિંતવન કરો, તે જિનનુ જ શુદ્ધ મનપૂર્વક ધ્યાન કરો, તે જિન ભગવંતનું ધ્યાન કરવાથી એક ક્ષણમાં પરમપદ-મોક્ષની પ્રાપ્તિ થશે.

जइ णिम्मल अप्पा मुणइ वयसंजमसंजुत्तु ।
तउ लहु पावइ सिद्धिसुहु इउ जिणणाहहँ उत्तु ॥ ३० ॥

જે વ્રત અને સંયમથી સંયુક્ત થઈ નિર્મળ શુદ્ધાત્માની ભાવના-

ભાવે છે તે શીઘ્ર સિદ્ધિસુખને પામે છે એમ શ્રી જિનેશ્વર ભગવાને કહ્યું છે.

जे परभाव चएवि मुणी अप्पा अप्प मुणंति ।
केवलणाणसरूप लइ ते संसारु मुंचति ॥ ६३ ॥

જે મુનિ રાગાદિ પરભાવોને ત્યાગી આત્મા વડે આત્માનો અનુભવ કરે છે તે કેવળ જ્ઞાનસ્વરૂપને પામી સંસારથી મુક્ત થાય છે.

जह सलिलेण ण लिप्पियइ कमलणिपत्त कया वि ।
तह कम्मेहिं ण लिप्पियइ जइ रइ अप्पसहावि ॥ ९१ ॥

જેમ કમળનાં પત્ર ક્યારે પણ પાણીથી લેપાતાં નથી તેમ આત્મસ્વભાવમાં રમણ કરનાર આત્મા ક્યારે પણ કર્મોથી બંધાતો નથી, લેપાતો નથી.

(૧૮) શ્રી નાગસેનાચાર્યકૃત તત્ત્વાનુશાસનમાંથી :—

निश्चयनयेन भणितस्त्रिभिरेभिर्यः समाहितो भिक्षुः ।
नोपादत्ते किंचिन्न च मुञ्चति मोक्षहेतुरसौ ॥ ३१ ॥

यो मध्यस्थ पश्यति जानात्यात्मानमात्मनात्मन्यात्मा ।
दृगवगमचरणरूपस्स निश्चयान्मुक्तिहेतुरिति जिनोक्तिः ॥ ३२ ॥

નિશ્ચયનયથી જે ભિક્ષુ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર એ રત્નત્રય સહિત થઈ નથી કાંઈ ગ્રહણ કરતો કે નથી કાંઈ ત્યાગતો, પોતાનામાં જ પોતે લીન થાય છે તે જ મોક્ષનો હેતુ છે-મોક્ષમાર્ગ છે. જે કોઈ વીતરાગી-મધ્યસ્થ ઉદાસીન આત્મા આત્માને આત્મ વડે આત્મામાં જ દેખે છે, જાણે છે તે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ પરિણમે છે તે નિશ્ચય મોક્ષમાર્ગ છે એમ જિનેશ્વરનું વચન છે. આત્મધ્યાનથી વ્યવહાર અને નિશ્ચય બંને પ્રકારનો મોક્ષમાર્ગ પ્રાપ્ત થાય છે. તેથી બુદ્ધિમાન આત્માએ પ્રમાદ ત્યાગી હંમેશ આત્મધ્યાનનો અભ્યાસ કર્તવ્ય છે.

स्वात्मानं स्वात्मनि स्वेन ध्यायेत्स्वस्मै स्वतो यतः ।
षट्कारकमयस्तस्माद्ध्यानमात्मैव निश्चयात् ॥ ७४ ॥

આત્મધ્યાની ધ્યાતા આત્મા પોતાના આત્માને પોતાના આત્મામાં પોતાના આત્મા વડે પોતાના આત્માને માટે પોતાના આત્માથી ધ્યાવે છે. વસ્તુતઃ નિશ્ચયથી ૭ કારકમય આ આત્મા જ ધ્યાનસ્વરૂપ છે.

संगत्यागः कषायाणां निग्रहो व्रतधारणं ।
मनोऽक्षाणां जयश्चेति सामग्री ध्यानजन्मने ॥ ७५ ॥

સર્વ સંગ પરિત્યાગ–અસંગપણું, કષાયોનો નિગ્રહ, વ્રત ધારવાં તથા મન અને ઇંદ્રિયનો જય એ ચાર વસ્તુ ધ્યાનની ઉત્તમ સામગ્રી છે.

संचिंतयन्ननुप्रेक्षाः स्वाध्याये नित्यमुद्यतः ।
जयत्येव मनः साधुरिन्द्रियार्थपराङ्मुखः ॥ ७९ ॥

જે સાધુ ઇંદ્રિયોના વિષયોથી વિમુખ થઈ–વૈરાગ્યવંત થઈ અનુપ્રેક્ષાઓનું ચિંતવન કરતાં નિત્ય સ્વાધ્યાયમાં ઉદ્યમિત રહે છે તે મનને જીતી લે છે.

स्वाध्यायः परमस्तावज्जपः पंचनमस्कृतेः ।
पठनं वा जिनेन्द्रोक्तशास्त्रस्यैकाग्रचेतसा ॥ ८० ॥

ઉત્તમ સ્વાધ્યાય એ પાંચ પરમેષ્ઠિ ભગવાનના નમસ્કાર મંત્રનો જાપ છે અથવા એકાગ્ર ચિત્તથી જિનેશ્વર કથિત શાસ્ત્રોનું વાંચન છે.

स्वाध्यायाद्ध्यानमध्यास्तां ध्यानात्स्वाध्यायमामनेत् ।
ध्यानस्वाध्यायसंपत्त्या परमात्मा प्रकाशते ॥ ८१ ॥

સ્વાધ્યાય કરતાં કરતાં ધ્યાન અવસ્થામાં પ્રવેશ કરવો–સ્થિર થવું જોઈએ; ધ્યાનમાં સ્થિર ન રહેવાય તો સ્વાધ્યાયમાં મન લગાડવું. એમ ધ્યાન અને સ્વાધ્યાયની પ્રાપ્તિથી જ પરમાત્મસ્વરૂપ પ્રકાશમાન થાય છે.

दिधासुः स्वं परं ज्ञात्वा श्रद्धाय च यथास्थिति ।
विहायान्यदनर्थित्वात् स्वमेवावैतु पश्यतु ॥ १४३ ॥

ધ્યાનના ઇચ્છક આત્મા, આત્મા અને પરનું જેમ છે તેમ યથાર્થ સ્વરૂપ જાણી શ્રદ્ધા કરે. પછી પરને અકાર્યકારી જાણી ત્યાગે અને એક પોતાને જ જાણે અને દેખે.

यथा निर्वातदेशस्थः प्रदीपो न प्रकंपते ।
तथा स्वरूपनिष्ठोऽयं योगी नैकाग्रयमुज्झति ॥ १७१ ॥

જેમ પવનરહિત સ્થાનમાં રહેલ દીવો ચંચલ થતો નથી તેમ નિજાત્મ સ્વરૂપમાં સ્થિર-લીન યોગી એકાગ્રતાને છોડતા નથી.

पश्यन्नात्मानमैकाग्रयात्क्षपयत्यार्जितान्मलान् ।
निरस्ताहंममीभावः संवृणोत्यप्यनागतान् ॥ १७८ ॥

જે અહંકાર અને મમકાર ભાવનો ત્યાગ કરી એકાગ્ર મનથી આત્માનો અનુભવ કરે છે તે આગામી કર્મોનો સંવર કરે છે અને પૂર્વના સંચિત કર્મમલની નિર્જરા કરે છે.

येन भावेन यद्रूपं ध्यायत्यात्मानमात्मवित् ।
तेन तन्मयतां याति सोपाधिः स्फटिको यथा ॥ १९१ ॥

આત્મજ્ઞાની જે ભાવથી જે સ્વરૂપનુ ધ્યાન કરે છે તે ભાવથી તે સ્વરૂપમા તે પ્રમાણે તન્મય થઈ જાય છે. જેમ સ્ફટિકમણિ પાસે જે પ્રકારના રંગની ઉપાધિ હોય તે દ્વારા તે તન્મય થઈ જાય છે.

(૧૯) શ્રી અમૃતચંદ્રાચાર્યકૃત પુરુષાર્થસિદ્ધયુપાયમાંથી :—

विपरीताभिनिवेशं निरस्य सम्यग्व्यवस्य निजतत्त्वम् ।
यत्तस्मादविचलनं स एव पुरुषार्थसिद्धयुपायोऽयम् ॥ १५ ॥

રાગ, દ્વેષ, મોહ આદિ વિપરીત અભિનિવેશને દૂર કરી તથા સમ્યક્ પ્રકારે નિજતત્ત્વ-આત્માનો નિશ્ચય કરી પોતાના આત્મામાં જ સ્થિર થઈ-તેનામાંથી ચલાયમાન ન થવું તે જ મોક્ષ પુરુષાર્થની સિદ્ધિનો ઉપાય છે.

दर्शनमात्मविनिश्चितिरात्मपरिज्ञानमिष्यते बोधः ।
स्थितिरात्मनि चारित्रं कुत एतेभ्यो भवति बन्धः ॥ २१६ ॥

પોતાના આત્મતત્ત્વનો દૃઢ નિશ્ચય તે સમ્યગ્દર્શન છે, આત્માનું જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન છે અને પોતાના આત્મામાં જ સ્થિતિ તે સમ્યક્ચારિત્ર છે. આનાથી બંધ કેમ થાય? છૂટાય જ.

(૨૦) શ્રી અમૃતચંદ્રાચાર્યકૃત તત્ત્વાર્થસારમાંથી :—

पश्यति स्वस्वरुपं यो जानाति च चरत्यपि ।
दर्शनज्ञानचारित्रत्रयमात्मैव स स्मृतः ॥ ८ ॥

જે પોતાના આત્મસ્વરૂપની શ્રદ્ધા કરે છે, જાણે છે અને અનુભવ કરે છે તે આત્માને દર્શન-જ્ઞાન ચારિત્રરૂપ આત્મા કહ્યો છે.

(૨૧) શ્રી અમૃતચંદ્રાચાર્યકૃત સમયસાર કલશમાંથી :—

उदयति न नयश्रीरस्तमेति प्रमाणं
क्वचिदपि च न विद्मो याति निक्षेपचक्रं ।
किमपरमभिदध्मो धाम्नि सर्वंकषेऽस्मि-
न्ननुभवमुपयाते भाति न द्वैतमेव ॥ गा. ९ अ. १ ॥

સર્વ તેજોને મંદ કરનાર આત્માની જ્યોતિનો અનુભવ જાગૃત થાય છે ત્યારે નયોની લક્ષ્મી ઉદયમાં આવતી નથી. પ્રમાણોના વિકલ્પ અસ્ત થઈ જાય છે અને નિક્ષેપોનો સમૂહ પણ ક્યાં ચાલ્યો જાય છે તે હું જાણતો નથી. અધિક શું કહેવું? આત્માનંદ સિવાય અન્ય કાંઈ પ્રકાશતું નથી.

भूतं भांतमभूतमेव रभसान्निर्भिद्य बंधं सुधी-
र्यद्यन्तः किल कोऽप्यहो कलयति व्याहत्य मोहं हठात् ।
आत्मात्मानुभवैकगम्यमहिमा व्यक्तोऽयमास्ते ध्रुवं
नित्यं कर्मकलंकपंकविकलो देवः स्वयं शाश्वतः ॥ गा. १२ अ. १ ॥

જ્યારે કોઈ ભેદ જ્ઞાની મહાત્મા પોતાના આત્માથી ભૂત ભાવિ અને વર્તમાન કર્મબંધ અને રાગાદિ ભાવબંધને ભિન્ન કરી અને બળપૂર્વક પુરુષાર્થ કરી મોહને દૂર કરી અંતરંગમાં જુએ છે ત્યારે તેને જે આત્મદેવ પ્રગટ છે, નિશ્ચય છે, કર્મકલંકરૂપી કાદવથી સદા રહિત છે, અવિનાશી છે અને જેનો મહિમા આત્માનુભવથી જણાય છે, તે સ્વાત્મદેવ સાક્ષાત્ અનુભવમાં આવે છે.

कथमपि समुपात्तत्रित्वमप्येकताया
अपतितमिदमात्मज्योतिरुद्गच्छदच्छम् ।
सततमनुभवामोऽनंतचैतन्यचिह्नम्
न खलु न खलु यस्मादन्यथा साध्यसिद्धिः ॥ गा. २० अ. १ ॥

સમ્યગ્દર્શન-જ્ઞાનચારિત્ર એ ત્રણ રત્નોની અપેક્ષાએ ત્રણપણું હોવા છતાં જે આત્મજ્યોતિ પોતાના એક સ્વભાવથી નિશ્ચલ છે, શુદ્ધરૂપ પ્રકાશમાન છે, અનંત ચૈતન્યના ચિન્હવંત છે તેનો હું નિરંતર અનુભવ કરું છું. શુદ્ધસ્વરૂપની પ્રાપ્તિ એ મારો સ્વભાવ છે અને તે સ્વાનુભવ સિવાય પ્રાપ્ત થઈ શકતી નથી.

त्यजतु जगदिदानीं मोहमाजन्मलीढं
रसयतु रसिकानां रोचनं ज्ञानमुद्यत् ।
इह कथमपि नात्मानात्मना साकमेकः
किल कलयति काले क्वापि तादात्म्यवृत्तिम् ॥ २२-१ ॥

હે જગતના જીવો! અનાદિ કાળથી તમારી સાથે રહેલ મોહને હવે તો ત્યાગો, અને આત્મરસિક મહાત્માઓને પ્રિય એવા આત્માના પ્રગટ શુદ્ધ જ્ઞાનનો આસ્વાદ લો કારણ કે આ આત્મા ક્યારેય પણ કોઈ પણ પ્રકારે અનાત્માની સાથે એકભાવને પ્રાપ્ત થઈ શકતો નથી.

अयि कथमपि मृत्वा तत्त्वकौतूहली सन्
अनुभव भवमूर्त्तेः पार्श्ववर्त्ती मुहूर्तम् ।

पृथगथ विलसंतं स्वं समालोक्य येन
त्यजसि झगिति मूर्त्या साकमेकत्वमोहं ॥ २३-१ ॥

હે ભાઈ! કોઈપણ પ્રકારે-મરી જઈને (મરણીઓ થઈને) પણ આત્મતત્ત્વનો જિજ્ઞાસુ પ્રેમી થા અને આ શરીરાદિ સર્વ મૂર્તિક પદાર્થોનો બે ઘડી માટે નિકટવર્તી પાડોશી થઈ જા-તેને પોતાનાથી ભિન્ન જાણ અને આત્માનો અનુભવ કર; જેથી તું પોતાના આત્માને સ્વસ્વરૂપમાં વિલાસ કરતો પરદ્રવ્યથી ભિન્ન અવલોકી આ શરીરાદિ મૂર્તિક પદાર્થોની સાથેનો એકત્વપણાનો મોહ શીઘ્ર છોડી દઈશ.

विरम किमपरेणाकार्यकोलाहलेन
स्वयमपि निभृतः सन् पश्य पण्मासमेकं ।
हृदयसरसि पुंसः पुद्गलाद्भिन्नधाम्नो
ननु किमनुपलब्धिर्भाति किं चोपलब्धिः ॥ ३४-१ ॥

હે ભવ્ય! આ વ્યર્થ અન્ય કોલાહલ કરવાથી શું લાભ? તેનાથી તું વિરામ પામ. અને તું પોતે છ માસ સુધી તો એક ચૈતન્યમાત્ર વસ્તુ આત્મતત્ત્વનું નિશ્ચિત થઈ મનન કર. તો તેથી તારા હૃદયરૂપી સરોવરમાં પુદ્ગલથી ભિન્ન જ્યોતિવંત આત્મારામની શું પ્રાપ્તિ થશે નહિ? અવશ્ય થશે.

निजमहिमरतानां भेदविज्ञानशक्त्या
भवति नियतमेषां शुद्धतत्त्वोपलम्भः ।
अचलितमखिलान्यद्रव्यदूरेस्थितानां
भवति सति च तस्मिन्नक्षयः कर्ममोक्षः ॥ ४-५ ॥

ભેદવિજ્ઞાનની શક્તિથી નિજાત્માના મહિમામાં રક્ત આત્માને શુદ્ધ આત્મતત્ત્વની પ્રાપ્તિ અવશ્ય હોય છે. સર્વ અન્ય પદાર્થોથી હંમેશાં દુર રહેનારા મહાત્માઓને જ સ્વાનુભવ પ્રાપ્ત થતાં સર્વ કર્મોથી મુક્તિ પ્રાપ્ત હોય છે, જેનો ક્યારેય પણ ક્ષય-અંત થતો નથી.

आसंसारात्प्रतिपदममी रागिणो नित्यमत्ताः
सुप्ता यस्मिन्नपदमपदं तद्विबुध्यध्वमंधाः
एतैतेतः पदमिदमिदं यत्र चैतन्यधातुः
शुद्धः शुद्धः स्वरसभरतः स्थायिभावत्वमेति ॥ ६-६ ॥

હે અન્ધ પુરુષો ! અનાદિ સંસારથી પ્રત્યેક શરીરમાં રાગી અને ઉન્મત્ત થઈ જે પદમાં નિદ્રાધીન થઈ રહ્યા છો તે પદ તમારું નથી, તે તમારું પદ નથી, એ યથાર્થ રીતે સમજો. અહીં આવો, અહીં આવો, તમારું પદ તો તે છે કે જ્યાં ચૈતન્ય ધાતુમય આત્મા દ્રવ્યકર્મ અને ભાવકર્મ બંનેથી રહિત શુદ્ધ પોતાના આત્મિક રસથી પૂર્ણ સદા સ્થાયિભાવને પ્રાપ્ત કરે છે.

सिद्धान्तोऽयमुदात्तचित्तचरितैर्मोक्षार्थिभिः सेव्यतां
शुद्धं चिन्मयमेकमेव परमं ज्योतिः सदैवास्म्यहम् ।
एते ये तु समुल्लसन्ति विविधा भावाः पृथग्लक्षणा-
स्तेऽहं नास्मि यतोऽत्र ते मम परद्रव्यं समग्रा अपि
॥ गा. ६ अ. ८ ॥ १८५ ॥

ઉજ્જવલ દઢ ચિત્તથી ચારિત્ર ધારણ કરનાર મોક્ષાર્થી મહાત્માઓએ આ સિદ્ધાંતનું સેવન કરવું જોઈએ કે હું તો સર્વદા એક શુદ્ધ ચૈતન્ય માત્ર જ્યોતિ છું અને જેટલા નાના પ્રકારના ભિન્ન લક્ષણવંત રાગાદિ ભાવ પ્રતિભાસે છે તે રૂપ હું નથી, તે મારા નથી કારણ કે તે સર્વ પરદ્રવ્ય છે.

समस्तमित्येवमपास्य कर्म त्रैकालिकं शुद्धनयावलम्वी ।
विलीनमोहो रहितं विकारैश्चिन्मात्रमात्मानमथाऽवलंबे
॥ गा. ३६ अ. ९ ॥ २२९ ॥

હું શુદ્ધ નિશ્ચયનું અવલંબન લઈ ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળ સંબંધીના સર્વ કર્મોનો ત્યાગ કરી મોહ (મિથ્યાત્વ) રહિત થઈ નિર્વિકાર ચૈતન્ય માત્ર આત્માનું જ અવલંબન ગ્રહું છું.

एको मोक्षपथो य एव नियतो दृग्ज्ञप्तिवृत्त्यात्मक-
स्तत्रैव स्थितिमेति यस्तमनिशं ध्यायेच्च तं चेतति ।
तस्मिन्नेव निरंतरं विहरति द्रव्यांतराण्यस्पृशन्
सोऽवश्यं समयस्य सारमचिरान्नित्योदयं विंदति ॥ गा. २४० ॥
अ. ९

સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ આ જ એક મોક્ષ માર્ગ છે. જે કોઈ નિશદિન તેમાં જ સ્થિત થાય છે, તેનું જ મનન કરે છે, તેનો જ અનુભવ કરે છે, તેમાં જ નિરંતર વિચરે છે અને અન્ય દ્રવ્યોનો સ્પર્શ પણ નથી કરતા તે નિત્ય ઉદયરૂપ શુદ્ધ આત્માને શીઘ્રપણે અવશ્ય પ્રાપ્ત કરે છે

ये ज्ञानमात्रनिजभावमयीमकंपां
भूमिं श्रयन्ति कथमप्यपनीतमोहाः ।
ते साधकत्वमधिगम्य भवन्ति सिद्धा
मूढास्त्वमूमनुपलभ्य परिभ्रमंति ॥ २० परिशिष्ट ॥२६६॥

જે મહાત્મા કોઈપણ પ્રકારે મોહને દૂર કરી આ નિશ્ચય જ્ઞાન માત્ર આત્મિકભાવની ભૂમિકાનો આશ્રય લે છે તે મોક્ષના સાધકપણાને પામી સિદ્ધ થાય છે. અજ્ઞાની આ આત્મભાવ ભૂમિકાને નહિ પામવાથી સંસારમાં ભ્રમણ કર્યા કરે છે.

(૨૨) શ્રી અમિતગતિ આચાર્યના સામાયિક પાઠમાંથી—

न सन्ति बाह्या मम केचनार्था, भवामि तेषां न कदाचनाहम् ।
इत्थं विनिश्चित्य विमुच्य बाह्यं, स्वस्थः सदा त्वं भव भद्र मुक्त्यै ॥ २४ ॥

મારા આત્માથી બાહ્ય-અન્ય જે કોઈ પદાર્થો છે તે મારા નથી, કે હું ક્યારેય પણ તેમનો નથી. એવો નિશ્ચય કરી સર્વ બાહ્ય પદાર્થોનો મોહ ત્યાગી હે ભદ્ર ભવ્ય જીવ! તું તારા આત્મામાં સદા લીન થા, તેથી મુક્તિની પ્રાપ્તિ થશે.

आत्मानमात्मन्यवलोक्यमानस्त्वं दर्शनज्ञानमयो विशुद्धः ।
एकाग्रचित्तः खलु यत्र तत्र, स्थितोपि साधुर्लभते समाधिम्
॥ २५ ॥

હે ભવ્ય! તું તારા આત્મામાં જ આત્માને નિહાળતાં દર્શન જ્ઞાનમય વિશુદ્ધ એકાગ્રચિત્તવાળો થઈ જા, કારણ કે જે સાધુ નિજાત્માના શુદ્ધ સ્વભાવમાં સ્થિત થાય છે તે જ ગમે તે સ્થળે આત્મસમાધિને પામે છે.

सर्वं निराकृत्य विकल्पजालं संसारकांतारनिपातहेतुम् ।
विविक्तमात्मानमवेक्ष्यमाणो निलीयसे त्वं परमात्मतत्त्वे ॥ २९ ॥

સંસારવનમાં રખડાવનાર સર્વ રાગાદિ વિકલ્પજાળને દૂર કરી જો તું સર્વથી ભિન્ન એવા શુદ્ધાત્માનો અનુભવ કરે તો તું અવશ્ય પરમાત્મતત્ત્વમાં લીનતા પ્રાપ્ત કરશે.

(૨૩) શ્રી અમિતગતિકૃત તત્ત્વભાવનામાંથી—

येषां काननमालयं शशधरो दीपस्तमश्छेदकः ।
भैक्ष्यं भोजनमुत्तमं वसुमती शय्या दिशस्त्वम्बरम् ॥
संतोषामृतपानपुष्टवपुषो निर्धूय कर्माणि ते ।
धन्या यांति निवासमस्तविपदं दीनैर्दुरापं परैः ॥ २४ ॥

જે મહાત્માઓનું ઘર તો વન છે, અંધકારનાશક દીપક તો ચંદ્રમા છે, ઉત્તમ ભોજન તો ભિક્ષા છે, શય્યા તો પૃથ્વી છે, દશ દિશાઓ તો વસ્ત્ર છે, સંતોષરૂપી અમૃતના પોષણથી જેનું શરીર પુષ્ટ છે તે ધન્ય પુરુષો કર્મોનો ક્ષય કરી દુઃખરહિત અને અન્ય દીન પુરુષોને અપ્રાપ્ય એવા મોક્ષસ્થાનને પામે છે.

अभ्यस्ताक्षकषायवैरिविजया विध्वस्तलोकक्रियाः ।
बाह्याभ्यंतरसंगमांशविमुखाः कृत्वात्मवश्यं मनः ॥
ये श्रेष्ठं भवभोगदेहविषयं वैराग्यमध्यासते ।
ते गच्छन्ति शिवालयं विकलिला बुध्वा समाधिं बुधाः ॥ ३६ ॥

જે મહાત્માઓએ ઇંદ્રિયવિષય અને કષાયરૂપી વૈરીઓને જીતવાનો અભ્યાસ કર્યો છે, લૌકિક-વ્યવહાર દૂર કર્યો છે, જે બાહ્ય તેમ અભ્યંતર પરિગ્રહના અંશમાત્રથી પણ વિમુખ છે, જેમણે પોતાનું મન પોતાને વશ કર્યું છે, જે સંસાર, શરીર અને ભોગ સંબંધી ઉત્તમ વૈરાગ્યને પ્રાપ્ત થયા છે તે જ્ઞાની મહાત્માઓ આત્મસમાધિ-લીનતાનો અનુભવ કરી શરીરાદિ કર્મથી રહિત થઈ મોક્ષસ્થાનમાં જાય છે.

शूरोऽहं शुभधीरहं पटुरहं सर्वाधिकश्रीरहं ।
मान्योऽहं गुणवानहं विभुरहं पुंसामहं चाग्रणीः ॥
इत्यात्मन्नपहाय दुष्कृतकरीं त्वं सर्वथा कल्पनाम् ।
शश्वद्ध्याय तदात्मतत्त्वममलं नैश्रेयसी श्रीर्यतः ॥ ६२ ॥

હે આત્મન્! હું શૂરવીર છું, હું સુમતિવંત છું, હું ચતુર છું, હું સર્વથી અધિક ધનવાન છું, હું માનનીય છું, હું ગુણવાન છું, હું સમર્થ છું, હું પુરુષોમાં પ્રધાન છું, એ પ્રકારની પાપબંધ કરનારી કલ્પનાઓને સર્વથા ત્યાગી તું નિર્મલ આત્મસ્વભાવનું ધ્યાન કર જેથી નિર્વાણ લક્ષ્મી તને પ્રાપ્ત થાય.

लब्ध्वा दुर्लभभेदयोः सपदि ये देहात्मनोरंतरम् ।
दग्ध्वा ध्यानहुताशनेन मुनयः शुद्धेन कर्मेंधनम् ॥
लोकालोकविलोकिलोकनयना भूत्वा त्रिलोकार्चिताः ।
पंथानं कथयंति सिद्धिवसतेस्ते संतु नः सिद्धये ॥ ९४ ॥

જે મુનિ દુર્લભતાથી પમાય એવા શરીર અને આત્માના ભેદને શીઘ્ર પ્રાપ્ત કરી, શુદ્ધ ધ્યાનરૂપી અગ્નિથી કર્મરૂપી ઇંધનને બાળી, લોક અને અલોકને દેખનાર કેવળ જ્ઞાનરૂપી નેત્રને પામે છે તથા આ લોક અને પરલોકના પૂજ્ય થાય છે, તે મહાન્ પરમાત્મા મોક્ષરૂપી નિવાસનો માર્ગ ઉપદેશે છે. તે હમારી સિદ્ધિને માટે થાઓ!

(૨૪) શ્રી પદ્મનંદિમુનિકૃત ધર્મોપદેશામૃતમાંથી :—

वचनविरचितैवोत्पद्यते भेदबुद्धि-
दृगवगमचरित्राण्यात्मनः स्वं स्वरूपम् ।
अनुपचरितमेतच्चेतनैकस्वभावं
व्रजति विषयभावं योगिनां योगदृष्टेः ॥ ७९ ॥

સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર એવી ભેદરૂપ મોક્ષમાર્ગની બુદ્ધિ વચનોથી રચેલી છે, વાસ્તવમાં આ રત્નત્રય આત્માનો સ્વસ્વભાવ છે. યોગીઓ યોગદષ્ટિદ્વારા આ ચેતનમય એક સ્વસ્વભાવનો અનુભવ કરે છે.

(૨૫) શ્રી પદ્મનંદિમુનિરચિત એકત્વસપ્તતિમાંથી :—

दर्शनं निश्चयः पुंसि बोधस्तद्बोध इष्यते ।
स्थितिरत्रैव चारित्रमितियोगः शिवाश्रयः ॥ १४ ॥

શુદ્ધાત્માનો નિશ્ચય તે સમ્યગ્દર્શન છે, શુદ્ધાત્માનું જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન છે, શુદ્ધાત્મામાં સ્થિતિ તે સમ્યક્ચારિત્ર છે. તે ત્રણેનાં અભેદ રૂપ પરિણામ-એકતા તે મોક્ષમાર્ગ છે.

एकमेव हि चैतन्यं शुद्धनिश्चयतोऽथवा ।
कोऽवकाशो विकल्पानां तत्राखण्डैकवस्तुनि ॥ १५ ॥

અથવા શુદ્ધનિશ્ચયનયથી એક ચૈતન્ય એ જ મોક્ષમાર્ગ છે. અખંડ વસ્તુ આત્મામાં ભેદરૂપ વિકલ્પોને અવકાશ ક્યાં છે?

साम्यमेकं परं कार्यं साम्यं तत्त्वं परं स्मृतम् ।
साम्यं सर्वोपदेशानामुपदेशो विमुक्तये ॥ ६६ ॥

ઉત્તમ સમતા એ જ એક ઉત્કૃષ્ટ કર્તવ્ય છે. ઉત્તમ સમતા એ જ એક ઉત્કૃષ્ટ તત્ત્વ કહ્યું છે. ઉત્તમ સમતા એ જ સર્વ ઉપદેશોમાં સારરૂપ ઉપદેશ મોક્ષને માટે પ્રરૂપેલો છે.

साम्यं सद्बोधनिर्माणं शश्वदानंदमंदिरम् ।
साम्यं शुद्धात्मनोरूपं द्वारं मोक्षैकसद्मनः ॥ ६७ ॥

સમતાભાવ એ જ સમ્યગ્જ્ઞાનનું નિર્માણ કરનાર છે. સમતાભાવ

શાશ્વત આત્માનંદનું ધામ છે. સમતાભાવ શુદ્ધાત્માનો સ્વભાવ છે. સમતાભાવ મોક્ષધામનું એક દ્વાર છે.

साम्यं निश्शेषशास्त्राणां सारमाहुर्विपश्चित· ।
साम्यं कर्ममहादावदाहे दावानलायते ॥ ६८ ॥

સમતાભાવ સર્વ શાસ્ત્રોનું રહસ્ય છે એમ જ્ઞાનીઓએ કહ્યું છે. સમતાભાવ કર્મરૂપી મોટા વૃક્ષને બાળનાર દાવાનલ છે. આ સમતાભાવ આત્મધ્યાનથી પ્રગટે છે.

हेयञ्च कर्मरागादि तत्कार्यञ्च विवेकिनः ।
उपादेयं परंज्योतिरुपयोगैकलक्षणम् ॥ ७५ ॥

રાગાદિ ઉપજાવનાર કર્મ તથા રાગાદિભાવ જે તેનાં કાર્યો છે એ સર્વ જ્ઞાનીએ ત્યાગવા યોગ્ય છે. માત્ર એક ઉપયોગ લક્ષણે સ્ફુરિત પરમ ચૈતન્ય જ્યોતિમય આત્મા ગ્રહણ કરવા યોગ્ય છે.

(૨૬) શ્રી પદ્મનંદિમુનિકૃત સદ્‌બોધચંદ્રોદયમાંથી:—

तत्त्वमात्मगतमेव निश्चितं योऽन्यदेशनिहितं समीक्षते ।
वस्तु मुष्टिविधृतं प्रयत्नतः कानने मृगयते स मूढधीः ॥ ९ ॥

આત્મતત્ત્વ નિશ્ચયથી આત્મામાં જ છે. જેમ મૂઢબુદ્ધિવાળો પુરુષ પોતાની મૂઠીમાં રાખેલી વસ્તુ પ્રયત્નપૂર્વક વનમાં શોધે છે તેમ આત્મતત્ત્વને અન્ય બાહ્ય સ્થાનમાં શોધનાર તેવો મૂઢ છે.

संविशुद्धपरमात्मभावना संविशुद्धपदकारणं भवेत् ।
सेतरेतरकृते सुवर्णतो लोहतश्च विकृती तदाश्रिते ॥ २० ॥

સમ્યક્‌પ્રકારે વિશુદ્ધ પરમાત્માની ભાવના સમ્યક્ શુદ્ધપદનું કારણ થાય છે. અશુદ્ધ આત્માની ભાવના અશુદ્ધપદનું કારણ થાય છે. જેમ સોનામાંથી સોનાનું પાત્ર બને છે અને લોખંડમાંથી લોખંડનું પાત્ર બને છે.

वोधरूपमखिलैरुपाधिभिर्वर्जितं किमपि यत्तदेव नः ।
नान्यदल्पमपि तत्त्वमीदृशं मोक्षहेतुरिति योगनिश्चयः ॥ २५ ॥

સર્વ રાગાદિ ઉપાધિથી રહિત જે એક જ્ઞાનરૂપતત્ત્વ છે તે અમારું તત્ત્વ છે. અન્ય કોઈ લેશ પણ અમારું તત્ત્વ નથી એવો યોગીઓનો નિશ્ચય મોક્ષનું કારણ છે.

निश्चयावगमनस्थितित्रयं रत्नसंचितिरियं परात्मनि ।
योगदृष्टिविषयीभवन्नसौ निश्चयेन पुनरेक एव हि ॥ ३० ॥

પરમાત્માના સ્વરૂપમાં સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર આ ત્રણે રત્નોનો સંચય છે. પણ નિશ્ચયથી યોગીઓની યોગદૃષ્ટિનો વિષયભૂત આત્મા એક જ છે.

सत्समाधिशशलाञ्छनोदयादुल्लसत्यमलबोधवारिधिः ।
योगिनोऽणुसदृशं विभाव्यते यत्र मग्नमखिलं चराचरम् ॥३३॥

આત્મધ્યાનરૂપી ચંદ્રમાના ઉદયથી નિર્મળ જ્ઞાનરૂપી સમુદ્ર ઉલ્લસે છે; તે જ્ઞાન સમુદ્રમાં યોગીને આ ચરાચરરૂપ સર્વ જગત સમાઈ ગયેલા એક અણુ જેટલું દેખાય છે–પ્રતિભાસે છે. શુદ્ધ જ્ઞાનમા એવી શક્તિ છે કે જેમાં આવા અનંતલોક હોય તો પણ દેખાય.

जल्पितेन बहुना किमाश्रयेद् बुद्धिमानमलयोगसिद्धये ।
साम्यमेव सकलैरुपाधिभिः कर्मजालजनितैर्विवर्जितम् ॥ ४१ ॥

વધારે શું કહેવું? નિર્દોષ ધ્યાનયોગની સિદ્ધિને માટે બુદ્ધિમાનને યોગ્ય છે કે સર્વ કર્મજાળથી ઉત્પન્ન રાગાદિ ઉપાધિઓથી રહિત સમતાભાવનો આશ્રય કરે. અંગીકાર કરે.

(૨૮) શ્રી પદ્મનંદિમુનિકૃત નિશ્ચયપંચાશતમાંથી :—

सम्यक्सुखबोधदृशां त्रितयमखण्डं परात्मनोरूपम् ।
तत्तत्र तत्परो यः स एव तल्लब्धिकृतकृत्यः ॥ १३ ॥

સમ્યક્સુખ, જ્ઞાન અને દર્શન એ ત્રણેય અખંડ પરમાત્માનો સ્વભાવ છે. તેથી જે કોઈ પરમાત્મામાં લીન છે તે સત્ય સુખ જ્ઞાન અને દર્શનને પામી કૃતકૃત્ય થઈ જાય છે.

हिंसोज्झित एकाकी सर्वोपद्रवसहो वनस्थोऽपि ।
तरुरिव नरो न सिध्यति सम्यग्बोधादृते जातु ॥ १६ ॥

જો સમ્યક્જ્ઞાન ન હોય તો મનુષ્ય કદાપિ મોક્ષને સાધી શકતો નથી. જોઈએ તો એ હિંસારહિત થઈ એકાકી સર્વ ઉપદ્રવને સહન કરતો વનમાં વૃક્ષસમાન ઊભો રહેને?

(૨૮) શ્રી કુલભદ્રાચાર્યકૃત સારસમુચ્ચયમાંથી:—

संगादिरहिता धीरा रागादिमलवर्जिताः ।
शान्ता दान्तास्तपोभूषा मुक्तिकांक्षणतत्पराः ॥ १९६ ॥
मनोवाक्काययोगेषुः प्रणिधानपरायणाः ।
वृत्ताढया ध्यानसम्पन्नास्ते पात्रं करुणापराः ॥ १९७ ॥

જે પરિગ્રહાદિથી રહિત છે, ધીર છે, રાગદ્વેષાદિ કર્મમળથી રહિત છે, શાંત–કષાયથી રહિત છે, દાંત–ઇંદ્રિયવિજયી છે, તપસ્વી છે, મુક્તિની ઇચ્છામાં તત્પર છે, મન, વચન અને કાયા એ ત્રણે ઉત્તમપાત્ર મુનિ છે.

आर्त्तरौद्रपरित्यागाद् धर्मशुक्लसमाश्रयात् ।
जीवः प्राप्नोति निर्वाणमनन्तसुखमच्युतं ॥ २२६ ॥

આર્ત અને રૌદ્ર ધ્યાનના ત્યાગથી અને ધર્મધ્યાનને શુક્લધ્યાનને અંગીકૃત કરવાથી જીવ અનંત સુખમય અવિનાશી નિર્વાણને પ્રાપ્ત કરે છે.

आत्मा वै सुमहत्तीर्थं यदासौ प्रशमे स्थितः ।
यदासौ प्रशमो नास्ति ततस्तीर्थनिरर्थकम् ॥ ३११ ॥
शीलव्रतजले स्नातुं शुद्धिरस्य शरीरिणः ।
न तु स्नातस्य तीर्थेषु सर्वेष्वपि महीतले ॥ ३१२ ॥
रागादिवर्जितं स्नानं ये कुर्वंति दयापराः ।
तेषां निर्मलता योगैर्न च स्नातस्य वारिणा ॥ ३१३ ॥

आत्मानं स्नापयेन्नित्यं ज्ञाननीरेण चारुणा ।
येन निर्मलतां याति जीवो जन्मान्तरेष्वपि ॥२१४॥

આ આત્મા જ્યારે કષાયાદિ રહિત શાંતભાવે સ્થિત હોય છે ત્યારે તે મહાન ઉત્તમ તીર્થ છે. જો આત્મામાં શાંતિ નથી તો તે તીર્થ યાત્રા નિરર્થક છે. શીલ અને વ્રતરૂપી જલમાં સ્થાન કરવાથી દેહધારી આત્માની શુદ્ધિ થાય છે પરંતુ આખી પૃથ્વી ઉપરના તીર્થની નદીઓમાં સ્નાન કરવાથી થઈ શકતી નથી. જે કોઈ દયાવંત રાગ-દ્વેષાદિ ભાવોને ત્યાગી આત્માના વીતરાગભાવમાં સ્નાન કરે છે તેને ધ્યાનની નિર્મળતા પ્રાપ્ત હોય છે, માત્ર પાણીથી નાહવાથી પવિત્રતા આવતી નથી. આત્મજ્ઞાનરૂપી જલથી આત્માને નિત્ય સ્નાન કરાવવું જોઈએ જેથી જીવને જન્મોજન્મનાં પાપ ધોવાઈ નિર્મલતા આવે છે. અને પરભવમાં પણ સાથે જાય છે.

(૨૯) શ્રી શુભચંદ્રાચાર્યકૃત જ્ઞાનાર્ણવમાંથી :—

मोहवह्निमपाकर्त्तुं स्वीकर्त्तुं संयमश्रियम् ।
छेत्तुं रागद्रुमोद्यानं समत्वमवलम्ब्यताम् ॥१-२४॥

હે આત્મન્! મોહરૂપી અગ્નિને ઓલવવા માટે, સંયમરૂપી લક્ષ્મીને સ્વીકારવા માટે અને રાગરૂપી વૃક્ષોના સમૂહને છેદવાને માટે સમભાવનું અવલંબન લો.

विरज्य कामभोगेषु विमुच्य वपुषि स्पृहाम् ।
समत्वं भज सर्वज्ञज्ञानलक्ष्मीकुलास्पदम् ॥३-२४॥

હે આત્મન્! કામભોગથી વિરક્ત થા. શરીરની સ્પૃહાને ત્યાગ. કેવળ જ્ઞાનરૂપી લક્ષ્મીના કુળના ઘરરૂપ સમભાવને ભજ, ધારણ કર. સમભાવથી અરિહંત પદ પ્રાપ્ત થાય છે.

साम्यसूर्यांशुभिर्भिन्ने रागादितिमिरोत्करे ।
प्रपश्यति यमी स्वस्मिन्स्वरूपं परमात्मनः ॥५-२४॥

સંયમી સમતાભાવરૂપી સૂર્યનાં કિરણોથી રાગાદિ અંધકારના સમૂહને જ્યારે નષ્ટ કરી નાંખે છે ત્યારે તે પોતાના આત્મામાં જ પરમાત્મસ્વરૂપને અવલોકે છે.

साम्यसीमानमालम्ब्य कृत्वात्मन्यात्मनिश्चयम् ।
पृथक् करोति विज्ञानी संश्लिष्टे जीवकर्मणी ॥६-२४॥

ભેદ વિજ્ઞાની મહાત્મા સમતાભાવની સીમાને પ્રાપ્ત કરી અને પોતાના આત્મામાં આત્માનો નિશ્ચય કરી અનાદિકાળથી મળેલાં જીવ અને કર્મને ભિન્ન જુદાં કરે છે.

भावयस्व तथात्मानं समत्वेनातिनिर्भरम् ।
न यथा द्वेषरागाभ्यां गृह्णात्यर्थकदम्बकम् ॥८-२४॥

હે આત્મન્! તું પોતાના આત્માની સમતાભાવની સાથે એવી અતિ દૃઢ ભાવના કર કે જેથી પદાર્થોના સમૂહને રાગદ્વેષથી જોવાનું બંધ થઈ જાય.

आशाः सद्यो विपद्यन्ते यान्त्यविद्याः क्षयं क्षणात् ।
म्रियते चित्तभोगीन्द्रो यस्य सा साम्यभावना ॥११-२४॥

જેનાથી આશાઓ શીઘ્ર નાશ પામે છે, અવિદ્યા-અજ્ઞાન ક્ષણમાં ક્ષય થઈ જાય છે અને ચિત્તરૂપી સર્પ મરણ પામે છે તે સમતાભાવના છે.

साम्यमेव परं ध्यानं प्रणीतं विश्वदर्शिभिः ।
तस्यैव व्यक्तये नूनं मन्येऽयं शास्त्रविस्तरः ॥१३-२४॥

સકલ વિશ્વને જોનાર સર્વજ્ઞે સમતાભાવને ઉત્કૃષ્ટ ધ્યાન કહ્યું છે, તેને પ્રગટ કરવા માટે સર્વશાસ્ત્રનો વિસ્તાર છે એમ હું માનું છું.

तनुत्रयविनिर्मुक्तं दोषत्रयविवर्जितम् ।
यदा वेत्त्यात्मनात्मानं तदा साम्ये स्थितिर्भवेत् ॥१६-२४॥

જ્યારે યોગી પોતાના આત્માને ઔદારિક, તૈજસ અને કાર્મણ

એ ત્રણ શરીરોથી રહિત અને રાગ, દ્વેષ અને મોહ એ ત્રણ દોષોથી રહિત આત્માદ્વારા જાણે છે ત્યારે સમભાવમાં સ્થિત હોય છે.

अशेषपरपर्यायैरन्यद्रव्यैर्विलक्षणम् ।
निश्चिनोति यदात्मानं तदा साम्यं प्रसूयते ॥१७–२४॥

જે સમયે આ આત્મા સર્વ પરદ્રવ્યોના પર્યાયો અને પરદ્રવ્યોથી પોતે વિલક્ષણ છે એવો નિશ્ચય કરે છે તે સમયે આત્મભાવ ઉપજે છે.

सौधोत्संगे स्मशाने स्तुतिशपनविधौ कर्दमे कुङ्कुमे वा
पल्यंके कण्टकाग्रे दृषदि शशिमणौ चर्मचीनांशुकेषु ।
शीर्णाङ्के दिव्यनार्यामसमशमवशाद्यस्य चित्तं विकल्पै-
र्नालीढं सोऽयमेकः कलयति कुशलः साम्यलीलाविलासं
॥ गा. २९ अ. २४ ॥

જે મહાત્માનું ચિત્ત મહેલોને અને સ્મશાનોને જોઈ, કોઈ સ્તુતિ કે નિંદા કરે, કોઈ કાદવ કે કેસર છાંટે, પલંગ પરની શય્યા કે કાંટાની શય્યા ઉપર સૂવાનું મળે, પાષાણ કે ચંદ્રમણિ પાસે પડેલાં હોય, ચર્મ કે ચીનાઈ રેશમી વસ્ત્રોની ભેટ આપે, દુર્બળ કે સુંદર સ્ત્રીને જોવાં છતાં અપૂર્વ શાંત ભાવના પ્રતાપથી રાગદ્વેષરૂપ વિકલ્પોનો સ્પર્શ કરતું નથી તે નિપુણ મુનિ સમતાભાવના આનંદનો અનુભવ કરે છે.

यस्य ध्यानं सुनिष्कम्पं समत्वं तस्य निश्चलम् ।
नानयोर्विद्ध्यधिष्ठानमन्योऽन्यं स्याद्विभेदतः ॥गा. २ अ. २५॥

જેનું ધ્યાન સુનિશ્ચળ છે તેને સમભાવ પણ નિશ્ચળ છે, એ બંનેનું અધિષ્ઠાન–આધાર પરસ્પર ભેદરૂપ નથી પણ એ બેને પરસ્પર આધાર છે. ધ્યાનનો આ બન્નેમાં એકને આધારે જ બીજું છે એમ અધિષ્ઠાન સંબંધ નથી પરંતુ પરસ્પર એકબીજાને મદદરૂપ છે. એટલે ધ્યાનનો આધાર સમભાવે છે, સમભાવનો આધાર ધ્યાન છે,

साम्यमेव न सद्ध्यानात्स्थिरी भवति केवलम् ।
शुद्धयत्यपि च कर्मौघकलंकी यन्त्रवाहकः ॥गा. ३ अ. २५॥

સમ્યક્ આત્મધ્યાનથી કેવળ સમભાવ જ સ્થિર થતો નથી પણ આ શરીરરૂપી યંત્રનો સ્વામી જીવ જે કર્મોના સમૂહથી મલિન-કલંકી છે તે પણ શુદ્ધ થઈ જાય છે.

भवज्वलनसम्भूतमहादाहप्रशान्तये ।
शश्वद्ध्यानाम्बुधेर्धीरैरवगाहः प्रशस्यते ॥गा. ६ अ. २५॥

સંસારરૂપી અગ્નિથી ઉત્પન્ન મહાદાહની પ્રશાંતિને માટે ધીર વીર પુરુષોએ ધ્યાનરૂપી સમુદ્રમાં સ્નાન કરવાનું પ્રશંસ્યું છે.

ज्ञानवैराग्यसंपन्नः संवृतात्मा स्थिराशयः ।
मुमुक्षुरुद्यमी शान्तो ध्याता धीरः प्रशस्यते ॥गा. ३ अ. २७॥

ધર્મધ્યાનના ધ્યાતા તે હોય છે કે જે સમ્યગ્જ્ઞાન અને વૈરાગ્યથી પૂર્ણ હોય. ઇંદ્રિય અને મનને વશ કરનાર સંવરાત્મક હોય, સ્થિર અભિપ્રાયવંત હોય, મોક્ષનો ઇચ્છક હોય, પુરુષાર્થી હોય, શાંતભાવનો ધારી હોય અને ધીર હોય.

ध्यानध्वंसनिमित्तानि तथान्यान्यपि भूतले ।
न हि स्वप्नेऽपि सेव्यानि स्थानानि मुनिसत्तमैः ॥ ३४–२७ ॥

પૂર્વોક્ત સ્થાન કહ્યાં તેવાં અન્ય જે જે સ્થાનો ધ્યાનને વિઘ્નકારક છે તે સર્વ સ્થાનો ધ્યાની મુનિઓએ છોડી દેવાં જોઈએ, એવા સ્થાનો સ્વપ્ને પણ સેવવાં યોગ્ય નથી.

यत्र रागादयो दोषा अजस्रं यान्ति लाघवम् ।
तत्रैव वसतिः साध्वी ध्यानकाले विशेषतः ॥ गा. ८ अ. २८ ॥

જ્યાં બેસવાથી રાગાદિ દોષો શીઘ્ર હીનતાને પામે ત્યાં સાધુએ બેસવું યોગ્ય છે. ધ્યાન માટે આનું વિશેષ ધ્યાન રાખવું જોઈએ.

दारुपट्टे शिलापट्टे भूमौ वा सिकतास्थले ।
समाधिसिद्धये धीरो विदध्यात्सुस्थिरासनम् ॥ ९–२८ ॥

ધીરપુરુષે ધ્યાનની સિદ્ધિને માટે કાષ્ઠના આસન ઉપર, પત્થરના આસન ઉપર, ભૂમિ ઉપર કે રેતીના સ્થાનમાં ભલે પ્રકાર આસન સ્થિર જમાવવું.

पर्यंकमर्द्धपर्यंकं वज्रं वीरासनं तथा ।
सुखारविन्दपूर्वं च कायोत्सर्गश्च सम्मतः ॥ गा. १० अ. २८ ॥

૧ પર્યંકાસન, (પદ્માસન,) (૨) અર્ધપર્યંકાસન, (૩) વજ્રાસન, (૪) વીરાસન, (૫) સુખાસન, (૬) કમલાસન અને (૭) કાયોત્સર્ગાસન એ ધ્યાનને યોગ્ય આસનો કહ્યા છે.

स्थानासनविधानानि ध्यानसिद्धिर्निबन्धनम् ।
नैकं मुक्त्वा मुनेः साक्षाद्विक्षेपरहितं मनः ॥ गा. २० अ. २८ ॥

ધ્યાનની સિદ્ધિને માટે સ્થાન અને આસનનું વિધાન કર્યું છે. તે બેમાંથી એક ન હોય તો પણ મુનિનું ચિત્ત સાક્ષાત્ ક્ષોભરહિત થતું નથી.

पूर्वाशाभिमुखः साक्षादुत्तराभिमुखोऽपि वा ।
प्रसन्नवदनो ध्याता ध्यानकाले प्रशस्यते ॥ २३–२८ ॥

ધ્યાની મુનિ જો ધ્યાનના સમયે પ્રસન્ન મન પૂર્વક સાક્ષાત્ પૂર્વ દિશામાં કે ઉત્તર દિશામાં મુખ રાખી ધ્યાન કરે તો તે પ્રશંસનીય છે.

अथासनजयं योगी करोतु विजितेन्द्रियः ।
मनागपि न खिद्यन्ते समाधौ सुस्थिरासनाः ॥ ३०–२८ ॥

ઇંદ્રિયોને જીતનાર મહાત્મા યોગી આસનનો પણ જય કરે છે. ધ્યાનસમાધિના સમયે જેનું ઉત્તમ પ્રકારે સ્થિર આસન છે તે લેશ પણ ખેદ પામતા નથી.

नेत्रद्वन्द्वे श्रवणयुगले नासिकाग्रे ललाटे ।
वक्त्रे नाभौ शिरसि हृदये तालुनि भ्रूयुगान्ते ॥
ध्यानस्थानान्यमलमतिभिः कीर्तितान्यत्र देहे ।
तेष्वेकस्मिन्विगतविषयं चित्तमालम्बनीयं ॥ १३–३० ॥

નિર્મળ મતિવંત મહાત્માઓએ ધ્યાન સમયે ચિત્તને સ્થિર કરવા માટે દશ સ્થાન કહ્યાં છે. ૧ નેત્ર યુગલ, ૨ કર્ણ યુગલ, ૩ નાસિકાગ્રભાગ, ૪ કપાળ, ૫ મુખ, ૬ નાભિ, ૭ મસ્તક, ૮ હૃદય, ૯ તાલુ, ૧૦ બે ભ્રમર વચ્ચેનો મધ્યભાગ. આ બધામાંથી કોઈપણ એક સ્થાને મનને વિષયરહિત કરી સ્થિર કરવું ઉચિત છે. તેમાં ક્યાંય ૐ કે ર્હૈં મંત્રનું સ્થાપન કરી ધ્યાનનો અભ્યાસ કરી શકાય છે.

सोऽयं समरसीभावस्तदेकीकरणं स्मृतम् ।
अपृथक्त्वेन यत्रात्मा लीयते परमात्मनि ॥ ३८-३१ ॥

આત્મા જ્યાં પરમાત્માસ્વરૂપમાં તન્મયતાથી લીન થઈ જાય છે તે સમરસીભાવ છે, તે એકીકરણ છે, તે જ આત્મધ્યાન છે.

ज्योतिर्मयं ममात्मानं पश्यतोऽत्रैव यान्त्यमी ।
क्षयं रागादयस्तेन नाऽरिः कोऽपि प्रियो न मे ॥ ३२-३२ ॥

ધ્યાતા વિચારે છે કે હું પોતાને જ્ઞાનજ્યોતિમય જોઉં છું. તેથી મારા રાગાદિ ક્ષય થઈ ગયા છે. તેથી નથી કોઈ મારો શત્રુ કે નથી કોઈ મારો મિત્ર.

आत्मन्येवात्मनात्मायं स्वयमेवानुभूयते ।
अतोऽन्यत्रैव मां ज्ञातुं प्रयास· कार्यनिष्फलः ॥ ४१-३२ ॥

આ આત્મા આત્મામાં જ આત્મા વડે સ્વયમેવ અનુભવ કરી શકાય છે. તેનાથી અન્ય સ્થાને આત્માને જાણવાનો પ્રયત્ન નિષ્ફળ છે.

स एवाहं स एवाहमित्यभ्यस्यन्ननारतम् ।
वासनां दृढयन्नेव प्राप्नोत्यात्मन्यवस्थितिम ॥ ४२-३२ ॥

હું તે છું. હું તે પરમાત્મા છું એવા પ્રકારનો નિરંતર અભ્યાસ કરતો પુરુષ આ સંસ્કારને દૃઢ કરતાં કરતાં આત્મામાં સ્થિરતા પ્રાપ્ત કરે છે. આત્મધ્યાન જાગૃત થાય છે.

शरीराद्भिन्नमात्मानं शृण्वन्नपि वदन्नपि ।
तावन्न मुच्यते यावन्न भेदाभ्यासनिष्ठितः ॥ ८५-३२ ॥

શરીરથી આત્મા જુદો છે એવું સાંભળવા છતાં અને બોલવા છતાં પણ જ્યાં સુધી તે બંનેના ભિન્નત્વનો અભ્યાસ દૃઢ થતો નથી ત્યાં સુધી દેહથી મમતા મુકાતી નથી; મુક્તિ થતી નથી.

अतीन्द्रियमनिर्देश्यममूर्तं कल्पनाच्युतम ।
चिदानंदमयं विद्धि स्वस्मिन्नात्मानमात्माना ॥ ९९-३२ ॥

હે આત્મન્! આત્માને આત્મામાં જ આત્મા વડે તું જાણ કે હું આત્મા અતીંદ્રિય છું, વચન અગોચર છું, અમૂર્ત છું, મનની કલ્પનાઓથી રહિત છું તથા ચિદાનંદમય છું.

इत्यविरतं स योगी पिण्डस्थे जातनिश्चलाभ्यासः ।
शिवसुखमनन्यसाध्यं प्राप्नोत्यचिरेण कालेन ॥ ३१-३७ ॥

પિંડસ્થ ધ્યાનમાં જેનો અવિરત નિશ્ચલ અભ્યાસ થઈ ગયો છે તે ધ્યાની યોગી ધ્યાનથી સાધ્ય જે મુક્તિસૌખ્ય તેને શીઘ્ર અલ્પ કાળમાં પામે છે.

वीतरागस्य विज्ञेया ध्यानसिद्धिर्ध्रुवं मुनेः ।
क्लेश एव तदर्थं स्याद्रागार्त्तस्येह देहिनः ॥ ११४-३८ ॥

વીતરાગી મુનિને ધ્યાનની અવશ્ય સિદ્ધિ હોય છે. પરંતુ રાગથી પીડિત પ્રાણીને ધ્યાન દુઃખરૂપ જ હોય છે.

अनन्यशरणं साक्षात्तत्संलीनैकमानसः ।
तत्स्वरुपमवाप्नोति ध्यानी तन्मयतां गतः ॥ ३२-३९ ॥

જે ધ્યાની મુનિ વીતરાગનું અનન્ય શરણ ગ્રહી તેના સ્વરૂપમાં સાક્ષાત્ મનને લીન કરે છે, તે તે સ્વરૂપમાં તન્મયતા પામી તે સ્વરૂપરૂપ થઈ જાય છે.

एष देवः स सर्वज्ञः सोऽहं तद्रूपतां गतः ।
तस्मात्स एव नान्योऽहं विश्वदर्शीति मन्यते ॥ ४३-३९ ॥

ધ્યાન કરનાર જે સમયે સર્વજ્ઞસ્વરૂપ પોતાને દેખે છે તે સમયે એવું માને છે કે જે સર્વજ્ઞ દેવ છે તે સ્વરૂપને હું પામ્યો છું; તેથી તે સર્વને જોનાર હું છું, હું અન્ય નથી એમ માને છે.

त्रैलोक्यानन्दबीजं जननजलनिधेर्यानपात्रं पवित्रं,
लोकालोकप्रदीपं स्फुरदमलशरच्चन्द्रकोटिप्रभाढ्यम् ।
कस्यामप्यग्रकोटौ जगदखिलमतिक्रम्य लब्धप्रतिष्ठं ।
देवं विश्वैकनाथं शिवमजमनघं वीतरागं भजस्व ॥४६-३९॥

હે મુનિ! તું વીતરાગદેવનું ધ્યાન કર. જે વીતરાગદેવ ત્રણે લોકને આનંદનું કારણ છે, સંસારસમુદ્ર તરવાને જહાજ છે, પવિત્ર છે, લોકાલોક પ્રકાશક છે, કરોડો નિર્મળ શરદ્ ચંદ્રમાની સ્ફુરાયમાન પ્રભાથી અધિક પ્રભાવંત છે, સર્વ જગતનું ઉલ્લઘન કરી કોઈ પ્રધાન કોટિમાં પ્રતિષ્ઠાપ્રાપ્ત છે, (ત્રણે જગતમાં વીતરાગ જેવું ઉત્તમ કંઈ નથી) આ જગતના એક નાથ છે, આનંદ સ્વરૂપ છે, અજન્મા છે અને પાપરહિત છે.

इतिविगतविकल्पं क्षीणरागादिदोषं
विदितसकलवेद्यं त्यक्तविश्वप्रपंचम् ।
शिवमजमनवद्यं विश्वलोकैकनाथं
परमपुरुषमुच्चैर्भावशुद्धया भजस्व ॥ गा. ३१ अ. ४० ॥

હે મુનિ! આ પ્રકારે વિકલ્પાતીત, રાગાદિ દોષોથી મુક્ત, સર્વને જાણનાર જ્ઞાતા, લોકના સકલ પ્રપંચોથી શૂન્ય, સુખસ્વરૂપ અજન્મા, કર્મરહિત, જગતના એક અદ્વિતીય સ્વામી, પરમપુરુષ પરમાત્માને ઉત્તમ શુદ્ધ ભાવપૂર્વક ભજ.

आत्मार्थं श्रय मुञ्च मोहगहनं मित्रं विवेकं कुरु ।
वैराग्यं भज भावयस्व नियतं भेदं शरीरात्मनोः ॥

धर्मध्यानसुधासमुद्रकुहरे कृत्वावगाहं परं ।
पश्यानन्तसुखस्वभावकलितं मुक्तेर्मुखाम्भोरुहम् ॥ २–४२ ॥

હે આત્મન્! તું તારા આત્માર્થનો આશ્રય કર. મોહરૂપી વનનો ત્યાગ કર. ભેદવિજ્ઞાનરૂપ વિવેકને મિત્ર કર. વૈરાગ્ય પ્રાપ્ત કર. નિશ્ચયપણે શરીર અને આત્માના ભેદની ભાવના કર. આ પ્રકારે ધર્મધ્યાન રૂપી અમૃતના સમુદ્રના મધ્ય ભાગમાં અવગાહન કરી અનંતસુખથી પરિપૂર્ણ મુક્તિના મુખકમલને જો.

(૩૧) શ્રી જ્ઞાનભૂષણ ભટ્ટારકકૃત તત્ત્વજ્ઞાન તરંગિણીમાંથી :—

क्व यांति कार्याणि शुभाशुभानि क्व यांति संगाश्चिदचित्स्वरूपाः ।
क्व यांति रागादय एव शुद्धचिद्रूपकोऽहं स्मरणे न विद्मः ॥८–२॥

હું શુદ્ધ ચૈતન્યસ્વરૂપ છું એવું સ્મરણ કરતાં ન જાણે શુભાશુભ કાર્યો કયાય ચાલ્યાં જાય છે, નથી ખબર કે ચેતન અચેતન પરિગ્રહ કયાં ભાગી જાય છે, તથા નથી જણાતું કે રાગાદિ દોષો કયાં વિલય થઈ જાય છે.

मेरुः कल्पतरुः सुवर्णममृतं चिंतामणिः केवलं ।
साम्यं तीर्थंकरो यथा सुरगवी चक्री सुरेन्द्रो महान् ॥
भूभृद्‌भूरुहधातुपेयमणिधीवृत्ताप्तगोमानवा-
मर्त्येष्वेव तथा च चिंतनमिह ध्यानेषु शुद्धात्मनः ॥९–२॥

જેમ પર્વતોમાં મેરુ શ્રેષ્ઠ છે, વૃક્ષોમાં કલ્પવૃક્ષ ઉત્તમ છે, ધાતુઓમાં જેમ સુવર્ણ કિંમતી છે, પીવા યોગ્ય પદાર્થોમાં અમૃત ઉત્તમ છે, મણિઓમા ચિંતામણિ રત્ન ઉત્તમ છે, જ્ઞાનમાં કેવળ જ્ઞાન ઉત્કૃષ્ટ છે, ચારિત્રમાં સમતાભાવ શ્રેષ્ઠ છે, આપ્ત–સમ્યક્ત્વીમાં તીર્થંકર મહાન છે, ગાયોમા સુરધેનુ ઉત્તમ છે, મનુષ્યોમાં ચક્રવર્તી પ્રધાન છે તથા દેવોમાં ઇંદ્ર મહાન છે તેમ સર્વે ધ્યાનોમાં શુદ્ધચિદ્રૂપ આત્માનું ધ્યાન સર્વોત્કૃષ્ટ શ્રેષ્ઠ છે.

तं चिद्रूपं निजात्मानं स्मर शुद्धं प्रतिक्षणं ।
यस्य स्मरणमात्रेण सद्यः कर्मक्षयो भवेत् ॥ १३-२ ॥

હે આત્મન્! તું ચૈતન્યસ્વરૂપ શુદ્ધ નિજાત્માનું પ્રતિક્ષણ સ્મરણ કર, જેના સ્મરણ માત્રથી તરત કર્મનો ક્ષય થાય છે.

संगं विमुच्य विजने वसंति गिरिगह्वरे ।
शुद्धचिद्रूपसंप्राप्त्यै ज्ञानिनोऽन्यत्र निःस्पृहाः ॥ ५-३ ॥

જ્ઞાનીપુરુષો અન્ય સર્વ ઇચ્છાઓ ત્યાગી, પરિગ્રહથી મુક્ત થઈ શુદ્ધ ચૈતન્ય સ્વરૂપના ધ્યાનને માટે એકાંત-નિર્જન સ્થાન કે પર્વતની ગુફાઓમાં વાસ કરે છે.

कर्मांगाखिलसंगे निर्ममतामातरं विना ।
शुद्धचिद्रूपसद्ध्यानपुत्रसूतिर्न जायते ॥ ११-३ ॥

સર્વ કર્મોથી, શરીર અને સર્વ પરિગ્રહ પ્રત્યે નિર્મમત્વરૂપી માતા વિના શુદ્ધ ચૈતન્યરૂપના સત્ય ધ્યાનરૂપી પુત્રની ઉત્પત્તિ થઈ શકતી નથી.

नाहं किंचिन्न मे किंचिद् शुद्धचिद्रूपकं विना ।
तस्मादन्यत्र मे चिंता वृथा तत्र लयं भजे ॥ १०-४ ॥

શુદ્ધ ચિદ્રૂપ વિના અન્ય હું કાંઈ નથી કે નથી અન્ય કોઈ મારુ, તેથી બીજાની ચિંતા કરવી વ્યર્થ છે એમ જાણી હું એક શુદ્ધ ચિદ્રૂપમાં લીન થાઉં છું.

रागाद्या न विधातव्याः सत्यसत्यपि वस्तुनि ।
ज्ञात्वा स्वशुद्धचिद्रूपं तत्र तिष्ठ निराकुलः ॥ १०-६ ॥

નિજ શુદ્ધ ચૈતન્યસ્વરૂપને જાણી તેમાં સ્થિર થાવ અને નિરાકુલ રહો. અન્ય સત્ અસત્ કોઈ પદાર્થોમાં રાગદ્વેષાદિ ભાવો કરવા ઉચિત નથી.

चिद्रूपोऽहं स मे तस्मात्तं पश्यामि सुखी ततः ।
भवक्षितिर्हितं मुक्तिर्निर्यासोऽयं जिनागमे ॥ ११-६ ॥

હું ચૈતન્ય સ્વરૂપ છું, તેથી હું તેને દેખું છું અને તેથી હું સુખી છું. તેનાથી સંસારનો નાશ થાય છે અને મુક્તિની પ્રાપ્તિ થાય છે એ જિનાગમનું રહસ્ય છે.

स्वात्मध्यानामृतं स्वच्छं विकल्पानपसार्य सत् ।
पिबति क्लेशनाशाय जलं शैवालवत्सुधीः ॥ ४-८ ॥

પાણીની તરસની પીડા દૂર કરવા માટે બુદ્ધિમાન પુરુષ સેવાળને ખસેડી પાણી પીએ છે તેમ જ્ઞાની પુરુષો સર્વ સંકલ્પ વિકલ્પનો ત્યાગ કરી માત્ર નિર્મળ આત્મધ્યાનરૂપી અમૃતનું પાન કરે છે,

नात्मध्यानात्परं सौख्यं नात्मध्यानात्परं तपः
नात्मध्यानात्परो मोक्षपथः क्वापि कदाचन ॥ ५-८ ॥

આત્મધ્યાનથી ઉત્તમ કોઈ સુખ નથી, આત્મધ્યાનથી ઉત્તમ કોઈ તપ નથી અને આત્મધ્યાનથી ઉત્તમ અન્ય ક્યારેય પણ કોઈ સ્થળે પણ મોક્ષમાર્ગ નથી. આત્મધ્યાન જ સર્વોત્કૃષ્ટ સુખ, તપ અને મોક્ષમાર્ગ છે.

भेदज्ञानं प्रदीपोस्ति शुद्धचिद्रूपदर्शने ।
अनादिजमहामोहतामसच्छेदनेऽपि च ॥ १७-८ ॥

ભેદવિજ્ઞાન શુદ્ધ ચિદ્રૂપના દર્શનને માટે અને અનાદિ કાળના મહામોહ-મિથ્યાત્વરૂપી અંધકારને દૂર કરવાને માટે દીવો છે.

शुद्धचिद्रूपसद्ध्यानादन्यत्कार्यं हि मोहजं ।
तस्माद् बंधस्ततो दुःखं मोह एव ततो रिपुः ॥ २१-९ ॥

શુદ્ધ ચૈતન્યસ્વરૂપ આત્માના સમ્યક્ ધ્યાન સિવાયના અન્ય સર્વ કાર્યો મોહથી ઉત્પન્ન થયેલાં મોહનાં છે, તેનાથી કર્મનો બંધ છે, બંધથી દુઃખ થાય છે તેથી મોહ જ જીવનો શત્રુ છે.

निर्ममत्वं परं तत्त्वं ध्यानं चापि व्रतं सुखं ।
शीलं स्वरोधनं तस्मान्निर्ममत्वं विचिंतयेत् ॥ १४-१० ॥

સર્વ પરપદાર્થો-તેના પર્યાયાદિનાં મમત્વનો ત્યાગ-નિર્મમતા એ ઉત્કૃષ્ટ તત્ત્વ છે, તે ઉત્કૃષ્ટ ધ્યાન છે, તે જ ઉત્કૃષ્ટ ચારિત્ર છે, તે જ ઉત્તમ સુખ છે, તે જ શીલ છે, અને તે જ ઇંદ્રિયનિગ્રહ છે. માટે નિર્મમત્વપણાનો સદા વિચાર કરો.

रत्नत्रयाद्विना चिद्रूपोपलब्धिर्न जायते ।
यथर्द्धिस्तपसः पुत्री पितुर्वृष्टिर्बलाहकात् ॥ ३-१२ ॥

જેમ તપ વિના રિદ્ધિ પ્રાપ્ત થતી નથી, પિતા વિના પુત્રીની ઉત્પત્તિ થતી નથી, અને વાદળો વિના વર્ષાની વૃષ્ટિ થતી નથી તેમ રત્નત્રય વિના શુદ્ધ ચિદ્રૂપ આત્મસ્વરૂપની પ્રાપ્તિ થતી નથી.

दर्शनज्ञानचारित्रस्वरूपात्मप्रवर्तनं ।
युगपद् भण्यते रत्नत्रयं सर्वजिनेश्वरैः ॥ ४-१२ ॥

સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ ત્રણેનું એક સાથે નિજાત્માનું પરિણમન તેને શ્રી જિનેંદ્ર ભગવાન રત્નત્રય ધર્મ કહે છે.

यथा बलाहकवृष्टेर्जायंते हरितांकुराः ।
तथा मुक्तिप्रदो धर्मः शुद्धचिद्रूपचिंतनात् ॥ १०-२४ ॥

જેમ વાદળોની વૃષ્ટિથી લીલા અંકુરો ફૂટે છે તેમ શુદ્ધ ચૈતન્ય-સ્વરૂપના ચિંતવનથી ધર્મ મોક્ષને આપનાર થાય છે, મુક્તિદાયક ધર્મની વૃદ્ધિ થાય છે.

संगत्यागो निर्जनस्थानकं च तत्त्वज्ञानं सर्वचिंताविमुक्तिः ।
निर्बाधत्वं योगरोधो मुनीनां मुक्त्यै ध्याने हेतवोऽमी निरुक्ताः ॥
॥ गा. ८ अ. १६ ॥

પરિગ્રહનો ત્યાગ-અસંગભાવ, નિર્જન એકાંતસ્થાન, આત્મતત્ત્વનું જાણવાપણું, સર્વ ચિંતાઓથી મુક્તપણું, બાધારહિતપણું, મન, વચન અને કાયાના યોગોનું શોધન-ગુપ્તિ એ મુનિઓને મુક્તિ માટેના ધ્યાનની સિદ્ધિના હેતુઓ કહ્યા છે.

(૩૨) પં. બનારસદાસજીરચિત બનારસીવિલાસ માંથી :—

સવૈયા ૩૧.

પૂરવ કરમ દહૈ; સરવજ્ઞ પદ લહૈ;
ગહૈ પુણ્યપંથ ફિર પાપમૈં ન આવના,
કરુનાકી કલા જાગૈ કઠિન કષાય ભાગૈ;
લાગૈ દાનશીલ તપ સફળ સુહાવના;
પાવૈ ભવસિંધુ તટ ખોલૈ મોક્ષદ્વાર પટ;
શર્મ સાધ ધર્મકી ધરામૈં કરૈ ધાવના,
એતે સબ કાજ કરૈ અલખકો અંગ ધરૈ,
ચેરી ચિદાનંદકી અકેલી એક ભાવના. ૮૬

સુક્તમુક્તાવલી.

પૂર્વના સંચિત કર્મને બાળી નાખે છે; સર્વજ્ઞપદ પ્રાપ્ત કરે છે, પુણ્યમાર્ગનું ગ્રહણ કરે છે; પાપમાર્ગમાં પુનઃ આવતો નથી, સત્ય અનુકંપાનું સ્વરૂપ પ્રગટે છે, અનંતાનુબંધી આદિ બળવાન કષાયો નાશ પામે છે, દાન, શીલ અને તપ સફળ અને સારાં લાગે છે. સંસારસમુદ્રના કિનારાને પામે છે, મોક્ષના બારણાના કમાડ ખુલે છે, સુખને સાધનાર ધર્મરૂપી પૃથ્વીમાં જીવ શીઘ્ર પ્રવેશ પામે છે, એ સર્વ કામ કરે છે તે એક શુદ્ધ ચૈતન્ય સ્વરૂપને ધારણ કરે છે. ચિદાનંદાત્માની દાસી એક માત્ર આત્મભાવના છે. ભાવના આત્માને આધીન છે.

પ્રશમકે પોષવેકો અમૃતકી ધારા સમ;
જ્ઞાનવન સીંચવેકો નદી નીર ભરી હૈ,
ચંચલ કરણ મૃગ બાંધવેકો વાગુરાસી;
કામદાવાનલ નાસવેકો મેઘ ઝરી હૈ;
પ્રબલ કષાયગિરિ ભંજવેકો વજ્ર ગદા,
ભૌ સમુદ્ર તારવેકો પૌઢી મહા તરી હૈ;

મોક્ષપંથ ગાહવેકોં વેશરી વિલાયતકી,

ઐસી શુદ્ધ ભાવના અખંડ ધાર ઢરી હૈ. ૮૭

સુક્તમુક્તાવલી.

શુદ્ધાત્મ ભાવના કષાયના ઉપશમસ્વરૂપ પ્રશમ ભાવને પુષ્ટિદાયક અમૃતની ધારા સમાન છે, જ્ઞાનરૂપી વનને સિંચવાને પાણીથી છલોછલ ભરેલી નદી સમાન છે, ચંચલ ઇંદ્રિયરૂપી હરણાંને બાંધવાને જાળ સમાન છે, કામરૂપી દાવાનલને બુઝાવવાને વરસાદના ઝાપટા સમાન છે, અતિ બળવાન કષાયરૂપી પર્વતને ભેદવાને વજ્રમય ગદા સમાન છે, સંસાર સમુદ્રને તારવાને મોટી નાવ સમાન છે, મુક્તિમાર્ગ કાપવાને ઉત્તમ વિદેશી અશ્વ સમાન છે, એવી શુદ્ધાત્માની ભાવનાની અખંડ પ્રવાહરૂપ પરિણુતિ આવી છે.

કવિત.

આલશ ત્યાગ જાગ નર ચેતન,

બલ સંભાર મત કરહુ વિલંબ;

ઇહાં ન સુખ લવલેશ જગતમહિં,

નિંબ વિરષમેં લગૈ ન અંબ;

તાતૈં તૂ અંતર વિપક્ષ હર,

કર વિલક્ષ નિજ અક્ષકદંબ;

ગહ ગુન જ્ઞાન બૈઠ ચારિતરથ,

દેહુ મોષ મગ સન્મુખ બંબ ૩

(૩) સુક્તમુક્તાવલી.

હે ચેતનપ્રાણી! પ્રમાદ ત્યાગી જાગૃત થા. તારી આત્મશક્તિને નિહાળ. લેશ પણુ વિલંબ ના કર. આ સંસારમાં લેશ પણુ સુખ નથી. લીંબડાના વૃક્ષને આમ્રફળ આવતાં નથી, તેથી તારા અંતરના શત્રુરૂપ વિપર્યાસ–મિથ્યાત્વને દૂર કર અને ઇંદ્રિયોના સમૂહની ઉપેક્ષા કર, તેનો જય કર. સમ્યગ્જ્ઞાન ગુણુની પ્રાપ્તિ કર, ચારિત્રરૂપ રથ ઉપર આરૂઢ થા અને મોક્ષમાર્ગ સન્મુખ દષ્ટિ કરી આગળ ધસ.

## સવૈયા ૨૩.

ધીરજ તાત, ક્ષમાજનની, પરમારથ મીત, મહારુચિ માસી,
જ્ઞાન સુપુત્ર, સુતા કરુણા, મતિ પુત્રવધૂ સમતા અતિભાસી;
ઉદ્યમ દાસ વિવેક સહોદર, બુદ્ધિ કલત્ર શુભોદય દાસી;
ભાવ કુટુંબ સદા જિનકે ઢિગ, યોં મુનિકો કહિયે ગૃહવાસી. ૭

કુટકર કવિતા.

ધીરજ પિતા છે, ક્ષમા માતા છે, પરમાર્થ આત્મહિત કાર્ય મિત્ર છે, આત્માનુભવ અભ્યાસમાં અતિ રુચિ માસી છે, સમ્યગ્જ્ઞાન સુપુત્ર છે, અનુકંપા પુત્રી છે, સન્મતિ પુત્રવધૂ છે, સમતા વિવેક ભ્રાતા છે, સુબુદ્ધિ સ્ત્રી છે, પુરુષાર્થ દાસ છે, પુણ્યોદય દાસી છે, એ પ્રકારે ભાવકુટુંબ જેની સન્મુખ સદા હાજર છે તે મુનિને આ પ્રકારે ગૃહવાસી પણ કહેવાય.

(૩૩) પં. બનારસીદાસજીકૃત સમયસારનાટકમાંથી :—

## સવૈયા ૩૧

જૈસે રવિ મંડલકે ઉદૈ મહિ મંડલમેં,
આતપ અટલ તમ પટલ વિલાતુ હૈ;
તૈસે પરમાતમકો અનુભૌ રહત જોલોં,
તોલોં કહું દુવિધા ન કહું પક્ષપાત હૈ;
નયકો ન લેસ પખાનકો ન પરવેસ,
નિક્ષેપકે વંસકો વિધ્વંસ હોત જાતુ હૈ;
જે જે વસ્તુ સાધક હૈ તેઊ તહાં બાધક હૈ,
બાકી રાગદ્વેષકી દશાકી કોન બાતુ હૈ.

ગા. ૧૦ અ. ૧

જેમ સૂર્યનો ઉદય થતાં પૃથ્વીમાં તેનું તેજ પ્રકાશ અચલપણે ફેલાય છે અને અંધકારનો પડદો વિલય થાય છે તેમ જ્યાં સુધી

જીવને પરમાત્મસ્વરૂપનો અનુભવ રહે છે ત્યાં સુધી કોઈપણ પ્રકારની દ્વિવિધા—સંકલ્પ વિકલ્પ, દ્વૈતપણું, અશાંતિ નથી કે પક્ષપાત પણ નથી. અનુભવમાં નયનો લેશં નથી, પ્રમાણનો પ્રવેશ નથી અને નિક્ષેપના વંશનો ક્ષય થતો જાય છે, આ નય, પ્રમાણ અને નિક્ષેપ જે વસ્તુની સિદ્ધિ કરવાને માટે સાધન હતા તે વસ્તુ સિદ્ધ થયા પછી અનુભવમાં બાધક—વિક્ષેપકારી છે માટે અનુભવમાં નય, પ્રમાણ કે નિક્ષેપ નથી. બાકી રાગદ્વેષરૂપ દશા તો બાધક જ છે એની તો શું વાત કરવી? રાગદ્વેષ જાય તો જ અનુભવ થાય, રાગદ્વેષ અનુભવમાં બાધક છે.

કવિત્ત.

સતગુરુ કહે ભવ્યજીવનિસોં, તોરહુ તુરત મોહકી જેલ,<br>
સમકિતરૂપ ગહો અપનો ગુણ, કરહુ શુદ્ધ અનુભવકો ખેલ,<br>
પુદ્‌ગલપિંડ ભાવરાગાદિક, ઇનસો નહીં તિમારો મેલ;<br>
યે જડ પ્રગટ ગુપત તુમ ચેતન, જૈસે ભિન્ન તોય અરુ તેલ.

૧૨ અ૦૧.

શ્રી સદ્‌ગુરુ ભગવાન ભવ્યજીવને કહે છે કે "હે ભવ્ય જીવ! તું શીઘ્ર મોહના બંધનને તોડી નાખ. સમ્યક્‌ત્વસ્વરૂપ જે તારો પોતાનો સ્વભાવ છે તે ગ્રહણ કર. અને શુદ્ધાત્માના અનુભવનો ખેલ કર. આ જ્ઞાનાવરણાદિ દ્રવ્યકર્મ, શરીરાદિ નોકર્મ અને રાગદ્વેષાદિ ભાવકર્મ એ તો પુદ્‌ગલનો સમૂહ છે તેથી તેમની સાથે તારો મેળ શી રીતે થાય? તારો અને એનો સંબંધ નથી. એ તો જડ છે અને પ્રગટ એટલે રૂપી છે, તું તો ચૈતન્યમય છે અને ગુપ્ત એટલે અરૂપી છે. જેમ પાણી અને તેલ બંને ભિન્ન છે તેમ આત્મા અને જડ એ બંને ભિન્ન છે એમ જાણ.

સવૈયા ૨૩ મા.

શુદ્ધ નયાંતમ આતમકી, અનુભૂતિ વિજ્ઞાન વિભૂતિ હૈ સોઈ;<br>
વસ્તુ વિચારત એક પદારથ, નામકે ભેદ કહાવત દોઈ;

યોં સરવંગ સદા લખિ આપુહિ, આતમધ્યાન કરૈ જબ કોઈ;
મેટિ અશુદ્ધ વિભાવદશા તબ, સિદ્ધ સરૂપકી પ્રાપતિ હોઈ;
ગા. ૧૪ અ૦ ૧

શુદ્ધનયથી આત્માનો અનુભવ કરવો તે જ વિજ્ઞાનની સંપત્તિ-જ્ઞાનસંપત્તિ છે. વસ્તુ અપેક્ષાએ વિચારીએ તો આત્મા અને જ્ઞાન ભિન્ન ભિન્ન નથી. એક વસ્તુ છે. આત્મા ગુણી છે, જ્ઞાનગુણ છે એમ ગુણી અને ગુણ એ નામના ભિન્નત્વથી ભેદ કહેવાય છે, પરંતુ જો સર્વ પ્રકારે આત્માને ગુણી અને ગુણ સ્વરૂપ જાણી સંપૂર્ણપણે આત્માને ઓળખી આત્માનું ધ્યાન કરે છે, તો તેને અશુદ્ધ વિભાવદશા દૂર થઈ સિદ્ધ સ્વરૂપની સ્વભાવદશાની પ્રાપ્તિ હોય છે.

### સવૈયા ૩૧.

બનારસી કહે ભૈયા ભવ્ય સુનો મેરી સીખ,
કેહૂં ભાંતિ કૈસેહૂ કે ઐસો કાજ કીજિયે;
એકહૂં મુહૂરત મિથ્યાત્વકો વિધ્વંસ હોઇ,
જ્ઞાનકો જગાય અંસ હંસ ખોજ લીજિયે;
વાહીકો વિચાર વાકો ધ્યાન યહ કૌતૂહલ,
યોંહી ભર જનમ પરમ રસ પીજિયે;
તજિ ભવવાસકો વિલાસ સવિકાર રૂપ,
અંતકરિ મોહકો અનંતકાલ જીજિયે.
ગા. ૨૪ અ૦ ૧

બનારસીદાસ કહે છે કે હે ભાઈ! મારી શિખામણ સાંભળ. કોઈ પણ પ્રકારે ગમે તેમ કરી એવું કાર્ય કર કે જેથી એક મુહૂર્ત માટે મિથ્યાત્વનો નાશ થાય અને સમ્યગ્જ્ઞાનનો અંશ પ્રગટે કે જેથી હંસ જે આત્મા તેની ઓળખાણ તું કરી લે, આત્મા ઓળખે એટલે તેનો જ વિચાર કર, તેનું જ ધ્યાન કર અને તેમાં જ વિલાસ ક્રીડા કર. એ પ્રકારે જીવનભર એ પરમ અમૃતરસનું પાન કર. ત્યારે આ

સંસારવાસના ફેરા અને રાગદ્વેષ આદિ વિકારોથી તું છૂટીશ. અને મોહનો નાશ કરી સિદ્ધ થઈ સિદ્ધગતિમાં અનંતકાળ વાસ કર.

ભૈયા જગવાસી તૂં ઉદાસી વ્હૈકે જગતસોં,
એક છ મહીના ઉપદેશ મેરો માન રે;
ઔર સંકલ્પ વિકલ્પકે વિકાર તજિ,
બૈઠિકે એકંત મન એક ઠોર આન રે;
તેરો ઘટ સરતામેં તૂંહી વ્હૈ કમલ વાકોં,
તૂહી મધુકર વ્હૈ સુવાસ પહિચાન રે;
પ્રાપતિ ન વ્હૈ હૈ કછુ ઐસા તૂં વિચારત હૈ,
સહી વ્હૈ હૈ પ્રાપતિ સરૂપ યોંહિ જાન રે.

શ્રી ગુરુ ઉપદેશે છે કે હે ભાઈ! જગતવાસી જીવ! તું જગતના કાર્યો–ભાવોથી ઉદાસીન થઈ, એક છ માસ સુધી મારો ઉપદેશ માન્ય કર. તું વિષય, કષાય, આર્તરૌદ્ર ધ્યાન, સંકલ્પ વિકલ્પ એ બધા વિકારોને તજી એકાંતમાં બેસી તારા ચિત્તને એકાગ્ર કર. તારા દેહરૂપી સરોવરમાં તુજ નિર્મળ કમળ થા અને તે કમળમાં તુજ ભ્રમર થઈ તારા પોતાના સ્વસ્વભાવરૂપ સુગંધને જાણ, તેમાં જ લીન થા, મગ્ન થા અને તેનો જ અનુભવ કર. શું તું એમ વિચારે છે કે મને કાંઈ પ્રાપ્તિ થશે નહિ? પણ એમ માન નહિ, નિશ્ચયથી તને સ્વસ્વરૂપની પ્રાપ્તિ થશે. તે સ્વસ્વભાવ અનુભવ તેજ સ્વરૂપ છે એમ નક્કી જાણ.

ભેદજ્ઞાન આરાસોં દુફારા કરે જ્ઞાની જીવ,
આતમ કરમ ધારા ભિન્ન ભિન્ન ચરચે;
અનુભૌ અભ્યાસ લહે પરમ ધરમ ગહે,
કરમ ભરમકો ખજાનો ખોલિ ખરચે,
યોંહિ મોક્ષ મગ ધાવે કેવલ નિકટ આવે,
પૂરણ સમાધિ લહે પરમકો પરચે,

ભયો નિરદૌર વાહિ કરનો ન કછુ ઔર,
ઐસો વિશ્વનાથ તાહિ બનારસિ અરચે.

ગા. ૩ અ૦ ૯

જ્ઞાની આત્મા ભેદવિજ્ઞાનરૂપી કરવતથી આત્મા અને કર્મ બંનેની બે ફાડ કરે છે અને બંને ફાડને જુદી જુદી જાણે છે. આત્માના અનુભવનો અભ્યાસ કરી શુદ્ધ સ્વભાવને ગ્રહણ કરે છે, અને કર્મના સમૂહનો ખજાનો ખોલી–સત્તામાના કર્મોની ઉદીરણા કરી બધાંય કર્મને ખપાવી નિર્જરા કરે છે. આ પ્રકારે મોક્ષના માર્ગમા દોડે છે, પ્રગતિ કરે છે, અને તેથી કૈવલ્યજ્ઞાન સમીપ આવે છે. પરિપૂર્ણ પરમ આત્માનો પરિચય કરી પૂર્ણ નિરાકુળતા પામે છે. તે ભવભ્રમણના બંધનને તોડી નિર્બંધ થાય છે, તેને કંઈ કરવાનું બાકી રહેતું નથી–કૃતકૃત્ય છે એવા વિશ્વનાથ–શુદ્ધ આત્મદેવ તેને બનારસીદાસ વંદે છે–પૂજે છે.

જામેં લોક વેદ નાંહિ થાપના ઉછેદ નાંહિ,
પાપ પુન્ય ખેદ નાંહિ ક્રિયા નાંહિ કરની;
જામેં–રાગ દ્વેષ નાંહિ જામેં બંધમોક્ષ નાંહિ,
જામેં પ્રભુ દાસ ન આકાશ નાંહિ ધરની,
જામેં કુલ રીતિ નાંહિ, જામેં હાર જીત નાંહિ,
જામેં ગુરુ શિષ્ય નાંહિ વિષય નાહિ ભરની,
આશ્રમ વરણ નાંહિ કાહુકા સરણ નાંહિ,
ઐસી શુદ્ધ સત્તાકી સમાધિ ભૂમિ વરની.

ગા. ૨૪ અ૦ ૯

શુદ્ધાત્માના સ્વરૂપમાં લૌકિક સુખ દુઃખનો અનુભવ નથી, સ્થાપના નથી કે ઉચ્છેદ નથી, પાપ અને પુણ્યનો ખેદ નથી, ક્રિયાનું કરવાપણું નથી, રાગદ્વેષ નથી, બંધમોક્ષ નથી, સ્વામિત્વ કે દાસત્વ નથી, આકાશ કે પૃથ્વી નથી, કુલની રીતિ નથી, હાર જીત

નથી, ગુરુપણું કે શિષ્યપણું નથી, વિષયોનો ભંડાર નથી, કોઈ આશ્રમ જાતિ કે વર્ણ નથી, કોઈ પરનું શરણ નથી. શુદ્ધાત્માની સમાધિ–અનુભવ ભૂમિકાનું સ્વરૂપ એવું વર્ણવ્યું છે.

### સવૈયા ૨૩.

જો કબહૂં યહ જીવ પદારથ, ઔસર પાય મિથ્યાત્વ મિટાવે;
સમ્યક્ ધાર પ્રવાહ વહે ગુણ, જ્ઞાન ઉદૈ સુખ ઊરધ ધાવે;
તો અભિઅંતર દર્વિત ભાવિત, કર્મ કલેશ પ્રવેશ ન પાવે;
આતમ સાધિ અધ્યાતમકે પથ, પૂરણ વ્હૈ પરબ્રહ્મ કહાવે.

ગા. ૪ અ ૦ ૬

જો ક્યારેય પણ આ જીવ દ્રવ્ય સમય પામી કાળ પામી મિથ્યાત્વનો નાશ કરે છે અને સમ્યક્ત્વ ગુણની પરિણતિમાં પરિણમે છે તો જ્ઞાન ગુણ ઉદય થાય છે અને જીવ ઊર્ધ્વલોક (મુક્તિ) સન્મુખ ગમન કરે છે. તે જ્ઞાનના પ્રભાવથી અભ્યંતર દ્રવ્યકર્મ અને ભાવકર્મનો કલેશ લેશપણ પ્રવેશ કરી શકતો નથી. તેથી આત્માની શુદ્ધિ પામી, અધ્યાત્મપથ આત્માનુભવનો અભ્યાસ કરી આત્મસ્વરૂપની પૂર્ણ પ્રાપ્તિ કરે છે તે પરબ્રહ્મ કહેવાય છે.

ભેદિ મિથ્યાત્વ સુ વેદિ મહારસ, ભેદ વિજ્ઞાનકળા જિનિ પાઈ,
જો અપની મહિમા અવધારત, ત્યાગ કરે ઉરસોં જુ પરાઈ;
ઉદ્ધત રીત વસે જિનકે ઘટ, હોત નિરંતર જ્યોતિ સવાઈ;
તે મતિમાન સુવર્ણ સમાન, લગે તિનકો ન શુભાશુભ કાંઈ,

ગા. ૫; અ ૬

જે મિથ્યાત્વને ભેદી, ઉપશમના મહારસને અનુભવી ભેદ વિજ્ઞાનની કલાને પ્રાપ્ત થયા છે; જે ભેદવિજ્ઞાનથી આત્મસ્વરૂપ પ્રાપ્ત કરી જ્ઞાન–દર્શન ચારિત્રરૂપ નિજ મહત્તાને ધારણ કરે છે, અને અંતરમાંથી પર દેહાદિક સાથેની મમતાનો ત્યાગ કરે-છે, ઉચ્ચદશાને પામવાની રીત–અનુક્રમે વર્ધમાન થઈ શુદ્ધ પરિણામ સંયમની શ્રેણિ

જેના અંતરમાં વસી છે તેથી આત્મજ્ઞાનની જ્યોતિ વિશેષ વિશેષ પ્રકાશ થઈ છે, તે ભેદજ્ઞાની જીવ સુવર્ણ સમાન છે. જેમ સોનાને કાટ ના લાગે તેમ તેને શુભ કે અશુભ કર્મનું કલંક લાગતું નથી, સહજ સંવરરૂપ હોય છે.

### સવૈયા–૨૧

જિન્હકે સુદષ્ટિમેં અનિષ્ટ ઇષ્ટ દોઉ સમ,
જિન્હકો આચાર સુવિચાર શુભ ધ્યાન હૈ;
સ્વારથકો ત્યાગિ જે લગે હૈ પરમારથકો,
જિન્હકે વનિજમેં નફા હૈ ન જ્યાન હૈ;
જિન્હકે સમઝમેં શરીર ઐસો માનીયત,
ધાનકીસો છીલક કૃપાણકીસો મ્યાન હૈ;
પારખી પદારથકે સાખી ભ્રમ ભારથકે,
તેઈ સાધુ તિનહીકો યથારથ જ્ઞાન હૈ. ૪૫—૩

જેની સમ્યગ્દષ્ટિમાં ઇષ્ટ અને અનિષ્ટ પદાર્થ બંને સમાન છે. શુભ ધ્યાનની પ્રાપ્તિ એ જ જેનો આચાર અને વિચાર છે, જે વિષય સુખાદિ સ્વાર્થને ત્યાગી પરમાર્થ માર્ગને ગ્રહણ કરે છે, જેના વેપારમાં નફો અને ખોટ નથી, જેમ ધાન અને ઉપરનાં છોતરાંનો અને તલવાર અને ઉપરના મ્યાનનો સંબંધ છે તેવો સંબંધ આત્માને શરીર સાથે છે એમ જેની સમજણમાં છે, જીવ અને અજીવ પદાર્થને ઓળખનાર છે, મિથ્યાત્વના ભ્રમનું મહાભારત યુદ્ધ ચાલી રહ્યું છે તેનો સાક્ષી છે, તે જ સાધુ છે અને તેને જ યથાર્થ જ્ઞાન છે.

### સવૈયા—૨૪.

કાજ વિના ન કરે જિય ઉદ્યમ, લાજ વિના રણમાંહિ ન જૂઝે;
ડીલ વિના ન સધે પરમારથ, સીલ વિના સતસેં ન અરૂઝે;
નેમ વિના ન લહે નિહચે પદ, પ્રેમ વિના રસ રીતિ ન બૂઝે;
ધ્યાન વિના ન થંભે મનકી ગતિ, જ્ઞાન વિના શિવ પંથ ન સૂઝે.

ગા. ૨૩ અ. ૭

આ લોકમાં પ્રયોજન વિના કોઈ ઉદ્યમ કરતું નથી, આબરુ, કીર્તિ વિના કોઈ રણસંગ્રામમાં લડતું નથી, અંતરના ખરા ભાવ વિના પરમાર્થ આત્માર્થ સાધી શકાતો નથી, શીલ–શાંતિ વિના સત્યની પ્રાપ્તિ થતી નથી, નિયમ–સંયમ વિના નિશ્ચયપદ–મુક્તિ પ્રાપ્ત ન થાય, પ્રેમ વિના આનંદરસ ઊપજે નહિ. ધ્યાન વિના મનની ગતિ (ચંચલતા) સ્થિર થતી નથી તેમ સમ્યગ્જ્ઞાન વિના શિવપંથ–આત્માનુભવ સૂઝતો નથી.

જ્ઞાન ઉદૈ જિન્હકે ઘટ અંતર, જ્યોતિ જગી મતિ હોત ન મૈલી;
બાહિજ દૃષ્ટિ મિટી જિન્હકે હિય, આતમ ધ્યાનકલા વિધિ ફૈલી;
જે જડચેતન ભિન્ન લખેં, સુવિવેક લિયે પરખૈ ગુણ થૈલી;
તે જગમેં પરમારથ જાનિ, ગહે રુચિ માનિ અધ્યાતમ સૈલી.

ગા. ૨૪ અ. ૭

સમ્યગ્જ્ઞાન જેના અંતરમાં પ્રકાશ્યુ છે તેની આત્મજ્યોતિ જાગૃત રહે છે અને બુદ્ધિ મલિન હોતી નથી. જેના હૃદયમાંથી શરીરાદિની મમતારૂપ બાહ્યદૃષ્ટિ ક્ષય પામી છે તેનો આત્મધ્યાન કરવાની કળાનો વિસ્તાર થાય છે. ભેદવિજ્ઞાની વિવેકી જ્ઞાની જડ અને ચૈતન્યને ભિન્ન ભિન્ન જાણે છે અને તે બંનેના ગુણોની પરીક્ષા કરે છે. તે રત્નત્રય પરમાર્થને જાણે છે, તેને રુચિપૂર્વક ગ્રહે છે અને અધ્યાત્મશૈલી આત્માનુભવની માન્યતા કરે છે એવો જ્ઞાનનો મહિમા છે.

## સવૈયા—૩૧.

આચારજ કહે જિન વચનકો વિસ્તાર,
અગમ અપાર હૈ કહેંગે હમ કિતનો;
બહુત બોલવેસોં ન મકસૂદ ચુપ્પ ભલો,
બોલિયેસોં વચન પ્રયોજન હૈ જિતનો;
નાનારૂપ જલ્પનસો નાના વિકલપ ઉઠે,
તાતે જેતો કારિજ કથન ભલો તિતનો;

શુદ્ધ પરમાતમાકો અનુભૌ અભ્યાસ કીજે,
યેહી મોક્ષપંથ પરમારથ હૈ ઇતનો. ૧૨૪–૧૦

આચાર્ય કહે છે કે "હે શિષ્ય! જિન ભગવાનનાં વચનોનો વિસ્તાર અગમ અને અપાર છે. હું કેટલો કહી શકીશ? વધારે બોલવાની મારી શક્તિ નથી માટે મૌન રહેવું સારું છે અને બોલીએ તો જેટલું પ્રયોજન હોય તેટલું વચન બોલવું. વધારે બોલવાથી વધારે વિકલ્પો ઉઠે છે તેથી જેટલુ કાર્ય હોય તેટલું બોલવું એ યોગ્ય છે. શુદ્ધાત્માના અનુભવનો અભ્યાસ કરો, એ જ મોક્ષનો માર્ગ છે અને પરમાર્થ આત્માનું કલ્યાણ કરનાર પણ એ જ છે.

જે જીવ દરવરૂપ તથા પરયાયરૂપ,
દોઉ ને પ્રમાણ વસ્તુ શુદ્ધતા ગહત હૈ;
જે અશુદ્ધ ભાવનિકે ત્યાગી ભયે સરવથા,
વિષૈસોં વિમુખ વ્હૈ વિરાગતા ચહત હૈ;
જે જે ગ્રાહ્યભાવ ત્યાજ્યભાવ દોઉ ભાવનિકોં,
અનુભૌ અભ્યાસ વિષૈં એકતા કરત હૈ;
તેઈ જ્ઞાન ક્રિયાકે આરાધક સહજ મોક્ષ
મારગકે સાધક અબાધક મહત હૈ. ૩૫—૧૨

જે જીવ દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક બંને નયથી વસ્તુ (આત્મા)નું શુદ્ધ સ્વરૂપ જાણે છે, રાગદ્વેષ અશુદ્ધભાવોને સર્વથાપણે ત્યાગે છે, વિષયસુખોથી વિરક્ત થઈ વીતરાગભાવમાં પ્રવર્તે છે, જે જે ગ્રહણ કરવા યોગ્ય અને ત્યાગવા યોગ્ય ભાવો છે તે બંનેને આત્માના અનુભવના અભ્યાસમા પરરૂપ જાણી તે વિકલ્પથી રહિત થઈ આત્માનુભવમા એકાગ્રતા કરે છે તે જ્ઞાની જ્ઞાન અને ક્રિયા (શુદ્ધાત્માનુભવ)ના આરાધક છે તેથી સ્વાભાવિક મુક્તિમાર્ગને સાધે છે. તેમને કર્મની બાધા પુનઃ હોતી નથી તેથી અબાધક છે એવો તેમનો મહિમા છે.

(૩૪) પં૦ દ્યાનતરાયજીકૃત દ્યાનતવિલાસમાંથી :—

સવૈયા–૨૩.

કર્મ સુભાસુભ જો ઉદયાગત, આવત હૈ જબ જાનત જ્ઞાતા;
પૂરવ ભ્રામક ભાવ કિયે બહુ, સો ફલ મોહિ ભયૌ દુખદાતા;
સો જડરૂપ સ્વરૂપ નહીં મમ, મૈં નિજ શુદ્ધ સુભાવહિ રાતા;
નાસ કરૌં પલમેં સબકૌં અબ, જાય બસૌં સિવખેત વિખ્યાતા.

જ્ઞાની આત્મા એમ જાણે છે કે શુભાશુભ કર્મોનો ઉદય આવે છે તે પૂર્વે મિથ્યાત્વના ભ્રમરૂપ ઘણા ભાવોનું ફળ છે. જે મને દુઃખ આપનાર થયું છે. તે જડ પૌદ્દગલિક છે, મારું સ્વરૂપ નથી, હું તો નિજાત્માના શુદ્ધ સ્વભાવમાં જ રક્ત છું. હવે એ સર્વે કર્મોનો ક્ષણ માત્રમાં ક્ષય કરી પ્રસિદ્ધ મોક્ષધામમાં જઈ વાસ કરો.

સિદ્ધ હુએ અબ હોંઈ જુ હોંઈગે, તે સબ હી અનુભૌ ગુનસેતી;
તા વિન એક ન જીવ લહૈ શિવ, ઘોર કરૌ કિરિયા બહુ કેતી;
જ્યૌં તુષમાહિં નહીં કનલાભ, કિયે નિત ઉદ્યમકી વિધિ જેતી,
યૌં લખિ આદરિયે નિજભાવ, વિભાવ વિનાસ કલા સુભ એતી. ૬૬

જે સિદ્ધ થયા, થાય છે અને થશે તે સર્વે શુદ્ધાત્માનુભવરૂપી ગુણથી સંયુક્ત થવાથી થયા છે. તે શુદ્ધાત્માનુભવ વિના કોઈપણ એક જીવ કેટલાક પ્રકારની ઘણી તીવ્ર ક્રિયાઓ કરતાં છતાં પણ મુક્તિને પામી શકશે નહિ. જેમ હંમેશાં અનેક પ્રકારના પ્રયત્ન કરવા છતાં ખાલી છોતરામાંથી દાણાની પ્રાપ્તિ થઈ શકતી નથી તેમ આત્માનુભવ વિના જીવની સર્વ ક્રિયાઓ નિષ્ફળ છે. એમ જાણીને નિજ શુદ્ધાત્મભાવની ઉપાસના કરવી જોઈએ અને પરભાવ–વિભાવનો વિનાશ કરવો જાઈએ. આ સારી વિધિ છે.

સવૈયા ૩૧.

જગતકે નિવાસી જગહીમૈં રતિ માનત હૈ,
મોખકે નિવાસી મોખહીમૈં ઠહરાયે હૈં;

જગકે નિવાસી કાલ પાય મોખ પાવત હૈ,
મોખકે નિવાસી કભી જગમેં ન આયે હૈ;
એતૌ જગવાસી દુઃખવાસી સુખરાસી નાહિં,
વે તૌ સુખરાસી જિનવાનીમેં બતાયે હૈ;
તાતૈં જગતવાસતૈં ઉદાસ હોઈ ચિદાનંદ,
રત્નત્રયપંથ ચલૈં તેઈ સુખી ગાયે હૈ. ૭૩

સંસારમાં વસેલા જીવો સંસારમાં જ આનંદ માને છે, મોક્ષમાં વસેલા જીવો મોક્ષમાં જ આનંદ માને છે. સંસારના જીવો કાળ પામી મોક્ષને પ્રાપ્ત કરે છે પણ મોક્ષમાં વસેલ જીવો ક્યારેય પણ સંસારમાં આવ્યા નથી. જગતનિવાસી જીવો દુઃખમાં વસેલા છે, સુખથી યુક્ત નથી. સિદ્ધાત્મા તો અનંત સૌખ્યથી ભરપુર છે એમ શ્રી જિન ભગવાનની વાણીમાં પ્રકાશેલ છે તેથી આ સંસારવાસથી ઉદાસીન થઈ જે ચૈતન્યસ્વરૂપ આત્મા સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપી રત્નત્રયના માર્ગે ગમન કરે છે તેને સુખી કહ્યો છે.

યાહી જગમાહિં ચિંદાનંદ આપ ડોલત હૈ,
ભરમ ભાવ ધરૈ હરૈ આતમસકતકૌ;
અષ્ટકર્મરૂપ જે જે પુદ્ગલકે પરિનામ,
તિનકૌં સરૂપ માનિ માનત સુમતકૌં;
જાહી સમૈ મિથ્યા મોહ અંધકાર નાસિ ગયૌ,
ભયૌ પરગાસ ભાન ચેતનકે તતકૌ;
તાહીસમૈ જાનૌ આપ આપ પર પરરૂપ,
ભાનિ ભવ—ભાંવરિ નિવાસ મોખગતકો. ૭૪

આ સંસારમાં ચૈતન્ય સ્વરૂપ આત્મા દારુ પીધો હોય તેમ મદમાં ડોલે છે, પરિભ્રમણ કરે છે, મિથ્યાભાવને ધારણ કરે છે અને તેથી આત્મવીર્યની હાનિ કરે છે. આઠકર્મરૂપ જે જે પુદ્ગલના પર્યાયો છે તેને પોતાનું સ્વરૂપ માને છે, અને તે માન્યતાને સુમતિ

માને છે, એ મિથ્યામોહનો અંધકાર જે સમયે વિલય થાય છે અને આત્મિક ચૈતન્ય તત્ત્વરૂપી સૂર્યનો પ્રકાશ થાય છે તે સમયે આત્મા આત્મસ્વરૂપને આત્મસ્વરૂપ જાણે છે અને પરસ્વરૂપને પરસ્વરૂપરૂપ જાણે છે અને આ સંસારરૂપ ચક્રાવાને દૂર કરી એ મોક્ષધામમાં વાસ કરે છે,

રાગદોષ મોહભાવ જીવકૌ સુભાવ નાહિ,
જીવકૌ સુભાવ શુદ્ધ ચેતન વખાનિયે;
દર્વ કર્મરૂપ તે તૌ ભિન્ન હી વિરાજત હૈ,
તિનકૌ મિલાપ કહો કૈસેં કરિ માનિયે,
એસો ભેદ જ્ઞાન જાકે હિરદૈ પ્રગટ ભયૌ,
અમલ અબાધિત અખંડ પરમાનિયે;
સોઈ સુ વિચચ્છન મુક્ત ભયૌ તિહુકાલ,
જાની નિજ ચાલ પરચાલ ભૂલિ ભાનિયે. ૭૫

રાગદ્વેષ આદિ મોહના ભાવો છે; આત્માનો સ્વભાવ નથી. આત્માનો સ્વભાવ તો શુદ્ધ ચેતનામય કહ્યો છે. કર્મરૂપ જે પુદ્‌ગલ દ્રવ્ય તે તો જીવથી પ્રગટ ભિન્ન રહેલ છે, તો આત્મા અને પુદ્‌ગલનું એકત્વ કેવી રીતે માની શકાય? આ પ્રકારે બનેના ભિન્નત્વનું ભેદ વિજ્ઞાન જેના અંતરમાં પ્રકાશ્યું છે તે અમલ, અખંડ અને અબાધિત પ્રમાણ યોગ્ય છે; તે સુવિચક્ષણ આત્મા જેણે પોતાની આત્મ સ્વરૂપની પરિણતિ અનુભવી છે અને પરપુદ્‌ગલની પરિણતિને પોતાની માનવાની ભૂલ ભાગી છે તે ત્રણે કાળને માટે મુક્ત થયો છે.

અશોક છંદ

રાગભાવ ટારિકે સુદોષકૌં વિડારિકૈ,
સુ મોહભાવ ગારિકૈ નિહારિ ચેતનામઈ;
કર્મકૌં પ્રહારિકૈ સુ ભર્મભાવ ડારિકૈ,
સુચર્મદષ્ટિ દારિકૈ |વિચાર સુદ્ધતા લઈ,

જ્ઞાનભાવ ધારિકૈ સુ દ્દષ્ટિકૌં પસારિકૈં,
લખૌ સરુપ તારિકૈ, અપાર સુદ્ધતા ખઈ;
મત્તભાવ મારિકૈ સુ મારભાવ છારિકૈ,
સુ મોખકૌં નિહારિકૈ વિહારકૌં વિદા દઈ. ૭૯

રાગભાવનો ક્ષય કરી, દ્વેષભાવનો વિલય કરી, મોહભાવને ગાળી નાંખી, ચૈતન્યમય આત્માને નિહાળી, કર્મને કૂટી, મિથ્યા ભ્રમભાવને રોધી, પુદ્દગલ પર્યાયદષ્ટિ–ચર્મદષ્ટિને છેદીને શુદ્ધાત્માનો વિચાર કર્યો છે, સમ્યગ્જ્ઞાનભાવને ધારી, સમ્યગ્દર્શનભાવનો પ્રકાશ કરી યથાતથ્ય સ્વરૂપને ઓળખી અનુભવી અનાદિકાળની અપાર મૂઢતાને દૂર કરી છે, અહભાવ અને મમત્વભાવનો ક્ષય કરી, કામભાવને સમાવી દઈ, વિલય કરી મુક્તિનાં દર્શન કરી સંસારના પરિભ્રમણને વિદાય આપી છે.

સુદ્ધ આતમા નિહારિ રાગ દોષ મોહ ટારિ,
ક્રોધ માનવંક ગારિ લોભ ભાવ ભાનુ રે;
પાપપુન્યકૌં વિડારિ સુદ્ધભાવકૌ સંભારિ,
ભર્મભાવકૌં વિસારિ પર્મભાવ આનુ રે;
ચર્મદષ્ટિ તાહિ જારિ શુદ્ધદષ્ટિકૌં પસારિ,
દેહનેહકૌં નિવારિ સેતધ્યાન ઠાનુ રે;
જાગિ જાગિ સૈન છાર ભવ્ય મોખકૌં વિહાર,
એક વારકે કહે હજાર બાર જાનુ રે. ૮૨

શુદ્ધાત્મસ્વરૂપને જોઈ, રાગ દ્વેષ મોહ આદિ ભાવોને ટાળી ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયોને ગાળી નાંખો. પાપ અનેપુણ્ય બંનેનો નાશ કરી, શુદ્ધાત્મભાવને પામી, મિથ્યા ભ્રમભાવને ભૂલી જઈ પરમ આત્મિકભાવને પ્રાપ્ત થાઓ. જે ચર્મદષ્ટિ છે તેને બાળી નાંખી, આત્માની દષ્ટિનો વિકાસ કરી, શરીરના મમત્વને દૂર કરી શુક્લધ્યાનના સ્થાનને પ્રાપ્ત થાઓ. હે ભવ્ય ! આ નિદ્રાનો ત્યાગ

કર અને જાગૃત થા! જાગૃત થા! અને મોક્ષના માર્ગનો રસ્તો લે. આ એક વખત કહેલ શિખામણને હજારવાર કહેલ જાણજે.

છપ્પાઈ.

જપત શુદ્ધપદ એક, એક નહિં લખત જીવ તન;
તનક પરિગ્રહ નાહિં, નાહિં જર રાગ દોષ મન;
મન વચન તન થિર ભયૌ, ભયૌ વૈરાગ અખંડિત;
ખંડિત આસ્રવદ્વાર, દ્વારસંવર પ્રભુ મંડિત;
મંડિત સમાધિસુખ સહિત જબ, જબ કષાય અરિગન ખપત;
ખપ તનમમત્ત નિરમત્ત નિત, નિત તિનકે ગુણ ભવિ જપત. ૯૧

જે એક શુદ્ધાત્મિકપદનો જાપ કરે છે, જે આ શરીર અને આત્માને એક જાણતા નથી, જેને લેશ પણ પરિગ્રહ નથી, જેના ચિત્તમાં રાગદ્વેષ નથી, જેના મન વચન કાયા સ્થિરત્વને પામ્યાં છે, જે અખંડ વૈરાગ્યમય છે, જેણે આસ્રવદ્વાર-કર્મને આવવાનાં કારણોનો નાશ કર્યો છે, જે સંવરદ્વારથી વિભૂષિત છે, સહજ આત્મિક રમણતાના સુખથી જે શોભાયમાન છે, કષાયરૂપી શત્રુસમૂહ જેણે ક્ષય કર્યો છે, દેહમમત્વ જેણે ખપાવી દીધું છે, નિરંતર નિર્મમત્વભાવમાં સ્થિર છે તે પ્રભુના ગુણોનું ભવ્ય જીવો નિત્ય સ્મરણ કરે છે, જાપ કરે છે.

સવૈયા-૨૩.

જિનકે ઘટમેં પ્રગટયો પરમારથ, રાગવિરોધ હિયે ન વિથારૈ;
કરકૈં અનુભૌ નિજ આતમકૌ, વિષયા સુખસૌં હિત મૂલ નિવારૈં;
હરિકૈ મમતા ધરિકૈ સમતા, અપનૌ બલ ફોરિ જુ કર્મ વિડારૈં;
જિનકી યહ હૈ કરતૂતિ સુજાન, સુઆપ તિરૈં પર જીવન તારૈં. ૯૨

જેના અંતરમાં આત્મભાવ પ્રકાશ્યો છે, રાગદ્વેષની પીડા જેના હૃદયમાં નથી, નિજાત્માનો જેણે અનુભવ કર્યો છે, ઇંદ્રિયોના વિષયોનાં

સુખ હિતકારી છે એવી દૃષ્ટિ જેણે તોડી નાખી છે, જેણે મમત્વ-ભાવનો ત્યાગ કરી સમતાભાવને ધારણ કર્યો છે, નિજાત્મવીર્યને ફેરવી કર્મનો સંહાર જેણે કર્યો છે, એવું જેનું કાર્ય છે તે સમ્યગ્જ્ઞાની છે એમ જાણ. તે મહાત્મા પોતે આ સંસાર સમુદ્રથી તરે છે અને અન્ય જીવોને તારે છે.

સવૈયા–૩૧.

મિથ્યાભાવ મિથ્યા લખૌ ગ્યાનભાવ ગ્યાન લખૌ,
  કામભોગ ભાવનસૌ કામ જોરજારિકૈં,
પરકૌ મિલાપ તજૌ આપનપૌ આપ ભજૌ,
  પાપપુન્ય ભેદ છેદ એકતા વિચારિકૈ;
આતમ અકાજ કરૈ આતમ સુકાજ કરૈં,
  પાવૈ ભવપાર મોક્ષ એતૌ ભેદ ધારિકૈ;
યાતૈ હૂં કહત હેર ચેતનં ચેતૌ સબેર,
  મેરે મીત હો નિચીત એ તૌ કામ સારિકૈ. ૯૪

મિથ્યાત્વના ભાવોને મિથ્યા ભ્રમરૂપ જાણ, સમ્યગ્જ્ઞાનના ભાવોને સમ્યક્‌રૂપ જાણ. કામ–તૃષ્ણાના જોરને તોડી ઇંદ્રિયવિષય ભોગના ભાવોનો નાશ કર. પરવસ્તુઓ સાથેનો સંગ અને એકત્વ બુદ્ધિનો ત્યાગ કર. નિજ શુદ્ધાત્માની ભાવના કર. પાપ અને પુણ્ય એ બંને એક પૌદ્‌ગલિક કર્મના પરિણામો છે એમ એના ભેદનું છેદન કર. બંનેને હેય જાણી ત્યાગ, આત્મા જ અહિત કરનાર છે અને આત્મા જ હિત કરનાર છે એ ભેદને જાણી નિજહિત કાર્ય કર કે જેથી ભવનો અંત થાય અને મુક્તિની પ્રાપ્તિ થાય. તેથી હે ચેતન! હું કહું છું કે વિચાર કરીને તું સવેળાએ ચેત. હે મારા મિત્ર! આટલું કાર્ય કરીને નિશ્ચિત થા.

છપ્પઈ:

મિથ્યાદષ્ટી જીવ, આપકૌં રાગી માનૈ,
મિથ્યાદષ્ટી જીવ, આપકૌં દૂષી જાનૈ;

મિથ્યાદૃષ્ટી જીવ, આપકોં રાગી દેખે;
મિથ્યાદૃષ્ટી જીવ, આપકોં ભોગી પેખે;
જો મિથ્યાદૃષ્ટી જીવ સો, સુદ્ધાતમ નાહીં લહે;
સોઈ ગ્યાતા જો આપકો, જૈસાકા તૈસા ગહે. ૧૦૬

મિથ્યાદૃષ્ટિ પુદ્‌ગલને અને આત્માને એક જાણનાર જીવ પોતાના આત્માને રાગી માને છે. મિથ્યાદૃષ્ટિ જીવ પોતાના આત્માને દ્વેષી જાણે છે, મિથ્યાદૃષ્ટિ જીવ પોતાના આત્માને રોગી જાણે છે, મિથ્યાદૃષ્ટિ જીવ પોતાના આત્માને ભોગી સમજે છે; જે મિથ્યાદૃષ્ટિ જીવ છે તે આત્માના સ્વરૂપને પામતો નથી. જે પોતાના આત્માને જેમ છે તેમ યથાર્થ ગ્રહણ કરે છે—જાણે છે, તે સમ્યગ્જ્ઞાની જ્ઞાતા છે.

સવૈયા—૩૧

ચેતનકે ભાવ દોય ગ્યાન ઔ અગ્યાન જોય,
એક નિજભાવ દૂજો પરઉતપાત હૈ;
તાતેં એક ભાવ ગહો દૂજો ભાવ મૂલ દહો,
જાતેં સિવપદ લહો યહી ઠીક બાત હૈ;
ભાવકૌ દુખાયૌ જીવ ભાવહીસૌં સુખી હોય,
ભાવહીકૌ ફેરિ ફેરૈ મોખપુર જાત હૈ;
યહ તો નીકો પ્રસંગ લોક કહે સરવંગ,
આગહીકો દાધૌ અંગ આગ હી સિરાત હૈ. ૧૦૭

આત્માના બે ભાવ છે. એક જ્ઞાનરૂપ, બીજો અજ્ઞાનરૂપ. એક જ્ઞાનરૂપ ભાવ તે આત્માનો નિજભાવ છે, બીજો અજ્ઞાનરૂપ ભાવ પર પુદ્‌ગલના સંગે ઉત્પન્ન થયેલો વિભાવ છે. તેથી એક આત્માના જ્ઞાનગુણને ગ્રહણકરો અને બીજા અજ્ઞાનભાવનું મૂળ બાળી ભસ્મ કરો કે જેથી મુક્તિપદ પ્રાપ્ત કરી શકો અને એમ કરવું એ જ યોગ્ય છે. ભાવથી જ જીવ દુઃખો પામી દુઃખી થઈ રહ્યો છે અને ભાવથી જ જીવ સુખ પામી સુખી હોય છે. ભાવને જ પલટાવી નાંખ-

વાથી જીવ નિર્વાણનગર પ્રતિ જાય છે. લોકો કહે છે કે આ સંપૂર્ણ સુંદર પ્રસંગ છે. અગ્નિ અંગને બાળે છે અને તેજ અગ્નિથી ટાઢ દૂર થાય છે, તપાય છે.

બાર બાર કહૈં પુનરુકત દોષ લાગત હૈ,
જાગત ન જીવ તૂતૌ સોયૌ મોહ જગમેં
આતમાસે તી વિમુખ ગહૈ રાગ દોષરૂપ,
પંચ ઇન્દ્રીવિષૈ સુખ લીન પગપગમૈં;
પાવત અનેક કષ્ટ હોત નાહિં અષ્ટનષ્ટ,
મહાપદ ભિષ્ટ ભયૌ ભમૈ સિષ્ટ મગમૈં;
જાગિ જગવાસી તૂ ઉદાસી હ્વૈકે વિષયસૌં,
લાગિ સુદ્ધ અનુભૌ જ્યૌં આવૈ નાહિ જગમૈં. ૧૧૭

વારંવાર કહેવાથી પુનરુક્તિનો દોષ લાગે છે. છતાં હે જીવ! તું મોહનિદ્રામા સૂતો છે તે કેમ જાગતો નથી? આત્મભાવથી વિપરીત રાગદ્વેષ વિભાવને ગ્રહણ કરે છે, અને ડગલે પગલે પાંચ ઇંદ્રિયોના વિષયભોગોના સુખમા મગ્ન રહે છે. અને તેથી અનેક પ્રકારના દુઃખોને તું પ્રાપ્ત થાય છે અને તારાં આઠ કર્મ નાશ થતાં નથી. આત્માના સ્વભાવરૂપી મહાપદથી ભ્રષ્ટ થઈ આ સંસારના માર્ગમાં ભ્રમણ કરે છે. હે જગતવાસી જીવ! તું પાંચ ઇંદ્રિયોના વિષય સુખોથી ઉદાસીન થઈ જાગૃત થા અને શુદ્ધાત્માના અનુભવમાં લીન થા કે જેથી પુનઃ આ સસારમાં તારે આવવુ પડે નહિ.

(૩૫) પં. ભૈયા ભગવતીદાસજીકૃત બ્રહ્મવિલાસમાંથી :–

સવૈયા–૩૧

કર્મકો કરૈયા સો તૌ જાનૈ નાહિં કૈસે કર્મ,
ભરમમેં અનાદિહીકો કરમૈં કરતુ હૈ;
કર્મકો જનૈયા ભૈયા સો તૌ કર્મ કરૈ નાહિ,
ધર્મમાંહિ તિહૂં કાલ ધરમેં ધરતુ હૈ;

દુહૂંનકી જાતિપાતિ લચ્છન સ્વભાવ ભિન્ન,
કબહૂં ન એકમેક હોઈ વિચરતું હૈ;
જા દિનાતેં ઐસી દષ્ટિ અન્તર દિખાઈ દઈ,
તા દિનાતેં આપુ લખિ આપુ હી તરતુ હૂં.
(શત અષ્ટોતરી)

જે કર્મનો કરનાર છે તે પોતે તો જાણતો નથી કે કર્મ કેવાં છે? શું સ્વરૂપ છે? અનાદિકાળથી મિથ્યાભ્રાંતિના હેતુથી કર્મો કર્યા કરે છે. ભૈયા ભગવતીદાસ કહે છે કે હે ભાઈ! કર્મને જે જાણે છે તે તો કર્મ કરતો નથી, ત્રણે કાળ આત્મ સ્વભાવરૂપ ધર્મમાં જે રહે છે, અને તેમાં જ લીન થઈ તે દષ્ટારૂપ રહે છે. કર્મની અને આત્માની જાતિ, પંક્તિ, લક્ષણુ અને સ્વભાવ ભિન્ન ભિન્ન છે. તે બંને કયારેય પણ એકપણાને પામી પરિણમતાં નથી, બંને સદા ભિન્ન જ છે, એવી દષ્ટિ જે દિવસથી અંતરમાં પ્રકાશે તે દિવસથી તે આત્માને ઓળખે છે, જાણે છે, અનુભવે છે અને આત્મા જ એની દષ્ટિમાં રમી રહે છે. તેથી આ સંસારમાંથી પોતે તરી પાર ઊતરે છે.

જબતેં અપનો જિઉ આપુ લખ્યો, તબતેં જુ મિટી દુવિધા મનકી;
યોં સીતલ ચિત્ત ભયો તબ હી સબ, છાંડ દઈ મમતા તનકી,
ચિંતામણિ જબ પ્રગટયો ઘરમેં, તબ કૌન જુ ચાહિ કરે ધનકી;
જો સિદ્ધમેં આપુમેં ફેર ન જાનૈ સો, કયોં પરવાહ કરે જનકી.
૩૫ (અષ્ટોત્તરી)

જ્યારથી પોતાના આત્માએ પોતાના આત્મસ્વરૂપને જાણ્યું ત્યારથી મનની દુવિધા સંકલ્પ વિકલ્પ અશાંતિ મટી ગઈ અને તેથી એ પ્રકારે ચિત્ત શીતળીભૂત થયું, ત્યારે શરીરાદિની સર્વ મમતા છૂટી ગઈ. ઘરમાં ચિંતામણિ પ્રગટે તો કોણ ધનની ઇચ્છા કરે? જે સિદ્ધ ભગવાનના આત્મસ્વરૂપમાં અને પોતાના આત્મસ્વરૂપમાં

તત્ત્વવત કે ભિન્ના જાણતા નથી તે પછી આ જગતના મનુષ્યોની શા માટે પરવાહ કરે !

કેવલ રૂપ મહા અતિ સુંદર, આપું ચિદાનંદ શુદ્ધ વિરાજૈ;
અન્તરદષ્ટિ ખુલૈ જબ હી તબ, આપુહીમેં અપનો પદ છાજૈ;
સેવક સાહિબ કોઉ નહી જગ, કાહેકો ખેદ કરૈ કિહૂં કાજૈ;
અન્ય સહાય ન કોઉ તિહારૈ જુ, અંત ચલ્યો અપનો પદ સાજૈ.૩૬
(શતઅષ્ટોત્તરી)

આત્માનું શુદ્ધ કૈવલ્યસ્વરૂપ મહાન અને અતિ નિજસ્વભાવથી સુંદર છે. ત્યાં ચૈતન્યસ્વરૂપ આત્મદેવ સંપૂર્ણ શુદ્ધપણે બિરાજી રહેલ છે. જ્યારે જીવની અંતરદષ્ટિ પ્રગટે છે ત્યારે નિજાત્મભાવને વિષે જ પોતાનો આત્મા પ્રકાશી રહે છે. આ જગતમાં કોઈ સ્વામીએ નથી કોઈ સેવકેય નથી તો પછી શા માટે અને શું કરવા ખેદ કરે છે? મરણ સમયે જવાનું થશે ત્યાંરે અન્ય કોઈ તારો સહાયક નથી માત્ર તારો પોતાનો આત્મા જ તને સહાયક છે.

જબલોં રાગદ્વેષ નહિં જીતય, તબલોં મુક્તિ ન પાવૈ કોઈ,
જબલોં ક્રોધ માન મન ધારત, તબલોં સુગતિ કહાતે હોઈ;
જબલોં માયા લોભ વસે ઉર, તબલોં સુખ સપનૈ નહિં કોઈ,
એ અરિજીત ભયો જો નિર્મલ, શિવસંપતિ વિલસતુ હૈ સોઈ. ૪૫
શતઅષ્ટોતરી

જ્યાં લગી રાગ અને દ્વેષને જીત્યા નથી ત્યાં સુધી કોઈપણ જીવ મોક્ષ પામે નહીં. જ્યાં લગી ચિત્તને વિષે ક્રોધ અને માન છે ત્યાં લગી સુગતિને જીવ ક્યાંથી પામે? જ્યાં સુધી માયા અને લોભ અંતરમાં રહેલાં છે ત્યાં સુધી સ્વપ્ને પણ લેશ સુખ હોય નહિ. આ બધા શત્રુઓને જીતી જે જીવ નિર્મલ–શુદ્ધ થાય છે તે મુક્તિ-પદની સંપત્તિને પામી વિલાસ કરે છે.

## સવૈયા-૩૧.

પંચનસોં ભિન્ન રહૈ કંચન જ્યોં કાઈ તજૈ,
રંચ મલીન હોય જાકી ગતિ ન્યારી હૈ;
કંજનકે કુલ જ્યોં સ્વભાવ કીચ છુએ નાહિ,
નસૈ જલમાંહિ પૈ ન ઊર્ધતા વિસારી હૈ;
અંજનકે અંશ જાકે વંશમેં ન કહૂં દીખ,
શુદ્ધતા સ્વભાવ સિદ્ધરૂપ સુખકારી હૈ;
જ્ઞાનકો સમૂહ જ્ઞાન ધ્યાનમેં વિરાજિ રહ્યો,
જ્ઞાનદષ્ટિ દેખો 'ભૈયા' ઐસો બ્રહ્મચારી હૈ; ૫૫
(શતઅષ્ટોત્તરી)

જગતના જીવોની ગતિથી અન્ય આત્મપ્રતિ ગમન કરનાર જેની ગતિ છે તે પાંચ ઇન્દ્રિયોના વિષયસુખોથી લેપાતો નથી, ભિન્ન રહે છે. જેમ સુવર્ણને કાટ ચઢતો નથી તેમ તેનો આત્મા લેશ પણ મલિનતા પામતો નથી. જેમ કમળના ફૂલનો એવો ફૂલસ્વભાવ છે કે કાદવને સ્પર્શે નહિ અને જલમાં રહેવા છતાં પણ જલથી ઊંચું જ રહે, ઊંચા રહેવાના સ્વભાવને ત્યાગતું નથી. તેમ આત્મા કે આત્માના વંશમાં-પ્રદેશ કે પર્યાયમાં લેશ પણ પરકર્મના કલંકનું હોવાપણું કે સ્પર્શપણું જણાતું નથી. તે તો શુદ્ધ નિર્મલ સ્વભાવવંત, સિદ્ધસમાન સ્વરૂપવંત અને અનંત સૌખ્યથી પૂર્ણ છે. અનંતજ્ઞાનનો સમૂહ આત્મા જ્ઞાનની તન્મયતામાં જ પ્રકાશી રહ્યો છે. ભગવતીદાસજી કહે છે કે હે ભાઈ! ભેદવિજ્ઞાન દષ્ટિથી, પરરૂપ કોઈ કાળે થતો નથી અને સદા સર્વદા પોતાના ચૈતન્ય સ્વભાવમાં જ રહે છે એવા શુદ્ધ બ્રહ્મચારી નિરંજન આત્મદેવને તમે નિહાળો.

ચિદાનંદ 'ભૈયા' વિરાજત હૈ ઘટમાંહિ,
તાકે રૂપ લખિવેકો ઉપાય કછૂ કરિયે;
અષ્ટ કર્મ જાલકી પ્રકૃત્તિ એક ચાર આઠ,

તામેં કછૂ તેરી નાહિ આપની ન ધરિયે;
પૂરવકે બંધ તેરે તેઈ આઈ ઉદૈ હોંહિ,
નિજગુણ શકતિસોં તિન્હે ત્યાગ તરિયે;
સિદ્ધસમ ચેતન સ્વભાવમેં વિરાજત હૈ,
વાકો ધ્યાન ધરુ ઔર કાહુસોં ન ડરિયે. ૫૬
(શતઅષ્ટોત્તરી)

ભગવતીદાસ કહે છે કે, હે ભાઈ! ચૈતન્યસ્વરૂપ આત્મા આ દેહમાં બિરાજેલ છે તેના સ્વરૂપને ઓળખવાનો કાંઈ તો ઉપાય કરો. આઠ કર્મરૂપી જાળની ૧૪૮ પ્રકૃતિઓ છે તેમાથી કોઈપણ તારી નથી, તેને તું તારી પોતાની માની ના લે. પૂર્વે તેં જે કર્મો બાંધ્યાં છે તે અત્યારે તને ઉદયમાં આવ્યાં છે, તેનો તારી નિજાત્મ વીર્ય શક્તિને ફેરવીને ત્યાગ કર અને સંસાર સમુદ્રને તરી જા. સ્વભાવની અપેક્ષાએ આ ચૈતન્યાત્મા સિદ્ધસમાન સ્વરૂપવંત છે. તેનું તું ધ્યાન ધર અને કોઈથી પણ ભય ના પામ.

એક શીખ મેરી માનિ આપ હી તૂ પહિચાનિ,
જ્ઞાન દંગ ચર્ણ આન વાસ બાકે થરકો;
અનંત બલધારી હૈ જુ હલકો ન ભારી હૈ,
મહાબ્રહ્મચારી હૈ જુ સાથી નાંહિ જરકો;
આપ મહા તેજવંત ગુણકો ન ઓર અંત,
જાકી મહિમા અનંત દૂજો નાહિ વરકો;
ચેતનાકે રસ ભરે ચેતન પ્રદેશ ધરે,
ચેતના કે ચિહ્ન કરે સિદ્ધ પટતરકો. ૫૭
(શતઅષ્ટોત્તરી

હે ભદ્ર! તું મારી એક શિખામણ માન. તારા પોતાના સ્વરૂપને ઓળખ. સમ્યગ્જ્ઞાન-દર્શન-ચારિત્રના થડને લાવીને રોપ. આત્મા અનંતવીર્યવાન છે, આત્મા હલકોય નથી ને ભારેય નથી. આત્મા મહા

બ્રહ્મચારી છે, આત્મા પુદ્ગલનો સાથી નથી, આત્મા મહાન જ્ઞાનમયી તેજવત છે, અનંત ગુણવંત છે, આત્માની મહત્તા અનંત છે, આત્મા સમાન કોઈ અન્ય ઉત્તમ નથી, ચૈતન્યાનુભવ રસથી પરિપૂર્ણ ચૈતન્યમય સર્વ પ્રદેશવંત, ચૈતન્યલક્ષણથી સંયુક્ત એવા સિદ્ધ ભગવંતે કર્મપટલ આદિ ભેદને દુર કર્યો છે.

### રેખતા.

અબેં ભરમકે ત્યોરસોં દેખ કયા ભૂલતા,
દેખિ તુ આપમેં જિન આપને બતાયા હૈ;
અંતરકી દષ્ટિ ખોલિ ચિદાનંદ પાઇયેગા,
બાહિરકી દષ્ટિસોં પૌદ્ગલીક છાયા હૈ;
ગનીમનકે ભાવ સબ જુદે કરિ દેખિ તૂ,
આગે જિન ઢૂંઢા તિન ઇસી ભાંતિ પાયા હૈ;
વે એબ સાહિબ વિરાજતા હૈ દિલબીચ,
સચ્ચા જિસકા દિલ હૈ તિસીકે દિલ આયા હૈ. ૬૦

(શતઅષ્ટોત્તરી)

શ્રી જિનેશ્વરે જે તારું સ્વરૂપ કહ્યું છે તે તું જો, મિથ્યા ભ્રાંતિના તોરથી તું કયાં ભૂલે છે તે જરા વિચાર. અંતરદષ્ટિ ઊઘાડી જરા જો, તને ચૈતન્યસ્વરૂપાત્મા પ્રાપ્ત થશે. બાહ્યદષ્ટિથી જોશો તો આ બધી પુદ્ગલની છાયા પર્યાય દેખાશે. મનના બધા ભાવો તારાથી જુદા છે, વિભાવરૂપ છે એમ જાણી તું તને જો. આજ વિધિથી જેણે આત્મસ્વરૂપની ખોજ કરી છે તે પામ્યા છે. એ નિષ્કલંક આત્મારામ સાહેબ હૃદયની મધ્યમાં બિરાજે છે. જેનું અંતઃકરણ સાચું છે તેના અંતઃકરણમાં આવ્યા છે.

### સવૈયા-૩૧.

દેવ એક દેહરેમેં સુંદર સુરુપ બન્યો,
જ્ઞાનકો વિલાસ જાકો સિદ્ધ સમ દેખિયે;

સિદ્ધ કીસી રીતિ લિયે કાહૂસો ન પ્રીતિ કિયે,
પૂરવકે બંધ તેઈ આઈ ઉદૈ પેખિયે;
વર્ણ ગંધ રસ ફાસ જામેં કછુ નાહિ ભૈયા,
સદાકો અબંધ યાહિ ઐસો કરિ લેખિયે;
અજરા અમર ઐસો ચિદાનંદ જીવ નાવ,
અહો મન મૂઢ તાહિ મર્ણ ક્યોં વિશેખિયે. ૬૯

(શતઅષ્ટોત્તરી)

આ દેહરૂપી મંદિરમાં એક આત્મદેવ સમ્યક્‌સ્વરૂપે સુશોભિત બિરાજી રહ્યો છે, જેના અનંત જ્ઞાનનો વિલાસ સિદ્ધ સમાન છે એમ જાણો. સિદ્ધ ભગવાનની સમાન કોઈપણ સાથે પ્રીતિ સ્નેહ-બંધન ના કરો. પૂર્વે બાંધેલાં કર્મો ઉદય આવ્યાં છે એમ જાણો. હે ભાઈ! વર્ણ, ગંધ, રસ, સ્પર્શ એ કોઈપણ આત્મામાં છે જ નહિ, એ તો સદા સર્વદા અસંગ જ છે એવા આત્માને તે પ્રકારે યથા તથ્ય ઓળખ. આ ચૈતન્યસ્વરૂપ આનંદમય આત્માનાં તો સદા અજર અમર એવાં નામ છે. છતાં હે મૂઢ મનવાળા માનવી! તે આત્માનું મૃત્યુ થાય છે એમ કેમ માને છે?

નિશદિન ધ્યાન કરો નિહચૈ સુજ્ઞાન કરો,
કર્મકો નિદાન કરો આવૈ નાહિ ફેરિકૈં;
મિથ્યામતિ નાશ કરો સમ્યક ઉજાસ કરો,
ધર્મકો પ્રકાશ કરો શુદ્ધ દષ્ટિ હેરિકૈં;
બ્રહ્મકો વિલાસ કરો આતમનિવાસ કરો,
દેવ સબ દાસ કરો મહામોહ જેરિકૈં;
અનુભૌ અભ્યાસ કરો થિરતામેં વાસ કરો,
મોક્ષસુખ રાસ કરો કહૂં તોહિ ટેરિકૈં. ૯૪

(શતઅષ્ટોત્તરી)

રાત્રિદિવસ આત્માનું જ ધ્યાન કરો. નિશ્ચયથી સમ્યગ્જ્ઞાનનો

નિશ્ચય કરો, કર્મોનો ક્ષય કરો કે જેથી કર્મો પુનઃ આવવા પામે નહિ અને આત્માને પુનઃ સંસારમાં આવવું થાય નહિ. જીવ અને પુદ્‌ગલને એક માનવારૂપ મિથ્યામતિનો વિનાશ કરો. આત્મશ્રદ્ધારૂપ સમ્યગ્દર્શનને પ્રગટ કરો. શુદ્ધાત્મદૃષ્ટિને પ્રાપ્ત કરી આત્મધર્મનો પ્રકાશ કરો. આત્મામાં જ રમણતા કરો, આત્મામાં જ સ્થિરતા કરો, મહામોહને હણી બધાય દેવોને દાસ બનાવો. દેવને પૂજવા યોગ્ય બનો, સર્વ મોહ ક્ષય થતાં કૈવલ્ય પ્રગટે છે ત્યારે દેવતાઓ દાસ થઈ તેની ભક્તિ, સેવા, આજ્ઞા ઉઠાવે છે. આત્માના અનુભવનો અભ્યાસ કરો, સ્થિરતાસ્વરૂપ આત્મચારિત્રમાં નિવાસ કરો. હે ભવ્ય! હું તને પોકારી પોકારી કહું છું કે મુક્તિસુખમાં રમણ વિલાસ કરો.

---

# સાતમો અધ્યાય.

## સમ્યગ્દર્શન અને તેનું મહાત્મ્ય.

આટલી વાત તો કહેવાઈ ચૂકી છે કે આ સંસાર અસાર છે, દેહ અપવિત્ર અને ક્ષણિક છે, ઇન્દ્રિયોના ભોગ અતૃપ્તિકારક અને નાશવંત છે. સહજસુખ આત્માનો સ્વભાવ છે, તથા તે સહજ સુખનું સાધન એક આત્મધ્યાન છે, એને રત્નત્રયધર્મ પણ કહે છે. એમાં સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની એકતા છે. આત્માના શુદ્ધ સ્વભાવનું યથાર્થ શ્રદ્ધાન તે નિશ્ચય સમ્યગ્દર્શન છે. તેનું વિશેષ વર્ણન ઉપયોગી જાણીને કરવામાં આવે છે, કારણ કે આત્મજ્ઞાનનો મુખ્ય હેતુ સમ્યગ્દર્શન જ છે, સમ્યગ્દર્શન વિના જ્ઞાન કુજ્ઞાન છે, ચારિત્ર, કુચારિત્ર છે, સમ્યગ્દર્શન વિના સર્વ સાધન મિથ્યા છે. જેમ મૂળ વિના વૃક્ષ હોતું નથી, પાયા વિના મકાન બનતુ નથી, એકડા વિનાનાં મીંડાની કંઈ કિંમત હોતી નથી તેમ સમ્યક્ત્વ વિના કોઈ પણ ધર્મક્રિયાને યથાર્થ કહી શકાતી નથી.

સમ્યગ્દર્શન વસ્તુતાએ આત્માનો એક ગુણ છે. એ આત્મામાં સદા કાળ રહે છે. સંસારી આત્માની સાથે કર્મોનો સંયોગ પણ પ્રવાહની અપેક્ષાએ અનાદિકાળથી છે. એ કર્મોમાં એક મોહનીય કર્મ છે. તેના બે ભેદ છે દર્શન મોહનીય અને ચારિત્ર મોહનીય. દર્શન મોહનીયના ત્રણ ભેદ છે. મિથ્યાત્વકર્મ (મિથ્યા મોહનીય) સમ્યગ્મિથ્યાત્વકર્મ (મિશ્રમોહનીય) અને સમ્યક્ત્વમોહનીય કર્મ (સમ્યક્ત્વ પ્રકૃતિ). જે કર્મના ઉદયથી સમ્યગ્દર્શન ગુણનું વિપરીત પરિણમન થાય, મિથ્યાદર્શનરૂપ થાય, જે વડે આત્મા કે અનાત્માનું ભેદવિજ્ઞાન ઉત્પન્ન થઈ શકે નહિ તે મિથ્યાત્વકર્મ છે. જેના ઉદયથી સમ્યગ્દર્શન અને મિથ્યાદર્શનના મિશ્ર પરિણામ થાય તે કર્મને સમ્યગ્મિથ્યાત્વ

અથવા મિશ્રકર્મ કહે છે. જે કર્મના ઉદયથી સમ્યગ્દર્શન રહે, કોઈ દોષ મલ કે અતિચાર લાગે તેને સમ્યક્ત્વમોહનીય કહે છે.

ચારિત્ર મોહનીય કર્મમાં ચાર અનંતાનુબંધી કષાય કર્મ છે, જેના ઉદયથી દીર્ઘકાળ સ્થાયી કઠિનતાથી મટે તેવાં કષાય પરિણામ થાય છે. જેમ પત્થરમાં કોતરેલી લીટી કઠિનતાથી મટે છે, તેવા અનંતાનુબધી કષાય (ક્રોધ, માન, માયા, લોભ) છે. અનાદિ મિથ્યા-દૃષ્ટિ જીવ જેને અત્યાર સુધી સમ્યક્ત્વ થયું નથી, તેના સમ્યગ્દર્શન ગુણને મિથ્યાત્વકર્મ અને ચાર અનતાનુબધી કષાયોએ ઢાંકી રાખ્યો છે. જ્યાં સુધી તે ઉદયમાંથી ખસે નહિ, ત્યાં સુધી સમ્યગ્દર્શનગુણ પ્રગટ થઈ શકતો નથી. આ કર્મોના આક્રમણને હઠાવવા માટે વ્યવહાર સમ્યગ્દર્શનનું સેવન જરૂરી છે. જેમ ઔષધ ખાવાથી રોગ જાય છે, તેમ વ્યવહાર સમ્યગ્દર્શનના સેવનથી નિશ્ચય સમ્યગ્દર્શનનો પ્રકાશ થાય છે અને મિથ્યાત્વ રોગ જાય છે.

જેમ રોગીને આ વાત જાણવાની જરૂર છે કે હું મૂળમાં કેવો છું, રોગ કયા કારણથી થયો છે અને રોગને દૂર કરવાનો શો ઉપાય છે. તેવી રીતે આ સંસારી જીવને આ વાત જાણવાની જરૂર છે કે પોતે મૂળમાં કેવો છે, શાથી તે અશુદ્ધ થઈ રહ્યો છે અને તેને શુદ્ધ થવાનો શો ઉપાય છે. જેમ નૌકામાં પાણી આવતું હોય તો એ વાત જાણવાની જરૂર છે કે શા કારણથી નૌકામાં પાણી ભરાય છે અને કેવી રીતે નૌકાને છિદ્રરહિત અને પાણીરહિત કર-વામાં આવે, કે જેથી તે સમુદ્રનો પાર પામી શકે, તેવી રીતે આ સંસારી જીવને આ વાત જાણવાની જરૂર છે કે તેને પુણ્ય પાપ-કર્મનો બંધ શાથી થાય છે, નવા બંધને રોકવાનો અને જૂના બંધને કાપવાનો શો ઉપાય છે કે જેથી તે કર્મરહિત થઈ જાય. જ્યાં સુધી એવું જ્ઞાન નથી હોતું કે આ કપડું શા કારણથી મેલું છે અને તે મેલને ધોવાને કયા પદાર્થોની જરૂર છે, ત્યાં સુધી તે કપડું શુદ્ધ

કરી શકાતું નથી. તેવી રીતે જ્યાં સુધી આ આત્માના અશુદ્ધ થવાના કારણનું અને શુદ્ધ થવાના ઉપાયનું જ્ઞાન થતું નથી, ત્યાં સુધી અશુદ્ધ આત્મા શુદ્ધ થઈ શકતો નથી. આ પ્રયોજનભૂત વાતને કે તત્ત્વને સમજાવવા માટે નિર્ગ્રંથ આચાર્યોએ સાત તત્ત્વ બતાવ્યાં છે અને તેની શ્રદ્ધાને વ્યવહાર સમ્યગ્દર્શન કહ્યું છે. તે સાત તત્ત્વ આ પ્રકારે છે:—

૧. જીવ તત્ત્વ:—ચેતના-લક્ષણવંત જીવ છે, સંસાર અવસ્થામાં તે અશુદ્ધ છે.

૨. અજીવ તત્ત્વ:—(૧) જીવને વિકારનું કારણ પુદ્‌ગલ, (૨) ધર્માસ્તિકાય, (૩) અધર્માસ્તિકાય, (૪) આકાશ અને (૫) કાલ એ પાંચ ચેતનારહિત અજીવ દ્રવ્ય આ જગતમાં છે.

૩. આસ્રવ તત્ત્વ:—કર્મોને આવવાનાં કારણને અથવા કર્મોના આવવાને આસ્રવ કહે છે.

૪. બંધ તત્ત્વ:—કર્મોને આત્માની સાથે બંધાવાનાં કારણને કર્મોના બંધને બંધ કહે છે.

૫. સંવર તત્ત્વ:—કર્મોના આવવાને રોકનારાં કારણો અથવા કર્મોનું આવવું રોકાઈ જવું તેને સંવર કહે છે.

૬. નિર્જરા તત્ત્વ:—કર્મોના કોઈ અંશે ક્ષયનાં કારણને અથવા કર્મોના કોઈ અંશે ક્ષયને નિર્જરા કહે છે.

૭. મોક્ષ તત્ત્વ:—સર્વ પ્રકારે કર્મોથી છૂટી જવાનાં કારણને અથવા સર્વાંશે કર્મોથી પૃથક્ થવાને મોક્ષ કહે છે.

આ વિશ્વ જીવ અને અજીવ અર્થાત્ ૭ દ્રવ્યોનો—જીવ, પુદ્‌ગલ, ધર્મ, અધર્મ, આકાશ, કાલ એનો સમુદાય છે. પુદ્‌ગલોમાં સૂક્ષ્મ-જાતિની કર્મવર્ગણા છે, અથવા કર્મસ્કંધ છે. તેના સંયોગથી આત્મા અશુદ્ધ થાય છે આસ્રવ અને બંધ તત્ત્વ અશુદ્ધતાનાં કારણને બતાવે

છે. સંવર અશુદ્ધતાને રોકવાનો અને નિર્જરા અશુદ્ધતાને દૂર કરવાનો ઉપાય બતાવે છે, મોક્ષ બંધરહિત શુદ્ધ અવસ્થાને બતાવે છે. આ સાત તત્ત્વ ઘણાં ઉપયોગી છે, તેને બરોબર જાણ્યા વિના આત્માનો કર્મરૂપ રોગ મટી શકતો નથી. આ સાત તત્ત્વોની સાચી શ્રદ્ધા વ્યવહાર સમ્યગ્દર્શન છે, તેના મનનથી નિશ્ચય સમ્યક્દર્શન થાય છે. એટલા માટે એ નિશ્ચય સમ્યક્ત્વ થવામાં બાહ્ય નિમિત્ત કારણ છે. અંતરંગ નિમિત્ત કારણ અનંતાનુબંધી ચાર કષાય અને મિથ્યાત્વ કર્મનો ઉપશમ થવો કે દબાઈ જવું તે છે.

## જીવ અને અજીવ તત્ત્વ.

જીવ અને અજીવ તત્ત્વોમાં ગર્ભિત છ દ્રવ્યો સત્‌રૂપ છે, સદાથી અને સદા રહેવાવાળા છે. તેમને કોઈએ બનાવ્યાં નથી, તેમનો કદી નાશ થવાનો નથી. આ વાત પ્રત્યક્ષ પ્રગટ છે કે આપણી ઇન્દ્રિયોદ્વારા પ્રગટ જાણવા યોગ્ય પુદ્‌ગલ દ્રવ્ય છે. તેની પરીક્ષા કરવામાં આવે તો સિદ્ધ થાય કે તે સત્ છે, અવિનાશી છે, કદી નાશ થઈ શકતું નથી. એક કાગળને જોઈએ તો પુદ્‌ગલસ્કંધ છે. તેને બાળી દેવામાં આવે તો રાખ થઈ જાય, રાખને ક્યાંક નાંખી દેવામાં આવે તો બીજી રાખમાં મળી જશે, એ રાખને કોઈ શૂન્ય કરી શકશે નહિ. એક સુવર્ણની વીંટીનો વિચાર કરી; તેને તોડીને વાળી બનાવવામાં આવે, વાળી તોડીને કંઠી બનાવવામાં આવે, કંઠી તોડીને નાકની નથ બનાવવામા આવે, નથ તોડીને કડું બનાવવામાં આવે. ગમે તેટલી દશા પલટાઈ જાય તો પણ સુવર્ણ પુદ્‌ગલનો કદી પણ નાશ નહિ થાય. માટીનો એક ઘડો છે. તે ઘડો ભાગી નાખવામાં આવે તો મોટાં ઠીકરાં બની જાય. ઠીકરાંને ભાગી નાખીએ તો નાના ટૂકડા બની જશે, તેને દળી નાખીએ તો બારીક ભૂકી થઈ જશે. ભૂકીને ફેંકી દઈએ તો માટી ભેગી મળી જશે. માટીની ગમે તેટલી અવસ્થાઓ પલટાય તો પણ માટીરૂપ પુદ્‌ગલસ્કંધનો

નાશ થશે નહિ. જગતમાં પુદ્ગલોને એકત્ર કરીને મકાન બનાવે છે. જ્યારે મકાનને તોડે છે ત્યારે પુદ્ગલ ઈંટ, ચૂનો, લાકડું, લોઢું અલગ થઈ જાય છે. વિચારતાં પણ એ દેખવામાં આવશે અથવા પ્રત્યક્ષ અનુભવમાં આવશે કે જગતમાં દશ્ય પદાર્થ છે તે પુદ્ગલોના મેળાપથી થાય છે. જ્યારે તે બગડે છે ત્યારે પુદ્ગલનો સ્કંધ વિખરાઈ જાય છે. એક પરમાણુનો પણ લોપ થઈ જતો નથી. મકાન, વાસણ, કપડાં, ખુરસી. મેજ, કલમ ખડીઓ, કાગળ, પુસ્તક, બાજઠ, પલંગ પાલખી, ગાડી, મોટર, રેલગાડી, પંખો શેત્રંજી, ફાનસ, સાંકળ, આભૂષણ આદિ પુદ્ગલની રચના છે, તે તૂટે છે તો અન્ય દશામાં થઈ જાય છે. આપણું આ શરીર પણ પુદ્ગલ છે, પુદ્ગલના સ્કંધોના મેળાપથી બન્યું છે. જ્યારે મડદું થઈ જાય છે ત્યારે પુદ્ગલના સ્કંધ શિથિલ પડી જાય છે, વિખરાઈ જાય છે, બાળી નાખે છે ત્યારે કેટલાક પવનથી ઊડી જાય છે, કેટલાક પડી રહે છે.પુદ્ગલોમાં એ દેખવામાં આવે છે કે તે અવસ્થાઓ પલટાતાં છતાં મૂળ દ્રવ્ય કાયમ રહે છે. એ માટે સત્નું લક્ષણ એ છે કે જેમાં ઉત્પાદ વ્યય ધ્રૌવ્ય એ ત્રણે સ્વભાવ એક જ સમયે હોય. દરેક પદાર્થની અવસ્થા સમયે સમયે પલટાય છે. સ્થૂલ બુદ્ધિમા ઘણી વાર પછી પલટાતી માલૂમ પડે છે. એક નવું મકાન બનાવવામા આવ્યું છે તે તે જ ક્ષણથી જૂનું થતું જાય છે. જ્યારે વર્ષ બે વર્ષ વીતી જાય ત્યારે સ્થૂળમાં જ થઈ રહ્યું છે. એક મિઠાઈ તાજી બની છે, એક દિન પછી વાસી ખાવાથી સ્વાદ તાજીની અપેક્ષાએ બદલાયેલો માલૂમ પડે છે. તે એકદમ બદલાયો નથી, બનવાના સમયથી જ બદલાતો આવ્યો છે, એક બાળક જન્મ સમયે નાનો હોય છે. ચાર વર્ષ વીત્યા પછી મોટો થઈ જાય છે તે એકદમ મોટો થઈ ગયો નથી. તેની દશાનું પલટાવું નિરંતર થતું રહ્યું છે, તે બાળક દર સમયે વધતો ચાલ્યો આવ્યો છે. જૂની અવસ્થાનો નાશ થઈને નવી અવસ્થાની ઉત્પત્તિ

થવી તેને જ પલટાવું અથવા પરિવર્તન કહે છે. શ્વેત કપડાને જે સમયે રંગમાં બોળ્યું તે જ સમયે શ્વેતપણું પલટાઈ રંગવાળુ થયું. શ્વેતપણાનો વ્યય અને રંગીનપણાનો ઉત્પાદ થયો. ચણાના દાણાને હથેળીમાં મસળવામાં આવે ત્યાં ચણાની દશા નાશ પામી ચૂરાની દશા બની જાય છે. કેમ કે અવસ્થાનું પલટાવું થતું હોવા છતાં પણ જે દ્રવ્યની અવસ્થા પલટાય છે તે દ્રવ્ય તો કાયમ રહે છે. એટલા માટે ઉત્પાદ વ્યય ધ્રૌવ્ય સત્‌નું લક્ષણ કરવામાં આવ્યુ છે. પર્યાય પલટાય છે તે અપેક્ષાએ ઉત્પાદ વ્યયપણું અને મૂળ દ્રવ્ય કાયમ રહે છે તે અપેક્ષાએ ધ્રુવપણું સિદ્ધ છે, એટલા માટે દ્રવ્યને નિત્ય અનિત્યરૂપ ઉભયરૂપ કહેવાય છે. દ્રવ્ય સ્વભાવથી નિત્ય છે, દશા પલટાય છે તે અપેક્ષાએ અનિત્ય છે. જો દ્રવ્યમાં ઉત્પાદ વ્યય ધ્રૌવ્યપણું ન હોય અથવા નિત્ય અનિત્યપણું ન હોય તો કોઈ દ્રવ્ય કંઈ પણ કામ આપી શકે નહિ. જો દ્રવ્ય સર્વથા નિત્ય જ હોય તો તે તેવું ને તેવું જ રહે. જો સર્વથા અનિત્ય હોય તો ક્ષણભરમાં નાશ થઈ જાય. જો તે કાયમ રહે નહિ તો તેનાથી કંઈ કામ નીકળે નહિ; જો સોનું એકપણે જ કાયમ રહે, તેનાથી કડું વાળી, કંઠી, અંગૂઠી ન બને તો તે વ્યર્થ જ ઠરે, તેને કોઈપણ ખરીદે નહિ. જો સુવર્ણ અનિત્ય હોય, કાયમ રહે નહિ તો પણ તેને કોઈ ખરીદે નહિ, તેમા કાયમ રહેવાની તથા બદલાવાની શક્તિ એક જ સાથે છે અથવા તે એક જ સમયે નિત્ય અનિત્ય ઉભયરૂપ છે તો જ તે કાર્યકારી થઈ શકે છે.

તે ઉત્પાદ વ્યય ધ્રૌવ્યપણું સત્‌નું લક્ષણ સર્વેય દ્રવ્યોમાં હોય છે જીવોમાં પણ છે. જેમ કે કોઈ ક્રોધી થઈ રહ્યો છે, જ્યારે ક્રોધનો નાશ થાય છે ત્યારે ક્ષમા કે શાંતભાવનો જન્મ થાય છે અને આત્મા ધ્રૌવ્યરૂપ જ રહે છે. કોઈ આત્માને ગણિતમાં સરવાળા કરવાનું જ્ઞાન નહોતું. અર્થાત્ સરવાળાના નિયમનું અજ્ઞાન હતું. જ્યારે સરવાળા

કરવાના નિયમનું જ્ઞાન થયું ત્યારે અજ્ઞાનનો નાશ થયો અને જ્ઞાનનો જન્મ થયો, આ અવસ્થાઓ પલટાઈ છતા આત્મા તે જ કાયમ રહ્યો. આ પ્રમાણે ઉત્પાદ વ્યય ધ્રૌવ્ય આત્મામાં પણ સિદ્ધ છે. એક આત્મા ધ્યાનમાં મગ્ન છે, જે ક્ષણે ધ્યાન ખસ્યું તે ક્ષણે ધ્યાનની દશાનો નાશ થયો અને ધ્યાનરહિત વિકલ્પદશાનો જન્મ થયો, અને જીવ તે જ રહ્યો છે, અશુદ્ધ જીવોમાં તથા પુદ્‌ગલોમાં અવસ્થાઓનુ પલટાવું અનુભવમાં આવે છે, તેથી ઉત્પાદ વ્યય ધ્રૌવ્ય લક્ષણની સિદ્ધિ થાય છે. પરંતુ શુદ્ધ જીવમા અથવા ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશ કે કાળમાં કેવી રીતે આ લક્ષણની સિદ્ધિ કરાય. વસ્તુનો સ્વભાવ જ્યારે અશુદ્ધ જીવ કે પુદ્‌ગલમાં સિદ્ધ થયો છે ત્યારે તે પલટવાનો સ્વભાવ તેમાં પણ જાણવો જોઈએ. શુદ્ધ દ્રવ્યોમાં કોઈ પર દ્રવ્યનું એવું નિમિત્ત નથી કે જે દ્રવ્યને મલિન કરી શકે. એટલા માટે એમાં વિભાવ કે અશુદ્ધ પર્યાય થતા નથી શુદ્ધ સદશ પર્યાયો સ્વાભાવિક હોય છે. જેમ નિર્મળ જલમાં તરંગો નિર્મલ જ હોય છે તેમ શુદ્ધ દ્રવ્યોમાં પર્યાયો નિર્મલ જ હોય છે.

**દ્રવ્યોના છ સામાન્ય ગુણ**:–સર્વ છ દ્રવ્યોમા છ ગુણ સામાન્ય છે. સર્વમાં હોય છે. (૧) અસ્તિત્વ ગુણ—જે શક્તિના નિમિત્તથી દ્રવ્યનો કદી નાશ ન થાય તેને અસ્તિત્વગુણ કહે છે. (૨) વસ્તુત્વ ગુણ—જે શક્તિના નિમિત્તથી વસ્તુ કાંઈ કાર્ય કરે, વ્યર્થ ન હોય તેને વસ્તુત્વગુણ કહે છે, જેમ પુદ્‌ગલમાં શરીરાદિક બનાવવાની અર્થક્રિયા (પ્રયોજનભૂત ક્રિયા છે.) (૩) દ્રવ્યત્વગુણ—જે શક્તિના નિમિત્તથી દ્રવ્ય ધ્રુવ રહેવા છતાં પણ પલટાતું રહે તેમાં પર્યાયો થતા રહે તેને દ્રવ્યત્વગુણ કહે છે, જેમ પુદ્‌ગલ માટીથી ઘડો બનવો. (૪) પ્રમેયત્વગુણ—જે શક્તિના નિમિત્તથી દ્રવ્ય કોઈના જ્ઞાનનો વિષય થાય તેને પ્રમેયત્વગુણ કહે છે. (૫) અગુરુલઘુત્વગુણ—જે શક્તિના નિમિત્તથી એક દ્રવ્ય બીજા દ્રવ્યરૂપ ન થઈ જાય, એક

ગુણ બીજા ગુણરૂપ ન થઈ જાય, અથવા એક દ્રવ્યમાં જેટલા ગુણ હોય તેટલા જ રહે, ન કોઈ ઘટે કે ન કોઈ વધે તેને અગુરુલઘુત્વ ગુણ કહે છે. (૬) પ્રદેશત્વ ગુણ:—જે શક્તિના નિમિત્તથી દ્રવ્યનો કોઈને કોઈ આકાર અવશ્ય હોય તેને પ્રદેશત્વગુણ કહે છે. આકાર વિના કોઈ વસ્તુ હોઈ શકતી નથી. આકાશમાં જ વસ્તુ રહે છે તે જેટલા ક્ષેત્રને રોકે છે તે તેનો આકાર છે. છએ દ્રવ્યોમાં પોતપોતાનો આકાર છે. પુદ્‌ગલ મૂર્તિક છે, તેનો આકાર પણ મૂર્તિક છે. સ્પર્શ, રસ, ગંધ, વર્ણમય છે. શેષ પાંચ દ્રવ્ય અમૂર્તિક છે, તેનો આકાર પણ અમૂર્તિક છે.

**છ દ્રવ્યોના વિશેષગુણ**:—જે ગુણ એ એક દ્રવ્યમાં જ હોય, બીજા દ્રવ્યમાં ન હોય, તેને વિશેષ ગુણ કહે છે. જીવના વિશેષ ગુણ જ્ઞાન, દર્શન, સુખ, વીર્ય, સમ્યક્ત્વ, ચારિત્ર આદિ છે. પુદ્‌ગલના વિશેષ ગુણ—સ્પર્શ, રસ, ગંધ, વર્ણ છે. ધર્મદ્રવ્યનો વિશેષ ગુણ—ગતિ કરનારાં જીવ અને પુદ્‌ગલોને ઉદાસીનરૂપથી ગતિમાં સહકારી થવું તે છે અધર્મદ્રવ્યનો વિશેષ ગુણ—સ્થિતિ કરનારાં જીવ અને પુદ્‌ગલોને સ્થિતિમાં ઉદાસીનપણે સહાય કરવી તે છે. આકાશ દ્રવ્યનો વિશેષ ગુણ—સર્વ દ્રવ્યોને અવકાશ કે જગા દેવી તે છે કાલદ્રવ્યનો વિશેષ ગુણ—સર્વ દ્રવ્યોની અવસ્થા પલટાવામાં સહાયકારી થવું તે છે.

**છ દ્રવ્યોના આકાર**:—જીવનો મૂળ આકાર લોકાકાશ પ્રમાણ અસંખ્યાત પ્રદેશી છે, આકાશ એક અખંડ દ્રવ્ય અનંત પ્રદેશી છે. તેની મધ્યમાં જ્યાં જીવાદિ દ્રવ્યો છે તે ભાગને લોકાકાશ કહે છે. તેને જો પ્રદેશરૂપ ગજથી માપવામાં આવે તો આ લોક અસંખ્યાત પ્રદેશી છે. એટલો જ મોટો મૂળમાં જીવ છે. એક અવિભાગી પુદ્‌ગલ પરમાણુ જેટલા આકાશને રોકે છે તેટલા ક્ષેત્રને પ્રદેશ કહે છે તથાપિ આ જીવ જે શરીરમાં રહે છે તેટલું મોટું પોતાનું દેહપ્રમાણ માપ કરીને રહે છે. નામકર્મના ઉદયથી તેનામાં સંકોચ વિસ્તારશક્તિ કામ કરે છે, જેથી શરીર પ્રમાણ સંકુચિત કે વિસ્તૃત થઈ જાય છે.

પુદ્ગલના સ્કંધ અનેક આકારના ગોળ, ચોરસ, ત્રિકોણ, મોટા નાના બને છે. એક પરમાણુનો એક પ્રદેશ માત્ર આકાર છે. ધર્મ અને અધર્મદ્રવ્ય બંને લોકાકાશ પ્રમાણ વ્યાપક છે. આકાશનો અનન્ત આકાર છે. કાલાણુ અસંખ્યાત લોકાકાશના પ્રદેશોમાં એક એક અલગ અલગ છે. કદી મળતા નથી, એટલા માટે એક પ્રદેશ માત્ર દરેક કાલાણુનો આકાર છે.

**છ દ્રવ્યોની સંખ્યા**:-ધર્મ, અધર્મ, આકાશ એક એક દ્રવ્ય છે, કાલાણુ અસંખ્યાત છે, જીવ અનંત છે, પુદ્ગલ અનંત છે.

**પાંચ અસ્તિકાય**:-જે દ્રવ્યને એકથી અધિક પ્રદેશ છે તે અસ્તિકાય કહેવાય છે. કાલને એક જ પ્રદેશ હોય છે. કાલને છોડીને શેષ પાંચ દ્રવ્ય જીવ, પુદ્ગલ, ધર્મ, અધર્મ, આકાશ, અસ્તિકાય છે.

**જીવ દ્રવ્યનાં નવ વિશેષણ**:-(૧) જીવવાવાળો છે, (૨) ઉપયોગવાળો છે, (૩) અમૂર્તિક છે, (૪) કર્ત્તા છે, (૫) ભોક્તા છે, (૬) શરીર પ્રમાણ આકારધારી છે, (૭) સંસારી છે, (૮) સિદ્ધ પણ થઈ જાય છે, (૯) સ્વભાવથી અગ્નિની જ્વાલાની માફક ઉપર જવાવાળો છે. એનો વિસ્તાર નીચે પ્રમાણે છે:—

તેનું કથન કરતી વખતે નિશ્ચયનય તથા વ્યવહારનયને ધ્યાનમાં રાખવા જોઈએ. જે અપેક્ષાએ વસ્તુનો મૂળ નિજ સ્વભાવ જાણ્યો જાય તે નિશ્ચયનય છે. શુદ્ધ નિશ્ચયનય શુદ્ધ સ્વભાવને અને અશુદ્ધ નિશ્ચયનય અશુદ્ધ સ્વભાવને બતાવે છે. વ્યવહારનય તે છે કે જે પરપદાર્થને કોઈમાં આરોપણ કરીને તેને પરરૂપ કહે, જેમ જીવને ગોરો કહેવો. ગોરુ તો શરીર છે. અહીં શરીરનો આરોપ જીવમાં કરીને સંયોગને બતાવવાવાળો વ્યવહારનય છે. કોઈવાર ક્યાંક અશુદ્ધ નિશ્ચયનયને પણ વ્યવહારનય કહેવાય છે. શુદ્ધ નિશ્ચયનય શુદ્ધ સ્વભાવને જ બતાવે છે.

(૧) જીવ તત્ત્વ—નિશ્ચયનયથી જીવના અવિનાશી પ્રાણ, સુખ, સત્તા, ચૈતન્ય અને બોધ છે. અર્થાત્ સ્વાભાવિક આનંદ સત્‌પણું સ્વાનુભવ તથા જ્ઞાન છે. વ્યવહારનયથી જીવોને દશ પ્રાણ હોય છે, તેના વડે એક શરીરમાં પ્રાણી જીવતું રહે છે અને તેના બગડવાથી તે શરીરને છોડી દે છે. તે પાંચ સ્પર્શનાદિ ઇન્દ્રિયો, મનબળ, વચનબળ, કાયબળ, આયુષ્ય, અને શ્વાસોચ્છ્વાસ એમ દશ પ્રાણ છે.

(૧) એકેન્દ્રિય જીવરૂપ પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ, વનસ્પતિને ચાર પ્રાણ હોય છે. સ્પર્શન ઇન્દ્રિય, કાયબળ, આયુષ્ય અને શ્વાસોચ્છ્વાસ. (૨) ઇયળ આદિ બેઇન્દ્રિયોને છ પ્રાણ હોય છે—રસના ઇન્દ્રિય અને વચનબળ અધિક હોય છે. (૩) કીડી આદિ ત્રીન્દ્રિય-જીવોંને નાક અધિક હોય છે, સાત પ્રાણ હોય છે. (૪) માખી આદિ ચતુરિન્દ્રિય જીવોને આખ અધિક મળીને આઠ પ્રાણ હોય છે. (૫) મનરહિત પચેન્દ્રિય સમુદ્રના કોઈ સાપ આદિને કર્ણ સહિત નવ પ્રાણ હોય છે. (૬) મનસહિત પચેન્દ્રિયો, દેવ, નારકી, માનવ, ગાય, ભેંસાદિ પશુ, માછલી, મયૂરાદિને દશ પ્રાણ હોય છે.

(૨) ઉપયોગવાળો—જેના દ્વારા જાણવામાં આવે તેને ઉપયોગ કહે છે. તેના બાર ભેદ છે :—મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યયજ્ઞાન અને કેવલજ્ઞાન, કુમતિજ્ઞાન, કુશ્રુતજ્ઞાન અને કુઅવધિ-જ્ઞાન એમ જ્ઞાનોપયોગના આઠ ભેદ છે; દર્શનોપયોગના ચાર ભેદ છે–ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન, કેવળદર્શન. આ બાર ઉપયોગ વ્યવહારનયથી ભેદરૂપે કહેવાય છે. તેનું વિશેષ સ્વરૂપ આગળ કહેવાશે. એના વડે સંસારી જીવોની ઓળખાણ થાય છે. આત્મા અમૂર્તિક પદાર્થ છે. તે શરીરમાં છે કે નહિ તેનું જ્ઞાન આ વાત દેખીને કરાય છે કે કોઈ પ્રાણી સ્પર્શનું જ્ઞાન રાખે છે કે નહિ, રસને રસના વડે, ગંધને નાક વડે, વર્ણને આંખ વડે, શબ્દને કર્ણ વડે જાણે છે કે નહિ અથવા મનથી વિચાર કરે છે કે નહિ. મડદામાં આ બાર ઉપયોગ-

માંથી કોઈ પણ ઉપયોગ હોતો નથી. કારણ કે ત્યાં ઉપયોગને ધરનારો આત્મા રહ્યો નથી. નિશ્ચયનયથી વસ્તુતાએ જ્ઞાનોપયોગના આઠ ભેદ પણ નથી અને દર્શનોપયોગના ચાર ભેદ પણ નથી. જ્ઞાનોપયોગ અને દર્શનોપયોગ એક એક જ છે. તે આત્માના સહજ સ્વાભાવિક ગુણ છે. કર્મના સંબંધથી બાર ભેદ થઈ જાય છે, એટલા માટે નિશ્ચયથી આત્માનો ઉપયોગ શુદ્ધ જ્ઞાન, શુદ્ધ દર્શન છે.

(૩) અમૂર્તિક–નિશ્ચયનયથી જીવમાં નથી કોઈ સ્પર્શ, લૂખો, ચીકણો, હલકો, ભારી, ઠંડો, ગરમ, નરમ કે કઠણ; નથી કોઈ રસ ખાટો, મીઠો, તીખો, કડવો, કે કસાયલો; નથી કોઈ ગંધ, સુગંધ કે દુર્ગંધ; નથી કોઈ વર્ણ સફેદ, લાલ, પીળો, લીલો કે કાળો. એટલા માટે મૂર્તિક પુદ્‌ગલથી ભિન્ન અમૂર્તિક ચિદાકાર છે. વ્યવહારનયથી આ જીવને મૂર્તિક કહેવાય છે. સંસારી જીવની સાથે મૂર્તિક કર્મ પુદ્‌ગલોનો મેળાપ દૂધ અને પાણીની માફક એક ક્ષેત્રાવગારૂપ છે. જીવનો કોઈ પણ પ્રદેશ શુદ્ધ નથી. સર્વાંગ પુદ્‌ગલ સાથે એકમેક છે. તેથી તેને મૂર્તિક કહેવાય છે. જેમ દૂધ સાથે મળેલા પાણીને દૂધ અને રંગથી મળેલાને રંગ કહેવાય છે તેમ મૂર્તિક પુદ્‌ગલ સાથે મળેલો જીવ પણ મૂર્તિક કહેવાય છે.

(૪) કર્તા છે–આ આત્મા નિશ્ચયનયથી પોતાના જ જ્ઞાન દર્શનાદિગુણોના પરિણામનો કર્તા છે. શુદ્ધ નિશ્ચયનયથી અથવા સ્વભાવથી આ આત્મા રાગાદિ ભાવોનો કર્તા નથી. કેમકે એ એનો સ્વાભાવિક ભાવ નથી. એ ઔપાધિક ભાવ છે. જ્યારે કર્મોનો ઉદય હોય છે, મોહનીય કર્મનો વિપાક હોય છે ત્યારે ક્રોધના ઉદયથી ક્રોધભાવ; માનના ઉદયથી માનભાવ, માયાના ઉદયથી માયાભાવ, લોભના ઉદયથી લોભભાવ અથવા કામ કે વેદના ઉદયથી કામભાવ એવી રીતે થઈ જાય છે કે જેવી રીતે સ્ફટિકમણિની નીચે લાલ, પીળું, કાળું ફૂલ રાખવાથી સ્ફટિક લાલ, પીળું, કાળું દેખાય છે.

તે સમયે સ્ફટિકને સ્વચ્છ સફેદ રંગ ઢંકાઈ જાય છે. આત્મા સ્વયં સ્વભાવથી એ વિભાવોનો કર્તા નથી, એ નૈમિત્તિક ભાવ છે-થાય છે, મટે છે, ફરી થાય છે, કેમકે એ સંયોગથી થતા ભાવ છે. એટલા માટે એને અશુદ્ધ નિશ્ચયથી આત્માના ભાવ કહેવાય છે. અથવા આત્મા અશુદ્ધ નિશ્ચયથી તેનો (વિભાવોનો) કર્તા કહેવાય છે. એવા ભાવો થવાથી આત્મા અપવિત્ર, આકુલિત, દુઃખમય થઈ જાય છે. આત્માનો પવિત્ર, નિરાકુળ, સુખમય સ્વભાવ વિપરીતપણે પલટાઈ જાય છે. માટે તેમ થવું ઇષ્ટ નથી. તેવા ન થવું એ જ આત્માને હિતકારક છે. જેમ માટી સ્વયં મેલી, વિરસ સ્વભાવી છે માટે માટીના સંયોગથી પાણી પણ મેલું અને વિરસ સ્વભાવવાળું થઈ જાય છે તેમ મોહનીય કર્મનો રસ અથવા અનુભાગ મલિન કલુષરૂપ કે આકુળતારૂપ છે તે માટે તેના સંયોગથી આત્માનો ઉપયોગ પણ મલિન, કલુષિત કે આકુલિત થઈ જાય છે. એ ભાવોનું નિમિત્ત પામીને કર્મવર્ગણારૂપ સૂક્ષ્મ પુદ્‌ગલ જે લોકમાં સર્વત્ર ભરપૂર છે તે ખેંચાઈને સ્વયં આવીને બંધાઈ જાય છે. જ્ઞાનાવરણાદિરૂપ થઈને કર્મ નામને ધારણ કરે છે, જેમ ગરમીનું નિમિત્ત પામીને પાણી સ્વયં વરાળરૂપે બદલાઈ જાય છે તેમ કર્મવર્ગણા સ્વયં પુણ્ય કે પાપ કર્મરૂપ બંધાઈ જાય છે. આ બંધ પણ પૂર્વ વિદ્યમાન કાર્મણ શરીર સાથે થાય છે. વસ્તુતાએ આત્મા સાથે થતો નથી. આત્મા એ કર્મના (કાર્માણ) શરીર સાથે એવી રીતે રહે છે કે જેવી રીતે આકાશમાં ધુમાડો અથવા ધૂળકોટ ફેલાઈ જાય ત્યારે આકાશની સાથે માત્ર સંયોગ થાય છે. અથવા એક ક્ષેત્રાવગાહરૂપ સંબંધ થાય છે. આત્માએ કર્મ બાંધ્યાં નથી, કર્મ સ્વયં આવીને બંધાયાં છે. આત્માના અશુદ્ધ ભાવ કેવળ નિમિત્ત છે તો પણ વ્યવહારનયથી આત્મા પુદ્‌ગલકર્મોનો કર્તા અથવા બાંધવાવાળો કહેવાય છે, એવી રીતે જ કુંભારને ઘડાનો બનાવનાર, સોનીને કડાનો બનાવનાર, સ્ત્રીને રસોઈ બનાવનારી, લેખકને પત્ર લખવાવાળો, દરજીને કપડાં સીવનાર, કારી-

ગરને મકાન બનાવનાર કહેવાય છે. નિશ્ચયથી ઘડાને બનાવનારી માટી છે, કડાને બનાવનાર સોનું છે, રસોઈને બનાવનાર અન્ન-પાનાદિ સામગ્રી છે, પત્રને લખવાવાળી શાહી છે, કપડાને સીવનાર દોરો છે. કુંભારાદિ કેવળ નિમિત્ત માત્ર છે. જે વસ્તુ પોતે કાર્યરૂપ થાય છે તેને તેનો કર્તા કહેવાય છે, કર્તા કર્મ એક જ વસ્તુ હોય છે. દૂધ જ મલાઈરૂપ પરિણમ્યુ છે તેથી મલાઈનો કર્તા દૂધ છે. સુવર્ણ જ કડારૂપ પરિણમ્યું છે. તેથી કડાનો કર્તા સુવર્ણ છે. માટી જ ઘડારૂપ પરિણમી છે તેથી ઘડાનો કર્તા માટી છે. કર્તાના ગુણ સ્વભાવ તેનાથી બનેલા કાર્યમાં હોય છે. જેવી માટી તેવો ઘડો, જેવું સોનું તેવું કડું, જેવું દૂધ તેવી મલાઈ, જેવું સુતર તેવું તેનાથી બનેલું કાપડ નિમિત્ત કર્તા કોઈક કાર્યોનાં અચેતન જ હોય છે, કોઈક કાર્યોનાં ચેતન કે ચેતન–અચેતન બંને હોય છે. ગરમીથી પાણી વરાળરૂપ થઈ જાય છે, વરાળથી મેઘ થાય છે. મેઘ સ્વયં પાણીરૂપ થઈ જાય છે, એ સર્વ કાર્યોમાં નિમિત્ત કર્તા અચેતન જ છે, હવા શ્વાસરૂપ થઈ જાય છે, એમાં નિમિત્ત કર્તા ચેતનનો યોગ કે ઉપયોગ છે. અથવા કર્મવર્ગણા કર્મરૂપ થઈ જાય છે તેમાં નિમિત્તકર્તા ચેતનનો યોગ કે ઉપયોગ છે. માટીનો ઘડો બને છે એમા નિમિત્ત કર્તા કુંભારનો યોગ ઉપયોગ છે તથા ચાક આદિ અચેતન નિમિત્ત પણ છે. રસોઈ બને છે તેમાં નિમિત્ત કર્તા સ્ત્રીનો યોગ ઉપયોગ છે તથા ચૂલો, વાસણ આદિ અચેતન નિમિત્ત પણ છે. જ્યાં ચેતન નિમિત્તકર્તા ઘટ, પટ, વાસણ ભોજનાદિ બનાવવામાં થાય છે ત્યાં વ્યવહારનયથી તેને ઘટ, પટ, વાસણ કે ભોજનાદિનો કર્તા કહેવાય છે.

જો નિશ્ચયથી વિચાર કરવામાં આવે તો શુદ્ધ આત્મા કોઈ પણ કાર્યનો નિમિત્ત કર્તા પણ નથી. જ્યાં સુધી સંસારી આત્માની સાથે કર્મોનો સંયોગ છે, અથવા કર્મોનો ઉદય વર્તે છે ત્યાં સુધી આત્માના મન, વચન, કાયયોગ પ્રવર્તતા (ચંચળ) રહે છે અથવા જ્ઞાનોપયોગ અશુદ્ધ હોય છે, રાગદ્વેષ સહિત કે કષાયસહિત હોય છે.

એ જ યોગ અને ઉપયોગ નિમિત્તકર્તા છે, એનાથી કર્મ બંધાય છે. એનાથી ઘટાદિ બને છે. કુંભારે ઘડા બનાવ્યો એમ કહેવાય છે, પણ ઘડો બનાવવાનો મનમાં સંકલ્પ કર્યો, શરીરને હલાવ્યું અને રાગ સહિત ઉપયોગ કર્યો તેથી કુંભારનો યોગ ઉપયોગ જ ઘડાનો નિમિત્તકર્તા છે, આત્મા નહિ. સ્ત્રીના મને રસોઈ બનાવવાનો સંકલ્પ કર્યો, વચનથી કોઈને કાંઈ લાવી રાખવાનું કે ઉઠાવી જવાનું કહ્યું, કાયાથી કંઈ લાવી લઈ ગઈ, રાગવાળી જ્ઞાનક્રિયા કરી તેથી યોગ અને ઉપયોગ જ રસોઈનો નિમિત્તકર્તા છે. સ્ત્રીનો શુદ્ધ આત્મા નિમિત્તકર્તા પણ નથી. યોગ અને ઉપયોગ આત્માના વિભાવ છે. એટલા માટે અશુદ્ધ નિશ્ચયથી તેનો કર્તા આત્મા કહેવાય છે, શુદ્ધ નિશ્ચયથી આત્મા મન, વચન, કાય યોગનો તથા અશુદ્ધ ઉપયોગનો કર્તા નથી યદ્યપિ યોગશક્તિ–કર્મ આકર્ષણ–શક્તિ આત્માની છે પરંતુ તે કર્મોના ઉદયથી જ મન વચન કાયદ્વારા કામ કરે છે કર્મનો ઉદય ન હોય તો કાંઈપણ હલન–ચલનરૂપ કામ ન થાય. અશુદ્ધ સરાગ ઉપયોગ પણ કષાયના ઉદયથી થાય છે તે આત્માનો સ્વાભાવિક ઉપયોગ નથી. નિશ્ચયનયથી આત્મામાં નથી યોગનું કાર્ય કે નથી રાગદ્વેષરૂપ ઉપયોગનું કાર્ય. એટલા માટે શુદ્ધ નિશ્ચયનયથી આ આત્મા કેવળ પોતાના શુદ્ધ ભાવોનો જ કર્તા છે; પરભાવોનો નથી તે ઉપાદાન કે મૂળ કર્તા, કે નથી તે નિમિત્ત કર્તા. સ્વભાવના પરિણમનથી જે પરિણામ કે કર્મ થાય છે તે પરિણામ કે કર્મનો પોતે ઉપાદાન કર્તા કહેવાય છે. જ્ઞાનસ્વરૂપી આત્મા છે માટે શુદ્ધ જ્ઞાનોપયોગનો જ તે ઉપાદાન કર્તા છે. અજ્ઞાની જીવ ભૂલથી આત્માને રાગાદિનો કર્તા, સારાં ખોટાં કામોનો કર્તા અથવા ઘટપટ આદિનો કર્તા માનીને અહંકાર કરીને દુઃખી થાય છે. 'હું કર્તા છું,' 'હું કર્તા છું' એવી બુદ્ધિથી જે પોતાનાં સ્વાભાવિક કર્મ નથી તેને પોતાના જ કર્મ માનીને રાગદ્વેષ કરીને કષ્ટ પામે છે.

જ્ઞાની જીવ કેવલ શુદ્ધ જ્ઞાન પરિણતિનો જ પોતાને કર્તા માને છે. તે માટે સર્વ પરભાવોનો કે પરકાર્યોનો હું કર્તા છું એવા અહંકારને કરતા નથી. જો શુભરાગ થાય છે તો તેને પણ મંદ કષાયનો ઉદય જાણે છે. જો અશુભ રાગ થાય છે તો તેને પણ તીવ્ર કષાયનો ઉદય જાણે છે, પણ પોતાનો સ્વભાવ જાણતા નથી, વિભાવ જાણે છે. વિભાવને રોગ, વિકાર કે ઉપાધિ માને છે અને એવી ભાવના રાખે છે કે આ વિભાવ ન હોય તો ઠીક. વીતરાગ ભાવમાં જ પરિણમન હોય તો સારું. જેમ બાળક રમવાનો પ્રેમી હોય છે, તેને માતા પિતા કે ગુરુના ડરથી ભણવાનું કામ કરવું પડે છે, તે ભણે છે પણ તેનો પ્રેમી નથી, પ્રેમી રમતનો જ છે, તેમ જ્ઞાની જીવ વીતરાગ આત્મિક શુદ્ધ ભાવનો પ્રેમી છે. પૂર્વે બાંધેલાં કર્મોના ઉદયથી જે ભાવ થાય છે તે અનુસાર મન, વચન, કાય, વર્તે છે. એને તે પસંદ કરતો નથી. કર્મનો વિકાર અથવા નાટક સમજે છે અને જેમ બાળક ભણવા પ્રત્યે વૈરાગી (ઉદાસીન) છે તેમ જ્ઞાની વૈરાગી છે. જ્ઞાની આત્મા, આસક્તિ રહિત હોવાથી, પરોપકાર કરતાં છતાં પોતાને કર્તા માનતા નથી. મન, વચન, કાયાનું કાર્યમાત્ર જાણે છે. જો તે ગૃહસ્થ હોય, કુટુમ્બને પાલતા હોય તો પણ તે પાલવાનો અહંકાર કરતા નથી. જ્ઞાની સર્વ વિભાવોને કર્મકૃત જાણીને તેનાથી અલિપ્ત રહે છે. એક પોતાના આત્મિક વીતરાગ ભાવોના જ પોતાને કર્તા માને છે.

સમ્યગ્દર્શનનો અપૂર્વ મહિમા છે. જે કોઈ જ્ઞાની આત્માને પરભાવનો અકર્તા સમજશે તે એક દિન સાક્ષાત્ અકર્તા થઈ જશે. તેના યોગ અને ઉપયોગની ચંચળતા મટી જશે ત્યારે તે સિદ્ધ પરમાત્મા થઈ જશે. આ તત્ત્વની એવી મતલબ લેવી યોગ્ય નથી કે જ્ઞાની સરાગ કાર્યોને ઉત્તમ પ્રકારે નથી કરતા, બગાડી દેવારૂપે કરતા હશે, પણ એમ નથી. જ્ઞાની મન, વચન, કાયાથી સર્વ કાર્ય યથા યોગ્ય બરોબર કરતા છતાં પણ હું કર્તા છું એવી મિથ્યા અહંબુદ્ધિ કરતા નથી. આ સર્વ લૌકિક પ્રપંચને કર્મના વિકાર જાણે

છે, પોતાનો સ્વભાવ માનતા નથી. કદાચિત્ અજ્ઞાનીની અપેક્ષાએ જ્ઞાની કુટુંબનું પાલન, જપ, તપ, પૂજા, પાઠ, વિષયભોગ આદિ મન, વચન, કાયાનાં શુભ–અશુભ કાર્ય ઉત્તમ પ્રકારે કરે છે, પ્રમાદ કે આળસથી કરતા નથી, તો પણ હું કર્તા છું એવા મિથ્યાત્વથી દૂર રહે છે. જેમ નાટકમાં પાત્ર નાટક ભજવતો છતાં તે નાટકના ખેલને ખેલ જ સમજે છે. તે ખેલમાં કરેલાં કાર્યોને પોતાના મૂલ સ્વભાવરૂપ ગણતો નથી. નાટકનો પાત્ર ખેલ દેખાડતી વખતે જ પોતાને રાજા કહે છે. તે સમયે પણ પોતાની મૂળ પ્રકૃતિને ભૂલતો નથી અને ખેલની પછી તો પોતાના મૂળરૂપે જ વર્તન કરે છે. બ્રાહ્મણનો પુત્ર પોતાને બ્રાહ્મણ માનતો હોવા છતાં ખેલમાં રાજાનો પાઠ ઘણી ઉત્તમ રીતે ભજવે છે છતાં હું રાજા થઈ ગયો એમ માનતો નથી. સંસારને નાટક સમજીને વ્યવહાર કરવો એ જ્ઞાનીનો સ્વભાવ છે. સંસારને પોતાનું જ કાર્ય સમજવું, અને વ્યવહાર કરવો તે અજ્ઞાનીનો સ્વભાવ છે. એટલા માટે અજ્ઞાની સંસારનો કર્તા છે, જ્ઞાની સંસારના કર્તા નથી. અજ્ઞાની સંસારમાં ભ્રમણ કરશે. જ્ઞાની સંસારથી ત્વરાથી મુક્ત થઈ જશે. તે શ્રદ્ધામાં અને જ્ઞાનમાં સંસાર કાર્યોને આત્માનું કર્તવ્ય માનતા નથી, કષાયના ઉદયવશ લાચારી ભર્યું કાર્ય જાણે છે.

(૫) ભોક્તા છે—જેવી રીતે નિશ્ચયનયથી આ જીવ પોતાના સ્વાભાવિક ભાવોનો કર્તા છે તેવી રીતે તે પોતાના સ્વાભાવિક જ્ઞાનાનંદ કે સહજસુખનો ભોક્તા છે. અશુદ્ધ નિશ્ચયનયથી હું સુખી, હું દુઃખી એ રાગદ્વેષરૂપ વિભાવનો ભોક્તા છે, વ્યવહારનયથી પુણ્ય પાપ કર્મોના ફળનો ભોક્તા છે. હું સુખી, હું દુઃખી એ ભાવ મોહનીય કર્મના ઉદયથી થાય છે. રતિ કષાયના ઉદયથી સાંસારિક સુખમાં પ્રીતિભાવ અને અરતિ કષાયના ઉદયથી સાંસારિક દુઃખમાં અપ્રીતિભાવ થાય છે. આ અશુદ્ધભાવ કર્મજનિત છે. માટે સ્વભાવ નહિ પણ વિભાવ છે. આત્મામાં કર્મસંયોગથી આ ભાવ થાય છે.

ત્યારે આત્માનંદના સુખાનુભવના ભાવ ઢંકાઈ જાય છે, એટલા માટે એમ કહેવાય છે કે અશુદ્ધ નિશ્ચયનયથી તે સુખ દુઃખનો ભોક્તા છે. ભોજન, વસ્ત્ર, ગાવું, બજાવવું, સુગંધ, પલંગ આદિ બાહ્ય વસ્તુઓનો ભોગ તથા સાતાવેદનીય અસાતાવેદનીય કર્મનો ભોગ વસ્તુતાએ પુદ્ગલની દ્વારા પુદ્ગલનો થાય છે. જીવમાત્ર તેમાં રાગભાવ કરે છે તેથી ભોક્તા કહેવાય છે. ત્યાં પણ મન, વચન, કાયાદ્વારા યોગ તથા અશુદ્ધ ઉપયોગ જ પરપદાર્થને ભોગવવામાં નિમિત્ત છે. જેમ એક લાડુ ખાવામાં આવ્યો. લાડુ પુદ્ગલનો તે મુખરૂપી પુદ્ગલથી ચાવીને ખાધો. જીહ્વાનાં પુદ્ગલોદ્વારા રસનું જ્ઞાન થયું. લાડુનો ભોગ શરીરરૂપી પુદ્ગલે કર્યો. પેટમાં પવનદ્વારા પહોંચ્યો. જીવે પોતાના અશુદ્ધભાવ–ઇન્દ્રિયરૂપી ઉપયોગથી જાણ્યું તથા ખાવાની ક્રિયામાં યોગને કામમાં લીધો.

જો વૈરાગ્યસહિત જાણે તો ખાવાનું સુખ ન માને. જ્યારે રાગસહિત ખાય છે ત્યારે સુખ માની લે છે. એટલા માટે લાડુનો ભોગ આ જીવે કર્યો એ માત્ર વ્યવહારનયનું વચન છે. જીવે કેવળ માત્ર ખાવાના ભાવ કર્યા અથવા યોગની પ્રવૃત્તિ કરી કે યોગશક્તિને પ્રેરિત કરી. એવી રીતે સુંદર વસ્ત્રોએ શરીરને શોભિત કર્યું, આત્માને નહિ. ત્યારે આ જીવ પોતાના રાગભાવને લીધે હું સુખી થયો એમ માની લે છે. એક ઉદાસ સુખવાળી પતિના પરદેશગમનથી દુઃખી સ્ત્રીને સુંદર વસ્ત્રાભૂષણ પહેરાવવામાં આવે તો શરીર શોભિત થઈ જાય પરંતુ તે રાગરહિત છે, તેનો રાગભાવ તે વસ્ત્રાભૂષણમાં નથી તેથી તેને તે સુખનો અનુભવ નહિ થાય. એટલા માટે આ વાત જ્ઞાનીઓએ સ્વાનુભવથી કહી છે કે સંસારના પદાર્થોમાં સુખ કે દુઃખ મોહ–રાગદ્વેષથી થાય છે. પદાર્થ તો પોતાના સ્વભાવમાં જ હોય છે. એક જગ્યાએ પાણી વર્ષી રહ્યું છે, ખેડુત તે વરસાદ દેખીને સુખી થઈ રહ્યો છે તે સમયે માર્ગમાં છત્રી વગર ચાલનાર એક સુંદર વસ્ત્ર પહેરેલો માનવ દુઃખી થઈ રહ્યો. નગરમાં રોગોની

વૃદ્ધિ થતાં રોગી દુઃખી થાય છે, અજ્ઞાની લોભી વૈદ્ય-ડૉક્ટર સુખી થાય છે. એક જ રસોઈમાં જમવાવાળા બે પુરુષ છે. જેને ઇચ્છાનુકૂળ રસોઈ મળી છે તે સુખી થઈ રહ્યો છે, જેની ઇચ્છાથી વિરુદ્ધ રસોઈ છે તે દુઃખી રહ્યો છે. જેવી રીતે પુદ્‌ગલનો કર્તા પુદ્‌ગલ છે તેવી રીતે પુદ્‌ગલનો ઉપભોગ કર્તા પુદ્‌ગલ છે. નિમિત્ત કારણ જીવનો યોગ અને ઉપયોગ છે. શરીરમાં શરદી થઈ, શરદીનો ઉપભોગ પુદ્‌ગલને થયો, પુદ્‌ગલની દશા પલટાઈ, જીવને શરીર ઉપર મમત્વ છે. રાગ છે, તેથી તેણે શરદીની વેદનાને દુઃખ માની લીધું. જ્યારે ગરમ કપડું શરીર ઉપર ઓઢયુ, શરીરે ગરમ કપડાનો ઉપયોગ કર્યો. શરીરની દશા પલટાઈ, ત્યારે રાગી જીવે સુખ માની લીધું. સ્ત્રીનો ઉપભોગ પુરુષનું અંગ, પુરુષનો ઉપભોગ સ્ત્રીનું અંગ કરે છે. પુદ્‌ગલ જ પુદ્‌ગલની દશાને ફેરવે છે. રાગભાવથી રાગી સ્ત્રી પુરુષ સુખ માની લે છે. જેટલો વિશેષ રાગ તેટલું વિશેષ સુખ કે તેટલું જ વિશેષ દુઃખ થાય છે. એક માનવને પુત્ર ઉપર બહુ જ અધિક રાગ છે. તે પુત્રને દેખીને અધિક સુખ માને છે, તે પુત્રનો વિયોગ થઈ જાય છે ત્યારે તેટલું જ અધિક દુઃખ માને છે. જે જ્ઞાની એમ સમજે છે કે હું વસ્તુતાએ શુદ્ધ આત્મદ્રવ્ય છું, મારું નિજ સુખ મારો સ્વભાવ છે, હું તે જ સાચા સુખને સુખ સમજું છું, તેનો ભોગ મને હિતકારી છે, તે સંસારથી વૈરાગી હોવા છતાં જેટલા અંશે કષાયનો ઉદય છે તેટલા અંશે બાહ્ય પદાર્થોના સંયોગ વિયોગમાં સુખ દુઃખ માને છે પણ અજ્ઞાનીની અપેક્ષાએ તે માનવું કોટિગણું ઓછું હોય છે. ભોજનને સારી રીતે ખાતાં છતાં પણ રસના ઇન્દ્રિયથી રસનાસ્વાદને જાણે છે, અથવા તૃપ્તિ પણ માને છે, છતાં રસના ઇન્દ્રિય જનિત સુખ પ્રત્યે અલ્પરાગને કારણે તેને અલ્પ જ (તુચ્છ) માને છે. તેવી રીતે ઇચ્છિત પદાર્થ ખાવા નહિ મળતાં અલ્પરાગને લીધે અલ્પ જ દુઃખ માને છે. વસ્તુ સ્વભાવ એ છે કે જીવ સ્વભાવથી સહજસુખનો જ ભોક્તા છે. કષાયના ઉદયથી જે વિભાવભાવ થાય

છે તેને લીધે જીવ પોતાના ઓછા કે વધારે 'કષાયના પ્રમાણમાં' પોતાને સુખ કે દુઃખનો ભોક્તા માની લે છે. હું ભોક્તા છું એ વચન શુદ્ધ નિશ્ચયનયથી અસત્ય છે, પણ કષાયના ઉદયથી થતા રાગભાવ ભોક્તા છે. આત્મા ભોક્તા નથી. આત્મા રાગભાવનો ભોક્તા અશુદ્ધ નિશ્ચયથી કહેવાય છે એમ માનવું સમ્યગ્જ્ઞાન છે. પરવસ્તુનો કે કર્મોનો આત્માને ભોક્તા કહેવો બિલકુલ વ્યવહારનયથી છે. જેમ આત્મા ઘટપટાદિનો કર્તા વ્યવહારનયથી કહેવાય છે, તેમ ભોક્તા પણ વ્યવહારથી કહેવાય છે.

કર્મોનો ઉદય જ્યારે થાય છે, ત્યારે કર્મનો અનુભાગ કે રસ પ્રગટ થાય છે; તે જ કર્મનો ઉપભોગ છે, તે કર્મના ઉદયને પોતાનો માનીને જીવ પોતાને સુખી દુઃખી માની લે છે. સાતાવેદનીયનો ઉદય થતાં સાતાકારી પદાર્થનો સંબંધ થાય છે. રતિ નોકષાયથી આ રાગી જીવ સાતાનો અનુભવ કરે છે અર્થાત્ રાગસહિત જ્ઞાનોપયોગને સુખ માની લે છે, અસાતાવેદનીયના ઉદયથી અસાતાકારી પદાર્થોનો સંબધ થાય છે; જેમકે શરીરમાં વાગે છે, તે વખતે અરતિ કષાયના ઉદયસહિત જીવ દ્વેષભાવના કારણે પોતાને દુઃખી માની લે છે. વસ્તુતાએ કર્મ પુદ્ગલ છે તો કર્મનો ઉદય અથવા રસ કે વિપાક પણ પુદ્ગલ છે. ઘાતીય કર્મોનો ઉદય જીવના ગુણોની સાથે વિકારક થઈને ઝળકે છે. અઘાતીય કર્મોનો રસ જીવથી ભિન્ન શરીરાદિ પરપદાર્થો ઉપર થાય છે. જેમકે જ્ઞાનાવરણના વિપાકથી જ્ઞાનનું ઓછું થવું, દર્શનાવરણના ઉદયથી દર્શનનું ઓછું થવું, મોહનીયના ઉદયથી વિપરીત શ્રદ્ધા કે ક્રોધાદિ કષાયોનું થવું, અંતરાયના ઉદયથી આત્મબળનું ઓછું થવું, આયુના ઉદયથી શરીરનું કાયમ રહેવું, નામના ઉદયથી શરીરની રચના હોવી, ગોત્ર કર્મના ઉદયથી ઊંચી કે નીચી લોકમાન્ય કે લોકનિન્દ્ય દશા થવી, વેદનીયના ઉદયથી સાતાકારી કે અસાતાકારી પદાર્થોનો સંયોગ થવો. શુદ્ધનયે જીવ

પોતાના સહજસુખનો જ ભોક્તા છે; પરનો ભોક્તા અશુદ્ધનય કે વ્યવહારનયથી જ કહેવાય છે.

(૬) શરીરપ્રમાણ આકારધારી છે— નિશ્ચયનયથી જીવનો આકાર લોકપ્રમાણ અસંખ્યાત પ્રદેશી છે. તેનાથી કદી ન્યૂન કે અધિક થતો નથી. જીવ અમૂર્તિક પદાર્થ છે, તેથી તેના નથી ટુકડા થઈ શકતા કે નથી તે કોઈની સાથે જોડાઈને મોટો થઈ શકતો. તથાપિ જેમ જીવમાં કર્મને આકર્ષણ કરવાવાળી યોગશક્તિ છે તેમ તેમાં સંકોચ વિસ્તારરૂપ થવાની શક્તિ પણ છે. જેમ યોગશક્તિ શરીર નામકર્મના ઉદયથી કામ કરે છે તેમ સંકોચ વિસ્તાર શક્તિ પણ શરીર નામકર્મના ઉદયથી કામ કરે છે. જ્યાં સુધી નામકર્મનો ઉદય રહે છે ત્યાં સુધી આત્માના પ્રદેશ સંકુચિત થાય છે કે ફેલાય છે. જ્યારે નામકર્મ નાશ થઈ જાય છે ત્યારે આત્મા અંતિમ શરીરમાં જેવો હોય છે તેવો જ રહી જાય છે. તેનો સંકોચ વિસ્તાર બંધ થઈ જાય છે.

એક મનુષ્ય જ્યારે મરે છે ત્યારે તરત જ બીજા ઉત્પત્તિ સ્થાન ઉપર પહોંચી જાય છે. વચમાં જતી વખતે એક સમય, બે સમય કે ત્રણ સમય લાગે છે ત્યાં સુધી પૂર્વ શરીરની માફક આત્માનો આકાર બની રહે છે. જ્યારે ઉત્પત્તિ સ્થાનપર પહોંચે છે ત્યારે ત્યાં જેવા પુદ્‌ગલને ગ્રહણ કરે છે તેના સમાન આકાર નાનો કે મોટો થઈ જાય છે. પછી જેમ જેમ શરીર વધે છે તેમ આકાર ફેલાતો જાય છે શરીરમાં જ આત્મા ફેલાયો છે બહાર નહિ, એ વાતનો અનુભવ વિચારવાનને થઈ શકે છે. આપણને દુઃખ કે સુખનો અનુભવ શરીરમાં જ થાય છે, શરીરથી બહાર નહિ. જો કોઈ માનવના આખા શરીરમાં આગ લાગે અને શરીરની બહાર પણ આગ હોય તો તે માનવને આખા શરીરમાંની આગની વેદનાનું દુઃખ થશે, શરીરની બહારની આગની વેદના થશે નહિ. જો આત્મા શરીરના

કોઈ સ્થાનપર હોય, સર્વ સ્થાનપર વ્યાપક ન હોય તો જે સ્થાનપર જીવ હોય ત્યાં જ સુખદુઃખનો અનુભવ થાય. સર્વાંગે ન થાય. પરંતુ થાય છે સર્વાંગે, તેથી જીવ શરીરપ્રમાણ આકારધારી છે. કોઈપણ ઇન્દ્રિયદ્વારા મનોજ્ઞ પદાર્થનો રાગસહિત ભોગ કરવામાં આવે તો સર્વાંગે સુખનો અનુભવ થાય છે. શરીરપ્રમાણ રહેવા છતાં નીચે લખેલાં સાત પ્રકારનાં કારણથી આત્મા ફેલાઈને શરીરથી બહાર જાય છે અને પાછો શરીર પ્રમાણ થઈ જાય છે. આ અવસ્થાને સમુદ્ઘાત કહે છે.

(૧) વેદના :—શરીરમાં દુઃખના નિમિત્તથી આત્મપ્રદેશ કાંઈક બહાર નીકળે છે.

(૨) કષાય :—ક્રોધાદિ કષાયના નિમિત્તથી પ્રદેશ બહાર નીકળે છે.

(૩) મારણાંતિક :—મરણની થોડીવાર પહેલાં કોઈક જીવના પ્રદેશ ફેલાઈને જ્યાં જન્મ લેવાનો છે ત્યાં સુધી પહોંચે છે, સ્પર્શ કરીને પાછા આવે છે, પછી મરણ થાય છે.

(૪) વૈક્રિયિક :—વૈક્રિયિક શરીરધારી પોતાના શરીરથી ભિન્ન બીજાં શરીર બનાવે છે, તેમા આત્માને ફેલાવીને તેનાથી કામ લે છે.

(૫) તૈજસ :—(૧) શુભ તૈજસ-કોઈક તપસ્વી મુનિને ક્યાક દુર્ભિક્ષ કે રોગનો સંચાર દેખીને દયા આવી જાય ત્યારે તેના જમણા સ્કંધમાંથી તૈજસ શરીરની સાથે આત્મા ફેલાઈને નીકળે છે. તેનાથી કષ્ટ દૂર થઈ જાય છે.

(૨) અશુભ તૈજસ—કોઈ તપસ્વીને ઉપસર્ગ પડવાથી ક્રોધ આવી જાય, ત્યારે તેના ડાબા સ્કંધથી અશુભ તૈજસ શરીરની સાથે આત્મા ફેલાય છે અને તે શરીર કોપના પાત્રને (જેના પ્રત્યે મુનિને ક્રોધ ઊપજ્યો હોય તેને) ભસ્મ કરી દે છે તથા તે તપસ્વી પણ ભસ્મ થઈ જાય છે.

(૬) **આહારક** :—કોઈ ઋદ્ધિધારી મુનિના મસ્તકથી આહારક શરીર બહુ સુંદર પુરુષાકાર નીકળે છે, તેના સાથે આત્મા ફેલાઈને જ્યાં કેવલી કે શ્રુતકેવલી હોય છે ત્યાં સુધી જાય છે, દર્શન કરીને પાછું આવે છે, તેથી મુનિના સંશય મટી જાય છે.

(૭) **કેવલ** :—કોઈ અરિહંત કેવલીનું આયુષ્ય અલ્પ હોય છે, અને બીજાં કર્મોની સ્થિતિ અધિક હોય છે, ત્યારે આયુની બરોબર બધાં કર્મોની સ્થિતિ કરવા માટે આત્માના પ્રદેશો લોકવ્યાપી થઈ જાય છે.

(૭) **સંસારી છે**:—સામાન્ય રીતે સંસારી જીવોના બે ભેદ છે. સ્થાવર, ત્રસ. એકેન્દ્રિય પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ વનસ્પતિ-કાયના ધારક પ્રાણિયોને સ્થાવર કહે છે. તથા બે ઇન્દ્રિયથી પંચેન્દ્રિય પર્યંત પ્રાણિયોને ત્રસ કહે છે. વિશેષમાં ચૌદ ભેદ પ્રસિદ્ધ છે, જેને જીવસમાસ કહે છે. જીવોના સમાન જાતીય સમૂહને સમાસ કહે છે.

**ચૌદ જીવસમાસ** :—૧ એકેન્દ્રિય સૂક્ષ્મ એવાં પ્રાણી આખા લોકમાં ભર્યાં છે કે જે કોઈને બાધક નથી, તેમ કોઈથી બાધા પામતા નથી, સ્વયં મરે છે. ૨—એકેન્દ્રિય બાદર જે બાધા પામે છે અને બાધક છે. ૩—દ્વીંદ્રિય, ૪—ત્રીન્દ્રિય, ૫—ચતુરિન્દ્રિય, ૬—પંચેન્દ્રિય અસંજ્ઞી (મન વગરના,) ૭ પંચેન્દ્રિય સંજ્ઞી, એ સાત સમૂહ કે સમાસ પર્યાપ્ત તથા અપર્યાપ્ત એમ બે પ્રકારના હોય છે. એવી રીતે ચૌદ જીવસમાસ છે.

**પર્યાપ્ત અપર્યાપ્ત**:—જ્યારે આ જીવ કોઈ યોનિમાં પહોંચે છે ત્યારે ત્યાં જે પુદ્‌ગલોને ગ્રહે છે તેમાં આહાર, શરીર, ઇન્દ્રિય શ્વાસોચ્છ્‌વાસ, ભાષા, મન બનવાની શક્તિ અંતર્મુહૂર્તમાં (૪૮ મિનિ-ટની અંદર)થઈ જાય છે તેને પર્યાપ્ત કહે છે. જેને આ શક્તિની પૂર્ણતા અવશ્ય થવાની છે, પરંતુ જ્યાં સુધી શરીર બનવાની શક્તિ પૂર્ણ નથી થઈ શકતી ત્યાં સુધી તેને નિવૃત્યપર્યાપ્ત કહે છે. જે છમાંથી કોઈ પર્યાપ્તિ પૂર્ણ કરી શકતા નથી અને એક શ્વાસ(નાડીનું ધબકવું તે)ના અઢારમા ભાગમાં મરી જાય છે તેને લબ્ધ્યપર્યાપ્ત કહે છે. છ પર્યાપ્તિ

આમાંથી એકેન્દ્રિય જીવોને આહાર શરીર, ઇન્દ્રિય, શ્વાસોચ્છ્વાસ ચાર હોય છે. બે ઇન્દ્રિયથી અસંજ્ઞી પંચેન્દ્રિય સુધીનાને ભાષાસહિત પાંચ હોય છે. સંજ્ઞી પંચેન્દ્રિયને બધી છએ હોય છે. પુદ્‌ગલોનો ખલભાગ (કઠણ ભાગ) કે રસરૂપ કરવાની શક્તિને આહાર પર્યાપ્તિ કહે છે,

સંસારી જીવોની એવી અવસ્થાઓ હોય છે કે જ્યાં શોધવાથી તે મળી શકે તે ચૌદ હોય છે જેને માર્ગણા કહે છે.

**ચૌદ માર્ગણાઓ** :—ગતિ, ઇન્દ્રિય, કાય, યોગ, વેદ, કષાય, જ્ઞાન, સંયમ, દર્શન, લેશ્યા, ભવ્ય, સમ્યક્ત્વ; સંજ્ઞી આહાર. એના વિશેષ ભેદ આ પ્રકારે છે-

(૧) **ચાર ગતિ**:—નરક, તિર્યંચ, મનુષ્ય, દેવ.

(૨) **ઇન્દ્રિય પાંચ** :—સ્પર્શન, રસના, ઘ્રાણ, ચક્ષુ, શ્રોત્ર.

(૩) **કાય છ** :—પૃથ્વીકાય, જલકાય, અગ્નિકાય, વાયુકાય, વનસ્પતિકાય, ત્રસકાય.

(૪) **યોગ ત્રણ** :—મન, વચન, કાય, અથવા પંદરયોગ-સત્ય મન, અસત્યમન, ઉભયમન, અનુભયમન, સત્ય વચન, અસત્ય વચન, ઉભય વચન, અનુભય વચન, ઔદારિક, ઔદારિકમિશ્ર, વૈક્રિયિક, વૈક્રિયિકમિશ્ર, આહારક, આહારક મિશ્ર, કાર્માણ. જે વિચાર કે વચનને સત્ય કે અસત્ય કાંઈ ન કહેવાય તેને અનુભય કહે છે. મનુષ્ય તિર્યંચોના સ્થૂલ શરીરને ઔદારિક કહે છે. એને અપર્યાપ્ત અવસ્થામાં ઔદારિક-મિશ્રયોગ કહે છે, પર્યાપ્ત અવસ્થામાં ઔદારિકયોગ હોય છે. દેવ કે ના-રકિયોના સ્થૂલ શરીરને વૈક્રિયિક કહે છે. એને અપર્યાપ્ત અવસ્થામાં વૈક્રિ-યિક મિશ્રયોગ હોય છે, પર્યાપ્ત અવસ્થામાં વૈક્રિયિકયોગ હોય છે. આ-હારક સમુદ્‌ઘાતમાં જે આહારક શરીર બને છે તેની અપર્યાપ્ત અવસ્થા-માં આહારક મિશ્રયોગ હોય છે, પર્યાપ્ત અવસ્થામાં આહારકયોગ હોય છે. એક શરીરને છોડીને બીજા શરીરને પ્રાપ્ત કરતી વખતે વચમાંની વિગ્રહગતિમાં કાર્માણયોગ હોય છે જેના નિમિત્તથી આત્માના પ્રદેશ

સકંપ થાય અને કર્મોનું ખેંચાણ થાય. તેને યોગ કહે છે. પંદર પ્રકારના એવા યોગ છે. એક સમયમાં એક યોગ હોય છે.

(૫) **વેદ ત્રણ:**—સ્ત્રીવેદ, પુંવેદ, નપુંસકવેદ—જેનાથી ક્રમથી પુરુષભોગ, સ્ત્રીભોગ કે ઉભય ભોગની ઇચ્છા થાય.

(૬) **કષાય ચાર:**—ક્રોધ, માન, માયા લોભ.

(૭) **જ્ઞાન આઠ :**—મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યય, કેવલ અને કુમતિ, કુશ્રુતિ, કુઅવધિ.

(૮) **સંયમ સાત :**—સામાયિક, છેદોપસ્થાપન, પરિહારવિશુદ્ધિ સૂક્ષ્મસાંપરાય, યથાખ્યાત, દેશસંયમ, અસંયમ.

(૯) **દર્શન ચાર:**—ચક્ષુ, અચક્ષુ, અવધિ, કેવલ.

(૧૦) **લેશ્યા છ:**—કૃષ્ણ, નીલ, કાપોત, પીત્ત, પદ્મ, શુકલ. કષાયોના ઉદયથી અને મન, વચન, કાયયોગોના ચલનથી જે ભાવ શુભ કે અશુભ થાય છે તેને બતાવવાવાળી છ લેશ્યાએ છે, પહેલી ત્રણ અશુભ છે, શેષ શુભ છે. ઘણા જ ખોટાભાવ અશુભતમ કૃષ્ણ-લેશ્યા છે. અશુભતર નીલ છે, અશુભ કાપોત છે. થોડા શુભ ભાવ પીતલેશ્યા છે, શુભતર પદ્મ છે, અને શુભતમ શુકલ છે.

(૧૧) **ભવ્ય બે :**—જેને સમ્યક્ત્વ થવાની યોગ્યતા છે તે ભવ્ય, જેની યોગ્યતા નથી તે અભવ્ય છે.

(૧૨) **સમ્યક્ત્વ છ:**—ઉપશમ, ક્ષયોપશમ ક્ષાયિક, મિથ્યાત્વ, સાસાદન, મિશ્ર. એનું સ્વરૂપ નીચે જણાવેલા ગુણસ્થાનકના મથાળામાં જુવો.

(૧૩) **સંજ્ઞી બે:**—મનસહિત સંજ્ઞી, મનરહિત અસંજ્ઞી.

(૧૪) **આહાર બે:**—આહાર, અનાહાર. જે સ્થૂલ શરીરને બનવા યોગ્ય પુદ્ગલને ગ્રહણ કરવું તે આહાર. ન ગ્રહણ કરવું તે અનાહાર છે.

સામાન્ય દષ્ટિથી આ ચૌદ માર્ગણાએ એક સાથે દરેક પ્રાણીમાં

મળી આવે છે. જેમ દૃષ્ટાંત માખી અને મનુષ્યનું લઈએ તો આ પ્રમાણે મળી આવશે.

| | માખીને | માનવને. |
|---|---|---|
| ૧ | તિર્યંચગતિ | મનુષ્યગતિ |
| ૨ | ઇન્દ્રિય ચાર | ઇન્દ્રિય પાંચ |
| ૩ | ત્રસકાય | ત્રસ કાય |
| ૪ | વચન અને કાય | મન, વચન અને કાય |
| ૫ | નપુંસક વેદ | સ્ત્રી, પુરુષ, કે નપુસક |
| ૬ | કષાય ચારે | કષાય ચારે |
| ૭ | કુમતિ કુશ્રુત | આઠેય જ્ઞાન હોઈ શકે છે |
| ૮ | અસયમ | સાતેય સમય હોઈ શકે છે |
| ૯ | ચક્ષુ અને અચક્ષુદર્શન | ચારેય દર્શન હોઈ શકે છે |
| ૧૦ | કૃષ્ણ, નીલ, કાપોત લેશ્યા | છએ લેશ્યાઓ હોઈ શકે છે |
| ૧૧ | ભવ્ય કે અભવ્ય કોઈ | ભવ્ય કે અભવ્ય કોઈ |
| ૧૨ | મિથ્યાત્વ | છએ સમ્યક્ત્વ હોઈ શકે છે |
| ૧૩ | અસંજ્ઞી | સંજ્ઞી |
| ૧૪ | આહાર કે અનાહાર | આહાર કે અનાહાર |

**ચૌદ ગુણસ્થાન :**—સંસારમાં મગ્ન થઈ રહેલાં પ્રાણી જે માર્ગ ઉપર ચાલતાં શુદ્ધ થઈ જાય છે તે માર્ગની ચૌદ સીડીઓ છે. એ સીડીઓનો પાર પામીને આ જીવ સિદ્ધ પરમાત્મા થઈ જાય છે. એ ચૌદ વર્ગ કે દરજ્જા છે. ભાવોની અપેક્ષાએ એક બીજાથી ઊંચા ઊંચા છે. મોહનીય કર્મ તથા મન, વચન, કાય યોગોના નિમિત્તથી

આ ગુણસ્થાન બન્યાં છે. આત્મામાં નિશ્ચયનયથી તે નથી. અશુદ્ધ નિશ્ચયનય અથવા વ્યવહારનયથી એ ગુણસ્થાન આત્મામાં કહેવાય છે. મોહનીયકર્મના મૂલ બે ભેદ છે. એક દર્શનમોહનીય, બીજુ ચારિત્ર મોહનીય. દર્શન મોહનીયના ત્રણ ભેદ છે. મિથ્યાત્વ, સમ્યગ્મિથ્યાત્વ અને સમ્યક્ત્વ મોહનીય. એનું કથન આ અધ્યાયની શરૂઆતમાં થઈ ગયું છે. ચારિત્ર મોહનીયના પચ્ચીસ ભેદ છે :—

ચાર અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ–દીર્ઘકાળ સ્થાયી, કાઠનતાથી મટે તેવા, જેના ઉદયથી સમ્યગ્દર્શન કે સ્વરૂપાચરણ ચારિત્ર પ્રગટ થતું નથી તેના હઠવાથી પ્રગટ થાય છે તે.

ચાર અપ્રત્યાખ્યાનાવરણ કષાય—કેટલોક કાળ રહે તેવા ક્રોધાદિ, જેના ઉદયથી એક દેશ શ્રાવકનું ચારિત્ર ગ્રહણ કરી શકાતું નથી તે.

ચાર પ્રત્યાખ્યાનાવરણ કષાય—જે ક્રોધાદિના ઉદયથી મુનિનો સંયમ ગ્રહણ કરી શકાતો નથી.

ચાર સંજ્વલન ક્રોધાદિ તથા નવ નોકષાય—નો=નહિ જેવા–અલ્પકષાય હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, જુગુપ્સા, સ્ત્રીવેદ, પુંવેદ, નપુંસકવેદ.–એના ઉદયથી પૂર્ણ ચારિત્ર (યથાખ્યાત) થતું નથી.

**ચૌદ ગુણસ્થાનકોનાં નામ:**—(૧) મિથ્યાત્વ, (૨) સાસાદન (૩) મિશ્ર, (૪) અવિરત સમ્યક્ત્વ, (૫) દેશવિરત, (૬) પ્રમત્તવિરત, (૭) અપ્રમત્તવિરત, (૮) અપૂર્વકરણ, (૯) અનિવૃત્તિકરણ, (૧૦) સૂક્ષ્મસાપરાય, (૧૧) ઉપશાંતમોહ, (૧૨) ક્ષીણમોહ, (૧૩) સયોગ કેવલી જિન, (૧૪) અયોગ કેવલી જિન.

**(૧) મિથ્યાત્વ ગુણસ્થાન:**—જ્યાં સુધી અનંતાનુબંધી કષાય અને મિથ્યાત્વકર્મનો ઉદય ચાલુ હોય છે ત્યાં સુધી મિથ્યાત્વ ગુણસ્થાન રહે છે. આ શ્રેણિમાં જીવ સંસારમાં લિપ્ત, ઇન્દ્રિયોનો દાસ, બહિરાત્મા, આત્માની શ્રદ્ધા રહિત, અહંકાર મમકારમાં ફસેલો રહે છે: શરીરને જે આત્મા માને છે. પ્રાયે સંસારી જીવ આ શ્રેણિમાં હોય છે:

આ શ્રેણિથી જીવ તત્ત્વજ્ઞાન પામીને જ્યારે સમ્યગ્દૃષ્ટિ થાય છે, ત્યારે અનંતાનુબંધી ચાર કષાય તથા મિથ્યાત્વકર્મનો ઉપશમ કરીને ઉપશમ સમ્યગ્દૃષ્ટિ થાય છે. આ ઉપશમ અર્થાત્ ઉદયને દબાવી દેવું તે એક અંતર્મુહૂર્તથી અધિક થતો નથી. ઉપશમ સમ્યક્ત્વના વખતમાં મિથ્યાત્વકર્મનાં પુદ્ગલના ત્રણ વિભાગો થઈ જાય છે.–મિથ્યાત્વ, સમ્યગ્મિથ્યાત્વ અને સમ્યક્ત્વ મોહનીય. અંતર્મુહૂર્ત પૂરું થતાં પહેલાં જો એકદમ અનંતાનુબંધી કષાયનો ઉદય આવી જાય તો મિથ્યાત્વનો ઉદય ન થાય ત્યાં સુધી આ જીવ, ઉપશમ સમ્યક્ત્વથી પામેલા અવિરત સમ્યક્ત્વગુણસ્થાનથી પડીને, બીજા સાસાદન ગુણસ્થાનમાં રહે છે. જો કદાચિત્ મિથ્યાત્વનો ઉદય આવ્યો તો ચોથેથી એકદમ પહેલા ગુણસ્થાનમાં આવી જાય છે. જો સમ્યગ્મિથ્યાત્વનો ઉદય આવે તો ચોથેથી ત્રીજા મિશ્રગુણસ્થાનમાં આવી જાય છે. જો ઉપશમ સમ્યક્ત્વીને સમ્યક્ત્વ મોહનીયનો ઉદય આવી જાય તો ઉપશમ સમ્યક્ત્વને બદલે ક્ષયોપશમ કે વેદક સમ્યક્ત્વ થઈ જાય છે. ગુણસ્થાન ચોથું જ રહે છે.

**(૨) સાસાદન ગુણસ્થાન :**—ચોથેથી પડવાથી થાય છે. પછી મિથ્યાત્વમાં નિયમથી આવી પડે છે. અહીં ચારિત્રની શિથિલતાના ભાવ હોય છે.

**(૩) મિશ્રગુણસ્થાન:**—ચોથેથી પડવાથી અથવા પહેલેથી ચડવાથી પણ થાય છે. અહીં સમ્યક્ત્વ અને મિથ્યાત્વના મિશ્ર પરિણામ દૂધ અને ગોળના મિશ્ર પરિણામના જેવા થાય છે. સત્ય અસત્ય બંને શ્રદ્ધા મિશ્ર રૂપે હોય છે. અંતર્મુહૂર્ત રહે છે. પછી પહેલામાં આવે છે કે ચોથામાં ચઢી જાય છે.

**(૪) અવિરત સમ્યક્ત્વ :**—આ ગુણસ્થાનમાં ઉપશમ સમ્યક્ત્વી અંતર્મુહૂર્ત રહે છે. ક્ષયોપશમ સમ્યક્ત્વી વધારે પણ રહે છે. જે અનંતાનુબંધી કષાય અને દર્શન મોહનીયની ત્રણે પ્રકૃતિઓનો

ક્ષય કરી દે છે તે ક્ષાયિક સમ્યક્ત્વી થાય છે. ક્ષાયિક સમ્યક્ત્વ કદી છૂટતું નથી. ક્ષયોપશમ સમ્યક્ત્વમાં સમ્યક્ત્વ મોહનીયના ઉદયથી મલિનતા થાય છે. આ શ્રેણિમાં આ જીવ મહાત્મા કે અંતરાત્મા થઈ જાય છે, આત્માને આત્મારૂપ જાણે છે. સંસારને કર્મનું નાટક સમજે છે. અતીન્દ્રિય સુખનો પ્રેમી થઈ જાય છે. ગૃહવાસમાં રહેતાં, અસિ, મસિ, કૃષિ, વાણિજ્ય, શિલ્પ કે વિદ્યાકર્મથી આજીવિકા કરે છે, રાજ્યપ્રબન્ધ કરે છે, અન્યાયી શત્રુના દમનને અર્થે યુદ્ધ પણ કરે છે. તે વ્રતોને નિયમરૂપે પાલતો નથી, માટે એને અવિરત કહે છે. તથાપિ એનાં ચાર લક્ષણ હોય છે. (૧) પ્રશમ–શાંતભાવ, (૨) સંવેગ–ધર્માનુરાગ–સંસારથી વૈરાગ, (૩) અનુકંપા–દયા, (૪) આસ્તિક્ય–આત્મા અને પરલોકમાં વિશ્વાસ. આ શ્રેણિવાળાને છએ લેશ્યાઓ હોઈ શકે છે. સર્વે સંજ્ઞી પંચેન્દ્રિય તિર્યંચ, મનુષ્ય, દેવ, નારકી આ આ ગુણસ્થાનકને પ્રાપ્ત કરી શકે છે. આ દશા મોક્ષમાર્ગનું પ્રવેશ દ્વાર છે. એ પ્રવેશભૂમિકા છે. આ ગુણસ્થાનનો કાળ ક્ષાયિક કે ક્ષયોપશમની અપેક્ષાએ ઘણો છે.

(૫) **દેશવિરત**:—જ્યારે સમ્યક્ત્વી જીવને અપ્રત્યાખ્યાનાવરણ કષાયનો ઉદય હોતો નથી અને પ્રત્યાખ્યાનાવરણ કષાયનો ક્ષયોપશમ કે મંદ ઉદય હોય છે ત્યારે શ્રાવકનાં વ્રતોને પાળે છે. એકદેશ હિંસા, અસત્ય, ચોરી, કુશીલ અને પરિગ્રહથી વિરક્ત રહે છે. પાંચ અણુવ્રત તથા સાત શીલને પાળતાં સાધુપદની જ ભાવના ભાવે છે. આ ચારિત્રનું વર્ણન આગળ કરાશે. આ ગુણસ્થાનમાં રહેતાં શ્રાવક ગૃહકાર્યને કરે છે અને ધીરે ધીરે ચારિત્રની ઉન્નતિ કરતાં કરતાં સાધુપદમાં પહોંચે છે. એનો કાળ થોડામાં થોડો અંતર્મુહૂર્ત અને વધારેમાં વધારે જીવનપર્યંત છે. આ શ્રેણિને પંચેન્દ્રિય સંજ્ઞી પશુ તથા મનુષ્ય ધારણ કરી શકે છે. છઠ્ઠાથી માંડી નીચે જણાવેલાં બધાં ગુણસ્થાન મનુષ્યને જ હોય છે.

(૬) **પ્રમત્તવિરત**:—જ્યારે પ્રત્યાખ્યાનાવરણ કષાયનો ઉપ-

શમ થઈ જાય છે ત્યારે અહિંસાદિ પાંચ મહાવ્રતોનો પાલનાર મહાવ્રતી મહાત્મા થઈ જાય છે. હિંસાદિનો પૂર્ણ ત્યાગ છે તેથી મહાવ્રતી છે. તથાપિ આ ગુણસ્થાનમાં આહાર, વિહાર, ઉપદેશાદિ કરાય છે તેથી પૂર્ણ આત્મસ્થ હોતા નથી, અને કંઈક પ્રમાદ છે. તેથી તેને પ્રમત્તવિરત કહે છે, એનો કાલ અંતર્મુહૂર્તથી અધિક નથી.

(૭) **અપ્રમત્તવિરત:**—જ્યારે મહાવ્રતી ધ્યાનસ્થ થાય છે, બિલકુલ પ્રમાદ હોતો નથી ત્યારે આ શ્રેણિમાં હોય છે. એનો કાલ પણ અંતર્મુહૂર્તથી અધિક નથી. મહાવ્રતી ફરી ફરી આ છઠ્ઠાથી સાતમા ગુણસ્થાન આવતો, ચઢતો રહે છે. હિંડોળાની માફક છઠ્ઠેથી સાતમે અને સાતમેથી છઠ્ઠે જવુ આવવુ, આઠમે ન જાય ત્યાં સુધી થયા કરે છે.

આઠમા ગુણસ્થાનથી બે શ્રેણિયો છે—એક ઉપશમ શ્રેણિ, બીજી ક્ષપકશ્રેણિ. જ્યાં કષાયોનો ઉપશમ કરવામાં આવે, ક્ષય કરવામાં ન આવે, તે ઉપશમ શ્રેણિ છે, જ્યાં કષાયોનો ક્ષય કરવામાં આવે તે ક્ષપકશ્રેણિ છે. ઉપશમ શ્રેણિ આઠમા, નવમા, દશમા અને અગીઆરમા ગુણસ્થાનક સુધી હોય છે પછી નિયમથી ધીમે ધીમે પડીને સાતમામાં આવી જાય છે. ક્ષપકશ્રેણિનાં પણ ચાર ગુણસ્થાન છે. આઠમુ, નવમુ દશમુ અને બારમું. ક્ષપકવાળો ૧૧માનો સ્પર્શ કરતો નથી, બારમાંથી તેરમામાં જાય છે.

(૮) **અપૂર્વકરણ:**—અહીં ધ્યાની મહાવ્રતી મહાત્માના અપૂર્વ ઉત્તમ ભાવ હોય છે, શુક્લ ધ્યાન હોય છે, અંતર્મુહૂર્તથી અધિક કાળ નથી.

(૯) **અનિવૃત્તિકરણ:**—અહીં ધ્યાની મહાત્માના બહુ જ નિર્મળ ભાવ હોય છે, શુક્લ ધ્યાન હોય છે. ધ્યાનના પ્રતાપથી સૂક્ષ્મ લોભ સિવાયના સર્વ કષાયોનો ઉપશમ કે ક્ષય કરી દે છે. કાળ અંતર્મુહૂર્તથી અધિક નથી.

(૧૦) **સૂક્ષ્મસાંપરાય :**—અહીં ધ્યાની મહાત્માને એક સૂક્ષ્મ લોભનો જ ઉદય રહે છે, તેનો સમય પણ અંતર્મુહૂર્તથી અધિક નથી.

(૧૧) **ઉપશાંતમોહ :**—જ્યારે મોહકર્મ બિલકુલ દબાઈ જાય છે ત્યારે આ અવસ્થા અંતર્મુહૂર્ત માટે થાય છે. યથાખ્યાત ચારિત્ર અથવા આદર્શ વીતરાગતા પ્રગટ થાય છે.

(૧૨) **ક્ષીણમોહ :**—મોહનો બિલકુલ ક્ષય, ક્ષપકશ્રેણિદ્વારા ચઢતાં, દશમા ગુણસ્થાનકમાં થઈ જાય છે ત્યારે ત્યાંથી (દશમામાંથી) સીધો અહીં આવીને અંતર્મુહૂર્ત ધ્યાનમાં સ્થિર થાય છે. શુક્લ ધ્યાનના બળથી જ્ઞાનાવરણ, દર્શનાવરણ, અને અંતરાયકર્મનો નાશ કરી દે છે અને કેવલજ્ઞાનનો પ્રકાશ થતાં અરિહંત પરમાત્મા કહેવાય છે. ગુણસ્થાન તેરમુ થઈ જાય છે.

(૧૩) **સયોગી કેવલી જિન :**—અરિહંત પરમાત્મા ચાર ઘાતિયાં કર્મોનો ક્ષય થવાથી અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતવીર્ય, અનંતદાન, અનંતલાભ, અનંતભોગ, અનંતઉપભોગ, ક્ષાયિકસમ્યક્ત્વ ક્ષાયિક ચારિત્ર એ નવ કેવલ લબ્ધિઓથી વિભૂષિત થઈ જન્મપર્યંત આ પદમાં રહે છે, ધર્મોપદેશ દે છે, વિહાર કરે છે, ઇન્દ્રાદિ ભક્તજન તેમની બહુ ભક્તિ કરે છે.

(૧૪) **અયોગી કેવલી જિન**—અરિહંતના આયુષ્યમાં અ, ઇ, ઉ, ઋ, લૃ એ પાંચ હ્રસ્વ (સ્વર) અક્ષરના ઉચ્ચાર કરવા જેટલો વખત બાકી રહે ત્યારે આ ગુણસ્થાન હોય છે. આયુષ્યના અંતમાં બાકીનાં અઘાતીય કર્મ આયુ, નામ, ગોત્ર, વેદનીયનો પણ નાશ થઈ જાય છે અને એ આત્મા સર્વ કર્મરહિત થઈને સિદ્ધ પરમાત્મા થાય છે. જેમ શેકેલા ચણા ફરી ઊગતા નથી, તેમ સિદ્ધ પણ ફરી સંસારી થતા નથી. ચૌદ જીવસમાસ, ચૌદમાર્ગણા, ચૌદગુણસ્થાન, એ સર્વે વ્યવહાર કે અશુદ્ધનયથી સંસારી જીવોનાં હોય છે. જીવ સમાસ એક કાલનાં એક જીવને એક જ હોય, વિગ્રહગતિનો સમય

અપર્યાપ્તમાં ગર્ભિત છે. માર્ગણાઓ ચૌદેય એક સાથે હોય છે જે આગળ દેખાડી ચૂક્યા છીએ, ગુણસ્થાન એક જીવને એક સમયમાં એક જ હોય.

(૮) સિદ્ધ:—સર્વ કર્મરહિત સિદ્ધ પરમાત્મા જ્ઞાનાનંદમાં મગ્ન રહેતા આઠ કર્મોના નાશથી આઠ ગુણ સહિત શોભાયમાન રહે છે. એ આઠ ગુણ આ પ્રમાણે છે:-જ્ઞાન, દર્શન, સમ્યક્ત્વ, વીર્ય, સૂક્ષ્મત્વ, અવગાહનત્વ, અગુરુલઘુત્વ, અવ્યાબાધત્વ. અર્થાત્ સિદ્ધોમાં અતીન્દ્રિયપણું છે, ઇન્દ્રિયોથી ગ્રહણયોગ્ય નથી. જ્યાં એક સિદ્ધ વિરાજિત છે ત્યાં અન્ય અનેક સિદ્ધ અવગાહ પામી શકે છે, એમાં કોઈ નીચ-ઊંચપણું નથી. એમાં કોઈ બાધા કરી શકતું નથી. તે લોકના અગ્રભાગમાં લોકશિખર ઉપર સિદ્ધક્ષેત્રમાં સ્થિર થાય છે.

(૯) ઊર્ધ્વગમન સ્વભાવ:—સર્વ કર્મોથી રહિત થવાથી સિદ્ધનો આત્મા સ્વભાવથી ઉપર જાય છે. જ્યાં સુધી ધર્મદ્રવ્ય છે, ત્યાં સુધી જઈને અંતે સ્થિર થઈ જાય છે. અન્ય સંસારી કર્મબદ્ધ આત્માઓ એક શરીરને છોડીને બીજા શરીરમાં જાય છે ત્યારે ચાર વિદિશાઓ છોડીને પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ઉપર અને નીચે એ દિશાઓદ્વારા સીધા કે મુડા ખાઈને જાય છે, ખૂણાઓમાં ત્રાંસા જતા નથી. સર્વ જીવોની સત્તા ભિન્ન ભિન્ન રહે છે. કોઈની સત્તા કોઈ અન્યની સાથે મળી શકતી નથી. જીવની અવસ્થાનાં ત્રણ નામ પ્રસિદ્ધ છે—બહિરાત્મા, અંતરાત્મા, પરમાત્મા. પહેલા ત્રણ ગુણસ્થાનવાળા જીવ બહિરાત્મા છે. અવિરત સમ્યક્ત્વ ચોથેથી માંડીને ક્ષીણમોહ બારમા ગુણસ્થાન પર્યંત જીવ અંતરાત્મા કહેવાય છે. તેરમા અને ચૌદમા ગુણસ્થાનવાળો સકલ અથવા દેહધારી પરમાત્મા કહેવાય છે. સિદ્ધ, શરીર એટલે કલરહિત-નિકલ પરમાત્મા કહેવાય છે. તત્ત્વજ્ઞાનીને ઉચિત છે કે બહિરાત્માપણું છોડીને અંતરાત્મા થઈ જવું અને પરમાત્મપદ પ્રાપ્તિનું સાધન કરવું. આ જ એક માનવનું ઉચ્ચ ધ્યેય

હોવું જોઈએ. આ જીવ પોતાના જ પુરુષાર્થથી મુક્ત થાય છે. કોઈની માત્ર પ્રાર્થના કરવાથી મુક્તિનો લાભ મળતો નથી.

અજીવમાં પુદ્‌ગલ, ધર્મ, અધર્મ, આકાશ, કાલ ગર્ભિત છે. સ્પર્શ, રસ, ગંધ, વર્ણમય પુદ્‌ગલના બે ભેદ થાય છે–પરમાણુ અને સ્કંધ. અવિભાગી પુદ્‌ગલના ખંડને પરમાણુ કહે છે. બે અથવા અનેક પરમાણુઓ મળીને જે વર્ગણા બને છે તેને સ્કંધ કહે છે. સ્કંધોના ભેદ છે. પણ તેના ૭ મૂળ ભેદ જાણવા યોગ્ય છે.

૭ સ્કંધ ભેદ :—સ્થૂલસ્થૂલ, સ્થૂલ, સ્થૂલસૂક્ષ્મ, સૂક્ષ્મસ્થૂલ, સૂક્ષ્મ, સૂક્ષ્મસૂક્ષ્મ. જે સ્કંધ કઠણ છે, ખંડ થાય ત્યારે બીજી વસ્તુના સંયોગ વિના મળી શકે નહિ તેવા છે તેને સ્થૂલસ્થૂલ કહે છે. જેમ લાકડી, કાગળ, વસ્ત્ર આદિ. જે સ્કંધ પ્રવાહી છે અલગ કરતાં છતાં ફરી ભેગાં મળી જઈ શકે જેમ પાણી, સરબત, દૂધ આદિ, તેને સ્થૂલ કહે છે. જે સ્કંધ દેખવામાં સ્થૂલ દેખાય, પરંતુ હાથથી ગ્રહણ ન થઈ શકે તેને સ્થૂલસૂક્ષ્મ કહે છે જેમ તડકો, પ્રકાશ, છાયા. જે સ્કંધ દેખાવમાં ન આવે પરંતુ અન્ય ચાર ઇન્દ્રિયોથી ગ્રહણ થઈ શકે તેને સૂક્ષ્મસ્થૂલ સ્કંધ કહે છે, જેમ હવા, શબ્દ, ગંધ, રસ. જે સ્કંધ બહુ પરમાણુઓનો સ્કંધ હોય પરંતુ કોઈ ઇન્દ્રિયથી ગ્રહણ ન થઈ શકે તેને સૂક્ષ્મ સ્કંધ કહે છે. જેમ ભાષાવર્ગણા, તૈજસવર્ગણા, મનોવર્ગણા, કાર્માણવર્ગણા આદિ જે સ્કંધ સર્વથી સૂક્ષ્મ હોય, જેમ કે બે પરમાણુનો સ્કંધ હોય, તેને સૂક્ષ્મ સ્કંધ કહે છે.

જીવ અને પુદ્‌ગલનો સંયોગ જ સંસારી આત્માની અવસ્થાઓ છે. સર્વ પુદ્‌ગલનો જ વિસ્તાર છે. જો પુદ્‌ગલને જુદું કરે તો દરેક જીવ શુદ્ધ દેખાય તેથી શુદ્ધ નિશ્ચયનયથી સર્વ જીવ શુદ્ધ છે. સંસારમાં જીવ અને પુદ્‌ગલ પોતાની શક્તિથી ચાર કામ કરે છે. ચાલવું, સ્થિર રહેવું, અવકાશ પામવો, અને બદલાવું. દરેક કાર્ય ઉપાદાન અને નિમિત્ત એ બે કારણથી થાય છે. જેમ સોનાની અંગુઠીનું

ઉપાદાન કારણ સોનું છે પરંતુ નિમિત્ત કારણ સોની અને તેનાં ઓજાર વગેરે છે. તેવી રીતે ચાર કામોનું ઉપાદાન કારણ જીવ પુદ્‌ગલ છે, નિમિત્ત કારણ બીજાં ચાર દ્રવ્યો છે. ગમનમાં સહકારી ધર્મ છે, સ્થિતિમાં સહકારી અધર્મ છે, અવકાશમાં સહકારી આકાશ છે, બદલવામાં સહકારી કારણ કાલદ્રવ્ય છે. સમય, આવલી, પળ આદિ નિશ્ચય કાલના પર્યાય છે, તેને વ્યવહારકાલ કહે છે. જ્યારે એક પુદ્‌ગલનો પરમાણુ મંદગતિથી એક કાલાણુ ઓળંગીને નિકટવર્તી કાલાણુ ઉપર જાય છે ત્યારે સમય પર્યાય પેદા થાય છે. એ સમયોથી આવલી ઘડી આદિ કાળ બને છે. જોકે આ છએ દ્રવ્યો એક સ્થાન ઉપર રહે છે અને એક બીજાને સહાયતા દે છે છતાં મૂલ સ્વભાવમાં ભિન્ન ભિન્ન કાયમ રહે છે, કદી મળી જતાં નથી. કદી છ નાં સાત થઈ જતાં નથી કે પાંચ થઈ જતાં નથી.

## આસ્રવ અને બંધ તત્ત્વ.

કાર્મણ શરીરની સાથે જીવનો પ્રવાહની અપેક્ષાએ અનાદિ, તથા કર્મ પુદ્‌ગલના મળવા અને છૂટવાની અપેક્ષાએ સાદિ સબંધ છે. કાર્મણ શરીરમાં જે કર્મ બધાય છે તેને બંધાવવાવાળા આસ્રવ અને બંધતત્ત્વ છે. કર્મવર્ગણાઓનું બંધની સન્મુખ થવુ તેને આસ્રવ અને બંધાઈ જવું તેને બંધ કહે છે, એ બંને કામ સાથે થાય છે. જે કારણોથી આસ્રવ થાય છે તે જ કારણોથી બંધ થાય છે. જેમ નાવમાં છિદ્રથી પાણી આવી એકઠું થાય છે તેમ વચન કાયની પ્રવૃત્તિદ્વારા કર્મ આવે છે અને બંધાઈ જાય છે. સાધારણ રીતે યોગ અને કષાય જ આસ્રવ અને બંધનાં કારણ છે. મન, વચન, કાયના હલનચલનથી આત્માના પ્રદેશો સકમ્પ થાય છે તે વખતે આત્માની યોગશક્તિ ચારે તરફથી કર્મવર્ગણાઓને ખેંચી લે છે. યોગ તીવ્ર હોય છે તો કર્મવર્ગણાઓ અધિક આવે છે યોગ મંદ હોય તો ઓછી આવે છે. યોગની સાથે કષાયનો ઉદય (ક્રોધ, માન, માયા,

કે લોભ એ કોઈનો ઉદય) મિશ્ર રીતે થાય છે. તેથી કોઈ વખત આઠ કર્મોને યોગ્ય તો કોઈ વખત સાત કર્મોને યોગ્ય વર્ગણાઓ ખેંચાય છે. જો કષાયનો બિલકુલ રંગ મળ્યો નથી હોતો, તો માત્ર સાતા વેદનીય કર્મયોગ્ય વર્ગણાઓ ખેંચાઈને આવે છે. બંધના ચાર ભેદ છે. પ્રકૃતિબંધ, પ્રદેશબંધ, સ્થિતિબંધ અને અનુભાગબંધ. યોગોથી જ પ્રકૃતિ અને પ્રદેશબંધ થાય છે. કષાયોથી સ્થિતિ અને અનુભાગ બંધ થાય છે. કઈ કઈ પ્રકૃતિયોગ્ય કર્મ બંધાય છે અથવા કેટલાં બંધાય છે એ પ્રકૃતિ અને પ્રદેશબંધનો અભિપ્રાય છે. જેવા યોગથી કર્મ આવે છે તેવા યોગથી એ બન્ને વાતો બને છે જેમકે જ્ઞાનાવરણનાં અમુક સંખ્યાનાં કર્મ બંધાયાં અને દર્શનાવરણના અમુક સંખ્યાના કર્મ બંધાયાં. ક્રોધાદિ કષાયોની તીવ્રતા હોય છે તો આયુષ્ય કર્મ સિવાય સાતે કર્મની સ્થિતિ અધિક પડે છે. કેટલા વખત સુધી કર્મ જીવની સાથે રહે છે તે મર્યાદાને સ્થિતિબંધ કહે છે. જો કષાય મંદ હોય છે તો સાત કર્મોની સ્થિતિ ઓછી પડે છે. કષાય અધિક હોય તો નર્ક આયુની સ્થિતિ અધિક અને અન્ય ત્રણ આયુકર્મની સ્થિતિ ઓછી બંધાય છે. કષાય મંદ હોય ત્યારે નર્ક આયુની સ્થિતિ કમ અને અન્ય ત્રણ આયુની સ્થિતિ અધિક પડે છે. કર્મોનું ફલ તીવ્ર કે મંદ બંધાવું તેને અનુભાગ બંધ કહેવાય છે. જ્યારે કષાય અધિક હોય છે ત્યારે પાપકર્મોમાં અનુભાગ વધારે અને પુણ્યકર્મોમાં અનુભાગ ઓછો પડે છે. જ્યારે કષાય મંદ હોય છે ત્યારે પુણ્યકર્મોમાં અનુભાગ વધારે અને પાપકર્મોમાં અનુભાગ ઓછો પડે છે.

**પુણ્ય પાપ કર્મ**:—આઠ કર્મોમાંથી સાતાવેદનીય, શુભ આયુ, શુભ નામ ને ઉચ્ચગોત્ર પુણ્યકર્મ છે. જ્યારે અસાતાવેદનીય, અશુભ આયુ, અશુભ નામ, નીચગોત્ર તથા જ્ઞાનાવરણાદિ ચાર ઘાતીય કર્મ પાપકર્મ છે. યોગ અને કષાય સામાન્ય રીતે આસ્રવ અને બંધનાં કારણ છે.

આસ્રવ અને બંધના વિશેષ કારણ પાંચ છે. મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગ.

(૧) મિથ્યાત્વ પાંચ પ્રકારનાં છે. સાચી શ્રદ્ધા ન થાય અને જીવાદિ તત્ત્વોની મિથ્યા શ્રદ્ધા હોય તે મિથ્યાત્વ છેઃ એના પાંચ પ્રકાર છે.

**એકાંતઃ**—આત્મા અને પુદ્ગલાદિ દ્રવ્યોમાં અનેક સ્વભાવ છે. તેમાંથી એક જ સ્વભાવ છે એમ આગ્રહ કરવો તે એકાંત મિથ્યાત્વ છે. જેમ દ્રવ્ય મૂલ સ્વભાવની અપેક્ષાએ નિત્ય છે. પર્યાય બદલાવાની અપેક્ષાએ અનિત્ય છે. એમ નિત્ય-અનિત્યરૂપ વસ્તુ છે. તેવી ન માનતાં એવી હઠ કરવી કે વસ્તુનિત્ય જ છે. અથવા અનિત્ય જ છે તે એકાંત મિથ્યાત્વ છે. અથવા આ સંસારી આત્મા નિશ્ચયનયની અપેક્ષાએ શુદ્ધ છે, વ્યવહારની અપેક્ષાએ અશુદ્ધ છે એમ ન માનતાં તેને સર્વથા શુદ્ધ જ માનવો કે સર્વથા અશુદ્ધ જ માનવો તે એકાંત મિથ્યાત્વ છે.

**વિનયઃ**—ધર્મનાં તત્ત્વોની પરીક્ષા કર્યા વગર કુતત્ત્વ અને સુતત્ત્વ, બંનેને એક સરખાં માનીને આદર કરવો તે વિનય મિથ્યાત્વ છે. જેમ પૂજવા યોગ્ય વીતરાગ સર્વજ્ઞ દેવ છે. અલ્પજ્ઞ રાગી દેવ પૂજવા યોગ્ય નથી તો પણ સરળ ભાવથી વિવેક વિના બંનેની ભક્તિ કરવી તે વિનય મિથ્યાત્વ છે. જેમ કોઈ સુવર્ણ અને પિત્તળને સમાન માનીને આદર કરે તો તે અજ્ઞાની જ ગણાય છે. તે સુવર્ણની જગાએ પિત્તળ લઈને ઠગાય છે. સાચી સમ્યક્ત્વ ભાવરૂપ આત્મપ્રતીતિ તેને થઈ શકતી નથી.

**અજ્ઞાનઃ**—તત્ત્વોને જાણવાનો પરિશ્રમ લીધા વગર દેખા દેખી કોઈપણ તત્ત્વને માની લેવું તે અજ્ઞાન મિથ્યાત્વ છે. જેમ જલસ્નાનથી ધર્મ થાય છે, એમ માનીને જલસ્નાન ભક્તિથી કરવું અજ્ઞાન મિથ્યાત્વ છે.

**સંશયઃ**—સુતત્ત્વ અને કુતત્ત્વનો નિર્ણય ન કરવો અને સંશયમાં રહેવું, કયું યથાર્થ છે કયું યથાર્થ નથી એવો એક નિશ્ચય ન કરવો તે સંશય મિથ્યાત્વ છે. કોઈએ કહ્યું રાગદ્વેષ જીવના છે. કોઈએ કહ્યું પુદ્ગલના છે, બંનેમાં યથાર્થ કોણ છે તેનો સંશય રાખવો તે સંશય મિથ્યાત્વ છે.

**વિપરીતઃ**—જેમાં ધર્મ હોઈ શકતો નથી તેને ધર્મ માની લેવો તે વિપરીત મિથ્યાત્વ છે, જેમ પશુયજ્ઞ કરવો તેમાં ધર્મ માની લેવો.

**(૨) અવિરતિ ભાવઃ**—તેના બાર ભેદ છે, અને પાંચ ભેદ પણ છે. પાંચ ઇન્દ્રિય અને મનને વશ ન રાખવું, તેના દાસ થઈ રહેવું, તથા પૃથ્વી આદિ છકાય જીવોની રક્ષાના ભાવ ન કરવા એમ બાર પ્રકારના અવિરત ભાવ છે. અથવા હિંસા, અસત્ય, ચોરી કુશીલ અને પરિગ્રહ મૂર્છા એ પાંચ પાપ અવિરતિ ભાવ છે.

**(૩) પ્રમાદઃ**—આત્માનુભવમાં ધર્મધ્યાનમાં આળસ કરવી તે પ્રમાદ છે, એના ૮૦ ભેદ છે.

ચાર વિકથા×ચાર કષાય×પાંચ ઇન્દ્રિય×૧ સ્નેહ×૧ નિદ્રા=૮૦

**ચાર વિકથાઃ**—સ્રીકથા, ભોજનકથા, દેશકથા, રાજકથા. રાગ વધારે તેવી સ્ત્રીઓના રૂપ, સૌન્દર્ય હાવભાવ, વિભ્રમ, સંયોગ, વિયોગની ચર્ચા કરવી તે સ્ત્રીવિકથા છે. રાગ વધારનારી, ભોજનોની સરસનીરસ ખાવાપીવાની કે ચવાણા આદિની ચર્ચા કરવી તે ભોજન વિકથા છે. દેશમાં લૂંટફાટ, મારપીટ, જુગાર, ચોરી, વ્યભિચાર કે નગરાદિની સુંદરતા સંબંધી રાગદ્વેષ વધારનારી કથા કરવી તે દેશ વિકથા છે. રાજાઓના રૂપની, રાણીઓની વિભૂતિની, સેનાની, નોકર, ચાકરાદિની રાગ વધારનારી કથા કરવી તે રાજ વિકથા છે.

દરેક પ્રમાદભાવમાં એક વિકથા, એક કષાય, એક ઇન્દ્રિય, એક સ્નેહ અને એક નિદ્રાનો ઉદય સંબંધ થાય છે, એટલા માટે

પ્રમાદના ૮૦ ભેદ થઈ જાય છે. જેમ પુષ્પ સુંઘવાની ઇચ્છા થવી એક પ્રમાદભાવ છે. તેમાં ભોજનકથા (ઇન્દ્રિયભોગ સંબંધી કથા ભોજનકથામાં ગર્ભિત છે), લોભકષાય, ઘ્રાણ ઇન્દ્રિય, સ્નેહ અને નિદ્રા એ પાંચ ભાવ સંયુક્ત છે. કોઈએ કોઈ સુંદર વસ્તુ દેખવાંમાં અંતરાય કર્યો તેના ઉપર ક્રોધ કરીને કષ્ટ દેવાની ઇચ્છા થઈ. તે પ્રમાદભાવથી ભોજનકથા, ક્રોધ કષાય, ચક્ષુ ઇન્દ્રિય, સ્નેહ અને નિદ્રા ગર્ભિત છે.

(૪) કષાયઃ—એના ૨૫ ભેદ છે જે પહેલાં ગણાવી ચૂકયા છીએ.

(૫) યોગઃ—એના ત્રણ કે પંદર ભેદ છે, એ પણ પહેલાં ગણાવ્યા છે.

**ચૌદ ગુણસ્થાનોની અપેક્ષાએ આસ્રવ બંધનાં કારણઃ-** મિથ્યાત્વ ગુણસ્થાનમાં મિથ્યાત્વ, અવિરત, પ્રમાદ, કષાય, યોગ પાંચે કારણ છે કે જેનાથી કર્મના બંધ થાય છે. સાસાદન ગુણસ્થાનમાં મિથ્યાત્વ નથી. બાકીનાં બધાં કારણ છે. મિશ્રગુણસ્થાનમાં- અનંતાનુબંધી ચાર કષાય પણ નથી. મિશ્રભાવ સહિત અવિરત, પ્રમાદ, કષાય અને યોગ છે. અવિરત સમ્યક્ત્વ ગુણસ્થાનમાં મિથ્યાત્વ, મિશ્રભાવ અને અનંતાનુબંધી કષાય નથી. બાકીના કષાય, અવિરતિ, પ્રમાદ અને યોગ છે.

**દેશવિરત ગુણસ્થાનમાંઃ**—એક દેશવ્રત હોવાથી અવિરત ભાવ કંઈક ઘટયો છે તથા અપ્રત્યાખ્યાનાવરણ કષાય પણ છૂટી ગયા છે. શેષ અવિરત, પ્રમાદ. કષાય અને યોગ બંધનાં કારણ છે.

**છઠ્ઠા પ્રમત્ત ગુણસ્થાનમાંઃ**—મહાવ્રતી હોવાથી અવિરતભાવ બિલકુલ છૂટી ગયો છે, તથા પ્રત્યાખ્યાનાવરણ કષાય પણ રહ્યા નથી. બાકીના પ્રમાદ, કષાય અને યોગ રહ્યા છે.

**અપ્રમત ગુણસ્થાનમાંઃ**-પ્રમાદભાવ રહ્યો નથી. માત્ર કષાય અને યોગ છે. **અપૂર્વકરણમાં** પણ કષાય અને યોગ છે પરંતુ અતિ મંદ છે.

**અનિવૃત્તિકરણ નવમા ગુણસ્થાનમાંઃ**—હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, જુગુપ્સા નોકષાય નથી. સંજ્વલન ચાર કષાય અને ત્રણ વેદ અતિ મંદ છે. સૂક્ષ્મ સાંપરાયમાં કેવલ સૂક્ષ્મમોહ કષાય અને યોગ છે. ઉપશાંતમોહ, ક્ષીણમોહ તથા સયોગ કેવલી જિન એ ત્રણ ગુણસ્થાનોમાં કેવલયોગ છે. ચૌદમામાં યોગ પણ રહેતો નથી. એ પ્રમાણે બંધના કારણભાવ ઘટતા જાય છે.

**કર્મોનાં ફલ કેવી રીતે મળે છેઃ**—કર્મનો બંધ થઈ ચૂકે છે ત્યાર પછી કેટલોક સમય તેને પાકતાં લાગે છે. એ સમયને આબાધા કાલ કહે છે. જો એક કોડાકોડી સાગરની સ્થિતિ પડે તો એક સો વર્ષ પાકવામાં લાગે છે. એ હિસાબે ઓછી સ્થિતિમાં ઓછો સમય લાગે છે. કોઈક કર્મોની આબાધા એક પલકમાત્ર સમય જ હોય છે, બંધાયા પછી એક આવલી પછી ઉદયમાં આવે છે. વિપાક કાળ પૂરો થાય ત્યારે જે કર્મની જેટલી સ્થિતિ હોય તે સ્થિતિના જેટલા સમય (instants કે minutest moments) થાય તેટલા સમયોમાં તે કર્મના અમુક અમુક સ્કંધ વહેંચાઈ જાય છે. તે વહેંચણીમાં પહેલા પહેલા સમયોમાં અધિક પરમાણુઓના સ્કંધો અને પાછળ પાછળના સ્કંધોમાં થોડાં થોડાં કર્મપરમાણુઓ આવે છે. છેલ્લા સમયમાં સર્વથી થોડાં પરમાણુ આવે છે. આ વહેંચણી (distribution)ને અનુસાર જે સમયે જેટલા કર્મ પરમાણુ ઉદયમાં આવે છે તેટલા કર્મ અવશ્ય ખરી જાય છે, છૂટી જાય છે. જો બાહ્ય દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અનુકૂળ હોય તો ફળ પ્રગટ કરીને ખરી જાય છે નહિ તો ફળ દીધા વગર ખરી જાય છે. જેમ કોઈએ ક્રોધ કષાયરૂપી કર્મ ૪૮ મિનિટની સ્થિતિનું બાંધ્યું અને એક મિનિટ પાકવામાં લાગી તથા ૪૭૦૦ કર્મ છે. તો તે કર્મ ૪૭ મિનિટમાં વહેંચાઈ જાય છે. જેમ ૫૦૦, ૪૦૦, ૩૦૦, ૨૦૦, ૧૦૦ ઇત્યાદિ રૂપથી એ ક્રોધ કષાયનો સ્કંધ એવા હિસાબથી ખરી જશે. પહેલી મિનિટમાં ૫૦૦ પછી ૪૦૦ ઇત્યાદિ. જો એટલી વાર કોઈ એકાંતમાં

બેસીને સામાયિક કરી રહ્યો હોય તો ક્રોધનું નિમિત્ત ન હોવાથી ક્રોધના ફલને પ્રગટ કર્યા વગર એ કર્મ ખરી જાય છે. જો કોઈક ક્રોધ કર્મોનું બળ તીવ્ર હોય તો કંઈક દ્વેષભાવ કોઈ પર આવી જાય, જો મંદ હોય તો કંઈ પણ ભાવોમાં વિકાર થશે નહિ.

**બંધાએલાં કર્મોમાં પરિવર્તન :—**એક વખત કર્મનો બંધ પડી ગયા છતાં તેમાં ત્રણ અવસ્થાઓ પછીથી થઈ શકે છે. સંક્રમણ પાપકર્મને પુણ્યમાં અને પુણ્યને પાપમાં બદલી દેવુ તે. ઉત્કર્ષણ–કર્મોની સ્થિતિ અથવા અનુભાગને વધારી દેવો તે. અપકર્ષણ–કર્મોની સ્થિતિ અને અનુભાગ ઘટાડી દેવો. જો કોઈ પાપકર્મ કરી ચૂક્યો હોય, અને તે એનું પ્રતિક્રમણ (પશ્ચાતાપ) ઘણા શુદ્ધભાવથી કરે તો પાપકર્મને બદલી નાંખી પુણ્યરૂપ કરી શકે છે અથવા પાપકર્મની સ્થિતિ અને અનુભાગ ઘટી શકે છે. જો કોઈએ પુણ્યકર્મ બાંધ્યું હોય પછી તે પશ્ચાતાપ કરે કે મેં આટલીવાર શુભકામમાં ગાળી તેથી મારો વ્યાપાર કરવાનો વખત જતો રહ્યો તો એ ભાવોથી બાંધેલું પુણ્ય કર્મ પાપકર્મરૂપ થઈ જાય છે, અથવા પુણ્યકર્મનો અનુભાગ ઘટી જાય છે અને સ્થિતિ ઘટી જાય છે. જેમ ઔષધિ ખાવાથી ભોજનના વિકાર મટી જાય છે, ઓછા થઈ જાય છે અને બળ વધી જાય છે તેમ પરિણામો દ્વારા પહેલાના પાપ કે પુણ્યકર્મમાં પરિવર્તન થઈ જાય છે. એટલા માટે બુદ્ધિમાન પુરુષે સદા સારાં નિમિત્તોમાં–સત્ સંગતિમાં કોઈ એક સાચા ગુરુના શરણમાં રહીને પોતાના ભાવોને ઉચ્ચ બનાવવા માટે ધ્યાન કે સ્વાધ્યાયમાં લીન રહેવું જોઈએ. કુસંગતિથી અને કુમાર્ગથી બચવું જોઈએ.

**ભવિષ્યના આયુકર્મનો બંધ કેવી રીતે થાય છેઃ–**આપણે મનુષ્યોને માટે આ નિયમ છે કે વર્તમાન ભોગવાતા આયુની જેટલી સ્થિતિ હોય તેનો બે તૃતીયાંશ ભાગ વીત્યા પછી પહેલીવાર અંતર્મુહૂર્ત માટે નવો આયુષ્ય બંધ કરવા યોગ્ય કાળ આવે છે. ફરી બે

તૃતીયાંશ વીત્યા પછી બીજીવાર ફરી બે તૃતીયાંશ વીત્યા પછી ત્રીજીવાર એવી રીતે બે તૃતીયાંશ કાળ પછી આઠ વાર એવો અવસર આવે છે. જો એટલામાં પણ ન બંધાય તો મરતા પહેલાં તો ઘણું કરીને આયુષ્ય કર્મ બંધાય છે. મોક્ષે જનાર તો ન જ બાંધે. મધ્યમ લેશ્યાનાં પરિણામોથી આયુ બંધાય છે. એવાં પરિણામ એ આયુબંધના કાલમાં ન થાય તો આયુકર્મ બંધાતું નથી. એક વખત બંધાયા પછી બીજીવાર ફરી બંધ કાળ આવે ત્યારે પહેલાં બાંધેલી આયુની સ્થિતિ ઓછી કે અધિક થઈ શકે છે. જેમ કોઈ માનવનું ૮૧ વર્ષનું આયુષ્ય હોય તો નીચે પ્રમાણે આઠ વાર આયુબંધનો કાળ આવે.

(૧) ૫૪ વર્ષ વીત્યા પછી ૨૭ વર્ષ શેષ રહે ત્યારે
(૨) ૭૨ ,, ,, ,, ૯ ,, ,, ,,
(૩) ૭૮ ,, ,, ,, ૩ ,, ,, ,,
(૪) ૮૦ ,, ,, ,, ૨ ,, ,, ,,
(૫) ૮૦ વર્ષ અને આઠ માસ વીત્યા પછી ૪ માસ ,,
(૬) ૮૦ ,, ,, ૧૦ ,, ૨૦ દિન વીત્યા પછી ૪૦ દિન શેષ રહે
(૭) ૮૦ ,, ,, ૧૧ ,, ૧૬ ,, ૧૬ કલાક વીત્યા પછી ૧૩ દિન ૮ કલાક શેષ રહે ત્યારે
(૮) ૮૦ ,, ,, ૧૧ ,, ૨૫ ,, ૧૪ ,, ,, ,, ૪ દિન ૧૦ કલાક શેષ રહે ત્યારે

## સંવર અને નિર્જરા તત્ત્વ.

આત્માને અશુદ્ધ થવાનાં કારણ આસ્રવ અને બંધ છે, એ કહેવાઈ ચૂક્યું છે. જો કે કર્મ પોતાની સ્થિતિની અંદર ફળ દઈને કે દીધા વગર ખરી જાય છે તથાપિ અજ્ઞાની મિથ્યાદષ્ટિ જીવ કદી પણ રાગદ્વેષ મોહ વગર હોતો નથી તેથી દરેક સમયે કર્મોનો બંધ કરતો જ રહે છે. અજ્ઞાનીને કર્મની નિર્જરા હાથીના સ્નાનની માફક હોય છે. જેમ હાથી એકવાર તો સૂંઢથી પોતાની ઉપર પાણી નાખે છે, પછી ધૂળ નાખે છે તેમ અજ્ઞાનીને એક તરફ તો કર્મ ખરે છે બીજી

તરફ કર્મ બંધાય છે. અજ્ઞાનીને જે સુખ કે દુઃખ થાય છે, અથવા શરીર, સ્ત્રી, પુત્ર, ધન, પરિવાર, પરિગ્રહનો સંબંધ થાય છે તેમાં તે આસક્ત રહે છે સુખમાં બહુ જ રાગી, દુઃખમાં બહુ જ દ્વેષી થઈ જાય છે. એ માટે એને નવીન કર્મોનો બંધ તીવ્ર થઈ જાય છે. જ્ઞાની સમ્યગ્દષ્ટિ જીવ સંસાર શરીર અને ભોગોથી વૈરાગી હોય છે. તે પુણ્યના ઉદયમાં અને પાપના ઉદયમાં સમભાવ રાખે છે, આસક્ત થતા નથી. તેથી તેને કર્મ ખરે છે ઘણાં, તથા સુખમાં અલ્પ રાગ અને દુઃખમાં અલ્પ દ્વેષ હોવાથી નવીન કર્મોનો બંધ થોડો થાય છે. ચૌદ ગુણસ્થાનોમાં ઉપર ચઢતાં જેટલાં બંધનાં કારણ ખસે છે તેટલો તેટલો જે બંધ પહેલાં થતો હતો તેનો સંવર થઈ જાય છે. તથા જ્ઞાની સમ્યગ્દષ્ટિ જેટલો જેટલો આત્મમનનનો કે આત્માનુભવનો અભ્યાસ કરે છે તેટલો તેટલો તે રત્નત્રય ભાવથી અધિક કર્મોની નિર્જરા કરે છે કર્મોની સ્થિતિ ઘટતી જાય છે; પાપકર્મનો અનુભાગ ઘટતો જાય છે, પાપકર્મ બહુ જ ત્વરાથી ખરી જાય છે. પુણ્યકર્મમાં અનુભાગ વધી જાય છે અને એ પણ ફળ દઈને કે ફળ દીધા વગર ખરી જાય છે.

જે ભાવોથી કર્મ બંધાય છે તેના વિરોધી ભાવથી કર્મ રોકાય છે. આસ્રવનો વિરોધી સંવર છે. મિથ્યાત્વથી આવતાં કર્મો રોકવા માટે સમ્યગ્દર્શનની પ્રાપ્તિ કરવી જોઈએ. અવિરતિદ્વારા આવતાં કર્મો રોકવા માટે અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને પરિગ્રહ ત્યાગ એ પાંચ વ્રતોનો અભ્યાસ કરવો જોઈએ. પ્રમાદ રોકવાને માટે ચાર વિકથાઓનો ત્યાગ કરીને ઉપયોગી ધાર્મિક અને પરોપકારમય કે આત્મહિતનાં કાર્યોમાં ચિત્ત રોકીને રહેવું જોઈએ. કષાયોને ટાળવા માટે આત્માનુભવ અને શાસ્ત્ર પઠન કે મનન, તત્ત્વવિચાર, ક્ષમાભાવ, માર્દવભાવ, આર્જવભાવ, સંતોષભાવનો અભ્યાસ કરવો જોઈએ. યોગોને જીતવા માટે મન, વચન કાયાને

સ્થિર કરીને આત્મધ્યાનનો અભ્યાસ કરવો જોઈએ. સંવરતત્વનું સામાન્ય કથન આ પ્રકારે છે.

વિશેષ વિચાર એ છે કે જે પોતાનું સાચું હિત કરવા ચાહે છે તેણે પોતાનાં પરિણામોની પરીક્ષા સદા કરવી જોઈએ. ત્રણ પ્રકારના ભાવ જીવોના હોય છે. અશુભોપયોગ, શુભોપયોગ, શુદ્ધોપયોગ. અશુભોપયોગથી પાપકર્મનો, શુભોપયોગથી પુણ્યકર્મનો બંધ થાય છે. પરંતુ શુદ્ધોપયોગથી કર્મોનો ક્ષય થાય છે. એટલા માટે વિવેકીને ઉચિત છે કે અશુભ ઉપયોગથી બચીને શુભોપયોગમાં રહેવાનો અભ્યાસ કરવો. પછી શુભોપયોગને પણ હઠાવીને શુદ્ધોપયોગને લાવવાનો પ્રયત્ન કરવો. જ્ઞાનીએ પણ સદા જાગૃત અને પુરુષાર્થી રહેવું જોઈએ. જેમ શાહુકાર પોતાના ઘરમાં ચોરોનો પ્રવેશ ઇચ્છતો નથી, પોતાની સંપત્તિની રક્ષા કરે છે તેમ જ્ઞાનીએ બંધકારક ભાવોથી પોતાની રક્ષા કરતાં રહેવું જોઈએ. અને જે જે અશુભ ભાવોની ટેવ પડી ગઈ હોય તેને નિયમ કે પ્રતિજ્ઞાદ્વારા દૂર કરતા જવું. જુગાર રમવાનાં, પત્તાં રમવાના, ચોપાટ ખેલવાના, શેતરંજ ખેલવાના, ભાંગ પીવાના, તમાકુ પીવાના, અફીણ ખાવાના, વેશ્યાનાચ દેખવાના, ઓછું તોળવાના, માપવાના, ચોરીનો માલ ખરીદવાના, અધિક બોજો લાદવાના, ખોટી સાક્ષી દેવાના, ખોટા દસ્તાવેજ લખવાના, ખરીમાં ખોટી મેળવીને ખરી કહી વેચવાના, દિવસે સૂવાના, અળગણ પાણી પીવાના, રાત્રિભોજન કરવાના, વૃથા બકવાદ કરવાના, ગાળ સહિત બોલવાના, અસત્ય ભાષણના, પરને ઠગવાના આદિ જે જે ભૂલથી ભરેલા ભાવ પોતાનામાં થાય છે તેનો ત્યાગ કરતા જવું, તેથી તેનો ત્યાગ કરવાથી જે પાપનો બંધ થતો હતો તે રોકાઈ જાય છે. પ્રતિજ્ઞા કે નિયમ કરવો એ અશુભભાવોથી બચવાનો ઘણો ઉત્તમ ઉપાય છે. જ્ઞાની ભેદ વિજ્ઞાનથી આત્માને સર્વ રાગાદિ પરભાવોથી ભિન્ન અનુભવ કરે છે. સિદ્ધસમ શુદ્ધ છું એવો એનો એ અનુ-

ભવ પરમ ઉપકારી થાય છે. આ શુદ્ધ ભાવોની તરફ વળેલા ભાવોના પ્રતાપથી તેને નવીન કર્મોનો સંવર અને જૂનાં કર્મોની નિર્જરા થાય છે.

સિદ્ધાંતમાં સંવરનાં સાધન વ્રત, સમિતિ, ગુપ્તિ, દશ ધર્મ, બાર ભાવના, બાવીસ પરિષહજય, ચારિત્ર તથા તપ બતાવ્યાં છે, અને નિર્જરાનું કારણ તપ કહ્યું છે. એ બધાનું કંઈક વર્ણન આગળ કરવામાં આવશે. વસ્તુતાએ તાત્પર્ય એ છે કે જેટલાં જેટલાં શુદ્ધ આત્મિક ભાવનાં મનન અને અનુભવ વધતાં જાય છે તેટલો તેટલો નવીન કર્મોનો સંવર અને જૂનાં કર્મોનો ક્ષય થતો જાય છે.

## મોક્ષ તત્ત્વ.

સાતમુ તત્ત્વ મોક્ષ છે. જ્યારે ધ્યાનના બળથી આત્મા સર્વ કર્મોથી છૂટી જાય છે. ત્યારે તે એકલો એક આત્મદ્રવ્યરૂપે પોતાની સત્તામાં રહે છે તેને જ મોક્ષતત્ત્વ કહે છે. મોક્ષ પ્રાપ્ત આત્મા સિદ્ધાત્મા કહેવાય છે તે પરમ કૃતકૃત્ય પરમાત્મારૂપથી પોતાના જ્ઞાનાનંદને ભોગવતા રહે છે.

વ્યવહારનયથી જીવાદિ સાત તત્ત્વનું સ્વરૂપ સક્ષેપથી કહ્યું છે કે જેથી સહજસુખના સાધકને પર્યાયનું જ્ઞાન થાય. રોગનું નિદાન અને ઉપાય વિદિત થાય. નિશ્ચયનયથી આ સાત તત્ત્વોમાં કેવલ બે જ પદાર્થ છે–જીવ અને અજીવ. તેમાંથી અજીવ ત્યાગવા યોગ્ય છે. જીવ પદાર્થમાં પોતાનો એક શુદ્ધ જીવ જ ગ્રહણ કરવા યોગ્ય છે. એવુ જાણવું તથા શ્રદ્ધાન કરવું નિશ્ચયનયથી સમ્યક્ત્વ છે. જીવ અને કર્મનો. સયોગ એ.જ સંસાર છે. જીવ અને કર્મના સંયોગથી જ આસ્રવ, બંધ, સંવર, નિર્જરા, મોક્ષ પાંચ તત્ત્વ બને છે. જેમ સાકર અને માવાના સંબંધથી પાંચ પ્રકારની મિઠાઈ બનાવી હોય તો વ્યવહારમાં તે મિઠાઈને પેડા, બરફી, ગુલાબજાંબુ આદિ અનેક નામ દેવાય છે પરંતુ નિશ્ચયથી તેમાં બે જ પદાર્થ છે. સાકર અને

ભાવો. એવી રીતે આસ્રવાદિ પાંચ તત્ત્વોમાં જીવ અને કર્મ બે છે. તેમાંથી ભિન્ન અનુભવ કરવો તે જ સમ્યગ્દર્શન છે.

'સાત તત્ત્વોનું' શ્રદ્ધાન વ્યવહાર સમ્યગ્દર્શન છે. તેવી રીતે સાચા દેવ, સાચાં શાસ્ત્ર, સાચા ગુરુનું શ્રદ્ધાન પણ વ્યવહાર સમ્યગ્દર્શન છે. દેવ, શાસ્ત્ર, ગુરુની સહાયતાથી પદાર્થોનું જ્ઞાન થાય છે અને વ્યવહાર સમ્યક્ત્વનું સેવન થાય છે. સંસારી જીવોમાં જે દોષ પ્રાપ્ત હોય છે તે દોષ જેમાં ન હોય તે સત્‌દેવ છે. અજ્ઞાન અને કષાય એ દોષ છે. જેમાં તે ન હોય, અર્થાત્ જે સર્વજ્ઞ અને વીતરાગ હોય તે સત્ દેવ છે. આ લક્ષણ અરિહંત અને સિદ્ધ પરમાત્મામાં મળે છે. પહેલાં કહેવાઈ ગયુ છે કે તેરમા અને ચૌદમા ગુણસ્થાનવર્તી અરિહંત કહે છે અને સર્વ કર્મરહિત આત્માને સિદ્ધ કહે છે. એ જ આદર્શ છે અથવા એ જ નમૂનો છે. જિન સમાન આપણે થવું છે. તેથી તેને જ પૂજનીય દેવ માનવા જોઈએ. અરિહંતદ્વારા પ્રગટ થયેલો ધર્મોપદેશ જે જૈન આચાર્યોદ્વારા ગ્રંથોમાં લખાયેલો છે તે સત્‌શાસ્ત્ર છે. કેમકે તેનું કથન અજ્ઞાન અને કષાયોને મટાડવાનો ઉપદેશ દે છે. એ શાસ્ત્રોમાં એક સરખું કથન છે, પૂર્વાપર વિરોધી કથન નથી. એ શાસ્ત્રોને અનુસાર ચાલીને જે મહાવ્રતી અજ્ઞાન અને કષાયોને મટાડવાનાં સાધન કરે છે તે જ સદ્‌ગુરુ છે. આવી રીતે દેવ, શાસ્ત્ર, ગુરુની શ્રદ્ધા કરીને વ્યવહાર સમ્યક્ત્વી થવું યોગ્ય છે.

વ્યવહાર સમ્યક્ત્વના સેવનથી નિશ્ચય સમ્યક્ત્વ પ્રાપ્ત થશે. એટલા માટે ચાર કર્તવ્ય નિત્ય કરવાં ઉચિત છે. (૧) દેવભક્તિ, (૨) ગુરુસેવા, (૩) સ્વાધ્યાય, (૪) સામાયિક. એ જ ચાર ઔષધિ છે કે જેના સેવનથી અનંતાનુબંધી કષાય અને મિથ્યાત્વ કર્મનું બલ ઘટે છે. માટે શ્રી જિનેન્દ્ર દેવ અરિહંત સિદ્ધની સ્તુતિ નિત્ય કરવી જોઈએ. ભાવોને જોડવા એકાગ્ર કરવા માટે અરિહંતોની ધ્યાનમય મૂર્તિ પણ સહાયક છે. તેથી મૂર્તિદ્વારા ધ્યાનના ભાવનાં દર્શન કરતાં

ગુણાનુવાદ કરવાથી બુદ્ધિ ઉપર શુદ્ધ ભાવરૂપી આદર્શની છાપ પડે છે. સંસાર અવસ્થા ત્યાગવા યોગ્ય અને મોક્ષ અવસ્થા ગ્રહણ યોગ્ય ભાસે છે. માટે મૂર્તિના સંયોગથી અથવા મૂર્તિના સંયોગ વિના જેમ સંભવ હોય તેમ અરિહંત સિદ્ધની ભક્તિ આવશ્યક છે. ગુરુસેવા પણ બહુ જ જરૂરી છે. ગુરુ મહારાજના શરણમાં બેસવાથી, તેમની શાંતમુદ્રા દેખવાથી, તેમની પાસેથી ધર્મોપદેશ લેવાથી બુદ્ધિ ઉપર ભારે અસર થાય છે. ગુરુ વસ્તુતાએ અજ્ઞાનરૂપી રોગ મટાડવા માટે જ્ઞાનરૂપી અંજન શલાકાથી અંજન આંજે છે. જેથી અંતરંગ જ્ઞાનચક્ષુ ખુલી જાય છે જેમ પુસ્તકો હોવા છતાં સ્કૂલો કે કોલેજોમાં શિક્ષક કે પ્રોફેસરોની જરૂર પડે છે, તે વિના પુસ્તકોનો મર્મ સમજમાં આવતો નથી, તેવી રીતે શાસ્ત્રો હોવા છતાં ગુરુની આવશ્યકતા છે. ગુરુ તત્ત્વનું સ્વરૂપ એવું સમજાવે છે કે તે તરત જ સમજમા આવી જાય છે. એટલા માટે ગુરુમહારાજની સંગતિ કરીને જ્ઞાનનો લાભ કરવો જોઈએ. તેમની સેવા વૈયાવૃત્ય કરીને પોતાનો જન્મ સફળ માનવો જોઈએ. સાચા ગુરુ તારણતરણ થાય છે પોતે ભવસાગરથી તરે છે અને શિષ્યોને પણ પાર તારે છે. જો ગુરુનો સાક્ષાત્ જોગ ન હોય તો નિત્યપ્રતિ તેમના ગુણોનું સ્મરણ કરીને તેમની ભક્તિ કરવી જોઈએ.

ત્રીજું નિત્યકામ એ છે કે શાસ્ત્રોને ભણવાં જોઈએ. જિનવાણીને ભણવાથી જ્ઞાનની વૃદ્ધિ થાય છે, પરિણામ શાંત થાય છે. બુદ્ધિ ઉપર તત્ત્વજ્ઞાનની અસર પડે છે. ઘણો સારો લાભ થાય છે. શાસ્ત્રોની ચર્ચા અને મનનથી કર્મનો ભાર હલકો થઈ જાય છે. જે શાસ્ત્રોથી તત્ત્વોનો બોધ થાય, જેથી અધ્યાત્મજ્ઞાન વિશેષ પ્રગટ થાય, તે શાસ્ત્રોનો વિશેષ અભ્યાસ કરવો જોઈએ.

ચોથું કામ એ છે કે પ્રાતઃકાલ, સંધ્યાકાલ અને મધ્યાહ્નકાલ એ ત્રણ વાર બે વાર કે એક વાર એકાંતમાં બેસીને સામાયિક કરવી

જોઈએ. જેટલી વાર સામાયિક કરે તેટલી વાર સર્વથી રાગદ્વેષ છોડીને નિશ્ચયનયથી આત્માને સિદ્ધસમ શુદ્ધ વિચારવો જોઈએ, ધ્યાનનો અભ્યાસ કરવો જોઈએ.

દેવપૂજા, ગુરુભક્તિ, શાસ્ત્ર-સ્વાધ્યાય, અને સામયિક એ ચાર કામોને નિત્ય શ્રદ્ધા ભાવસહિત કરતા રહેવાથી ઇન્દ્રિયોપર સ્વામિત્વ રાખવાથી, નીતિપૂર્વક આચાર કરવાથી, સંસાર શરીર અને ભોગ પ્રત્યે વૈરાગ્ય રાખતા રહેવાથી એકાએક એવો સમય આવી જાય છે કે સામાયિકના સમયે પરિણામ એટલાં નિર્મળ અને આત્મપ્રેમી થઈ જાય છે કે અનંતાનુબંધી કષાયનો અને મિથ્યાત્વનો ઉપશમ થઈને ઉપશમ સમ્યક્ત્વનો લાભ થઈ જાય છે. અભ્યાસ કરવાવાળાને આ નમસ્કાર મંત્ર ઉપર ધ્યાન રાખવું જોઈએ.

णमो अरिहंताणं — સાત અક્ષર
णमो सिद्धाणं — પાંચ અક્ષર
णमो आयरियाणं— સાત અક્ષર    પાંત્રીસ અક્ષર
णमो उवज्झायाणं— સાત અક્ષર
णमो लोए सव्वसाहूणं— નવ અક્ષર

અર્થ—આ લોકમાં સર્વ અરિહંતોને નમસ્કાર હો, આ લોકમાં સર્વ સિદ્ધોને નમસ્કાર હો, આ લોકમાં સર્વ આચાર્યોને નમસ્કાર હો, આ લોકમાં સર્વ ઉપાધ્યાયોને નમસ્કાર હો, આ લોકમાં સર્વ સાધુઓને નમસ્કાર હો. મહાવ્રતી સાધુઓમાં જે સંઘના ગુરુ હોય છે તેમને આચાર્ય કહે છે. જે સાધુ શાસ્ત્રોનું પઠન-પાઠન મુખ્યતાથી કરાવે છે તેમને ઉપાધ્યાય કહે છે. બાકીના સાધુ સંજ્ઞામાં છે.

૧૦૮ વીર પાંત્રીસ અક્ષરોનો નમસ્કાર મંત્ર જપે અથવા નીચે લખેલો મંત્ર જપે.

"अर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्यो नमः" સોળ અક્ષરી
अरहंतसिद्ध — ૭ અક્ષરી

असिआउसा — પાંચ અક્ષરી
अरहंत — ચાર અક્ષરી
सिद्ध, ओंह्रीं, सोहं — બે અક્ષરી
ॐ — એક અક્ષરી

જે સમયે સમ્યગ્દર્શનનો પ્રકાશ થાય છે ત્યારે જાણે સૂર્યના કિરણનો પ્રકાશ થાય છે; સર્વ અજ્ઞાન અને મિથ્યાત્વનું અંધારું અને અન્યાય ચારિત્રનો અભિપ્રાય નાસી જાય છે. સમ્યગ્દર્શનના પ્રગટવાથી રત્નત્રય પ્રગટ થાય છે. જ્ઞાન સમ્યગ્જ્ઞાન થાય છે અને સ્વરૂપાચરણચારિત્ર અનંતાનુબંધી કષાયના ઉપશમથી પ્રગટ થઈ જાય છે. સમ્યક્ત્વના પ્રગટવાના સમયે સ્વાનુભવદશા થાય છે, તે સમયે અપૂર્વ અતીન્દ્રિય આનન્દનો લાભ થાય છે તે સહજસુખનો બોધ થતાં જ સારી રીતે અનુભવ થતાંજ ઇન્દ્રિયસુખ તુચ્છ છે એવી પ્રતીતિ દૃઢ થાય છે. સમ્યક્ત્વ થતાં જ તે સંસારની તરફ પીઠ દઈ દે છે અને મોક્ષની સન્મુખ થઈ જાય છે. ત્યાર પછીની સમ્યક્ત્વીની સર્વ ક્રિયાઓ એવી હોય છે કે જે આત્મોન્નતિમાં બાધક હોતી નથી. તે પોતાના આત્માને પૂર્ણબ્રહ્મ, પરમાત્મરૂપ વીતરાગી જ્ઞાતા દૃષ્ટા અનુભવ કરે છે. સર્વ મન, વચન, કાયાની ક્રિયાને કર્મ પુદ્‌ગલજનિત જાણે છે. જો કે ને વ્યવહારમાં યથાયોગ્ય પોતાની પદવીને અનુસાર ધર્મ, અર્થ કામ તથા મોક્ષ પુરુષાર્થોની સિદ્ધિ કરે છે તથાપિ તે એમ જાણે છે કે આ સર્વ વ્યવહાર આત્માનો સ્વભાવ નથી, કર્મનું નાટક છે. મન, વચન, કાયાની ગુપ્તિ નહિ રહેવાથી સ્વાનુભવમાં સદા રમણ ન થવાથી, કરવું પડે છે. તે સમ્યક્ત્વી વ્યવહાર ચારિત્રને પણ ત્યાગવા યોગ્ય વિકલ્પ જાણે છે. જોકે તેને મનને રોકવાને માટે વ્યવહાર ચારિત્રનુ શરણ લેવું પડે છે તો પણ તે તેને ત્યાગવા યોગ્ય જ સમજે છે. જેમ ઉપર જવા માટે નિસરણીની જરૂર પડે છે પરંતુ ચઢવાવાળો સીડીથી કામ લેતાં છતાં સીડીને ત્યાગવા યોગ્ય જ સમજે છે અને જ્યારે પહોચી જાય છે ત્યારે

સીડીને ત્યાગી દે છે. સમ્યક્ત્વી પોતાના આત્માને નથી બંધમાં દેખતો કે નથી તેનો મોક્ષ થયો છે એમ જાણતો. તે આત્માને આત્મ દ્રવ્યરૂપ શુદ્ધ સિદ્ધસમ જ જાણે છે. બંધમોક્ષની સર્વ કલ્પના માત્ર વ્યવહાર છે. કર્મની અપેક્ષાથી છે. આત્માનો સ્વભાવ બંધ અને મોક્ષના વિકલ્પથી રહિત છે. નિશ્ચયનયથી આત્મા આત્મારૂપ જ છે. આત્મા જ સમ્યગ્દર્શનરૂપ છે. જ્યારે નિશ્ચયનયથી મનન થવામાં પ્રમાદ આવે છે ત્યારે સાધક વ્યવહારનયથી સાત તત્ત્વોનું મનન કરે છે અથવા દેવપૂજા, ગુરુભક્તિ, સ્વાધ્યાય તથા સામાયિકનો આરંભ કરે છે. આ વ્યવહાર સાધનો કરતાં છતાં પણ સમ્યક્ત્વીની દૃષ્ટિ નિશ્ચય-નય ઉપર રહે છે. જ્યારે નિશ્ચયનયનું આલંબન લે છે ત્યારે શુદ્ધ આત્માનું જ મનન કરે છે જ્યારે મનન કરતાં કરતાં સ્વાત્માનુભવમાં પહોંચી જાય છે ત્યારે નિશ્ચય તથા વ્યવહાર બંનેનો પક્ષ છૂટી જાય છે.

સમ્યક્ત્વી સદા સુખી રહે છે. તેને સહજસુખ સ્વાધીન હોવાથી જ્યારે ચાહે ત્યારે મળી જાય છે. સાંસારિક સુખ કે દુઃખ તેના મનને સમ્યક્ત્વથી પતિત કરતું નથી. તે તેને છાંયડા અને તડકા સમાન ક્ષણભંગુર જાણીને તેમાં મમત્વ કરતા નથી. સર્વ જીવોની સાથે મૈત્રીભાવ રાખતાં છતાં તે સમ્યક્ત્વી પોતાના કુટુંબના આત્માઓને પણ આત્મારૂપ જાણીને તેમનું હિત વિચારે છે. તેમની સાથે અંધમોહ રાખતા નથી. તેમને આત્મોન્નતિમાં જોડે છે. તેમના શરીરની સારી રીતે રક્ષા કરે છે. દુઃખીઓના દુઃખને શક્તિને ન છૂપાવતાં તે દુર કરે છે, અને કરુણાભાવના ભાવતા રહે છે, બીજાં પ્રાણિયોનાં દુઃખને દેખીને જાણે પોતાના ઉપર જ એ દુઃખ આવી પડયું હોય તેમ જાણી સકમ્પ થઈ જાય છે અને યથાશક્તિ દુઃખોને દુર કરવાનો પ્રયત્ન કરે છે, ગુણવાનોને દેખીને પ્રસન્ન થાય છે, તેમની ઉન્નતિ ચાહે છે, અને વળી તેમના સમાન ઉન્નતિ કરવાની ઉત્કંઠા રાખે છે. જેની સાથે પોતાનો અભિપ્રાય કોઈપણ પ્રકારે મળતો નથી આવતો તેના ઉપર દ્વેષભાવ રાખતા નથી, કિંતુ મધ્યસ્થ

સ્વભાવ-કે ઉપેક્ષાભાવ રાખે છે. જગત્માત્રનાં પ્રાણીઓના હિતૈષી સમ્યક્ત્વી હોય છે. તે લાભમાં હર્ષ અને હાનિમા શોક કરતા નથી. ગુણસ્થાનને અનુસાર કષાયના ઉદયથી કવચિત્ થઈ જાય તો પણ તે અજ્ઞાની મિથ્યાદષ્ટિની અપેક્ષાએ બહુ જ અલ્પ હોય છે. સમ્યક્ત્વી સદા નિરાકુલ રહેવાનું ચાહે છે. તે એવુ દેવું કરતો નથી કે જે તે સુગમતાથી ચૂકવી ન શકે. પુત્રાદિના વિવાહમાં તે આવકને દેખીને ખર્ચ કરે છે. અનાવશ્યક ખર્ચ રોકે છે, ઘણુ કરીને સમ્યક્ત્વી જીવ આવકના ચાર ભાગ કરે છે. એક ભાગ નિત્ય ખર્ચમાં, એક ભાગ વિશેષ ખર્ચ માટે, એક ભાગ એકઠો કરવા માટે, અને એક ભાગ દાનને માટે અલગ રાખે છે. જો દાનમાં ચોથો ભાગ કાઢી ન શકે તો મધ્યમ શ્રેણિમાં છઠ્ઠો કે આઠમો ભાગ તથા જઘન્ય શ્રેણિમાં દશમો ભાગ તો અવશ્ય કાઢે છે અને તેને આહાર, ઔષધિ, અભય તથા શાસ્ત્રદાનમાં ખર્ચે છે.

સમ્યક્ત્વી વિવેકી, વિચારવાન હોય છે. કોઈપણ અન્યાય કે જુલમ કરતા નથી. બીજો કોઈ અન્યાય કરે તો તેને સમજાવે છે; જો તે ન માને તો તેને શિક્ષા દઈને ઠીક કરે છે. વિરોધીને યુદ્ધ કરીને પણ સીધા માર્ગ ઉપર લાવે છે. અવિરત સમ્યક્ત્વી આરંભી હિંસાના ત્યાગી હોતા નથી. જો કે સમ્યક્ત્વી સંકલ્પી હિંસાના પણ નિયમથી ત્યાગી હોતા નથી તો પણ તે દયાવાન હોય છે તેથી વૃથા એક તૃણ માત્રને પણ કષ્ટ દેતા નથી.

**સમ્યક્ત્વીનાં આઠ અંગ.**—જેમ શરીરનાં આઠ અંગ હોય છે. મસ્તક, પેટ, પીઠ, બે હાથ, બે પગ, એક કમર, જો તેને જુદાં જુદાં કરી દેવામાં આવે તો શરીર રહે નહિ, તેવી રીતે સમ્યક્ત્વીને આઠ અંગ હોય છે. જો તે ન હોય તો તે સમ્યક્ત્વી હોઈ શકતો નથી.

**નિઃશંકિત અંગઃ**—જે તત્ત્વોની શ્રદ્ધા કરીને સમ્યક્ત્વી થયા છે તે ઉપર કદી શંકા લાવતા નથી. જે જાણવાયોગ્ય વાતો સમજમાં

નથી આવી અને જિનાગમથી જાણવામાં આવે છે તેના ઉપર અશ્રદ્ધાન કરતા નથી તથાપિ તેને જ્ઞાની દ્વારા સમજવાનો ઉદ્યમ કરે છે. તથા તેમને નીચે જણાવેલા સાત પ્રકારના ભય એવી રીતે નથી હોતા કે જેથી શ્રદ્ધા વિચલિત થઈ જાય. ચારિત્ર મોહના ઉદયથી જો કદી કોઈ ભય હોય છે તો તેને વસ્તુસ્વરૂપ વિચારી આત્મબલની સ્ફૂર્તિથી દૂર કરે છે.

(૧) **આ લોકનો ભય**—હું આ ધર્મકાર્ય કરીશ તો લોક નિંદા કરશે માટે નહિ કરું એવો ભય સમ્યક્ત્વી કરતા નથી. તે શાસ્ત્રની આજ્ઞા માનીને જેથી લાભ થાય તે કામોને લોકના ભયના કારણે છોડી દેતા નથી.

(૨) **પરલોકનો ભય**—જો કે સમ્યક્ત્વી દુર્ગતિએ જવા યોગ્ય કામો કરતા નથી તથાપિ તે પોતાના આત્માની અંદર એવી દૃઢ શ્રદ્ધા રાખે છે કે તેને એવો ભય નથી થતો કે જો નર્કાદિમાં ગયા તો ભારે દુઃખ ખમવાં પડશે. તે શારીરિક કષ્ટથી ગભરાતા નથી તેમ વિષય સુખના લોલુપી હોતા નથી—પોતાના કર્મોદય ઉપર સંતોષ રાખતાં પરલોકની ચિંતાથી ભયભીત થતા નથી.

(૩) **વેદના ભય**—તે રોગ ન થાય તેવો યત્ન કરે છે. મર્યાદાપૂર્વક ખાનપાન, નિયમિત આહાર, વિહાર, નિદ્રાનાં સાધન કરે છે તથાપિ ભયાતુર થતા નથી કે રોગ આવી જશે તો હું શું કરીશ? તે સમજે કે જો અસાતા વેદનીયના તીવ્ર ઉદયથી રોગ આવી જશે તો કર્મની નિર્જરા જ થશે એમ સમજીને ભયરહિત રહે છે, રોગ થાય છે ત્યારે યથાર્થ ઈલાજ કરે છે.

(૪) **અરક્ષા ભય**—જો સમ્યક્ત્વી એકલા હોય અથવા ક્યાંક પરદેશમાં એકલા જાય તો તે એવો ભય નથી કરતા કે મારી રક્ષા અહીં કેમ કરીને થશે? હું મારા પ્રાણોની કેમ કરીને રક્ષા કરીશ? તે પોતાના આત્માના અમરત્વ ઉપર અને તેના ચિરસુરક્ષિત ગુણરૂપી સંપત્તિ ઉપર પોતાનો દૃઢ વિશ્વાસ રાખે છે. તેથી મારો રક્ષક

કોઈ નથી એવો ભય ન રાખતાં અરિહંતાદિ પાંચ પરમેષ્ઠીના શરણુને જ મોટી રક્ષા સમજે છે.

(૫) **અગુપ્ત ભય**—સમ્યક્ત્વી એવા ભાવ કરતા નથી કે જો મારો માલ કે સરસામાન ચોરાઈ જશે તો શું થશે? તે પોતાના માલની રક્ષાનો પૂર્ણ યત્ન કરીને નિશ્ચિન્ત રહે છે અને ભવિષ્યનો વિચાર પોતાના કર્મ ઉપર છોડી દે છે. તે જાણે છે કે જો તીવ્ર અસાતા વેદનીયનો ઉદય આવી જશે તો લક્ષ્મી જતી રહેવામાં વાર નહિ લાગે. પુણ્યોદયથી કાયમ રહેશે.

(૬) **મરણ ભય**—સમ્યક્ત્વીને મરણનો ભય હોતો નથી. તે મરણને કપડું બદલવાની માફક સમજે છે. આત્માનું મરણ કદી થતું નથી, હું અજર અમર છું એવો દૃઢ વિશ્વાસ તેને મરણના ભયથી દૂર રાખે છે, તે જગતમાં વીર યોદ્ધાની માફક વર્તન કરે છે.

(૭) **અકસ્માત્ ભય**— તે પોતાની શક્તિ અનુસાર રહેવાનાં બેસવાનાં, આવવાનાં કે જવાનાં સાધનોને સંભાળીને કામમાં લે છે. એમ ભય નથી રાખતા કે અકસ્માત્ (છાપરુ) છત પડી જશે તો શું થશે? ધરતીકંપ થશે તો શું થશે? એવો ભય રાખતા નથી. પ્રયત્ન કરતાં છતાં કંઈ બની જાય તેને ભાવી કે કર્મોદય ઉપર છોડી દે છે, અકસ્માતનો વિચાર કરીને ભયભીત થતા નથી.

(૨) **નિઃકાંક્ષિત અંગઃ**—સમ્યક્ત્વી સંસારનાં ઇન્દ્રિયજનિત સુખોમાં સુખપણાની શ્રદ્ધા રાખતા નથી. તે એવાં સુખને પરાધીન, દુઃખનાં મૂળ, આકુલતામય, તૃષ્ણાવર્ધક અને પાપકર્મબંધક જાણે છે.

(૩) **નિર્વિચિકિત્સા અંગ**—સમ્યક્ત્વી દરેક પદાર્થના સ્વરૂપને વિચારીને કોઈ પ્રત્યે ગ્લાનિભાવ રાખતા નથી. દુઃખી, દરિદ્રી, રોગી પ્રાણિયો ઉપર દયાભાવ રાખીને તેમની સાથે પ્રેમપૂર્વક વ્યવહાર કરીને તેમનો ક્લેશ મટાડે છે, મલિનને દેખીને કે મલને દેખીને ગ્લાનિભાવ કરતા નથી. મલિનને સ્વચ્છ રહેવાનાં યથાશક્તિ સાધન

કરી આપે છે. મલિન પુદ્ગલોથી સ્વાસ્થ્યલાભની અપેક્ષાએ દૂર રહે છે, તો પણ કોઈ રોગીના મલમૂત્ર કફ ઉઠાવવામાં ગ્લાનિ માનતા નથી.

**અમૂઢદૃષ્ટિ અંગ**—દરેક ધર્મની ક્રિયાને વિચારપૂર્વક કરે છે. જે રત્નત્રયનાં સાધક ધર્મનાં કાર્ય છે તેને કરે છે. દેખાદેખી મિથ્યાત્વ-વર્ધક કે નિરર્થક ક્રિયાઓને ધર્મ માનીને કરતા નથી. બીજાઓને જોઈને દેખાદેખી કોઈપણ અધર્મક્રિયાને ધર્મ માનતા નથી, મૂઢ બુદ્ધિને બિલકુલ છોડી દે છે.

(૫) **ઉપગૂહન અંગઃ**—સમ્યક્ત્વી બીજાના ગુણોને દેખીને પોતાના ગુણો વધારે છે. પારકાના અવગુણો ગ્રહણ કરી નિન્દા કરતા નથી. ધર્માત્માઓથી કોઈ દોષ થઈ જાય તો તેને જેમ બને તેમ તે દોષ છોડાવે છે પરંતુ ધર્માત્માઓની નિન્દા કરતા નથી.

(૬) **સ્થિતિકરણ અંગ**—પોતાના આત્માને સદા ધર્મમાં સ્થિર કરતા રહે છે, તથા બીજાઓને પણ ધર્મમાર્ગમાં સ્થિર થવાની સદા પ્રેરણા કરતા રહે છે.

(૭) **વાત્સલ્ય અંગઃ**—ધર્મ અને ધર્માત્માઓ પ્રત્યે, ગાયને વાછરડા પ્રત્યે પ્રેમ હોય છે તેવો પ્રેમ ભાવ રાખે છે તથા તેનાં દુઃખો મટાડવા યથાશક્તિ ઉદ્યમ કરે છે.

(૮) **પ્રભાવના અંગઃ**—ધર્મની ઉન્નતિ કરવાનો સદા પ્રયત્ન કરવો એ સમ્યક્ત્વીનું મુખ્ય કર્તવ્ય હોય છે. જે રીતે બીજા જીવો ઉપર સત્ય ધર્મનો પ્રભાવ પડે અને તે સત્યને ધારણ કરે એવો ઉદ્યમ કરતા કે કરાવતા રહે છે.

સમ્યક્ત્વીમાં આ આઠ અંગનુ પાલન સહેજે જ થાય છે. તેમનો સ્વભાવ જ એવો થઈ જાય છે.

નિશ્ચયનયથી સમ્યક્ત્વીનાં આઠ અંગ આ પ્રકારે છેઃ—તે પોતાના આત્મામાં નિઃશંક નિર્ભય થઈને રહે છે. તે નિઃશંકિત

અંગ છે. અતીન્દ્રિય આનન્દમાં મગ્ન રહે છે એ નિઃકાંક્ષિત અંગ છે. આત્મસ્વરૂપની મગ્નતામાં સામ્યભાવનું અવલંબન કરે છે તે નિર્વિચિકિત્સા અ ગ છે. આત્માના સ્વરૂપમા મૂઢતા રહિત છે, યથાર્થ આત્મબોધ સહિત છે તે અમૂઢદષ્ટિ અંગ છે. આત્મિક સ્વભાવની સ્થિરતામાં લીન છે, પરભાવને ગ્રહણ કરતા નથી તે ઉપગૂહન અંગ છે. આત્મામાં આત્માદ્વારા સ્થિર છે તે સ્થિતિકરણ અંગ છે. આત્માનંદમાં ભ્રમરની માફક આસક્ત છે તે વાત્સલ્ય અંગ છે. આત્મિક પ્રભાવના વિકાસમાં કાળજી રાખે છે તે પ્રભાવના અંગ છે.

સમ્યક્ત્વીની અંદર બીજાં પણ આઠ લક્ષણ પ્રગટ થાય છે. એ આઠ લક્ષણોથી પણ સમ્યક્ત્વી ઓળખાય છે.

(૧) સંવેગઃ—સંસાર, શરીર અને ભોગો પ્રત્યે વૈરાગ્ય સહિત આત્મિકધર્મ અને તેનાં સાધનો પ્રત્યે સમ્યક્ત્વીને ઘણો જ પ્રેમ હોય છે, તે ધર્મના પ્રેમમાં રંગાએલા હોય છે

(૨) નિર્વેદઃ—સસાર અસાર છે, શરીર અપવિત્ર છે, ભોગ અતૃપ્તિકારી અને વિનાશી છે એવી ભાવના સમ્યક્ત્વીમાં જાગૃત રહે છે.

(૩) નિન્દાઃ— (૪) ગર્હાઃ—સમ્યક્ત્વી પોતાના મુખથી પોતાની પ્રશંસા કરતા નથી. તે જાણે છે કે જો કે મારો આત્મા સિદ્ધસમ શુદ્ધ છે તથાપિ હમણાં કર્મમલથી અશુદ્ધ થઈ રહ્યો છું. જ્યાં સુધી પૂર્ણ શુદ્ધ ન થાય ત્યાં સુધી હું નિન્દાને યોગ્ય છું. એમ જાણીને પોતાના મનમાં પણ પોતાની નિન્દા કરતા રહે છે. તથા બીજાઓની આગળ પણ પોતાની નિન્દા કરતા રહે છે. જો કોઈ તેમના ધર્માચરણની પ્રશંસા કરે તો તે પોતાની ખામી સામી આગળ કરે છે. જે કાંઈ વ્યવહાર ધર્મસાધન કરે છે તેમાં અહંકાર કરતા નથી.

(૫) ઉપશમઃ—સમ્યક્ત્વીના આત્મામાં પરમ શાંત ભાવ રહે છે, તે અંતરથી શીતળ રહે છે. કોઈ પર દ્વેષ કરતા નથી. જો કદી

કારણવશાત્ ક્રોધ આવી જાય તો પણ તેમનો હેતુ સારો હોય છે અને ક્રોધને પણ શીઘ્ર દૂર કરીને શાંત થઈ જાય છે.

(૬) **ભક્તિઃ**—સમ્યક્ત્વી દેવ શાસ્ત્ર ગુરુના પરમ ભક્ત હોય છે. પરમ ભક્તિથી પૂજન પાઠ કરે છે. શાસ્ત્ર અભ્યાસ કરે છે, ગુરુભક્તિ કરે છે, ધર્માત્માઓનો યથાયોગ્ય વિનય કરે છે.

(૭) **વાત્સલ્યઃ**—ધર્મ અને ધર્માત્માઓમાં ગાય-વાછરડાની માફક પ્રેમ રાખે છે. ધર્મ ઉપર કે ધર્માત્માઓ ઉપર કોઈ આપત્તિ આવે તો તેને દૂર કરવાનો મન, વચન, કાયાથી અથવા ધનથી કે અધિકાર-બળથી જેમ બને તેમ પ્રયત્ન કરે છે.

(૮) **અનુકંપાઃ**—સમ્યક્ત્વી પરમ દયાળુ હોય છે. બીજાં પ્રાણિયો ઉપર જે દુઃખ પડે છે તેને પોતાનું જ દુઃખ સમજે છે તેને દૂર કરવું કરાવવું પોતાનો ધર્મ સમજે છે.

એવા સમ્યક્ત્વી જીવ પોતાના વર્તનથી જગત આખાને પ્રિય બની જાય છે. અને સંતોષી રહે છે. અન્યાયથી ધન કમાવું તે પાપ સમજે છે. ન્યાયપૂર્વક જે પ્રાપ્ત કરે છે તેમાંથી પોતાનો અને પોતાના સંબંધીઓનો નિર્વાહ કરે છે, દેવાથી દૂર રહે છે. કરજદાર એવો આકુલિત રહે છે કે તે ધર્મકર્મમાં વર્તન કરી શકતો નથી. આવકથી ઓછું ખર્ચ કરનાર સદા સુખી રહે છે, અવિરત સમ્યક્ત્વી પણ ચોથા ગુણસ્થાનમાં એવાં કર્મોનો બંધ કરતા નથી કે જેથી નર્કમાં જઈ શકે કે એકેન્દ્રિયાદિ તિર્યંચ થઈ શકે. દેવ હોય તો ઉત્તમ મનુષ્ય થવાનો અને મનુષ્ય હોય તો સ્વર્ગવાસી ઉત્તમ દેવ થવાનો જ કર્મ બંધ બાંધે છે.

**આઠ કર્મની ૧૪૮ પ્રકૃતિઓઃ**—આઠ કર્મોના ૧૪૮ ભેદ નીચે પ્રકારે છે.

**જ્ઞાનાવરણના પાંચ ભેદ;**—મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞા૦, અવ-

ધિજ્ઞા૦, મનઃપર્યયજ્ઞા૦, કેવલજ્ઞાનાવરણુ એ પાંચે કર્મ પાંચ જ્ઞાનોને ક્રમે કરી ઢાંકે છે.

**દર્શનાવરણુના નવ ભેદઃ**–ચક્ષુદર્શનાવરણુ, અચક્ષુદ૦, અવધિદ૦, કેવલદ૦, નિદ્રા, નિદ્રાનિદ્રા, પ્રચલા(અલ્પ ઊંઘવું), પ્રચલા–પ્રચલા, સ્ત્યાનગૃદ્ધિ (ઉંઘમાં વીર્ય પ્રગટાવીને નિદ્રામાં કામ કરી લેવું.)

**વેદનીયના બે ભેદઃ**—સાતા વેદનીય, અસાતા વેદનીય.

**મોહનીયના ૨૮ ભેદઃ**—દર્શનમોહનીયના ત્રણુ ભેદ તથા ચારિત્ર મોહનીયના ૨૫ ભેદ પહેલાં કહી દીધા છે.

**આયુના ચાર ભેદઃ**—નરક, તિર્યંચ, મનુષ્ય, દેવ.

**નામના ૯૩ ભેદઃ**—ગતિ ૪, એકેન્દ્રિય આદિ ૫ જાતિ, ઔદારિક, વૈક્રિયિક, આહારક, તૈજસ, કાર્મણુ શરીર ૫, ઔદારિક,–વૈક્રિયિક; આહારક–અંગોપાંગ ૩, ઔદારિકાદિ બંધન ૫, ઔદારિકાદિ સંઘાત ૫, (પ્રમાણુ કયે ઠેકાણે કેવા અંગોપાંગ બનશે તે), સંસ્થાન (સમચતુરસ્ર ઉત્તમ ઘાટવાળું શરીર, ન્યગ્રોધ પરિમંડલ–ઉપર મોટું નીચે નાનું, સ્વાતિ—ઉપર નાનું નીચે મોટું, વામન–ઠીંગણું-નાનુ, કુબ્જ—કુબડું, હુંડ–બેડોળ), સંહનન ૬ વજ્ર ઋષભ નારાચ–વજ્ર સમાન દૃઢ હાડકાં, નસો અને માંસના ખીલા હોય તે વજ્રનારાચ સં૦ વજ્ર સમાન હાડકાં અને ખીલા હોય, નારાચ–હાડકાની બે બાજુ ખીલા હોય, અર્ધ નારાચ–એક તરફ ખીલા હોય, કીલિત–હાડકાંથી હાડકાં જોડેલાં હોય, અસંપ્રાપ્તાસૃપાટિકા–નસોથી હાડકાં મળેલાં હોય, સ્પર્શ ૮, રસ ૫, ગંધ ૨, વર્ણ ૫, આનુપૂર્વી ૪ (ચાર ગતિ અપેક્ષા—બીજી ગતિમાં જતાં પૂર્વ શરીરના પ્રમાણે આત્માનો આકાર રહે), અગુરુલઘુ ('શરીર બહુ ભારે નહિ, બહુ હલકું નહિ), ઉપઘાત ('પોતાના અગથી પોતાનો ઘાત), પરઘાત (પોતાનાથી પરનો ઘાત), આતાપ (પરને આતાપકારી શરીર), ઉદ્યોત (પરને પ્રકાશકારી), ઉચ્છ્વાસ, વિહાયોગતિ ૨ (આકાશમાં

ગમન—શુભ અશુભ), પ્રત્યેક (એક શરીરનો એક સ્વામી), સાધારણ (એક શરીરના અનેક સ્વામી), ત્રસ (બે ઇન્દ્રિયાદિ), સ્થાવર, સુભગ (પરને સુંદર લાગતું શરીર), દુર્ભગ (સુંદર નહિ લાગતું). સુસ્વર, દુસ્વર, શુભ (સુંદર), અશુભ, સૂક્ષ્મ (પરથી બાધા ન પામે), બાદર, પર્યાપ્તિ (પર્યાપ્તિ પૂર્ણ કરે), અપર્યાપ્તિ, સ્થિર, અસ્થિર, આદેય (પ્રભાવનાન), અનાદેય, યશઃકીર્તિ, અયશઃકીર્તિ, તીર્થંકર.

ગોત્રકર્મ ૨ પ્રકાર—ઉચ્ચગોત્ર (લોકપૂજિત), નીચ ગોત્ર.

**અંતરાય ૫ પ્રકાર**—દાતાંતરાય, લાભાંતરાય, ભોગા૦, ઉપભોગા૦, વીર્યાંતરાય.

એમાંથી બંધને યોગ્ય ૧૨૦ ગણાઈ છે. ૫ બંધન, ૫ સંઘાત એ પાંચ શરીરમાં સમાય છે. સ્પર્શાદિ ૨૦ ને ૪ પ્રકૃતિરૂપ જ ગણી છે તથા સમ્યગમિથ્યાત્વ અને સમ્યક્ત્વ પ્રકૃતિનો બંધ થતો નથી. એવી રીતે ૨૮ ઘટી ગઈ.

૧. **મિથ્યાત્વગુણસ્થાનમાં**—૧૨૦ માંથી ૧૧૭ નો બંધ થશે. તીર્થંકર, આહારક અને આહારક અંગોપાંગનો બંધ થતો નથી.

૨. **સાસાદનમાં**—૧૦૧ નો બંધ થાય છે. નીચેની ૧૬ નો થતો નથી. મિથ્યાત્વ, નપુંસકવેદ, નરકાયુ, નરકગતિ, નરકગત્યાનુપૂર્વી, હુંડક સંસ્થાન, અસં૦ સંહનન, એકેન્દ્રિયાદિ ચાર જાતિ, સ્થાવર, આતપ, સૂક્ષ્મ, અપર્યાપ્ત, સાધારણ.

૩. **મિશ્રમાં**—૧૦૧માં ની નીચેની ૨૭ સિવાય ૭૪ નો બંધ થાય છે.

નિદ્રાનિદ્રા, પ્રચલા-પ્રચલા, સ્ત્યાનગૃદ્ધિ, અનંતાનુબંધી કષાય ચાર, સ્ત્રીવેદ, તિર્યંચાયુ, તિર્યંચગતિ, તિર્યંચગત્યાનુપૂર્વી, નીચ ગોત્ર, ઉદ્યોત, અપ્રશસ્ત વિહાયોગતિ, દુર્ભગ, દુસ્વર, અનાદેય, ન્યગ્રોધથી વામન સુધીનાં ચાર સંસ્થાન, વજ્રનારાચથી કીલક સુધીનાં સંહનન ચાર, મનુષ્યાયુ, દેવાયુ.

૪. અવિરત સમ્યક્ત્વમાં—૭૪ માં મનુષ્યાયુ, દેવાયુ, તીર્થંકર મળીને ૭૭નો બંધ થાય છે. ૪૩ પ્રકૃતિનો બંધ થતો નથી.

આથી સિદ્ધ થાય છે કે સમ્યક્ત્વ થયા પછી દેવ કે ઉત્તમ મનુષ્ય સિવાય બીજો (બંધ) થતો નથી. જો સમ્યક્ત્વ થયા પહેલાં નર્ક, તિર્યંચ કે માનવ આયુ બાંધી લીધું હોય તો તે સમ્યક્ત્વી તિર્યંચ કે માનવને એ ત્રણ ગતિઓમાં જવુ પડે છે. ચોથાથી આગળ સર્વ ગુણસ્થાનોમાં સમ્યક્ત્વ રહે છે.

૫. દેશવિરતમાં—૭૭ માં ૧૦ ઓછી ૬૭નો બંધ થાય છે.

અપ્રત્યાખ્યાન કષાય ચાર, મનુષ્યાયુ, મનુષ્યગતિ, મનુષ્યગત્યા૦, ઔદારિક શરીર, ઔદારિક અંગોપાંગ, વજ્રવૃષભનારાચ સં૦.

૬. પ્રમત્તવિરતમાં—૬૭ માં ૪ ઓછી ૬૩ નો બંધ થાય છે, ચાર પ્રત્યાખ્યાનાવરણ કષાય ઘટી જાય છે.

૭. અપ્રમત્તવિરતમાં—૬૩ માં ૬ ઘટીને અને બે ઉમેરીને ૫૯ નો બંધ થાય છે. અરતિ, શોક, અસાતાવેદનીય, અસ્થિર, અશુભ, અયશ ઓછી થાય છે અને આહારક શરીર, આહારક અંગોપાંગ બાધી શકે છે

૮. અપૂર્વકરણમાં—૫૯ માથી દેવાયુ ઘટાડીને ૫૮ નો બંધ થાય છે.

૯. અનિવૃત્તિકરણમાં—૫૮ માંથી ૩૬ ઘટીને ૨૨ નો બંધ થાય છે. નિદ્રા, પ્રચલા, હાસ્ય, રતિ, ભય, જુગુપ્સા, તીર્થંકર, નિર્માણ, પ્રશસ્તવિહાયોગતિ, ૫ ચેન્દ્રિય જાતિ, તૈજસ, કાર્મણ શરીર ૨, આહારક ૨, વૈક્રિયક ૨, સમચતુરસ્રસંસ્થાન, દેવગતિ, દેવગત્યા૦ સ્પર્શાદિ ૪, અગુરુલઘુ, ઉપઘાત, પરઘાત, ઉચ્છ્વાસ, ત્રસ, બાદર, પર્યાપ્તિ, પ્રત્યેક, સ્થિર, શુભ, સુભગ, સુસ્વર, આદેય = ૩૬.

૧૦. સૂક્ષ્મસાંપરાયમાં—૨૨ માંથી ૫ જતાં ૧૭ નો બંધ થાય છે. સંજ્વલન ક્રોધાદિ ચાર અને પુરુષવેદ બંધાતો નથી.

૧૧. ઉપશાંત મોહમાં—૧૭ માંથી ૧૬ જતાં એક સાતાવેદનીયનો બંધ થાય છે. જ્ઞાનાવરણ ૫, + દર્શનાવરણ ૪, + અંતરાય ૫, + ઉચ્ચગોત્ર, + યશ = ૧૬.

આગલાં બે ગુણસ્થાનોમાં પણ સાતાવેદનીયનો બંધ થાય છે.

આ ઉપરના કથનથી સિદ્ધ થાય છે કે સમ્યક્ત્વી જેમ જેમ ગુણસ્થાનોમાં વધતો જાય છે તેમ તેમ ઓછાં કર્મોનો બંધ કરે છે. મંદ કષાયમાં બંધયોગ્ય કર્મોમાં સ્થિતિ થોડી પડે છે અને પુણ્યનો અધિક બંધ થાય છે તથા તેમાં અનુભાગ અધિક પડે છે.

સમ્યગ્દર્શનનો અપૂર્વ મહિમા છે. સમ્યક્ત્વી સદા સંતોષી રહે છે. એક ચંડાલ પણ સમ્યક્ત્વના પ્રભાવથી મરીને સ્વર્ગમાં ઉત્તમ દેવ થાય છે. નારકી પણ સમ્યક્ત્વના પ્રભાવથી ઉત્તમ માનવ થાય છે. સમ્યક્ત્વી અહીં પણ સુખી રહે છે અને ભવિષ્યમાં પણ સુખી રહે છે. તે તો મોક્ષના પરમોત્તમ મહેલના અનુયાયી થઈ ગયા છે. માર્ગમાં કદી વિશ્રામ કરે તો ઉત્તમ દેવ કે ઉત્તમ મનુષ્ય જ થવાના. બંને લોકમાં સુખકારી આ સમ્યક્ત્વનો લાભ કરવો જરૂરનો છે. જે પુરુષાર્થ કરશે તે કોઈ ને કોઈ દિવસ પ્રાપ્ત કરશે. સમ્યક્ત્વનો પુરુષાર્થ સદાય કલ્યાણકારી છે.

સમ્યગ્દર્શન અને તેના મહાત્મ્ય વિષે નિર્ગ્રંથ આચાર્યો કેવાં કેવાં મનોહર વાક્ય કહે છે તેનું કથન નીચે પ્રકારે છે :—પાઠકગણ આનંદ લઈને તૃપ્તિ પ્રાપ્ત કરો.

(૧) શ્રી કુન્દકુન્દાચાર્ય પંચાસ્તિકાયમાં કહે છે :—

जीवोत्ति हवदि चेदा उवओगविसेसिदो पहू कत्ता ।
भोत्ता य देहमत्तो ण हि मुत्तो कम्मसंजुत्तो ॥ २७ ॥

આ જીવ જીવવાવાળો છે, ચેતનાવાળો અથવા અનુભવ કરવાવાળો છે, જ્ઞાનદર્શન ઉપયોગનો ધારક છે, સ્વયં સમર્થ છે, કર્તા છે, ભોક્તા છે, શરીરમાત્ર આકારધારી છે, અમૂર્તિક છે, સંસાર અવસ્થામાં કર્મ સહિત છે.

कम्ममलविप्पमुक्को उड्ढं लोगस्स अंतमधिगंता ।
सो सव्वणाणदरिसी लहदि सुहमणिंदियमणंतं ॥ २८ ॥

જ્યારે આ જીવ કર્મમલથી છૂટી જાય છે ત્યારે લોકના અંતે જઈને વિરાજમાન થઈ જાય છે. સર્વજ્ઞ સર્વદર્શી થવાથી તે સિદ્ધ ભગવાન અનંત અતીન્દ્રિય સુખનો અનુભવ કરે છે.

भावस्स णत्थि णासो णत्थि अभावस्स चेव उप्पादो ।
गुणपज्जयेसु भावा उप्पादवए पकुव्वंति ॥ १५ ॥

સત્ પદાર્થનો કદી નાશ થતો નથી, તથા અસત્ પદાર્થનો કદી જન્મ થતો નથી. દરેક પદાર્થ પોતાના ગુણોની અવસ્થાઓનાં ઉત્પાદ અને વ્યય કરે છે અર્થાત્ દરેક દ્રવ્ય ઉત્પાદ વ્યય ધ્રૌવ્યયુક્ત છે.

ओगाढगाढणिचिदो पोग्गलकायेहिं सव्वदो लोगो ।
सुहुमेहिं बादरेहिं य णंताणंतेहिं विविहेहिं ॥ ६४ ॥

આ લોક સર્વ તરફ નાના પ્રકારના અનંતાનંત સૂક્ષ્મ, બાદર પુદ્ગલકાયોથી ખૂબ ગાઢરૂપથી ભર્યો છે. તેમાં સર્વ સ્થળે સૂક્ષ્મ તથા બાદર સ્કંધ આવેલા છે.

अत्ता कुणदि सहावं तत्थ गदा पोग्गला सभावेहिं ।
गच्छंति कम्मभावं अण्णोण्णागाहमवगाढा ॥ ६५ ॥

આત્મા પોતાનો સ્વભાવ—રાગાદિ પરિણામ કરે છે. તેનું નિમિત્ત પામીને કર્મપુદ્ગલ પોતાના સ્વભાવથી આવીને કર્મરૂપ થઈ આત્માના પ્રદેશોમાં એક ક્ષેત્રાવગાહ સંબંધરૂપ થઈ રહે છે. જીવ તેને બાંધતો નથી. જીવના રાગાદિ ભાવ પણ પૂર્વબદ્ધ કર્મના ઉદયથી થાય છે.

उदयं जह मच्छाणं गमणाणुग्गहयरं हवदि लोए ।
तह जीवपुग्गलाणं धम्मं दव्वं वियाणेहि ॥ ८५ ॥

જેમ આ લોકમાં પાણી માછલીઓને ગમનાગમનમાં ઉપકારી છે તેમ જીવ–પુદ્‌ગલોને ગમનાગમનમાં ધર્મદ્રવ્ય સહકારી છે.

जह हवदि धम्मदव्वं तह तं जाणेह दव्वमधमक्खं ।
ठिदिकिरियाजुत्ताणं कारणभूदं तु पुढवीव ॥ ८६ ॥

ધર્મદ્રવ્યની માફક અધર્મદ્રવ્ય જીવ–પુદ્‌ગલોને સ્થિતિમાં સહકારી છે, જેમ પૃથ્વી પ્રાણીઓને સ્થિતિમાં સહકારી છે.

सव्वेसिं जीवाणं सेसाणं तह य पुग्गलाणं च ।
जं देदि विवरमखिलं तं लोए हवदि आयासं ॥ ९० ॥

જે સર્વ જીવોને, પુદ્‌ગલોને તથા શેષ ધર્મ, અધર્મ અને કાલને સ્થાન આપે છે તે આકાશ છે. જ્યાં આકાશ ખાલી છે તે અલોકાકાશ છે, શેષ લોકાકાશ છે.

कालोत्ति य ववदेसो सब्भावपरूवगो हवदि णिच्चो ।
उप्पण्णप्पद्धंसी अवरो दीहंतरट्ठाई ॥ १०१ ॥

સત્તારૂપ નિશ્ચયકાલદ્રવ્ય નિત્ય છે જે સર્વ દ્રવ્યોને પરિવર્તનમાં સહકારી છે. બીજો વ્યવહારકાલ સમયરૂપ છે જે ઉત્પન્ન અને નાશ થાય છે. બહુ સમયોની અપેક્ષાએ વ્યવહારકાલ દીર્ઘસ્થાયી હોય છે.

एदे कालागासा धम्माधम्मा य पुग्गला जीवा ।
लब्भंति दव्वसण्णं कालस्स दु णत्थि कायत्तं ॥ १०२ ॥

કાલ, આકાશ, અધર્મ, ધર્મ, અધર્મ, પુદ્‌ગલ અને જીવ એ ૭ દ્રવ્ય છે, તેમાંથી કાલ દ્રવ્યને છોડીને પાંચને અસ્તિકાય કહે છે.

बादरसुहुमगदाणं खंधाणं पुग्गलोत्ति ववहारो ।
ते होंति छप्पयारा तेलोक्कं जेहिं णिप्पण्णं ॥ ७६ ॥

पुढवी जलं च छाया चउरिंदियविसयकम्मपाओग्गा ।
कम्मादीदा येवं छब्भेया पोग्गला होंति ॥ १ ॥

બાદર અને સૂક્ષ્મ સ્કંધોને પુદ્ગલ કહે છે. એ વ્યવહાર છે. તે ૭ પ્રકારના છે. તેનાથી ત્રૈલોક્ય રચાયું છે. પૃથ્વી સ્થૂલસ્થૂલ સ્કંધ છે. જલ–સ્થૂલ છે, છાયા સ્થૂલસૂક્ષ્મ છે, ચાર ઇન્દ્રિયના વિષય સૂક્ષ્મસ્થૂલ છે, કાર્મણ વર્ગણા સૂક્ષ્મ છે. તેનાથી પણ સૂક્ષ્મ સ્કંધ બે પરમાણુના સ્કંધપર્યંત સૂક્ષ્મસૂક્ષ્મ છે.

सुहदुक्खजाणणा वा हिदपरियम्मं च अहिदभीरुत्तं ।
जस्स ण विज्जदि णिच्चं तं समणा विंति अज्जीवं ॥ १२५ ॥

સુખ અને દુઃખનું જ્ઞાન, હિતમાં પ્રવૃત્તિ, અહિતમાં ભય ત્રણે કાળમાં જેને નથી તેને મહામુનિઓ અજીવ કહે છે.

रागो जस्स पसत्थो अणुकंपासंसिदो य परिणामो ।
चित्ते णत्थि कलुस्सं पुण्णं जीवस्स आसवदि ॥ १३५ ॥

જેનામાં શુભ રાગ છે, દયાસહિત પરિણામ છે, ચિત્તમાં મલીનતા નથી, અને પ્રસન્નતા છે, તેને પુણ્યકર્મનો આસ્રવ થાય છે.

अरहंतसिद्धसाहुसु भत्ती धम्मम्मि जा य खलु चेट्ठा ।
अणुगमणं पि गुरूणं पसत्थरागो त्ति वुच्चंति ॥ १३६ ॥

પ્રશસ્ત અથવા શુભ રાગ તેને કહે છે કે જ્યાં અરહંત, સિદ્ધ અને સાધુની ભક્તિ છે, ધર્મ સાધનનો ઉદ્યમ છે, અને ગુરુઓની આજ્ઞાનુસાર વર્તન છે.

तिसिदं वुभुक्खिदं वा दुहिदं दट्ठूण जो दुहिदमणो ।
पडिवज्जदि तं किवया तस्सेसा होदि अणुकम्पा ॥ १३७ ॥

જે તૃષાતુરને, ક્ષુધાતુરને, દુઃખીને દેખીને પોતે દુઃખી મનવાળા થઈને દયાભાવથી તેની સેવા કરે છે તેને દયા કહી છે.

कोधो व जदा माणो माया लोभो व चित्तमासेज्ज ।
जीवस्स कुणदि खोहं कलुसो त्ति य तं वुधा वेंति ॥ १३८ ॥

જ્યારે ક્રોધ, માન, માયા કે લોભ ચિત્તમાં આવીને જીવની

અંદર ક્ષોભ કે મલિનતા ઉત્પન્ન કરે છે ત્યારે તે ભાવને જ્ઞાનીઓએ કલુષભાવ કહ્યો છે.

चरिया पमादबहुला कालुस्सं लोलदा य विसयेसु ।
परपरितावपवादो पावस्स य आसवं कुणदि ॥ १३९ ॥

પ્રમાદપૂર્ણ વર્તન, કલુષતા, પાંચ ઇન્દ્રિયના વિષયોમાં લોલુપતા, બીજાને દુઃખી કરવા, અથવા બીજાની નિન્દા કરવી એ સર્વે પાપ-આસ્રવનાં કારણ છે.

सण्णाओ य तिलेस्सा इंदियवसदा य अत्तरुद्दाणि ।
णाणं व दुप्पउत्तं मोहो पावप्पदा होंति ॥ १४० ॥

આહાર, ભય, મૈથુન, પરિગ્રહ, એ ચાર સંજ્ઞાઓ, કૃષ્ણ, નીલ, કાપોત ત્રણ લેશ્યાના ભાવ, ઇન્દ્રિયોને વશ રહેવું, આર્ત્ત તથા રૌદ્ર ધ્યાન, કુમાર્ગમા જોડેલું જ્ઞાન, સંસારમાં મોહ એ સર્વ ભાવ પાપ બંધાવનારા છે.

जस्स ण विज्जदि रागो दोसो मोहो व सव्व दव्वेसु ।
णासवदि सुहं असुहं समसुहदुक्खस्स भिक्खुस्स ॥ १४२ ॥

જે સાધુ દુઃખ કે સુખના સમયમાં સમભાવધારી છે, સર્વ જગતના પદાર્થોમાં જે રાગ દ્વેષ મોહ કરતા નથી, તે સાધુને શુભ કે અશુભ કર્મ આવતાં નથી.

जो संवरेण जुत्तो अप्पट्ठपसाधगो हि अप्पाणं ।
मुणिऊण झादि णियदं णाणं सो संधुणोदि कम्मरयं ॥ १४६ ॥

જે મનવચન કાયાને રોકીને આત્માને પ્રયોજનરૂપ સિદ્ધિભાવને સાધવાવાળા આત્માને જાણીને નિત્ય આત્મજ્ઞાનને ધ્યાવે છે તે કર્મરજને દૂર કરે છે.

जस्स ण विज्जदि रागो दोसो मोहो व जोगपरिकम्मो ।
तस्स सुहासुहडहणो झाणमओ जायए अगणी ॥ १४६ ॥

જેના ભાવોમાં નથી રાગ-દ્વેષ અને મોહ કે નથી મન વચન અને કાયાની ક્રિયાઓ તેને શુભ અશુભ કર્મને બાળીને ભસ્મ કરવાવાળો ધ્યાનરૂપી અગ્નિ પ્રગટે છે.

जोगणिमित्तं गहणं जोगो मणवयणकायसंभूदो ।
भावणिमित्तो बंधो रदिरागदोसमोहजुदो ।। १४८ ।।

યોગના નિમિત્તથી કર્મવર્ગણાઓનું ગ્રહણ થાય છે. તે યોગ મન, વચન, કાયાની દ્વારા થાય છે. અશુદ્ધ ભાવના નિમિત્તથી કર્મનો બંધ થાય છે. તે ભાવ રતિ, રાગ, દ્વેષ, મોહસહિત હોય છે.

जो संवरेण जुत्तो णिज्जरमाणोध सव्वकम्माणि ।
ववगदवेदाउस्सो मुयदि भवं तेण सो मोक्खो ।। १५३ ।।

જે આવતાં કર્મો રોકીને સંવર સહિત સર્વ કર્મોનો ક્ષય કરી દે છે, તે વેદનીય, આયુ, નામ, ગોત્રથી રહિત થઈને સંસારને ત્યાગી દે છે. એજ મોક્ષનું સ્વરૂપ છે. મોક્ષપ્રાપ્ત આત્માને કોઈ શરીર રહેતું નથી.

(૨) શ્રી કુંદકુંદાચાર્ય સમયસારમાં કહે છે:—

भूदत्थेणाभिगदा जीवाजीवा य पुण्णपावं च ।
आसव-संवरणिज्जर-बंधो मोक्खो य सम्मत्तं ।। १३ ।।

જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવ પદાર્થોને જ્યારે નિશ્ચયનયથી જાણી લેવામાં આવે છે ત્યારે સમ્યક્ત્વ થાય છે. અર્થાત્ નિશ્ચયનયથી જીવ અને અજીવ એ બે તત્ત્વોથી એ નવ પદાર્થ બન્યા છે. તેમાં અજીવથી મમત્વ ત્યાગીને એક પોતાના શુદ્ધ જીવને ગ્રહણ કરવાયોગ્ય માનવો તે જ નિશ્ચય સમ્યગ્દર્શન છે.

मोहणकम्मस्सुदया दु वण्णिदा जे इमे गुणट्ठाणा ।
ते कह हवंति जीवा ते णिच्चमचेदणा उत्ता ।। ६८ ।।

મિથ્યાત્વ આદિ ચૌદ ગુણસ્થાનક મોહનીય કર્મના ઉદયની અપેક્ષાએ કહ્યાં છે. મોહનીય કર્મ જડ–અચેતન છે તો એ ગુણસ્થાન જીવનો સ્વભાવ કેવી રીતે હોઈ શકે? નિશ્ચયથી એને જીવથી ભિન્ન સદાય અચેતન–જડ કહ્યા છે. તેમાં કર્મોનો જ વિકાર છે. એ જીવનો સ્વભાવ નથી. જો સ્વભાવ હોય તો તે સિદ્ધોમાં પણ હોવાં જોઈએ.

कम्मस्स य परिणामं णोकम्मस्स य तहेव परिणामं ।
ण करेदि एयमादा जो जाणदि सो हवदि णाणी ॥ ७५ ॥

નિશ્ચયથી આ આત્મા આઠ કર્મોની અવસ્થાનો તથા શરીરાદિની અવસ્થાનો કર્તા નથી. આત્મા તો જ્ઞાની છે. તે તો માત્ર જાણે જ છે. પરંતુ કર્તાપણું એ આત્માનો સ્વભાવ નથી.

जीवपरिणामहेदुं कम्मत्तं पुग्गला परिणमंति ।
पुग्गलकम्मणिमित्तं तहेव जीवो वि परिणमदि ॥ ८० ॥

જીવના રાગાદિભાવોનું નિમિત્ત પામીને કર્મવર્ગણારૂપ પુદ્‌ગલ સ્વયં જ્ઞાનાવરણાદિ કર્મરૂપે પરિણમી જાય છે. એવી રીતે પૂર્વે બાંધેલાં પુદ્‌ગલકર્મના ઉદયનું નિમિત્ત પામીને જીવ પણ રાગાદિભાવોમાં પરિણમન કરે છે. આ નિમિત્ત–નૈમિત્તિક સંબંધ અશુદ્ધ નિશ્ચયનયથી છે.

णवि कुव्वदि कम्मगुणे जीवो कम्मं तहेव जीवगुणे ।
अण्णोण्णणिमित्तेण दु परिणामं जाण दोण्हंपि ॥ ८१ ॥

નથી જીવ પુગદ્‌લકર્મના ગુણોનો કર્તા કે નથી પુદ્‌ગલકર્મ જીવના ગુણોનો કર્તા. પરસ્પર એક બીજાના નિમિત્તથી જ બંનેમાં પરિણમન થાય છે.

एदेण कारणेण दु कत्ता आदा सएण भावेण ।
पुग्गलकम्मकदाणं ण दु कत्ता सव्वभावाणं ॥ ८२ ॥

એ કારણથી આ આત્મા પોતાનાજ ભાવોનો કર્તા છે, પુદ્‌ગલકર્મકૃત સર્વ ભાવોનો કદી પણ કર્ત્તા નથી.

णिच्छयणयस्स एवं आदा अप्पाणमेव हि करेदि ।
वेदयदि पुणो तं चेव जाण अत्ता दु अत्ताणं ।। ८३ ।।

નિશ્ચયનયથી આત્મા પોતાનાંજ પરિણામોનો કર્તા છે. અને પોતાના આત્મસ્વરૂપનો જ ભોક્તા છે,

ववहारस्स दु आदा पुग्गलकम्मं करेदि णेयविहं ।
तं चेव य वेदयदे पुग्गलकम्मं अणेयविहं ।। ८४ ।।

વ્યવહારનયનો એ અભિપ્રાય છે કે આ આત્મા અનેક પ્રકારનાં પુદ્‌ગલકર્મોનો કર્તા છે તેમજ અનેક પ્રકારનાં પુદ્‌ગલકર્મોનો ભોક્તા છે.

जीवो ण करेदि घडं णेव पडं णेव सेसगे दव्वे ।
जोगुवओगा उप्पादगा य सो तेसिं हवदि कत्ता ।। १०० ।।

નથી જીવ ઘટને બનાવતો કે નથી પટને બનાવતો કે નથી અન્ય દ્રવ્યોને બનાવતો. જીવના યોગ અને (અશુદ્ધ) ઉપયોગ જ ઘટાદિ ઉત્પન્ન કરવામા નિમિત્ત છે. અશુદ્ધ નિશ્ચયનયથી તે યોગ અને ઉપયોગનો જીવ કર્તા કહેવાય છે.

उवभोगमिंदियेहिं दव्वाणंचेदणाणमिदराणं ।
जं कुणदि सम्मदिट्ठी तं सव्वं णिज्जरणिमित्तं ।। १९३ ।।

સમ્યગ્દષ્ટિ આત્મા જે પાચે ઇન્દ્રિયો દ્વારા ચેતન અચેતન દ્રવ્યોનો ઉપભોગ કરે છે તે સર્વ કર્મોની નિર્જરાનું નિમિત્ત થાય છે. સમ્યગ્દષ્ટિ અંતરંગમાં કોઈ પદાર્થમાં આસક્ત નથી. એટલા માટે તેમને કર્મ ફળ આપીને ખરી જાય છે. તે સંસારના કારણભૂત કર્મબંધ કરતા નથી, રાગભાવને અનુસાર કવચિત્ કર્મ બંધાય છે તે પણ છૂટવાવાળું છે.

पुग्गलकम्मं कोहो तस्स विवागोदओ हवदि एसो ।
ण दु एस मज्झभावो जाणग भावो दु अहमिक्को ॥ १२३ ॥

સમ્યગ્દૃષ્ટિ સમજે છે કે મોહનીય નામનું પુદ્‌ગલકર્મ ક્રોધ છે, તેનો વિપાક કે રસ મારા ભાવો સાથે ઝલકે છે. તે ક્રોધ એ મારો સ્વભાવ નથી. એ તો પુદ્‌ગલનો જ સ્વભાવ છે. હું તો માત્ર જ્ઞાનસ્વભાવવાળો, તેનો જ્ઞાતા એક આત્મદ્રવ્ય, ક્રોધથી ન્યારો છું.

उदयविवागो विविहो कम्माणं वण्णिदो जिणवरेहिं ।
ण दु ते मज्झ सहावा जाणगभावो दु अहमिक्को ॥ १२८ ॥

સમ્યગ્દૃષ્ટિ એમ જાણે છે કે નાના પ્રકારનો કર્મોનો વિપાક કે ફલ જે જિનેન્દ્રોએ બતાવ્યો છે તે મારા આત્માનો સ્વભાવ નથી. હું તો એક એકલો માત્ર જ્ઞાતા છું, જાણવાવાળો જ છું.

छिज्जदु वा भिज्जदु वा णिज्जदु वा अहव जादु विप्पलयं ।
जह्मा तह्मा गच्छदु तहवि ण परिग्गहो मज्झ ॥ २०९ ॥

જ્ઞાનીને આ ભેદભાવના હોય છે કે આ શરીર છેદાઈ જાઓ, ભેદાઈ જાઓ, અથવા કોઈ ક્યાંક લઈ જાઓ; અથવા ગમે ત્યાં ચાલી જાઓ. તથાપિ આ શરીર કે તે સંબંધી પરિગ્રહ મારાં નથી. હું તો એકલો જ્ઞાતા દૃષ્ટા પદાર્થ છું.

णाणी रागप्पजहो सव्वदव्वेसु कम्ममज्झगदो ।
णो लिप्पदि रजएण दु कद्दममज्झे जहा कणयं ॥ २१८ ॥
अण्णाणी पुण रत्तो सव्वदव्वेसु कम्ममज्झगदो ।
लिप्पदि कम्मरएण दु कद्दममज्झे जहा लोहं ॥ २१९ ॥

જેમ કાદવમાં પડેલું સોનું કટાતું નથી, તેમ સમ્યગ્દૃષ્ટિ જ્ઞાની આત્મા કર્મોની મધ્ય પડેલા હોવા છતાં પણ સર્વ પરદ્રવ્યોથી રાગભાવનો ત્યાગ કરતા હોવાથી કર્મરૂપ રજથી લિપ્ત તથા નથી, પરંતુ જેમ કાદવમાં પડેલું લોઢું કટાઈ જાય છે, તેમ અજ્ઞાની જીવ

કર્મોની મધ્ય પડેલા સર્વ પરદ્રવ્યોમાં રાગભાવ કરતા હોવાથી કર્મ-રૂપી રજથી લિપ્ત થઈ જાય છે. સમ્યગ્દષ્ટિ અંતરંગમાં એવા વૈરાગી હોય છે કે કર્મનું ફલ ભોગવતાં છતાં પણ કર્મની નિર્જરા કરી દે છે, તથા કાં તો તેમને બંધ થતો નથી અને કષાયને અનુસાર કદાચિત્ બંધ થાય છે તો તે બગાડ કરવાવાળો સંસારમાં ભ્રમણ કરાવવાવાળો થતો નથી. સમ્યક્ત્વનો અપૂર્વ મહિમા છે.

सम्मादिट्ठी जीवा णिस्संका होंति णिब्भया तेण ।
सत्तभयविप्पमुक्का जह्मा तह्मा दु णिस्संका ॥ २२८ ॥

સમ્યગ્દષ્ટિ જીવ શંકા રહિત હોય છે તેથી તે નિર્ભય હોય છે, સાત પ્રકારના ભયથી રહિત હોય છે. તેમને આત્મામાં દઢ વિશ્વાસ હોય છે. તેમને મરણનો અને રોગાદિકનો ભય હોતો નથી.

एवं सम्मादिट्ठी वट्टंतो बहुविहेसु जोगेसु ।
अकरंतो उवओगे रागादी णेव बज्झदि रयेण ॥ २४६ ॥

સમ્યગ્દષ્ટિ કાર્યવશે નાના પ્રકારના મન વચન કાયાના યોગો દ્વારા વર્તે છે. તો પણ ઉપયોગમાં રાગાદિ ભાવોના કર્તા નહિ હોવાથી કર્મરૂપી રજથી બંધાતા નથી—મિથ્યાદષ્ટિની માફક બંધાતા નથી. વીતરાગી સમ્યક્ત્વી અબંધ રહે છે અને સરાગ સમ્યક્ત્વીને જેટલો રાગ હોય છે તેટલો અલ્પબંધ થાય છે પણ તે બાધક હોતો નથી.

णवि रागदोसमोहं कुव्वदि णाणी कसायभावं वा ।
सयमप्पणो ण सो तेण कारगो तेसि भावाणं ॥ २८० ॥

સમ્યક્ત્વી જ્ઞાની સ્વયં, પોતાને કર્મોનો ઉદય ન હોય તો, રાગ દ્વેષ, મોહ કે કષાયભાવ પેદા કરતા નથી. તેથી આત્મા એ રાગાદિ ભાવોનો નિશ્ચયથી કર્તા નથી.

बंधाणं च सहावं वियाणिदुं अप्पणो सहावं च ।
बंधेसु जो ण रज्जदि सो कम्म विमुक्खणं कुणदि ॥ २९३ ॥

કર્મબંધનોનો સ્વભાવ, તથા આત્માનો શુદ્ધ સ્વભાવ જાણીને જે કર્મબંધમાં રંજાયમાન થતા નથી, કર્મોથી વિરક્ત થઈ જાય છે તે જ્ઞાની કર્મોથી અવશ્ય મુક્તિ પામે છે.

णवि कुव्वदि णवि वेददि णाणी कम्माइ वहुपयाराइ ।
जाणदि पुण कम्मफलं वंधं पुण्णं च पावं च ॥ ३१९ ॥

જ્ઞાની નથી નાના પ્રકારના કર્મોના કર્તા કે નથી તેના ભોક્તા. તે કર્મને કરવામાં કે ભોગવવામાં ઉદાસીન રહેતા હોવાથી કર્મોનું ફલ પુણ્ય પાપ કે તેના બંધને માત્ર જાણે છે. કર્મોદયથી જે કાંઈ થાય છે તેના જ્ઞાતા દૃષ્ટા રહેવું એ જ્ઞાનીનું કર્તવ્ય છે, તે કર્મના નાટકમાં લીન થતા નથી.

वेदंतो कम्मफलं अप्पाणं जो कुणदि कम्मफलं ।
सो तं पुणोवि वंधदि वीयं दुक्खस्स अट्ठविहं ॥ ३८७ ॥

કર્મોના ફલને ભોગવતાં જે કર્મફલને પોતાનું કરી માને છે, અર્થાત્ તેમાં તન્મય થઈ જઈ ફસાઈ જાય છે તે નવાં આઠ પ્રકારનાં કર્મોને બાંધે છે, જે દુઃખનું બીજ છે.

(૩) શ્રી કુંદકુંદાચાર્ય પ્રવચનસારમાં કહે છે:—

मोहेण य रागेण य दोसेण य परिणदस्स जीवस्स ।
जायदि विविहो वंधो तह्मा ते संखवइदव्वा ॥ ८४ ॥

જે જીવ મોહથી, રાગથી કે દ્વેષથી પરિણમન કરે છે તેને નાના પ્રકારનાં કર્મનો બંધ થાય છે. એટલા માટે એ રાગાદિનો ક્ષય કરવો યોગ્ય છે.

जो मोहरागदोसे णिहणदि उवलद्धजोण्हमुवदेसं ।
सो सव्वदुक्खमोक्खं पावदि अचिरेण कालेण ॥ ८८ ॥

જે જિનેન્દ્રનો ઉપદેશ પ્રાપ્ત કરીને રાગ, દ્વેષ, મોહનો નાશ કરી દે છે તે શીઘ્ર સર્વ સંસાર દુઃખોથી છૂટીને મુક્ત થઈ જાય છે.

दव्वं सहावसिद्धं सदिति जिणा तच्चदो समक्खादो ।
सिद्धं तध आगमदो णेच्छदि जो सो हि परसमओ ॥६-२॥

દ્રવ્ય સ્વભાવથી સિદ્ધ છે. સત્ રૂપ છે એવું જિનેન્દ્રે તત્ત્વરૂપથી કહ્યું છે, આગમથી પણ એ સિદ્ધ છે એવું જે નથી માનતા તે નિયમથી મિથ્યાદૃષ્ટિ છે.

समवेदं खलुदव्वं संभवठिदिणाससण्णिदट्ठेहिं ।
एक्कम्मि चेव समये तम्हा दव्वं खु तत्तिदयं ॥ १०-२ ॥

દરેક દ્રવ્ય એક જ સમયે ઉત્પાદ વ્યય ધ્રૌવ્ય ભાવોથી એકમેક છે. એટલા માટે દ્રવ્ય ઉત્પાદ વ્યય ધ્રૌવ્યરૂપ ત્રણ પ્રકારે છે.

पाडुब्भवदि अण्णो पज्जाओ पज्जओ वयदि अण्णो ।
दव्वस्स तंपि दव्वं णेव पणट्ठं ण उप्पण्णं ॥ ११-२ ॥

કોઈ પણ દ્રવ્યનો જ્યારે કોઈ પર્યાય કે અવસ્થા પેદા થાય છે ત્યારે બીજો પહેલાનો પર્યાય નાશ પામે છે તો પણ મૂળ દ્રવ્ય નથી નાશ પામતું કે ઉત્પન્ન થતું. પર્યાયની અપેક્ષાએ દ્રવ્ય ઉત્પાદ વ્યયરૂપ છે, દ્રવ્યની અપેક્ષાએ ધ્રુવ છે.

आदा कम्ममलिमसो परिणामं लहदि कम्मसंजुत्तं ।
तत्तो सिलिसदि कम्मं तम्हा कम्मं तु परिणामो ॥ २९-२ ॥

આ આત્મા અનાદિકાલથી કર્મોથી મલિન ચાલ્યો આવ્યો છે, તેથી રાગદ્વેષ મોહરૂપ સંયોગમય ભાવને ધારણ કરે છે. રાગાદિ ભાવોના નિમિત્તથી પુદ્ગલ કર્મ સ્વયં બંધાઈ જાય છે. એટલા માટે રાગાદિ ભાવ જ ભાવકર્મ છે અથવા કર્મબંધકારક ભાવ છે.

आदा कम्ममलिमसो धारदि पाणो पुणो पुणो अण्णो ।
ण जहदि जाव ममत्तं देहपधाणेसु विसएसु ॥ ६१-२ ॥

આ કર્મોથી મલિન આત્મા જ્યાં સુધી શરીરાદિ ઇન્દ્રિયોના વિષયો ઉપરના મમત્વભાવને છોડતો નથી, ત્યાં સુધી વારંવાર

અન્ય અન્ય પ્રાણોને ધરતો રહે છે અર્થાત્ એકેન્દ્રિયથી પંચેન્દ્રિય પર્યંત પ્રાણીરૂપે થતો રહે છે.

जो इन्दियादिविजई भवीय उवओगमप्पगं झादि ।
कम्मेहिं सो ण रंजदि किह तं पाणा अणुचरंति ॥ ६२-२॥

પરંતુ જે કોઈ ઇન્દ્રિયવિષય અને કષાયોનો વિજયી થઈ પોતાના શુદ્ધ ચૈતન્યમય શુદ્ધ ઉપયોગનું ધ્યાન કરે છે, અને સર્વ શુભ અશુભ કર્મોમાં રાગ કરતો નથી તેનો તે ઇન્દ્રિયાદિ દશ પ્રાણ કેવી રીતે સંબંધ કરી શકે? અર્થાત્ તે જન્મમરણથી છૂટી જાય છે.

रत्तो वंधदि कम्मं मुञ्चदि कम्मेहिं रागरहिदप्पा ।
एसो वंधसमासो जीवाणं जाण णिच्छयदो ॥ ९०-२ ॥

રાગી જીવ કર્મોને બાંધે છે, વીતરાગી કર્મોથી છૂટી જાય છે. એવો બંધ તત્ત્વનો સંક્ષેપ જીવે નિશ્ચયથી જાણવો જોઈએ.

आगमहीणो समणो णेवप्पाणं परं वियाणादि ।
अविजाणंतो अत्थे खवेदि कम्माणि किध भिक्खू ॥ ५३-३ ॥

જે સાધુ આગમજ્ઞાનથી રહિત છે, જે નથી પોતાના આત્માને સર્વ કર્મોથી રહિત શુદ્ધ જાણતો, કે નથી પર પદાર્થોને જાણતો, તે પદાર્થોના ભેદજ્ઞાનને નહિ પ્રાપ્ત કરવાથી કર્મોનો ક્ષય કેવી રીતે કરી શકે? શાસ્ત્રજ્ઞાનદ્વારા સ્વપર પદાર્થનો બોધ થાય છે. એટલા માટે મુમુક્ષુને શાસ્ત્રનું મનન સદા કર્તવ્ય છે.

ण हि आगमेण सिज्झदि सद्दहणं जदि ण अत्थि अत्थिसु ।
सद्दहमाणो अत्थे असंजदो वा ण णिव्वादि ॥ ३७-३ ॥

જીવ અજીવાદિ પદાર્થોમાં જેની શ્રદ્ધા નથી, તે માત્ર શાસ્ત્રોનાં જ્ઞાનથી સિદ્ધિ પ્રાપ્ત કરી શકતો નથી. તથા જે પદાર્થોની શ્રદ્ધા રાખે છે, પરંતુ સંયમને ધારણ કરતા નથી તે પણ નિર્વાણ

પામી શકતા નથી. શાસ્ત્રજ્ઞાન જો સમ્યગ્દર્શન સહિત હોય અને પછી સમ્યક્ચારિત્રને પાળે તો તે મુક્ત થઈ જાય છે.

परमाणुपमाणं वा मुच्छा देहादिवेसु जस्स पुणो ।
विज्जदि जदि सो सिद्धिं ण लहदि सव्वागमधरोवि ॥ ३९-३ ॥

જેને શરીરાદિ પરદ્રવ્યોમાં પરમાણુમાત્ર અલ્પ પણ મૂર્છા, (મમત્વ) વિદ્યમાન છે તે સર્વ આગમનો જ્ઞાતા હોય તો પણ મોક્ષ પામી શકતો નથી.

ण हवदि समणोत्ति मदो संजमतवसुत्तसंपजुत्तोवि ।
जदि सद्दहदि ण अत्थे आदपधाणे जिणक्खादे ॥ ६४-३ ॥

જે કોઈ સાધુ સંયમી હોય, તપસ્વી હોય, તથા સૂત્રોના જ્ઞાતા હોય પરંતુ આત્મા આદિ પદાર્થોમા જેની યથાર્થ શ્રદ્ધા ન હોય તો તે વસ્તુતાએ સાધુ નથી.

(૪) શ્રી કુન્દકુન્દાચાર્ય દ્વાદશાનુપ્રેક્ષામાં કહે છે:—

मिच्छत्तं अविरमणं कसायजोगा य आसवा होंति ।
पणपणचउतियभेदा सम्मं परिकित्तिदा समए ॥ ४७ ॥

મિથ્યાત્વભાવ, એકાંત આદિ પાંચ પ્રકારે, અવિરતભાવ હિંસાદિ પાચ પ્રકારે, કષાયભાવ ક્રોધાદિ ચાર પ્રકારે, યોગ મન, વચન, કાયા ત્રણ પ્રકારે એ સર્વે કર્મોના આસ્રવનાં દ્વાર છે, એમ આગમમાં સારી રીતે કહ્યું છે.

किण्णादि तिण्णि लेस्सा करणजसोक्खेसु गिद्धिपरिणामो ।
ईसाविसादभावो असुहमणंत्ति य जिणा वेंति ॥ ५१ ॥

કર્મોનાં અનેક કારણ અશુભ કે શુભ મન, વચન, કાયા છે તે વિષે અહીં કહે છે. કૃષ્ણ, નીલ, કાપોત ત્રણ લેશ્યાનાં પરિણામ, ઇન્દ્રિયોના સુખમા લંપટતા, ઈર્ષાભાવ, શોકભાવ, એ અશુભ મનના ભાવ છે એમ જિનેન્દ્રોએ કહ્યું છે.

रागा दोसो मोहो हास्सादि-णोकसायपरिणामो ।
थूलो वा सुहुमो वा असुहमणोत्ति य जिणा वेंति ॥ ५२ ॥

રાગ, દ્વેષ, મોહ, હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, જુગુપ્સા, સ્ત્રીવેદ, પુવેદ, નપુંસકવેદ સંબંધી સર્વ તીવ્ર કે મંદ પરિણામ અશુભ મનના ભાવ છે એમ જિનેન્દ્ર કહે છે.

भत्तित्थिरायचोरकहाओ वयणं वियाण असुहमिदि ।
बंधणछेदणमारणकिरिया सा असुहकायेत्ति ॥ ५३ ॥

ભોજન, સ્ત્રી, રાજા અને ચોર વિષેની એ ચાર વિકથાઓ કરવી તે અશુભ વચન જાણો. બાંધવું, છેદવું, મારવું આદિ કોઈ પ્રત્યે કષ્ટપ્રદ કામ કરવું તે કાયાની અશુભ ક્રિયાઓ છે.

मोत्तूण असुहभावं पुव्वुत्तं णिरवसेसदो दव्वं ।
वदसमिदिसीलसंजमपरिणामं सुहमणं जाणे ॥ ५४ ॥

પહેલાં કહ્યાં તે સર્વ અશુભ ભાવો અને દ્રવ્યોને છોડીને જે પરિણામ અહિંસાદિ વ્રત, ઇર્યા આદિ સમિતિ, શીલ સંયમમાં અનુરક્ત છે તેને શુભ મન જાણો.

संसारछेदकारणवयणं सुहवयणमिदि जिणुद्दिट्ठं ।
जिणदेवादिसु पूजा सुहकायंत्ति य हवे चेट्ठा ॥ ५५ ॥

જે વચનોથી સંસારના છેદનાં સાધન બતાવાય તે શુભ વચન છે એમ જિનેન્દ્રે કહ્યું છે. શ્રી જિનેન્દ્રદેવની પૂજા, ગુરુભક્તિ, સ્વાધ્યાય, સામાયિક, સંયમ તથા દાન આદિમાં પ્રવર્તન કે ઉદ્યમ તે શુભ કામ છે.

सुहजोगस्स पवित्ती संवरणं कुणदि असुहजोगस्स ।
सुहजोगस्स णिरोहो सुद्धुवजोगेण संभवदि ॥ ६३ ॥

શુભ મન વચન કાયાના યોગોમાં પ્રવૃત્તિ કરવાથી અશુભ યોગોદ્વારા થતો આસ્રવ રોકાઈ જાય છે અને જ્યારે શુદ્ધોપયોગમાં

પ્રવૃત્તિ થાય છે ત્યારે શુભ યોગોનો પણ નિરોધ થઈ જાય છે અને પૂર્ણ સંવર થાય છે.

सुद्धुवजोगेण पुणो धम्मं सुक्कं च होदि जीवस्स ।
तम्हा संवरहेदू झाणोत्ति विचिंतये णिच्चं ॥ ६४ ॥

શુદ્ધ ઉપયોગથી જ આ જીવને ધર્મધ્યાન કે શુક્લધ્યાન થાય છે માટે કર્મોને રોકવાનું કારણ ધ્યાન છે એમ નિત્ય વિચારવું જોઈએ.

(૫) શ્રી કુન્દકુન્દાચાર્ય દર્શનપાહુડમાં કહે છે:—

दंसणभट्टा भट्टा दंसणभट्टस्स णत्थि णिव्वाणं ।
सिज्झंति चरियभट्टा दंसणभट्टा ण सिज्झंति ॥ ३ ॥

જે સમ્યગ્દર્શનથી ભ્રષ્ટ (રહિત) છે તે જ ભ્રષ્ટ છે. કારણ કે સમ્યગ્દર્શનથી ભ્રષ્ટ જીવને કદી નિર્વાણનો લાભ થઈ શકતો નથી. જે ચારિત્રથી ભ્રષ્ટ છે પરંતુ સમ્યક્ત્વથી ભ્રષ્ટ નથી તે ફરી યથાર્થ ચારિત્ર પાળીને સિદ્ધ થઈ શકશે પરતુ જે સમ્યગ્દર્શનથી ભ્રષ્ટ છે તે કદી પણ સિદ્ધિ પ્રાપ્ત કરી શકશે નહિ.

छह दव्व णव पयत्था पंचत्थी सत्त तच्च णिद्दिट्ठा ।
सद्दहइ ताण रूवं सो सद्दिट्ठी मुणेयव्वो ॥ १९ ॥

જે જીવાદિ છ દ્રવ્ય, પાચ અસ્તિકાય, જીવતત્ત્વ આદિ સાત તત્ત્વ, અને પુણ્ય પાપ સહિત નવ પદાર્થ એ સર્વનું યથાર્થ સ્વરૂપ શ્રદ્ધાનમાં લાવે છે તેને જ સમ્યગ્દષ્ટિ જાણવા યોગ્ય છે.

जीवादी सद्दहणं सम्मत्तं जिणवरेहिं पण्णत्तं ।
ववहारा णिच्छयदो अप्पाणं हवइ सम्मत्तं ॥ २० ॥

વ્યવહારનયથી જીવાદિ તત્ત્વોનુ શ્રદ્ધાન કરવું તે સમ્યગ્દર્શન છે. પરંતુ નિશ્ચયનયથી પોતાનો આત્મા જ સમ્યગ્દર્શનરૂપ છે અથવા શુદ્ધ આત્મા જ હુ છુ એવું શ્રદ્ધાન સમ્યક્ત્વ છે એમ જિનેન્દ્રોએ કહ્યું છે.

(૬) શ્રી કુન્દકુન્દાચાર્ય મોક્ષપાહુડમાં કહે છે:—

परदव्वादो दुग्गइ सद्दव्वादो हु सुग्गई होई ।
इय णाऊण सदव्वे कुणह रई विरय इयरम्मि ॥ १६ ॥

પરદ્રવ્યોમાં રતિ કરવાથી દુર્ગતિ થાય છે, કિંતુ સ્વદ્રવ્યમાં રતિ કરવાથી સુગતિ થાય છે એમ જાણીને પરદ્રવ્યથી વિરક્ત થઈ સ્વદ્રવ્યમાં પ્રેમ કરો.

मिच्छत्तं अण्णाणं पावं पुण्णं चएवि तिविहेण ।
मोणव्वएण जोई जोयत्थो जोयए अप्पा ॥ २८ ॥

મિથ્યાત્વ, અજ્ઞાન અને પુણ્ય-પાપનો મન, વચન, કાયાદ્વારા ત્યાગ કરીને મૌનવ્રત સહિત યોગી ધ્યાનમાં સ્થિર થઈ પોતાના શુદ્ધ આત્માનું ધ્યાન કરે.

जीवाजीवविहत्ती जोई जाणेइ जिणवरमएण ।
तं सण्णाणं भणियं अवियत्थं सव्वदरिसीहिं ॥ ४१ ॥

જે યોગી જીવ અને અજીવ પદાર્થના ભેદને જિનેન્દ્રના મતને અનુસાર યથાર્થ જાણે છે તે સમ્યગ્દર્શન સહિત જ્ઞાન છે, એમ સર્વદર્શી જિનેન્દ્રોએ કહ્યું છે.

परमप्पय झायंतो जोई मुच्चेइ मलदलोहेण ।
णादियदि णवं कम्मं णिद्दिट्ठं जिणवरिंदेहिं ॥ ४८ ॥

પરમાત્માનું ધ્યાન કરતો યોગી પાપબંધકારક લોભથી છૂટી જાય છે. તેને નવા કર્મનો આસ્રવ થતો નથી. એમ જિનેન્દ્રોએ કહ્યું છે.

देवगुरुम्मिय भत्तो साहम्मिय संजदेसु अणुरत्तो ।
सम्मत्तमुव्वहंतो झाणरओ होइ जोई सो ॥ ५२ ॥

જે યોગી સમ્યગ્દર્શનને ધારણ કરતો છતો દેવ અને ગુરુની ભક્તિ કરે છે, સાધર્મી સંયમી સાધુઓમાં પ્રીતિમાન છે તે જ ધ્યાનમાં રુચિ કરવાવાળો હોય છે.

गहिऊण य सम्मत्तं सुणिम्मलं सुरगिरीव णिक्कंप ।
तं जाणे झाइज्जइ सावय! दुक्खक्खयट्ठाए ॥' ८६ ॥

હે શ્રાવક! પરમ શુદ્ધ સમ્યગ્દર્શનને ગ્રહણ કરીને મેરુ પર્વતવત્ તેને નિષ્કમ્પ રાખીને સંસારનાં દુઃખોના ક્ષયને માટે તેને ધ્યાનમાં ધ્યાયા કર.

सम्मत्तं जो झायइ सम्माइट्ठी हवेइ सो जीवो ॥
सम्मत्तपरिणदो उण खवेइ दुट्ठट्ठकम्माणि ॥ ८७ ॥

જે જીવ નિશ્ચય સમ્યકત્વ—આત્માની દૃઢ શ્રદ્ધાને ધ્યાવે છે તે સમ્યગ્દૃષ્ટિ છે. જે કોઈ આત્માનુભવરૂપ સમ્યકત્વમાં રમણ કરે છે તે દુષ્ટ એવાં આઠ કર્મોનો ક્ષય કરી દે છે.

कि बहुणा भणिएणं जे सिद्धा णरवरा गए काले ।
सिज्झिहहि जे वि भविया तं जाणइ सम्ममाहप्पं ॥ ८८ ॥

અધિક શું કહેવું? જે મહાત્માઓ ભૂતકાલમાં સિદ્ધ થયા છે, અને આગામી કાલમા સિદ્ધ થશે તે સર્વ સમ્યગ્દર્શનનું માહાત્મ્ય છે એમ જાણો.

ते धण्णा सुकयत्था ते सूरा ते वि पंडिया मणुया ।
सम्मत्तं सिद्धियरं सिविणे वि ण मइलियं जेहिं ॥ ८९ ॥

તે જ ધન્ય છે. તે જ કૃતાર્થ છે, તે જ વીર છે, તે જ પંડિત માનવ છે કે જેમણે સ્વપ્નમા પણ, સિદ્ધિને દેવાવાળા સમ્યગ્દર્શનને મલિન કર્યું નથી. નિરતિચાર સમ્યગ્દર્શન પાનીને આત્માનંદનો વિલા-સ કર્યો છે. શુદ્ધ સમ્યકત્વ આત્માનુભૂતિ જ છે.

हिंसारहिए धम्मे अट्ठारहदोसवज्जिए देवे ।
णिग्गंथे पव्वयणे सद्दहणं होइ सम्मत्तं ॥ ९० ॥

હિંસારહિત ધર્મમાં, અઢાર દોષ રહિત દેવમાં અને નિર્ગ્રંથ મોક્ષમાર્ગ કે સાધુમાર્ગમાં જે શ્રદ્ધાન છે તે સમ્યગ્દર્શન છે.

(૭) શ્રી વટ્ટકેર–આચાર્ય મૂલાચારની દ્વાદશાનુપ્રેક્ષામાં કહે છેઃ–

रागो दोसो मोहो इंदियसण्णा य गारवकसाया ।
मणवयणकायसहिदा दु आसवा होंति कम्मस्स ॥ ३८ ॥

રાગ, દ્વેષ, મોહ, પાંચ ઈન્દ્રિયોના વિષય, આહાર, ભય, મૈથુન, પરિગ્રહરૂપ સંજ્ઞા, ઋદ્ધિગારવ, રસગારવ, સાતાગારવ અને એવા ત્રણ અભિમાન તથા ક્રોધાદિ કષાય, અને મન, વચન, કાયા, કર્મોને આવવાનાં દ્વાર છે.

हिंसादिएहिं पंचहिं आसवदारेहिं आसवदि पावं ।
तेहिंतो धुव विणासो सासावणावा जह समुद्दे ॥ ४६ ॥

હિંસા, અસત્ય, ચોરી, કુશીલ, પરિગ્રહ એ પાંચ આસ્રવનાં દ્વાર છે. તેનાથી એવો પાપનો આસ્રવ થાય છે કે જેથી સદા આત્માનો સંસારસમુદ્રમાં નાશ થાય છે, જેમ છિદ્રસહિત નૌકા સમુદ્રમાં ડોલાં ખાઈને ડૂબી જાય છે.

इंदियकसायदोसा णिग्घिप्पंति तवणाणविणएहिं ।
रज्जूहि णिग्घिप्पंति हु उप्पहगामी जहा तुरया ॥ ५० ॥

જેમ કુમાર્ગમાં જતા અશ્વ લગામવડે રોકી શકાય છે તેમ તપ, જ્ઞાન, અને વિનયદ્વારા ઇન્દ્રિય અને કષાયના દોષ દૂર થઈ જાય છે.

संसारे संसरंतस्स खओवसमगदस्स कम्मस्स ।
सव्वस्स वि होदि जगे तवसा पुण णिज्जरा विउला ॥ ५५ ॥

સંસારમાં ભ્રમણ કરતાં જ્યારે કર્મોનો ક્ષયોપશમ થાય છે ત્યારે આ લોકમાં સર્વ જીવોને એક દેશ નિર્જરા થાય છે. પરંતુ તપ કરવાથી બહુ અધિક કર્મોની નિર્જરા થાય છે.

चिरकालमज्जिदंपि य विहुणदि तवसा रयन्ति णाऊण ।
दुविहे तवम्मि णिच्चं भावेदव्वो हवदि अप्पा ॥ ५८ ॥

ચિરકાલનાં બાંધેલાં કર્મોની રજ તપદ્વારા ખરી જાય છે, એમ જાણીને બે પ્રકારના બાહ્ય અને અભ્યંતર તપદ્વારા નિત્ય આત્માની ભાવના કરવી યોગ્ય છે.

(૮) શ્રી વટ્ટકેરસ્વામી મૂલાચારના સમયસાર અધિકારમાં કહે છે :-

सम्मत्तादो णाणं णाणादो सव्वभावउवलद्धी ।
उवलद्धपयत्थो पुण सेयासेयं वियाणादि ॥१२॥
सेयासेयविदण्हू उद्धुददुस्सील सीलवं होदि ।
सीलफलेणब्भुदयं तत्तो पुण लहदि णिव्वाणं ॥१६॥

સમ્યગ્દર્શન થવાથી સમ્યગ્જ્ઞાન થાય છે. સમ્યગ્જ્ઞાનથી સર્વ પદાર્થોનું યથાર્થ જ્ઞાન થાય છે. જેને પદાર્થોનું ભેદવિજ્ઞાન છે તે હિતકર અને અહિતકર ભાવોને બરાબર જાણે છે. જે શ્રેય અશ્રેયને જાણે છે તે કુઆચાર (કુશીલ) ને છોડી દે છે. શીલવાન થઈ જાય છે. શીલના ફલથી સંપૂર્ણ ચારિત્રને પામે છે. પૂર્ણ ચારિત્રને પામીને નિર્વાણને પ્રાપ્ત કરી લે છે.

णाणविण्णाण संपण्णो झाणज्झणतवोजुदो ।
कसायगारवुम्मुक्को संसारं तरदे लहुं ॥७७॥

જે જ્ઞાન અને ચારિત્રસંપન્ન થઈ ધ્યાન, સ્વાધ્યાય અને તપમાં લીન છે તથા કષાય અને અભિમાનથી મુક્ત છે તે શીઘ્ર સંસારથી તરી જાય છે.

(૯) શ્રી વટ્ટકેરસ્વામી મૂલાચાર પંચાચારમાં કહે છે :-

णेहोउप्पिदगत्तस्स रेणुओ लग्गदे जधा अंगे ।
तह रागदोससिणेहोल्लिदस्स कम्मं मुणेयव्वं ॥३९॥

જેવી રીતે તેલથી ચીકણા શરીરપર ધૂળ ચોટી જાય છે તેવી રીતે રાગ, દ્વેષરૂપી તેલથી જે લિપ્ત છે તેને કર્મનો બંધ બંધાઈ જાય છે.

जं खलु जिणोवदिट्ठं तत्थिच्ति भावदो गहणं ।
सम्मद्दंसणभावो तव्विवरीदं च मिच्छत्तं ।।६८।।

જેવું પદાર્થનું સ્વરૂપ જિનેન્દ્રે કહ્યું છે તેવું જ પદાર્થનું સ્વરૂપ છે એવા ભાવપૂર્વક શ્રદ્ધાન કરવું તે સમ્યગ્દર્શન છે, તેનાથી વિપરીત મિથ્યાદર્શન છે.

जे अत्थपज्जया खलु उवदिट्ठा जिणवरेहिं सुदणाणे ।
ते तह रोचेदि णरो दंसणविणओ हवदि एसो ।।१६९।।

જે જીવાદિ પદાર્થો અને પર્યાયો જિનેન્દ્રોએ શ્રુતજ્ઞાનમાં ઉપદેશ્યા છે તેના તરફ જે માનવ તથાપ્રકારે રુચિ કરે છે તેને જ સમ્યગ્દર્શનનો વિનય થાય છે.

(૧૦) શ્રી વટ્ટકેરસ્વામી મૂલાચારના ષડાવશ્યકમાં કહે છે:-

जिदकोहमाणमाया जिदलोहा तेण ते जिणा होंति ।
हंता अरिं च जम्मं अरहंता तेण वुच्चंति ।।६४।।

જેણે ક્રોધ, માન, માયા, લોભ કષાયોને જીતી લીધા છે તે જિન છે. જેમણે સંસારરૂપી અરિને (શત્રુને) હણ્યો છે તે અરિહંત (અર્હંત) છે એમ કહેવાય છે.

अरिहंति वंदणणमंसणाणि अरिहंति पूयसक्कारं ।
अरिहंति सिद्धिगमणं अरहंता तेण उच्चंति ।।६५।।

જે વંદના કે નમસ્કારને યોગ્ય છે, જે પૂજાસત્કારને યોગ્ય છે, તથા જે સિદ્ધ થવા યોગ્ય છે તેમને (અર્હંત–અરહંત) કહેવાય છે.

सव्वं केवलकप्पं लोगं जाणंति तह य पस्संति ।
केवलणाण–चरित्ता तह्मा ते केवली होंति ।।६७।।

શ્રી અરહંત ભગવાન કેવલજ્ઞાનના વિષયરૂપ સર્વ લોક અલોકને દેખે છે, જાણે છે અને કેવલજ્ઞાનમાં જ આચરણ કરી રહે છે માટે તે કેવલી હોય છે.

मिच्छत्तवेदणीयं णाणावरणं चरित्तमोहं च ।
तिविहा तमाहु मुक्का तह्मा ते उत्तमा होंति ॥६८॥

અરહંત ભગવાન મિથ્યાત્વમય શ્રદ્ધાથી મુક્ત થયા છે, જ્ઞાનાવરણથી મુક્ત થયા છે અને ચારિત્રમોહથી મુક્ત થયા છે–એ ત્રણે પ્રકારે મુક્ત તેમને કહેલા છે માટે તે ઉત્તમ છે.

भत्तीए जिणवराणं खीयदि जं पुव्वसंचियं कम्मं ।
आयरियपसाएण य विज्जा मंता य सिज्झंति ॥७२॥

શ્રી જિનેન્દ્રોની ભક્તિથી પૂર્વ સંચિત કર્મ ક્ષય થઈ જાય છે. આચાર્યની ભક્તિથી અને તેમની કૃપાથી વિદ્યાઓ અને મંત્રો સિદ્ધ થઈ જાય છે.

जे दव्वपज्जया खलु उवदिट्ठा जिणवरेहिं सुदणाणे ।
ते तह सद्दहदि णरो दंसणविणओत्ति णादव्वो ॥८८॥

જે દ્રવ્ય–પર્યાયોનો જિનેન્દ્રે શ્રુતજ્ઞાનમાં ઉપદેશ કર્યો છે તેનું જો જીવ તે જ પ્રકારે શ્રદ્ધાન કરે, તો તે દર્શનવિનય છે એમ જાણવા યોગ્ય છે.

(૧૧) શ્રી સમન્તભદ્રાચાર્ય રત્નકરંડમાં કહે છે:—

श्रद्धानं परमार्थानामाप्तागमतपोभृताम् ।
त्रिमूढापोढमष्टाङ्गं सम्यग्दर्शनमस्मयम् ॥४॥

સત્યાર્થ દેવ, શાસ્ત્ર, ગુરુનુ શ્રદ્ધાન કરવુ તે સમ્યગ્દર્શન છે. તે નિઃશંકિતાદિ આઠ અંગ સહિત હોય છે. લોકમૂઢતા, દેવમૂઢતા, ગુરુમૂઢતા રહિત હોય છે. તથા જાતિ, કુલ, ધન, બળ, રૂપ, વિદ્યા, અધિકાર, તપ એ આઠ મદથી રહિત હોય છે.

सम्यग्दर्शनसम्पन्नमपि मातङ्गदेहजम् ।
देवा देवं विदुर्भस्मगूढाङ्गारान्तरौजसम् ॥२८॥

સમ્યગ્દર્શન સહિત એક ચાડાલને પણ ગણધરદેવોએ માનનીય દેવતુલ્ય કહ્યો છે. જેમ રાખમા ઢંકાએલી અગ્નિની ચિણગારી હોય

તેમ આત્મા તેમનો પવિત્ર થઈ ગયો છે કિંતુ શરીરરૂપી ભસ્મમાં છુપાએલો છે.

गृहस्थो मोक्षमार्गस्थो निर्मोहो नैव मोहवान् ।
अनगारो गृही श्रेयान् निर्मोहो मोहिनो मुनेः ॥३३॥

જે સમ્યગ્દષ્ટિ ગૃહસ્થ છે તે મોક્ષમાર્ગમાં સ્થિર છે, જ્યારે મિથ્યાદષ્ટિ મુનિ મોક્ષમાર્ગી નથી. એટલા માટે સમ્યગ્દષ્ટિ ગૃહસ્થ મિથ્યાદષ્ટિ મુનિથી શ્રેષ્ઠ છે.

न सम्यक्त्वसमं किञ्चित्त्रैकाल्ये त्रिजगत्यपि ।
श्रेयोऽश्रेयश्च मिथ्यात्वसमं नान्यत्तनुभृताम् ॥३४॥

ત્રણ લોકમાં અને ત્રણે કાળમાં સમ્યગ્દર્શન જેવું બીજું કોઈ પ્રાણીઓને માટે કલ્યાણકારી નથી. તેવી રીતે મિથ્યાદર્શન જેવું બીજું કોઈ અહિતકારી નથી.

सम्यग्दर्शनशुद्धा नारकतिर्यङ्नपुंसकस्त्रीत्वानि ।
दुष्कुलविकृताल्पायुर्दरिद्रतां च व्रजन्ति नाप्यव्रतिकाः ॥३५॥

શુદ્ધ સમ્યગ્દષ્ટિ વ્રતરહિત હોવા છતાં નારકી, પશુ, નપુંસક, સ્ત્રી, નીચકુલી, અપંગ, અલ્પ આયુધારી તથા દરિદ્રી પેદા થતા નથી.

(૧૨) શ્રી શિવકોટિ આચાર્ય ભગવતી આરાધનામાં કહે છેઃ—

अरहंत सिद्धचेइय, सुदे य धम्मे य साधुवग्गे य ।
आयरियेसूवज्झा–, एसु पवयेण दंसणे चावि ॥४६॥
भत्ती पूया वण्णज–, णणं च णासणमवण्णवादस्स ।
आसादणपरिहारो, दंसणविणओ समासेण ॥४७॥

શ્રી અરહંત ભગવાન, સિદ્ધ પરમેષ્ઠી, તેમની મૂર્તિ, દ્વાદશાંગ શ્રુત, ધર્મ, સાધુસમૂહ, આચાર્ય, ઉપાધ્યાય, પ્રવચન અને સમ્યગ્દર્શન એ દસ સ્થાનોમાં ભક્તિ કરવી, પૂજા કરવી, ગુણોનું વર્ણન કરવું, કોઈ નિંદા કરે તેનું નિવારણ કરવું, અવિનયને મટાડવો એ સર્વ સંક્ષેપમાં સમ્યગ્દર્શનનો વિનય છે.

णगरस्स जह दुवारं, मुहस्स चक्खू तरुस्स जह मूलं ।
तह जाण सुसम्मत्तं, णाणचरणवीरियतवाणं ॥७४०॥

જેમ નગરની શોભા દરવાજાથી, મુખની શોભા ચક્ષુથી, અને વૃક્ષની સ્થિરતા મૂલથી છે તેમ જ્ઞાન, ચારિત્ર, તપ અને વીર્યની શોભા સમ્યગ્દર્શનથી છે.

सम्मत्तस्स य लंभो, तेलोक्कस्स यह् वेज्ज जो लंभो ।
सम्मद्दंसणलंभो, वरं खु तेलोक्कलंभादो ॥७४६॥
लद्धूण य तेलोक्कं, परिवडदि परिमिदेण कालेण ।
लद्धूण य सम्मत्तं, अक्खयसोक्खं लहदि मोक्खं ॥७४७॥

એક તરફ સમ્યગ્દર્શનનો લાભ થતો હોય અને બીજી બાજુ ત્રણ લોકનું રાજ્ય મળતુ હોય તો પણ ત્રણ લોકના લાભ કરતાં સમ્યગ્દર્શનનો લાભ શ્રેષ્ઠ છે. ત્રણ લોકનું રાજ્ય પામીને પણ અમુક નિશ્ચિતકાલ પછી ત્યાંથી પતન થશે અને જો સમ્યગ્દર્શનનો લાભ થઈ જાય તો અવિનાશી મોક્ષસુખ પ્રાપ્ત થશે.

विधिणा कदस्स सस्स-, स्स जहा णिप्पादयं हवदि वासं ।
तह अरिहादियभत्ती, णाणचरणदंसणतवाणं ॥७५५॥

વિધિ સહિત વાવેલું અન્ન જેમ વર્ષાદથી ઊગી નીકળે છે, તેમ અરહંત આદિની ભક્તિથી જ્ઞાન, ચારિત્ર, સમ્યક્ત્વ અને તપની ઉત્પત્તિ હોય છે.

जो अभिलासो विसए-, सु तेण ण य पावए सुहं पुरिसो ।
पावदि य कम्मबंधं, पुरिसो विसयाभिलासेण ॥१८२७॥

જે પુરુષ પાચ ઇન્દ્રિયોના વિષયોમાં અભિલાષા કરે છે તે આત્મસુખને પામી શકતો નથી. વિષયોની અભિલાષાથી તે પુરુષ કર્મનો બંધ કરે છે.

कोहि डहिज्ज जह चं–, दणं णरो दारुगं च वहुमोल्लं ।
णासेइ मणुस्सभवं, पुरिसो तह विसयलोभेण ॥१८२८॥

જેમ કોઈ માનવ બહુ કિંમતી ચંદનવૃક્ષને લાકડાં કે ઈંધણ માટે બાળી દે તેમ અજ્ઞાની પુરુષ ઇન્દ્રિય-વિષયોના લોભથી આ મનુષ્યભવનો નાશ કરી દે છે.

छंडिय रयणाणि जहा, रयणदीवा हरिज्ज कट्ठाणि ।
माणुसभवे वि छंडिय, धम्मं भोगेऽभिलसदि तहा ॥१८२९॥

જેમ કોઈ પુરુષ રત્નદ્વીપમાં જઈને રત્નોને છોડીને કાષ્ટને ગ્રહણ કરે તેમ આ મનુષ્યભવમાં અજ્ઞાની ધર્મને છોડીને ભોગોની અભિલાષા કરે છે.

गंतूण णंदणवणं, अमियं छंडिय विसं जहा पियइ ।
माणुसभवे वि छंडिय, धम्मं भोगेऽभिलसदि तहा ॥ १८३० ॥

જેમ કોઈ પુરુષ નંદનવનમાં જઈને અમૃતને છોડીને વિષ પીવે તેમ અજ્ઞાની આ મનુષ્યભવમાં ધર્મને છોડીને ભોગોની અભિલાષા કરે છે.

गुत्तिपरिखाहिं गुत्तं, संजमणयरं ण कम्मरिउसेणा ।
बंधेइ सत्तुसेणा, पुरं व परिखादिहिं सुगुत्तं ॥१८४२॥

જેમ કોઈ કોટથી રક્ષિત નગરને શત્રુની સેના ભંગ કરી શકતી નથી, તેમ ત્રણગુપ્તિરૂપી ખાઈ કોટથી રક્ષિત સંયમનગરને કર્મરૂપી વેરીની સેના ભગ કરી શકતી નથી.

अमुयंतो सम्मत्तं परीसहचमुक्करे उदीरंता ।
णेव सदी मोत्तव्वा, एत्थ हु आराधणा भणिया ॥१८४२॥

પરિષહોની સેનાનો સમૂહ આવી પહોંચે ત્યારે પણ જ્ઞાનીએ સમ્યગ્દર્શનને ન છોડતાં ભેદવિજ્ઞાનની સ્મૃતિને તજવા યોગ્ય નથી; આ દર્શન આરાધના કહી.

डहिऊण जहा अग्गी, विद्धंसदि सुवहुगं पि तणरासीं ।
विद्धंसेदि तवग्गी, तह कम्मतणं सुवहुगं पि ॥१८४९॥

જેમ અગ્નિ સળગીને બહુ તૃણના ઢગલાને બાળી નાખે છે, તેમ તપરૂપી અગ્નિ બહુ કાલનાં સચિત કર્મોને બાળી દે છે.

धादुगदं जह कणयं, सुज्झइ धम्मंतमग्गिणा महदा ।
सुज्झइ तवग्गिधम्मो, तह जीवो कम्म धादुगदो ॥१८५१॥

જેવી રીતે પાષાણમા ભળેલુ સોનું મહાન અગ્નિમા ધમવાથી શુદ્ધ થઈ જાય છે તેવી રીતે કર્મધાતુમા ભળેલો જીવ મહાન તપરૂપી અગ્નિવડે ધમવાથી શુદ્ધ થઈ જાય છે.

एवं पिणद्धसंवर–, वम्मो सम्मत्तवाहणारूढो ।
सुदणाणमहाधणुगो, झाणादितवोमयसरेहिं ॥१८५३॥
संजमरणभूमीए, कम्मारिचमू पराजिणिय सव्वं ।
पावदि संजयजोहो, अणोवमं मोक्खरज्जसिरिं ॥१८५४॥

આ પ્રમાણે જે કોઈ સંયમી યોદ્ધો સંવરરૂપી બખ્તર પહેરીને સમ્યગ્દર્શનરૂપ વાહન ઉપર ચઢીને, શ્રુતજ્ઞાનરૂપી મહા ધનુષદ્વારા ધ્યાનમયી તપનાં બાણોને સંયમરૂપી રણભૂમિમાં કર્મરૂપી વેરી ઉપર ચલાવીને સર્વ કર્મની સેનાને જીતી લે છે તે જ અનુપમ મોક્ષની રાજલક્ષ્મીને પામે છે.

णिज्जियदोसं देवं, सव्वजीवाण दयावरं धम्मं ।
वज्जियगंथं च गुरु, जो मण्णदि सो हु सद्दिट्ठी ॥१॥

સમ્યગ્દષ્ટિ તે કહેવાય છે કે જે દોષરહિત દેવને, સર્વ જીવો ઉપર દયા કરવાવાળા ધર્મને, અને પરિગ્રહરહિત ગુરુને માને છે.

(૧૩) શ્રી ગુણભદ્રાચાર્ય આત્માનુશાસનમાં કહે છે:—

सर्वः प्रेप्सति सत्सुखाप्तिमचिरात् सा सर्वकर्मक्षयात् ।
सद्वृत्तात्स च तच्च बोधनियतं सोप्यागमात् स श्रुतेः ॥

सा चाप्तात्स च सर्वदोपरहितो रागादयस्तेप्यत-
स्तं युक्त्या सुविचार्य सर्वं सुखदं सन्तः श्रयन्तु श्रियै ॥९॥

સર્વ જીવ સત્ સુખને શીઘ્ર ચાહે છે. તે સુખની પ્રાપ્તિ સર્વ કર્મના ક્ષયથી થાય છે. કર્મોનો ક્ષય સમ્યક્ ચારિત્રથી થાય છે. ચારિત્ર સમ્યગ્જ્ઞાનથી નિશ્ચયે પ્રાપ્ત થાય છે. તે સમ્યગ્જ્ઞાન આગમથી થાય છે. આગમ શ્રી જિનવાણીના ઉપદેશના આધારે. છે. તે ઉપદેશ અરહંત આપ્ત પુરુષથી મલે છે. આપ્ત પુરુષ યથાર્થ તે છે કે જે રાગાદિ દોષોથી રહિત હોય. એટલા માટે હે સજ્જનો! સારી રીતે વિચાર કરીને સુખરૂપી લક્ષ્મીને માટે સાચા આપ્તપુરુષનું શરણ ગ્રહણ કરો.

शमबोधवृत्ततपसां पाषाणस्येव गौरवं पुंसः ।
पूज्यं महामणेरिव तदेव सम्यक्त्वसंयुक्तम् ॥१५॥

પુરુષને શાંતભાવ, જ્ઞાન, ચારિત્ર, તપ એ સર્વ સમ્યક્ત્વ વિના પત્થરના ભાર સમાન છે. એની સાથે સમ્યક્ત્વ હોય તો તે મહામણિની પેઠે પૂજ્ય થઈ જાય.

अस्त्यात्माऽस्तमितादिबन्धनगतस्तद् बन्धनान्यास्रवै-
स्ते क्रोधादिकृताः प्रमादजनिताः क्रोधादयस्तेऽव्रतात् ।
मिथ्यात्वोपचितात् स एव समलः कालादिलब्धौ क्वचित्-
सम्यक्त्वव्रतदक्षताऽकलुषताऽयोगैः क्रमान्मुच्यते ॥२४१॥

આત્મા છે તે અનાદિ કાલથી કર્મોથી બંધાયેલો છે. કર્મોનો બંધ આસ્રવોથી થાય છે, આસ્રવ ક્રોધાદિથી થાય છે, ક્રોધાદિ પ્રમાદથી થાય છે, પ્રમાદ હિંસા આદિ પાંચ અવ્રતોથી થાય છે, એ અવ્રત મિથ્યાદર્શનથી પુષ્ટ થાય છે, એ જ મિથ્યાદર્શનથી આ જીવ મલિન છે, કાલ આદિની લબ્ધિ પામીને જો સમ્યગ્દર્શન, ચારિત્ર, વિવેક, કષાયરહિતપણું પામે તો તે અનુક્રમે મુક્ત થઈ જાય.
(૧૪) શ્રી દેવસેનાચાર્ય તત્ત્વસારમાં કહે છે :—

मणवयणकायरोहे रुज्झइ कम्माण आसवो णूणं ।
चिरबद्धं गलइ सइं फलरहियं जाइ जोईणं ॥३२॥

મન, વચન, કાયાને રોકી લેવાથી નિયમથી કર્મોનો આસ્રવ રોકાઈ જાય છે. તથા ચિરકાલનાં બાંધેલાં કર્મો આપોઆપ ફલરહિત થઈને યોગીના આત્માથી ખરી જાય છે.

लहइ ण भव्वो मोक्खं जावइ परदव्ववावडो चित्तो ।
उग्गतवंपि कुणंतो सुद्धे भावे लहुं लहइ ॥३३॥

ઘોર તપ કરતાં છતાં પણ જ્યાં સુધી પરદ્રવ્યોમાં મન લયલીન છે ત્યા સુધી ભવ્ય જીવ મોક્ષ પ્રાપ્ત કરી શકતો નથી, કિંતુ શુદ્ધ ભાવમાં લીન થવાથી શીઘ્ર મુક્ત થઈ જાય છે.

परदव्वं देहाइ कुणइ ममत्ति च जाम तस्सुवरिं ।
परसमयरदो तावं वज्झदि कम्मेहिं विविहेहिं ॥ ३४ ॥

શરીર આદિ પર દ્રવ્ય છે, જ્યાં સુધી આ જીવ તેના ઉપર મમતા કરે છે ત્યાં સુધી તે પરપદાર્થમાં રત બહિરાત્મા છે અને ત્યાં સુધી નાના પ્રકારનાં કર્મોથી બંધાય છે.

रूसइ तूसइ णिच्चं इन्दियविसयेहिं संगओ मूढो ।
सकसाओ अण्णाणी णाणी एदो दु विवरीदो ॥३५॥

કષાયવાન અજ્ઞાની મૂઢ નિત્ય ઇન્દ્રિયોના મનોજ્ઞ વિષયો પામીને સંતુષ્ટ થાય છે, અમનોજ્ઞ વિષયો પામીને ક્રોધિત થાય છે પરંતુ જ્ઞાની એથી વિપરીત વર્તે છે.

ण मुएइ सगं भावं ण परं परिणमइ मुणइ अप्पाणं ।
जो जीवो संवरणं णिज्जरणं सो फुडं भणिओ ॥५५॥

જે જીવ પોતાના શુદ્ધ આત્મિક ભાવને છોડતા નથી તથા પર રાગાદિભાવોમાં પરિણમતા નથી અને પોતાના આત્માનો અનુભવ કરે છે તેમને પ્રગટરૂપથી સંવરરૂપ અને નિર્જરારૂપ કહ્યા છે.

ण मरइ तावेत्थ मणो जाम ण मोहो खयंगओ सव्वो।
खीयंति खीणमोहे सेसाणि य घाइकम्माणि ॥६४॥

જ્યાં સુધી સર્વ મોહનો ક્ષય થતો નથી ત્યાં સુધી મનનું મરણ થતું નથી. મોહનો ક્ષય થવાથી શેષ ત્રણ ઘાતિયાં કર્મોનો પણ ક્ષય થઈ જાય છે.

णिहए राए सेण्णं णासइ सयमेव गलियमाहप्पं ।
तह णिहयमोहराए गलंति णिस्सेसघाईणि !! ६५ ॥

જેમ રાજાના મરણથી રાજાની સેના પ્રભારહિત થઈને સ્વયં નાસી જાય છે તેમ મોહરાજાના નાશ થવાથી સર્વ ઘાતિયાં કર્મ નાશ પામી જાય છે.

धम्माभावे परदो गमणं णत्थिति तस्स सिद्धस्स ।
अत्थइ अणंतकालं लोयग्गणिवासिउं होउं ॥७०॥

અલોકાકાશમાં ધર્મ દ્રવ્ય નથી તેથી શ્રી સિદ્ધ ભગવાનનું ગમન લોકની બહાર થતું નથી. તે લોકના અગ્રભાગમાં અનંતકાલ પર્યંત નિવાસ કરીને રહે છે.

संते वि धम्मदव्वे अहो ण गच्छइ तह य तिरियं वा।
उड्ढं गमणसहाओ मुक्को जीवो हवे जम्हा ॥७१॥

લોકમાં સર્વત્ર ધર્મ હોવા છતાં પણ મુક્ત જીવ નથી નીચે જતા કે નથી આઠ દિશાઓમાં જતા કિંતુ ઉપર જ જાય છે કારણ કે જીવનો ઊર્ધ્વગમન સ્વભાવ છે.

(૧૫) શ્રી યોગેંદ્રદેવ યોગસારમાં કહે છેઃ—

मग्गणगुणठाणइ कहिया ववहारेण वि दिट्ठि ।
णिच्छइणइ अप्पा मुणहु जिम पावहु परमेट्ठि ॥१७॥

ચૌદ માર્ગણાઓ અને ચૌદ ગુણસ્થાન વ્યવહાનયથી જીવનાં કહ્યાં છે. નિશ્ચયનયથી આત્માને એનાથી રહિત ધ્યાવો; જેથી પરમેષ્ઠિ પદની પ્રાપ્તિ થઈ શકે.

णिच्छइ लोयपमाण मुणि ववहारइ सुसरीरु ।
एहउ अप्पसहाउ मुणि लहु पावहु भवतीरु ॥२४॥

નિશ્ચયનયથી આ આત્મા લોક પ્રમાણુ આકારધારી છે પરંતુ વ્યવહારનયથી પોતાના શરીરના પ્રમાણુમાં છે. એવા આત્માના સ્વભાવને મનન કરો તો શીઘ્ર સંસારસાગરને કાંઠે પહોંચી જાઓ.

चउरासीलक्खह फिरिउ काल अणाइ अणंतु ।
पर सम्मत्त ण लद्धु जिउ एहउ जाणि णिभंतु ॥२५॥

આ જીવ, અનાદિ કાલથી અનંતકાલ ગયો ત્યાં સુધી ચોરાસી લાખ યોનિયોમાં ફરતો ચાલ્યો આવ્યો છે. કારણુ કે તેને સમ્યગ્દર્શનનો લાભ મળ્યો નથી. એ વાત ભ્રાંતિરહિત જાણો. સમ્યક્ત્વ રત્ન હાથ લાગ્યું હોય તો ભવમાં ભ્રમણુ ન થાય.

पुण्णि पावइ सग्ग जिय पावइ णरयणिवासु ।
वे छंडिवि अप्पा मुणइ तउ लब्भइ सिववासु ॥३२॥

પુણ્યબંધથી જીવ સ્વર્ગમાં જાય છે, પાપબંધથી નરકમાં વાસ પામે છે. જે કોઈ પુણ્ય અને પાપ બંનેમાંથી મમતા છોડીને પોતાના આત્માને ધ્યાવે છે તે મોક્ષમાં નિવાસ પામે છે.

छहदव्वह जे जिणकहिआ णव पयत्थ जे तत्त ।
ववहारें जिणउत्तिया ते जाणियहि पयत्त ॥३५॥

શ્રી જિનેન્દ્રે જે ૭ દ્રવ્ય તથા નવપદાર્થ કહ્યા છે તેનું શ્રદ્ધાન વ્યવહારનયથી સમ્યક્ત્વ ભગવાને કહ્યું છે તેને પ્રયત્નપૂર્વક જાણવા યોગ્ય છે.

तित्थहु देउलि देउ जिणु सव्व वि कोई भणेइ ।
देहादेउलि जो मुणइ सो बुह को वि हवेइ ॥४४॥

તીર્થસ્થાનમા કે દેવાલયમાં શ્રી જિનેન્દ્ર દેવ છે એમ સૌ કોઈ કહે છે પરંતુ જે પોતાના શરીરરૂપી મંદિરમાં આત્મદેવને ઓળખે છે તે કોઈક વિરલા પંડિત છે.

आउ गलइ ण वि मणु गलइ ण वि आसाहु गलेइ ।
मोह फुरइ ण वि अप्पहिउ इम संसारे भमेइ ॥४८॥

આયુષ્ય તો ઘટતું જાય છે પરંતુ નથી મનની ગતિ મંદ થતી કે નથી આશા તૃષ્ણા ઘટતી. મોહની ઘેલછા પ્રગટ પ્રવર્તી રહી છે; તેથી આ પ્રાણી આત્મહિત નહિ કરતાં આ સંસારમાં ભ્રમણ કર્યા કરે છે.

जेहउ मणु विसयहं रमइ तिम जे अप्प मुणेइ ।
जोइउ भणइ रे जोइहु लहु णिव्वाण लहेइ ॥४९॥

જેવું આ મન ઇન્દ્રિયોના વિષયોમાં રમે છે તેવું જો પોતાના આત્માના અનુભવમાં રમણ કરે તો યોગેન્દ્રદેવ કહે છે કે હે યોગી! આ જીવ શીઘ્ર નિર્વાણને પ્રાપ્ત કરી લે.

जो पाउ वि सो पाउ मुणि सव्वु वि को वि मुणेड ।
जो पुण्ण वि पाउ विभणइ सो वुह को वि हवेइ ॥७०॥

જે પાપ છે તે પાપ છે એમ તો સહુ કોઈ માને છે. પરંતુ જે કોઈ પુણ્યને પણ પાપ કહે છે, આત્માને બાધક કહે છે, એવા બુદ્ધિવાન કોઈક જ હોય છે.

जइ वंधइ मुक्कउ मुणहि तो वंधियहि णिभंतु ।
सहजसरूवि जइ रमइ तो पावइ सिव संतु ॥८६॥

જે કોઈ એવો વિકલ્પ કરે છે કે હું બંધાયેલો છું, મારે મુક્ત થવું છે તો તે અવશ્ય બંધને પ્રાપ્ત થાય છે. જે કોઈ સહજ આત્મસ્વરૂપમાં રમણ કરે છે તે જ પરમ મોક્ષને પામે છે.

समाइट्ठीजीवडहं दुग्गइ गमणु ण होइ ।
जइ जाइ वि तो दोस ण वि पुव्वक्किउ खवणेइ ॥८७॥

સમ્યગ્દષ્ટિ જીવનું દુર્ગતિમાં ગમન થતું નથી. જો કરી પૂર્વબદ્ધ આયુકર્મના યોગથી દુર્ગતિ જાય તો દોષ નથી, તે પૂર્વકૃત કર્મોનો નાશ જ કરે છે.

अप्पसरूवइ जो रमइ छंडवि सहुववहारु ।
सो सम्माइट्ठी हवइ लहु पावइ भवपारु ॥ ८८ ॥

જે સર્વ વ્યવહારને છોડીને એક આત્માના સ્વરૂપમાં રમણ કરે છે તે જ સમ્યગ્દષ્ટિ છે, તે શીઘ્ર ભવસાગરથી પાર થઈ જાય છે.

जो सम्मत्तपहाणु वुहु सो तयलोय पहाणु ।
केवलणाण वि सह लहइ सासयसुक्खणिहाणु ॥ ९० ॥

જે પંડિત સમ્યગ્દર્શનમાં પ્રધાન છે તે ત્રણ લોકમાં પ્રધાન છે. તે શીઘ્ર અવિનાશી સુખનાં નિધાન કેવલજ્ઞાનને પ્રગટ કરી લે છે.

जे सिद्धा जे सिज्झसिहि जे सिझहि जिण उत्तु ।
अप्पादंसण ते वि फुडु एहउ जागि णिभंतु ॥ १०६ ॥

જે સિદ્ધ થયા છે, જે સિદ્ધ થશે અને જે સિદ્ધ થઈ રહ્યા છે તે સર્વે આત્માના દર્શનથી જ—નિશ્ચય સમ્યગ્દર્શનથી જ થાય છે એમ જિનેન્દ્રે કહ્યું છે. એ વાતને ભ્રાંતિરહિતપણે જાણો.

(૧૬) શ્રી નાગસેનમુનિ તત્ત્વાનુશાસનમાં કહે છે :—

तापत्रयोपतप्तेभ्यो भव्येभ्यः शिवशर्मणे ।
तत्त्वं हेयमुपादेयमिति द्वेधाभ्यधादसौ ॥ ३ ॥

જન્મ, જરા, મરણના તાપથી દુઃખી ભવ્ય જીવોને મોક્ષનું સુખ પ્રાપ્ત થઈ જાય તે માટે સર્વજ્ઞે હેય અને ઉપાદેય બે તત્ત્વ બતાવ્યાં છે.

बंधो निबन्धनं चास्य हेयमित्युपदर्शितं ।
हेयं स्याद्दुःखसुखयोर्यस्माद्वीजमिदं द्वयं ॥ ४ ॥

કર્મબંધ અને તેનાં કારણને હેય તત્ત્વ કે ત્યાગવાયોગ્ય તત્ત્વ કહ્યું છે. કારણ કે એ બંને ત્યાગવાયોગ્ય સાંસારિક દુઃખ તથા સુખનાં બીજ છે.

मोक्षस्तत्कारणं चैतदुपादेयमुदाहृतं ।
उपादेयं सुखं यस्मादस्मादाविर्भविष्यति ॥ ५ ॥

મોક્ષ અને તેનાં સાધનને ઉપાદેય તત્ત્વ કે ગ્રહણ કરવા યોગ્ય તત્ત્વ કહ્યું છે. કારણ કે તેનાથી જ ઉપાદેય મોક્ષસુખનો પ્રકાશ થાય છે.

तत्र बंधः सहेतुभ्यो यः संश्लेपः परस्परं ।
जीवकर्मप्रदेशानां सा प्रसिद्धश्चतुर्विधः ॥ ६ ॥

રાગદ્વેષાદિ કારણોથી, જીવનો અને કર્મવર્ગણાઓનો પરસ્પર સંબંધ થવો તે બંધ પ્રકૃતિ, પ્રદેશ, સ્થિતિ અને અનુભાગથી ચાર પ્રકારે પ્રસિદ્ધ છે.

स्युर्मिथ्यादर्शनज्ञानचारित्राणि समासतः ।
बंधस्य हेतवोऽन्यस्तु त्रयाणामेव विस्तरः ॥ ८ ॥

બંધના હેતુ સંક્ષેપમા મિથ્યાદર્શન, મિથ્યાજ્ઞાન અને મિથ્યાચારિત્ર છે. તેથી અધિક જે કંઈ કહેવાય છે તે ત્રણનો જ વિસ્તાર છે.

स्यात्सम्यग्दर्शनज्ञानचारित्रत्रितयात्मकः ।
मुक्तिहेतुर्जिनोपज्ञं निर्जरासंवरक्रियाः ॥ २४ ॥

મોક્ષનું સાધન જિનેન્દ્ર ભગવાને સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની ઐક્યતાને કહ્યું છે. તેનાથી નવીન કર્મોનો સંવર થાય છે અને પૂર્વનાં કર્મોની નિર્જરા થાય છે.

जीवादयो नवाप्यर्थास्ते यथा जिनभापिताः ।
ते तथैवेति या श्रद्धा सा सम्यग्दर्शनं स्मृतं ॥ २५ ॥

જીવ, અજીવ, આસ્રવ, બંધ, પુણ્ય, પાપ, સંવર, નિર્જરા અને મોક્ષ એ નવ પદાર્થોનું જેવું સ્વરૂપ શ્રી જિનેન્દ્રદેવે કહ્યું છે તે તેવા પ્રકારે છે એવી શ્રદ્ધા તેને સમ્યગ્દર્શન કહે છે.

पुरुषः पुद्गलः कालो धर्माधर्मौ तथांवरं ।
षड्विधं द्रव्यमाम्नातं तत्र ध्येयतमः पुमान् ॥ ११७ ॥

જીવ, પુદ્ગલ, કાલ, ધર્મ, અધર્મ તથા આકાશ એ છ પ્રકારે દ્રવ્ય કહ્યું છે. તેમાં ધ્યાન કરવા યોગ્ય એક શુદ્ધ આત્મા જ છે.

कर्मबंधनविध्वंसादूर्ध्वं व्रज्य स्वभावतः ।
क्षणेनैकेन मुक्तात्मा जगच्चूडाग्रमृच्छति ।। २३१ ।।

કર્મોનો બંધ ક્ષય થઈ જવાથી મુક્ત આત્મા એક સમયમાં ઉપર જાય છે અને લોકના શિખરપર બિરાજમાન થઈ જાય છે.

पुंसः संहारविस्तारौ संसारे कर्मनिर्मितौ ।
मुक्तौ तु तस्य तौ नस्तः क्षयात्तद्धेतुकर्मणां ।। २३२ ।।

સંસાર અવસ્થામાં કર્મોના ઉદયના નિમિત્તથી જીવના આકારમાં સંકોચ કે વિસ્તાર થતો હતો, મુક્ત થયા પછી સંકોચ વિસ્તારનાં કારણરૂપ કર્મોનો ક્ષય થઈ ગયો હોવાથી આત્માના પ્રદેશોનો સંકોચ વિસ્તાર થતો નથી. જેવા આકારે અંતિમ શરીરમા આત્મા હોય છે તેવો આકાર સિદ્ધ ભગવાનનો સ્થિર રહે છે.

तिष्ठत्येव स्वरूपेण क्षीणे कर्मणि पौरुषः ।
यथा मणिः स्वहेतुभ्यः क्षीणे सांसर्गिके मले ।। २३६ ।।

જ્યારે સર્વ કર્મોનો ક્ષય થઈ જાય છે ત્યારે આત્મા પોતાના સ્વરૂપમાજ સ્થિર થાય છે. જેમ રત્નની અંદર સંસર્ગથી જણાતો મેલ, તેના હેતુઓ દૂર થઈ જતાં જણાતો નથી અને રત્ન પોતાના સ્વભાવમાં ચમકે છે; તેમ કર્મરહિત શુદ્ધ આત્મા પોતાના સ્વરૂપે રહે છે.

(૧૭) શ્રી અમૃતચંદ્રાચાર્ય પુરુષાર્થસિદ્ધિ ઉપાયમાં કહે છે:—

परिणममाणो नित्यं ज्ञानविवर्त्तैरनादिसन्तत्या ।
परिणामानां स्वेषां स भवति कर्त्ता च भोक्ता च ।। १० ।।

આ જીવ અનાદિકાલથી જ્ઞાનાવરણાદિ કર્મોથી મલિન છે, તે કર્મોદ્વારા જે વિભાવોમાં તે પરિણમન કરે છે તેનો તે પોતાને કર્તા તથા ભોક્તા માની લે છે.

जीवकृतं परिणामं निमित्तमात्रं प्रपद्य पुनरन्ये ।
स्वयमेव परिणमन्तेऽत्र पुद्गलाः कर्मभावेन ।। १२ ।।

જીવને રાગદ્વેષાદિ વિભાવોનાં નિમિત્ત થાય છે ત્યારે અન્ય કર્મવર્ગણાયોગ્ય પુદ્ગલ સ્વયં જ્ઞાનાવરણાદિ કર્મરૂપે પરિણમી જાય છે.

परिणममाणस्य चितश्चिदात्मकैः स्वयमपि स्वकैर्भावैः ।
भवति हि निमित्तमात्रं पौद्गलिकं कर्म तस्यापि ॥ १३ ॥

આ જીવ પોતે પોતાના ચૈતન્યમય રાગાદિભાવોમાં જ્યારે પરિણમન કરે છે ત્યારે ત્યાં પુદ્ગલકર્મનો ઉદય નિમિત્તમાત્ર થાય છે. રાગાદિ નૈમિત્તિક ભાવ છે, જીવનો સ્વભાવ નથી.

एवमयं कर्मकृतैर्भावैरसमाहितोऽपि युक्त इव ।
प्रतिभाति बालिशानां प्रतिभासः स खलु भवबीजम् ॥ १४ ॥

આવી રીતે જે કર્મોના નિમિત્તથી રાગાદિ ભાવ થાય છે તેનો આત્માની સાથે તાદાત્મ્ય સંબંધ નથી. નિશ્ચયથી આત્મા તેનાથી ભિન્ન છે, તો પણ અજ્ઞાની જીવોને એમ પ્રતીતિમાં આવે છે કે એ રાગાદિ ભાવ જીવના જ છે એવો પ્રતિભાસ અજ્ઞાન છે અને સંસાર-ભ્રમણનું કારણ છે.

जीवाजीवादीनां तत्त्वार्थानां सदैव कर्तव्यम् ।
श्रद्धानं विपरीताऽभिनिवेशविविक्तमात्मरूपं तत् ॥ २२ ॥

જીવ અને અજીવ આદિ તત્ત્વોની શ્રદ્ધા વિપરીત અભિપ્રાય રહિત યથાર્થરૂપે રાખવી જોઈએ તે જ વ્યવહાર સમ્યક્ત્વ છે. નિશ્ચયથી આ સમ્યક્ત્વ આત્માનો સ્વભાવ છે.

असमग्रं भावयतो रत्नत्रयमस्ति कर्मबंधो यः ।
सविपक्षकृतोऽवश्यं मोक्षोपायो न बन्धनोपायः ॥ २११ ॥

જ્યારે સાધકને રત્નત્રયની ભાવના પૂર્ણ નથી હોતી ત્યારે જે કર્મોનો બંધ થાય છે તેમાં રત્નત્રયનો દોષ નથી. રત્નત્રય તો મોક્ષનું સાધન છે તે બંધનકારણ થાય નહીં. તે સમયે જે રત્નત્રય ભાવનો વિરોધી કંઈક રાગ હોય છે તે બંધનું કારણ છે.

येनांशेन सुदृष्टिस्तेनांशेनास्य बन्धनं नास्ति ।
येनांशेन तु रागस्तेनांशेनास्य बन्धनं भवति ॥ २१२ ॥

જેટલે અંશે સમ્યગ્દર્શન હોય છે તેટલે અંશે બંધ હોતો નથી, તેની સાથે જેટલો રાગનો અંશ હોય છે, તે રાગના અંશથી બંધ થાય છે. (જેટલા અંશે રાગ હોય છે તેટલા અંશે બંધ થાય છે).

योगात्प्रदेशबंधः स्थितिवन्धो भवति यः कषायात्तु ।
दर्शनबोधचरित्रं न योगरूपं कषायरूपं च ॥ २१५ ॥

યોગથી પ્રદેશબંધ અને પ્રકૃતિબંધ થાય છે. કષાયોથી સ્થિતિબંધ અને અનુભાગબંધ થાય છે. સમ્યગ્દર્શન જ્ઞાનચારિત્ર નથી યોગરૂપ કે નથી કષાયરૂપ. તેથી રત્નત્રય બંધનું કારણ નથી.

(૧૮) શ્રી અમૃતચન્દ્રાચાર્ય નાટક સમયસાર કલશમા કહે છે:—

एकत्वे नियतस्य शुद्धनयतो व्याप्तुर्यदस्यात्मनः ।
पूर्णज्ञानघनस्य दर्शनमिह द्रव्यान्तरेभ्यः पृथक् ॥
सम्यग्दर्शनमेतदेव नियमादात्मा च तावानयम् ।
तन्मुक्त्वा नवतत्त्वसन्ततिमिमामात्मायमेकोऽस्तु नः ॥ ६–१ ॥

શુદ્ધ નિશ્ચયનયની અપેક્ષાએ પોતાનો આત્મા જે પોતાના એક દ્રવ્ય સ્વભાવમાં નિશ્ચલ છે, પોતાના સ્વરૂપમા વ્યાપ્ત છે, અને પૂર્ણ જ્ઞાનસમૂહ છે, તેને સર્વ અન્યદ્રવ્યોથી ભિન્ન દેખવો કે અનુભવ કરવો તે સમ્યગ્દર્શન છે. નિયમથી આ નિશ્ચય સમ્યગ્દર્શન આત્માનો ગુણ છે, આત્મામાં વ્યાપક છે. આત્મા જેવડો છે તેવડો જ તેનો ગુણ સમ્યગ્દર્શન છે. માટે નવ પદાર્થોની પરંપરાનો વિચાર છોડીને તેમાં માત્ર પોતાનો એક આત્મા જ ગ્રહણયોગ્ય છે.

व्याप्यव्यापकता तदात्मनि भवेन्नैवातदात्मन्यपि ।
व्याप्यव्यापकभावसम्भवमृते का कर्तृकर्मस्थितिः ॥
इत्युद्दामविवेकघस्मरमहो भारेण भिन्दंस्तमो ।
ज्ञानीभूय तदा स एष लसितः कर्तृत्वशून्यः पुमान् ॥ ८–३ ॥

વ્યાપ્ય વ્યાપકપણું તત્સ્વરૂપમાં જ હોય છે, અતત્ સ્વરૂપમાં હોતું નથી. અર્થાત્ ગુણ ગુણીમાં જ હોય છે, એક દ્રવ્યનું બીજા દ્રવ્ય સાથે વ્યાપકપણું હોતું નથી. એટલા માટે જીવનો પુદ્ગલની સાથે વ્યાપ્ય વ્યાપક સંબંધ નથી. એવા દૃઢ ભેદ વિજ્ઞાનરૂપી મહાન તેજના ભારથી જ્યારે અંતરંગનું અજ્ઞાન મટી જાય છે, અર્થાત્ અજ્ઞાનથી જે આત્માને પુદ્ગલનો કે રાગાદિનો કર્તા માનતો હતો તે અજ્ઞાન ચાલ્યું જાય છે ત્યારે આ સમ્યગ્દષ્ટિ જીવ જ્ઞાની થવાથી પરભાવના કર્તાપણા રહિત શોભે છે. જ્ઞાનીને ત્યારે દૃઢ નિશ્ચય થઈ જાય છે કે આત્મા મૂલ સ્વભાવથી પુદ્ગલનો કે રાગાદિનો કર્તા નથી. રાગાદિ ભાવ નૈમિત્તિક ભાવ છે—આત્મા સ્વભાવથી કર્માદિનો કર્તા નથી.

आत्मभावान्करोत्यात्मा परभावान्सदा परः ।
आत्मैव ह्यात्मनो भावाः परस्य पर एव ते ।। ११-३ ।।

આત્મા પોતાના ભાવોનો કર્તા છે, પર પદાર્થ પરભાવોના કર્તા છે; સદાનો આ નિયમ છે. એટલા માટે આત્માના જેટલા ભાવ છે, તે આત્મારૂપ જ છે. પરના જેટલા ભાવ છે તે પરરૂપ જ છે.

आत्मा ज्ञानं स्वयं ज्ञानं ज्ञानादन्यत्करोति किं ।
परभावस्य कर्तात्मा मोहोऽयं व्यवहारिणाम् ।। १७-२ ।।

આત્મા જ્ઞાનમય છે, સ્વયં જ્ઞાન જ છે તો તે જ્ઞાન સિવાય અન્ય શું કરે? આ આત્મા પરભાવોનો કર્તા છે, એ વ્યવહારી જીવોનું કહેવું છે. તે તેમનો મોહ (અજ્ઞાન) જ છે, વ્યવહારમાં એવું કહેવાય છે કે આત્માએ અશુભ ભાવ કર્યા કે શુભ ભાવ કર્યા. નિશ્ચયથી એ સર્વ ભાવ મોહકર્મના નિમિત્તથી થયા છે. આત્મા તો માત્ર પોતાના શુદ્ધ ભાવનો જ કર્તા છે.

ज्ञानिनो ज्ञाननिर्वृत्ताः सर्वे भावा भवंति हि ।
सर्वेऽप्यज्ञाननिर्वृत्ता भवन्त्यज्ञानिनस्तु ते ।। २१-२ ।।

જ્ઞાનીના સર્વ ભાવ જ્ઞાનદ્વારા કરાયેલા હોવાથી જ્ઞાનમય જ

હોય છે, અજ્ઞાનીના સર્વ ભાવ અજ્ઞાનદ્વારા કરાયેલા હોવાથી અજ્ઞાન-રૂપ જ હોય છે. સમ્યગ્દષ્ટિ જ્ઞાનીના વિષયભોગ સંબંધી ભાવ પણ જ્ઞાનની ભૂમિકામાં જ છે જ્યારે અજ્ઞાની મિથ્યાદષ્ટિના વ્રત તપના ભાવ પણ અજ્ઞાનની ભૂમિકામાં અજ્ઞાનમય છે

कर्म सर्वमपि सर्वविदो यद् वन्धसाधनमुशन्त्यविशेषात् ।
तेन सर्वमपि तत्प्रतिषिद्धं ज्ञानमेव विहितं शिवहेतुः ॥४–३॥

સર્વજ્ઞોએ કહ્યું છે કે સર્વ શુભ કે અશુભ ક્રિયાકાંડ સામાન્ય રીતે બંધનું જ કારણ છે. એટલા માટે તે સર્વ ત્યાગવા યોગ્ય છે. એક શુદ્ધ વીતરાગ આત્મજ્ઞાનને જ મોક્ષનું કારણ કહ્યું છે.

निषिद्धे सर्वस्मिन् सुकृतदुरिते कर्मणि किल ।
प्रवृत्ते नैष्कर्म्ये न खलु मुनयः सन्त्यशरणाः ॥
तदा ज्ञाने ज्ञानं प्रतिचरितमेषां हि शरणं ।
स्वयं विन्दन्त्येते परमममृतं तत्र निरताः ॥५–३॥

મોક્ષમાર્ગમાં શુભકર્મ અને અશુભકર્મ બંનેનો નિષેધ હોવા છતાં મુનિઓ એ કર્મોથી રહિત અવસ્થામાં પ્રવૃત્તિ કરતાં ખરેખર અશરણ હોતા નથી. આત્મજ્ઞાનનું જ્ઞાનમા વર્તવું (પરિણમવું) એ જ તેમને માટે શરણ છે. તે મુનિ આત્માનુભવમા લીન રહેતા હોવાથી આનન્દામૃતનો સ્વાદ નિરંતર લે છે. નિષ્કર્મ આત્મધ્યાન જ મોક્ષમાર્ગ છે.

वृत्तं ज्ञानस्वभावेन ज्ञानस्य भवनं सदा ।
एकद्रव्यस्वभावत्वान्मोक्षहेतुस्तदेव तत् ॥७–३॥

આત્મજ્ઞાનના સ્વભાવથી વર્તવું, તે સદા જ્ઞાનમાં પરિણમન કરવું તે છે. કારણ કે ત્યાં એક આત્મદ્રવ્યનો જ સ્વભાવ છે. એટલા માટે એ જ મોક્ષનું સાધન છે. જ્યારે આત્મા આત્મામા જ વર્તે છે, આત્મસ્થ થઈ જાય છે ત્યારે મોક્ષમાર્ગ પ્રગટ થાય છે.

वृत्तं कर्मस्वभावेन ज्ञानस्य भवनं न हि ।
द्रव्यान्तरस्वभावत्वान्मोक्षहेतुर्न कर्म तत् ॥ ८-४ ॥

જ્યારે આ જીવ પુણ્ય કે પાપ કર્મમાં વર્તે છે ત્યારે આત્મ-જ્ઞાનમાં વર્તન નથી. પરદ્રવ્યના સ્વભાવમાં રમણ કરવાના કારણથી કર્મમાં વર્તવું તે મોક્ષમાર્ગ નથી.

सम्पद्यते संवर एष साक्षाच्छुद्धात्मतत्त्वस्य किलोपलम्भात् ।
स भेदविज्ञानत एव तस्मात्तद्भेदविज्ञानमतीव भाव्यम् ॥ ५-५ ॥

શુદ્ધાત્માનો અનુભવ થવાથી સાક્ષાત્ કર્મોનું આવવુ રોકાઈ જાય છે, સંવર થઈ જાય છે. તે શુદ્ધાત્માનુભવ ભેદવિજ્ઞાનથી થાય છે. માટે ભેદવિજ્ઞાનની ભાવના ઉત્તમ પ્રકારે કરવી જોઈએ. આત્માને સર્વ રાગાદિથી અને કર્માદિથી ભિન્ન મનન કરવો જોઈએ.

सम्यग्दृष्टेर्भवति नियतं ज्ञानवैराग्यशक्तिः
स्वं वस्तुत्वं कलयितुमयं स्वान्यरूपाप्तिमुक्त्या ।
यस्माज्ज्ञात्वा व्यतिकरमिदं तत्त्वतः स्वं परं च
स्वस्मिन्नास्ते विरमति परात् सर्वतो रागयोगात् ॥ ४-६ ॥

સમ્યગ્દૃષ્ટિની અંદર નિયમથી આત્મજ્ઞાન તથા વૈરાગ્યની શક્તિ ઉત્પન્ન થાય છે. તે પોતાના સ્વરૂપની પ્રાપ્તિ અને પરસ્વરૂપની મુક્તિ વડે પોતાના વસ્તુસ્વભાવના અનુભવના પ્રેમી થઈ જાય છે, કેમકે તેમણે તત્ત્વદૃષ્ટિથી આત્મા અને અનાત્માને ભિન્ન ભિન્ન જાણી લીધા છે. એટલા માટે તે સર્વ રાગનાં કારણોથી વિરક્ત થઈને પોતાના આત્માના સ્વભાવમાં વિશ્રામ કરે છે.

सम्यग्दृष्टय एव साहसमिदं कर्तुं क्षमन्ते परं
यद्वज्रेऽपि पतत्यमी भयचलत्त्रैलोक्यमुक्ताध्वनि ।
सर्वामेव निसर्गनिर्भयतया शङ्कां विहाय स्वयं
जानन्तः स्वमवध्यबोधवपुषं बोधाच्च्यवन्ते न हि ॥ २२-६ ॥

સમ્યગ્દષ્ટિ જીવ મહાન સાહસી હોય છે. એવો વજ્રપાત પડે કે જેથી ભયભીત થઈને ત્રણલોકના પ્રાણી માર્ગમાંથી નાસી જાય તો પણ તે સમ્યકત્વી મહાત્મા સ્વભાવથી નિર્ભય હોવાથી, સર્વ શંકાઓને છોડીને પોતાને અવિનાશી જ્ઞાનરૂપ શરીરવાળા જાણતા હોવાથી આત્મિક અનુભવથી કે આત્મજ્ઞાનથી કદી પતિત થતા નથી.

प्राणोच्छेदमुदाहरन्ति मरणं प्राणाः किलास्यात्मनो ।
ज्ञानं तत्स्वयमेव शाश्वततया नोच्छिद्यते जातुचित् ॥
तस्यातो मरणं न किञ्चन भवेत्तद्भीः कुतो ज्ञानिनो ।
निःशङ्कः सततं स्वयं स सहजं ज्ञानं सदा विन्दति ॥ २७-६ ॥

પ્રાણોના વિયોગને મરણ કહે છે. નિશ્ચયથી આ આત્માના પ્રાણ જ્ઞાન છે. તે સ્વયં નિત્ય છે. તેનો કદી નાશ થતો જ નથી તેથી તે જ્ઞાનપ્રાણનુ મરણ કદી થઈ શકતું નથી. માટે જ્ઞાનીને મરણનો ભય હોતો નથી. તે નિઃશંક થઈને સદાય પોતે પોતાના સહજ જ્ઞાનનો સ્વાદ લે છે.

सर्वं सदैव नियतं भवति स्वकीय-
कर्मोदयान्मरणजीवितदुःखसौख्यम् ।
अज्ञानमेतदिह यत्तु परः परस्य,
कुर्यात् पुमान् मरणजीवितदुःखसौख्यम् ॥ ६-७ ॥

સર્વને નિયમથી સદાય પોતાનાં જ પાપ પુણ્ય કર્મોના ઉદયથી દુઃખ તથા સુખ થાય છે. એકે બીજાને મારી નાખ્યો, બાળી નાખ્યો, કે દુઃખી તથા સુખી કર્યો એમ માનવું તે અજ્ઞાન છે. જ્યાં સુધી પોતાના આયુકર્મનો નાશ નથી થતો ત્યાં સુધી મરણ થઈ શકતું નથી. પોતાનાજ સાતા અસાતાના ઉદયથી સુખદુઃખ થાય છે.

विश्वाद्विभक्तोऽपि हि यत्प्रभावादात्मानमात्मा विदधाति विश्वम् ।
मोहैककन्दोऽध्यवसाय एष नास्तीह येषां यतयस्त एव ॥ १०-७ ॥

આ આત્મા અન્ય સર્વ જગતના પદાર્થોથી ભિન્ન છે તો પણ જે અજ્ઞાનના પ્રભાવથી તે પોતાને જગતના પદાર્થોની સાથે અભેદ-રૂપે માને છે તે અજ્ઞાનનુ મૂલ કારણ મોહનો ઉદય છે. જે મહાત્માઓની અંદર આ પરને પોતાનુ માનવાનો ખોટો અભિપ્રાય હોતો નથી તે જ સાચા યતિ છે.

न जातुरागादिनिमित्तभावमात्माऽऽत्मनो याति यथार्ककान्तः ।
तस्मिन्निमित्तं परसङ्ग एव वस्तुस्वभावोऽयमुदेति तावत् ॥१३-७॥

(નિશ્ચયથી) આ આત્મા પોતે કદી રાગાદિ ભાવોમા પરિણમન કરી શકતો નથી. જેમ સ્ફટિક મણિ પોતે લાલ, પીળો, કાળો થતો નથી. જેમ સ્ફટિકને લાલ, પીળી કે કાળી કાંતિવાળો દેખવામાં લાલ, પીળા કે કાળા પુષ્પની સંગતિનો દોષ છે, તેમ આત્માનું રાગદ્વેષાદિ વિભાવોમાં પરિણમન થવામાં મોહનીય કર્મના ઉદયનો દોષ છે. એકલા આત્મામા કદી રાગાદિ થતા નથી.

अनवरतमनन्तैर्बध्यते सापराधः
स्पृशति निरपराधो बन्धनं नैव जातु ।
नियतमयमशुद्धं स्वं भजन्सापराधो
भवति निरपराधः साधु शुद्धात्मसेवी ॥ ८-८ ॥

જે પરભાવ કે પરપદાર્થને પોતાના કરી માને છે તે અપરાધી આત્મભાવનાથી પતિત થતો હોવાથી અનંત કર્મવર્ગણાઓથી બંધાય છે. પરંતુ જે અપરાધી નથી, સ્વાત્મામાં જ આત્માપણાનો અનુભવ કરે છે તે કદી પણ બંધને પ્રાપ્ત થતો નથી. અપરાધી સદા પોતાને અશુદ્ધ જ ભજે છે જ્યારે નિરપરાધી ભલે પ્રકારે પોતાના શુદ્ધ સ્વરૂપની આરાધના કરતો હોવાથી અબંધ રહે છે.

ज्ञानी करोति न न वेदयते च कर्म
जानाति केवलमयं किल तत्स्वभावं ।
जानन्परं करणवेदनयोरभावा-
च्छुद्धस्वभावनियतः स हि मुक्त एव ॥ ६-९ ॥

સમ્યગ્દૃષ્ટિ જ્ઞાની, નથી રાગાદિ કર્મોના કર્તા કે નથી તેના ભોક્તા; તે માત્ર તેના સ્વભાવને જાણે જ છે તે કર્તા અને ભોક્તા પોતાના સ્વભાવરૂપ શુદ્ધ ભાવોના જ છે. પરભાવ તો કર્મજન્ય છે. તેના કર્તા ભોક્તા થતા નથી કર્તા અને ભોક્તાપણાના અભાવથી માત્ર જ્ઞાતા હોવાથી જ્ઞાની પોતાના શુદ્ધ સ્વભાવમાં નિશ્ચલ રહીને પોતાને પરથી મુક્તરૂપ જ અનુભવ કરે છે.

विगलन्तु कर्मविषतरुफलानि मम भुक्तिमन्तरेणैव ।
संचेतयेऽहमचलं चैतन्यात्मानमात्मानम् ॥ ३७-९ ॥

કર્મરૂપી વિષવૃક્ષનાં ફલ મારા ભોગવ્યા વિના જ ખરી જાઓ, હું પોતાના નિશ્ચલ એક ચૈતન્યભાવનો ભોક્તા છું. જ્ઞાની એવું મનન કરે છે.

व्यवहारविमूढदृष्टयः परमार्थं कलयन्ति नो जनाः ।
तुपवोधविमुग्धबुद्धयः कलयन्तीह तुपं न तन्दुलम्
॥ ४९-९ ॥

જે વ્યવહાર ક્રિયાકાંડમાં જ મૂઢતાથી મગ્ન છે તે માનવ પરમાર્થસ્વરૂપ શુદ્ધ આત્માનો અનુભવ કરી શકતા નથી. જેને કુશકામાં ચોખાની બુદ્ધિ છે તે કુશકા જ પ્રાપ્ત કરે છે તેના હાથમાં ચોખા કદી આવી શકતા નથી. વ્યહારધર્મ કેવળ બાહ્ય સહકારી છે. આત્માનુભવ જ પરમાર્થધર્મ છે. જે પરમાર્થધર્મનો અનુભવ કરે છે તે જ શુદ્ધાત્માને પામે છે.

(૧૯) શ્રી અમિતગતિ આચાર્ય તત્ત્વભાવનામાં કહે છેઃ

जीवाजीवपदार्थतत्त्वविदुपो वन्धास्रवौ रुंधतः ।
शश्वत्संवरनिर्जरे विदधतो मुक्तिप्रियं कांक्षतः ॥
देहादेः परमात्मतत्त्वममलं मे पश्यतस्तत्त्वतो ।
धर्मध्यानसमाधिशुद्धमनस कालः प्रयातु प्रभो ॥ ४ ॥

સમ્યક્ત્વી એવી ભાવના ભાવે છે કે હે પ્રભુ ! હું જીવ અને અજીવ પદાર્થોના સ્વરૂપને યથાર્થ જાણું, બંધ અને આસ્રવોને રોકતો રહું, નિરંતર સંવર અને નિર્જરા કરતો રહું, મુક્તિરૂપી લક્ષ્મીની આકાંક્ષા રાખતો રહું તથા શરીરાદિથી નિશ્ચયથી મારું પરમાત્મ-સ્વરૂપ શુદ્ધ અને ભિન્ન છે એવો અનુભવ કરતો રહું. આવી રીતે શુદ્ધ મનથી ધર્મધ્યાન અને સમાધિભાવમાં મારો જીવનકાલ વ્યતીત થાઓ.

नरकगतिमशुद्धैः सुंदरैः स्वर्गवासं
शिवपदमनवद्यं याति शुद्धैरकर्मा ।
स्फुटमिह परिणामैश्चेतनः पोष्यमाणै-
रिति शिवपदकामैस्ते विधेया विशुद्धाः ॥ ७८ ॥

અશુભ ભાવોથી નરકગતિ થાય છે, શુભ ભાવોથી સ્વર્ગવાસ થાય છે અને કર્મરહિત આ જીવ શુદ્ધ ભાવોવડે પ્રશંસનીય શિવપદને પ્રાપ્ત કરે છે એ વાત પ્રગટ છે. તો જે મોક્ષપદની આકાંક્ષા રાખતા હોય તેમણે ચૈતન્યને પોષ મળે તેવાં પરિણામો દ્વારા શુદ્ધ ભાવો રાખવા જોઈએ. શુભ અને અશુભ ભાવોથી વિરક્ત થવું ઉચિત છે.

यो बाह्यार्थं तपसि यतते बाह्यमापद्यतेऽसौ ।
यस्त्वात्मार्थं लघु स लभसे पूतमात्मानमेव ॥
न प्राप्यंते क्वचन कल्माः कोद्रवे रोप्यमाणै-
र्विज्ञायेत्थं कुशलमतयः कुर्वते स्वार्थमेव ॥ ८४ ॥

જે કોઈ બાહ્ય ઇન્દ્રિય ભોગોને માટે તપ કરે છે તે બાહ્ય પદાર્થોને પામે છે. જે કોઈ આત્માના વિકાસને માટે તપ કરે છે તે શીઘ્ર પવિત્ર આત્માને પામે છે. કોદરા વાવે તેને કદાપિ ડાંગર પ્રાપ્ત થતી નથી એવું જાણીને પ્રવીણ બુદ્ધિવાળાઓએ આત્માના હિતમાં જ ઉદ્યમ કરવો યોગ્ય છે

भवति भविनः सौख्यं दु:खं पुराकृतकर्मणः ।
स्फुरति हृदये रागो द्वेषः कदाचन मे कथम् ॥

मनसि समतां विज्ञायेत्थं तयोर्विदधाति यः ।
क्षयपति सुधीः पूर्वं पापं चिनोति न नूतनम् ॥ १०२ ॥

સંસારી પ્રાણીઓને પૂર્વે બાંધેલાં કર્મોના ઉદયને અનુસાર સુખ તથા દુઃખ થાય છે. મારા મનમાં તેમાં રાગ કે દ્વેષ કદાપિ પ્રગટ થતો નથી. એવી રીતે જે કોઈ જાણીને તેવાં સુખદુઃખ થાય ત્યારે સમભાવ ધારણ કરે છે તે બુદ્ધિમાન પૂર્વસંચિત કર્મોનો ક્ષય કરે છે અને નવાં કર્મો એકત્ર કરતા નથી.

चित्रोपद्रवसंकुलामुरुमलां निःस्वस्थतां संसृतिं ।
मुक्तिं नित्यनिरंतरोन्नतसुखामापत्तिभिर्वर्जिताम् ॥
प्राणी कोपि कषायमोहितमतिर्नो तत्त्वतो बुध्यते ।
मुक्त्वा मुक्तिमनुत्तमामपरथा किं संसृतौ रज्यते ॥ ८१ ॥

આ સંસાર નાના પ્રકારના ઉપદ્રવોથી ભરેલો છે, અત્યંત મલિન છે, આકુલતાઓનું ઘર છે અને એમાં સ્વસ્થપણું નથી. તથા મુક્તિ નિત્ય નિરંતર શ્રેષ્ઠ આત્મિક સુખથી પરિપૂર્ણ છે અને સર્વ આપત્તિઓથી રહિત છે. આ વાત કોઈ કષાયથી મોહિત બુદ્ધિવાળો પ્રાણી યથાર્થ ન સમજે તો ભલે. નહિ તો જે કોઈ બુદ્ધિમાન છે, તે તો તે અનુપમ શ્રેષ્ઠ મુક્તિને છોડીને આ અસાર સંસારમાં કેમ રાગ કરે ?

(૨૦) શ્રી પદ્મનંદિમુનિ એકત્વસપ્તતિમાં કહે છે :—

संयोगेन यदायातं मत्तस्तत्सकलं परम् ।
तत्परित्यागयोगेन मुक्तोऽहमिति मे मतिः ॥ २७ ॥

સમ્યગ્દૃષ્ટિ એવો વિચાર કરે છે કે જેનો જેનો મને સંયોગ થયો છે તે સર્વે ભાવકર્મ, દ્રવ્યકર્મ, નોકર્મ મારાથી ભિન્ન છે. તેનો મોહ છોડી દેવાથી હું મુક્તરૂપ જ છું. એવી મારી બુદ્ધિ છે.

किं मे करिष्यतः क्रूरौ शुभाशुभनिशाचरौ ।
रागद्वेषपरित्यागमोहमन्त्रेण कीलितौ ॥ २८ ॥

સમ્યગ્દષ્ટિ વિચારે છે કે મેં રાગદ્વેષના ત્યાગરૂપ સામ્યભાવરૂપી મહામંત્રથી શુભ અને અશુભ કર્મરૂપી દુષ્ટ રાક્ષસોને વશ કરી લીધા છે તો તે મારો શું બગાડ કરી શકે તેમ છે? જો મેં સમતાભાવ ધારણ કર્યો છે તો પુણ્ય, પાપકર્મ ઉદયમાં આવીને તેનુ ફલ પણ દે તો પણ હું તેનાથી આકુળિત થઈ શકું તેમ નથી.

(૨૧) શ્રી પદ્મનંદિમુનિ દેશવ્રતોદ્યોતન અધિકારમાં કહે છેઃ—

एकोप्यत्र करोति यः स्थितिमति प्रीतः शुचौ दर्शने ।
स श्लाघ्यः खलु दुःखितोप्युदयतो दुष्कर्मणः प्राणभृत् ॥
अन्यैः किं प्रचुरैरपि प्रमुदितैरत्यन्तदूरीकृत-
स्फीतानन्दभरप्रदामृतपथैर्मिथ्यापथप्रस्थितैः ॥ २ ॥

આ જગતમાં જે પ્રાણી નિર્મલ સમ્યગ્દર્શનમાં પોતાની નિશ્ચળ બુદ્ધિ રાખે છે તે કદાચિત્ પૂર્વનાં પાપકર્મોના ઉદયથી દુઃખિત પણ હોય અને એકલા પણ હોય તો પણ પ્રશંસાને પાત્ર છે. તેનાથી વિશુદ્ધ મિથ્યાદર્શનમાં રહેનારા, ધનસંપદાએ કરી સુખી પરંતુ અત્યંત આનંદપ્રદ સમ્યગ્દર્શનમય આત્મિક મોક્ષમાર્ગથી દૂર રહેનારા એવા જે અનેક પ્રાણીઓ છે તે કાંઈ પણ પ્રશંસાયોગ્ય નથી.

बीजं मोक्षतरोर्दृशं भवतरोर्मिथ्यात्वमाहुर्जिनाः ।
प्राप्तायां दृशि तन्मुमुक्षुभिरलं यत्नो विधेयो बुधैः ॥
संसारे बहुयोनिजालजटिले भ्राम्यन् कुकर्मावृतः ।
क्व प्राणी लभते महत्यपि गते काले हि तां तामिह ॥ ३ ॥

મોક્ષરૂપી વૃક્ષનું બીજ સમ્યગ્દર્શન છે. સંસારરૂપી વૃક્ષનું બીજ મિથ્યાદર્શન છે એમ જિનેન્દ્રોએ કહ્યું છે. જો એવું સમ્યગ્દર્શન પ્રાપ્ત થઈ જાય તો મોક્ષની ઇચ્છાવાળા પંડિતોએ તે સમ્યગ્દર્શનની રક્ષાનો યત્ન કરવો ઘટે છે. પાપકર્મોથી ઘેરાએલો આ પ્રાણી ચોરાસી લાખ યોનિઓ સહિત આ સંસારમાં પરિભ્રમણ કરતો રહે છે. ત્યાં ઘણો દીર્ઘકાળ વીતી જાય ત્યારે મહાભાગ્યના યોગે કોઈ પ્રાણીને ક્વચિત્ એ સમ્યગ્દર્શનનો લાભ થાય છે.

(૨૨) શ્રી પદ્મનંદિમુનિ નિશ્ચયપંચાશતમાં કહે છે:—

आस्तां बहिरुपधिचयस्तनुवचनविकल्पजालमप्यपरम् ।
कर्मकृतत्वान्मत्तः कुतो विशुद्धस्य मम किञ्चित् ॥ २७ ॥

સમ્યગ્દષ્ટિ વિચારે છે કે કર્મોદ્વારા પ્રાપ્ત બાહ્ય પરિગ્રહ આદિ ઉપાધિનો સમૂહ તો દૂર રહો પણ શરીર, વચન અને વિકલ્પના સમૂહરૂપ મન પણ કર્મથી થયેલા હોવાથી મારાથી ભિન્ન છે કારણ કે નિશ્ચયથી હું પરમ શુદ્ધ છું. તો એ બધાં મારાં કેવી રીતે થઈ શકે?

कर्म परं तत्कार्यं सुखमसुखं वा तदेव परमेव ।
तस्मिन् हर्षविषादौ मोही विदधाति खलु नान्यः ॥ २८ ॥

સમ્યગ્દષ્ટિ વિચારે છે કે આઠ કર્મ મારાથી ભિન્ન છે તો તેના ઉદયથી જે સુખ દુઃખ કાર્ય થાય છે તે પણ મારાથી ભિન્ન છે. મોહી મિથ્યાત્વી પ્રાણી જ સુખમાં હર્ષ અને દુઃખમાં શોક કરે છે; સમ્યગ્દષ્ટિ એવું કદી કરતા નથી.

कर्म न यथा स्वरूपं न तथा तत्कार्यकल्पनाजालम् ।
तत्रात्ममतिविहीनो मुमुक्षुरात्मा सुखी भवति ॥ २९ ॥

આઠ કર્મ જેમ પોતાનું સ્વરૂપ નથી તેમ તે કર્મોનું કાર્ય સુખદુઃખાદિ કલ્પનાજાલ પણ મારું સ્વરૂપ નથી. જે તેમાં આત્મબુદ્ધિ રાખતા નથી તે જ મુમુક્ષુ આત્મા સુખી છે.

(૨૩) શ્રી કુલભદ્રાચાર્ય સારસમુચ્ચયમાં કહે છે:—

कषायातपतप्तानां विषयामयमोहिनाम् ।
संयोगयोगखिन्नानां सम्यक्त्वं परमं हितम् ॥ ३८ ॥

જે પ્રાણી કષાયના આતાપથી તપેલાં છે, ઇન્દ્રિયોના વિષયો-રૂપી રોગથી પીડિત છે, ઇષ્ટવિયોગ અનિષ્ટસંયોગથી દુઃખી છે, તે સર્વને માટે સમ્યગ્દર્શન પરમ હિતકારી ઔષધિ છે.

वरं नरकवासोऽपि सम्यक्त्वेन समायुतः ।
न तु सम्यक्त्वहीनस्य निवासो दिवि राजते ॥ ३९ ॥

સમ્યગ્દર્શન સહિત નરકમાં રહેવું પણ સારું છે પરંતુ સમ્યગ્દર્શન રહિત સ્વર્ગમાં રહેવું પણ સુખદાયી નથી કેમકે જ્યાં આત્મજ્ઞાન છે ત્યાં સાચું સુખ છે.

सम्यक्त्वं परमं रत्नं शंकादिमलवर्जितम् ।
संसारदुःखदारिद्र्यं नाशयेत्सुविनिश्चितम् ॥ ४० ॥

શંકા કાંક્ષા આદિ દોષોથી રહિત સમ્યગ્દર્શન જ પરમ રત્ન છે. જેની પાસે એ રત્ન હોય છે તેનું સંસારદુઃખરૂપી દારિદ્ર નિશ્ચયે નાશ પામે છે.

सम्यक्त्वेन हि युक्तस्य ध्रुवं निर्वाणसंगमः ।
मिथ्यादृशोस्य जीवस्य संसारे भ्रमणं सदा ॥ ४१ ॥

સમ્યગ્દર્શન સહિત જીવને અવશ્ય નિર્વાણનો લાભ થાય છે, મિથ્યાદૃષ્ટિ જીવ સદાય સંસારમાં ભ્રમણ કરતો રહે છે.

पंडितोऽसौ विनीतोऽसौ धर्मज्ञः प्रियदर्शनः ।
यः सदाचारसम्पन्नः सम्यक्त्वदृढमानसः ॥ ४२ ॥

જેના ભાવ સમ્યગ્દર્શનમાં દૃઢ છે, અને જે સદાચારી છે તે જ પંડિત છે, તે જ વિનયવાન છે, તે જ ધર્મજ્ઞાતા છે, તેમનું દર્શન બીજાઓને પ્રિય હોય છે.

सम्यक्त्वादित्यसम्पन्नः कर्मध्वान्तं विनश्यति ।
आसन्नभव्यसत्वानां काललब्ध्यादि सन्निधौ ॥ ४९ ॥

સમ્યગ્દર્શનરૂપી સૂર્યના પ્રકાશથી કર્મોનો અંધકાર નાશ પામે છે. એ સમ્યગ્દર્શન નિકટભવ્યોને કાલલબ્ધિ આદિની નિકટતાથી થાય છે.

सम्यक्त्वभावशुद्धेन विषयासङ्गवर्जितः ।
कषायविरतेनैव भवदुःखं विहन्यते ॥ ५० ॥

સમ્યગ્દર્શનવડે જેના ભાવો શુદ્ધ છે, વિષયના સંગથી જે રહિત છે અને કષાયોનો જે વિજયી છે તે સંસારદુઃખનો નાશ કરી દે છે.

प्रज्ञा तथा च मैत्री च समता करुणा क्षमा ।
सम्यक्त्वसहिता सेव्या सिद्धिसौख्यसुखप्रदा ॥ २६७ ॥

આત્મા અને અનાત્માનો વિવેક તે પ્રજ્ઞા છે, પ્રાણીમાત્રનું હિત ઇચ્છવું તે મૈત્રી છે, સર્વ ઉપર સમાન ભાવ તે સમતા છે, દુઃખી ઉપર દયાભાવ તે કરુણા છે. જો સમ્યગ્દર્શનસહિત આ સર્વ સદ્‌ગુણોનું સેવન થાય તો મોક્ષસુખનો લાભ થાય છે.

(૨૪) શ્રી શુભચન્દ્રાચાર્ય જ્ઞાનાર્ણવમાં કહે છેઃ—

कषायाः क्रोधाद्याः स्मरसहचराः पञ्चविषयाः ।
प्रमादा मिथ्यात्वं वचनमनसी काय इति च ॥
दुरन्ते दुर्ध्याने विरतिविरहश्चेति नियतम् ।
स्रवन्त्येते पुंसां दुरितपटलं जन्मभयदम् ॥ ९–७ ॥

પહેલું મિથ્યાત્વરૂપ પરિણામ, બીજું અવિરતિરૂપ પરિણામ, ત્રીજું કામના સહકારી પાચ ઇન્દ્રિયના વિષયો, ચોથુ સ્ત્રી કથા આદિ પ્રમાદ ભાવ, પાંચમું ક્રોધાદિ કષાયો, છઠ્ઠુ આર્ત્ત રૌદ્ર બે અશુભ ધ્યાન, સાતમું મન, વચન, કાયાની અશુભ ક્રિયા એ સર્વ પરિણામ પ્રાણીઓને સંસારમાં ભયકારી પાપકર્મના આસ્રવના કારણ છે.

द्वारपालीव यस्योच्चैर्विचारचतुरा मतिः ।
हृदि स्फुरति तस्याघसूतिः स्वप्नेऽपि दुर्घटा ॥ ॥ १०–८ ॥

જે પુરુષના હૃદયમાં દ્વારપાલ સમાન વિવેકબુદ્ધિ પ્રગટ છે, તેને પાપની ઉત્પત્તિ સ્વપ્નમાં પણ થતી નથી, વિવેકથી તે હિતકારી પ્રવૃત્તિ જ કરે છે.

विहाय कल्पनाजालं स्वरूपे निश्चलं मनः ।
यदाधत्ते तदैव स्यान्मुनेः परमसंवरः ॥ ११–८ ॥

જે સમયે મુનિ સર્વ કલ્પનાઓના સમૂહને છોડીને પોતાના

શુદ્ધ આત્માના સ્વરૂપમાં મનને નિશ્ચલ કરે છે, તે સમયે મુનિમહારાજને પરમ સંવરની પ્રાપ્તિ થાય છે, આવતાં કર્મો રોકાઈ જાય છે.

सकलसमितिमूलः संयमोद्दामकाण्डः
प्रशमविपुलशाखो धर्मपुष्पावकीर्णः ।
अविकलफलबन्धैर्बन्धुरो भावनाभि-
र्जयति जितविपक्षः संवरोद्दामवृक्षः ॥ १२–८ ॥

ઈર્યાસમિતિ આદિ પાચ સમિતિ જે વૃક્ષનું મૂળ છે, સામાયિકાદિ સંયમ જેનું થડ છે, શાંત ભાવરૂપી જેની મોટી મોટી શાખાઓ છે, ઉત્તમક્ષમા આદિ દશ ધર્મ જેનાં ખીલેલાં પુષ્પો છે, એવું પૂર્ણ ફલ ઉત્પન્ન કરનાર બાર ભાવનાઓવડે સુંદર આ સંવરરૂપી મહાવૃક્ષ જગત્મા જયવંત હો, કે જેણે પોતાના શત્રુ આસ્રવને જીતી લીધા છે.

ध्यानानलसमालीढमप्यनादि समुद्भवम् ।
सद्यः प्रक्षीयते कर्म शुद्धयत्यङ्गी सुवर्णवत् ॥ ८–९ ॥

જો કે કર્મ જીવની સાથે અનાદિથી લાગેલાં છે તો પણ ધ્યાનરૂપી અગ્નિના સ્પર્શથી તે શીઘ્ર સુવર્ણના મેલની માફક બળીને ભસ્મ થઈ જાય છે અને આ આત્મા સુવર્ણ સમાન શુદ્ધ થઈ જાય છે.

तपस्तावद्बाह्यं चरति सुकृती पुण्यचरित–
स्ततश्चात्माधीनं नियतविषयं ध्यानपरमम् ।
क्षपत्यन्तर्लीनं चिरतरचितं कर्मपटलम्
ततो ज्ञानाम्भोधिं विशति परमानन्दनिलयम् ॥ ९–९ ॥

પવિત્ર આચારધારી પુણ્યાત્મા પુરુષ પ્રથમ અનશનાદિ બાહ્ય તપનો અભ્યાસ કરે છે પછી અંતરંગ છ તપોનો અભ્યાસ કરે છે. પછી નિશ્ચલ થઈને આત્મધ્યાનરૂપી ઉત્કૃષ્ટ તપને પાળે છે. એ ધ્યાનવડે ચિરકાલસંચિત કર્મોનો નાશ કરી દે છે અને પરમાનંદથી પરિપૂર્ણ જ્ઞાનસમુદ્રમાં મગ્ન થઈ જાય છે. અર્થાત્ કેવલી અરહંત પરમાત્મા થઈ જાય છે.

सद्दर्शनमहारत्नं विश्वलोकैकभूषणम् ।
मुक्तिपर्यन्तकल्याणदानदक्षं प्रकीर्तितम् ॥ ५३–६ ॥

આ સમ્યગ્દર્શન મહારત્ન છે, સર્વ લોકમાં અત્યંત શોભાયમાન છે. એને જ મોક્ષપર્યંત સુખ દેવામા સમર્થ કહ્યું છે.

चरणज्ञानयोर्बीजं यमप्रशमजीवितम् ।
तपः श्रुताद्यधिष्ठानं सद्भिः सद्दर्शनं मतम् ॥ ५४–६ ॥

સમ્યગ્દર્શન જ જ્ઞાન અને ચારિત્રનું બીજ છે, યમ અને શાંત ભાવનું જીવન છે, તપ અને સ્વાધ્યાય આદિનો આધાર છે એમ આચાર્યોએ કહ્યું છે.

अप्येकं दर्शनं श्लाघ्यं चरणज्ञानविच्युतम् ।
न पुनः संयमज्ञाने मिथ्यात्वविषदूषिते ॥ ५५–६ ॥

વિશેષજ્ઞાન અને ચારિત્ર ન હોય, અને માત્ર એક સમ્યગ્દર્શન જ હોય તો પણ પ્રશસનીય છે, પરંતુ મિથ્યાદર્શનરૂપી વિષથી દૂષિત જ્ઞાન અને ચારિત્ર પ્રશંસનીય નથી.

अत्यल्पमपि सूत्रज्ञैर्दृष्टिपूर्वं यमादिकम् ।
प्रणीतं भवसम्भूतक्लेशप्राग्भारभेषजम् ॥ ५६–६ ॥

આચાર્યોએ કહ્યું છે કે જો સમ્યગ્દર્શન સહિત થોડાં પણ યમ નિયમ તપાદિ હોય તો પણ તે સંસારના દુઃખોનો ભાર હલકો કરનાર ઔષધિ છે.

मन्ये मुक्तः स पुण्यात्मा विशुद्धं यस्य दर्शनम् ।
यतस्तदेव मुक्त्यङ्गमग्रिमं परिकीर्तितम् ॥ ५७–६ ॥

આચાર્યોએ કહ્યું છે કે જેને શુદ્ધ (નિર્મલ) સમ્યગ્દર્શન પ્રાપ્ત થયું છે તે મહાન પુણ્યાત્મા છે; હું માનું છું કે તે મુક્તરૂપ છે. કેમકે સમ્યક્દર્શનને જ મોક્ષનું પ્રધાન કારણ કહ્યું છે.

प्राप्नुवंति शिवं शश्वच्चरणज्ञानविश्रुताः ।
अपि जीवा जगत्यस्मिन्न पुनर्दर्शनं विना ॥ ५८–६ ॥

આ જગતમાં જે જ્ઞાન અને ચારિત્રથી પ્રસિદ્ધ થયેલા મહાત્માઓ છે તે પણ સમ્યગ્દર્શન વિના મોક્ષ પામી શકતા નથી.

अतुलसुखनिधानं सर्वकल्याणवीजं
जननजलधि–पोतं भव्यसत्त्वैकपात्रम् ।
दुरिततरुकुठारं पुण्यतीर्थप्रधानं
पिबत जितविपक्षं दर्शनाख्यं सुधाम्बुम् ॥ ५९–६ ॥

આચાર્ય કહે છે કે હે ભવ્ય જીવો ! તમે સમ્યગ્દર્શનરૂપી અમૃતને પીવો, એ અનુપમ અતીન્દ્રિય સહજ સુખનો ભંડાર છે, સર્વ કલ્યાણનું બીજ છે, સંસારસમુદ્રનો પાર પામવાને જહાજ છે, ભવ્ય જીવો જ તેને પામી શકે છે, તે પાપરૂપી વૃક્ષને કાપવાને કુહાડી સમાન છે, પવિત્ર તીર્થોમાં એ જ પ્રધાન છે અને મિથ્યાત્વનો એ જયવત શત્રુ છે.

ध्यानशुद्धिं मनःशुद्धिः करोत्येव न केवलम् ।
विच्छिनत्यपि निःशङ्कं कर्मजालानि देहिनाम् ॥ १५–२२ ॥

મનની શુદ્ધતા તે માત્ર ધ્યાનની શુદ્ધિ કરે છે એટલું જ નહિ પણ નિશ્ચયથી તે સંસારી પ્રાણીઓની કર્મરૂપી જાળને કાપી દે છે.

यथा यथा मनःशुद्धिर्मुनेः साक्षात्प्रजायते ।
तथा तथा विवेकश्रीर्हृदि धत्ते स्थिरं पदम् ॥ १८–२२ ॥

મુનિના મનની શુદ્ધતા જેમ જેમ પ્રગટ થતી જાય છે તેમ તેમ ભેદજ્ઞાનરૂપી લક્ષ્મી હૃદયમાં સ્થિરતાપૂર્વક વિરાજતી જાય છે.

शमश्रुतयमोपेता जिताक्षाः शंसितव्रताः ।
विदन्त्यनिर्जितस्वान्ताः स्वस्वरूपं न योगिनः ॥ ३२–२२ ॥

જે યોગીઓ શાંતભાવ, શાસ્ત્રજ્ઞાન તથા યમ નિયમને પાળે છે, જિતેન્દ્રિય છે તથા પ્રશંસનીય વ્રતને ધરનારા છે તે પણ જો મનને ન જીતે તો તે આત્મસ્વરૂપનો અનુભવ કરી શકતા નથી.

विलीनविषयं शान्तं निःसङ्गं त्यक्तविक्रियम् ।
स्वस्थं कृत्वा मनः प्राप्तं मुनिभिः पदमव्ययम् ॥ ३३-२२ ॥

જે મુનિઓનું મન ઇન્દ્રિયોના વિષયોથી છૂટી ગયું છે, જેમનું મન શાંત છે, પરિગ્રહની મૂર્છાથી રહિત ( નિઃસંગ ) છે, નિર્વિકાર છે, તથા આત્મામાં સ્થિત છે તે મુનિઓએ અવિનાશી પદ પ્રાપ્ત કર્યું છે.

मोहपङ्के परिक्षीणे प्रशान्ते रागविभ्रमे ।
पश्यन्ति यमिनः स्वस्मिन्स्वरूपं परमात्मनः ॥ ११-२३ ॥

મોહરૂપી કાદવ દૂર થવાથી તથા રાગાદિ ભાવો શાંત થવાથી મુનિગણ પોતાના આત્મામાં પરમાત્માના સ્વરૂપનું અવલોકન કરે છે.

महाप्रशमसंग्रामे शिवश्रीसंगमोत्सुकैः ।
योगिभिर्ज्ञानशस्त्रेण रागमल्लो निपातितः ॥ १२-२३ ॥

મોક્ષરૂપી લક્ષ્મી પ્રાપ્ત કરવાની ભાવનાવાળા યોગીઓએ મહા શાંતિમય યુદ્ધમાં જ્ઞાનરૂપી શસ્ત્રવડે રાગરૂપી યોદ્ધાનો પરાજય કર્યો. રાગ જીત્યા વિના મોક્ષપ્રાપ્તિ દુર્લભ છે.

नित्यानंदमयीं साध्वीं शाश्वतीं चात्मसंभवाम् ।
वृणोति वीतसंरंभो वीतरागः शिवश्रियम् ॥ २४-२३ ॥

રાગાદિ વિકલ્પો રહિત વીતરાગી સાધુ જ નિત્ય, આનંદમયી સુંદર અવિનાશી, પોતાના આત્માથી જ પ્રાપ્ત મોક્ષલક્ષ્મીને વરે છે.

स पश्यति मुनिः साक्षाद्विश्वमध्यक्षमञ्जसा ।
यः स्फोटयति मोहाख्यं पटलं ज्ञानचक्षुषा ॥ ३३-२३ ॥

જે કોઈ મુનિ મોહના પડદાને દૂર કરી દે છે તે જ્ઞાનરૂપી નેત્રથી સર્વ જગતને પ્રત્યક્ષ આત્મામાં એક સાથે દેખી લે છે.

यस्मिन्सत्येव संसारी यद्वियोगे शिवीभवेत् ।
जीवः स एव पापात्मा मोहमल्लो निवार्यताम् ॥ ३५-२३ ॥

હે આત્મન્! જે પાપી મોહમલ્લ જીવતો છે ત્યાં સુધી આ જીવ સંસારી થઈ ભ્રમણ કરે છે અને જેનો નાશ થવાથી આ જીવ મોક્ષનો સ્વામી થાય છે તે મોહમલ્લને દૂર કર.

मोहपङ्के परिक्षीणे शीर्णे रागादिबंधने ।
नृणां हृदि पदं धत्ते साम्यश्रीर्विश्ववंदिता ॥ १०-२४ ॥

જ્યારે મોહરૂપી કાદવ સૂકાઈ જાય છે, અને રાગાદિ બંધનો તૂટી જાય છે ત્યારે જ માનવોના હૃદયમાં વિશ્વવંદ્ય એવી સમતારૂપી લક્ષ્મી પ્રવેશ કરે છે.

शाम्यंति जन्तवः क्रूरा बद्धवैराः परस्परम् ।
अपि स्वार्थे प्रवृत्तस्य मुनेः साम्यप्रभावतः ॥ २०-२४ ॥

જે મુનિ પોતાના આત્માના ધ્યાનમાં લીન છે તેની સમતાના પ્રભાવથી તેની પાસે પરસ્પર વૈર રાખનાર ક્રૂર જીવો પણ શાંત થઈ જાય છે.

सारङ्गी सिंहशावं स्पृशति सुतधिया नन्दिनी व्याघ्रपोतं
मार्जारी हंसबालं प्रणयपरवशा केकिकान्ता भुजङ्गम् ।
वैराण्याजन्मजातान्यपि गलितमदा जन्तवोऽन्ये त्यजन्ति
श्रित्वा साम्यैकरुढं प्रशमितकलुषं योगिनं क्षीणमोहम्
॥ २६-२४ ॥

જે યોગીનો મોહ ક્ષય થઈ ગયો છે, જે ક્રોધાદિ કલુષભાવોને શાંત કરી ચૂક્યા છે, અને જે સમતાભાવમાં આરૂઢ છે તે યોગીની પાસે હરણી સિંહના બચ્ચા ઉપર પુત્રની માફક પ્યાર કરે છે, ગાય વાઘના બચ્ચાને રમાડે છે, બિલાડી હંસના બચ્ચાનો પ્રેમથી સ્પર્શ કરે છે તથા ઢેલ (મયૂરી) સર્પના બચ્ચાની સાથે પ્યાર કરે છે એવી રીતે અન્ય પ્રાણી પણ જેમને જન્મથી વેર હોય છે તે મદરહિત થઈ વેર છોડી દે છે.

अनादिविभ्रमोद्भूतं रागादितिमिरं घनम् ।
स्फुटयत्याशु जीवस्य ध्यानार्कः प्रविजृम्भितः ॥ ५-२५ ॥

અનાદિકાલના મિથ્યાભ્રમથી ઉત્પન્ન થએલો રાગાદિ અંધકાર ઘણો ગાઢો છે. જ્યારે જીવની અંદર ધ્યાનરૂપીસૂર્ય પ્રગટ થાય છે ત્યારે તે અંધકાર શીઘ્ર વિલય થઈ જાય છે.

(૨૫) શ્રી જ્ઞાનભૂષણ તત્ત્વજ્ઞાનતરંગિણીમાં કહે છેઃ—

स्वकीयं शुद्धचिद्रूपं भेदज्ञानं विना कदा ।
तपःश्रुतवतां मध्ये न प्राप्तं केनचित् क्वचित् ॥ ११-८ ॥

પોતાનો શુદ્ધ ચૈતન્ય સ્વભાવ, ભેદવિજ્ઞાન વિના કદી પણ ક્યાંય પણ કોઈપણ તપસ્વી કે શાસ્ત્રજ્ઞાની પામ્યા નથી. ભેદજ્ઞાનથી સ્વાત્મલાભ થાય છે.

क्षयं नयति भेदज्ञश्चिद्रूपप्रतिघातकम् ।
क्षणेन कर्मणां राशिं तृणानां पावको यथा ॥ १२-८ ॥

જેવી રીતે અગ્નિ તૃણના ઢગલાને ક્ષણમા બાળી દે છે તેવી રીતે ભેદજ્ઞાની મહાત્મા ચૈતન્યસ્વરૂપને ઘાતક કર્મોના સમૂહને ક્ષણમાત્રમા ભસ્મ કરી દે છે

संवरो निर्जरा साक्षात् जायते स्वात्मबोधनात् ।
तद्भेदज्ञानतस्तस्मात्तच्च भाव्यं मुमुक्षुणा ॥ १४-८ ॥

સવર તથા નિર્જરા સાક્ષાત્ પોતાના આત્માના જ્ઞાનથી થાય છે; તે આત્મજ્ઞાન ભેદજ્ઞાનથી થાય છે. તેટલા માટે મોક્ષની ઇચ્છાવાળાએ તે ભેદજ્ઞાનની ભાવના કરવી ઉચિત છે.

ममेति चिंतनाद् बंधो मोचनं न ममेत्यतः ।
बंधनं द्व्यक्षराभ्यां च मोचनं त्रिभिरक्षरैः ॥ १३-१० ॥

પર પદાર્થ 'મારો' છે એવી ભાવનાથી કર્મબંધ થાય છે, તથા પર પદાર્થ 'મારા નથી' એની ભાવનાથી મુક્તિ થાય છે. 'મમ' એ બે અક્ષરોથી બંધ છે, 'ન મમ' એ ત્રણ અક્ષરોથી મુક્તિ છે.

नास्रवो निर्ममत्वेन न बंधोऽशुभकर्मणां ।
नासंयमो भवेत्तस्मान्निर्ममत्वं विचिंतयेत् ॥ १८-१० ॥

પર પદાર્થ મારા નથી એવી ભાવનાથી નથી અશુભ કર્મોનો આસ્રવ થતો, નથી તેનો બંધ થતો કે નથી કોઈ અસંયમભાવ થતો; એટલા માટે નિર્મમત્વની સદા ભાવના કરવી યોગ્ય છે.

श्रद्धानं दर्शनं सप्ततत्त्वानां व्यवहारतः ।
अष्टांगं त्रिविधं प्रोक्तं तदौपशमिकादितः ॥ ६-१२ ॥

જીવાદિ સાત તત્વોની શ્રદ્ધા કરવી તે વ્યવહારનયથી સમ્યગ્દર્શન છે. તે નિઃશંકિતાદિ આઠ ગુણો સહિત હોવું જોઈએ. તેના ઔપશમિક ક્ષાયોપશમિક, ક્ષાયિક એ ત્રણ ભેદ છે.

स्वकीये शुद्धचिद्रूपे रुचिर्या निश्चयेन तत् ।
सद्दर्शनं मतं तज्ज्ञैः कर्मेंधनहुताशनम् ॥ ८-१२ ॥

પોતાના શુદ્ધ ચૈતન્યસ્વરૂપમાં જે રુચિ તેને નિશ્ચય સમ્યગ્દર્શન તત્ત્વજ્ઞાનીઓએ કહ્યું છે. આ સમ્યગ્દર્શન કર્મરૂપી ઈંધનને બાળવાને અગ્નિ સમાન છે.

संक्लेशे कर्मणां बंधोऽशुभानां दुःखदायिनाम् ।
विशुद्धौ मोचनं तेषां बंधो वा शुभकर्मणाम् ॥ १४-१३ ॥

દુઃખિત-ક્લેશિત પરિણામોથી દુઃખદાયક પાપકર્મોનો બંધ થાય છે. વિશુદ્ધ (શુભ) પરિણામોથી તે પાપકર્મોની નિર્જરા થાય છે અથવા શુભ કર્મોનો બંધ થાય છે.

यावद्बाह्यांतरान् संगान् न मुंचंति मुनीश्वराः ।
तावदायाति नो तेषां चित्स्वरूपे विशुद्धता ॥ २१-१३ ॥

જ્યાં સુધી મુનિગણ બાહ્ય અને અભ્યંતર પરિગ્રહોને ત્યાગતા નથી ત્યાં સુધી તેમની ચૈતન્યસ્વરૂપમાં નિર્મલતા થઈ શકતી નથી.

कारणं कर्म बंधस्य परद्रव्यस्य चिंतनम् ।
स्वद्रव्यस्य विशुद्धस्य तन्मोक्षस्यैव केवलम् ॥ १६-१५ ॥

પરદ્રવ્યની ચિંતા કર્મબંધનું કારણ છે. જ્યારે શુદ્ધ આત્મદ્રવ્યનું ચિંતનમાત્ર કર્મોથી મુક્તિ આપનાર છે.

(૨૬) પં૦ બનારસીદાસજી નાટક સમયસારમાં કહે છે.—

### સવૈયા-૨૩.

ભેદવિજ્ઞાન જગ્યો જિન્હકે ઘટ, સીતલ ચિત્ત ભયો જિમ ચંદન,
કેલિ કરે શિવ મારગમેં, જગમાંહિ જિનેશ્વરકે લઘુનંદન;
સત્યસ્વરૂપ સદા જિન્હકે, પ્રગટચો અવદાત મિથ્યાત નિકંદન
શાંતદશા તિનકી પહિચાનિ, કરે કરજોરિ બનારસી બંદન ૬

જેના હૃદયમાં જડ અને ચૈતન્યનું ભેદજ્ઞાન જાગૃત થયું છે, તેનું ચિત્ત સમસ્ત સંસારના તાપથી રહિત ચંદન સમાન શીતળ થયું છે, તે પુરુષની મોક્ષમાર્ગમાં રમણતા છે. તે આ જગતમાં જિનેશ્વરનો લઘુપુત્ર છે કારણ કે અતિ અલ્પકાળમાં તે જિનેશ્વર થવા યોગ્ય છે. જેના હૃદયમાં મિથ્યાત્વનો નાશ કરનાર નિર્મળ એવું સત્યાર્થસ્વરૂપ પ્રગટ થયુ છે તે પુરુષની શાંત દશાને ઓળખી બનારસીદાસ હાથ જોડી વંદન કરે છે.

### સવૈયા-૨૩

સ્વારથકે સાંચે પરમાથકે સાચે ચિત્ત,
સાંચે સાચે વૈન કહે સાચે જૈનમતિ હૈં;
કાહૂકે વિરુદ્ધા નાહિ પરજાય બુદ્ધિ નાહિ,
આતમગવેષી ન ગૃહસ્થ હૈં ન યતિ હૈં.
રિદ્ધિ સિદ્ધિ વૃદ્ધિ દીસૈ ઘટમેં પ્રગટ સદા,
અંતરકી લચ્છિસૌં અજાચી લક્ષપતિ હૈં.
દાસ ભગવંતકે ઉદાસ રહેં જગતસૌં,
સુખિયા સદૈવ ઐસે જીવ સમકિતી હૈં. ૭

સમ્યગ્દષ્ટિ પુરુષ કેવા છે? સ્વાર્થ એટલે આત્મપદાર્થમાં અને પરમાર્થ એટલે મોક્ષપદાર્થમાં જેની સાચી પ્રીતિ છે, જેનું ચિત્ત સાચું છે, જેનું વચન સાચું છે, જિનેન્દ્રના મતમાં જેની સાચી અચળપ્રતીતિ છે, સમસ્ત નયના જે જ્ઞાતા હોવાથી કોઈના વિરોધી નથી, જેને પર્યાયમાં આત્મબુદ્ધિ નથી, આત્માને ઉપાસનારા છે, ગૃહસ્થપણામાં કે યતિપણામાં જેને પોતાપણું નથી, સમસ્ત આત્મકલ્યાણનીસિદ્ધિ, આત્માની અનંતશક્તિરૂપ રિદ્ધિ અને આત્માના અનંતગુણની વૃદ્ધિ જેને સદાકાળ પોતાના અંતરમાં પ્રગટ દેખાય છે, અંતરાત્મપણાની લક્ષ્મી સહિત હોવાથી જે યાચનારહિત લક્ષપતિ છે, ભગવાન વીતરાગના જે દાસ છે, સમસ્ત પર પદાર્થોમાં રાગદ્વેષ રહિત હોવાથી જગતથી જે ઉદાસીન છે, અને સદાકાળ આત્મસુખે કરી યુક્ત હોવાથી જે મહાસુખી છે, એવા ગુણના ધારક તે સમ્યગ્દષ્ટિ છે.

જાકે ઘટ પ્રગટ વિવેક ગણધરકોસો,
હિરદે હરખ મહામોહકો હરતુ હૈ,
સાંચા સુખ માને નિજ મહિમા અડોલ જાને,
આપુહીમેં અપનો સ્વભાવ લે ધરતુ હૈ;
જૈસે જલ કર્દમ કતકફલ ભિન્ન કરે,
તૈસે જીવ અજીવ વિલછન કરતું હૈ,
આતમસકતિ સાધે ગ્યાનકો ઉદૌ આરાધે,
સોઇ સમકિતી ભવસાગર તરતુ હૈ. ૮

વળી જેના હૃદયમાં ગણધર જેવો વિવેક પ્રગટ થયો છે, અંતરમાં ઉત્પન્ન થયેલા આત્માનુભવરૂપ આનંદથી જેણે મહામોહને હણ્યો છે, જે સત્યાર્થ સ્વાધીન આત્મિક સુખને જ સુખ માને છે, પોતાના જ્ઞાનાદિ ગુણના મહિમાને જે અડોલ અચલ જાણે છે, પોતાના સ્વભાવ જે સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન, સમ્યગ્ચારિત્ર તે પ્રાપ્ત કરી તેને પોતાનામાં જ ધારણ કરે છે, કાદવવાળા પાણીમાં જેમ ફટકડી કચરો અને પાણી ભિન્ન કરે છે તેમ જીવદ્રવ્ય અને અજીવ

દ્રવ્ય અનાદિથી ભેગાં મળેલાં છે તેને જે ભિન્ન ભિન્ન કરે છે, આત્મિક શક્તિની વૃદ્ધિ થાય તેવા જે સાધન કરે છે અને જ્ઞાનનો ઉદય થાય તેવી જે આરાધના કરે છે. એવા સમ્યગ્દષ્ટિ જીવ આ સંસારસાગરને તરી જાય છે.

શુદ્ધનય નિહચૈ અકેલા આપ ચિદાનંદ,
પૂરણ વિજ્ઞાનઘન સો હૈ વ્યવહાર માંહિ,
નવ તત્ત્વરૂપી પંચદ્રવ્યમાં રહત હૈ;
પંચદ્રવ્ય નવ તત્ત્વ ન્યારે જીવ ન્યારો લખે,
સમ્યકદરસ યહ ઔર ન ગહત હૈ,
સમ્યકદરસ જોઈ આતમ સરૂપ સોઈ,
મેરે ઘટ પ્રગટો બનારસી કહત હૈ. ૭. અ.

શુદ્ધ નિશ્ચયનયની અપેક્ષાએ એ એકલો પોતે ચિદાનંદમય આત્મા પોતાના જ ગુણ પર્યાયોને ગ્રહણ કરે છે. એવો પરિપૂર્ણ વિજ્ઞાનઘન આત્મા વ્યવહારથી નવ તત્ત્વમાં અને પાચ દ્રવ્યોમાં રહેલો ભાસે છે. પાંચ દ્રવ્ય અને નવ તત્ત્વ એ જૂદાં છે અને આત્મા જૂદો છે એવી જેને શ્રદ્ધા થાય છે તેને સમ્યગ્દર્શન પ્રગટ થાય છે. બીજો કોઈ ઉપાય સમ્યગ્દર્શન ગ્રહણ કરવાનો છે નહિ. જે સમ્યગ્દર્શન છે તે આત્મસ્વરૂપ છે, તે આત્મસ્વરૂપ સમ્યક્ત્વ મારા હૃદયમાં પ્રકાશમાન થયું છે એમ બનારસીદાસજી કહે છે.

### કવિત્ત.

સદ્ગુરૂ કહે ભવ્યજીવનસોં, તોરહુ તુરત મોહકી જેલ,
સમકિતરૂપ ગહો અપનો ગુણ, કરહુ શુદ્ધ અનુભવકો ખેલ;
પુદ્‌ગલપિંડ ભાવ રાગાદિક, ઇનસોં નહી તિહારો મેલ,
યે જડ પ્રગટ ગુપત તુમ ચેતન, જૈસે ભિન્ન તોય અરુ તેલ. ૧૨અ.૧

શ્રી સદ્ગુરુ ભગવાન ભવ્ય જીવને કહે છે, હે ! ભવ્ય, તું મોહનાં બંધનો શીઘ્રમેવ તોડી નાખ, સમ્યક્ત્વરૂપ તારો પોતાનો સ્વભાવ છે તેને ગ્રહણ કર, અને શુદ્ધ આત્માના અનુભવમાં રમણ કર. આ જ્ઞાનાવરણાદિ દ્રવ્યકર્મ, શરીરાદિ નોકર્મ, રાગદ્વેષાદિ ભાવકર્મ એ તો પુદ્ગલનો સમૂહ છે તેથી તેમની સાથે તારો મેળ શી રીતે થાય? તારો અને એનો સબંધ નથી. એ તો જડ છે અને પ્રગટ એટલે રૂપી છે, તું તો ચૈતન્યમય છે અને ગુપ્ત એટલે અરૂપી છે. જેમ પાણી અને તેલ એ બંને ભિન્ન છે તેમ આત્મા અને જડ એ બને ભિન્ન છે એમ જાણ.

સવૈયા-૩૧.

ધર્મમેં ન સંશૈ શુભકર્મ ફલકી ન ઇચ્છા,
અશુભકો દેખિ ન ગિલાનિ આને ચિત્તમેં
સાચી દ્રષ્ટિ રાખે કાહૂ પ્રાણીકો ન દોષ ભાખે
ચંચલતા ભાનિ થિતિ ઠાણે બોધ ચિત્તમેં;
પ્યાર નિજરૂપસો ઉચ્છાહકી તરંગ ઉઠે,
એહ આઠોંઅંગ જબ જાગે સમકિતમેં,
તાહિ સમકિતકો ધરેં સો સમકિતવંત,
વેહિ મોક્ષ પાવે વો ન આવે ફિર ઇતમેં ૫૯ અ. ૭

(૧) ધર્મમાં શંકા ન કરવી તે નિ:શંકિત અંગ, (૨) શુભક્રિયા કરી તેના ફળની ઇચ્છા ન કરવી તે નિ:કાંક્ષિત અંગ, (૩) અશુભ વસ્તુ દેખી ચિત્તમાં ગ્લાનિ ન કરવી તે નિર્વિચિકિત્સા અંગ (૪)મૂઢપણું ત્યાગી સત્યવસ્તુમા પ્રીતિ રાખવી તે અમુઢદ્રષ્ટિ અંગ, (૫) સાધર્મી જીવોના દોષ પ્રસિદ્ધ ન કરવા તે ઉપગૂહન અંગ, (૬)ચંચળતા ત્યાગી જ્ઞાનમાં સ્થિરતા રાખવી તે સ્થિતિકરણ અંગ, (૭) સાધર્મી ઉપર તથા આત્મસ્વરૂપમાં પ્રેમ રાખવો વાત્સલ્ય અંગ, (૮) જ્ઞાનની પ્રસિદ્ધિમાં તથા આત્મસ્વરૂપનાં સાધનમાં ઉત્સાહના

તરંગો ઉઠે તે પ્રભાવના અંગ, એ આઠ અંગ જ્યારે સમ્યક્ત્વમાં જાગૃત હોય, અને એવા સમ્યક્ત્વને જે ધારણ કરે તે સમકિતી છે. તે મોક્ષ પામે છે અને ફરી સંસારમાં આવતા નથી.

જબ લગ જીવ શુદ્ધ વસ્તુકો વિચારે ધ્યાવે,
તબ લગ ભોગસો ઉદાસી સરવંગ હૈ,
ભોગમેં મગન તબ જ્ઞાનકી જગન નાંહિ,
ભોગ અભિલાષકી દશા મિથ્યાત અંગ હૈ,
તાતૈં વિષૈભોગમેં મગનસોં મિથ્યાતી જીવ,
ભોગસોં ઉદાસીસોં સમકિત અભંગ હૈ,
ઐસે જાનિ ભોગસોં ઉદાસિ વ્હૈ મુગતિ સાધે,
યહ મન ચંગ તો કઠોઠી માહિ ગગ હૈ. ૧૨ અ. ૮

જ્યાં સુધી જીવ શુદ્ધ વસ્તુના વિચાર-ધ્યાનમાં પ્રવર્તે છે ત્યાં સુધી સર્વથા ભોગમાં ઉદાસીન રહે છે જ્યારે ભોગમાં મગ્ન હોય છે ત્યારે જ્ઞાનની જાગૃતિ હોતી નથી. ભોગની અભિલાષારૂપ દશા તે મિથ્યાત્વનું અ ગ છે, તેથી વિષયભોગમા મગ્ન છે તે મિથ્યાત્વીજીવ છે; અને ભોગથી ઉદાસીન છે તે અભંગ સમ્યગ્દષ્ટિ છે. એમ જાણી હે ભવ્ય ! ભોગથી ઉદાસીન થઇ મુકિતનુ સાધન કરો. જેનું મન શુદ્ધ છે તેને કથરોટમા ગંગા છે.

જિન્હકે સુમતિ જાગી ભોગસોં ભયે વિરાગી,
પરસંગ ત્યાગિ જે પુરુષ ત્રિભુવનમેં
રાગાદિક ભાવનિસોં જિન્હકી રહનિ ન્યારી,
કબહૂ મગન વ્હૈ ન રહે ધામ ધનમે;
જે સદૈવ આપકો વિચારે સરવાંગ શુદ્ધ,
જિન્હકે વિકલતા ન વ્યાપે કછુ મનમેં,
તેઇ મોક્ષ મારગકે સાધક કહાવે જીવ,
ભાવે રહો મંદિરમે, ભાવે રહો બનમેં ૧૫. અ. ૯

જેને સુમતિ ઉત્પન્ન થઇ છે, જે ભોગથી વિરાગી થયા છે, દેહાદિ પરસંગને ત્યાગીને ત્રૈલોક્યમાં જે પુરુષ (શૂરવીર થયા) છે, જેની રહેણી રાગદ્વેષાદિક ભાવથી રહિત છે, તે કદી ઘરમાં કે ધનમાં મગ્ન રહેતા નથી. જે નિશ્ચયથી પોતાના આત્માને સર્વાંગ શુદ્ધ માને છે અને તેથી તેના મનમા કોઇ પ્રકારે કદાપિ વિકલતા (ભ્રમ) વ્યાપતી નથી; એવા જે જીવ છે તે જ મોક્ષમાર્ગના સાધક કહેવાય છે. પછી ગમે તો તે ઘરમા રહો કે વનમા રહો.

સવૈયા–૨૩.

જો કબહૂં યહ જીવ પદારથ, ઔસર પાય મિથ્યાત મિટાવે;
સમ્યક ધાર પ્રવાહ વહે ગુણ, જ્ઞાન ઉદૈ મુખ ઉરધ ધાવે,
તો અભિઅંતર દર્વિત ભાવિત, કર્મ કલેશ પ્રવેશ ન પાવે,
આતમ સાધિ અધ્યાતમકે પથ, પૂરણ હ્વૈ પરબ્રહ્મ કહાવે. ૪. અ. ૬.

જો કદાપિ આ જીવ નામનો પદાર્થ અવસર પામીને, કાળ-લબ્ધિ પામીને, મિથ્યાત્વનો નાશ કરી દે અને સમ્યક્ત્વ ગુણની પરિણતિમાં પરિણમે, તો જ્ઞાનનો ઉદય થાય અને ઉર્ધ્વલોક (સિદ્ધિ) પ્રતિ ગમન કરે. તે જ્ઞાનના પ્રભાવથી અભ્યંતર દ્રવ્ય અને ભાવ-કર્મરૂપ કલેશ લેશ પણ પ્રવેશ કરી શકે નહિ. તેથી અધ્યાત્મના માર્ગે આત્માને આરાધી આત્મસ્વરૂપની પરિપૂર્ણ પ્રાપ્તિ કરે અને ત્યારે પરબ્રહ્મ કહેવાય.

ભેદિ મિથ્યાત્વ સુવેદિ મહારસ, ભેદવિજ્ઞાન કલા જિનિ પાઈ;
જો અપની મહિમા અવધારત, ત્યાગ કરે ઉરસોં જુ પરાઈ.
ઉદ્ધત રીત બસે જિનકે ઘટ, હોત નિરંતર જ્યોતિ સવાઇ;
તે મતિમાન સુવર્ણ સમાન, લગે તિનકો ન શુભાશુભ કાઈ.૫. અ. ૬

જેણે મિથ્યાત્વનો નાશ કરી ઉપશમરૂપ મહારસને સમ્યક્ પ્રકારે અનુભવી ભેદજ્ઞાનની કલાને પ્રાપ્ત કરી છે, જે જ્ઞાન દર્શન અને ચારિત્રરૂપ આત્મમહત્તાને ધારણ કરે છે. હૃદયમાંથી દેહાદિક

પરવસ્તુની મમતાનો જેણે ત્યાગ કર્યો છે. ઉચ્ચ દશા પામવાની રીત અનુક્રમે વર્ધમાન થઈ શુદ્ધ પરિણામ સંયમની શ્રેણી જેના અંતરમાં વસી છે, તેથી આત્મજ્ઞાન જ્યોતિ વિશેષ વિશેષ પ્રકાશ પામી છે, તેવા ભેદજ્ઞાની જીવ સુવર્ણ સમાન નિઃકલંક છે. જેમ સોનાને કાટ ન લાગે તેમ તેને શુભાશુભ કર્મકલંક લાગતું નથી અને સહેજે સંવર થાય છે.

## સવૈયા-૩૧.

જાકે પરકાશમેં ન દીસે રાગદ્વેષ મોહ,
આસ્રવ મિટત નાહિ બંધકો તરસ હૈ,
તિહું કાલ જામેં પ્રતિબિંબિત અનંતરૂપ,
આપહુ અનંત સત્તાઽનતતેં સરસ હૈ;
ભાવશ્રુતજ્ઞાન પરિણામ જો વિચારે વસ્તુ,
અનુભૌ કરૈ ન જહા વાણીકો પરસ હૈ,
અતુલ અખંડ અવિચલ અવિનાશી ધામ,
ચિદાનંદ નામ ઐસો સમ્યક્ દરસ હૈ. ૧૫. અ.૫

શુદ્ધ આત્માના પ્રકાશમાં રાગદ્વેષ અને મોહ દેખાતા નથી, આસ્રવ મટે છે, અને બંધનો ત્રાસ પણ હોતો નથી, જેમાં ત્રણ કાળ સંબંધી પદાર્થોનું જ્ઞાન પ્રતિબિંબિત થાય છે એવો પોતે અનંત શક્તિવાળો છે અને અનંતથી પણ અધિક છે. આત્મવસ્તુનો ભાવ-શ્રુતજ્ઞાન પ્રમાણથી વિચાર કરીએ તો તે અનુભવગોચર છે પરંતુ દ્રવ્યશ્રુત (અક્ષરરૂપ વાણી) થી આત્મવસ્તુ અનુભવમા આવે નહિ. તે આત્મવસ્તુ અતુલ, અખંડ, અચળ, અવિનાશી અને જ્ઞાનજ્યોતનું નિધાન છે, ચિદાનંદ સ્વરૂપ છે. એવુ સમ્યગ્દર્શન છે.

જૈસે ફિટકરી લોદ હરરેકી પુટ વિના,
શ્વેત વસ્ત્ર ડારિયે મજીઠ રંગ નીરમેં,

ભીગ્યા રહે ચિરકાલ સર્વથા ન હોઈ લાલ,
  ભેદે નહિ અંતર સુપેદી રહે ચીરમેં;
તૈસે સમકિતવંત રાગદ્વેષ મોહ બિન,
  રહે નિશિ વાસર પરિગ્રહકી ભીરમેં,
પૂરવ કરમ હરે નૂતન ન બંધ કરે,
  જાચે ન જગત સુખ રાચે ન શરીરમેં. ૩૩. અ. ૭

જેમ શ્વેત વસ્ત્રને મજીઠરંગના પાણીમા ચિરકાળ બોળી રાખીએ તો પણ ફટકડી લોધર અને હરડે એ કષાયલા દ્રવ્યના પુટ વગર તે વસ્ત્ર ઉપર મજીઠનો રંગ ચઢતો નથી, વસ્ત્ર લાલ થતું નથી. સફેદ જ રહે છે તેમ સમ્યગ્દષ્ટિ રાત્રિદિવસ પરિગ્રહની વચમાં રહે છે પરંતુ રાગદ્વેષ અને મોહ વગર રહે છે તેથી તેમને નવીન કર્મનો બંધ થતો નથી અને પૂર્વકર્મની નિર્જરા થાય છે. જ્ઞાની વિષયસુખને ઇચ્છતા નથી, અને શરીરપર મોહ રાખતા નથી તેથી તે પરિગ્રહથી અલિપ્ત કહેવાય છે.

જૈસે કાહૂ દેશકો બસૈયા બલવંત નર,
  જંગલમેં જાઇ મધુછત્તાકો ગહત હૈ,
વાકોં લપટાય ચહુ ઓર મધુ મચ્છિકા પૈ,
  કંબલકી ઓટમેં અડંકિત રહત હૈ;
તૈસે સમકિતી શિવસત્તાકો સ્વરૂપ સાધે,
  ઉદૈકે ઉપાધિકો સમાધિસી કહત હૈ,
પહિરે સહજકો સનાહ મનમેં ઉચ્છાહ,
  ઠાને સુખ રાહ ઉદવેગ ન લહત હૈ, ૩૪. અ. ૭

જેમ કોઈ સશક્ત મનુષ્ય જંગલમાં જઈને મધપુડો લઈ લે છે તેને ચારે તરફથી મધુમક્ષિકાઓ લપટાઈ જાય છે પરંતુ તેણે કામળો ઓઢી રાખેલો હોવાથી મક્ષિકાનો ડંખ લાગતો નથી. તેવી રીતે સમકિતી જીવ મોક્ષમાર્ગને સાધે છે ત્યારે કર્મોદયની અનેક સુખ-

દુ:ખાદિ ઉપાધિ આવી પડે છે, તેને સમાધિરૂપ માને છે. તેણે સહજ આત્મજ્ઞાનરૂપ બખ્તર પહેર્યું છે, કર્મની નિર્જરા કરવાનો મનમાં ઉત્સાહ છે, અને એવા અનંત સુખના માર્ગમાં હોવાથી ઉપાધિને ખેદરૂપ ન ગણતાં સમાધિરૂપ સમજે છે.

સવૈયા-૩૧.

કેઇ મિથ્યાદષ્ટિ જીવ ધરે જિનમુદ્રા ભેષ,
ક્રિયામેં મગન રહે કહે હમ યતિ હૈં,
અતુલ અખડ મલ રહિત સદા ઉદ્યોત,
ઐસે જ્ઞાન ભાવસોં વિમુખ મૂઢમતિ હૈ;
આગમ સંભાલે દોષ ટાલે વ્યવહાર ભાલે,
પાલે વ્રત યદ્યપિ તથાપિ અવિરતિ હૈ,
આપકો કહાવે મોક્ષમારગકે અધિકારી,
મોક્ષસે સદૈવ રૂષ્ટ દુષ્ટ દુરગતિ હૈ. ૧૧૮. અ.૧૦

કોઈ મિથ્યાદષ્ટિ જીવ ગુરુનો ઉપદેશ સાંભળી જિનમુદ્રા (નગ્નવેષ) ધારણ કરે છે, આચારક્રિયામાં મગન રહે છે અને લોકમા હુ યતિ છું એમ કહે છે, પણ અતુલ, અખંડ, અમલ, સદા ઉદ્યોતવાન એવો આત્માનુભવ જ્ઞાનભાવ તેથી પરાઙમુખ છે તેથી તે મૂઢમતિ છે. જોકે તે આગમ ભણે છે, દોષ ટાળી આહાર પાન કરે છે, બાહ્ય ક્રિયામાં દષ્ટિ રાખે છે ને મહાવ્રત પાળે છે તો પણ અંતરંગમિથ્યાત્વ પરિગ્રહ સહિત છે તેથી તે અવ્રતી છે. પોતાને મોક્ષમાર્ગનો અધિકારી માને છે પરંતુ મોક્ષમાર્ગથી સદા વિમુખ તે દુષ્ટ દુર્ગતિમાં ભ્રમણ કરે છે.

સવૈયા ૩૧.

ચાકસો ફિરત જાકો સસાર નિકટ આયો,
પાયો જિન્હે સમ્યક્ મિથ્યાત્વ નાશ કરિકે,
નિરદ્વંદ મનસા સુભૂમિ સાધિ લીની જિન્હે,
કીની મોક્ષ કારણ અવસ્થા ધ્યાન ધરિકે;

સોહી શુદ્ધ અનુભૌ અભ્યાસી અવિનાસી ભયો,
ગયો તાકો કરમ ભરમ રોગ ગરિકે,
મિથ્યામતિ અપનો સ્વરૂપ ન પિછાને તાતેં,
ડોલે જગ જાલમેં અનંત કાલ ભરિકે. ૩૮. અ. ૧૨

ભવચક્રમાં ભ્રમણુ કરતાં કરતાં જેને સંસારનો અંત નિકટ આવ્યો છે, મિથ્યાત્વનો નાશ કરી જેણે સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું છે, રાગદ્વેષ આદિ દ્વન્દ્વ રહિત થઈ મનરૂપ સુભૂમિ જેણે સાધ્ય કરી છે, ધ્યાનને ધારણ કરીને જેણે મોક્ષના કારણુરૂપ પોતાની અવસ્થા કરી છે. તેવા સમ્યક્ત્વી જીવ શુદ્ધાત્માના અનુભવનો અભ્યાસ કરે છે તેથી તેમનો કર્મના સંગે થએલો ભ્રાતિરૂપ રોગ ક્ષય થાય છે અને અવિનાશી મોક્ષપદ પ્રાપ્ત કરે છે. જ્યારે મિથ્યાત્વી જીવ પોતાના સ્વરૂપને જાણુતો નથી તેથી અનંતકાળ પર્યંત જગતરૂપી જાળમાં (બંધનમાં જન્મમરણુ કરતો) અનંતકાળથી મહાલતો ફરે છે.

જાકે ઘટ અંતર મિથ્યાત અંધકાર ગયો,
ભયો પરકાશ શુદ્ધ સમકિત ભાનુકો,
જાકી મોહ નિદ્રા ઘટી મમતા પલક ફટિ,
જાન્યો નિજ મરમ અવાચી ભગવાનકો;
જાકો જ્ઞાન તેજ બગ્યો ઉદ્દિમ ઉદાર જગ્યો,
લગ્યો સુખ પોષ સમરસ સુધાપાનકો,
તાહી સુવિચક્ષણકો સંસાર નિકટ આયો.
પાયો તિન મારગ સુગમ નિરવાણુકો. ૩૯.અ,૧૨

જેના હૃદયમાં અનાદિકાળનો મિથ્યાત્વરૂપી અંધકાર ટળી ગયો છે, અને શુદ્ધ સમક્તિરૂપ સહસ્રરશ્મિ (સૂર્ય) પ્રગટચો છે, જેની મોહનિદ્રા ઘટી ગઈ છે અને મમતારૂપી પલક (મીંચાએલી આંખો) ખુલી ગઈ છે, તેથી જેણે પોતાના અવાચી ભગવાન (આત્મા) નો મર્મ જાણ્યો છે, જ્ઞાનનો પ્રકાશ થવાથી જેને ઉત્તમ પુરુષાર્થ જાગૃત

થયો છે, અને સામ્યભાવરસરૂપ-અમૃતપાનના સુખથી જે પુષ્ટ થયા છે તેવા સુવિચક્ષણ સમ્યગ્દષ્ટિને સંસારનો અંત નિકટ આવ્યો છે તથા તેમણે જ મોક્ષનો સુગમ માર્ગ પ્રાપ્ત કર્યો છે.

જાકે હિરદેમેં સ્યાદવાદ સાધના કરત,
  શુદ્ધ આતમકો અનુભૌ પ્રગટ ભયો હૈ,
જાકે સંકલ્પ વિકલપકે વિકાર મિટિ,
  સદાકાળ એક ભાવરસ પરિણયો હૈ;
જાકે બંધવિધિ પરિહાર મોક્ષ અંગીકાર,
  એસો સુવિચાર પક્ષ સોઉ છાડિ દિયો હૈ,
જાકી જ્ઞાન મહિમા ઉદ્યોત દિન દિન પ્રતિ,
  સોહી ભવસાગર ઉલંધિ પાર ગયો હૈ. ૪૦. અ. ૧૨

જેના હૃદયમા સ્યાદ્વાદસ્વરૂપના અભ્યાસથી શુદ્ધ આત્માનો અનુભવ પ્રગટ્યો છે, જેનામાં સંકલ્પવિકલ્પના વિકારો મટીને સદાકાળ એક જ્ઞાનભાવનો રસ પરિણમ્યો છે, એ નિર્વિકલ્પ દશામાં બંધની વિધિનો ત્યાગ અને મોક્ષનો અંગીકાર થાય એવા સુવિચારનો પણ પક્ષ જેણે છોડી દીધો છે, અને જેના જ્ઞાનનો મહિમા દિવસે દિવસે પ્રકાશમાન થયો છે તેવા જીવ ભવસમુદ્ર ઉલંઘી પાર ઉતરી ગયા છે.
(૨૭) પં૦ દ્યાનતરાયજી દ્યાનતવિલાસમા કહે છે:—

છપ્પય.

નમૌં દેવ અરિહંત, અષ્ટદશ દોષ રહિત હૈં,
બંદૌ ગુરુ નિરગ્રન્થ, ગ્રન્થ તે નાહિ ગહત હૈં;
બંદૌ કરુના ધર્મ, પાપગિરિ દલન વજ્ર વર,
બંદૌ શ્રીજિન વચન, સ્યાદવાદાંક સુધાકર.
સરધાન દ્રવ્ય છહ તત્ત્વકો, યહ સમ્યક વિવહાર મત,
નિહચૈં વિશુદ્ધ આતમ દરબ, દેવ ધરમ ગુરુ ગ્રન્થ નુત. ૬૨

અઢાર દોષ રહિત એવા અરહંત દેવને નમસ્કાર કરું છું, પરિગ્રહને ગ્રહણ કરતા નથી એવા નિંર્ગ્રંથ સદ્‌ગુરુને નમસ્કાર કરું છું. પાપરૂપ પર્વતને ભેદવાને ઉત્તમ વજ્રસમાન એવા દયાધર્મને નમસ્કાર કરું છું, સ્યાદ્વાદ ગર્ભિત ચંદ્રસમાન અમૃતભરી જિનેશ્વરની વાણીને નમસ્કાર કરું છું. છ દ્રવ્ય અને સાત તત્ત્વની શ્રદ્ધા તેને વ્યવહારથી સમ્યક્ત્વ કહ્યું છે. દેવ ધરમ ગુરુ અને શાસ્ત્રોએ જેની પ્રશંસા કરી છે એવું વિશુદ્ધ આત્મદ્રવ્ય તે નિશ્ચય સમકિત છે.

સવૈયા-૩૧.

જીવ જૈસા ભાવ કરે તૈસા કર્મબંધ પરે,
તીવ્ર મધ્ય મંદ ભેદ લીને વિસ્તારસોં,
બંધે જૈસા ઉદય આવે તૈસા ભાવ ઉપજાવે,
તૈસો ફિર બન્ધે કિમ છૂટત સંસારસોં,
ભાવ સારુ બધ હોય બધ સારુ ઉદય જોય,
ઉદયભાવ ભવભંગી સાધી બઢવારસોં,
તીવ્ર મંદ ઉદૈ તીવ્રભાવ મૂઢ ધારત હૈ,
તીવ્ર મંદ ઉદૈ મંદભાવ હો વિચારસોં. ૩૯.

જીવ જેવા ભાવ કરે છે તેવા તીવ્ર, મદ કે મધ્યમ ભેદવાળા વિસ્તારથી કર્મ બંધ પડે છે. જેવો બંધ થાય છે તેવો ઉદય આવે છે અને ત્યારે તેવા ભાવ ઉત્પન્ન કરે છે, તેથી તેવો ફરી બંધ થાય છે તો સંસારથી કેમ છૂટાય? ભાવ અનુસાર બંધ થાય છે, બધ પ્રમાણે ઉદય થય છે, ઉદયભાવ સંસાર પરંપરાને વધારે છે. તીવ્ર કે મદ ઉદયમાં મૂઢમતિ એવો અજ્ઞાની જીવ તીવ્રભાવ કરે છે, પણ (વિચારવાનને) તીવ્ર કે મદ ઉદયમાં વિચારથી મદભાવ થાય છે.

કવિત્ત.

જીવાદિક ભાવનકી સરધા, સો સમ્યક નિજરૂપ નિહાર;
જા વિન મિથ્યા જ્ઞાન હોત હૈ, જા વિન ચારિત મિથ્યા ધાર.

દુરનયકો પરવેશ જહાં નહિં, સંશય વિભ્રમ મોહ નિવાર;
સ્વપર સ્વરૂપ યથારથ જાનૈ, સમ્યગ્જ્ઞાન અનેક પ્રકાર. ૪૬

જીવાદિ ભાવોની શ્રદ્ધા તે સમ્યક્ત્વ આત્માનું સ્વરૂપ છે એમ જાણ; તે વિના જ્ઞાન મિથ્યા કહેવાય છે. અને ચારિત્ર પણ (કુચારિત્ર) મિથ્યા કહેવાય છે, જેમાં દુર્નયનો પ્રવેશ નથી, સંશય વિભ્રમ અને મોહ રહિત સ્વપરના સ્વરૂપને યથાર્થ જે જાણે છે તે સમ્યગ્જ્ઞાન અનેક પ્રકારે છે.

સવૈયા–૩૧

ઇષ્ટ અનિષ્ટ પદારથ જે જગતમાંહિ,
તીને દેખ રાગદોષ મોહ નાહિ કીજિયે,
વિષયસેતી ઉચટાઈ ત્યાગ દીજિયે–
કષાય ચાહદાહ ધોય એકદશામાહિ ભીજિયે;
તત્ત્વજ્ઞાનકો સંભાર સમતા સરૂપ ધાર,
જીતકે પરીસહ આનદ સુધા પીજિયે,
મનકો સુવાસ આનિ નાનાવિધ ધ્યાન ઠાનિ,
આપની સુવાસ આપ આપમાહિ ભીજિયે. ૫૧

જગતમાં ઇષ્ટ અનિષ્ટ પદાર્થોને દેખી રાગ, દ્વેષ, મોહ ન કરો, વિષયોની ઇચ્છાનો ત્યાગ કરો, કષાય પ્રત્યે પ્રીતિરૂપ: અગ્નિ શાંત કરી એક ઉપશમદશામાં મગ્ન રહો, તત્ત્વજ્ઞાનની સ્મૃતિસહિત સમતાને ધારણ કરો, પરિષહને જીતી આનંદામૃતનું પાન કરો, નાના પ્રકારનાં ધ્યાનમાં સ્થાપન કરી મનને સુવાસિત કરો, પોતે પોતાની (સ્વાત્માનુભૂતિરૂપ) સુગંધનો પોતાનામાં જ અનુભવ કરો.

જીવ ઔર પુદ્દગલ ધરમ અધરમ વ્યોમ,
કાલ એઈ છહોં દ્રવ્ય જગકે નિવાસી હૈં,
એક એક દરવમેં અનંત અનંત ગુણ,
અનંત અનંત પરજાયકે વિકાસી હૈં;

અનંત અનંત શક્તિ અજર અમર સબૈ,
સદા અસહાય નિજ સત્તાકે વિલાસી હૈં,
સર્વ દર્વ ગેયરૂપ પરભાવ હેયરૂપ,
સુદ્ધભાવ ઉપાદેય ચેતૈં અવિનાસી હૈં. ૧૦૦

જીવ, પુદ્‌ગલ, ધર્મ, અધર્મ, આકાશ અને કાલ એ છએ દ્રવ્યો જગતમાં રહેલાં છે, એક એક દ્રવ્યમાં અનંત અનંત ગુણ અને અનંત અનંત પર્યાય રહેલા છે, એ સર્વ દ્રવ્યો અનંત શક્તિવાળાં, અજર, અમર, અસહાય અને સ્વસત્તામાં વિલાસ કરનારાં છે. સર્વ દ્રવ્યો જાણવા યોગ્ય છે, પરભાવ ત્યાગવા યોગ્ય છે, અને અવિનાશી શુદ્ધ ભાવ આદરવા યોગ્ય છે.

ગ્રન્થનકે પઢૈં કહા પર્વતકે ચઢૈં કહા,
કોટિ લચ્છિ બઢૈં કહા કહા રંકપનમેં,
સંજમ આચરૈં કહા મૌનવ્રત ધરૈં કહા,
તપસ્યાકે કરૈ કહા કહા ફિરે બનમેં,
છંદ કરૈં નયે કહા જોગાસન ભયે કહા,
દાનહૂકે દયે કહા બૈઠેં સાધુ જનમેં.
જોલૌં મમતા ન છૂટૈ મિથ્યાડોરી હૂ ન ટૂટૈ,
બ્રહ્મજ્ઞાન વિના લીન લોભકી લગનમેં.

ગમે તેટલાં શાસ્ત્ર ભણે, કે ઉંચા પર્વતની ટોચે ચડે, કરોડોની લક્ષ્મી પામે કે રંકપણું પામે, સંયમ આચરે કે મૌનપણું પ્રાપ્ત કરે, તપશ્ચર્યા કરે કે વનમાં ફરે, નવા છંદ (કાવ્ય) રચે કે યોગાસન કરે, ઘણાં દાન કરે કે સાધુઓના સમાગમને સેવે, તો પણ તેથી શું થાય ? જ્યાં સુધી મમતા છૂટે નહિ ત્યાં સુધી મિથ્યાત્વનાં બંધન પણ તૂટે નહિ, અને બ્રહ્મજ્ઞાન થયા વિના લોભની લગનીમાં લાગ્યો રહે.

મૌન રહૈ વનવાસ ગહૈં, વર કામ દહૈં જુ સહે દુઃખ ભારી,
પાપ હરૈ સુભરીતિ કરૈં, જિનવૈન ધરૈ હિરદૈ સુખકારી,

દેહ તપૈ, બહુ જાપ જપૈં નવિ આપ જપૈ મમતા વિસ્તારી.
તે મુનિ મૂઢ કરૈં જગરૂઢ, લહૈં નિજ ગેહ ન ચેતનધારી. ૫૬

મૌન રહે, વનવાસને ગ્રહણ કરે, સંસારના સુખની ઇચ્છાનો, કામનો નાશ કરે, ઘણાં દુઃખ સહન કરે, પાપને પરિહરે, પુણ્યરીતિને આચરે, સુખકારી જિનવાણીને હૃદયમાં ધારણ કરે, કાયાને કષ્ટ આપે, બહુ પ્રકારના જાપ જપે એમ અનેક પ્રકારે મમતાને વધારે, પણ પોતાના આત્મસ્વરૂપનો જાપ કે સ્મરણ કરે નહિ તે મુનિ મૂઢ અજ્ઞાની છે, અને માત્ર લૌકિક રૂઢિ આચરે છે, પણ શુદ્ધ ચૈતન્યમય નિજ સહજ આત્મપદને પામતો નથી.

(૨૮) ભૈયા ભગવતીદાસ બ્રહ્મવિલાસમાં કહે છે :—

ભૌ થિતિ નિકંદ હોય કર્મબંધ મંદ હોય,
પ્રગટ પ્રકાશ નિજ આનંદકે કંદકો,
હિતકો દઢાવ હોય વિનૈકો બઢાવ હોય,
ઉપજૈ અંકૂર જ્ઞાન દ્વિતીયાકે ચંદકો;
મુગતિ નિવાસ હોય દુર્ગતિકો નાશ હોય,
અપને ઉછાહ દાહ કરે મોહ ફંદકો;
સુખ ભરપૂર હોય દોષ દુઃખ દૂર હોય,
યાતૈં ગુણવૃન્દ કહૈં સમ્યક સુ છન્દકો. ૮

પુણ્ય પચીસકા.

ભવસ્થિતિ પરિપકવ થાય છે અને કર્મબંધ મંદ થાય છે, ત્યારે આનંદનુ ધામ એવા આત્મસ્વરૂપનો પ્રકાશ થાય છે આત્મહિતની સુદૃઢતા થાય છે, વિનયની વૃદ્ધિ થાય છે, બીજના ચંદ્રની માફક બોધબીજના અંકૂરો ઉગે છે, સુગતિમાં નિવાસ થાય છે, દુર્ગતિ ટળી જાય છે, આત્માનો પુરુષાર્થ મોહજાળને બાળી ભસ્મ કરે છે. સર્વ દોષ અને દુઃખ ટળી જાય છે અને પરિપૂર્ણ સુખની પ્રાપ્તિ થાય છે તેથી સમ્યકત્વનાં પરિણામને ગુણનો વૃન્દ કહેવાય છે.

## સવૈયા ૨૩.

જીવ અકર્તા કહ્યો પરકો, પરકો કરતા પરહી પરવાન્યો,
જ્ઞાનનિધાન સદા યહ ચેતન, જ્ઞાન કરૈ ન કરૈ કછુ આન્યો.
જ્યોં જગ દૂધ દહી ઘૃત તક્રકી, શક્તિ ધરૈ તિહું કાલ બખાન્યો,
કોઉ પ્રવીન લખે દગસેતિ સુ, ભિન્ન રહે વપુસોં લપટાન્યો. ૨૩
(શતઅષ્ટોતરી)

જીવને પરનો અકર્તા કહ્યો છે. પરનો કર્તા પર જ છે. આ ચૈતન્યસ્વરૂપ આત્મા સદા જ્ઞાનનું નિધાન છે. તે જ્ઞાન જ કરે છે. અન્ય કાંઈ કરતો નથી. આ જગતમાં જેમ દૂધમાં, દહીં ઘી અને છાશ થવાની શક્તિ ત્રણે કાળ છે એવું કોઈ પ્રવીણ પુરુષ જાણે છે, તેમ કોઈ સુવિચક્ષણ પુરુષ, સમ્યગ્દર્શનવડે આત્માને શરીરથી લપટાયેલો છતાં શરીરથી ભિન્ન જાણે છે.

## સવૈયા ૩૧.

કેવલ પ્રકાશ હોય અંધકાર નાશ હોય,
જ્ઞાનકો વિલાસ હોય ઓર લોં નિવાહવી,
સિદ્ધમેં સુવાસ હોય, લોકાલોક ભાસ હોય,
આપુરિદ્ધ પાસ હોય ઔરકી ન ચાહવી;
ઇંદ્ર આય દાસ હોય અરિનકો ત્રાસ હોય,
દર્વકો ઉજાસ હોય ઇષ્ટ નિધિ ગાહિવી;
સત્વ સુખરાશ હોય સત્યકો નિવાસ હોય,
સમ્યક ભયેતેં હોય ઐસી સત્ય સાહિબી. ૯૧
(શતઅષ્ટોતરી)

સમ્યકત્વ પ્રગટે છે તેને આત્માનું કેવું ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે? તેને કેવળજ્ઞાનનો પ્રકાશ થાય છે, અજ્ઞાનરૂપ અંધકાર ટળી જાય છે, જ્ઞાનમાં રમણતા થાય છે, અને જ્ઞાનજ્યોતિ નિરંતર પ્રગટ રહે છે. સિદ્ધલોકમાં વાસ થાય છે, જ્ઞાનમાં લોકાલોક ભાસે છે, આત્માની

પોતાની સર્વ રિદ્ધિ પ્રગટ થાય છે, અન્યની ઇચ્છા રહેતી નથી, ઇંદ્ર આવી દાસ થાય છે, કર્મશત્રુનો નાશ થાય છે, આત્મદ્રવ્યની ઉજ્વલતા પ્રકાશે છે, આત્માના ગુણોરૂપી ઇષ્ટસંપદાની પ્રાપ્તિ થાય છે, ત્રણ લોકનાં પ્રાણીઓને સુખ થાય છે અને સત્ય ધર્મનો વાસ થાય છે. સમ્યક્ત્વ પ્રગટ થવાથી આવી સત્ય સાક્ષી પ્રગટે છે.

## સવૈયા-૨૩

જાકે ઘટ સમકિત ઉપજત હૈ, સો તો કરત હંસકી રીત,
ક્ષીર ગહત છાંડત જલકો સંગ, બાકે કુલકી યહૈ પ્રતીત.
કોટિ ઉપાય કરો કોઉ ભેદસોં, ક્ષીર ગહે જલ નેકુ ન પીત,
તૈસે સમ્યકવંત ગહે ગુણ ઘટ ઘટ મધ્ય એક નયનીત. ૯૨

(શતઅષ્ટોતરી)

જેમ હંસના કુળની એવી રીત હોય છે કે દૂધ દૂધને ગ્રહણ કરે અને પાણીને છાંડી દે, અનેક યુક્તિઓ વડે કોઈ કોટિ ઉપાય કરે તો પણ હંસ દૂધ જ ગ્રહણ કરે છે અને લેશ પણ પાણી ગ્રહણ કરતો નથી, તેમ જેના હૃદયને વિષે સમ્યગ્દર્શન પ્રગટે છે તેમની રીતિ પણ હંસના જેવીજ હોય છે. તે સમ્યગ્દૃષ્ટિ પુરુષો પ્રત્યેક દેહમાં શુદ્ધ નિશ્ચયનયથી બિરાજમાન એક આત્મદેવને ગ્રહણ કરે છે.

સિદ્ધસમાન ચિદાનંદ જાનિકે, થાપત હૈ ઘટકે ઉર બીચ,
વાકે ગુણ સબ બાહિ લગાવત, ઔર ગુણહિ સબ જાનત કીચ,
જ્ઞાન અનંત વિચારત અંતર, રાખત હૈ જિયકે ઉર સીંચ,
ઐસે સમકિત શુદ્ધ કરતુ હૈ, તિનતૈં હોવત મોક્ષ નગીચ. ૯૩

આ ચિદાનંદમય આત્માને સિદ્ધસમાન જાણી પોતાના હૃદયને વિષે સ્થિર કરે છે, આત્માના ગુણોને જ આત્મામાં જાણે છે, માને છે. અને પરના સર્વ ગુણોને, કાદવ સમાન મલિન કરનાર પરરૂપ જાણે છે, આત્માનુ જ્ઞાન અનંત છે એમ ચિત્તને વિષ વિચારે છે, અને તે જ્ઞાનના સિંચનથી પોતાના હૃદયને ભરપૂર રાખે છે એવા

સમ્યગ્દષ્ટિ પુરુષો શુદ્ધભાવની ક્રિયાથી આત્માને વિશેષ ઉજ્વળ કરે છે અને તેથી મુક્તિની સમીપતા સાધે છે.

નર સમ્યકવંત કરૈ અનુભવ, નિત આતમસોં હિત જોડનકો,
પરમારથ સાધિ ગહૈ ચિતવૈ, વિષયા સુખસોં મન મોડનકો.
ઘટમાં સમતા પ્રગટી તિહતૈ, ન ડરૈ લપિ કર્મ ઝંકોરનકો,
નિજ શુદ્ધ સરૂપહિ ધ્યાવત હૈ, તબ ધ્યાવત હૈ શિવ તોરનકો ૯

સમ્યગ્દષ્ટિ પુરુષ પોતાના આત્માને સતત આત્મહિતમાં જોડેલો રાખવાનો અનુભવ–અભ્યાસ કરે છે, પરમાત્માર્થને સાધે છે, અને વિષયસુખથી મનને વિમુખ કરવાનું ચિંતવે છે, તેને અંતરમાં સમતા પ્રગટી છે તેથી કર્મના ઝપાટાને જોઈને તે ડર પામતા નથી, પોતાના શુદ્ધ સ્વરૂપનું જ ધ્યાન કરે છે ત્યારે પોતાને સિદ્ધ સમાન ચિંતવે છે.

મિથ્યા ભાવ જૌલો તૌલોં ભ્રમસોં ન નાતો ટૂટૈ,
મિથ્યા ભાવ જૌલોં તૌલો કર્મસો ન છૂટિયે;
મિથ્યાભાવ જૌલોં તૌલોં સમ્યક્ ન જ્ઞાન હોય,
મિથ્યાભાવ જૌલોં તૌલોં અરિ નાહિ કૂટિયે,
મિથ્યાભાવ જૌલો તૌલોં મોક્ષકો અભાવ રહૈ
મિથ્યાભાવ જૌલો તૌલો પરસંગ જૂટિયે,
મિથ્યાકો વિનાશ હોત પ્રગટે પ્રકાશ જોત,
સૂધૌ મોક્ષ પથ સૂધૈ નેકુ ન અહૂટિયે. ૧૨
—મિથ્યાત્વવિધ્વંસન ચતુર્દશી

જ્યાં સુધી મિથ્યાભાવ હોય છે ત્યાં સુધી ભ્રાંતિનો સંબંધ તૂટતો નથી, કર્મથી છૂટાતું નથી, સમ્યક્ જ્ઞાન થતું નથી, કર્મશત્રુનો નાશ થતો નથી, મોક્ષની પ્રાપ્તિ થતી નથી અને પરસંગનો યોગ રહ્યા કરે છે. મિથ્યાત્વનો વિનાશ થાય છે અને સમ્યક્ત્વરૂપી

પ્રકાશ પ્રગટે છે ત્યારે શુદ્ધ મોક્ષમાર્ગમાં ગમન થાય છે અને સર્વ પરિભ્રમણનો અંત આવે છે.

સવૈયા ૩૧.

બાપુરે બિચારે મિથ્યાદષ્ટિ જીવ કહા જાનૈ,
કૌન જીવ કૌન કર્મ કૈસેં કે મિલાપ હૈ
સદાકાલ કર્મનસો એકમેક હોય રહે,
ભિન્નતા ન ભાસી કૌન કર્મ કૌન આપ હૈ;
યહ તો સર્વજ્ઞદેવ દેખ્યો ભિન્નભિન્ન રૂપ,
ચિદાનંદ જ્ઞાનમયી કર્મ જડ વ્યાપ હૈ,
તિહં ભાતિ મોહહીન જાને સરધાનવાન,
જૈસો સર્વજ્ઞ દેખો તૈસો હી પ્રતાપ હૈ. ૧૦
મોહભ્રમાષ્ટક.

બાપડા બિચારા મિથ્યાદષ્ટિ જીવ શું જાણે કે જીવ શુ છે? કર્મ શું છે? અને તેમનો સંયોગ કેવા પ્રકારે છે? તે બિચારા સર્વદા કર્મની સાથે એકમેક થઈ રહેલા હોવાથી પોતે કોણ છે અને કર્મ કોણ છે તેનો ભેદ તેમને ભાસતો નથી. આત્મા ચિદાનંદ જ્ઞાનમય છે અને કર્મ જડ પુદ્‌ગલના પર્યાય છે એવું જે બન્નેનું ભિન્નભિન્ન સ્વરૂપ તે તો શ્રી વીતરાગ સર્વજ્ઞદેવે જોયું છે. તેમ જ મોહ જેનો ઘટ્યો છે એવા સત્શ્રદ્ધાવાન સમ્યગ્દષ્ટિ જીવ જાણે છે કે આત્માનો પ્રતાપ જેવો સર્વજ્ઞદેવે જોયો છે તેવો છે.

છપ્પય.

જૈન ધર્મકો મર્મ, દૃષ્ટિ સમકિતતૈં સૂઝૈ,
જૈન ધર્મકો મર્મ, મૂઢ-કૈસેં કર બૂઝૈ;
જૈન ધર્મકો મર્મ, જીવ શિવગામી પાવૈ,
જૈન ધર્મકો મર્મ નાથ ત્રિભુવનકો ગાવૈ.

યહ જૈન ધર્મ જગમેં પ્રગટ, દયા દુહૂં જગ પેખિયે;
"ભૈયા" સુવિચક્ષન ભવિક જન, જૈન ધર્મ નિજ લેખિયે. ૩

જિનધર્મ પચીસિકા

વીતરાગ ધર્મનું રહસ્ય દૃષ્ટિ સમ્યક થવાથી જણાય છે. વીતરાગ ધર્મનું રહસ્ય મૂઢ મિથ્યાદૃષ્ટિ કેવી રીતે જાણી શકે? ન જ જાણી શકે. વીતરાગ ધર્મનું રહસ્ય મુક્તિમાર્ગગામી જીવો પામે છે. વીતરાગ ધર્મનું રહસ્ય ત્રણલોકના નાથ એવા ભગવાન પ્રકાશે છે. આ વીતરાગ-ધર્મ જગતમાં સ્વદયા અને પરદયા રૂપે સુપ્રસિદ્ધ છે અને તેની દયાથી આ લોક પરલોકને વિષે જીવો સુખ પામતા જણાય છે. તેથી ભૈયા ભગવતીદાસ કહે છે કે હે સુવિચક્ષણ ભવ્યો! વીતરાગધર્મ પોતાનો (આત્માનો) છે એમ જાણો.

## સવૈયા ૨૩.

જો જિનદેવકી સેવ કરે જગ, તા જિનદેવસો આપ નિહારૈ,
જો શિવલોક બસૈ પરમાતમ, તાસમ આતમ શુદ્ધ વિચારૈ;
આપમેં આપ લખૈ અપનો પદ, પાપ રુ પુણ્ય દુહૂં નિરવારૈ,
સો જિનદેવકો સેવક હૈ જિય, જો ઈહિ ભાંતિ ક્રિયા કરતારૈ. ૧૨

જિનધર્મ પચીસિકા

આ જગતમાં જે જિનદેવની ઉપાસના કરે છે, તે જિનદેવ સમાન પોતાનું આત્મસ્વરૂપ છે એમ જાણે છે. પોતાનો આત્મા મુક્તિને વિષે વિરાજતા એવા સિદ્ધ પરમાત્મા સમાન શુદ્ધ છે એમ વિચારે છે, પોતાના આત્માને આત્મારૂપ જ જાણે છે, આત્મસ્વરૂપને જ પોતાનું પદ માને છે અને તેથી ભિન્ન એવા પાપ પુણ્યના દ્વન્દ્વને ત્યાગે છે. આ પ્રકારની ક્રિયા જે જીવો કરે છે તે જ વીતરાગદેવના સાચા સેવક છે.

છપ્પય.

રાગ દોષ અરુ મોહ, નાહિં નિજમાહિં નિરક્ખત,
દર્શન જ્ઞાનચરિત્ર, શુદ્ધ આતમ રસ ચક્ખત;
પરદ્રવ્યનસોં ભિન્ન, ચિહ્ન ચેતનપદ મંડિત,
વેદત સિદ્ધ સમાન, શુદ્ધ નિજરૂપ અખંડિત,
સુખ અનંત જિહિ પદ વસત, સો નિહચૈ સમ્યક મહત,
'ભૈયા" સુવિચક્ષન ભવિકજન, શ્રી જિનન્દ ઇહ વિધિ કહત. ૧૪

ભૈયા ભગવતીદાસજી કહે છે કે હે સુવિચક્ષણ ભવ્યો! રાગદ્વેષ અને મોહ પોતાના આત્મસ્વરૂપમાં નથી એમ જે દશા આવ્યે જીવ જાણે છે, દર્શન જ્ઞાન અને ચારિત્રરૂપ શુદ્ધ આત્મભાવરસને આસ્વાદે છે, પરદ્રવ્યથી ભિન્ન ચૈતન્યલક્ષણે વિરાજિત, સિદ્ધાત્મા સમાન, અખંડ નિજ શુદ્ધ સ્વરૂપ છે એમ જાણે છે, અનુભવે છે, તે સમ્યગ્દર્શન અનંત સુખનુ ધામ અને નિશ્ચયથી સર્વોત્કૃષ્ટ છે એમ વીતરાગ ભગવાને કહ્યું છે.

છહોં દ્રવ્ય નવ તત્ત્વ, ભેદ જાકે સબ જાનૈ,
દોષ અઠારહ રહિત દેવ તાકો પરમાનૈ;
સંયમ સહિત સુસાધુ, હોય નિરગ્રંથ નિરાગી,
મતિ અવિરોધી ગ્રન્થ, તાહિ માનૈ પરત્યાગી.
વરકેવલ ભાષિત ધર્મધર, ગુણ થાનક બૂઝે મરમ;
'ભૈયા' નિહાર વ્યવહાર યહ, સમ્યક લક્ષણ જિનધરમ. ૧૫

જિનધર્મ પચ્ચીસિકા.

છ દ્રવ્ય અને નવ તત્ત્વ આદિના રહસ્યસ્વરૂપને જે જાણે છે, અઢાર દોષ રહિત એવા વીતરાગદેવને જે સાચા માને છે, બાહ્યાભ્યંતર પરિગ્રહ રહિત, રાગ રહિત અને સ્વરૂપાચરણાદિ સંયમ સહિત એવાને સુસાધુ જાણે છે, અને વીતરાગમાર્ગનાં અવિરોધી એવાં શાસ્ત્રોને પ્રમાણભૂત માને છે, અન્ય સર્વને ત્યાગે છે, તીર્થંકર

ભાષિત ધર્મને ધારણ કરે છે, ગુણસ્થાનકના મર્મને જાણે છે તે વીતરાગ ધર્મને વિષે વ્યવહાર સમ્યક્ત્વનાં લક્ષણ છે એમ ભૈયા ભગવતીદાસ કહે છે કે હે ભાઈ ! તું જાણ.

ચહું ગતિમેં નર બડે, બડે તિનમેં સમદૃષ્ટિ,
સમદૃષ્ટિતેં બડે, સાધુ પદવી ઉતકૃષ્ટી;
સાધુનતેં પુન બડે, નાથ ઉવઝાય કહાવેં,
ઉવઝાયનતેં બડે, પંચ આચાર બતાવેં.
તિન આચાર્યનતેં જિન બડે, વીતરાગ તારન તરન,
તિન કહ્યો જૈનવૃષ જગતમેં, ભૈયા નમ વંદત ચરન. ૨૮

જિનધર્મ પચ્ચીસિકા.

ચારે ગતિમાં મનુષ્યભવ ઉત્તમ છે, તેમાં સમ્યગ્દષ્ટિ પુરુષો ઉત્તમ છે, તે સમ્યગ્દષ્ટિ પુરુષોમાં ગુણયમવંત સાધુપુરુષો ઉત્તમ છે, તે સાધુપુરુષોમાં ઉપાધ્યાય ભગવાન મોટા છે, ઉપાધ્યાય મહારાજથી પંચઆચાર આદિ બતાવનાર આચાર્ય ભગવાન મહાન છે અને તે આચાર્ય ભગવાનથી પણ વીતરાગ તરણ-તારણસ્વરૂપ અરિહંત પરમાત્મા સર્વોત્કૃષ્ટ છે. તે વીતરાગ પરમાત્માએ આ જગતમાં પરમ કલ્યાણમય વીતરાગધર્મ પ્રરૂપ્યો છે. તે વીતરાગના ચરણકમળમાં ભૈયા ભગવતીદાસ વંદન કરે છે.

## આઠમો અધ્યાય.

### સમ્યગ્જ્ઞાન અને તેનું માહાત્મ્ય.

આટલી વાત બતાવી ગયા છીએ કે આ સંસાર અસાર છે, શારીરિક તથા માનસિક દુઃખોનો સાગર છે, શરીર અપવિત્ર, ક્ષણ-

ભંગુર છે અને ઇન્દ્રિયભોગ અતૃપ્તિકારી, તૃષ્ણાવર્ધક તથા નાશવંત છે. સહજ સુખ આત્માનો સ્વભાવ છે, સુખનું સાધન સ્વાત્માનુભવ કે આત્મધ્યાન છે. એ આત્મધ્યાન સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્રની એકતારૂપ છે. નિશ્ચયથી એ ત્રણેય એક આત્મારૂપ જ છે, વ્યવહારથી એ ભિન્ન ભિન્ન કહેવાય છે અને નિશ્ચયના સાધનરૂપ એ વ્યવહારનો બહુ વિસ્તાર છે, એ ત્રણેમાંથી સમ્યગ્દર્શનનું વ્યવહાર અને નિશ્ચયથી કંઈક સ્વરૂપ આત્માનંદના પિપાસુઓને માટે કહેવાઈ ગયું છે હવે સમ્યગ્જ્ઞાનનું નિશ્ચય-વ્યવહાર કથન આ અધ્યાયમાં કહેવાય છે.

જેમ સમ્યગ્દર્શન ગુણ આત્માનો સ્વભાવ છે તેમ જ્ઞાન ગુણ પણ આત્માનો સ્વભાવ છે. સમ્યગ્દર્શન સહિત જે જ્ઞાન છે તેને સમ્યગ્જ્ઞાન કહેવાય છે. નિશ્ચયથી જ્ઞાન સ્વયં (પોતે) સમ્યક્ છે, યથાર્થ છે. કારણ કે જ્ઞાન એક એવો વિશેષ ગુણ છે કે જે પુદ્‌ગલ, ધર્મ, અધર્મ, આકાશ તથા કાલ એ પાચે દ્રવ્યોમા નથી. તેથી તે જડ છે. પરંતુ આત્મામાં તે છે. તે સર્વ અંધકારરૂપ છે. જ્ઞાન જ એક પ્રકાશરૂપ છે. જ્ઞાનનો સ્વભાવ સૂર્યના પ્રકાશ જેવો છે. જેમ સૂર્ય એક ક્ષણમાં જગતના પદાર્થોનો પ્રકાશ કરે છે તેમ જ્ઞાન પણ સર્વ જાણવાયોગ્ય પદાર્થોનો એક સમયે પ્રકાશ કરે છે.

"सर्वं ज्ञेयं जानाति तत् ज्ञानं" જે સર્વ જ્ઞેયોને જાણે તે જ્ઞાન છે. પ્રત્યેક આત્મા સ્વભાવથી શુદ્ધ છે, જ્ઞાયક સ્વભાવ છે, સિદ્ધ શુદ્ધ આત્માના જેવો જ દરેક આત્માનો સ્વભાવ છે. ભિન્ન પ્રદેશોની અપેક્ષાએ દરેક આત્માની સત્તા ભિન્ન ભિન્ન છે, પરંતુ ગુણ અને સ્વભાવની અપેક્ષાએ પરસ્પર કોઈ અંતર નથી. સર્વ સિદ્ધ અને સંસારી જીવ સમાન છે. પરમાત્મા કે સિદ્ધાત્માને સર્વજ્ઞ અને સર્વદર્શી અથવા અનંતજ્ઞાન અને અનંતદર્શનયુક્ત એટલા માટે કહેવાય છે કે તેમના જ્ઞાન ગુણપર કોઈ આવરણ પડદો કે મેલ

નથી—તે શુદ્ધ છે—જ્ઞાન, દીપકના પ્રકાશની માફક સ્વપર પ્રકાશક હોય છે. જ્ઞાન પોતાના દ્રવ્યગુણી આત્માને પણ દેખાડે છે અને અન્ય સર્વ પદાર્થોને પણ દેખાડે છે.

ક્રમ રહિત એક સાથે સર્વને જાણી લેવું એ જ્ઞાનગુણનો સ્વભાવ છે. એટલા માટે એ જ્ઞાનને અનુપમ, અદ્‌ભુત અને મહાન કહે છે. જેને જ્ઞાનાવરણ કર્મના ઉદયથી અર્થાત્ ક્ષયોપશમથી કંઈક જ્ઞાનની શક્તિ પ્રગટ છે, કંઈક અપ્રગટ છે, તે જ્યારે જાણવાનો પ્રયાસ કરે છે ત્યારે તે જ્ઞાન ક્રમથી પદાર્થોને જાણે છે. તથાપિ જાણી લીધા પછી ધારણામાં અનેક પદાર્થોનું જ્ઞાન એક સાથે અલ્પજ્ઞાનીને પણ હોય છે. તે અલ્પજ્ઞાની જ્યારે તેનો વ્યવહાર મન, વચન, કાયાથી કરે છે ત્યારે તે ક્રમથી થાય છે, પરંતુ ભંડારમાં સંચયરૂપે તો એક સાથે અનેક પદાર્થોનું જ્ઞાન રહે છે. જેમ કોઈ એક પચાસ વર્ષનો વિદ્વાન છે, જે સંસ્કૃત અને અંગ્રેજીમાં એમ. એ. છે, તેણે પૂર્વીય અને પાશ્ચાત્ય સાહિત્યનો ઘણો અભ્યાસ કર્યો છે, તે એક સાથે સંસ્કૃત, અંગ્રેજી જ્ઞાનને, વૈદકને, વ્યાપારને, મકાન બનાવવાની કલાને, વ્યાખ્યાનની કલાને, લખવાની કલાને, પત્તાં, ચોપાટ, શેતરંજ રમવાની કલાને, પોતાનાં સંબંધીઓનાં નામ ઠામાદિ ઇતિહાસને, જગતના ઇતિહાસને, જુદા જુદા દેશોની ભૂગોળને, દેખેલા સમજેલા અનેક પદાર્થોના સ્વરૂપને, ગાયનવિદ્યાને, વાજું વગાડવાને, તરવાને, વ્યાયામને, તરવાર ચલાવવાને, રસવતી (રસોઈ) બનાવવાને, પૂજાપાઠને, આત્મધ્યાનની કલાને, જીવનમાં અનુભવેલી ઘટનાઓને—ઇત્યાદિ ઘણા વિષયોને એક સાથે જ્ઞાનમાં ભંડારની માફક રાખી રહ્યો છે.

જો કોઈ મહાત્મા નિમિત્તજ્ઞાની હોય, જ્યોતિષી હોય કે અવધિજ્ઞાની હોય તો તે ભવિષ્યની ઘણી વાતોને, પોતાની કે પરની જાણીને જ્ઞાનના ભંડારમાં રાખી લે છે. યોગાભ્યાસના બળથી જેટલો જ્ઞાનનો વિકાસ થતો જાય છે તેટલો તેટલો જ્ઞાનમાં ત્રિકાલગોચર

જ્ઞાનનો ભંડાર અધિક આધક સંચય થતો જાય છે. સંચિતજ્ઞાન અક્રમ (એક સાથેજ) વિરાજમાન રહે છે. એક મતિ કે શ્રુતજ્ઞાની કેટલીક ભાષાઓ જાણે છે. સંસ્કૃત પુસ્તક વાંચવાનું કામ પડે તો સંસ્કૃત વાંચવા મંડે છે, ગુજરાતી વાંચવાનું કામ પડે તો ગુજરાતી વાચવા મડે છે, મરાઠી વાંચવાનું કામ પડે તો મરાઠી વાંચવા મંડે છે. ઇંગ્લિશ વાંચવાનું કામ પડે છે તો ઇંગ્લિશ વાંચવા મંડે છે, એક વ્યાખ્યાનકર્તા કોઈ વિષય ઉપર વ્યાખ્યાન કરે છે, તેણે અનેક પુસ્તકો ભણીને એક વિષય ઉપર જે જ્ઞાનનો સંચય કર્યો છે તે સર્વ તેના જ્ઞાનમા હાજર છે, એક સાથે વિદ્યમાન છે, તેમાંથી ધીમે ધીમે તે વક્તા ઘણું જ જ્ઞાન પોતાના દોઢ કે બે કલાકના ભાષણથી પ્રકાશિત કરે છે.

જ્ઞાનનો પ્રકાશ મનદ્વારા વિચારવામાં, વચનદ્વારા કહેવામાં અને કાયાદ્વારા સંકેત કરવામાં અવશ્ય ક્રમથી થાય છે, પરંતુ આત્માના ભડારમાં જ્ઞાનનો સંચય એક સાથે ઘણો રહે છે. એ વાત દરેક પ્રવીણ પુરુષ સમજી શકે છે.

એ વાત પણ યથાર્થ છે કે પોતપોતાના જ્ઞાનની પ્રગટતા અનુસાર ત્રણ કાલનુ જ્ઞાન પણ કઈક મર્યાદા સુધી અલ્પજ્ઞાનીઓમાં પણ હોય છે. એક સ્ત્રી રસોઈ બનાવવાની તૈયારી કરી રહી છે, તે જાણે છે કે તે શુ કરી રહી છે, કયો કયો સામાન એકત્ર કરી રહી છે. એ વર્તમાનકાળનું જ્ઞાન છે. કયો કયો સામાન એકત્ર કરી ચૂકી છે. તથા એ સામાન કેવી રીતે કયારે આવ્યો હતો, અને ઘરમાં કયાં રાખ્યો હતો કે જ્યાથી લાવીને હાલ રસોઇમાં રાખ્યો છે એવું ભૂતકાળનુ જ્ઞાન પણ તેને છે. રસોઈમાં અમુક અમુક વસ્તુ બનાવવી છે, આટલી તૈયારી કરવી છે, આટલા માણસોને જમાડવાં છે. અમુક અમુક જમવાના છે, રસોઈ પછી મારે કપડાં સીવવાં છે, અનાજ ઝાટકવું છે, પુસ્તક ભણવું છે, અમુક સંબધીને ઘેર માંદાની ખબર

જોવા જવું છે, અમુકની સાથે અમુક અમુક વાતો કરવી છે, એવું બહુ પ્રકારનું ભવિષ્યનું જ્ઞાન પણ છે. ત્રણ કાળનું એક સાથે જ્ઞાન ન હોય તો સોની ઘરેણાં ઘડી શકતો નથી, એન્જીનીઅર મકાન બનાવી શકતો નથી, અધ્યાપક ભણાવી શકતો નથી, યાત્રાળુ અમુક સ્થાન ઉપર પહોંચી શકતો નથી. પર્વતની ટોચ ઉપર પહોંચીને એક મંદિરનાં દર્શન કરવાં છે, હું અમુક સ્થાનથી ચાલીને અહીં આવ્યો છું, પર્વતનો માર્ગ બે કલાકમાં અમુક અમુક માર્ગે જઈ પૂરો કરીશ, એ સર્વ જ્ઞાન એક સાથ હોય છે. એ જ્ઞાનને લીધે તે પર્વતના શિખરપર પહોંચી જાય છે.

અલ્પજ્ઞાનીને પોતાના જ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમ અનુસાર થોડું ત્રિકાળજ્ઞાન હોય છે તો પછી સર્વજ્ઞને, અનંતજ્ઞાનીને કે સર્વ આવરણથી રહિત નિર્મલ પ્રકાશમાન જ્ઞાનજ્યોતિને ત્રિકાલગોચર સર્વ વિશ્વના અનંત દ્રવ્યોનું, તેના ગુણોનું, તેમ જ તેના પર્યાયોનું જ્ઞાન થઈ જાય તો તેમાં કાંઈ આશ્ચર્ય કે સંશયની વાત નથી. શુદ્ધજ્ઞાન પણ જો કંઈક ન જાણે તો પછી તે જ્ઞાન શુદ્ધ પણ શાનું? તે તો જેટલે અંશે જાણે નહિ, તેટલે અંશે અવશ્ય અશુદ્ધ છે એમ કહેવાય. શુદ્ધ જ્ઞાન બપોરના સૂર્યસમાન વિશ્વવ્યાપી જ્ઞેયને એક સાથે જાણે છે એક સાથે પ્રકાશ કરે છે. તેને કંઈ જાણવુ બાકી રહેતું નથી.

સર્વજ્ઞત્વની શક્તિ આત્મજ્ઞાનીમાં પણ છે. જેટલો જેટલો અજ્ઞાનનો પડદો ખસતો જાય છે તેટલો તેટલો જ્ઞાનનો વિકાસ કે જ્ઞાનનો પ્રકાશ થતો જાય છે તેટલું તેટલુ જ્ઞાન ઉન્નતિરૂપ કે વર્ધમાન થતું જાય છે. એક બાળક જન્મ સમયે ઘણું અલ્પ જાણે છે તેને જેટલો જેટલો અનુભવ વધે છે, જેટલી જેટલી તે વિદ્યા ભણે છે તેટલો તેટલો તે અધિક અધિક જ્ઞાની થતો જાય છે. જેમ બીજાઓ પાસેથી મેળવીને ધનનો સંચય કરવાથી ધનની વૃદ્ધિ કરવામાં આવે છે, અથવા છૂટું છવાયું પાણી એક સરોવરમાં એકત્ર કરવાથી સરોવરમાં

પાણીની વૃદ્ધિ કરવામાં આવે છે, તેમ તેનામાં (બાળકમાં) જ્ઞાન ક્યાંક બહારથી લાવી એકઠું કરવાથી જ્ઞાનની વૃદ્ધિ કરવામાં આવતી નથી. જ્ઞાન એક અદ્ભુત ગુણ છે કે જે કોઈ કોઈને આપી શકતો નથી કે કોઈ કોઈ પાસેથી લઈ શકતો નથી. જો કે લોકવ્યવહારમાં એવું કહેવાય છે કે અમુક આચાર્યે પોતાના શિષ્યોને બહુ જ્ઞાન આપ્યું અથવા શિષ્યે આચાર્ય પાસેથી ઘણું જ્ઞાન મેળવ્યુ, પરંતુ એમ કહેવુ કેવળ વ્યવહારમાત્ર છે. વસ્તુતાએ અસત્ય છે. જો આચાર્ય જ્ઞાન દેતા હોય તો તેમનું જ્ઞાન ઘટે ત્યારે શિષ્યનું જ્ઞાન વધે, પણ તેમ થતું નથી.

આચાર્યે જ્યારથી શિષ્યને ભણાવવાનો આરંભ કર્યો અને દશ વર્ષ સુધી ભણાવ્યો ત્યાં સુધી જે કંઈ ભણાવ્યુ, સમજાવ્યું, બતાવ્યું તે સર્વ જ્ઞાન આચાર્યમાં બરોબર સ્થિર રહ્યું એટલુ જ નહિ પરંતુ સમજાવતા સમજાવતાં, બતાવતાં બતાવતા આચાર્યનું જ્ઞાન પણ વધતું ગયું અને ભણનાર શિષ્યનું જ્ઞાન પણ વધતું ગયું. જો કે દેવા લેવાનો શબ્દનો વ્યવહાર છે પણ લેણદેણ કાંઈ થઈ નહિ, અને પરિણામે દાતા અને પ્રાપ્તકર્તા બન્નેમાં જ્ઞાન વધી ગયું. એમ કેમ થયુ? એક તરફ જ્ઞાન વધ્યું ત્યારે બીજી તરફ ઘટયું કેમ નહિ?

તેનો સીધો ઉત્તર એ છે કે જ્ઞાનનો સદા વિકાસ કે પ્રકાશ થાય છે, ગુરુના સમજાવવાથી અને પુસ્તકોના અભ્યાસથી જેટલો જેટલો અજ્ઞાનનો પડદો ખસે છે, જેટલો જેટલો જ્ઞાનાવરણ કર્મનો ક્ષયોપશમ થતો જાય છે તેટલું તેટલું જ્ઞાન અધિક અધિક પ્રકાશતું જાય છે. એમ પણ જગતમાં કહેવાનો વ્યવહાર છે કે એણે જ્ઞાનની બહુ ઉન્નતિ કરી, બહુ નિર્મલતા કરી, બહુ વિકાસ કર્યો. ઉન્નતિ કે વિકાસ શબ્દ ત્યાં ત્યાં વપરાય છે કે જ્યાં શક્તિ તો હોય પણ વ્યક્તિ ન હોય. વ્યક્ત થવું તેને જ પ્રકાશ કે વિકાસ કહે છે. સૂર્યનો પ્રકાશ થયો અથવા વિકાસ થયો એમ કહેવાય છે, અર્થાત્ સૂર્યમાં

પ્રકાશક શક્તિ તો છે જ, તેના ઉપરનો અંધકાર ખસ્યો-વાદળારૂપી પડદો ખસી ગયો, અને સૂર્યનો પ્રકાશ અહીં ઝળક્યો, આ રત્ન ચમકી ઉઠ્યું; અર્થાત્ રત્નપાષાણમાં રત્ન બનવાની અને ચમકવાની શક્તિ તો હતી જ તેના ઉપરનો મેલ ખસેડવાથી તે રત્નરૂપે ચમકી ઉઠ્યું. તેજાબમાં નાખવાથી આ સુવર્ણનું આભૂષણ ચમકી ઉઠ્યું; અર્થાત્ સુવર્ણના આભૂષણમાં ચમકવાની શક્તિ તો હતી જ પણ તેના ઉપર મેલ છવાઈ ગયો હતો, તેજાબથી જેટલો મેલ કપાતો ગયો તેટલી સુવર્ણની કાંતિ ઝળકતી ગઈ.

દરેકના જ્ઞાનમાં અનંત પદાર્થોના જ્ઞાનની અમર્યાદિત શક્તિ છે તે કદી મર્યાદિત થઈ શકતી નથી કે જેથી અમુક જ્ઞાનથી આગળ જ્ઞાન પ્રકાશ ન કરી શકે. આજના વિશ્વમાં પદાર્થવિદ્યાએ કેવો અપૂર્વ વિકાસ કર્યો છે કે જેથી હજારો માઇલ શબ્દ પહોંચી જાય છે. અમેરિકામાં બેઠાં બેઠાં ભારતમાં ગવાતાં ગાયન સાંભળી શકાય છે. હવાઈ વિમાનોમાં લાખો મણ વજન આકાશમાં લઈ જવાય છે. તારના સંબંધ વિના ક્ષણમાત્રમાં હજારો માઇલ સમાચાર પહોંચી જાય છે. પદાર્થોની અંદર અદ્‌ભુત શક્તિ છે તે જ્ઞાન પદાર્થવેત્તાઓને કેમ કરીને થાય છે? તે માહિતી મેળવવામાં આવે તો જણાય કે પદાર્થના શોધક એકાંતમાં બેસીને પોતાની અંદર ઉંડો વિચાર કરે છે. શોધતાં શોધતાં કોઈ વાત સૂઝી આવે છે કે તેનો પ્રયોગ કરે છે. તે બરોબર થાય છે ત્યારે બીજી શોધ પાછળ મંડે છે. એમ નવી નવી વાતો સૂઝતી જાય છે. પ્રયોગ વડે તે વાતો સિદ્ધ કરી પછી નવી શોધ (new invention) તરીકે પ્રગટ કરે છે. જેટલું જેટલું મેલું વાસણ માંજવામાં આવે છે, તેટલું તેટલું તે ચમકતું જાય છે તેવી રીતે જેટલું જેટલું આપણું શુદ્ધ જ્ઞાન માંજવામાં આવે છે, તેમાં ખોજ કરવામાં આવે છે, તેટલો તેટલો જ્ઞાનનો વિકાસ થતો જાય છે. પ્રત્યેક પ્રાણીના આત્મામાં જો અમર્યાદિત જ્ઞાન ન હોય તો જ્ઞાનના વિકાસનો સંભવ જ ન હોય.

જ્ઞાનનું કામ માત્ર જાણવું, માત્ર પ્રકાશ કરવો તે છે; જેવાં દ્રવ્ય ગુણ, પર્યાય છે તેવાં જ જાણવાં એ છે; ન ન્યૂન જાણવાં, ન અધિક જાણવાં કે ન વિપરીત જાણવાં–શુદ્ધ જ્ઞાન છએ દ્રવ્યોના ભિન્નભિન્ન સ્વભાવોને જાણે છે, મૂળ સ્વભાવોને જાણે છે તથા તે દ્રવ્યો પરસ્પર એક બીજાને કેવી રીતે સહાયક થાય છે તે પણ જાણે છે.

ધર્મ, અધર્મ, આકાશ, કાલ ક્રિયારહિત સ્થિર છે. તે પોતે વિભાવરૂપે કે ઉપાધિરૂપે પરિણમતાં નથી, કેવલ દ્રવ્યોને હલનચલનમાં, સ્થિર રહેવામાં, અવકાશ પામવામા, અને પરિવર્તનમા ઉદાસીનરૂપે સહાય કરે છે. સંસારી જીવ અનાદિકાલથી કર્મથી બંધાએલો છે. કર્મ પુદ્દગલ છે, જીવ અને પુદ્દગલમાં પરના નિમિત્તથી વિભાવરૂપ પરિણમવાની શક્તિ છે. તેથી જીવોમાં કર્મના ઉદયથી વિભાવ ભાવ, રાગાદિ ભાવ, અજ્ઞાન ભાવ, અસંયત ભાવ થાય છે, તે ભાવોના નિમિત્તથી કર્મપુદ્દગલ આવીને જીવના કાર્મણ શરીરની સાથે બંધાઈ જાય છે. તેનો બંધ કેવી રીતે થાય છે, તે કઈ કઈ અને કેવી કેવી રીતે પોતાની અસર બતાવે છે તથા તે કેવી રીતે દૂર થાય છે, જીવ અને કર્મની પરસ્પર નિમિત્ત નૈમિત્તિક ક્રિયાથી શું શુ થાય છે તે સર્વ વ્યવસ્થાને પણ શુદ્ધ જ્ઞાન જાણે છે.

અભિપ્રાય એ છે કે છએ દ્રવ્યોને, તેમના સામાન્ય અને વિશેષ ગુણોને, તેમની સ્વાભાવિક અને વૈભાવિક પર્યાયોને–જગતની સર્વ વ્યવસ્થાને શુદ્ધ જ્ઞાન બરોબર જાણે છે. જેમ સૂર્યનો પ્રકાશ ઘટ પટ, નગર દ્વાર, ગલી, મહેલ, વૃક્ષ, પર્વત, કાંકરા, પત્થર, તાંબુ, લોઢું, પીતળ, નદી, સરોવર, ખાઈ, ખાધરા આદિ સર્વ પદાર્થોને–તેમના આકારને જેમ છે તેમ દેખાડે છે તેમ શુદ્ધ જ્ઞાન સૂર્યના પ્રકાશની માફક સર્વ પદાર્થોના સર્વ સ્વરૂપને યથાતથ્ય જાણે છે તથા સૂર્યની માફક સર્વને પ્રકાશ કરતાં છતાં કોઈપર રાગ દ્વેષ કરતું નથી. કોઈ સૂર્યને અર્ઘ (પૂજાની સામગ્રી) ચઢાવે તો તે તેના ઉપર પ્રસન્ન

થતો નથી, કોઈ સૂર્યની નિન્દા કરે તો તે તેના ઉપર અપ્રસન્ન કે ક્રોધિત થતો નથી–પૂર્ણ સમદર્શી છે. પોતાના તાપ અને પ્રકાશથી સર્વ પદાર્થોને ગુણકારી થાય છે,—તે કાંઈ વિચાર કરતો નથી કે અમુકને લાભ આપું કે અમુકને હાનિ પહોચાડું. એ તો પૂર્ણ વીતરાગતાથી પ્રકાશ કરે છે. પછી ભલે કોઈ લાભ માની લે કે કોઈ હાનિ માની લે. તેવી રીતે શુદ્ધ જ્ઞાન પણ સર્વ દ્રવ્ય, ગુણ, પર્યાયોને યથાર્થ જાણતાં છતાં પણ નથી કોઇ પર રાગ કરતું કે નથી દ્વેષ કરતું, પ્રશંસા કરવાથી નથી ઉન્મત્ત થતું કે નિન્દા કરવાથી નથી રોષ કરતું. પૂર્ણ સમદર્શી, વીતરાગી, નિરાકુલ રહે છે. જેવી રીતે સર્વજ્ઞ વીતરાગપણું એ સિદ્ધ પરમાત્માનો સ્વભાવ છે તેવી જ રીતે સર્વજ્ઞ વીતરાગપણું એ દરેક આત્માનો સ્વભાવ છે.

આત્માના સ્વભાવમાં મોહનો કિંચિત્ પણ મલ નથી એટલા માટે આત્માનું જ્ઞાન જાણતાં છતાં પણ નથી ક્રોધ કરતું નથી માન કરતું. નથી માયા કરતું, નથી લોભ કરતું, નથી હાસ્યભાવ કરતું, નથી રતિ કરતુ, નથી અરતિ કરતું, નથી શોક કરતું, નથી ભય પામતું, નથી જુગુપ્સા કે ઘૃણા કરતું, કે નથી કોઈ પ્રકારે કામનો વિકાર ઉત્પન્ન કરતું. તે મોહ મદિરાના સયોગ વિના કિંચિત્ પણ મોહિત થતું નથી, દોષિત (દુષ્ટ) થતું નથી. આત્માનો સ્વભાવ સર્વજ્ઞ વીતરાગતા છે એ જ્ઞાન સમ્યગ્જ્ઞાન છે. વિભાવપણું અલ્પજ્ઞાનપણું એ જ્ઞાનાવરણકર્મના ઉદયથી છે. રાગદ્વેષ મોહ, મોહનીયકર્મના ઉદયથી છે. બીજી જેટલી અંતરંગ વૈભાવિક અવસ્થાઓ આત્માની થાય છે તે ચાર ઘાતીય કર્મોના ઉદયથી છે. જે કંઈ બાહ્ય સામગ્રીનો સંયોગ આત્માને પ્રાપ્ત થાય છે તે ચાર અઘાતીય કર્મના ઉદયથી છે એમ સમ્યગ્જ્ઞાન જાણે છે. સિદ્ધ પરમાત્મા, અરહંતકેવલી પરમાત્માના જ્ઞાનમાં અને અવિરત કે વિરત સમ્યગ્દષ્ટિના જ્ઞાનમાં પદાર્થોનું સ્વરૂપ જાણવાની અપેક્ષાએ કોઈ ભેદ નથી. જેવું કેવલી જાણે છે તેવું જ સ્યાદ્વાદી શ્રુતજ્ઞાની સમ્યગ્દષ્ટિ પણ જાણે છે. અર્થાત્ દ્રવ્યની અપેક્ષાએ

વસ્તુનું શું સ્વરૂપ છે ? સ્વભાવ કે વિભાવ પર્યાયની અપેક્ષાએ વસ્તુનું શું સ્વરૂપ છે? એ સર્વજ્ઞાન જેવું કેવલી ભગવાનને હોય છે તેવુંજ સમ્યગ્દષ્ટિને હોય છે. ફક્ત ભેદ એટલો છે કે કેવલી ભગવાન શુદ્ધ સ્વાભાવિક કેવલજ્ઞાનથી જાણે છે જ્યારે શ્રુતજ્ઞાની શ્રુતજ્ઞાનદ્વારા પરોક્ષ જાણે છે. કેવલજ્ઞાની અધિક પર્યાયોને જાણે છે, શ્રુતજ્ઞાની થોડા પર્યાયોને જાણે છે, પરંતુ જેટલું શ્રુતજ્ઞાની જાણે છે તેટલું તે કેવલ-જ્ઞાનીના જેવું જાણે છે, તેને અનુકૂળ જાણે છે તેથી પ્રતિકૂળ જાણતા નથી. અથવા જેમ કેવલજ્ઞાની સર્વસ્વ જાણતા છતાં પણ પૂર્ણ વીતરાગ છે તેવી જ રીતે સમ્યગ્દષ્ટિનું જ્ઞાન પણ વીતરાગભાવથી જાણે છે, રાગદ્વેષ કર્યા વગર પોતાની અને બીજાની કર્મજનિત અવસ્થાઓને વસ્તુસ્વરૂપે જાણે છે એટલા માટે સમ્યગ્દષ્ટિને પણ જ્ઞાતા કહેવાય છે, ઉદાસીન કહેવાય છે.

માત્ર અંતર એટલું છે કે સમ્યગ્દષ્ટિ બે પ્રકારના હોય છે–એક વીતરાગ, બીજા સરાગ. ધ્યાનસ્થ આત્મલીન સમ્યગ્દષ્ટિને વીતરાગ કહેવાય છે, તે સંપૂર્ણ મન વચન કાયાની ક્રિયાઓથી વિરક્ત રહીને એવી રીતે આત્માના આનંદનો સ્વાદ લઈ રહ્યા છે કે જેવી રીતે સર્વજ્ઞ વીતરાગ પરમાત્મા લે છે. સરાગ સમ્યક્ત્વી મન વચન કાયાની ક્રિયાઓ રાગપૂર્વક કરે છે તથાપિ તે પોતાને એ સર્વ ક્રિયાઓના કર્તા માનતા નથી. આત્મા જ્ઞાતાદષ્ટા છે, એવી બુદ્ધિ રાખે છે, કષાયના ઉદયથી તેને વ્યવહાર કાર્યો પોતપોતાની પદવી પ્રમાણે કરવા પડે છે. તેને તે પોતાનુ કર્તવ્ય જાણતા નથી, કર્મોદય-જનિત રોગ જાણે છે. તે સરાગ સમ્યક્ત્વીનું જ્ઞાન તથા શ્રદ્ધા તો વીતરાગ સમ્યગ્દષ્ટિના જેવાં છે, માત્ર ચારિત્રમોહના ઉદયનો અપરાધ છે, તેને તે સમ્યગ્દષ્ટિ કર્મનો ઉદય જાણે છે તેને પરરૂપે અનુભવ કરે છે. સર્વ મન, વચન, કાયાની ક્રિયાઓ પણ પર જાણે છે, એટલા માટે તે પણ પૂર્ણ ઉદાસીન છે.

તે ભાવના એવી રાખે છે કે આ સરાગતા ક્યારે મટે અને હુ વીતરાગ થઈ જાઉં. તત્ત્વજ્ઞાની સમ્યક્ત્વીનું, હુ નિશ્ચયથી પરમાત્માવત્ શુદ્ધ નિર્વિકાર જ્ઞાતાદૃષ્ટા છું, એવું જ્ઞાન તે આત્મજ્ઞાન કહેવાય છે. એ જ આત્મજ્ઞાન પરમ સુખસાધન છે. એ આત્મજ્ઞાનને જ નિશ્ચય સમ્યગ્જ્ઞાન કહે છે, તેને જિનવાણીનો સાર ભાવશ્રુતજ્ઞાન કહે છે, એ આત્મજ્ઞાનમાં ઉપયોગની સ્થિરતાને સ્વરૂપાચરણ ચારિત્ર કહે છે, સ્વાનુભવ કહે છે, કે આત્મધ્યાન કહે છે. ભાવશ્રુતજ્ઞાન દ્વારા આત્માનો અનુભવ બીજના ચંદ્રમા તુલ્ય છે. તે જ અભ્યાસના બળથી વધતો વધતો પૂર્ણ ચંદ્રમારૂપ કેવલજ્ઞાન થઈ જાય છે. જે રત્નત્રયથી સહજ સુખની સિદ્ધિ થાય છે તેમાં આત્મજ્ઞાન જ નિશ્ચય સમ્યગ્જ્ઞાન છે.

આ આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે દ્રવ્યશ્રુત દ્વારા છ દ્રવ્ય, પાંચ અસ્તિકાય, સાત તત્ત્વ અને નવ પદાર્થોનું જ્ઞાન આવશ્યક છે, તે પ્રાપ્ત કરવા પરમાગમનો અભ્યાસ કરવો બહુ અગત્યનો છે આ શાસ્ત્રાભ્યાસને વ્યવહાર સમ્યગ્જ્ઞાન કહે છે.

**વ્યવહાર સમ્યગ્જ્ઞાન:**—જિનવાણીમાં અનેક શાસ્ત્રોનો સંગ્રહ છે. ચાર અનુયોગોમાં તે વહેંચાયલો છે, જેને ચાર વેદ પણ કહેવાય છે.

**પ્રથમાનુયોગ:**—પ્રથમ અવસ્થામાં અલ્પ જ્ઞાનવાળા શિષ્યોને તત્ત્વજ્ઞાનની રુચિ કરાવવા જે સમર્થ થાય તેને પ્રથમાનુયોગ કહે છે. તેમાં જે મહાન પુરુષો અથવા સ્ત્રીઓએ ધર્મને ધારણ કરી આત્માની ઉન્નતિ સાધ્ય કરી છે તેમનાં જીવનચરિત્ર હોય છે. જેને પાપ કરવાથી ઘણાં દુઃખની પ્રાપ્તિ થઇ હોય અને પુણ્ય કરવાથી સુખ સાતાકારી સાધનોની પ્રાપ્તિ થઇ હોય એવાં ચરિત્રોનું પણ તેમાં કથન હોય છે. આ પ્રકારનાં વર્ણનો વાંચવાથી, બુદ્ધિ ઉપર એવી છાપ પડે છે કે આપણે પણ ધર્મનાં સાધનો કરીને આપણું આત્મહિત સાધવુ યોગ્ય છે.

બીજો અનુયોગ કરણાનુયોગ છે:-એમાં ચાર ગતિનું સ્વરૂપ તથા લોકનું સ્વરૂપ બતાવ્યું છે. જીવોની અવસ્થાના ભેદ, ગુણસ્થાન અને માર્ગણાસ્થાનોનું કથન તથા કર્મોનો બંધ, ઉદય, સત્તા આદિનું નિરૂપણ છે. આત્માની અવસ્થાઓ કર્મના સંયોગથી ભિન્ન ભિન્ન પ્રકારની થાય છે તે સર્વ હિસાબ તેમાં બતાવ્યો છે. અધ્યાત્મજ્ઞાન માટે આ જ્ઞાનની બહુ આવશ્યકતા છે. જે ગુણસ્થાનકોને સમજે તે જ બરાબર જાણી શકે કે સમ્યગ્દૃષ્ટિ કઈ અપેક્ષાએ બંધક અને કઈ અપેક્ષાએ અબંધક છે, તથા કર્મબંધ કયા ગુણસ્થાનક સુધી હોય છે, અને કર્મોની અવસ્થા કેવી રીતે બદલી શકાય છે. આ આત્મજ્ઞાનને બહુ સહકારી છે, કર્મ પુદ્‌ગલની સંગતિથી જીવના સઘળા વ્યવહારનૃત્યનું દિગ્દર્શન આ અનુયોગથી થાય છે.

ત્રીજો અનુયોગ ચરણાનુયોગ છે:- મન વચન કાયાને સ્થિર કરવા માટે, સ્વરૂપાચરણમય નિશ્ચયચારિત્ર પ્રાપ્ત કરવા માટે, જે જે વ્યવહારચારિત્રની આવશ્યકતા છે તે સર્વ આ અનુયોગમાં બતાવ્યું છે. સાધુનું ચારિત્ર, ગૃહસ્થ શ્રાવકનું ચારિત્ર, એ સર્વ વિસ્તારપૂર્વક એવી રીતે બતાવ્યું છે કે દરેક સ્થિતિના માનવ પોતાની યોગ્યતા અનુસાર તેનુ આચરણ કરી શકે, સહજ સુખનું સાધન કરતાં છતાં રાજ કર્તવ્ય, દેશરક્ષા કર્મ, વાણિજ્ય કર્મ, કૃષિ કર્મ, શિલ્પ કર્મ આદિ ગૃહસ્થને યોગ્ય આવશ્યક કર્મ પણ કરી શકે, અને દેશપરદેશમાં નાના પ્રકારનાં વાહન દ્વારા મુસાફરી કરી શકે. એમ લૌકિક ઉન્નતિ સર્વ પ્રકારની ન્યાયપૂર્વક કરતા છતાં સહજ સુખનું સાધન કરી શકાય. જેમ જેમ વૈરાગ્ય વધતો જાય તેમ તેમ ચારિત્ર અધિક અધિક પાળી શકાય અને અધિક અધિક આત્મધ્યાનની ઉન્નતિ કરી શકાય.

ચોથો અનુયોગ દ્રવ્યાનુયોગ છે:—એમાં છ દ્રવ્ય, પાંચ અસ્તિકાય, સાત તત્ત્વ અને નવ પદાર્થનું વ્યવહારનયથી પર્યાયરૂપ

તે ભાવના એવી રાખે છે કે આ સરાગતા ક્યારે મટે અને હું વીતરાગ થઈ જાઉં. તત્ત્વજ્ઞાની સમ્યક્ત્વીનું, હું નિશ્ચયથી પરમાત્માવત્ શુદ્ધ નિર્વિકાર જ્ઞાતાદૃષ્ટા છું, એવું જ્ઞાન તે આત્મજ્ઞાન કહેવાય છે. એ જ આત્મજ્ઞાન પરમ સુખસાધન છે. એ આત્મજ્ઞાનને જ નિશ્ચય સમ્યગ્જ્ઞાન કહે છે, તેને જિનવાણીનો સાર ભાવશ્રુતજ્ઞાન કહે છે, એ આત્મજ્ઞાનમાં ઉપયોગની સ્થિરતાને સ્વરૂપાચરણ ચારિત્ર કહે છે, સ્વાનુભવ કહે છે, કે આત્મધ્યાન કહે છે. ભાવશ્રુતજ્ઞાન દ્વારા આત્માનો અનુભવ બીજના ચંદ્રમા તુલ્ય છે. તે જ અભ્યાસના બળથી વધતો વધતો પૂર્ણ ચંદ્રમારૂપ કેવલજ્ઞાન થઈ જાય છે. જે રત્નત્રયથી સહજ સુખની સિદ્ધિ થાય છે તેમાં આત્મજ્ઞાન જ નિશ્ચય સમ્યગ્જ્ઞાન છે.

આ આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે દ્રવ્યશ્રુત દ્વારા ૭ દ્રવ્ય, પાંચ અસ્તિકાય, સાત તત્ત્વ અને નવ પદાર્થોનું જ્ઞાન આવશ્યક છે, તે પ્રાપ્ત કરવા પરમાગમનો અભ્યાસ કરવો બહુ અગત્યનો છે આ શાસ્ત્રાભ્યાસને વ્યવહાર સમ્યગ્જ્ઞાન કહે છે.

**વ્યવહાર સમ્યગ્જ્ઞાન:**—જિનવાણીમાં અનેક શાસ્ત્રોનો સંગ્રહ છે. ચાર અનુયોગોમાં તે વહેંચાયલો છે, જેને ચાર વેદ પણ કહેવાય છે.

**પ્રથમાનુયોગ:**—પ્રથમ અવસ્થામાં અલ્પ જ્ઞાનવાળા શિષ્યોને તત્ત્વજ્ઞાનની રુચિ કરાવવા જે સમર્થ થાય તેને પ્રથમાનુયોગ કહે છે. તેમાં જે મહાન પુરુષો અથવા સ્ત્રીઓએ ધર્મને ધારણ કરી આત્માની ઉન્નતિ સાધ્ય કરી છે તેમનાં જીવનચરિત્ર હોય છે. જેને પાપ કરવાથી ઘણાં દુઃખની પ્રાપ્તિ થઇ હોય અને પુણ્ય કરવાથી સુખ સાતાકારી સાધનોની પ્રાપ્તિ થઇ હોય એવાં ચરિત્રોનું પણ તેમાં કથન હોય છે. આ પ્રકારનાં વર્ણનો વાંચવાથી, બુદ્ધિ ઉપર એવી છાપ પડે છે કે આપણે પણ ધર્મનાં સાધનો કરીને આપણું આત્મહિત સાધવું યોગ્ય છે.

**બીજો અનુયોગ કરણાનુયોગ છે:**—એમાં ચાર ગતિનું સ્વરૂપ તથા લોકનું સ્વરૂપ બતાવ્યું છે. જીવોની અવસ્થાના ભેદ, ગુણસ્થાન અને માર્ગણાસ્થાનોનું કથન તથા કર્મોનો બંધ, ઉદય, સત્તા આદિનું નિરૂપણ છે. આત્માની અવસ્થાએ કર્મના સંયોગથી ભિન્ન ભિન્ન પ્રકારની થાય છે તે સર્વ હિસાબ તેમાં બતાવ્યો છે. અધ્યાત્મજ્ઞાન માટે આ જ્ઞાનની બહુ આવશ્યકતા છે. જે ગુણસ્થાનકોને સમજે તે જ બરાબર જાણી શકે કે સમ્યગ્દૃષ્ટિ કઈ અપેક્ષાએ બંધક અને કઈ અપેક્ષાએ અબંધક છે, તથા કર્મબંધ કયા ગુણસ્થાનક સુધી હોય છે, અને કર્મોની અવસ્થા કેવી રીતે બદલી શકાય છે. આ આત્મજ્ઞાનને બહુ સહકારી છે, કર્મ પુદ્‌ગલની સંગતિથી જીવના સઘળા વ્યવહારનૃત્યનું દિગ્દર્શન આ અનુયોગથી થાય છે.

**ત્રીજો અનુયોગ ચરણાનુયોગ છે:**— મન વચન કાયાને સ્થિર કરવા માટે, સ્વરૂપાચરણમય નિશ્ચયચારિત્ર પ્રાપ્ત કરવા માટે, જે જે વ્યવહારચારિત્રની આવશ્યકતા છે તે સર્વ આ અનુયોગમાં બતાવ્યું છે. સાધુનું ચારિત્ર, ગૃહસ્થ શ્રાવકનું ચારિત્ર, એ સર્વ વિસ્તારપૂર્વક એવી રીતે બતાવ્યું છે કે દરેક સ્થિતિના માનવ પોતાની યોગ્યતા અનુસાર તેનું આચરણ કરી શકે, સહજ સુખનું સાધન કરતાં છતાં રાજ કર્તવ્ય, દેશરક્ષા કર્મ, વાણિજ્ય કર્મ, કૃષિ કર્મ, શિલ્પ કર્મ આદિ ગૃહસ્થને યોગ્ય આવશ્યક કર્મ પણ કરી શકે, અને દેશપરદેશમાં નાના પ્રકારનાં વાહન દ્વારા મુસાફરી કરી શકે. એમ લૌકિક ઉન્નતિ સર્વ પ્રકારની ન્યાયપૂર્વક કરતા છતા સહજ સુખનું સાધન કરી શકાય. જેમ જેમ વૈરાગ્ય વધતો જાય તેમ તેમ ચારિત્ર અધિક અધિક પાળી શકાય અને અધિક અધિક આત્મધ્યાનની ઉન્નતિ કરી શકાય.

**ચોથો અનુયોગ દ્રવ્યાનુયોગ છે:**—એમાં છ દ્રવ્ય, પાંચ અસ્તિકાય, સાત તત્ત્વ અને નવ પદાર્થનું વ્યવહારનયથી પર્યાયરૂપ

તથા નિશ્ચયનયથી દ્રવ્યરૂપ કથન છે. એમાં શુદ્ધાત્માનુભવની રીતિઓ બતાવી છે, જીવનમુક્ત દશાનાં સાધન બતાવ્યાં છે અને અતીન્દ્રિય સહજસુખની પ્રાપ્તિનો સાક્ષાત્ ઉપાય બતાવ્યો છે. આ ચાર અનુ-યોગોનાં શાસ્ત્રોનો નિત્ય પ્રતિ યથાસંભવ અભ્યાસ કરવો તે વ્યવહાર સમ્યગ્જ્ઞાનનું સેવન છે.

જેમ સમ્યગ્દર્શનનાં આઠ અંગ છે તેમ સમ્યગ્જ્ઞાનનાં પણ આઠ અંગ છે. જો આઠ અંગો સહિત શાસ્ત્રાભ્યાસ કરવામાં આવે તો જ જ્ઞાનની વૃદ્ધિ થાય અને અજ્ઞાનનો નાશ થાય. તેમ જ ભાવોની શુદ્ધિ થાય, કષાયોની મંદતા થાય, સંસારથી રાગ ઘટે, વૈરાગ્ય વધે, સમ્ય-ક્ત્વની નિર્મલતા થાય અને ચિત્તનિરોધ (વૃત્તિને રોકવા) ની કલા માલૂમ પડે. આઠ અંગોને ધ્યાનમાં રાખીને શાસ્ત્રોનો અભ્યાસ કરનાર મન વચન કાયાને લીન કરી દે છે. ભણતાં ભણતાં આત્મા-નંદનો અનુભવ આવી જાય છે,

**સમ્યગ્જ્ઞાનના આઠ અંગઃ**-(૧) ગ્રંથશુદ્ધિ-શાસ્ત્રનાં વાક્યોને શુદ્ધ ભણવાં, જ્યાં સુધી શુદ્ધ નહિ ભણાય ત્યાં સુધી તેનો અર્થ ભાસશે નહિ.

(૨) અર્થશુદ્ધિ-શાસ્ત્રના અર્થ બરાબર સમજવા. જે આચાર્યોએ ગ્રંથની રચના કરી છે તેમણે પોતાનું જ્ઞાન પદોની સ્થાપનામાં રાખી દીધું છે, તો તે સ્થાપનારૂપ પદોદ્વારા જે જ્ઞાન ગ્રંથકર્તાઓએ એમાં ભર્યું છે, કે સ્થાપન કર્યું છે તે જ જ્ઞાન ગ્રહણ કરી લેવું જરૂરનું છે. જેમ પરદેશથી આવેલો પત્ર એવી રીતે વાંચીને સમજી લેવામાં આવે છે કે જે ભાવાર્થ પત્ર લખનારે લખ્યો હોય તે બરોબર જાણી લેવામાં આવે તો જ પત્ર વાંચવાનો લાભ થાય છે. તેમ ગ્રંથના યથાર્થ ભાવ સમજવા તે અર્થશુદ્ધિ છે.

(૩) ઉભયશુદ્ધિ-ગ્રન્થને શુદ્ધ ભણવા અને શુદ્ધ અર્થ સમજવા, બંનેનું ધ્યાન એક સાથે રાખવું તે ઉભયશુદ્ધિ છે.

(૪) કાલાધ્યયન—શાસ્ત્રોને એવા વખતે ભણવાં જોઈએ કે જ્યારે પરિણામમાં નિરાકુળતા હોય, સંધ્યાનો સમય આત્મધ્યાન તથા સામાયિક કરવાનો હોય છે તો તે સમય એટલે સવાર, બપોર તથા સાંજ બાદ કરવો અને એવો સમય પણ હોય છે કે જ્યારે શાસ્ત્રાભ્યાસમાં ઉપયોગ ન જોડાય, જેમકે કોઇને ઘેર સંકટ આવી પડ્યું હોય, તોફાન થઈ રહ્યું હોય, ધરતીકંપ થઈ રહ્યો હોય. ઘોર કલહ કે યુદ્ધ થઈ રહ્યુ હોય કે કોઈ મહાપુરુષના મરણનો શોક મનાઈ રહ્યો હોય, એવા આપત્તિઓના સમયે શાંતિપૂર્વક ધ્યાન કરવું યોગ્ય છે.

(૫) વિનય—ઘણા આદરપૂર્વક શાસ્ત્રો ભણવાં જોઈએ.ભાવોમાં ઘણી ભક્તિ રાખવી જોઈએ કે હું શાસ્ત્રો એટલા માટે ભણુ છું કે મને આત્મજ્ઞાનનો લાભ થાય અને મારા જીવનનો સમય સફળ થાય. અંતરંગ પ્રેમપૂર્ણ ભક્તિને વિનય કહે છે.

(૬) ઉપધાન—ધારણા કરતાં જતાં (યાદ રાખતાં જતાં) ગ્રન્થને ભણવા જોઈએ; વાંચવા જોઈએ. જે કંઈ વાંચવામાં આવે તે અંદર સ્થિર થતુ જાય કે જેથી ફરી સ્મરણમા આવી શકે. જો વાંચ વાંચ કરવામાં આવે પણ ધ્યાનમા ન લેવાય તો અજ્ઞાનનો નાશ થઈ શકે નહિ. એટલા માટે એકાગ્રચિત્ત થઈને વિચાર સહિત વાચવુ અને યાદ રાખતા જવું તે ઉપધાન છે. એ બહુ જરૂરી અંગ છે, જ્ઞાનનું પ્રબળ સાધન છે.

(૭) બહુમાન—શાસ્ત્રને બહુમાન કે પ્રતિષ્ઠાપૂર્વક વિરાજમાન કરીને ભણવુ જોઈએ. ઊંચે બાજઠ ઉપર મૂકીને, આસનપૂર્વક બેસીને ભણવુ ઉચિત છે. શાસ્ત્રને સારાં પૂઠાં અને બાંધવાનાં કપડાથી સુશોભિત કરીને જ્યાં ઉધેઇ ન લાગે, શાસ્ત્ર સુરક્ષિત રહે તેવે સ્થળે વિરાજમાન કરવાં જોઈએ.

(૮) અનિહ્નવ–આપણને શાસ્ત્રજ્ઞાન હોય છે તે છૂપાવવું જોઈએ નહિ. કોઈ સમજવા ચાહે તો સમજાવવું જોઈએ. જે ગુરુથી જ્ઞાન મળ્યું હોય તેમનું નામ છુપાવવું ન જોઈએ. આ પ્રમાણે જે આઠ અંગોને પાળતાં છતાં શાસ્ત્રોનું મનન કરે છે તે વ્યવહાર સમ્યગ્જ્ઞાનનું સેવન કરતો હોવાથી આત્મજ્ઞાનરૂપી નિશ્ચય સમ્યગ્જ્ઞાનને પ્રાપ્ત કરી શકે છે.

**જ્ઞાનના આઠ ભેદઃ**–જો કે જ્ઞાન એક જ છે. તે આત્માનો સ્વભાવ છે. જેમ સૂર્યના પ્રકાશમાં કોઈ ભેદ નથી તેમ જ્ઞાનમાં કોઈ ભેદ નથી. તથાપિ સૂર્યની ઉપર ઘણાં વાદળાં આવી જાય તો પ્રકાશ ઓછો પડે છે, વાદળાં તેથી થોડા હોય તો કંઈક પ્રકાશ વધારે પ્રગટે છે, તેથી અધિક ઓછાં વાદળાં હોય તો તેથી અધિક પ્રકાશ ઝળકે છે, તેથી પણ અધિક ઓછાં વાદળાં હોય તો તેથી પણ અધિક પ્રકાશ પ્રગટે છે. બિલકુલ વાદળાં ન હોય તો પૂર્ણ પ્રકાશ પ્રગટ થાય છે. એવી રીતે વાદળાંનાં થોડાં કે વધારે આવરણના કારણે સૂર્યના પ્રકાશના પાંચ ભેદ થઈ શકે છે. તથા તેથી પણ સૂક્ષ્મ વિચાર કરીએ તો સૂર્યપ્રકાશના અનેક ભેદ થઈ શકે, તેવી રીતે જ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમ કે ક્ષય અનુસાર જ્ઞાનના મુખ્ય પાંચ ભેદ થઈ ગયા છેઃ—મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યયજ્ઞાન તથા કેવલજ્ઞાન. મતિ, શ્રુત, અવધિ એ ત્રણ જ્ઞાન જ્યારે મિથ્યાદૃષ્ટિને હોય છે ત્યારે કુમતિ, કુશ્રુત, કુઅવધિ કહેવાય છે; સમ્યગ્દૃષ્ટિને તે મતિ, શ્રુત, અવધિ કહેવાય છે. આવી રીતે ત્રણ કુજ્ઞાન સાથે જ્ઞાનના આઠ ભેદ થાય છે.

**મતિજ્ઞાનઃ**–પાંચ ઇન્દ્રિય તથા મનદ્વારા સીધો કોઈ પદાર્થ જાણવો તે મતિજ્ઞાન છે. જેમકે સ્પર્શનેંદ્રિયથી સ્પર્શ કરીને કોઈ પદાર્થને ઠંડો, ગરમ, લૂખો, ચીકણો, નરમ, કઠણ, હલકો, ભારે જાણવો, રસના (જિહ્વા) ઇન્દ્રિયથી રસનાદ્વારા ચાખવા યોગ્ય પદાર્થનો

સ્પર્શ કરીને ખારો, મીઠો, તીખો, તૂરો, કડવો, કે મિશ્રિત સ્વાદ જાણવો; નાસિકા ઇન્દ્રિયથી ગંધયોગ્ય પદાર્થને સૂંઘીને સુગન્ધ કે દુર્ગન્ધ જાણવી; ચક્ષુ ઇન્દ્રિયથી, સ્પર્શ કર્યા વગર, દૂરથી કોઈ પદાર્થનો સફેદ, લાલ, પીળો, વાદળી, કાળો કે મિશ્રિત રંગ કે રૂપ જાણવું, કાનથી શબ્દ સ્પર્શ કરીને સુંદર કે અસુંદર શબ્દ જાણવો; મન દ્વારા દૂરથી કોઈ અપૂર્વ વાતને એકાએક જાણી લેવી. એવી રીતે જે સીધું જ્ઞાન ઇન્દ્રિય કે મનથી થાય છે તેને મતિજ્ઞાન (direct knowledge through senses and mind) કહેવાય છે. જેટલો મતિજ્ઞાનાવરણનો ક્ષયોપશમ થાય છે તેટલી જ વિશેષ મતિજ્ઞાનની શક્તિ પ્રગટ થાય છે. એટલા માટે સર્વ પ્રાણીઓનું મતિજ્ઞાન એક સરખું હોતું નથી. કોઈને થોડું તો કોઈને વધારે, કોઈને મન્દ તો કોઈને તીવ્ર હોય છે. જાણેલી ચીજ સ્મરણમાં આવવી, એકવાર ઇન્દ્રિયો કે મનથી જાણેલી ચીજને ફરી ગ્રહણ કરી ઓળખવી કે આ તે જ છે, એવું સંજ્ઞાજ્ઞાન, તથા જ્યા જ્યાં ધુમાડો હોય ત્યાં આગ હોવી જ જોઈએ, જ્યાં જ્યા સૂર્યનો પ્રકાશ હોય ત્યાં ત્યા કમલ પ્રફુલ્લિત થાય જ એવું ચિંતાજ્ઞાન, ચિન્હને દેખીને કે જાણીને પદાર્થને જાણવો, ધૂમાડાને દેખીને અગ્નિ છે એમ જાણવું એ અનુમાનજ્ઞાન, એ સર્વે મતિજ્ઞાન છે કારણ કે મતિજ્ઞાનાવરણકર્મના ક્ષયોપશમથી થાય છે.

**શ્રુતજ્ઞાન:**—મતિજ્ઞાનથી જાણેલા પદાર્થદ્વારા બીજા પદાર્થને કે વિષયને જાણવો તે શ્રુતજ્ઞાન છે, જેમ કાનથી આત્મા શબ્દ સાંભળ્યો એ મતિજ્ઞાન છે. આત્મા શબ્દથી આત્માના ગુણપર્યાય આદિનો બોધ થવો તે શ્રુતજ્ઞાન છે. એટલા માટે શાસ્ત્રજ્ઞાનને શ્રુતજ્ઞાન કહે છે. આપણે અક્ષરો વાંચીએ છીએ અથવા સાંભળીએ છીએ, તે દ્વારા ફરી મનથી વિચાર કરીને શબ્દો વડે જે જે પદાર્થોનો સંકેત હોય છે તેને બરાબર જાણી લઈએ છીએ તે શ્રુતજ્ઞાન છે: આ શ્રુતજ્ઞાન મનદ્વારા જ થાય છે. શ્રુતજ્ઞાનના બે ભેદ

છે. અક્ષરાત્મક શ્રુતજ્ઞાન, અનક્ષરાત્મક શ્રુતજ્ઞાન. જે અક્ષરોદ્વારા અર્થ વિચારવાથી થાય છે તે અક્ષરાત્મક શ્રુતજ્ઞાન છે, જેમકે શાસ્ત્રદ્વારા જ્ઞાન. સ્પર્શનાદિ ઇન્દ્રિયોથી મતિજ્ઞાનદ્વારા પદાર્થોને જાણીને ફરી તે જ્ઞાનદ્વારા તે પદાર્થમાં હિતરૂપ કે અહિતરૂપ બુદ્ધિ થાય તે અનક્ષરાત્મક શ્રુતજ્ઞાન છે. એ એકેન્દ્રિયાદિ સર્વ પ્રાણીઓને હોય છે. જેમ વૃક્ષને કુહાડીનો ઘા કરવાથી તેને કઠોર સ્પર્શનું જ્ઞાન થવું તે મતિજ્ઞાન છે. પછી તેને દુઃખની લાગણી થવી તે શ્રુતજ્ઞાન છે. કીડાને જીભદ્વારા સ્વાદનું જ્ઞાન થવુ તે મતિજ્ઞાન છે. પછી તેને તે સુખદાયી કે દુઃખદાયી ભાસવું તે શ્રુતજ્ઞાન છે કીડીને દૂરથી સુગન્ધ આવવી તે મતિજ્ઞાન છે. પછી સુગંધિત પદાર્થની નજીક આવવાની બુદ્ધિ થવી તે શ્રુતજ્ઞાન છે. પતંગીઆને આંખથી દીવાનો રંગ દેખી જ્ઞાન થવું તે મતિજ્ઞાન છે. તે હિતકારી ભાસવું શ્રુતજ્ઞાન છે. કર્ણથી કઠોર શબ્દ સાંભળવો મતિજ્ઞાન છે, તે અહિતકારી ભાસે તે શ્રુતજ્ઞાન છે. મતિ શ્રુતજ્ઞાન સર્વ પ્રાણીઓને સામાન્ય રીતે હોય છે. એકેન્દ્રિયાદિ પંચેન્દ્રિય પર્યંત સર્વને એ બે જ્ઞાનથી ઓછાં જ્ઞાન હોતાં નથી. આ બે જ્ઞાનોની શક્તિ હોય છે પરંતુ એ જ્ઞાન પણ ક્રમથી કામ કરે છે.

**અવધિજ્ઞાનઃ**—અવધિ નામ મર્યાદાનું છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવની મર્યાદામાં રહેલાં પુદ્ગલોનું અથવા પુદ્ગલ સહિત અશુદ્ધ જીવોનું વર્ણન જાણવું તે આ જ્ઞાનનું કામ છે. દ્રવ્યથી કહેવાનો હેતુ એ છે કે મોટા પદાથોને જાણે કે સૂક્ષ્મ પદાથોને જાણે, ક્ષેત્રથી કહેવાનો હેતુ એ છે કે કેટલે દૂર સુધીના પદાર્થને જાણે, એક કોસ સુધીના, સો કોશ સુધીના, હજાર કોશ સુધીના કે દશ હજાર આદિ કોશ સુધીના પદાર્થો જાણે, કાલથી કહેવાનો હેતુ એ છે કે કેટલા સમય આગળ કે પાછળનાને જાણે, દશ વર્ષ, સો વર્ષ, એક ભવ કે અનેક ભવને આગળ પાછળ જાણે. ભાવનો અર્થ અવસ્થાવિશેષ કે સ્વભાવવિશેષ તે છે. અવધિજ્ઞાનના બહુ ભેદ થઈ શકે છે, જેને જેટલો અવધિજ્ઞાનાવરણ કર્મનો ક્ષયોપશમ થાય છે તેને

તેટલું થોડું કે વધારે અવધિજ્ઞાન થાય છે. આ જ્ઞાન થવામાં મન અને ઇન્દ્રિયોની જરૂર નથી. આત્મા પોતે જ જાણે છે. દેવ તથા નારકીઓને તે જન્મથી જ હોય છે. પશુઓને તથા માનવોને સમ્યક્ત્વ કે તપના પ્રભાવથી થાય છે. આ એક પ્રકારની એવી વિશેષ શક્તિનો પ્રકાશ છે કે જેથી અવધિજ્ઞાની કોઈ માનવને દેખીને વિચાર કરતાં તેના પૂર્વ જન્મ અને ભવિષ્યના જન્મના બનાવોને જાણી શકે છે. યોગી તપસ્વી એટલું અધિક અવધિજ્ઞાન પામી શકે છે કે સેંકડો જન્મ આગળ પાછળનાની વાતો જાણી શકે છે. જ્ઞાનની જેટલી નિર્મળતા થાય છે તેટલો જ તેનો અધિક પ્રકાશ થાય છે.

**મનઃપર્યયજ્ઞાન**—બીજાઓના મનમાં પુદ્ગલ કે અશુદ્ધ જીવ સંબંધી શું શું વિચારો ચાલી રહ્યા છે, અથવા કયા કયા વિચાર થઈ ચૂકયા છે, અથવા કયા કયા વિચાર થશે; એ સર્વને જે કોઈ આત્માદ્વારા જાણી શકે તે મનઃપર્યયજ્ઞાન છે. આ જ્ઞાન એટલી બધી સૂક્ષ્મ વાતોને જાણી શકે છે કે જેને અવધિજ્ઞાની પણ જાણી શકતા નથી. એટલા માટે આ જ્ઞાન અવધિજ્ઞાનથી અધિક નિર્મલ છે. આ જ્ઞાન ધ્યાની તપસ્વી યોગીઓને જ હોય છે—સમ્યગ્દૃષ્ટિ મહાત્માઓને જ હોય છે. મનઃપર્યયજ્ઞાનાવરણ કર્મના ઓછા કે અધિક ક્ષયોપશમ અનુસાર કોઈને ઓછું કે કોઈને અધિક હોય છે.

**કેવલજ્ઞાનઃ**—સર્વ જ્ઞાનાવરણકર્મનો ક્ષયથવાથી અનંત જ્ઞાનનો પ્રકાશ થવો તે કેવલજ્ઞાન છે. આ સ્વાભાવિક પૂર્ણ જ્ઞાન છે, જે પરમાત્મા અરહંત તથા સિદ્ધમાં સદા વ્યક્તિરૂપે (પ્રગટપણે) પ્રકાશે છે. સંસારી જીવોમાં શક્તિરૂપે રહે છે, તે ઉપર જ્ઞાનાવરણનો પડદો પડેલો રહે છે. શુક્લ ધ્યાનના પ્રભાવથી સર્વ જ્ઞાનાવરણ કર્મનો જ્યારે ક્ષય થઈ જાય છે ત્યારે આ જ્ઞાન તેરમા ગુણસ્થાનકે સયોગી કેવલી જિનને પ્રગટ થાય છે, એક વખત પ્રકાશ થયા પછી ફરી મલિન થતું નથી. સદા સર્વદા શુદ્ધ સ્વભાવમાં પ્રગટ રહે છે. પાંચ

જ્ઞાનોમાં મતિ, શ્રુત પરોક્ષ છે, કારણ કે ઇન્દ્રિય અને મનથી થાય છે, પરંતુ ત્રણ જ્ઞાન પ્રત્યક્ષ છે કારણ કે આત્માથી જ થાય છે.

**શ્રુતજ્ઞાન જ કેવલજ્ઞાનનું કારણ છેઃ—** એ ચાર જ્ઞાનોમાં શ્રુતજ્ઞાન જ એવું જ્ઞાન છે કે જેનાથી શાસ્ત્રજ્ઞાન થાય છે અને આત્માનું ભેદવિજ્ઞાન થાય છે કે આ આત્મા રાગાદિ ભાવકર્મ, જ્ઞાનાવરણાદિ દ્રવ્યકર્મ અને શરીરાદિ નોકર્મથી ભિન્ન છે, સિદ્ધસમ શુદ્ધ છે. જેને આત્માનુભવ થાય છે તે જ ભાવશ્રુતજ્ઞાન પામી જાય છે. એ આત્માનુભવ જ કેવલજ્ઞાનનો પ્રકાશ કરી દે છે. કોઈ યોગીને અવધિજ્ઞાન કે મનઃપર્યય જ્ઞાન ન પણ હોય તો પણ શ્રુતજ્ઞાનના બળથી કેવલજ્ઞાન થઈ શકે છે. અવધિ મનઃપર્યયજ્ઞાનનો વિષય કંઈ શુદ્ધાત્મા નથી, એ તો રૂપી પદાર્થને જ જાણે છે જ્યારે શ્રુતજ્ઞાન અરૂપી પદાર્થોને પણ જાણી શકે છે. એટલા માટે શ્રુતજ્ઞાન પ્રધાન છે. માટે આપણે આટલું કરવા યોગ્ય છે કે આપણે શાસ્ત્રજ્ઞાનનો વિશેષ અભ્યાસ કરતા રહેવું કે જેથી આત્માનુભવ પ્રાપ્ત થાય. એ જ સહજ સુખનું સાધન છે, અથવા એ જ કેવલજ્ઞાનનો પ્રકાશ કરનાર છે.

**ચાર દર્શનોપયોગ:—**પહેલાં બતાવી ગયા છીએ કે જીવને ઓળખવા માટે આઠ જ્ઞાન અને ચાર દર્શન એ સાધન છે. દર્શન અને જ્ઞાનમાં ફેર એ છે કે જ્ઞાન સાકાર છે, દર્શન નિરાકાર છે. દર્શનમાં પદાર્થનો બોધ થતો નથી. બોધ થવા માંડે છે ત્યારે તેને જ્ઞાન કહેવાય છે. જે સમયે આત્માનો ઉપયોગ કોઈ પદાર્થને જાણવાની તૈયારી કરે છે ત્યારે દર્શન હોય છે. તે પછી જે કંઈ ગ્રહણ થાય છે તે જ્ઞાન છે. કાનમાં શબ્દ આવતાં ઉપયોગ ત્યાં ગયો અને શબ્દ જાણ્યો નથી ત્યાં સુધી દર્શન છે. જ્યારે જાણી લીધું કે શબ્દ છે ત્યારે જ્ઞાન કહેવાય છે. અલ્પજ્ઞાનીઓને દર્શનપૂર્વક મતિજ્ઞાન હોય છે, મતિજ્ઞાનપૂર્વક શ્રુતજ્ઞાન હોય છે. સમ્યગ્દષ્ટિ મહાત્માઓને અવધિદર્શનપૂર્વક અવધિજ્ઞાન હોય છે, કેવલજ્ઞાનીને કેવલદર્શન કેવલજ્ઞાનની

સાથે જ હોય છે, ચક્ષુ ઇન્દ્રિયદ્વારા જે દર્શન છે તે ચક્ષુદર્શન છે. જેમ આંખે ઘડીઆળને જાણ્યું તે મતિજ્ઞાન છે. તે ઘડીઆળના આકારને જાણવા પહેલાં જે ઉપયોગ ચક્ષુઇન્દ્રિયદ્વારા જાણવા તૈયાર થયો પરંતુ જાણ્યુ કંઈ નહિ તે ચક્ષુદર્શન છે. જ્યારે જાણી લીધું કે આ ઘડીઆળ છે ત્યારે મતિજ્ઞાન છે. એવી રીતે ચક્ષુઇન્દ્રિય સિવાય ચાર ઇન્દ્રિય અને મનથી જે દર્શન થાય છે તે અચક્ષુ-દર્શન છે. અવધિદર્શન સમ્યગ્દૃષ્ટિ જ્ઞાનીઓને આત્માથી થાય છે. કેવલદર્શન સર્વદર્શી છે, તે દર્શનાવરણ કર્મનો સર્વથા ક્ષય થવાથી પ્રગટે છે.

**નિશ્ચય અને વ્યવહાર નય:**—વસ્તુને સર્વાંગે ગ્રહણ કરે છે તે પ્રમાણ છે, જ્યારે નય છે તે વસ્તુના એક અંશને ગ્રહણ કરે છે કે બતાવે છે. પહેલા કહેલા પાંચે જ્ઞાન પ્રમાણ છે અને ત્રણ કુજ્ઞાન પ્રમાણાભાસ છે. જેમ કોઇ માનવ વેપારી છે અને મેજીસ્ટ્રેટ (ન્યાયાધીશ) પણ છે. પ્રમાણજ્ઞાન બંને વાતોને એક સાથે જાણે છે. નયની અપેક્ષાએ કોઈ વખત તે વેપારી કહેવાય છે ત્યારે મેજી-સ્ટ્રેટપણુ ગૌણ રહે છે; અને કોઈ વખત જ્યારે મેજીસ્ટ્રેટ કહેવાય છે ત્યારે વેપારીપણુ ગૌણ રહે છે. અધ્યાત્મશાસ્ત્રોમા નિશ્ચયનય તથા વ્યવહારનયનો ઉપયોગ બહુ જોવામા આવે છે. स्वाश्रयः निश्चयः पराश्रयः व्यवहारः । જે નય એક જ વસ્તુનું તેનાથી પરની અપેક્ષા વગર વર્ણન કરે તે નિશ્ચયનય છે. જે કોઈ વસ્તુને પરની અપેક્ષાએ એકને બદલે બીજું કહે તે વ્યવહારનય છે. એક તરવાર સોનાની મ્યાનમા છે તેમાં તરવારને તરવાર અને મ્યાનને મ્યાન કહેવું એ નિશ્ચયનયનુ કામ છે. તથા સોનાની તલવાર કહેવી એ વ્યવહારનયનું કામ છે. લોકમાં એવો વ્યવહાર ચાલે છે કે પરના સંયોગથી વસ્તુને અનેક પ્રકારે કહેવાય છે.

જેમ એક તરવાર ચાંદીની મ્યાનમાં અને એક સોનાની મ્યાનમાં

એમ બે તલવાર રાખી હોય. કોઈને એમાંથી. એક તલવારની જરૂર હોય તો તે એટલું લાંબું વાક્ય નથી કહેતો કે સોનાની મ્યાનમાં રાખી છે તે તલવાર લાવો. પણ સોનાની તલવાર લાવો એવું ટૂંકું વાક્ય કહી દે છે તો વ્યવહારમાં એ વચન અસત્ય નથી. પરંતુ નિશ્ચયથી અસત્ય છે. કારણ કે એવો ભ્રમ પેદા કરી શકે છે કે તરવાર સોનાની છે, જ્યારે તરવાર સોનાની નથી. એવી રીતે આપણો આત્મા મનુષ્ય આયુ અને ગતિના ઉદયથી મનુષ્ય-શરીરમાં છે, આત્મા ભિન્ન છે, તૈજસ કાર્મણ અને ઔદારિક શરીર ભિન્ન છે. નિશ્ચયનયથી આત્માને આત્મા જ કહેવાશે. વ્યવહાર-નયથી આત્માને મનુષ્ય કહેવાનો લોક વ્યવહાર છે કેમકે મનુષ્ય-શરીરમાં તે વિદ્યમાન છે. આત્માને મનુષ્ય કહેવો વ્યવહારથી સત્ય છે તો પણ નિશ્ચયનયથી તે અસત્ય છે; કારણ કે આત્મા મનુષ્ય નથી, તેનાં કર્મ મનુષ્ય છે, તેનો દેહ મનુષ્ય છે.

નિશ્ચયનયને ભૂતાર્થ, સત્યાર્થ, યથાર્થ, વાસ્તવિક, અસલ, મૂળ કહે છે. વ્યવહારનયને અસત્યાર્થ, અભૂતાર્થ, અયથાર્થ, અવાસ્તવિક કહે છે. સંસારી આત્માને સમજવા માટે તેમ જ પરના સંયોગ સહિત કોઈ પણ વસ્તુને ઓળખવા માટે બંને નયોની જરૂર પડે છે. કપડું મલિન છે તેને શુદ્ધ કરવા બંને નયના જ્ઞાનની જરૂર છે. નિશ્ચયનયથી કપડું ઉજ્જવળ છે, રૂનું બનેલું છે, વ્યવહાનયથી મેલું કહેવાય છે કારણ કે મેલનો સંયોગ છે. જો એક જ નય કે અપેક્ષાને સમજે તો કપડું કદી સ્વચ્છ થઇ શકે નહિ. જો એમ માની લે કે કપડું સર્વથા શુદ્ધ જ છે તો પછી તેને શુદ્ધ કરવામાં આવે નહિ, જો માની લે કે મેલું જ છે તો પણ તે શુદ્ધ કરાય નહિ. જો એમ માનવામાં આવે કે મૂળમાં તો તે શુદ્ધ છે પરંતુ મેલના સયોગથી વર્તમાનમાં તેનું સ્વરૂપ મેલું થઈ રહ્યું છે, તો જ તેને શુદ્ધ કરી શકાય. મેલ પર છે, તે દૂર થઈ શકે છે, એવો નિશ્ચય થયા પછી જ કપડું સાફ કરી શકાય છે એવી રીતે નિશ્ચયનય કહે છે કે આત્મા શુદ્ધ છે.

વ્યવહારનય કહે છે કે આત્મા અશુદ્ધ છે, કર્મોથી બંધાએલો છે. એ બંને વાતો જાણ્યા પછી જ કર્મોને કાપવાનો પુરુષાર્થ કરી શકાય છે.

નિશ્ચયનયના પણ અધ્યાત્મશાસ્ત્રોમાં બે ભેદ કહ્યા છે. એક શુદ્ધ નિશ્ચયનય, બીજો અશુદ્ધ નિશ્ચયનય. જેનો લક્ષ કેવળ શુદ્ધ ગુણ પર્યાય અને દ્રવ્ય ઉપર છે તે શુદ્ધ નિશ્ચયનય છે અને જેનો લક્ષ તે એક દ્રવ્યના અશુદ્ધ દ્રવ્ય, ગુણ, પર્યાય ઉપર હોય તે અશુદ્ધ નિશ્ચયનય છે! જેમ જીવ સિદ્ધ સમ શુદ્ધ છે એ વાક્ય શુદ્ધ નિશ્ચયનયથી કહેવાય છે. આ જીવ રાગી દ્વેષી છે એ વાક્ય અશુદ્ધ નિશ્ચયનયથી કહેવાય છે. રાગદ્વેષ જીવના જ નૈમિત્તિક કે ઔપાધિક ભાવ છે. તે ભાવોમાં મોહનીય કર્મના ઉદયનો સંયોગ થઈ રહ્યો છે તેથી તે ભાવ શુદ્ધ નથી. અશુદ્ધ છે. તે અશુદ્ધ ભાવોને આત્માના ભાવ કહેવા તે અશુદ્ધ નિશ્ચયનયથી યથાર્થ છે પણ શુદ્ધ નિશ્ચયનયથી યથાર્થ નથી. એ બન્ને નય એક જ દ્રવ્ય ઉપર લક્ષ રાખે છે.

વ્યવહારનયના અનેક ભેદ છે. અનુપચરિત અસદ્‌ભૂત વ્યવહારનય. એ નય, પરવસ્તુને કોઈનો સંયોગ થતા પરને તેની કહેવી તે છે. જેમ આ ઘીનો ઘડો છે. એમાં ઘીનો સંયોગ છે માટે ઘડાને ઘીનો ઘડો કહે છે. આ જીવ પાપી છે, પુણ્યાત્મા છે, માનવ છે, પશુ છે. આ ગોરો છે આ કાળો છે. એ વાક્યો આ નયથી યથાર્થ છે કેમકે કાર્માણ કે ઔદારિક શરીરનો સંયોગ છે માટે અનુપરિત છે. પરંતુ આત્માના મૂળ સ્વરૂપથી ભિન્ન છે માટે અસદ્‌ભૂત છે. બિલકુલ ભિન્ન વસ્તુને તેની પોતાની કહેવી તે ઉપચરિત અસદ્‌ભૂત વ્યવહારનય છે, જેમ આ દુકાન રામલાલની છે, આ ટોપી બાળકની છે, આ સ્ત્રી રામલાલની છે, આ ગાય ફતેચંદની છે, આ કપડું મારું છે, આ આભૂષણ મારાં છે, આ દેશ મારો છે.

નિશ્ચયનયનો વિષય વસ્તુને અભેદરૂપે અખંડરૂપે ગ્રહણ કરવાનો છે, જ્યારે વસ્તુને ખંડરૂપે ગ્રહણ કરવી એ સદ્‌ભૂત વ્યવહારનયનો

વિષય છે. એવું પણ શાસ્ત્રોમાં વિવેચન છે. જેમ આત્માને અભેદ એક જ્ઞાયકરૂપે ગ્રહણ કરવો એ નિશ્ચયનયનો અભિપ્રાય છે જ્યારે આત્માને જ્ઞાનરૂપ, દર્શનરૂપ, ચારિત્રરૂપ એમ ગુણ અને ગુણીનો ભેદ કરીને કહેવું એ સદ્‌ભૂત વ્યવહારનયનો વિષય છે. કેટલેક સ્થળે આ સદ્‌ભૂત વ્યવહારનો પણ નિશ્ચયનયમાં સમાવેશ કરીને કથન કર્યું છે. કેમકે આ સદ્‌ભૂત વ્યવહાર પણ એક જ દ્રવ્યની તરફ ભેદરૂપથી લક્ષ રાખે છે, પરની તરફ લક્ષ નથી. જ્યાં પરની તરફ લક્ષ કરીને પરનું કથન છે તે અસદ્‌ભૂત વ્યવહારનય છે અથવા સામાન્યથી વ્યવહારનય છે,

**દ્રવ્યાર્થિક પર્યાયાર્થિક નયઃ**—જે નય કે અપેક્ષા કેવલદ્રવ્યને લક્ષમાં લઈને વસ્તુને કહે છે તે દ્રવ્યાર્થિક છે. જે દ્રવ્યના કોઈ પર્યાયને લક્ષમાં લઈને કહે તે પર્યાયાર્થિક નય. જેમ દ્રવ્યાર્થિક નયથી દરેક આત્મા સમાનરૂપથી શુદ્ધ છે, નિજ સ્વરૂપમાં છે. પર્યાયાર્થિક નયથી આત્મા સિદ્ધ છે, સંસારી છે, પશુ છે, માનવ છે, વૃક્ષ છે, ઇત્યાદિ. આ આત્મા નિત્ય છે એ દ્રવ્યાર્થિક નયનું વાક્ય છે, આ આત્મા સંસારી અનિત્ય છે એ પર્યાયાર્થિકનયનું વાક્ય છે; કેમકે દ્રવ્ય કદી નાશ પામતું નથી, પર્યાય ક્ષણમાં બદલાય છે.

**નૈગમાદિ સપ્ત નયઃ**—જગતમાં અપેક્ષાવાદ વિના વ્યવહાર થઈ શકતો નથી. ભિન્ન ભિન્ન અપેક્ષાથી વાક્ય સત્ય મનાય છે, જેનાથી લોકમાં વ્યવહાર થાય છે તે અપેક્ષાઓ અથવા નયોને બતાવવા માટે જૈન સિદ્ધાંતમાં સાત નય પ્રસિદ્ધ છે. નૈગમ, સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ, અને એવંભૂત, એ સાત નય છે. એમાં પહેલા ત્રણ નય દ્રવ્યાર્થિકમાં સમાય છે; કેમકે તેની દૃષ્ટિ દ્રવ્ય ઉપર રહે છે, શેષ ચાર નય પર્યાયાર્થિકમાં સમાય તે. કારણ કે તેની દૃષ્ટિ પર્યાય ઉપર રહે છે. તથા છેલ્લા ત્રણ નયોની દૃષ્ટિ શબ્દ ઉપર રહે છે માટે તે શબ્દનય પણ કહેવાય છે અને શેષ ચાર

નયની દૃષ્ટિ પદાર્થ ઉપર મુખ્યતાથી રહે છે માટે તે અર્થનય પણ કહેવાય છે.

**નૈગમનય:**—જેમાં સંકલ્પ કરવામાં આવે તે નૈગમનય છે. ભૂતકાળની વાતનો વર્તમાનમાં સંકલ્પ કરવો એ ભૂતનૈગમનય છે. જેમ કે દિવાળીને દિવસે એમ કહેવુ કે આજે શ્રી વર્દ્ધમાનસ્વામીનો નિર્વાણ દિવસ છે. ભાવિનૈગમનય ભવિષ્યની વાતને વર્તમાનમાં કહે છે જેમકે અર્હન્ત અવસ્થામાં બિરાજતા કોઈ કેવલીને સિદ્ધ કહેવો. વર્તમાન નૈગમનય તે છે કે જે વર્તમાનની અધૂરી વાતને પૂરી કહે છે. જેમકે કોઈ લાકડું કાપતો હોય તેને કોઈ પૂછે કે શું કરી રહ્યા છો ? તો તે કહે કે કમાડ બનાવી રહ્યો છું, કારણ કે લાકડું કાપવામાં એનો ઉદ્દેશ કમાડ બનાવવાનો છે.

**સંગ્રહનય:**—જે એક જાતિનાં ઘણાં દ્રવ્યોને એક સાથે એકઠાં કહે તે સગ્રહનય છે જેમકે સત્ એ દ્રવ્યનું લક્ષણ છે. આ વાક્ય સર્વ દ્રવ્યોને સત્ બતાવે છે. જીવનું ઉપયોગ લક્ષણ છે એ વાક્ય સર્વ જીવોનું લક્ષણ ઉપયોગ સિદ્ધ કરે છે.

**વ્યવહારનય:**—જે અપેક્ષાથી સંગ્રહનયવડે ગ્રહીત પદાર્થોનો ભેદ કરતા જવાય તે વ્યવહારનય છે, જેમ કે દ્રવ્ય ૭ છે; જીવ સંસારી અને સિદ્ધ છે. સંસારીજીવ સ્થાવર અને ત્રસરૂપ છે, સ્થાવર જીવ પૃથ્વીકાય આદિ પાંચ પ્રકારના છે ઇત્યાદિ.

**ઋજુસૂત્રનય:**—સૂક્ષ્મ તથા સ્થૂલ પર્યાયમાત્ર જે વર્તમાનમાં છે તેને ગ્રહણ કરે તે ઋજુસૂત્રનય છે. જેમ સ્ત્રીને સ્ત્રી. પુરુષને પુરુષ, શ્વાનને શ્વાન, અશ્વને અશ્વ, ક્રોધ પર્યાય સહિતને ક્રોધી, દયાભાવ સહિતને દયાવાન કહેવું,

**શબ્દનય:**—લિંગ, વચન, કારક, કાલ, આદિના વિરોધરૂપ દોષો ઉપરથી જોતાં જણાય તો પણ વ્યાકરણ કે સાહિત્યના નિયમોની અપેક્ષાએ શબ્દોનો વ્યવહાર કરવો તે શબ્દનય છે. જેમ

સ્ત્રીને સંસ્કૃતમાં દારા, ભાર્યા, કલત્ર કહે છે. અહીં દારા શબ્દ પુલ્લિંગ છે, કલત્ર નપુંસકલિંગ છે તો પણ બરોબર છે. કોઈ મહાન પુરુષ આવતા હોય તેમને માનાર્થસૂચક શબ્દોમાં કહે છે કે તેઓ પધારે છે. આ વાકય જોકે બહુવચનનો પ્રયોગ એક વચનમાં કર્યો છે, તથાપિ શબ્દનયથી યથાર્થ છે. કોઈ કથાનું વર્ણન કરતાં ભૂતકાળમાં વર્તમાનકાળનો પ્રયોગ કરી દે છે જેમ સેના લડી રહી છે, તોપોનો મારો ચાલી રહ્યો છે, લોહીની ધારાઓ વહી રહી છે, મડદાંનાં માથાં આળોટી રહ્યાં છે, એ સર્વ વાકયોમાં ભૂતકાલને બદલે વર્તમાનકાલનો પ્રયોગ કરેલો છે છતાં શબ્દનયથી તે યથાર્થ છે. શબ્દનયમાં ભાષા સાહિત્યને અનુસાર શબ્દોનો વ્યવહાર કરવામાં આવે એ દૃષ્ટિ છે.

**સમભિરૂઢ નય:**—એક શબ્દના અનેક અર્થ પ્રસિદ્ધ છે. તેમાંથી એક અર્થ લઈ કોઈ પદાર્થને માટે તેનો પ્રયોગ કરવો તે સમભિરૂઢનય છે. જેમ ગો શબ્દનો અર્થ નક્ષત્ર, આકાશ, વિજળી, પૃથ્વી, વાણી આદિ છે તો પણ ગાયને માટે પણ વ્યવહાર કરવો તે સમભિરૂઢનયથી યથાર્થ છે. જો કે ગો શબ્દનો અર્થ ગમન કરનાર છે, તથાપિ સૂતેલી, બેઠેલી કે દરેક દશામાં ગાય પશુને ગો કહેવી તે સમભિરૂઢનયથી યથાર્થ છે. અથવા એક પદાર્થના અનેક શબ્દ નિશ્ચિત કરવા, પછી ગમે તો તેના અર્થમાં ભેદ હોય તોપણ તે સમભિરૂઢનયથી યથાર્થ છે. જેમ સ્ત્રીને સ્ત્રી, અબલા, નારી, આદિ કહેવું. અથવા ઇન્દ્રને, શક્ર, પુરન્દર, ઇન્દ્ર, સહસ્રાક્ષી આદિ કહેવું. અહીં આ શબ્દોના ભિન્ન ભિન્ન અર્થ છે તો પણ એક વ્યક્તિને માટે વ્યવહાર કરવો સમભિરૂઢનયથી બરોબર છે.

**એવંભૂતનય:**—જે શબ્દનો જે વાસ્તવિક અર્થ હોય તેવી ક્રિયા કરનારનો તે શબ્દથી વ્યવહાર કરવો તે એવંભૂત નય છે. જેમ વૈદું કરનારને વૈદ્ય કહેવો, દુર્બળ સ્ત્રીને જ અબળા કહેવી,

પૂજન કરતો હોય તેને પૂજારી કહેવો, રાજ્ય કરતો હોય, ન્યાય કરતો હોય તેને રાજા કહેવો. લોક વ્યવહારમાં આ સાત નયોની ઘણી ઉપયોગિતા છે.

**સ્યાદ્વાદનય અથવા સપ્તભંગ વાણીઃ**—પદાર્થમાં અનેક સ્વભાવ રહે છે, જે સાધારણ રૂપથી વિચારતા વિરોધરૂપ ભાસે છે પરંતુ તે સર્વે ભિન્ન ભિન્ન અપેક્ષાએ પદાર્થમાં પદાર્થરૂપે જ હોય છે. તેને સમજાવવાનો ઉપાય સ્યાદ્વાદ કે સપ્તભંગ છે.

દરેક પદાર્થમાં અસ્તિ એટલે હોવાપણું, નાસ્તિ એટલે અભાવ-પણું એ બે વિરોધી સ્વભાવ છે. નિત્યપણું તથા અનિત્યપણું એ પણ બે વિરોધી સ્વભાવ છે. એકપણું અને અનેકપણું એ પણ બે વિરોધી સ્વભાવ છે. એક સમયે એક જ સ્વભાવને વચનદ્વારા કહી શકાય છે, ત્યારે બીજો સ્વભાવ જો કે કહી શકાતો નથી તો પણ પદાર્થમાં અવશ્ય રહેલો છે, એ વાત જણાવવાને માટે સ્યાદ્વાદ છે.

સ્યાત્ એટલે કથંચિત્ કોઈ અપેક્ષાએ, વાદ એટલે કહેવુ તે સ્વાદ્વાદ છે. જેમ એક પુરુષ પિતા પણ છે, પુત્ર પણ છે. તે જ્યારે કોઈને સમજાવવુ હોય ત્યારે કહેવાય કે स्यात् पिता अस्ति । કોઈ અપેક્ષાએ (પોતાના પુત્રની અપેક્ષાએ) પિતા છે. અહીં સ્યાત શબ્દ એમ બતાવે છે કે તે કંઈ અન્ય પણ છે. ફરી કહે કે स्यात् पुत्रः अस्ति—કોઈ અપેક્ષાએ (પોતાના પિતાની અપેક્ષાએ) પુત્ર છે. એ પુરુષ પિતા અને પુત્ર બંને છે એમ દૃઢ કરવા માટે ત્રીજો ભંગ કહેવાય છે કે 'स्यात् पिता पुत्रश्च ।'

કોઈ અપેક્ષાએ જો બંનેનો વિચાર કરીએ તો તે પિતા પણ છે, પુત્ર પણ છે. તે પિતા અને પુત્ર તો એક જ સમયે છે પરંતુ શબ્દોમાં એ શક્તિ નથી કે બંને સ્વભાવોને એક સાથે કહી શકાય. તેથી ચોથો ભંગ કહે છે–स्यात् अवक्तव्यं । કોઈ અપેક્ષાએ આ વસ્તુ અવક્તવ્ય છે. કથનગોચર નથી. જોકે એ પિતા અને પુત્ર

બંને એક સમયે (સાથે) છે, પરંતુ કહી શકાતું નથી. સર્વથા અવક્તવ્ય નથી એ વાતને સિદ્ધ કરવા બાકીના ત્રણ ભંગ છે. स्यात पिता अवक्तव्यं च । કોઈ અપેક્ષાએ અવક્તવ્ય હોવા છતાં પણ પિતા છે, स्यात पुत्रः अवक्तव्यं च । કોઈ અપેક્ષાએ અવક્તવ્ય હોવા છતાં પણ પુત્ર છે. स्यात पिता पुत्रश्च अवक्तव्यं च । કોઈ અપેક્ષાએ અવક્તવ્ય હોવા છતાં પણ પિતા અને પુત્ર બંને છે. એવી રીતે બે વિરોધી સ્વભાવોને સમજાવવા માટે સાત ભંગ, શિષ્યોને દૃઢ જ્ઞાન કરાવવાના હેતુએ, કરવામાં આવ્યા છે. વસ્તુતાએ તે પુરુષમાં ત્રણ સ્વભાવ છે-પિતા છે, પુત્ર છે, અને અવક્તવ્ય છે. તેના સાત ભંગ જ થઈ શકે છે. ઓછા કે આઠ થતા નથી જેમ-૧ પિતા, ૨ પુત્ર, ૩ પિતાપુત્ર, ૪ અવક્તવ્ય, ૫ પિતા અવક્તવ્ય, ૬ પુત્ર અવક્તવ્ય, ૭ પિતા પુત્ર અવક્તવ્ય.

જો કોઈને ધોળો, કાળો અને પીળો એ ત્રણ રંગ આપવામાં આવે અને તેના ભિન્ન ભિન્ન રંગ બનાવવાનું કહેવામાં આવે તો તે નીચે પ્રમાણે સાત જ બનાવી દેશે.

૧ સફેદ, ૨ કાળો, ૩ પીળો, ૪ સફેદ કાળો, ૫ સફેદ પીળો, ૬ કાળો પીળો, ૭ સફેદ પીળો. આથી ઓછા કે અધિક બની શકતા નથી.

આત્માના સ્વભાવને સમજાવવા માટે આ સ્યાદ્વાદની ઘણી જરૂર છે. આત્મામાં અસ્તિત્વ અથવા ભાવપણું, પોતાનું અખંડ દ્રવ્ય, પોતાના અસંખ્યાત પ્રદેશરૂપ ક્ષેત્ર, પોતાના સ્વાભાવિક પર્યાયરૂપ કાળ, અને પોતાના શુદ્ધ જ્ઞાનાનંદમય ભાવની અપેક્ષાએ છે તે સમયે આ પોતાના આત્મામાં સંપૂર્ણ અન્ય આત્માઓના, સર્વ પુદ્ગલોના, ધર્મ, અધર્મ, આકાશ અને કાલના દ્રવ્ય ક્ષેત્ર કાલ તથા ભાવનું નાસ્તિપણું કે અભાવપણું છે, અસ્તિત્વની સાથે નાસ્તિત્વ ન હોય તો આ આત્મા છે, આ શ્રી મહાવીરસ્વામીનો આત્મા છે અન્ય નથી, એવો

બોધ જ ન થાય. આત્મામાં આત્માપણું તો છે પરંતુ આત્મામાં રાગાદિ ભાવકર્મ, જ્ઞાનાવરણાદિ દ્રવ્યકર્મ, શરીરાદિ નોકર્મ એ તથા અન્ય સર્વ દ્રવ્યોનું નાસ્તિત્વ છે અથવા અભાવ છે. એવું જાણવાથી ભેદવિજ્ઞાન થાય છે, આત્માનુભવ થઈ શકે છે. તેને સાત રીતે કહેવાશે.

१ स्यात् अस्ति आत्मा, २ स्यात् नास्ति आत्मा, ३ स्यात् अस्ति नास्ति आत्मा, ४ स्यात् अवक्तव्यं, ५ स्यात् अस्ति आत्मा अवक्तव्यं च, ६ स्यात् नास्ति आत्मा अवक्तव्यं च, ७ स्यात् अस्ति नास्ति आत्मा अवक्तव्यं च । એવી રીતે આ આત્મા પોતાના દ્રવ્ય અને સ્વભાવની અપેક્ષાએ ધ્રુવ છે, નિત્ય છે, તે જ સમયે તે પર્યાયની અપેક્ષાએ અનિત્ય છે એમ એક જ સમયમાં આત્મામાં નિત્યપણું તથા અનિત્યપણું બંને સ્વભાવ છે તેને સાત ભંગો દ્વારા સમજાવવામાં આવે છે.

१ स्यात् नित्यं, २ स्यात् अनित्यं ३ स्यात् नित्यं अनित्यं, ४ स्यात् अवक्तव्यं, ५ स्यात् नित्यं अवक्तव्यं च, ६ स्यात् अनित्यं अवक्तव्यं च, ७ स्यात् नित्यं अनित्यं अवक्तव्यं च ।

એવી રીતે આત્મા અનંતગુણોનો અભેદ પિંડ છે, એટલા માટે એકરૂપ છે. તે આત્મા તે સમયે જ્ઞાનગુણની અપેક્ષાએ જ્ઞાનરૂપ છે, સમ્યક્ત્વ ગુણની અપેક્ષાએ સમ્યક્ત્વરૂપ છે, ચારિત્રગુણની અપેક્ષાએ ચારિત્રરૂપ છે, વીર્યગુણની અપેક્ષાએ વીર્યરૂપ છે. જેટલા ગુણ આત્મામાં છે તે સર્વ આત્મામાં વ્યાપક છે એટલા માટે તેની અપેક્ષાએ આત્મા અનેકરૂપ છે. તેના સાત ભંગ આ રીતે કરાય છે. स्यात् एकः, स्यात् अनेकः, स्यात् एकः अनेकश्च, स्यात् अवक्तव्यं, स्यात् एकः अवक्तव्यं च, स्यात् अनेकः अवक्तव्यं च, स्यात् एकः अनेकः अवक्तव्यं च ।

આ સંસારી આત્મા સ્વભાવની અપેક્ષાએ શુદ્ધ છે, તે જ સમયે

કર્મસંયોગની અપેક્ષાએ અશુદ્ધ છે. એના પણ સાત ભંગ બની શકે છે.

स्यात् शुद्धः, स्यात् अशुद्धः, स्यात शुद्धः अशुद्धः, स्यात् अवक्तव्यं, स्यात् शुद्धः अवक्तव्यं च, स्यात् अशुद्धः अवक्तव्यं च, स्यात् शुद्धः अशुद्धः अवक्तव्यं च ॥

સ્યાદ્વાદ વિના કોઈ પણ પદાર્થના અનેક સ્વભાવોનું જ્ઞાન અજ્ઞાની શિષ્યને થાય નહિ. એટલા માટે એ બહુ આવશ્યક સિદ્ધાંત છે, આત્માનું ભેદવિજ્ઞાન થવા માટે તો બહુ જ જરૂરી છે. વળી આ સ્યાંદ્વાદ સિદ્ધાત અનેક એકાત મતધારી, મત દૃઢ કરવાવાળાઓને તેમનો એકાંત આગ્રહ છોડાવીને આમાં પ્રેમ અથવા ઐક્ય સ્થાપન કરવાનું પણ સાધન છે.

જેમ કોઈ મકાન પાંચ માણસોને દૂરથી દેખાડવામાં આવ્યું. એ મકાન જુદી જુદી જગાએ પાંચ પ્રકારના રંગોથી રંગેલું છે, જેની દૃષ્ટિ ધોળા રંગ ઉપર પડી તે કહે છે કે મકાન ધોળું છે, જેની દૃષ્ટિ લાલ રંગ પર પડી તે કહે છે કે મકાન લાલ છે, જેની દૃષ્ટિ પીળા રંગ પર પડી તે કહે છે કે મકાન પીળું છે, જેની દૃષ્ટિ લીલા રંગ પર પડી તે કહે છે મકાન લીલું છે, જેની દૃષ્ટિ કાળા રંગ ઉપર પડી તે કહે છે કે મકાન કાળું છે એવી રીતે પરસ્પર લડતા હતા ત્યાં એક સમજુએ કહ્યું કે તમે શું લડો છો? તમે સર્વે એકાંશથી સાચા છો પરંતુ પૂર્ણ સત્ય નથી. આ મકાન પાંચ રંગનું છે એમ તમે સમજો. જ્યારે પાચેય મનુષ્યો એ વાત સમજી ગયા ત્યારે તે સર્વનો એકાન્ત આગ્રહ મટી ગયો અને સર્વને ઘણો આનંદ થયો. એવી રીતે અનેકાંતમય—અનેકસ્વભાવવાળા પદાર્થોને અનેક સ્વભાવવાળા બતાવવા માટે સ્યાદ્વાદ દર્પણ સમાન છે અને વિરોધ મટાડવાને એક અટળ ન્યાયાધીશ સમાન છે. સહજ સુખ સાધનને માટે તે બહુ જ ઉપયોગી છે. કલ્પિત ઇન્દ્રિયસુખને ત્યાગવા યોગ્ય અને અતીન્દ્રિય સુખને ગ્રહણ કરવા યોગ્ય તે બતાવે છે.

સમ્યગ્જ્ઞાનનું ફળ-નિશ્ચયનયથી આત્માને આત્મારૂપ જ જાણવો તે સમ્યગ્જ્ઞાન છે. જેમ સૂર્ય ઉપર વાદળાં આવી જવાથી પ્રકાશ અતિ અલ્પ પ્રગટ છે, તો પણ સમજુ માણસ જાણે છે કે સૂર્યનો પ્રકાશ એટલો જ નથી, એ તો બપોરના સમયે મેઘરહિત જેમ પૂર્ણપ્રકાશમાન રહે છે તેવો જ છે. વાદળાંને લીધે પ્રકાશ ઓછો છે પણ સૂર્યનો સ્વભાવ એવો નથી. એવો જે સૂર્યનો મૂળ પ્રકાશ—પૂર્ણ પ્રકાશ તેને ભલે પ્રકારે કોઈ પણ સંશય વિના જાણે છે તે જ સમ્યગ્જ્ઞાની છે. એવી રીતે આપણા આત્મા ઉપર જ્ઞાનાવરણાદિ કર્મોરૂપ વાદળ હોવાથી જ્ઞાનનો પ્રકાશ ઓછો અને મલિન થઈ રહ્યો છે. રાગીદ્વેષી અજ્ઞાનમય થઈ રહ્યો છે તો પણ આ આત્મા વસ્તુતાએ સર્વજ્ઞ વીતરાગ છે, પૂર્ણ જ્ઞાનાનંદમય છે એવું સંશયરહિત, વિપરીતતા રહિત અને અનધ્યવસાય (આળસ) રહિત જે જાણે છે તે જ સમ્યગ્જ્ઞાની છે.

આત્મા નામનું દ્રવ્ય ગમે તો વૃક્ષમાં હોય ગમે તો કીડીમાં, પતંગમાં, શ્વાનમાં, અશ્વમાં, માનવમાં, નીચમાં, ઊંચમાં, રાજામાં, રંકમાં, નીરોગીમાં, રોગીમાં, કુરૂપમાં, સુરૂપમાં, વૃદ્ધમાં, બાળકમાં, યુવાનમાં, કોઈ પણ સજીવ પ્રાણીમાં હોય તો પણ તે સર્વનો આત્મા એક સમાન શુદ્ધ જ્ઞાન, દર્શન, વીર્ય, સુખ આદિ ગુણોનો ધારી, રાગાદિ ભાવકર્મ, જ્ઞાનાવરણાદિ દ્રવ્યકર્મ, શરીરાદિ નોકર્મરહિત પરમાત્મા સમાન છે. એવું યથાર્થ જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન છે. રૂનાં સો વસ્ત્ર સો પ્રકારના રંગોથી રંગેલાં રાખ્યાં છે તે સર્વને જે એકરૂપ સફેદ રૂનાં વસ્ત્ર દેખે છે, અને ભિન્ન ભિન્ન રંગોને તેથી ભિન્ન દેખે છે, તે જ્ઞાની છે. તેવી રીતે પુદ્ગલના સંયોગથી વિચિત્રરૂપે દેખાતા નાના પ્રકારના આત્માઓને જે એક શુદ્ધ જ્ઞાનાનંદમય દેખે છે અને પુદ્ગલોને ભિન્ન દેખે છે, તે જ સમ્યગ્જ્ઞાની છે.

આ સમ્યગ્જ્ઞાનના પ્રભાવથી રાગ, દ્વેષ, મોહ મટે છે, સમતા-

ભાવ જાગૃત થાય છે, આત્મામાં રમણ કરવાનો ઉત્સાહ વધે છે, સહજ સુખનું સાધન બને છે, અને સ્વાનુભવ જાગૃત થઈ જાય છે, કે જેના પ્રતાપથી સુખ શાંતિનો લાભ થાય છે, આત્મબળ વધે છે, કર્મનો મેલ કપાય છે, પરમ ધૈર્ય પ્રગટે છે અને આ જીવન પરમ સુંદર સુવર્ણમય થઈ જાય છે. માટે દરેક આત્મહિતના ઇચ્છકે જિનેન્દ્રપ્રણીત પરમાગમના અભ્યાસવડે આત્મજ્ઞાનરૂપ નિશ્ચય સમ્યગ્જ્ઞાનનો લાભ પામીને સદા સુખી રહેવું જોઇએ.

સમ્યગ્જ્ઞાનનાં માહાત્મ્ય અથવા સ્વરૂપના સંબંધમાં જૈનાચાર્યોનાં વાક્યોનું પાઠકગણ મનન કરીને આનંદની પ્રાપ્તિ કરો.

(૧) શ્રી કુંદકુંદાચાર્ય પ્રવચનસારમાં કહે છે.

परिणमदो खलु णाणं, पच्चक्खा सव्वदव्वपज्जाया ।
सो णेव ते विजाणदि ओग्गहपुव्वाहिं किरियाहिं ॥ २१–१ ॥

કેવલજ્ઞાનમાં પરિણમન કરતા એવા સર્વજ્ઞ વીતરાગ અરહંત પરમાત્માને સર્વ દ્રવ્ય તથા તેની સર્વ પર્યાયો પ્રત્યક્ષરૂપે પ્રગટ થઈ જાય છે. જેમ સ્ફટિકમણિની અંદર તથા બહાર પ્રગટ પદાર્થ દેખાય છે તેવા રીતે ભગવાનને સર્વ પ્રત્યક્ષ છે. તે ભગવાન તે દ્રવ્યોને કે પર્યાયોને અવગ્રહ, ઈહા, આદિ મતિજ્ઞાન દ્વારા પરની સહાયતાથી કે ક્રમપૂર્વક જાણતા નથી, એક સમયે જ સર્વને જાણે છે.

णत्थि परोक्खं किंचिवि, समंत सव्वक्खगुणसमिद्धस्स ।
अक्खातीदस्स सदा, सयमेव हि णाणजादस्स ॥ २२–१ ॥

તે કેવલી ભગવાનને કોઈપણ પદાર્થ પરોક્ષ નથી. એક જ સમયે સર્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવોને પ્રત્યક્ષ જાણે છે. ભગવાન ઇન્દ્રિયોથી અતીત છે, ઇન્દ્રિયોથી જાણતા નથી. સર્વ ઇન્દ્રિયોના વિષયો ક્રમપૂર્વક જાણ્યા જાય છે તે સર્વને તે એકદમ જાણે છે. આ જ્ઞાન કેવલીભગવાનને સ્વયં પ્રકાશિત છે. તે સ્વાભાવિક છે. પરજન્ય નથી.

णाणं अप्पत्ति मदं, वट्टदि णाणं विणा ण अप्पाणं ।
तम्हा णाणं अप्पा अप्पा णाणं व अण्णं वा ॥ २७-१ ॥

જ્ઞાનગુણને આત્મા જ કહ્યો છે. આત્માને છોડીને જ્ઞાનગુણ બીજે ક્યાંય રહેતો નથી, એટલા માટે જ્ઞાનગુણ જીવરૂપ છે. અને જીવ જ્ઞાનસ્વરૂપ છે, તો પણ ગુણ ગુણીના ભેદની અપેક્ષાએ નામાદિ ભેદથી જ્ઞાન અન્ય છે આત્મા અન્ય છે પરન્તુ પ્રદેશભેદ નથી. જ્યાં આત્મા છે ત્યાં જ્ઞાન સર્વાંગે વ્યાપેલું છે.

णाणी णाणसहावो अत्था णेयापगा हि णाणिस्स ।
रूवाणि व चक्खूणं णेवण्णोण्णेसु वट्टंति ॥ २८-१ ॥

જ્ઞાની આત્મા જ્ઞાનસ્વભાવને રાખવાવાળા છે. સર્વ પદાર્થ તે જ્ઞાનીને જ્ઞેયરૂપ છે, એટલે જ્ઞાન દ્વારા જણાવા યોગ્ય છે. આંખ જેવી રીતે રૂપી પદાર્થોને જાણે છે તેવી રીતે તે જ્ઞાની જ્ઞેય પદાર્થોને જાણે છે. આંખ પદાર્થોમાં જતી નથી, પદાર્થો આંખમાં પ્રવેશ કરતા નથી તેવી રીતે કેવલજ્ઞાનીનું જ્ઞાન જ્ઞેય પદાર્થોમાં જતું નથી, જ્ઞેય પદાર્થો જ્ઞાનમા આવીને પ્રવેશ કરી જતા નથી, આત્મા પોતાને સ્થાને છે. પદાર્થ પોતાના સ્થાન ઉપર રહે છે. જ્ઞેય જ્ઞાયક સંબંધથી આત્માનું શુદ્ધ જ્ઞાન સર્વ જ્ઞેય પદાર્થોને જાણી લે છે.

गेण्हदि णेव ण मुंचदि, ण परं परिणमदि केवली भगवं ।
पेच्छदि समंतदो सो, जाणदि सव्वं णिरवसेसं ॥ ३२-१ ॥

કેવલજ્ઞાની, સર્વજ્ઞદેવ જ્ઞેયરૂપ પર પદાર્થોને નથી ગ્રહણ કરતા, કે નથી છોડતા, અથવા નથી તે રૂપ બદલાઈ જતા. તે ભગવાન સર્વ પદાર્થોને સર્વાંગ પૂર્ણરૂપથી માત્ર દેખે છે, જાણે છે. કોઈ પર રાગદ્વેષ કરતા નથી. જેમ આંખ ફક્ત દેખે છે પણ કાંઈપણ ગ્રહણ કરતી નથી તેમ કાંઈપણ ત્યાગતી નથી. તેમ ભગવાન સર્વજ્ઞ વીતરાગતાપૂર્વક સર્વને જાણે દેખે છે.

तक्कालिगेव सव्वे, सदसब्भूदा हि पज्जया तासिं ।
वट्टंते ते णाणे, विसेसदो दव्वजादीणं ॥ ३७-१ ॥

તે પ્રસિદ્ધ જીવાદિ દ્રવ્ય જાતિઓના તે સર્વ વિદ્યમાન તથા અવિદ્યમાન પર્યાયો નિશ્ચયથી જ્ઞાનમાં ભિન્ન ભિન્ન ભેદ સહિત વર્તમાનકાલ સંબંધી પર્યાયોની માફક વર્તે છે અથવા ઝળકે છે.

जदि पच्चक्खमजादं, पज्जायं पलयिदं च णाणस्स ।
ण हवदि वा तं णाणं, दिव्वंत्ति हि के परूविंति ॥ ३९–१ ॥

જો કેવલજ્ઞાનની અંદર દ્રવ્યોના ભાવી પર્યાયો અને ભૂતકાળના પર્યાયો પ્રત્યક્ષ પ્રગટ ન થતા હોય તો તે જ્ઞાનને ઉત્કૃષ્ટ કે પ્રશંસનીય નિશ્ચયથી કોણ કહે ? કેવલજ્ઞાનનો એ જ અનુપમ અદ્‌ભુત મહિમા છે કે તેમાં ત્રિકાળગોચર પર્યાયો હસ્તરેખાવત્ ઝળકે છે.

जं तक्कालियमिदरं, जाणदि जुगवं समंतदो सव्वं ।
अत्थं विचित्तविसमं, तं णाणं खाइयं भणियं ॥ ४७–१ ॥

કેવલજ્ઞાનને ક્ષાયિકજ્ઞાન એટલા માટે કહ્યું છે કે ત્યાં કોઈ અજ્ઞાન રહ્યું નથી; તે જ્ઞાન વર્તમાન, ભૂત અને ભવિષ્ય ત્રણે કાળ સંબંધી સર્વ પર્યાયોને સર્વાંગે, તેમ જ અનેક પ્રકારના મૂર્તિક અમૂર્તિક પદાર્થોને એક જ સમયે જાણે છે. કોઈ પણ વિષય કેવળજ્ઞાનથી બહાર નથી.

जो ण विजाणदि जुगवं, अत्थे तेकालिके तिहुवणत्थे ।
णादुं तस्स ण सक्कं, सपज्जयं दव्वमेकं वा ॥ ४८–१ ॥

જે પુરુષ ત્રણ લોકમાં સ્થિત અતીત, અનાગત, વર્તમાન એ ત્રણે કાળ સંબંધી પદાર્થોને એક જ સમયે નથી જાણતો, તે પુરુષને અનંત પર્યાયો સહિત એક દ્રવ્યને પણ જાણવાની શક્તિ હોતી નથી. જે પોતાના આત્માના દ્રવ્ય ગુણ અને અનંત પર્યાયોને જાણી શકે છે તે જ્ઞાન સર્વ દ્રવ્યોના પણ અનંત પર્યાયોને જાણી શકે છે.

(૨) શ્રી કુંદકુંદાચાર્ય સમયસારમાં કહે છેઃ—

णाणी रागप्पजहो सव्वदव्वेसु कम्ममज्झगदो ।
णो लिप्पदि रजएण दु कद्दममज्झे जहा कणयं ॥ २१८ ॥

अण्णाणी पुण रत्तो सव्वदव्वेसु कम्ममज्झगदो ।
लिप्पदि कम्मरएण दु कद्दममज्झे जहा लोहं ॥ २१९ ॥

જેવી રીતે કાદવમા પડેલું સોનું બગડતું નથી—કટાતું નથી, તેવી રીતે સમ્યગ્જ્ઞાની આત્મા કર્મવર્ગણાઓની વચમાં રહેતાં છતાં પણ શરીરાદિ સર્વ પરદ્રવ્યોમા રાગ, દ્વેષ, મોહ ન કરતા હોવાથી કર્મરજથી બંધાતા નથી, પરંતુ જેમ લોઢું કાદવમા પડ્યું રહેતો બગડે છે (કટાય છે) તેમ મિથ્યાદષ્ટિ અજ્ઞાની કર્મની વચમાં રહેતાં સર્વ પરદ્રવ્યોમાં રાગભાવ કરતો હોવાથી કર્મરજથી બંધાઈ જાય છે. આત્મજ્ઞાનનો અપૂર્વ મહિમા છે. તે પોતાના સ્વભાવને જ પોતાનો સમજે છે, તેને પરમાણુ માત્ર પણ પરભાવમા મમતા નથી. સરાગ સમ્યક્ત્વીને કિંચિત્ કર્મબંધ થાય પણ ખરો તો પણ તે કોરા કપડા ઉપર રજ પડવા સમાન છે, જે શીઘ્ર ખરી જાય છે; અનંતાનુબંધી કષાય અને મિથ્યાત્વથી જ ભવભ્રમણ કરાવનાર કર્મબંધ થાય છે, અન્ય કષાયોથી બહુ જ અલ્પ બંધ થાય છે જે બાધક નથી.

णिव्वेदसमावण्णो णाणी कम्मफलं वियाणादि ।
महुरं कडुयं वहुविहमवेदको तेण पण्णत्तो ॥ ३१८ ॥

સંસાર, શરીર અને ભોગો પ્રત્યે વૈરાગ્યભાવ રાખનાર મહાત્મા કર્મોના નાના પ્રકારના મીઠા કે કડવા ફળને—સાતાકારી અને અસાતાકારી ઉદયને માત્ર જાણે છે; તેમા રંજાયમાન થતા નથી. એટલા માટે તેને અભોક્તા કહ્યા છે.

णवि कुव्वदि णवि वेददि णाणी कम्माइ वहुपयाराइ ।
जाणदि पुण कम्मफलं वंधं पुण्णं च पावं च ॥ ३१९ ॥

સમ્યગ્જ્ઞાની મહાત્મા નાના પ્રકારનાં કર્મોને તન્મય થઈને કરતા નથી, કર્મો બાંધતા નથી, તેમ જ કર્મોના સુખદુઃખરૂપ ફળને

તન્મય થઈને ભોગવતા નથી, તે પોતાના જ્ઞાનબળથી માત્ર જાણે છે કે આ કર્મોનું ફળ આવ્યું; આ બંધ છે, આ પુણ્ય છે કે આ પાપ છે. કર્મોના ઉદયથી નાના પ્રકારની મન વચન કાયાની અવસ્થાઓ થાય છે તે સર્વને જ્ઞાતા થઈને જાણે છે. શરીરમાં રોગ થયો તે પણ જાણે છે. શરીરે ભોજન કર્યું તે પણ જાણે છે, જ્ઞાની માત્ર પોતાના જ્ઞાન ભાવના કર્તા અને ભોક્તા છે, પરના કર્તા ભોક્તા થતા નથી. મન વચન કાયાનું જે કંઈ પરિણમન થાય છે તેને કર્મોદયનો વિકાર જાણીને જ્ઞાતા દૃષ્ટા સાક્ષીભૂત રહે છે.

दिट्ठी सयंपि णाणं अकारयं तह अवेदयं चेव ।
जाणदिय वंधमोक्खं कम्मुदयं णिज्जरं चेव ॥ ३२० ॥

જેમ આંખની દૃષ્ટિ અગ્નિને માત્ર દેખે જ છે, પણ નથી અગ્નિને બનાવતી કે નથી અગ્નિનો તાપ ભોગવતી, તેમ જ્ઞાની મહાત્મા નથી કર્મોને કરતા કે નથી તેને ભોગવતા. કેવલ માત્ર બંધ, મોક્ષ, કર્મોનો ઉદય અને કર્મોની નિર્જરાને જાણે જ છે. તે મન, વચન, કાયા, આઠ કર્મો, એ સર્વને ભિન્ન જાણે છે. તેની જે જે અવસ્થાઓ થાય છે તેને પોતાના આત્માની જાણતા નથી. તેને પરની જાણીને તેમાં રાગી થતા નથી, કર્મનું નાટક ઉદાસીન ભાવથી જાણતા રહે છે, તે સંસારનાટકના દૃષ્ટા થઈને માત્ર દેખે જ છે; તેના સ્વામી કે કર્તા–ભોક્તા બનતા નથી. નિશ્ચયથી તે પોતાનો સંબંધ તેની સાથે બિલકુલ જોડતા નથી. તેમનું આત્મરસિકપણું તેમને અલિપ્ત રાખે છે.

सत्थं णाणं ण हवदि जह्मा सत्थं ण याणदे किंचि ।
तह्मा अण्णं णाणं अण्णं सत्थं जिणा विंति ॥ ३९० ॥
अज्झवसाणं णाणं ण हवदि जह्मा अचेदणं णिच्चं ।
तह्मा अण्णं णाणं अज्झवसाणं तहा अण्णं ॥ ४०२ ॥
जह्मा जाणदि णिच्चं तह्मा जीवो दु जाणगो णाणी ।
णाणं च जाणयादो अव्वदिरित्तं मुणेयव्वं ॥ ४०३ ॥

શાસ્ત્ર જે પુદ્‌ગલમય તાડપત્ર કે કાગળ, સાહી આદિ છે અથવા વાણીરૂપી દ્રવ્યશ્રુત છે તે જ્ઞાન નથી. કેમકે પુદ્‌ગલ જડમયી દ્રવ્ય-શાસ્ત્રો કંઈ પણ જાણતાં નથી. માટે શાસ્ત્ર અન્ય છે અને જાણવા-વાળું જ્ઞાન તે અન્ય છે એમ જિનેન્દ્ર કહે છે,

રાગાદિ કલુષભાવરૂપ અધ્યવસાન જ્ઞાન નથી. કારણ કે તે કર્મોના ઉદયરૂપ વિપાક સદાય અચેતન છે. એટલા માટે જ્ઞાન અન્ય છે અને કલુષરૂપ અધ્યવસાન અન્ય છે કેમકે તે નિત્ય જાણવાવાળો છે તેથી જીવ જ જ્ઞાયક છે જ્ઞાન જ્ઞાનીથી ભિન્ન નથી. તેનો સ્વભાવ છે, એમ જાણવું યોગ્ય છે.

(૩) શ્રી કુંદકુંદાચાર્ય પંચાસ્તિકાયમાં કહે છેઃ—

ण वियप्पदि णाणादो णाणी णाणाणि होंति णेगाणि ।
तम्हा दु विस्सरूवं भणियं दवियत्ति णाणीहिं ॥ ४३ ॥

જ્ઞાન ગુણથી જ્ઞાની આત્મા ભિન્ન નથી, નાના પ્રકારના જ્ઞેય પદાર્થોની અપેક્ષાએ જ્ઞાન અનેક પ્રકારનું છે. જ્ઞાન વિશ્વરૂપ છે, સર્વને જાણે છે તેથી જ્ઞાનીદ્રવ્ય પણ વિશ્વરૂપ કહ્યું છે. જેમ જ્ઞાન સર્વ-વ્યાપક છે તેમ જ્ઞાની આત્મા પણ જ્ઞાનની અપેક્ષાએ સર્વવ્યાપી છે અર્થાત્‌ જ્ઞાન સર્વને જાણવાવાળુ છે.

(૪) શ્રી કુંદકુંદાચાર્ય બોધપાહુડમાં કહે છેઃ—

संजमसंजुत्तस्स य सुझाणजोयस्स मोक्खमग्गस्स ।
णाणेण लहदि लक्खं तम्हा णाणं च णायव्वं ॥ २० ॥

સંયમથી યુક્ત અને સુધ્યાનને યોગ્ય જે મોક્ષમાર્ગ છે તેનો લક્ષ જે શુદ્ધ આત્માનું સ્વરૂપ છે તે સમ્યગ્જ્ઞાનથી જ પ્રાપ્ત થાય છે માટે જ્ઞાનનુ સ્વરૂપ જાણવા યોગ્ય છે.

णाणं पुरिसस्स हवदि लहदि सुपुरिसो वि विणयसंजुत्तो ।
णाणेण लहदि लक्खं लक्खंतो मोक्खमग्गस्स ॥ २२ ॥

જ્ઞાનનો લાભ પુરુષને થાય છે, પણ જે માનવ વિનયયુક્ત છે

તે જ જ્ઞાનને પ્રકાશ કરી શકે છે. જ્ઞાનના જ મનનથી મોક્ષમાર્ગનું ઓળખાણ થતાં ધ્યાનનું લક્ષ્ય જે શુદ્ધ આત્માનું સ્વરૂપ તેને ભલે પ્રકારે સમજી લે છે.

(૫) શ્રી કુંદકુંદાચાર્ય ભાવપાહુડમાં કહે છે:—

तित्थयरभासियत्थं गणाहरदेवेहिं गंथियं सम्मं ।
भावहि अणुदिणु अतुलं विसुद्धभावेण सुयणाणं ॥ ९२ ॥

હે મુનિ! તીર્થંકર ભગવાને કહ્યું છે, અને ગણધરદેવોએ ભલે પ્રકારે જાણીને જેને શાસ્ત્રમાં ગૂંથ્યું છે એવું અનુપમ શાસ્ત્રરૂપી શ્રુતજ્ઞાન તેનું તું પ્રતિદિન નિર્મળ ભાવે ભક્તિપૂર્વક મનન કર.

पाऊण णाणसलिलं णिम्महतिसडाहसोसउम्मुक्का ।
हुंति सिवालयवासी तिहुवणचूडामणी सिद्धा ॥ ९३ ॥

આત્મજ્ઞાનરૂપી જલનું પાન કરીને કઠિનતાથી દૂર થવા યોગ્ય તૃષ્ણાની દાહ અને શોષ શમાવીને ભવ્ય જીવ સિદ્ધ થઈ જાય છે અને ત્રણ લોકના શિખર ઉપર સિદ્ધાલયમા અનંતકાળ સુધી વાસ કરે છે.

णाणमयविमलसीयलसलिलं पाऊण भविय भावेण ।
वाहिजरमरणवेयणडाहविमुक्का सिवा होंति ॥ १२५ ॥

ભવ્ય જીવ ભાવસહિત આત્મજ્ઞાનમયી નિર્મલ શીતળ જલ પીને વ્યાધિ, જરા, મરણ, વેદના આદિ દાહને શમાવીને સિદ્ધ થાય છે.

(૬) શ્રી કુંદકુંદાચાર્ય મોક્ષપાહુડમાં કહે છે:—

सिद्धो सुद्धो आदा सव्वण्हू सव्वलोयदरसी य ।
सो जिणवरेहिं भणियो जाण तुमं केवलं णाणं ॥ ३५ ॥

આ આત્મા જ સિદ્ધ છે, શુદ્ધ છે, સર્વજ્ઞ છે, સર્વદર્શી છે તથા એ જ કેવલજ્ઞાનસ્વરૂપ છે એમ જાણો, એમ શ્રી જિનેન્દ્ર ભગવાને કહ્યું છે.

उग्गतवेणण्णाणी जं कम्मं खवदि भवहि बहुएहिं ।
तं णाणी तिहि गुत्तो खवेइ अंतोमुहुत्तेण ॥ ५३ ॥

મિથ્યાજ્ઞાની ઘોર તપ કરીને જે કર્મો ઘણા જન્મોમાં ક્ષય કરે છે તે કર્મોનો, આત્મજ્ઞાની સમ્યગ્દૃષ્ટિ મન, વચન, કાયાને રોકીને ધ્યાનદ્વારા એક અંતર્મુહૂર્તમાં ક્ષય કરી નાખે છે.

सुहजोएण सुभावं परदव्वे कुणइ रागदो साहू ।
सो तेण हु अण्णाणी णाणी एत्तो हु विवरीओ ॥ ५४ ॥

શુભ પદાર્થોનો સંયોગ થાય ત્યારે જે કોઈ સાધુ રાગભાવથી પરપદાર્થમાં પ્રીતિભાવ કરે છે તે અજ્ઞાની છે. જે સમ્યગ્જ્ઞાની છે તે શુભ સંયોગમા પણ રાગ કરતા નથી, સમભાવ રાખે છે.

तवरहियं जं णाणं णाणविजुत्तो तवो वि अकयत्थो ।
तम्हा णाणतवेणं संजुत्तो लहइ णिव्वाणं ॥ ५९ ॥

ઇચ્છા-નિરોધરૂપ તપરહિત જે જ્ઞાન છે અને સમ્યગ્જ્ઞાન રહિત જે તપ છે તે બંને મોક્ષસાધનમાં કાર્યકારી નથી, માટે જે સાધુ સમ્યગ્જ્ઞાન સહિત તપ કરે છે તે જ નિર્વાણ પ્રાપ્ત કરી શકે છે.

ताम ण णज्जइ अप्पा विसएसु णरो पवट्टए जाम ।
विसए विरत्तचित्तो जोई जाणेइ अप्पाणं ॥ ६६ ॥

જ્યાં સુધી આ મનુષ્ય ઇન્દ્રિયોના વિષયોમાં આસક્ત થઈને પ્રવર્તે છે ત્યાં સુધી તે આત્માને ઓળખી શકતો નથી. જે યોગી વિષયોથી વિરક્ત ચિત્તવાળા થાય છે તે જ આત્માને જાણીને તેનો અનુભવ કરી શકે છે.

जे पुण विसयविरत्ता अप्पा णाऊण भावणासहिया ।
छंडंति चाउरंगं तवगुणजुत्ता ण संदेहो ॥ ६८ ॥

જે કોઈ સાધુ વિષયોથી વિરક્ત થઈ, આત્માને જાણીને, તેની વારંવાર ભાવના કરે છે અને તપ તથા મૂલગુણોને પાળે છે, તે ચારગતિરૂપ સંસારથી મુક્ત થઈ જાય છે, એમાં સંદેહ નથી.

परमाणुपमाणं वा परदव्वे रदि हवेदि मोहादो ।
सो मूढो अण्णाणी आदसहावस्स विवरीओ ॥ ६९ ॥

જે કોઈ મોહથી પરદ્રવ્યોમાં પરમાણુ માત્ર પણ રાગભાવ રાખે છે તે મૂઢ અજ્ઞાની છે. તે આત્માના સ્વભાવથી વિપરીત વર્તન કરે છે. આત્મજ્ઞાની તો તે છે કે જે આત્માને આત્મારૂપ જાણે અને કોઈ પણ પરદ્રવ્યમાં રંચ માત્ર પણ મોહ ન કરે.

(૭) શ્રી વટ્ટકેરિસ્વામી મૂલાચાર પ્રત્યાખ્યાન અધિકારમાં કહે છે :—

जिणवयणे अणुरत्ता गुरुवयणं जे करंति भावेण ।
असबल असंकिलिट्ठा ते होंति परित्तसंसारा ॥ ७२ ॥

જે સાધુ જિનવાણીમાં પરમ ભક્તિવંત છે, જે ભક્તિપૂર્વક સદ્‌ગુરુની આજ્ઞા માને છે, તે મિથ્યાત્વથી અલગ રહે છે અને શુદ્ધ ભાવોમાં રમણ કરતા હોવાથી સંસારથી પાર થઈ જાય છે.

बालमरणाणि बहुसो बहुयाणि अकामयाणि मरणाणि ।
मरिहंति ते वराया जे जिणवयणं ण जाणंति ॥ ७३ ॥

જે જિનવાણીના રહસ્યને જાણતા નથી એવા સમ્યગ્જ્ઞાન,-રહિત પ્રાણી વારંવાર અજ્ઞાન (બાલ) મરણ કરે છે, વારંવાર ઇચ્છા વગર અકાલ મરણ પામે છે. તે બિચારાઓને મરણનું દુઃખ વાર વાર સહન કરવું પડે છે.

जिणवयणमोसहमिणं विसयसुहविरेयणं अमिदभूदं ।
जरमरणवाहिवेयण खयकरणं सव्वदुक्खाणं ॥ ९५ ॥

આ જિનવાણીનું પઠન, પાઠન, મનન એ એક એવી ઔષધિ છે કે જે ઇન્દ્રિયસુખથી વૈરાગ્ય ઉત્પન્ન કરાવનાર છે, અતીન્દ્રિય સુખરૂપી અમૃતનું પાન કરાવનાર છે, અને જરા, મરણ, રોગાદિથી ઉત્પન્ન થતાં, સર્વ દુઃખોનો ક્ષય કરનાર છે.

(૮) શ્રી વટ્ટકેરિસ્વામી મૂલાચારના પંચાચાર અધિકારમાં કહે છે:—

विंजणसुद्धं सुत्तं अत्थविसुद्धं च तदुभयविसुद्धं ।
पयदेण य जप्पंतो णाणविसुद्धो हवइ एसो ॥ ८८ ॥

જે કોઈ શાસ્ત્રોનાં વાક્યોને, શાસ્ત્રોના અર્થને, તથા એ બનેને પ્રયત્નપૂર્વક શુદ્ધ ભણે છે તેને જ્ઞાનની શુદ્ધતા થાય છે.

विणएण सुदमधीदं जदिवि पमादेण होदि विस्सरिदं ।
तमुवट्ठादि परभवे केवलणाणं च आवहदि ॥ ८९ ॥

જે વિનયપૂર્વક શાસ્ત્રોને ભણ્યો છે તે પ્રમાદથી કાલાંતરમાં ભૂલી પણ જાય તો પણ પરભવમાં તેને શીઘ્ર યાદ થઈ જાય છે—થોડા પરિશ્રમથી યાદ આવી જાય છે, અને વિનય સહિત શાસ્ત્ર ભણવાનું ફળ કેવળજ્ઞાન થાય છે.

णाणं सिक्खदि णाणं गुणेदि णाणं परस्स उवदिसदि ।
णाणेण कुणदि णायं णाणविणीदो हवदि एसो ॥ १७१ ॥

જે જ્ઞાની બીજાને શિખવે છે, જ્ઞાનનું પુનઃ પુનઃ મનન કરે છે; જ્ઞાનથી બીજાને ધર્મોપદેશ કરે છે, તથા જ્ઞાનપૂર્વક ન્યાયપ્રવૃત્તિ કરે છે, (ચારિત્ર પાળે છે) તે સમ્યગ્જ્ઞાનનો વિનય કરે છે.

(૯) શ્રી વટ્ટકેરસ્વામી મૂલાચાર ષડાવશ્યકમાં કહે છે:—

णाणी गच्छदि णाणी वंचदि णाणी णवं च णादियदि ।
णाणेण कुणदि चरणं तह्मा णाणे हवे विणओ ॥ ८९ ॥

સમ્યગ્જ્ઞાની જ મોક્ષે જાય છે, સમ્યગ્જ્ઞાની જ પાપને ત્યાગે છે, સમ્યગ્જ્ઞાની જ નવાં કર્મ બાંધતા નથી. સમ્યગ્જ્ઞાનથી જ ચારિત્ર પળે છે એટલા માટે જ્ઞાનનો વિનય કરવો યોગ્ય છે.

(૧૦) શ્રી વટ્ટકેરસ્વામી મૂલાચાર અનગાર ભાવનામાં કહે છે—

ते लद्धणाणचक्खू णाणुज्जोएण दिट्ठपरमट्ठा ।
णिस्संकिदणिव्विदिगिंछादबलपरक्कमा साधू ॥ ६२ ॥

જે જ્ઞાનચક્ષુવંત સાધુ જ્ઞાનના પ્રકાશને રાખવાવાળા છે, તે જ્ઞાનજ્યોતિથી પરમાર્થ એટલે પરમાત્મતત્ત્વને જાણનારા થાય છે તેમને જિનભાષિત પદાર્થોમાં શંકા થતી નથી, તે ગ્લાનિરહિત હોય છે અને તે આત્મબળથી સાહસપૂર્વક મોક્ષનું સાધન કરે છે.

सुदरयणपुण्णकण्णा हेउणयविसारदा विउलबुद्धी ।
णिउणत्थसत्थकुसला परमपयवियाणया समणा ॥ ६७ ॥

જે પોતાના કાનોને શાસ્ત્રરૂપી રત્નોથી વિભૂષિત રાખે છે, અર્થાત્ જે જિનવાણીને રુચિથી સાંભળે છે, જે પ્રમાણ અને નયના જ્ઞાતા છે, વિશાળ બુદ્ધિવાળા છે, તથા સર્વ શાસ્ત્રના જ્ઞાનમાં કુશળ છે, તે મુનિઓ મોક્ષરૂપી પરમ પદના સ્વરૂપને જાણનારા થાય છે.

अवगदमाणत्थंभा अणुस्सिदा अगव्विदा अचंडा य ।
दंता मद्दवजुत्ता समयविदण्हू विणीदा य ॥ ६८ ॥

उवलद्धपुण्णपावा जिणसासणगहिदमुणिदपज्जाला ।
करचरणसंवुडंगा झाणुवजुत्ता मुणी होंति ॥ ६९ ॥

જે મુનિ માનરૂપી સ્તંભથી રહિત છે, જાતિકુલ આદિના મદથી રહિત છે, ઉદ્ધતતા રહિત છે, શાંત પરિણામી છે, ઇંદ્રિયવિજયી છે, માર્દવ ધર્મથી યુક્ત છે, આત્મા અને અનાત્માના જ્ઞાતા છે, વિનયવાન છે, પુણ્યપાપના સ્વરૂપના જ્ઞાતા છે, જિનશાસનમાં દૃઢ શ્રદ્ધાવાળા છે, દ્રવ્ય પર્યાયોના જ્ઞાતા છે; તેર પ્રકારના ચારિત્રથી સંવરયુક્ત છે અને દૃઢ આસનના ધારી છે તે જ સાધુ ધ્યાનને માટે ઉદ્યમી રહે છે.

(૧૧) શ્રી વટ્ટકેરસ્વામી મૂલાચાર સમયસાર અધિકારમાં કહે છેઃ—

सज्झायं कुव्वंतो पंचिंदियसंवुडो तिगुत्तो य ।
हवदि य एयग्गमणो विणएण समाहिओ भिक्खू ॥ ७८ ॥

શાસ્ત્રસ્વાધ્યાય કરનારાઓને સ્વાધ્યાય કરતાં પાંચ ઇન્દ્રિયો વશ થાય છે, મન, વચન, કાયા સ્વાધ્યાયમાં લીન થઈ જાય છે, ધ્યાનમાં એકાગ્રતા થાય છે અને તે વિનય ગુણ સંયુક્ત થાય છે. સ્વાધ્યાય પરમોપકારી છે.

बारसविधह्मि य तवे सब्भंतरबाहिरे कुसलदिट्ठे ।
ण वि अत्थि णवि य होहदि सज्झायसमं तवोकम्मं ॥७९॥

તીર્થંકરોદ્વારા પ્રતિપાદિત બાહ્ય અને અભ્યંતર બાર પ્રકારનાં તપમા સ્વાધ્યાય તપ સમાન કોઈ તપ છે નહિ, હશે પણ નહિ; એટલા માટે સ્વાધ્યાય સદા કરવાયોગ્ય છે.

सूई जहा ससुत्ता ण णस्सदि दु पमाददोसेण
एवं ससुत्तपुरिसो ण णस्सदि तहा पमाददोसेण ॥ ८० ॥

જેમ દોરા સાથે સોય હોય તો કદી પ્રમાદથી પણ ખોવાઈ જતી નથી તેમ શાસ્ત્રનો અભ્યાસી પુરુષ પ્રમાદનો દોષ હોવા છતાં પણ કદી સંસારમાં પતિત થતો નથી–પોતાની રક્ષા કરતો રહે છે; જ્ઞાન મહા અપૂર્વ વસ્તુ છે.

(૧૨) શ્રી સમંતભદ્રાચાર્ય સ્વયંભૂસ્તોત્રમાં કહે છે:–

बंधश्च मोक्षश्च तयोश्च हेतुः बद्धश्च मुक्तश्च फलं च मुक्तेः ।
स्याद्वादिनो नाथ तवैव युक्तं नैकान्तदृष्टेस्त्वमतोऽसि शास्ता ॥ १४ ॥

હે સંભવનાથ ભગવાન! આપે અનેકાન્ત વસ્તુનું સ્વરૂપ સ્યાદ્વાદ નયથી ઉપદેશ્યું છે તેથી આપના દર્શનમા બંધ તત્ત્વ, મોક્ષ તત્ત્વ સિદ્ધ થાય છે, તેનાં સાધન પણ યથાયોગ્ય સિદ્ધ થાય છે. બદ્ધ અને મુક્ત આત્માની પણ સિદ્ધિ થાય છે અને મુક્તિનું ફળ પણ સિદ્ધ થાય છે. પરંતુ જે વસ્તુને એકાન્તે માને છે તેને એ સર્વ વાતો સિદ્ધ થઈ શકતી નથી. સર્વથા નિત્ય કે સર્વથા અનિત્ય માનવાથી એ સર્વ વાતો બનશે નહિ, દ્રવ્યની અપેક્ષાએ નિત્ય અને

પર્યાયની અપેક્ષાએ અનિત્ય માનવાથી જ બંધ અને મોક્ષ સિદ્ધ થઈ શકે છે.

विधिर्निषेधश्च कथंचिदिष्टौ विवक्षया मुख्यगुणव्यवस्था ।
इति प्रणीतिः सुमतेस्तवेयं मतिप्रवेकः स्तुवतोऽस्तु नाथ ॥ २५ ॥

હે સુમતિનાથ ભગવાન! આપનું આ કથન યથાર્થ સિદ્ધ થાય છે કે પદાર્થમાં કોઈ અપેક્ષાએ અસ્તિપણું છે અને અન્ય કોઈ અપેક્ષાએ નાસ્તિપણું છે. એનું વર્ણન સ્યાદ્વાદદ્વારા મુખ્ય અને ગૌણરૂપથી કરાય છે. માટે આપ અમારા દ્વારા સ્તુતિયોગ્ય છો.

सर्वथा नियमत्यागी यथादृष्टमपेक्षकः ।
स्याच्छब्दस्तावके न्याये नान्येषामात्मविद्विषाम् ॥ १०२ ॥

હે અરહનાથ! આપના સ્યાદ્વાદન્યાયમાં જે સ્યાત્ શબ્દ છે તે એક સ્વભાવનું જે અપેક્ષાએ વર્ણન છે તેનો યથાર્થ પ્રકાશ કરે છે, તોપણ પદાર્થ સર્વથા એવો જ છે એવા એકાન્તનો નિષેધ કરે છે, એવું વસ્તુનું સ્વરૂપ છે. જે એકાંતી સ્યાદ્વાદના જ્ઞાનથી રહિત છે તે પોતાના આત્માનું અનિષ્ટ કરનારા છે. એકાંત માનીને યથાર્થ વસ્તુસ્વરૂપ પામતા નથી.

(૧૩) શ્રી સમંતભદ્રાચાર્ય રત્નકરંડ શ્રાવકાચારમાં કહે છે:—

अन्यूनमनतिरिक्तं याथातथ्यं विना च विपरीतात् ।
निःसन्देहं वेद यदाहुस्तज्ज्ञानमागमिनः ॥ ४२ ॥

જે વસ્તુના સ્વરૂપને ન્યૂન ન જાણે, અધિક ન જાણે કે વિપરીત ન જાણે પરંતુ જેવું છે તેવું યથાર્થ સંદેહ રહિત જાણે તેને આગમના જ્ઞાતા સમ્યગ્જ્ઞાન કહે છે.

प्रथमानुयोगमर्थाख्यानं चरितं पुराणमपि पुण्यम् ।
बोधिसमाधिनिधानं बोधति बोधः समीचीनः ॥ ४३ ॥

પ્રથમાનુયોગને સમ્યગ્જ્ઞાન એમ જાણે છે કે તેમાં ધર્મ, અર્થ,

કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થનાં સાધનોનું કથન છે, જીવન-ચરિત્રો છે અથવા ત્રેસઠ મહાપુરુષોનાં ચરિત્રોરૂપ પુરાણ છે; જેનાથી પુણ્યનો આશ્રય મળે છે અને રત્નત્રય અને ધ્યાનનો ભંડાર છે. ચોવીસ તીર્થંકર, બાર ચક્રવર્તી, નવ બળભદ્ર, નવ નારાયણ, નવ પ્રતિનારાયણ, એ ત્રેસઠ મહાપુરુષ કહેવાય છે.

लोकालोकविभक्तेर्युगपरिवृत्तेश्चतुर्गतीनां च ।
आदर्शमिव तथामतिरवैतिकरणानुयोगं च ॥ ४४ ॥

કરણાનુયોગ તેને કહે છે કે જે લોક અને અલોકના વિભાગને, કાલના પરિવર્તનને, ચારગતિના સ્વરૂપને દર્પણ સમાન પ્રગટ કરે છે, સમ્યગ્જ્ઞાન એમ જાણે છે,

गृहमेध्यनगाराणां चारित्रोत्पत्तिवृद्धिरक्षाङ्गम् ।
चरणानुयोगसमयं सम्यग्ज्ञानं विजानाति ॥ ४५ ॥

જેમાં ગૃહસ્થ અને મુનિઓના આચરણની ઉત્પત્તિ, વૃદ્ધિ અને રક્ષાનું કથન હોય તે ચરણાનુયોગ છે એમ સમ્યગ્જ્ઞાન જાણે છે.

जीवाजीवसुतत्त्वे पुण्यापुण्ये च बंधमोक्षौ च ।
द्रव्यानुयोगदीपः श्रुतविद्यालोकमातनुते ॥ ४६ ॥

દ્રવ્યાનુયોગરૂપી આગમ એ છે કે જીવ અજીવ તત્ત્વોને, પુણ્ય પાપના સ્વરૂપને, બંધ તથા મોક્ષને ભાવશ્રુતના પ્રકાશને અર્થાત્ આત્મજ્ઞાનને પ્રગટ કરે.

(૧૪) શ્રી સમંતભદ્રાચાર્ય આપ્તમીમાંસામાં કહે છે :-

तत्त्वज्ञानं प्रमाणं ते युगपत्सर्वभासनम् ।
क्रमभावि च यज्ज्ञानं स्याद्वादनयसंस्कृतम् ॥ १०१ ॥

હે જિનેન્દ્ર! આપનું કેવલજ્ઞાન તે પ્રમાણ જ્ઞાન છે. તેમાં એક સાથે સર્વ પદાર્થ ઝળકે છે. જે અલ્પજ્ઞાનીઓના ક્રમવર્તી જ્ઞાન

હોય છે તે જો સ્યાદ્વદનયદ્વારા સંસ્કૃત હોય અર્થાત્ સ્યાદ્વાદથી સિદ્ધ હોય તો તે પણ પ્રમાણભૂત છે.

उपेक्षा फलमाद्यस्य शेषस्यादानहानधीः ।
पूर्वं वाऽज्ञाननाशो वा सर्वस्यास्य स्वगोचरे ॥ १०२ ॥

કેવલજ્ઞાન હોવાનું ફળ વીતરાગ ભાવ થવા તે છે. અન્ય અલ્પ જ્ઞાનીઓને હોવાવાળા પ્રમાણરૂપ જ્ઞાનનું ફળ ત્યાગવા યોગ્ય અને ગ્રહણ કરવા યોગ્ય વિષે વિવેકબુદ્ધિને પ્રાપ્ત કરવી તે છે તથા વીતરાગ ભાવ પણ છે. સર્વ મતિજ્ઞાન આદિનું ફળ પોતપોતાના વિષયમાં અજ્ઞાનનો નાશ છે.

वाक्येष्वनेकान्तद्योती गम्यम्प्रतिविशेषकः ।
स्यान्निपातोऽर्थयोगित्वात्तव केवलिनामपि ॥ १०३ ॥

હે જિનેન્દ્ર! આપના મતમાં તથા શ્રુત કેવલીઓના મતમાં સ્યાદ્વાદમાં જે સ્યાત્ શબ્દ છે તે અવ્યય છે, તેનો અર્થ 'કોઈ અપેક્ષાએ' છે. એ શબ્દ બતાવે છે કે જે વાક્ય કહેવામાં આવ્યાં છે તેમાં કોઈ વિશેષ સ્વભાવની મુખ્યતા છે અને બીજા સ્વભાવોની ગૌણતા છે. એ વાક્ય જ પ્રગટ કરે છે કે વસ્તુ અનેકાન્ત છે, અનેક ધર્મોને રાખવાવાળી છે. જેમ स्यात अस्ति घटः એ વાક્યમાં કોઈ અપેક્ષાએ ઘડો છે એમ કહેતાં ઘડામાં ભાવપણાની મુખ્યતા છે ત્યારે અભાવપણાની ગૌણતા છે, એમ સ્યાત્ શબ્દ બતાવે છે.

स्याद्वादः सर्वथैकान्तत्यागात्किंवृत्तचिद्विधिः ।
सप्तभङ्गनयापेक्षो हेयादेयविशेषकः ॥ १०४ ॥

આ સ્યાદ્વાદ ન્યાય છે તે કોઈ અપેક્ષાએ એક સ્વભાવને કહેનાર છે તથાપિ વસ્તુ સર્વથા આવી જ છે એવા એકાંતનો નિષેધ કરનાર છે. મુખ્ય ગૌણ કથનની અપેક્ષાએ તેના સાત ભંગ થઈ જાય છે જે પહેલાં બતાવી ગયા છીએ.

स्याद्वादकेवलज्ञाने सर्वतत्त्वप्रकाशने ।
भेदः साक्षादसाक्षाच्च ह्यवस्त्वन्यतमं भवेत् ॥ १०५ ॥

જેમ કેવલજ્ઞાન સર્વ તત્ત્વોનો પ્રકાશ કરે છે, તેમ સ્યાદ્વાદનય ગર્ભિત શ્રુતજ્ઞાન પણ સર્વ તત્ત્વોનો પ્રકાશ કરે છે. એ બેમા ભેદ એટલો છે કે કેવલજ્ઞાન પ્રત્યક્ષ જાણે છે ત્યારે શ્રુતજ્ઞાન પરોક્ષ જાણે છે. તે સિવાય જે કંઈ જ્ઞાન છે તે વસ્તુનું સ્વરૂપ યથાર્થ નથી.

न सामान्यात्मनोदेति न व्येति व्यक्तमन्वयात् ।
व्येत्युदेति विशेषात्ते सहैकत्रोदयादि सत् ॥ ५७ ॥

વસ્તુ, દ્રવ્યની અપેક્ષાએ નથી ઉત્પન્ન થતી કે નથી નાશ પામતી, પણ નિરંતર નિત્ય પ્રગટરૂપે કાયમ રહે છે. તથાપિ પર્યાયની અપેક્ષાએ ઊપજે છે, વિણસે છે, આપના સિદ્ધાતમાં જે સત પદાર્થ છે તે એક જ સમયે ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યરૂપ છે અર્થાત્ દ્રવ્યની અપેક્ષાએ નિત્ય છે તે જ સમયે પર્યાયની અપેક્ષાએ અનિત્ય છે.

घटमौलिसुवर्णार्थी नाशोत्पादस्थितिष्वयम् ।
शोकप्रमोदमाध्यस्थ्यं जनो याति सहेतुकम् ॥ ५९ ॥

વસ્તુ ઉત્પાદ વ્યય ધ્રૌવ્યરૂપ છે. એનું દષ્ટાંત છે કે કોઈ માનવ સુવર્ણના ઘડાને તોડીને મુગટ બનાવી રહ્યો હતો તે સમયે ત્રણ માણસો આવ્યા, જે સુવર્ણના ઘડાને લેવા ચાહતો હતો તે ઘડાને તોડતો દેખીને શોકયુક્ત થયો. જે મુગટનો અર્થી હતો તે તો હર્ષિત થયો પરંતુ જે કેવળ સુવર્ણને જ લેવા ચાહતો હતો તે ઉદાસીન મધ્યસ્થ રહ્યો, કારણ કે સુવર્ણ દ્રવ્ય ઘડારૂપે નાશ પામી મુગટરૂપમા બદલાઈ રહ્યું હતું તથાપિ સુવર્ણ તો છે જ.

पयोव्रतो न दध्यत्ति न पयोऽत्ति दधिव्रतः ।
अगोरसव्रतो नोभे तस्मात्तत्त्वं त्रयात्मकम् ॥ ६० ॥

બીજું દષ્ટાત છે કે કોઈ સ્થળે દૂધ અને દહીં બંને રાખેલાં છે, જેને દહીંનો ત્યાગ છે પણ દૂધનો ત્યાગ નથી તે દૂધ પીવે છે, જેણે દૂધનો ત્યાગ કર્યો છે પણ દહીંનો ત્યાગ કર્યો નથી તે દહીં

ખાય છે. પરંતુ જેણે ગોરસનો જ ત્યાગ કર્યો હતો તે બેયને ખાતો નથી. દૂધનો પર્યાય ફરીને દહીં બન્યુ તથાપિ ગોરસપણું બંનેમાં છે. એટલા માટે દરેક વસ્તુ સદાય ઉત્પાદ વ્યય ધ્રૌવ્યરૂપ છે, નિત્ય અનિત્યરૂપ છે જેની સિદ્ધિ સ્યાદ્વાદથી ભલે પ્રકારે કરી શકાય છે.

(૧૫) શ્રી શિવકોટિ આચાર્ય ભગવતીઆરાધનામાં કહે છેઃ—

णिउणं विउलं सुद्धं, णिकाचिदमणुत्तरं व सव्वहिदं ।
जिणवयणं कलुसहरं, अहो व रत्ति पठिदव्वं ॥ १०१ ॥

હે આત્મન્! આ જિનવાણીને રાત્રિદિન ભણવા યોગ્ય છે. આ જિનેન્દ્રનાં વચન પ્રમાણુને અનુકૂલ પદાર્થોને કહેનારાં છે, તેથી નિપુણ છે તથા બહુ વિસ્તારવાળાં છે, પૂર્વાપર વિરોધ રહિત, દોષ રહિત શુદ્ધ છે, અત્યંત દઢ છે, અનુપમ છે, સર્વ પ્રાણીમાત્રને હિતકારી છે અને રાગાદિ મેલને હરનાર છે.

आदहिदपरिण्णाणभा,—वसंवरोणवणवो य संवेगो ।
णिक्कंपदा तवोभावणा, य परदेसिगत्तं च ॥ १०२ ॥

જિનવાણીને ભણવાથી આત્મહિતનું જ્ઞાન થાય છે, સમ્યક્ત્વ આદિ ભાવસંવરની દઢતા થાય છે, નવીન નવીન ધર્માનુરાગ વધે છે, ધર્મમાં નિશ્ચલતા થાય છે, તપ કરવાની ભાવના થાય છે અને પરને ઉપદેશ દેવાની યોગ્યતા આવે છે.

छट्ठट्ठमदसमदुवादसेहिं अण्णाणियस्स जा सोधो ।
तत्तो बहुगुणदरिया, होज्ज हु जिमिदस्स णाणिस्स ॥ १११ ॥

શાસ્ત્રજ્ઞાનના મનન વિના અજ્ઞાનીને બે ઉપવાસરૂપ (છટ્ઠ) બેલો, ત્રણ ઉપવાસરૂપ (અઠ્ઠમ) તેલો, ચાર ઉપવાસરૂપ (દશમ) ચોલો, આદિ ઉપવાસ કરવાથી જે શુદ્ધિ થાય છે તેથી બહુગુણી શુદ્ધિ સમ્યગ્જ્ઞાનીને આત્મજ્ઞાનનું મનન કરતા હોવાથી જમતા રહેતાં છતાં પણ થાય છે.

अक्खेविणी कहा सा, विज्जाचरण उवदिस्सदे जत्थ ।
ससमयपरसमयगदा, कहा दु विक्खेविणी णाम ॥ ६५९ ॥

संवेयणी पुण कहा, णाणचरित्ततव विरियइड्ढिगदा ।
णिव्वेयणी पुण कहा, सरीरभोगे भवुघेए ॥ ६६० ॥

સુકથા ચાર પ્રકારની હોય છેઃ-(૧) આક્ષેપિણી-જે જ્ઞાન કે ચારિત્રનું સ્વરૂપ બતાવીને દઢતા કરાવનાર છે. (૨) વિક્ષેપિણી-તે અનેકાંત મતનું પોષણ અને એકાંત મતનું ખંડન કરનાર છે. (૩) સંવેગિની કથા-તે જ્ઞાન ચારિત્ર તપ વીર્યમાં પ્રેમ વધારનારી અને ધર્માનુરાગ કરાવનારી કથા છે. (૪) નિર્વેદિની-તે સંસાર શરીર અને ભોગથી વૈરાગ્ય વધારનારી છે.

णाणोवओगरहिदेण ण सक्को चित्तणिग्गहो काउं ।
णाणं अंकुसभूदं, मत्तस्स हु चित्तहत्थिस्स ॥ ७६३ ॥

જ્ઞાનનો ઉપયોગ સદા કરવો જોઈએ. જે શાસ્ત્રજ્ઞાનનું મનન નથી કરતા તે ચિત્તને રોકી શકતા નથી. મનરૂથી મદોન્મત્ત હાથીને માટે જ્ઞાન એ જ અંકુશ છે.

उवसमइ किण्हसप्पो, जहमंतेण विधिणा पउत्तेण ।
तह हिदयकिण्हसप्पो, सुट्ठुवउत्तेण णाणेण ॥ ७६५ ॥

જેમ વિધિપૂર્વક પ્રયોગ કરેલા મંત્રથી કાળો નાગ પણ શાંત થઈ જાય છે તેમ ભલે પ્રકારે મનન કરેલા જ્ઞાનદ્વારા મનરૂપી કાળો સાપ શાંત થઈ જાય છે.

णाणपदीवो पज्जलइ जस्स हियए वि सुद्धलेसस्स ।
जिणदिट्ठमोक्खमग्गो, पणासयभयं ण तस्सत्थि ॥ ७७० ॥

જે શુદ્ધ લેશ્યા કે ભાવોના ધરનાર હૃદયમાં સમ્યગ્જ્ઞાનરૂપી દીવો પ્રજ્વલિત રહે છે તેને જિનેન્દ્રે કહેલા મોક્ષમાર્ગમાં ચાલતાં કદી પણ ભ્રષ્ટ થવાનો કે કુમાર્ગે જવાનો ભય હોતો નથી.

णाणुज्जोएणविणा, जो इच्छदि मोक्खमग्गमुवगंतुं ।
गंतुं कडिल्लमिच्छदि, अंधलयो अंधयारम्मि ॥ ७७४ ॥

જે કોઈ સમ્યગ્જ્ઞાનના પ્રકાશ વિના મોક્ષમાર્ગમાં જવાનું ચાહે છે તે આંધળો થઈને મહાન અંધકારમાં અતિ દુર્ગમ સ્થાનમાં જવાનું ચાહે છે.

भावे सगविसयत्थे, सूरो जुगवं जहा पयासेइ ।
सव्वं वि तहा जुगवं, केवलणाणं पयासेदि ॥ २१३८ ॥

જેમ સૂર્ય પોતાના વિષયમાં સ્થિર રહેતાં છતાં સર્વપદાર્થોનો એક સાથે પ્રકાશ કરે છે તેમ કેવલજ્ઞાન સમસ્ત પદાર્થોનો પ્રકાશ કરે છે.

(૧૬) શ્રી પૂજ્યપાદસ્વામી ઇષ્ટોપદેશમાં કહે છેઃ—

अज्ञानोपास्तिरज्ञानं ज्ञानं ज्ञानिसमाश्रयः ।
ददाति यत्तु यस्यास्ति सुप्रसिद्धमिदं वचः ॥ २३ ॥

અજ્ઞાનસ્વરૂપ શરીરાદિક, અજ્ઞાની ગુરુ અથવા મિથ્યાશાસ્ત્રની આરાધના કરવાથી મોહભ્રમથી અજ્ઞાનની જ પ્રાપ્તિ થાય છે, પરંતુ જ્ઞાન સ્વભાવી આત્માની, સમ્યગ્જ્ઞાની ગુરુની કે સમ્યક્શાસ્ત્રની આરાધના કરવાથી આત્મજ્ઞાન કે આત્માનુભવની પ્રાપ્તિ થાય છે. કારણ કે જેની પાસે જે હોય તે આપે એ વાક્ય લોકપ્રસિદ્ધ છે.

(૧૭) શ્રી પૂજ્યપાદસ્વામી સમાધિશતકમાં કહે છેઃ—

अविद्याभ्याससंस्कारैरवशं क्षिप्यते मनः ।
तदेव ज्ञानसंस्कारैः स्वतस्तत्त्वेऽवतिष्ठते ॥ ३७ ॥

અવિદ્યા કે મિથ્યાજ્ઞાનના અભ્યાસથી આ મન પોતાને વશ ન રહેતાં અવશ્ય આકુલિત થાય છે, પરપદાર્થમાં રમે છે, તે મન સમ્યગ્જ્ઞાનના અભ્યાસના બળથી સ્વયં આત્મતત્ત્વના રમણમાં સ્થિર થાય છે.

आत्मज्ञानात्परं कार्यं न बुद्धौ धारयेच्चिरम् ।
कुर्यादर्थवशात्किंचिद्वाक्कायाभ्यामतत्परः ॥ ५० ॥

જ્ઞાનીને ઉચિત છે કે આત્મજ્ઞાન સિવાય અન્ય કાર્યને બુદ્ધિમાં ચિરકાળ ધારણ ન કરે. પ્રયોજનવશ કંઈ બીજુ કામ કરવું પડે તો વચન અને કાયાથી કરી લે પણ મનને તેમાં આસક્ત ન કરે.

अव्रती व्रतमादाय व्रती ज्ञानपरायणः ।
परात्मज्ञानसम्पन्नः स्वयमेव परो भवेत् ॥ ८६ ॥

કોઈ અવ્રતી હોય તેણે વ્રતી થઈને અવ્રતદશાના વિકલ્પો તજવા, વ્રતીએ આત્મજ્ઞાનના અભ્યાસમાં લીન થઈને વ્રત વિષેના વિકલ્પો તજવા, જેને પરમાત્માનું યથાર્થ જ્ઞાન થઈ જાય છે અને તેનો અનુભવ કરે છે તે પોતે અવશ્ય પરમાત્મા થઈ જાય છે.

विदिताशेषशास्त्रोऽपि न जाग्रदपि मुच्यते ।
देहात्मदृष्टिर्ज्ञातात्मा सुप्तोन्मत्तोऽपि मुच्यते ॥ ९४ ॥

જે દેહમાં આત્માની બુદ્ધિ રાખે છે એવો બહિરાત્મા અજ્ઞાની જીવ સર્વ શાસ્ત્રોને ભણી ગયો હોય અને જાગતો રહેતો હોય તો પણ તે કર્મોથી મુક્ત થઈ શકતો નથી પરંતુ જે આત્મજ્ઞાની છે તે સૂતો હોય કદાચિત્ ઉન્મત્ત હોય, ગૃહસ્થપણામાં ફસાયેલો હોય તો પણ તે ગમે ત્યારે અવશ્ય મુક્ત થાય છે.

(૧૮) શ્રી ગુણભદ્રાચાર્ય આત્માનુશાસનમાં કહે છે:—

अनेकान्तात्मार्थप्रसवफलभारातिविनते
वचः पर्णाकीर्णे विपुलनयशाखाशतयुते ।
समुत्तुङ्गे सम्यक् प्रततमतिमूले प्रतिदिनं
श्रुतस्कन्धे धीमान् रमयतु मनोमर्कटममुम् ॥ १७० ॥

બુદ્ધિમાનનું કર્તવ્ય એ છે કે તેણે મનરૂપી વાંદરાને શાસ્ત્રરૂપી વૃક્ષ ઉપર પ્રતિદિન રમણ કરાવવું. આ શાસ્ત્રરૂપી વૃક્ષમાં અનેકાન્ત-સ્વરૂપ અનેક સ્વભાવ, અને ગુણ, પર્યાયરૂપી ફળફૂલ છે તેથી તે નમી ગયું છે. એ વૃક્ષ વચનરૂપી પર્ણ (પાંદડાં)થી વ્યાપ્ત છે, સેંકડો મહાન

નય કે અપેક્ષાઓરૂપી શાખાઓથી શોભિત છે, આ શાસ્ત્રરૂપી વૃક્ષનો બહુ મોટો વિસ્તાર છે, અને તેનું મૂળ વિશાળ મતિજ્ઞાન છે.

शास्त्राग्नौ मणिवद्भव्यो विशुद्धो भाति निर्वृतः ।
अङ्गारवत् खलो दीप्तो मली वा भस्म वा भवेत्त ॥ १७६ ॥

જેમ રત્ન અગ્નિમાં પડીને વિશુદ્ધ થઈ જાય છે, અને શોભે છે તેમ ભવ્ય રુચિવાન જીવ શાસ્ત્રમાં રમણ કરતાં વિશુદ્ધ થઈને મુક્ત થઈ જાય છે. પરંતુ જેમ અંગારો અગ્નિમાં પડીને કોયલો થઈ જાય છે કે રાખ થઈ જાય છે, તેમ દુષ્ટ માનવ શાસ્ત્રોનો અભ્યાસ કરતાં છતાં પણ રાગી દ્વેષી થઈને કર્મોથી મલિન થાય છે.

मुहुः प्रसार्य सज्ज्ञानं पश्यन् भावान् यथास्थितान् ।
प्रीत्यप्रीती निराकृत्य ध्यायेदध्यात्मविन्मुनिः ॥ १७७ ॥

અધ્યાત્મના જ્ઞાતા મુનિ વારંવાર સમ્યગ્જ્ઞાનને વધારીને જેવું પદાર્થોનું સ્વરૂપ છે તેવું દેખતાં રાગદ્વેષને દૂર કરીને આત્માને ધ્યાવે છે.

(૧૯) શ્રી યોગેન્દ્રાચાર્ય યોગસારમાં કહે છે:—

सत्थंपढंतह ते वि जड अप्पा जे ण मुणंति ।
तिह कारण ए जीव फुडु ण हु णिव्वाणु लहंति ॥ ५२ ॥

જે કોઈ શાસ્ત્રોને જાણે છે પણ આત્માને જાણતો નથી તે જીવ કદી પણ નિર્વાણ પ્રાપ્ત કરી શકતો નથી.

जह लोहम्मिय णियडहा तह सुणम्मिय जाणि ।
जे सुह असुह परिच्चयहिं ते वि हवंति हु णाणि ॥ ७१ ॥

તે જ જ્ઞાની છે કે જે પુણ્ય અને પાપને સુવર્ણ અને લોઢાની બેડી જાણે છે, અર્થાત્ બંનેને બંધન માને છે.

सव्वे जीवा णाणमया जो समभाव मुणेइ ।
सो सामाइउ जाणि फुडु जिणवर एम भणेइ ॥ ९८ ॥

સર્વ જીવ શુદ્ધ જ્ઞાનમય છે એવું જે જાણે છે તે સમભાવને ધરનારા છે. તેને સામાયિક જાણો. એમ જિનેન્દ્રદેવ કહે છે.

(૨૦) શ્રી નાગસેનમુનિ તત્ત્વાનુશાસનમાં કહે છેઃ—

श्रुतज्ञानमुदासीनं यथार्थमतिनिश्चलं ।
स्वर्गापवर्गफलदं ध्यानमांतर्मुहूर्ततः ॥ ६६ ॥

આત્મધ્યાન શ્રુતજ્ઞાનનુ ધ્યાન છે. દ્વાદશાંગ વાણીનો સાર આત્મજ્ઞાન છે. તેનો અનુભવ શ્રુતજ્ઞાનનો અનુભવ છે તથા તે જ ધ્યાન છે. એ વીતરાગરૂપ, યથાર્થ, અતિ નિશ્ચળ એક અંતર્મુહૂર્ત સુધી રહી શકે છે, જેનું ફળ સ્વર્ગ અને મોક્ષની પ્રાપ્તિ છે.

श्रुतज्ञानेन मनसा यतो ध्यायन्ति योगिनः ।
ततः स्थिरं मनो ध्यानं श्रुतज्ञानं च तात्त्विकं ॥ ६८ ॥

યોગીગણુ મનદ્વારા શ્રુતજ્ઞાનના બળથી ધ્યાન કરે છે, એટલા માટે સ્થિર મન એ જ ધ્યાન છે એ જ નિશ્ચય તત્ત્વરૂપ શ્રુતજ્ઞાન છે.

ज्ञानदर्थांतरादात्मा तस्माज्ज्ञानं न चान्यतः ।
एकं पूर्वापरीभूतं ज्ञानमात्मेति कीर्तितं ॥ ६९ ॥

જ્ઞાન કહો કે આત્મા કહો બંને એક જ વાત છે કારણ કે જ્ઞાન આત્માનો ગુણ છે, આત્માથી જ થાય છે, અન્ય કોઈ દ્રવ્યથી થતો નથી. આ જ્ઞાનગુણ બરોબર પૂર્વાપર ચાલ્યો આવ્યો છે તે જ આત્મા છે એમ કહ્યું છે.

स्वरूपं सर्वजीवानां स्वपरस्य प्रकाशनं ।
भानुमंडलवत्तेषां परस्मादप्रकाशनं ॥ २३५ ॥

સર્વ જીવોનો સ્વભાવ, પોતાને અને પરને એક સાથે, જેવી રીતે સૂર્યમંડળ પોતાને અને પરને પ્રકાશે છે, તેવી રીતે પ્રકાશ કરવાનો છે. તે જીવોમાં જ્ઞાનનો પ્રકાશ સ્વાભાવિક છે, બીજા પદાર્થોથી નથી; જેમ સૂર્ય સ્વયં પ્રકાશરૂપ છે તેમ.

तिष्ठात्येव स्वरूपेण क्षीणे कर्मणि पौरुषः ।
मथा मणिः स्वहेतुभ्यः क्षीणे सांसर्गिके मले ॥ २३६ ॥

જેમ યોગ્ય કારણો વડે સંસર્ગમાં આવેલો મેલ નિકળી જવાથી મણિ સ્વભાવથી ચમકી ઉઠે છે તેમ જ્યારે સર્વ કર્મોનો ક્ષય થઈ જાય છે ત્યારે આ આત્મા પોતાના સ્વરૂપમાં જ સ્થિર થઈ જાય છે. અને એક સમયમાં જ સ્વપરને જાણે છે.

न मुह्यति न संशेते न स्वार्थानध्यवस्यति ।
न रज्यते न च द्वेष्टि किंतु स्वस्थः प्रतिक्षणं ॥ २३७ ॥

અરહંત કે સિદ્ધ પરમાત્મા, ઘાતિ કર્મોનો ક્ષય થવાથી નથી કોઈ પર મોહ કરતા, નથી કોઈ વાતમાં સંશય કરતા, કે નથી તેમનામાં અનધ્યવસાય (જ્ઞાનમા પ્રમાદ), નથી તે રાગ કરતા કે નથી તે દ્વેષ કરતા. પરંતુ સદાય પ્રતિક્ષણે પોતાના જ શુદ્ધ સ્વરૂપમાં સ્થિત છે

त्रिकालविपयं ज्ञेयमात्मानं च यथास्थितं ।
जानन् पश्यंश्च निःशेषमुदास्ते स तदा प्रभुः ॥ २३८ ॥

તે કેવલજ્ઞાની પરમાત્મા પોતાના આત્માને તથા ત્રણ કાલના જ્ઞેય પદાર્થોને જેવું તેમનું સ્વરૂપ છે તેવું સંપૂર્ણપણે જાણતાં દેખતાં છતાં પણ વીતરાગી રહે છે.

(૨૧) શ્રી અમૃતચંદ્ર આચાર્ય પુરુષાર્થ સિદ્ધ્યુપાયમાં કહે છેઃ-

निश्चयमिह भूतार्थं व्यवहारं वर्णयन्त्यभूतार्थम् ।
भूतार्थबोधविमुखः प्रायः सर्वोऽपि संसारः ॥ ५ ॥

નિશ્ચયનય સત્યાર્થ મૂળ પદાર્થને કહે છે; વ્યવહારનય અસત્યાર્થ પદાર્થને કહે છે. પ્રાયે સર્વ સંસારી જીવો નિશ્ચયનયથી કહેવા યોગ્ય સત્યાર્થ વસ્તુના જ્ઞાનથી વિમુખ થઈ રહ્યા છે.

व्यवहारनिश्चयौ यः प्रबुध्य तत्त्वेन भवति मध्यस्थः ।
प्राप्नोति देशनायाः स एव फलमविकलं शिष्यः ॥ ८ ॥

જે કોઈ વ્યવહારનય અને નિશ્ચયનય બંનેને યથાર્થ જાણીને મધ્યસ્થ થઈ જાય છે તે જ શિષ્ય જિનવાણીના ઉપદેશનું ફળ પામે છે.

सम्यग्ज्ञानं कार्यं सम्यक्त्वं कारणं वदन्ति जिनाः ।
ज्ञानाराधनमिष्टं सम्यक्त्वानन्तरं तस्मात् ॥ ३३ ॥

જિનેન્દ્ર ભગવંતોએ સમ્યગ્જ્ઞાનને કાર્ય અને સમ્યગ્દર્શનને કારણ કહ્યું છે. એટલા માટે સમ્યગ્દર્શનની પછી જ્ઞાનની આરાધના કરવી ઉચિત છે.

कारणकार्यविधानं समकालं जायमानयोरपि हि ।
दीपप्रकाशयोरिव सम्यक्त्वज्ञानयोः सुघटम् ॥ ३४ ॥

જો કે સમ્યગ્દર્શનની સાથે જ સમ્યગ્જ્ઞાનની ઉત્પત્તિ થાય છે તો પણ જેમ દીપકથી પ્રકાશ થાય છે છતાં દીપક કારણ છે પ્રકાશ કાર્ય છે, તેમ સમ્યગ્દર્શન કારણ છે, સમ્યક્જ્ઞાન કાર્ય છે.

कर्तव्योऽध्यवसायः सदनेकांतात्मकेषु तत्त्वेषु ।
संशयविपर्ययानध्यवसायविविक्तमात्मरूपं तत् ॥ ३५ ॥

વ્યવહારનયથી સતરૂપ અને અનેક ધર્મસ્વરૂપ તત્ત્વોને, સંશય, વિપર્યય અને અનધ્યવસાય રહિત જાણવા જોઈએ. એ સમ્યગ્જ્ઞાન છે. નિશ્ચયનયથી એ સમ્યગ્જ્ઞાન આત્માનું સ્વરૂપ છે.

ग्रंथार्थोभयपूर्णं काले विनयेन सोपधानं च ।
बहुमानेन समन्वितमनिन्हवं ज्ञानमाराध्यम् ॥ ३६ ॥

સમ્યગ્જ્ઞાનને આઠ અંગ સહિત આરાધવું જોઈએ. (૧) ગ્રંથ-શુદ્ધિ—શુદ્ધ ભણવું; (૨) અર્થશુદ્ધિ—અર્થ કરવા, (૩) ઉભય શુદ્ધિ—શબ્દ અને અર્થ શુદ્ધ ભણવા, (૪) કાલાધ્યયન—યોગ્ય સમયે ભણવું, (૫) વિનય, (૬) ઉપધાન—ધારણા સહિત ભણવું, (૭) બહુ માનપૂર્વક ભણવું, (૮) અનિન્હવ—ગુરુને કે જ્ઞાનને છુપાવવું નહિ.

येनांशेन ज्ञानं तेनांशेनास्य बन्धनं नास्ति ।
येनांशेन तु रागस्तेनांशेनास्य बन्धनं भवति ॥ २१३ ॥

જેટલે અંશે કોઈનાં પરિણામમાં સમ્યગ્જ્ઞાન હોય છે, તેટલે અંશે કર્મનો બંધ થતો નથી, પરંતુ જેટલે અંશે રાગ હોય છે તેટલે અંશે કર્મનો બંધ થાય છે. સમ્યગ્જ્ઞાન બંધનું કારણ નથી. બંધનું કારણ ઔદયિક ભાવ રાગ દ્વેષ મોહ છે.

(૨૨) શ્રી અમૃતચંદ્રાચાર્ય તત્ત્વાર્થસારમાં કહે છે:—

वाचनापृच्छनाम्नायस्तथा धर्मस्य देशना ।
अनुप्रेक्षा च निर्दिष्टः स्वाध्यायः पंचधा जिनैः ॥ १६–७ ॥
वाचना सा परिज्ञेया यत्पात्रे प्रतिपादनम् ।
ग्रन्थस्य वाथ पद्यस्य तत्त्वार्थस्योभयस्य वा ॥ १७–७ ॥
तत्संशयापनोदाय तन्निश्चयबलाय वा ।
परं प्रत्यनुयोगाय प्रच्छनां तद्विदुर्जिनाः ॥ १८–७ ॥
आम्नायः कथ्यते घोषो विशुद्धं परिवर्तनम् ।
कथा-धर्माद्यनुष्ठानं विज्ञेया धर्मदेशना ॥ १९–७ ॥
साधोरधिगतार्थस्य योऽभ्यासो मनसा भवेत् ।
अनुप्रेक्षेति निर्दिष्टः स्वाध्यायः स जिनेशिभिः ॥ २०–७ ॥

શાસ્ત્રોનો સ્વાધ્યાય કરવો તે વ્યવહાર સમ્યગ્જ્ઞાન છે. તે સ્વાધ્યાય પાચ પ્રકારનો જિનેન્દ્રોએ કહ્યો છે. વાંચના, પૃચ્છના, આમ્નાય, ધર્મદેશના, અનુપ્રેક્ષા. કોઈ ગ્રંથ કે તેમાંનું પદ્ય કે તેનો અર્થ કે એ બને બીજા પાત્રને સંભળાવવાં કે પોતે ભણવું તે વાચના છે. સંશય દૂર કરવા, પદાર્થનો નિશ્ચય દૃઢ કરવા કે બીજાઓને સમજાવવા માટે જે પૂછવું તેને જિનોએ પૃચ્છના કહી છે. શુદ્ધ શબ્દ અને અર્થને ગોખીને મોઢે કરવું તેને આમ્નાય કહેવાય છે. ધર્મકથા આદિનો ઉપદેશ કરવો તે ધર્મદેશના છે. ભલે પ્રકારે જાણેલા પદાર્થનો વારંવાર મનથી અભ્યાસ કરવો તે અનુપ્રેક્ષા નામનો સ્વાધ્યાય છે એમ જિનેન્દ્રોએ કહ્યું છે.

ज्ञानस्य ग्रहणाभ्यासस्मरणादीनि कुर्वतः ।
वहुमानादिभिः सार्द्धं ज्ञानस्य विनयो भवेत् ॥ ३२–७ ॥

જ્ઞાનને બહુમાન અને આદરપૂર્વક ગ્રહણ કરવું, અભ્યાસ કરવો, સ્મરણ કરવું, મનન કરવું એ આદિ જ્ઞાનનો વિનય કહેવાય છે.

(૨૩) શ્રી અમૃતચંદ્રાચાર્ય શ્રી સમયસાર કલશમાં કહે છે:—

उभयनयविरोधध्वंसिनि स्यात्पदाङ्के
जिनवचसि रमन्ते ये स्वयं वान्तमोहाः ।
सपदि समयसारं ते परं ज्योतिरुच्चै-
रनवमनयपक्षाक्षुण्णमीक्षन्त एव ॥ ४ ॥

નિશ્ચયનય અને વ્યવહારનયના વિરોધને મટાડનારી સ્યાદ્વાદરૂપ જિનવાણીમાં જે રમણ કરે છે, તેનો મિથ્યાત્વભાવ જ્યારે સ્વયં ગળી જાય છે ત્યારે તે શીઘ્ર અતિશય કરીને પરમ જ્યોતિસ્વરૂપ, પ્રાચીન, અને કોઈ પણ ખોટી યુક્તિથી અખંડિત એવા શુદ્ધ આત્માનો અનુભવ કરી લે છે.

आत्मानुभूतिरिति शुद्धनयात्मिका या
ज्ञानानुभूतिरियमेव किलेति बुद्ध्वा ।
आत्मानमात्मनि निवेश्य सुनिष्प्रकम्प-
मेकोऽस्ति नित्यमवबोधघनः समन्तात् ॥ १३ ॥

શુદ્ધ નિશ્ચયનયદ્વારા જે શુદ્ધ આત્માનો અનુભવ છે તે જ નિશ્ચય સમ્યગ્જ્ઞાન અનુભવ છે એમ જાણીને જ્યારે કોઈ પોતાના આત્માને આત્મામાં નિશ્ચલરૂપથી ધારણ કરે છે ત્યારે ત્યાં સર્વ તરફથી નિત્ય એક જ્ઞાનઘન આત્મા જ સ્વાદમાં આવે છે.

ज्ञानाद्विवेचकतया तु परात्मनोर्यो
जानाति हंस इव वाःपयसोर्विशेषं ।
चैतन्यधातुमचलं स सदाधिरूढो
जानीत एव हि करोति न किञ्चनापि ॥ १४-२ ॥

જ્ઞાનના જ પ્રતાપથી આત્મા અને પરનું ભેદવિજ્ઞાન થાય છે.

જેમ દૂધ અને પાણી જૂદાં જૂદાં છે એમ હંસ જાણે છે તેમ જ્ઞાની આત્મા અને પરને ભિન્ન ભિન્ન જાણે છે, જ્ઞાની પોતાની નિશ્ચલ ચૈતન્ય ધાતુમયી મૂર્તિમાં સદા દઢ નિશ્ચય રાખતા છતા માત્ર જાણે જ છે અન્ય કંઈ પણ કરતા નથી.

ज्ञानादेव ज्वलनपयसोरौष्ण्यशैत्यव्यवस्था
ज्ञानादेवोल्लसति लवणस्वादभेदव्युदासः ।
ज्ञानादेव स्वरसविकसन्नित्यचैतन्यधातोः
क्रोधादेश्च प्रभवति भिदा भिन्दती कर्तृभावम् ॥ १५-३ ॥

જ્ઞાનના પ્રતાપથી જ ગરમ પાણીમાં એમ ખબર પડે છે કે પાણીનો સ્વભાવ શીતળ છે અને ઉષ્ણતા અગ્નિની છે. જ્ઞાનના જ પ્રતાપથી કોઈ શાકમાં શાકનો સ્વાદ ભિન્ન અને મીઠાનો સ્વાદ ભિન્ન ભાસે છે. જ્ઞાનનો જ એ પ્રભાવ છે કે જેનાથી ક્રોધનો હું કર્તા છું એવા અજ્ઞાનનો નાશ થઈને એમ ભાસે છે કે હું ક્રોધાદિની કલુષતા (મલિનતા)થી ભિન્ન પોતાના આત્મિક રસથી નિત્ય ભરપૂર ચૈતન્ય ધાતુમય આત્મા માત્ર છું.

ज्ञानवान् स्वरसतोऽपि यतः स्यात्सर्वरागरसवर्ज्जनशीलः ।
लिप्यते सकलकर्मभिरेषः कर्ममध्यपतितोऽपि ततो न ॥१७-७॥

સમ્યગ્જ્ઞાની પોતાના સ્વભાવથી જ સર્વ રાગાદિ ભાવોથી ભિન્ન પોતાનો અનુભવ કરે છે. એટલા માટે કર્મોની મધ્યમાં પડી રહેલા છતાં કર્મબંધથી બંધાતા નથી. એ આત્મજ્ઞાનનો મહિમા છે.

अज्ञानी प्रकृतिस्वभावनिरतो नित्यं भवेद्वेदको
ज्ञानी तु प्रकृतिस्वभावविरतो नो जातुचिद्वेदकः ।
इत्येवं नियमं निरूप्य निपुणैरज्ञानिता त्यज्यतां
शुद्धैकात्ममये महस्यचलितैरासेव्यतां ज्ञानिता ॥ ५-१० ॥

અજ્ઞાની સદાય કર્મની પ્રકૃતિઓના સ્વભાવમાં અર્થાત્ જેવા

કર્મનો ઉદય થાય છે તેમાં લીન થઈને સુખદુઃખનો ભોક્તા થઈ જાય છે; જ્ઞાની પ્રકૃતિના સ્વભાવથી અર્થાત્ કર્મોના ઉદયથી વિરક્ત રહે છે; તેથી કદી પણ ભોક્તા થતા નથી, તે જ્ઞાતા રહે છે. આવો નિયમ સમજીને નિપુણ પુરુષોએ અજ્ઞાનપણું ત્યાગી દેવું જોઈએ અને શુદ્ધ આત્માની નિશ્ચલ જ્યોતિમા સ્થિર થઈ જ્ઞાન ભાવનું સેવન કરવું જોઈએ.

शुद्धद्रव्यनिरूपणार्पितमतेस्तत्त्वं समुत्पश्यतो
नैकद्रव्यगतं चकास्ति किमपि द्रव्यान्तरं जातुचित् ।
ज्ञानं ज्ञेयमवैति यत्तु तदयं शुद्धस्वभावोदयः ।
किं द्रव्यान्तरचुम्बनाकुलधियस्तत्त्वाच्च्यवन्ते जनाः ॥२२-१०॥

જે શુદ્ધ દ્રવ્યના વિચારમાં છે અને તત્ત્વને જોવાની દૃષ્ટિવાળા છે તેના મતમાં એક દ્રવ્યની અંદર બીજું દ્રવ્ય કદી પ્રવેશ કરી શકતું નથી. જે શુદ્ધ આત્માનું જ્ઞાન સર્વ જ્ઞેય એટલે જાણવા યોગ્ય પદાર્થને જાણે છે તે આ જ્ઞાનના શુદ્ધ સ્વભાવનો ઉદય છે તો પછી અજ્ઞાની જનો આત્માને છોડીને પરદ્રવ્યને ગ્રહણ કરવા આકુળ વ્યાકુળ થઈ આત્મતત્ત્વના અનુભવથી શા માટે પતિત થઈ રહ્યા છે? જ્ઞાનમાં કોઈ પદાર્થ આવતો નથી, જ્ઞાન કોઈ પદાર્થમાં જતું નથી, તો પણ જ્ઞાન સર્વ જ્ઞેય પદાર્થોને પોતાના સ્વભાવથી જાણે છે. એ જ્ઞાનના પ્રકાશનું માહાત્મ્ય છે.

स्याद्वाददीपितलसन्महसि प्रकाशे
शुद्धस्वभावमहिमन्युदिते मयीति ।
किं बन्धमोक्षपथपातिभिरन्यभावै-
र्नित्योदयः परमयं स्फुरतु स्वभावः ॥ ६-१२ ॥

સ્યાદ્વાદદ્વારા મારામાં આત્મતેજનો પ્રકાશ થયો છે, જ્યારે મારા અંતરમા શુદ્ધ સ્વભાવનો મહિમા પ્રગટ થઈ રહ્યો છે તો પછી ત્યા બંધમાર્ગ કે મોક્ષમાર્ગ સંબંધી ભાવોનુ શું પ્રયોજન રહ્યું હોય?

કાંઈ પણ નહિ. એટલા માટે સદાય મારો ઉત્કૃષ્ટ સ્વભાવ મારામાં પ્રકાશમાન રહો. શુદ્ધ નિશ્ચયનયથી આત્મા સદાય એકાકાર શુદ્ધ અનુભવમાં આવે છે, ત્યાં બંધ કે મોક્ષના વિચારની કોઈ જગા નથી.

(૨૪) શ્રી અમિતગતિ મહારાજ તત્ત્વભાવનામાં કહે છેઃ—

येषां ज्ञानकृशानुरुज्ज्वलतरः सम्यक्त्ववातेरितो ।
विस्पष्टीकृतसर्वतत्त्वसमितिर्दग्धे विपापैधसि ॥
दत्तोत्तप्तिमनस्तमस्ततिहतेर्दैर्दीप्यते सर्वदा ।
नाश्चर्यं रचयंति चित्रचरिताश्चारित्रिणः कस्य ते ॥ ९५ ॥

જેની અંદર સમ્યગ્દર્શનરૂપ પવનથી પ્રેરિત સમ્યગ્જ્ઞાનરૂપી અગ્નિની તીવ્ર જ્વાળા સર્વ તત્ત્વોને સ્પષ્ટ દેખાડતી, પાપરૂપી ઈંધનને બાળતી, મનમાં પ્રસરેલા અંધકારને દૂર કરતી, સદાય પ્રજ્વલિત છે તે નાના પ્રકારના ચારિત્રનું પાલન કરે છે. તેને દેખીને કોને આશ્ચર્ય ન થાય? અર્થાત્ તે અદ્દ્ભુત ચારિત્રનું પાલન કરે છે.

ये लोकोत्तरतां च दर्शनपरां दूतीं विमुक्तिश्रिये ।
रोचन्ते जिनभारतीमनुपमां जल्पंति शृण्वंति च ॥
लोके भूरिकषायदोपमलिने ते सज्जना दुर्लभाः ।
ये कुर्वंति तदर्थमुत्तमधियस्तेषां किमत्रोच्यते ॥ १०५ ॥

પરમાર્થ સ્વરૂપને બતાવનારી, ઉત્કૃષ્ટ સમ્યગ્દર્શનને દેનારી, મોક્ષરૂપી લક્ષ્મીની દૂતી સમાન અનુપમ જિનવાણીને જે કોઈ ભણે છે, સુણે છે કે તે ઉપર રુચિ કરે છે એવા સજ્જનો કષાયરૂપદોષથી મલિન એવા આ લોકમાં દુર્લભ છે,—કઠિનતાથી મળે છે, તો પછી તે જિનવાણીને અનુસાર આચરણ કરવાની ઉત્તમ બુદ્ધિ કરે છે તેવાનું તો કહેવું જ શું? તેવા તો મહા દુર્લભ છે. આવી પરોપકારી જિનવાણીને સમજીને તે અનુસાર યથાશક્તિ ચાલવું એ આપણું કર્તવ્ય છે.

सर्वज्ञः सर्वदर्शी भवमरणजरातंकशोकव्यतीतो ।
लब्धात्मीयस्वभावः क्षतसकलमलः शश्वदात्मानपायः ॥
दक्षैः संकोचिताक्षैर्भवमृतिचकितैर्लोकयात्रानपेक्षैः ।
नष्टाबाधात्मनीनस्थिरविशदसुखप्राप्तये चिंतनीयः ॥ १२० ॥

પરમાત્મા સર્વજ્ઞ છે, સર્વદર્શી છે, જન્મ, મરણ, જરા, રોગ, શોક આદિ દોષોથી રહિત છે, પોતાના સ્વભાવથી પૂર્ણ છે, સર્વ કર્મમલરહિત છે, નાશ રહિત નિત્ય છે. જે લોકો ચતુર છે, ઇન્દ્રિયોના વિજયી છે, જન્મ મરણથી ભયભીત છે અને સંસારના પરિભ્રમણને ચાહતા નથી, તેમણે આવા શુદ્ધ આત્માનું ચિંતવન, બાધા રહિત, અતીન્દ્રિય, સ્થિર અને શુદ્ધ સુખની પ્રાપ્તિ માટે કરવું યોગ્ય છે. નિશ્ચયથી આપણો આત્મા પણ એવો જ છે. આપણા આત્માને પણ પરમાત્મા સમાન જાણીને સદા અનુભવ કરવો જોઈએ કે જેથી સહજ સુખનો લાભ થાય.

(૨૫) શ્રી પદ્મનંદિમુનિ સિદ્ધસ્તુતિમાં કહે છે :—

स्याच्छब्दामृतगर्भितागममहारत्नाकरस्नानतो
धौता यस्य मतिः स एव मनुते तत्त्वं विमुक्तात्मनः ।
तत्तस्यैव तदेव याति सुमतेः साक्षादुपादेयतां
भेदेन स्वकृतेन तेन च विना स्वं रूपमेकं परम् ॥ १४ ॥

જે પુરુષની મતિ સ્યાદ્વાદરૂપી અમૃતથી ભરેલા આગમ રૂપી મહાસમુદ્રમા સ્નાન કરવાથી ધોવાયલી–શુદ્ધ બની છે, તે જ શુદ્ધ કે મુક્ત આત્માના યથાર્થ સ્વરૂપને જાણે છે, તથા તે જ તે સ્વરૂપને ગ્રહણ કરવા યોગ્ય સાક્ષાત્ માને છે. વ્યવહારથી સિદ્ધમાં અને સંસારીમાં ભેદ કરાય છે. જો નિશ્ચયથી આ ભેદને દૂર કરી દેવામાં આવે તો સિદ્ધ સ્વરૂપ છે તે જ આ આપણા આત્માનો સ્વભાવ છે, તેનો જ અનુભવ કરવા યોગ્ય છે.

यः सिद्धे परमात्मनि प्रविततज्ञानैकमूर्तौ किल
ज्ञानी निश्चयतः स एव सकलप्रज्ञावतामग्रणीः ।
तर्कव्याकरणादिशास्त्रसहितैः किं तत्र शून्यैर्यतो
यद्योगं विदधाति वेध्यविषये तद्बाणमावर्ण्यते ॥ २४ ॥

જે પુરુષ વિસ્તીર્ણ જ્ઞાનાકાર શ્રી સિદ્ધ પરમાત્માને જાણે છે તે જ સર્વ બુદ્ધિમાનોમાં શિરોમણિ છે. જે સિદ્ધ પરમાત્માના જ્ઞાન રહિત રહીને તર્ક વ્યાકરણ આદિ શાસ્ત્રોને જાણે છે તો તેથી શું પ્રયોજન છે? બાણ તો તે કહેવાય કે જે લક્ષ્યને વેધી શકે, નહિ તો વ્યર્થ છે. આત્મજ્ઞાન જ યથાર્થ જ્ઞાન છે તેના વિના અનેક વિદ્યાઓ આત્મહિતકારી નથી.

(૨૬) શ્રી પદ્મનંદિમુનિ સદ્બોધચંદ્રોદયમાં કહે છે:

तावदेव मतिवाहिनी सदा धावति श्रुतगता पुरः पुरः ।
यावदत्र परमात्मसंविदा भिद्यते न हृदयं मनीषिणः ॥ ३६ ॥

આ જગતમાં જ્યાં સુધી પરમાત્માનું જ્ઞાન માનવના હૃદયમાં વિરાજતું નથી ત્યાં સુધી બુદ્ધિરૂપી નદી, શાસ્ત્રરૂપી સમુદ્ર તરફ આગળ આગળ દોડતી રહે છે, આત્માનો અનુભવ થતાં બુદ્ધિ સ્થિર થઈ જાય છે.

बाह्यशास्त्रगहने विहारिणी या मतिर्बहुविकल्पधारिणी ।
चित्स्वरूपकुलसद्मनिर्गता सा सती न सदृशी कुयोषिता
॥ ३८ ॥

જે બુદ્ધિ પોતાના ચૈતન્યરૂપી કુળ ઘરથી નીકળીને બહાર શાસ્ત્રરૂપી વનમાં વિહાર કરતી નાના પ્રકારના વિકલ્પ કરનારી છે તે બુદ્ધિ, સતી સ્ત્રીની સમાન પતિવ્રતા નથી પરંતુ કુલટા સ્ત્રીની માફક વ્યભિચારિણી છે. બુદ્ધિ તે જ સફળ કહેવાય કે જે પોતાના આત્મામાં રમણ કરે. અનેક શાસ્ત્રોના વિકલ્પ પણ ન કરે.

सुप्त एष बहुमोहनिद्रया दीर्घकालमविरामया जनः ।
शास्त्रमेतदधिगम्य सांप्रतं सुप्रबोध इह जायतामिति ॥ ४६ ॥

આ માનવ દીર્ઘકાલથી લાગલાગટ મોહરૂપી નિદ્રામાં સૂઈ રહ્યો છે. હવે તો તેણે આ અધ્યાત્મશાસ્ત્રને સમજીને આત્મજ્ઞાનને જાગૃત કરવું જોઈએ.

(૨૭) શ્રી પદ્મનંદિમુનિ નિશ્ચયપંચાશતમાં કહે છેઃ—

व्यवहृतिरबोधजनबोधनाय कर्मक्षयाय शुद्धनयः ।
स्वार्थं मुमुक्षुरहमिति वक्ष्ये तदाश्रितं किंचित् ॥ ८ ॥

વ્યવહારનય અજ્ઞાનીને સમજાવવા માટે છે, પરંતુ શુદ્ધ નિશ્ચયનય કર્મોનો ક્ષય કરવા માટે છે. એટલા માટે હુ મોક્ષનો ઇચ્છક થઈને પોતાના આત્માના કલ્યાણને માટે તે શુદ્ધ નિશ્ચયનયને આશ્રિત કંઈક કહીશ.

हिंसोज्झित एकाकी सर्वोपद्रवसहो वनस्थोऽपि ।
तरुरिव नरो न सिद्धयति सम्यग्बोधादृते जातु ॥ १६ ॥

જે મુનિ અહિંસા ધર્મ પાળતા છતાં, સર્વ પ્રકારનાં કષ્ટોને કે ઉપસર્ગોને સહતાં છતાં વનમા એકલા રહે છે પરંતુ આત્મજ્ઞાનમય સમ્યગ્જ્ઞાનથી રહિત છે તો તે મુક્ત થઈ શકતા નથી. તે વનમાં વૃક્ષના જેવા જ રહેનારા છે.

(૨૮) શ્રી પદ્મનંદિમુનિ પરમાર્થવિંશતિમાં કહે છેઃ—

यत्सातं यदसातमङ्गिषु भवेत्तत्कर्मकार्यं तत-
स्तत्कर्मैव तदन्यदात्मन इदं जानन्ति ये योगिनः ।
ईदृग्भेदविभावनाश्रितधियां तेषां कुतोहं सुखी
दुःखी चेति विकल्पकल्मषकला कुर्यात्पदं चेतसि ॥ ११ ॥

પ્રાણીઓને સાતા અને અસાતા થાય છે તે કર્મોના ઉદયનું કાર્ય છે. એટલા માટે એ કાર્ય પણ કર્મરૂપ જ છે. તે આત્માના સ્વ-

ભાવથી ભિન્ન છે એમ યોગીગણ જાણે છે. તેમની અંદર ભેદજ્ઞાનની વૃદ્ધિ થાય છે ત્યારે હું સુખી છું અથવા હું દુઃખી છું એવો વિકલ્પ તેમના મનમાં કેવી રીતે હોઈ શકે?

(૨૯) શ્રી કુલભદ્રાચાર્ય સારસમુચ્ચયમાં કહે છે :—

ज्ञानभावनया जीवो लभते हितमात्मनः ।
विनयाचारसम्पन्नो विषयेपु पराङ्मुखः ॥ ४ ॥

આ જીવ પાંચ ઇન્દ્રિયના વિષયોથી વિરક્ત થઈને વિનય અને આચાર સહિત જ્ઞાનની ભાવનાથી આત્મકલ્યાણને પ્રાપ્ત કરે છે.

आत्मानं भावयेन्नित्यं ज्ञानेन विनयेन च ।
मा पुनर्म्रियमाणस्य पश्चात्तापो भविष्यति ॥ ५ ॥

હે ભવ્ય જીવ! નિત્ય આત્માના શુદ્ધ સ્વરૂપની ભાવના જ્ઞાનસહિત વિનયપૂર્વક કરો. નહિ તો મરણ સમયે બહુ પશ્ચાત્તાપ થશે કે કંઈ કરી શક્યો નહિ. મરણનો સમય ચોક્કસ નથી માટે આત્મજ્ઞાનની ભાવના સદા કરવા યોગ્ય છે.

नृजन्मनः फलं सारं यदेतज्ज्ञानसेवनम् ।
अनिगूहितवीर्यस्य संयमस्य च धारणम् ॥ ७ ॥

મનુષ્ય જન્મનો સાર કે સફળતા તો ત્યારે જ છે કે જ્યારે સમ્યગ્જ્ઞાનની ભાવના કરવામાં આવે અને પોતાના વીર્યને ગોપવ્યા (છૂપાવ્યા) સિવાય સંયમને ધારણ કરવામાં આવે.

ज्ञानाभ्यासो सदा कार्यो ध्याने चाध्ययने तथा ।
तपसो रक्षणं चैव यदीच्छेद्धितमात्मनः ॥ ९ ॥

હે ભાઈ! જો તમે પોતાના આત્માનું હિત ચાહતા હો, તો ધ્યાન અને સ્વાધ્યાયદ્વારા સદાય જ્ઞાનનું મનન કરો અને તપની રક્ષા કરો.

ज्ञानादित्यो हृदिर्यस्य नित्यमुद्योतकारकः ।
तस्य निर्मलतां याति पंचेन्द्रियदिगङ्गना ॥ १० ॥

જેના હૃદયમાં જ્ઞાનસૂર્ય સદા પ્રકાશમાન રહે છે તેની પાંચે ઇન્દ્રિયોની દિશારૂપી સ્ત્રી નિર્મળ રહે છે, અર્થાત્ ઇન્દ્રિયો વિકાર રહિત પોતપોતાનું કામ એવી રીતે કરે છે કે જેથી આત્માનું અહિત ન થાય.

सर्वद्वन्द्वं परित्यज्य निभृतेनान्तरात्मना ।
ज्ञानामृतं सदा पेयं चित्ताल्हादनमुत्तमम् ॥ १२ ॥

અંતરાત્મા સમ્યગ્દષ્ટિએ નિશ્ચિત થઈને, સર્વ રાગદ્વેષાદિ દ્વન્દ્વને છોડીને, ચિત્તને આનંદ આપનાર ઉત્તમ આત્મજ્ઞાનરૂપી અમૃતનું પાન કરવું જોઈએ.

ज्ञानं नाम महारत्नं यन्न प्राप्तं कदाचन ।
संसारे भ्रमता भीमे नानादुःखविधायिनि ॥ १३ ॥

अधुना तत्त्वया प्राप्तं सम्यग्दर्शनसंयुतम् ।
प्रमादं मा पुनः कार्षीर्विषयास्वादलालसः ॥ १४ ॥

આત્મજ્ઞાનરૂપી મહારત્ન છે, અનેક દુઃખોથી ભરેલા આ ભયાનક સંસારમાં ભ્રમણ કરતાં આજ સુધી તું કદાપિ તેને પામ્યો નથી. તે મહારત્નને આજે તેં સમ્યગ્દર્શન સહિત પ્રાપ્ત કરી લીધું છે તો આત્મજ્ઞાનનો અનુભવ કર, વિષયોના સ્વાદની લાલસામાં પડીને હવે પ્રમાદ ન કર.

शुद्धे तपसि सद्वीर्यं ज्ञानं कर्मपरिक्षये ।
उपयोगिधनं पात्रे यस्य याति स पंडितः ॥ १८ ॥

પંડિત તે છે કે જેનું આત્મવીર્ય શુદ્ધ તપમાં વપરાય છે, જેનું જ્ઞાન કર્મોનો ક્ષય કરવામાં વપરાય છે અને જેનું ધન યોગ્ય પાત્રોને કામ આવે છે.

गुरुशुश्रूषया जन्म चित्तं सद्ध्यानचिन्तया ।
श्रुतं यस्य समे याति विनियोगं स पुण्यभाक् ॥ १९ ॥

પુણ્યાત્મા તે છે કે જેનો જન્મ ગુરુની સેવામાં વ્યતીત થાય છે, જેનું મન ધર્મધ્યાનના ચિંતવનમાં લીન રહે છે, તથા જેના શાસ્ત્રનો અભ્યાસ સામ્યભાવની પ્રાપ્તિ માટે કામમાં આવે છે.

नियतं प्रशमं याति कामदाहः सुदारुणः ।
ज्ञानोपयोगसामर्थ्याद्विषं मंत्रपदैर्यथा ॥ ११३ ॥

જેમ મંત્રના પદોથી સર્પનું ઝેર ઊતરી જાય છે તેમ અતિ ભયાનક એવો કામનો દાહ પણ આત્મધ્યાન અને સ્વાધ્યાયમાં જ્ઞાનોપયોગના બળથી નિયમથી શાંત થઈ જાય છે.

प्रज्ञाङ्गना सदा सेव्या पुरुषेण सुखावहा ।
हेयोपादेयतत्त्वज्ञा या रता सर्वकर्मणि ॥ २५८ ॥

પ્રજ્ઞા અથવા ભેદવિજ્ઞાનમય વિવેકબુદ્ધિ, સર્વ કાર્યોમાં ત્યાગવા યોગ્ય અને ગ્રહણ કરવા યોગ્ય તત્ત્વને જાણનારી છે, એટલા માટે દરેક પુરુષને ઉચિત છે કે આ સુખાકારી પ્રજ્ઞારૂપી સ્ત્રીનું સદા સેવન કરે.

सत्येन शुद्ध्यते वाणी मनो ज्ञानेन शुद्ध्यति ।
गुरुशुश्रूषया कायः शुद्धिरेषः सनातनः ॥ ३१७ ॥

સત્ય વચનથી વાણીની શુદ્ધિ રહે છે, સમ્યગ્જ્ઞાનથી મન શુદ્ધ રહે છે, ગુરુસેવાથી શરીર શુદ્ધ રહે છે આ શુદ્ધિનો સનાતન માર્ગ છે.

(૩૦) શ્રી શુભચંદ્રાચાર્ય જ્ઞાનાર્ણવમાં કહે છે:—

त्रिकालगोचरानन्तगुणपर्यायसंयुताः ।
यत्रभावास्फुरन्त्युच्चैस्तज्ज्ञानं ज्ञानिनां मतम् ॥ १–७ ॥

જેમાં ત્રિકાળગોચર અનંત ગુણ પર્યાય સહિત પદાર્થો અતિશયરૂપે પ્રતિભાસે છે તેને જ્ઞાનીઓએ જ્ઞાન કહ્યું છે. જ્ઞાન તે છે કે જે સર્વ જ્ઞેયોને જાણી શકે.

अनन्तानंतभागेऽपि यस्य लोकश्चराचरः ।
अलोकश्च स्फुरत्युच्चैस्तज्ज्योतिर्योगिनां मतम् ॥ १०–७ ॥

કેવળજ્ઞાન જ્યોતિનું સ્વરૂપ યોગીઓએ એવું કહ્યું છે કે તે જ્ઞાનના અનંતાનંત ભાગમાં પણ સર્વ ચર, અચર, લોક, અલોક પ્રતિભાસિત થાય છે. એવા અનંત લોક હોય તો પણ તે જ્ઞાનમાં ઝળકે, એટલું વિશાળ અને આશ્ચર્યકારી કેવળજ્ઞાન છે.

अगम्यं यन्मृगाङ्कस्य दुर्भेद्यं यद्रवेरपि ।
तद्दुर्बोधोद्धतं ध्वान्तं ज्ञानभेद्यं प्रकीर्तितम् ॥ ११–७ ॥

જે મિથ્યાત્વરૂપ અંધકારને ચંદ્રમા દૂર કરી શકતો નથી, તેમ સૂર્ય પણ ભેદી શકતો નથી તે અજ્ઞાનાંધકારને સમ્યગ્જ્ઞાન ટાળી દે છે એમ કહેવાય છે.

बोध एव दृढः पाशो हृषीकमृगबन्धने ।
गारुडश्च महामंत्रः चित्तभोगिविनिग्रहे ॥ १४–७ ॥

ઇન્દ્રિયરૂપી મૃગોને બાંધવા સમ્યગ્જ્ઞાન એ દૃઢ બંધન છે અને ચિત્તરૂપી સર્પને વશ કરવાને સમ્યગ્જ્ઞાન એ એક ગારુડી મહામંત્ર છે.

अज्ञानपूर्विका चेष्टा यतेर्यस्यात्र भूतले ।
स बध्नात्यात्मनात्मानं कुर्वन्नपि तपश्चिरं ॥ १९–७ ॥

આ પૃથ્વી ઉપર જે સાધુ અજ્ઞાનપૂર્વક આચરણ પાળે છે, તે દીર્ઘકાળ પર્યંત તપ કરતો રહે તો પણ પોતાને કર્મથી બાંધે છે. અજ્ઞાનપૂર્વક તપ બંધનું જ કારણ છે.

ज्ञानपूर्वमनुष्ठानं निःशेषं यस्य योगिनः ।
न तस्य बन्धमायाति कर्म कस्मिन्नपि क्षणे ॥ २०–७ ॥

જે મુનિનું સર્વ આચરણ જ્ઞાનપૂર્વક થાય છે તેને કર્મોનો બંધ કોઈ પણ ક્ષણે થતો નથી.

दुरिततिमिरहंसं मोक्षलक्ष्मीसरोजं ।
मदनभुजगमन्त्रं चित्तमातङ्गसिंहं ॥
व्यसनघनसमीरं विश्वतत्त्वैकदीपं ।
विषयशफरजालं ज्ञानमाराधय त्वं ॥ २२–७ ॥

હે ભવ્ય જીવ! સમ્યગ્જ્ઞાનની આરાધના કરો. આ સમ્યગ્જ્ઞાન પાપરૂપી અંધકારને દૂર કરવા સૂર્ય સમાન છે, મોક્ષરૂપી લક્ષ્મીના નિવાસ માટે કમળ સમાન છે, કામરૂપી સર્પને વશ કરવાને મંત્ર સમાન છે, મનરૂપી હાથીને વશ કરવાને સિંહ સમાન છે, આપદારૂપી મેઘને ઉડાડી દેવા પવન સમાન છે, સમસ્ત તત્ત્વોનો પ્રકાશ કરવા માટે દીપક સમાન છે તથા પાંચ ઇન્દ્રિયના વિષયોરૂપી માછલાંને પકડવા માટે જાળ સમાન છે.

तद्विवेच्य ध्रुवं धीर ज्ञानार्कालोकमाश्रय ।
विशुष्यति च यं प्राप्य रागकल्लोलमालिनी ॥ २२-२३ ॥

ભલે પ્રકારે વિચાર કરીને હે ધીર પ્રાણી! તું નિશ્ચયથી આત્મજ્ઞાનરૂપી સૂર્યના પ્રકાશનો આશ્રય કર. તે જ્ઞાનરૂપી સૂર્યના પ્રકાશથી રાગરૂપી નદી સુકાઈ જાય છે.

अलब्धपूर्वमासाद्य तदासौ ज्ञानदर्शने ।
वेत्ति पश्यति निःशेषं लोकालोकं यथास्थितम् ॥ ३१-४२ ॥
तदा स भगवान् देवः सर्वज्ञः सर्वदोदितः ।
अनन्तसुखवीर्यादिभूतेः स्यादग्रिमं पदम् ॥ ३२-४२ ॥

કેવલી ભગવાન, ચાર ઘાતી કર્મનો નાશ થવાથી, પૂર્વે જેની પ્રાપ્તિ કદી થઈ નહોતી એવા કેવળજ્ઞાન અને કેવળદર્શન ગુણોને પ્રગટ કરી સર્વ લોક અને અલોકને યથાવત્ દેખે છે, જાણે છે, ત્યારે તે ભગવાન સર્વ કાળને માટે પ્રકાશ કરનારા સર્વજ્ઞદેવ થાય છે અને અનંત સુખ તથા અનંત વીર્ય આદિ વિભૂતિના પ્રથમ સ્વામી થાય છે.

(૩૧) શ્રી જ્ઞાનભૂષણ ભટ્ટારક તત્ત્વજ્ઞાનતરંગિણીમાં કહે છે:—

अर्थान् यथास्थितान् सर्वान् समं जानाति पश्यति ।
निराकुलो गुणी योऽसौ शुद्धचिद्रूप उच्यते ॥ ३-१ ॥

જે સર્વ પદાર્થોને જેવું તેમનું સ્વરૂપ છે તેવા યથાર્થ સ્વરૂપે એક સાથે દેખે છે, જાણે છે, તથા જે નિરાકુળ છે, ગુણના ભંડાર છે તેમને શુદ્ધ ચૈતન્ય પ્રભુ પરમાત્મા કહેવાય છે.

दुर्लभोऽत्र जगन्मध्ये चिद्रूपरुचिकारकः ।
ततोऽपि दुर्लभं शास्त्रं चिद्रूपप्रतिपादकं ॥ ८-८ ॥
ततोऽपि दुर्लभो लोके गुरुस्तदुपदेशकः ।
ततोऽपि दुर्लभं भेदज्ञानं चिंतामणिर्यथा ॥ ९-८ ॥

આ લોકમાં શુદ્ધ ચૈતન્ય સ્વરૂપની રુચિવાળા મનુષ્યો દુર્લભ છે, તેથી દુર્લભ ચૈતન્ય સ્વરૂપને બતાવનારાં શાસ્ત્રો છે, તેથી કઠણ તેનો ઉપદેશ કરનારા સદ્‌ગુરુની પ્રાપ્તિ છે, તે પણ કદાચિત પ્રાપ્ત થાય તો પણ ચિંતામણી સમાન ભેદજ્ઞાનની પ્રાપ્તિ થવી તે અત્યંત દુર્લભ છે. જો કદાચિત્ ભેદવિજ્ઞાન થઈ જાય તો પછી આત્મ-કલ્યાણમાં પ્રમાદ ન કરવો જોઈએ.

अछिन्नधारया भेदबोधनं भावयेत् सुधीः ।
शुद्धचिद्रूपसंप्राप्त्यै सर्वशास्त्रविशारदः ॥ १३-८ ॥

સર્વ શાસ્ત્રોના જ્ઞાતા વિદ્વાનને ઉચિત છે કે તે શુદ્ધ ચૈતન્ય સ્વરૂપની પ્રાપ્તિ માટે નિરંતર ધારાવાહી (અખંડિત) ભેદવિજ્ઞાનની ભાવના કરે, આત્માને અનાત્માથી ભિન્ન મનન કરે.

सता वस्तूनि सर्वाणि स्याच्छब्देन वचांसि च ।
चिता जगति व्याप्तानि पश्यन् सद्दृष्टिरुच्यते ॥ ७-१२ ॥

સમ્યગ્દૃષ્ટિ અથવા સમ્યગ્જ્ઞાની તેને કહેવાય છે જેને એવો વિશ્વાસ છે કે સર્વ વસ્તુ સતરૂપ છે, સ્યાત્ શબ્દ સહિત જે વાણી બોલે છે, અર્થાત્ જે અનેકાંત પદાર્થને સમજાવવા માટે ભિન્ન ભિન્ન અપેક્ષાએ એક એક સ્વભાવને વિસ્તારથી વર્ણવે છે, અને જેને એવો વિશ્વાસ છે કે જ્ઞાન જગતના સર્વ પદાર્થોને જાણે છે તે અપેક્ષાએ જગતવ્યાપી છે.

स्वस्वरूपपरिज्ञानं तज्ज्ञानं निश्चयाद् वरं ।
कर्मरेणूक्षये वातं हेतुं विद्धि शिवश्रियः ॥ १२-१२ ॥

પોતાના શુદ્ધ આત્મસ્વરૂપને જાણવું તે શ્રેષ્ઠ નિશ્ચય સમ્યગ્જ્ઞાન છે. એનાથી જ કર્મોનો ક્ષય થાય છે અને એને જ મોક્ષ લક્ષ્મીની પ્રાપ્તિનું સાધન જાણો.

यदि चिद्रूपेऽनुभवो मोहाभावे निजे भवेत्तत्त्वात् ।
तत्परमज्ञानं स्याद्बहिरंतरसंगमुक्तस्य ॥ १३-१२ ॥

બાહ્ય અને અભ્યંતર બંને પ્રકારના પરિગ્રહથી રહિત સાધુને મોહનો અભાવ થવાથી પોતાના શુદ્ધ ચૈતન્યસ્વરૂપનો અનુભવ થાય છે તે ઉત્કૃષ્ટ નિશ્ચય સમ્યક્જ્ઞાન છે.

शास्त्राद् गुरोः सधर्मादेर्ज्ञानमुत्पाद्य चात्मनः ।
तस्यावलंबनं कृत्वा तिष्ठ मुंचान्यसंगतिं ॥ १०-१५ ॥

શાસ્ત્રનું મનન કરીને સદ્‌ગુરુના ઉપદેશથી કે સાધર્મી ભાઈ-ઓની સંગતિથી પોતાના આત્માનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરીને તેનું આલંબન લઈને રહે. તેનું મનન, ધ્યાન અને ચિંતવન કર. પર પદાર્થોની સંગતિને છોડ.

ज्ञेयावलोकनं ज्ञानं सिद्धानां भविनां भवेत् ।
आद्यानां निर्विकल्पं तु परेषां सविकल्पकं ॥ ८-१७ ॥

જાણવા યોગ્ય પદાર્થોનું જાણવું, દેખવું, સિદ્ધ અને સંસારી બંનેને થાય છે. સિદ્ધોનું તે જ્ઞાનદર્શન નિર્વિકલ્પ છે, નિરાકુળ સ્વાભાવિક સમભાવરૂપ છે, જ્યારે સંસારી જીવોનું જ્ઞાનદર્શન સવિકલ્પ છે, આકુળતા સહિત છે.

(૩૨) પં૦ બનારસીદાસજી સમયસાર નાટકમાં કહે છે :—

સવૈયા-૨૩

જોગ ધરૈ રહૈ જોગસુ ભિન્न, અનંત ગુણાતમ કેવલજ્ઞાની;
તાસુ હૃદૈ દ્રહસૌ નિકસી, સરિતા સમ વ્હૈ શ્રુતસિંધુ સમાની.

યાતે અનંત નયાતમ લક્ષણ, સત્ય સરૂપ સિદ્ધાંત વખાની,
બુદ્ધિ લખે ન લખે દુરબુદ્ધિ, સદા જગમાહિ જગે જિનવાણી. ૩. અ. ૧

જિનવાણી કેવી છે? અનંત ગુણ સ્વરૂપ કેવળજ્ઞાની જિન-ભગવાન મન વચન કાયાના યોગ સહિત હોવા છતા યોગદ્વારા જ્ઞાનને અનુભવ નહિ કરતા હોવાથી તે યોગથી ન્યારા છે. તેમના હૃદયરૂપ સરોવરમાથી નીકળેલી સરિતા શાસ્ત્રરૂપ સમુદ્રમાં વહી રહી છે. એવી તે જિનવાણી છે. તેનું અનંતનયરૂપ લક્ષણ છે. તેનું સત્ય સ્વરૂપ સિદ્ધાંતમાં વખાણ્યું છે. બુદ્ધિમાન તત્ત્વદર્શીને જ આ વાણીને લક્ષ થાય છે, સમજે છે, દુર્બુદ્ધિ મિથ્યાત્વીને તેનો લક્ષ થતો નથી, તે સમજતો નથી. આવી જિનવાણી જગતમાં સદાકાળ જાગૃત દીપક સમાન ઝળકે છે. જે તેનું આરાધન કરે છે તેને સત્ય અને અસત્યનું જ્ઞાન થાય છે.

## સવૈયા–૩૧

નિહચેમેં એકરૂપ વ્યવહારમેં અનેક,
યાહી નય વિરોધમેં જગત ભરમાયો હૈ,
જગકે વિવાદ નાશિવેકો જિન આગમ હૈ,
જ્યામેં સ્યાદ્વાદનામ લક્ષણ સુહાયો હૈ.
દર્શનમોહ જાકો ગયો હૈ સહજરૂપ,
આગમ પ્રમાણ તાકે હિરદેમેં આયો હૈ,
અનયસો અખંડિત અનૂતન અનંત તેજ,
એસો પદ પૂરણ તુરત તિન પાયો હૈ. ૫ અ. ૧

સમસ્ત વસ્તુ નિશ્ચયનયથી એકરૂપ દેખાય છે; વ્યવહારનયથી અનેકરૂપ દેખાય છે. આ બે નયના વિરોધે જગતને ભ્રમમાં નાખ્યું છે. આ ભ્રમથી જગત્મા વાદવિવાદ ઊપજ્યા છે. તે વાદવિવાદ કે ભ્રમનો નાશ કરવા જિનેંદ્રનાં સિદ્ધાંતશાસ્ત્ર સમર્થ છે. તેનું સ્યાદ્વાદ-નામે ઉત્તમ લક્ષણ છે. તે સર્વ વસ્તુના સત્યાર્થ સ્વરૂપને દેખાડે છે.

પરંતુ જેને દર્શન મોહનો ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષય થયો છે તેના હૃદયમાં સહજ સ્વભાવે આ પ્રમાણરૂપ જિનાગમ પ્રવેશ કરે છે, મિથ્યાત્વીના હૃદયમાં પ્રવેશ કરતો નથી. તે દુર્નયોથી અખંડિત અનાદિ અનંત જ્ઞાનજ્યોતિરૂપ પૂર્ણપદ મોક્ષફળને તરત પ્રાપ્ત કરે છે.

પરમ પ્રતીતિ ઉપજાય ગણધરકીસી,
અંતર અનાદિકી વિભાવતા વિદારી હૈ;
ભેદજ્ઞાન દૃષ્ટિસોં વિવેકકી શકતિ સાધિ,
ચેતન અચેતનકી દશા નિરવારી હૈ.
કરમકો નાશકરિ અનુભૌ અભ્યાસધરિ,
હિયેમેં હરખિ નિજ શુદ્ધતા સંભારી હૈ,
અંતરાય નાસ ગયો શુદ્ધ પરકાશ ભયો,
જ્ઞાનકો વિલાસ તાકો વંદના હમારી હૈ, ૨

અધ્યાય ૨

જ્ઞાનનો વિલાસ કેવો છે? તે અનુક્રમે કહે છે. પ્રથમ તો ગણધર જેવી તત્ત્વની દૃઢ પ્રતીતિ ઉત્પન્ન કરે છે. અંતરમાં અનાદિથી રાગાદિ વિભાવ અને જ્ઞાનાદિક સ્વભાવ તેની એકતા થઈ રહી હતી તેનું વિદારણ કરે છે. ભેદજ્ઞાનની દૃષ્ટિથી, જડ અને ચૈતન્યને ભિન્ન કરવા રૂપ વિવેકની શક્તિને સાધે છે, ચૈતન્યસ્વરૂપ એવા આત્માની કર્મરૂપ–જડરૂપ દશા અનાદિથી થઇ રહી હતી તે દશાને દૂર કરે છે. અનુભવના અભ્યાસવડે ગુણશ્રેણીને ધારણ કરીને ક્ષણે ક્ષણે કર્મની નિર્જરા કરે છે, હૃદયમાં હર્ષ ધરીને પોતાની સહજ શુદ્ધતાને સંભારે છે, એવો પુરુષાર્થ કરતાં અંતરાયકર્મનો નાશ થતાં શુદ્ધ કેવળજ્ઞાનનો પ્રકાશ થાય છે, આવા ક્રમે કરી જ્ઞાનના વિલાસને પામ્યા છે એવા કેવળજ્ઞાની ભગવાનને અમારી વંદના છે.

### કવિત્ત.

જ્ઞેયાકાર જ્ઞાનકી પરિણતિ, પૈ વહ જ્ઞાન જ્ઞેય નહિ હોય;
જ્ઞેયરૂપ ષટ્દ્રવ્ય ભિન્નપદ, જ્ઞાનરૂપ આતમ પદ સોય.

જાને ભેદ ભાવ સુવિચક્ષણ, ગુણ લક્ષણ સમ્યક્દગ જોય;
મૂરખ કહે જ્ઞાન મહિ આકૃતિ, પ્રગટ કલંક લખે નહિ કોય.

પર અ. ૧૦

જેવો (ઘટ પટાદિ) જ્ઞેય પદાર્થોનો આકાર છે તે રૂપ જ્ઞાનનું પરિણમન થાય છે પણ તે જ્ઞાન જ્ઞેયરૂપ થતું નથી. જ્ઞેયરૂપ જે છ દ્રવ્યો છે તે સર્વનો ભિન્ન ભિન્ન સ્વભાવ છે. અને જ્ઞાન છે તે આત્માનો સ્વભાવ છે, એમ જ્ઞાન અને જ્ઞેયનો ભેદ સ્વભાવ ગુણ અને લક્ષણ જે સમ્યગ્દષ્ટિ ભેદજ્ઞાની છે તે જાણે છે પરંતુ જે મૂઢ છે તે જ્ઞાનને જ્ઞેયના આકારે કહે છે તેથી જ્ઞાનને પ્રત્યક્ષ કલંક લાગે છે તે કાંઈ દેખતા નથી.

(૩૩) પં૦ દ્યાનતરાયજી દ્યાનતવિલાસમાં કહે છેઃ—

સવૈયા–૨૩.

કર્મ સુભાસુભ જો ઉદયાગત, આવત હૈ જબ જાનત જ્ઞાતા;
પૂરવ ભ્રામક ભાવ કિયે બહુ, સો ફલ મોહિ ભયૌ દુઃખદાતા;
સો જડરૂપ સરૂપ નહીં મમ, મૈં નિજ સુદ્ધ સુભાવહિ રાતા,
નાશ કરૌં પલમેં સબકૌં અબ, જાય બસૌં સિવખેત વિખ્યાતા. ૬૫

જ્ઞાની પુરુષ એમ જાણે છે કે જે શુભાશુભ કર્મો ઉદયમા આવે છે તે સર્વ પૂર્વે મિથ્યાત્વરૂપ ભ્રમથી સેવેલા ભાવોનું ફળ છે, જે મને દુઃખ આપનાર થયું છે. તે તો જડરૂપ છે, મારૂં સ્વરૂપ નથી, હું તો નિજ શુદ્ધ સ્વભાવમાં જ રક્ત છું. હવે એ સર્વ કર્મોને ક્ષણમાં નાશ કરી દઉં અને પ્રસિદ્ધ મોક્ષ ધામમાં જઈને વસું.

સિદ્ધ હુએ અબ હોંઇ જુ હોંઇગે, તે સબહી અનુભૌ ગુન સેતી;
તાવિન એક ન જીવ લહૈ સિવ, ઘોર કરૌ કિરિયા બહુ કેતી.
જ્યૌં તુષમાહિં નહિ કનલાભ, કિયે નિત ઉદ્યમકી વિધિ જેતી,
યૌં લખિ આદરિયે નિજ ભાવ, વિભાવ વિનાશ કલા શુભ એતી. ૬૬

પૂર્વે જે સિદ્ધ થયા છે, વર્તમાને થાય છે, અને ભવિષ્યમાં થશે તે સર્વ એક શુદ્ધ આત્માના અનુભવરૂપ ગુણથી જ થયા છે. શુદ્ધઆત્માનુભૂતિ વિના ગમે તેટલી કઠિન ક્રિયાઓ કરે તો પણ કોઈ પણ જીવ સિદ્ધિ પામી શકતો નથી. દરરોજ ગમે તેટલા પ્રકારની મહેનત કરવામાં આવે તોપણ છોડાંમાંથી જેમ દાણાની પ્રાપ્તિ થતી નથી, તેમ આત્માનુભવ વિના જીવની સર્વ ક્રિયાઓ નિષ્ફળ છે. એમ જાણીને શુદ્ધ આત્મભાવની ઉપાસના કર્તવ્ય છે. પરભાવ-વિભાવનો વિનાશ કરવાની આ સુંદર કળા છે.

સવૈયા-૩૧.

ચેતનકે ભાવ દોય ગ્યાન ઔ અગ્યાન જોય,
એક નિજભાવ દૂજો પર ઉતપાત હૈ,
તાતેં એક ભાવ ગહૌ દૂજો ભાવ મૂલ દહોં;
જાતેં સિવપદ લહૌ યહી ઠીક બાત હૈ
ભાવકો દુખાયૌ જીવ ભાવહીસૌં સુખી હોય,
ભાવહી કો ફેરિ ફેરૈ મોખપુર જાત હૈ,
યહ તો નીકૌ પ્રસંગ લોક કહેં સરવંગ,
આગહીકૌ દાધૌ અંગ આગ હી સિરાત હૈ ૧૦૭

એક જ્ઞાનભાવ અને બીજો અજ્ઞાનભાવ એ બંને ચેતનના ભાવ છે. જ્ઞાન ભાવ એ પોતાનો સ્વભાવ છે. અજ્ઞાનભાવ એ કર્મજન્ય ઔપાધિક ભાવ છે. માટે જ્ઞાનભાવ ગ્રહણ કરો અને બીજો અજ્ઞાન-ભાવ મૂળથી બાળી દો, કે જેથી શિવપદ, મોક્ષપદ પ્રાપ્ત થાય; અને એમ કરવું એ જ યોગ્ય છે. અશુભ ભાવથી જીવને દુઃખની પ્રાપ્તિ થાય છે, શુભ ભાવથી સુખની (સાતાની) પ્રાપ્તિ થાય છે, પરંતુ એ બન્ને ભાવ અશુદ્ધ ભાવ છે. તે અશુદ્ધભાવને પલટાવી શુદ્ધ ભાવ કરવાથી જીવ મોક્ષ સુખને પામે છે. લોકો કહે છે તેવો આ સંપૂર્ણ સુંદર પ્રસંગ છે અગ્નિથી બળેલું અંગ અગ્નિવડે તૈયાર કરેલી દવાથી ટાઢું પડે છે.

કઈ કેઈ બાર જીવ ભૂપતિ પ્રચંડ ભયૌ,
કેઈ કેઈ બાર જીવ કીટરૂપ ધર્યો હૈ;
કેઈ કેઈ વાર જીવ નૌગ્રીવક જાય વસ્યૌ,
કેઇ વાર સાતમેં નરક અવતર્યૌ હૈ,
કેઈ કેઈ વાર જીવ રાઘૌ મચ્છ હોઈ ચુક્યો,
કેઈ વાર સાધારન તુચ્છ કાય બર્યૌ હૈ;
સુખ ઔર દુઃખ દોઉ પાવત હૈ જીવ સદા,
યહ જાન ગ્યાનવાન હર્ષ શોક હર્યૌ હૈ. ૧૧૫

આ જીવ કેટલીય વાર પ્રચંડ ભૂપતિ થયો, કેટલીય વાર કીડા-રૂપે અવતર્યો, કેટલીય વાર નવ ગ્રૈવેયકમાં દેવ થયો, કેટલીય વાર સાતમી નરકમાં નારકીપણે અવતર્યો, કેટલીય વાર ઘણી મોટી કાયાવાળો મગર (રાઘવ) મચ્છ થયો, કેટલીયવાર તુચ્છ (નિગોદિયા) સાધારણ વનસ્પતિકાય રૂપે જન્મ્યો; સર્વ સ્થળે આ જીવ સદાય સુખઃદુખને પામ્યા કર્યો છે. આમ જાણીને જ્ઞાની આત્મા સુખદુઃખમાં હર્ષ શોક ન કરતાં સમતાને ધારણ કરે છે.

બાર બાર કહૈં પુનરુક્ત દોષ લાગત હૈ,
જાગત ન જીવ તૂતૌ સોયો મોહ ઝગમેં;
આતમાસેતી વિમુખ ગહૈ રાગ દોષરૂપ,
પંચ ઇંદ્રી વિષે સુખ લીન પગ પગમૈં,
પાવત અનેક કષ્ટ હોત નાહિં અષ્ટ નષ્ટ,
મહાપદ ભિષ્ટ ભયૌ ભમૈ સિષ્ટ મગમૈ;
જાગિ જગવાસી તૂ ઉદાસી વ્હૈકે વિષયસૌં.
લાગિ શુદ્ધ અનુભૌ જ્યૌ આવૈ નાહિં જગમેં ૧૧૭

વાર વાર કહેવાથી પુનરુક્તિ દોષ લાગે છે છતાં હે જીવ! તું મોહ નિદ્રામાં સૂતો છે તે કેમ જાગતો નથી? આત્મભાવથી વિપરીત એવા રાગદ્વેષરૂપ વિભાવને તું ગ્રહણ કરે છે. ડગલે ને પગલે પાચ

ઇન્દ્રિયના વિષયભોગનાં સુખમાં નિરંતર લીન રહે છે અને તેથી તું અનેક પ્રકારનાં દુઃખ પામે છે, છતાં તારાં આઠકર્મ નાશ થતાં નથી. આત્માના સ્વભાવરૂપ પરમપદથી ભ્રષ્ટ થઈ આ સંસારના માર્ગમાં ભ્રમણ કરે છે. હે જગતવાસી જીવ! તું પાંચ ઇન્દ્રિયના વિષયસુખથી ઉદાસીન થઈ જાગૃત થા અને શુદ્ધ આત્માના અનુભવમાં લીન થા કે જેથી ફરી આ સંસારમાં તારે આવવું પડે નહિ.

છપ્પય.

તિય મુખ દેખનિ અંધ, મૂક મિથ્યાત ભનનકોં;
બધિર દોષ પર સુનન, લુંજ પટકાય હનનકોં;
પગુ કુતીરથ ચલન, સુન્ન હિય લેન ધરનકોં,
આલસિ વિષયનિ માહિ, નાહિં બલ પાપ કરનકોં.
યહ અંગહીન કિહ કામકો, કરે કહા જગ બૈઠકેં.
દ્યાનત તાતેં આઠોં પહર, રહે આપ ઘર પૈઠકેં. ૫.

જે સ્ત્રીનુ મુખ જોવામાં અંધ છે, મિથ્યાત્વ ઉચ્ચારવામાં મૂંગો છે, પારકા દોષ સાંભળવામાં બહેરો છે, છ કાય જીવોને હણવામાં અશક્ત (અપગ) છે, કુતીરથ પ્રતિ ગમન કરવામાં લંગડો છે, લેવા મૂકવામાં શૂન્ય હૃદયવાળો (હૈયાનો ઉજડ-વિચાર રહિત) છે, વિષયો સેવવામાં આળસુ છે, અને પાપ કરવામાં નિર્બળ છે તે અંગહીન શું કામનો છે? જગતમાં બેસીને તે શું કરે? દ્યાનતરાયજી કહે છે કે તે સંસારવર્ધક કાંઈ પણ પ્રવૃત્તિ કરી શકે તેમ નથી તેથી તે તો પોતાના આત્મસ્વરૂપરૂપ ઘરમાં પેસીને જ રહે છે.

હોનહાર સો હોય, હોય નહિ અન-હોના નર,
હરષ શોક કયોં કરૈ, દેખ સુખદુઃખ ઉદૈકર,
હાથ કછૂ નહિં પરૈ, ભાવ સંસાર બઢાવૈ,
મોહ કરમકોં લિયૌ, તહાં સુખ રંચ ન પાવૈ;
યહ ચાલ મહા મૂરખતની, રોય રોય આપદ સહૈ,
ગ્યાની વિભાવ નાસન નિપુન, ગ્યાનરૂપ લખિ સિવ લહૈ. ૬

હે જીવ! જે બનવાનું છે તે જ બનશે, નહિ બનવાનું નહિ બને, તો ઉદયપ્રાપ્ત સુખદુઃખને દેખીને હર્ષ શોક શા માટે કરે છે? એમ કરવાથી હાથમા કાંઈ આવતું નથી અને મોહ કર્મને લીધે ઉલટું સંસાર વધારે તેવા ભાવની વૃદ્ધિ થાય છે. તેમાં અલ્પ પણ સુખની પ્રાપ્તિ થતી નથી. રોઈ રોઈને આપદાઓ સહન કરવી અર્થાત્ દુઃખમાં ધીરજ ન ધારણ કરવી એ મૂરખની ચાલ છે. પરંતુ જ્ઞાની તો વિભાવનો નાશ કરવામાં નિપુણ હોવાથી જ્ઞાનભાવનો લક્ષ રાખી મોક્ષસુખને પામે છે.

## કવિત્ત.

દેવ ગુરૂ સુભ ધર્મકોં જાનિયે, સમ્યક આનિયૈ મોખનિસાની,
સિદ્ધનતેં પહલેં જિન માનિયે, પાઠ પઢેં હૂજિયૈ શ્રુતગ્યાની,
સૂરજ દીપક માનક ચંદતે, જાય ન જો તમ સો તમ હાની,
ઘાનત મોહિ કૃપાકર દો વર, દો કર જોરિ નમૌં જિનવાની. ૨૦

સત્ દેવ, સદ્ધર્મ અને સદ્ગુરુને જાણીએ, અને તેથી મોક્ષની નિશાની રૂપ સમ્યગ્દર્શનને પામીએ, સિદ્ધ કરતાં (બોધદાતા) અરિહંતને પ્રથમ માનીએ અને અરિહંતનાં કહેલાં શાસ્ત્રપાઠનું પઠન કરી શ્રુતજ્ઞાની થઈએ. ઘાનતરાયજી કહે છે કે, જે અંધકાર, સૂર્ય, દીપક મણિ અને ચંદ્ર પણ ટાળી શકે તેમ નથી એવા (મિથ્યાત્વ) અંધકારનો નાશ થાય તેવું વરદાન મારા ઉપર કૃપા કરીને મને આપો એવી વિનંતિ જિનવાણીને હું બે હાથ જોડીને નમસ્કાર કરીને કરું છું.

## સવૈયા-૨૩

જાહીકોં ધ્યાવત ધ્યાન લગાવત, પાવત હૈ રિસિ પર્મ પદીકૌ;
જા શુતિ ઇંદ ફનિંદ નરિંદ, ગનેસ કરૈ સબ છાડિ મદીકૌં.
જાહીકૌ વેદ પુરાન બતાવત, ધારિ હરૈ જમરાજ બદીકૌં;
ઘાનત સો ઘટ માંહિં લખૌ નિત, ત્યાગ અનેક વિકલ્પ નદીકૌં. ૨૩

જેનું ચિંતન કરવાથી, ધ્યાન ધરવાથી ઋષિઓ પરમ પદને પામે છે, જેની સ્તુતિ ઇંદ્ર, ધરણેન્દ્ર, નરેન્દ્ર અને ગણધરદેવો સર્વ મદ તજીને કરે છે, વેદ પુરાણ જેને બતાવે છે, યમરાજ (જન્મ મરણ)નાં દુઃખના પ્રવાહને જે હરે છે, એવી જિનવાણી, તેને હે ભવ્ય જીવો! દ્યાનતરાયજી કહે છે કે તમે અનેક વિકલ્પરૂપ નદીનો ત્યાગ કરી તમારા હૃદયને વિષે નિત્ય ધારણ કરો.

(૩૪) ભૈયા ભગવતીદાસજી બ્રહ્મવિલાસમાં કહે છેઃ—

### સવૈયા–૩૧

જો પૈં તોહિ તરિવેકી ઇચ્છા કછૂ ભઈ ભૈયા,
તૌ તૌ વીતરાગજૂકે વચ ઉર ધારિયે;
ભૌસમુદ્રજલમેં અનાદિ હી તૈં બૂડત હો,
જિનનામ નૌકા મિલી ચિત્તતેં ન ટારિયે;
ખેવટ વિચારિ શુદ્ધ થિરતાસોં ધ્યાનકાજ,
સુખકે સમૂહકો સુદૃષ્ટિસૌં નિહારિયે;
ચલિયે જો ઇહ પંથ મિલિયે સ્યૌ મારગમેં,
જન્મ જરા મરનકે ભયકો નિવારિયે.

શતઅષ્ટોત્તરી ૮.

હે ભાઈ! જો કંઈ પણ તરવાની ઇચ્છા તને થઈ હોય તો તો વીતરાગનાં વચનને હૃદયમાં ધારણ કર. અનાદિથી ભવસમુદ્ર-જળમાં બૂડયો છે પણ જિનનામ જેવી નૌકા હવે મળી છે તો તેને ચિત્તમાંથી વિસારીશ નહિ. શુદ્ધ સ્થિરતાપૂર્વક ધ્યાન માટે વિચારરૂપ ખલાસી છે. તે વડે સુદૃષ્ટિ થતાં સુખના સમૂહ એવા શુદ્ધ આત્મ-સ્વરૂપને નિહાળ. આ માર્ગે જો ચલાય તો જન્મ જરા મરણના ભયને ટાળીને શિવ–મોક્ષપદની પ્રાપ્તિ થાય.

વીતરાગ વાનીકી ન જાની બાત પ્રાની મૂઢ,
ઠાની તૈં ક્રિયા અનેક આપની હઠાહઠી,
કર્મનકે બંધ કૌન અંધ કછૂ સૂઝે તોહિ,
રાગદોષ પર્ણિતસોં હોત જો ગઠાગઠી,
આતમાકે જીતકી ન રીત કહૂં જાને રંચ,
ગ્રન્થનકે પાઠ તૂ કરૈ કહા પઠાપઠી,
મોહકો ન કિયૌ નાશ સમ્યક ન લિયો ભાસ,
સૂત ન કપાસ કરૈ કોરીસૌં લઠાલઠી.

ઈશ્વરનિર્ણય પચીસી

હે મૂઢ પ્રાણી! વીતરાગવાણીનું રહસ્ય તે જાણ્યું નહિ અને અનેક પ્રકારની ક્રિયા પોતાના હઠાગ્રહે કરીને કરી, કર્મનો બંધ શું છે તે હે અંધ! તને કાંઈ સૂઝે છે? રાગદ્વેષ પરિણતિથી આત્માને કર્મની સાથે એકમેકતારૂપ બંધન થાય છે. આત્માનો જય કરવાની (રાગદ્વેષ પરિણતિથી મુક્ત કરવાની) અલ્પ પણ રીત તું જાણતો નથી તો પછી ગ્રંથોના પાઠ તું શા માટે ભણ ભણ કરે છે? જેમ સુતર બનાવવા માટે રૂ પણ પોતાની પાસે હોય નહિ અને કપડું વણાવવા વણકર સાથે મારામારી કરે તેથી શું વળે? તેમ જ્યાસુધી મોહનો નાશ નથી કર્યો, અને સમ્યગ્દર્શનને પ્રગટ નથો કર્યું ત્યા સુધી અનેક પ્રકારની ક્રિયાઓ કે શાસ્ત્રપઠનથી શુ વળે?

સુન જિનવાની જિહેં પ્રાની તજ્યો રાગદ્વેષ,
તેઈ ધન્ય ધન્ય જિન આગમમેં ગાયે હૈં,
અમૃતસમાની યહ જિહેં નાહિં ઉર આની,
તેઈ મૂઢ પ્રાની ભવભાંવરિ ભ્રમાયે હૈં.
યાહી જિનવાનીકો સવાદ સુખ ચાખો જિન,
તેહી મહારાજ ભયે કરમ નસાયે હૈ;
તાતેં દગ ખોલ "ભૈયા" લેહુ જિનવાની લખિ,
સુખકે સમૂહ સબ યાહીમેં બતાયે હૈં. ૪

જિનવાણીને શ્રવણ કરીને જે પ્રાણીએ રાગદ્વેષનો ત્યાગ કર્યો છે તેના જિનાગમમાં ધન્યવાદ ગાયા છે. અમૃતસમાન આ જિનવાણી જેણે પોતાના અંતરમાં ધારણ કરી નહિ તે મૂઢ પ્રાણી ભવસાગરમાં જન્મમરણાદિના દુઃખમય ચક્રાવામાં પડ્યા છે. જેણે આ જિનવાણીના સુખનો સ્વાદ ચાખ્યો તે સર્વ કર્મનો નાશ કરી આત્મસમૃદ્ધિરૂપ પોતાનું રાજ્ય પામી મહારાજ થયા. માટે ભૈયા-ભગવતીદાસજી કહે છે કે હે ભાઈ! દૃષ્ટિ ખોલીને તું જિનવાણીને જો. સર્વ સુખનો સમૂહ (સુખનો માર્ગ) એમાં બતાવ્યો છે.

કેવલીકે જ્ઞાનમેં પ્રમાણ આન સબ ભાસૈ,
લોક ઔ અલોકનકી જેતી કછુ બાત હૈ;
અતીત કાલ ભઈ હૈ અનાગતમાં હોયગી,
વર્તમાન સમૈકી વિદિત યોં વિખ્યાત હૈ.
ચેતન અચેતનકે ભાવ વિદ્યમાન સબૈ,
એક હી સમૈમેં જો અનંત હોત જાત હૈ,
ઐસી કછુ જ્ઞાનકી વિશુદ્ધતા વિશેષ બની,
તાકો ધની યહૈ હંસ કૈસેં વિલલાત હૈ. ૨૫

કેવળજ્ઞાની ભગવાનના જ્ઞાનમાં લોક અને અલોકની જે કંઈ વાતો છે તે સર્વ ભાસે છે, એમ પ્રમાણભૂત માનો. ભૂતકાળમાં બનેલી, ભવિષ્યમા બનવાની અને વર્તમાન સમયે વર્તતી સર્વ વાતો તેમાં જણાય છે. ચેતન અચેતન દ્રવ્યોના સમયે સમયે જે અનત ભાવો પલટાતા જાય છે તે સર્વને એક સમયમાં તે જ્ઞાન પ્રગટપણે જાણે છે. આવી કોઈ અદ્‌ભુત જ્ઞાનની વિશુદ્ધતા છે. આવા કેવળજ્ઞાનનો સ્વામી આત્મા છે તે ક્યાંથી દુખી હોય?

છપ્પય.

જ્ઞાન ઉદિત ગુણ ઉદિત, મુદિત ભઈ કર્મ કષાયેં,
પ્રગટત પર્મ સ્વરૂપ, તાહિં નિજ લેત લખાયેં;

દેત પરિગ્રહ ત્યાગ, હેત નિહચૈ નિજ માનત,
જાનત સિદ્ધ સમાન, તાહિ ઉર અન્તર ઠાનત.
સો અવિનાશી અવિચળ દરબ, સર્વ જ્ઞેય જ્ઞાયક પરમ
નિર્મળ વિશુદ્ધ શાશ્વત સુથિર ચિદાનંદ ચેતન ધરમ. ૮

જ્ઞાનનો ઉદય થતાં આત્માના અન્ય ગુણોનો ઉદય થયો અને કર્મ કષાયો આવતા બંધ થયા. પરમ સ્વરૂપ એવું પરમાત્મપદ સમજાયું અને નિજસ્વરૂપ તેવુંજ છે એવો લક્ષ થયો જ્ઞાનનું ફળ વિરતિ એટલે પરિગ્રહનો ત્યાગ એ આત્મહિત છે એમ મનાયું. પોતાનો આત્મા સિદ્ધસમાન છે એમ જાણ્યું. અને સિદ્ધ સ્વરૂપ હૃદયમાં સ્થિર કર્યું. તે અવિનાશી અવિચળ આત્મદ્રવ્ય સર્વ જ્ઞેયને જાણવા સમર્થ હોવાથી પરમ જ્ઞાયક, નિર્મળ, વિશુદ્ધ, શાશ્વત, સુસ્થિર, ચિદાનંદ ચૈતન્ય સ્વરૂપ છે.

ગ્યારહ અંગ પઢે નવ પૂરવ, મિથ્યાબલ જિય કરહિં બખાન,
દે ઉપદેશ ભવ્ય સમુઝાવત, તે પાવત પદવી નિર્વાન.
અપને ઉરમેં મોહ ગહલતા, નહિં ઉપજૈ સત્યારથ જ્ઞાન,
એસે દરવશ્રુતકે પાઠી, ફિરહિં જગત ભાખેં ભગવાન. ૧૧

કોઈ અગિયાર અગ અને નવ પૂર્વ ભણી જાય, મિથ્યાત્વના બળ સહિત તે જીવ વ્યાખ્યાન આપે જે ભવ્ય જીવોને ઉપદેશ દઈ સમજાવે છે તે ભવ્ય જીવો કોઈ દિવસ નિર્વાણ પામે, પણ પોતાના અંતરમાં મોહરૂપી ઘેલછા હોવાથી પોતાને સત્યાર્થ (સમ્યક્) જ્ઞાન ઉત્પન્ન ન થાય, આવા દ્રવ્ય શ્રુતના અભ્યાસી પણ સંસારમા પરિભ્રમણ કરશે, એવું ભગવાને કહ્યું છે.



# અધ્યાય નવમો

## સમ્યક્ચારિત્ર અને તેનું માહાત્મ્ય

આટલી વાત આગળ આવી ગઈ કે આ સંસાર અસાર છે, દુઃખોનો સાગર છે, શરીર અપવિત્ર અને નાશવંત છે, ભોગ અતૃપ્તિકારી અને આકુળતામય છે. અતીન્દ્રિય સહજસુખ જ ગ્રહણ કરવા યોગ્ય સાચું સુખ છે. એ સુખ આત્માનો જ સ્વભાવ છે. એટલા માટે સહજ સુખનું સાધન આત્માનુભવ કે આત્મધ્યાન છે. આ આત્માનુભવને સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની એકતા કહે છે. સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનનું નિશ્ચયનય તથા વ્યવહારનયથી કંઈક સ્વરૂપ આગળ કહેવાઈ ગયું છે. હવે આ અધ્યાયમાં સમ્યક્ચારિત્રનું કંઈક કથન સંક્ષેપથી કરાય છે.

**નિશ્ચયનયથી સમ્યક્ચારિત્ર** :-પોતાના શુદ્ધ આત્મસ્વરૂપમાં સ્થિરતા પ્રાપ્ત કરવી, રાગદ્વેષ મોહના વિકલ્પોથી રહિત થઈ જવું તે નિશ્ચય સમ્યક્ચારિત્ર છે. આત્માના સ્વભાવનો જો વિચાર કરવામાં આવે તો તે શુદ્ધ અખંડ જ્ઞાનાનંદમય દ્રવ્ય છે. તે જ પરમાત્મા, તે જ ભગવાન, તે જ ઈશ્વર, તે જ પરબ્રહ્મ, તે જ પરમ જ્યોતિસ્વરૂપ છે. તેનો એ સ્વભાવ કદી મટ્યો નથી, મટતો નથી, મટવાનો નથી. તે આત્માના સ્વભાવમાં કોઈ બંધ નથી કે જેથી મુક્તિ કરવાની કલ્પના હોય, કોઈ રાગાદિ ભાવ નથી કે જેને મટાડવાના હોય; કોઈ જ્ઞાનાવરણાદિ કર્મ નથી કે જેથી છૂટવાનું હોય, કે શરીરાદિ કોઈ નોકર્મ નથી કે જેની સંગતિ દૂર કરવાની હોય.

આ આત્મા વિકારો રહિત યથાર્થ એક જ્ઞાયકસ્વરૂપ પરમ શુદ્ધ સમયસાર છે; સ્વસમય છે, નિરાબાધ છે, અમૂર્તિક છે, શુદ્ધ નિશ્ચયનયથી એમાં કોઈ સાધનની આવશ્યકતા નથી. તે સદાય સહજાનદસ્વરૂપ છે. ત્યાં સહજ સુખનાં સાધનની કોઈ કલ્પના નથી. આ સર્વ દ્રવ્યાર્થિક નયથી શુદ્ધ દ્રવ્યનો વિચાર છે. આ દૃષ્ટિએ કોઈ પણ

સાધનની જરૂર નથી. પરંતુ પર્યાયાર્થિક નય કે પર્યાયની દૃષ્ટિએ જ્યારે જોવામા આવે છે ત્યારે બરાબર જણાય છે કે આ સંસારી આત્માની સાથે તૈજસ કાર્મણ એ બે સૂક્ષ્મ શરીર પ્રવાહરૂપથી સાથે સાથે ચાલ્યાં આવે છે. આ કાર્મણ શરીરનાં કારણોથી રાગદ્વેષ, મોહ આદિ ભાવકર્મ જોવામાં આવે છે અને ઔદારિક, વૈક્રિયિક, આહારક કે અન્ય બાહ્ય સામગ્રીરૂપ નોકર્મનો સંયોગ છે.

આ અવસ્થાને કારણે જ આ જીવને જન્મ મરણ કરવાં પડે છે, સુખદુઃખની જાળમાં ફસાવું પડે છે, વારંવાર કર્મબંધ કરીને તેનું ફળ ભોગવતાં આ સંસારમાં સંસરણ (ભ્રમણ) કરવું પડે છે. આ પર્યાય દૃષ્ટિથી કે વ્યવહારનયથી સહજ સુખ સાધનનો વિચાર છે. રત્નત્રયનું સાધન આ દૃષ્ટિથી કરવાની જરૂર છે. સમ્યગ્દર્શનથી આત્માનું સાચું સ્વરૂપ શ્રદ્ધામાં, પ્રતીતિમાં, રુચિમાં દૃઢ થાય છે. સમ્યગ્જ્ઞાનથી આત્માનું સ્વરૂપ સંશયાદિ રહિત પરમાત્મા સમાન જ્ઞાતા દૃષ્ટા આનંદમય જાણવામાં આવે છે ત્યારે સમ્યક્ચારિત્રથી તે શ્રદ્ધા તથા જ્ઞાન સહિત શુદ્ધ આત્મિકભાવમાં રમણતા કરાય છે, ચાલ્યુ જવાય છે, પરિણમન કરાય છે, સ્થિર થવાય છે. આ સમ્યક્ચારિત્ર છે.

એટલા માટે ચારિત્રની ખાસ આવશ્યકતા છે. માત્ર શ્રદ્ધા કે જ્ઞાન કરીને જ કોઈએ સંતોષિત થઈ જવુ ન જોઈએ. પરંતુ ચારિત્રનો અભ્યાસ કરવો જોઈએ. ચારિત્ર વિના શ્રદ્ધા અને જ્ઞાન ઇચ્છિત ફળને આપી શકતા નથી.

એક મનુષ્યને શ્રદ્ધા અને જ્ઞાન છે કે આ મોતીની માળા છે, પહેરવા યોગ્ય છે, પહેરવાથી શોભા દેખાશે પરંતુ જ્યાં સુધી તે તેને પહેરશે નહિ ત્યા સુધી તેની શોભા દેખાય નહિ. પહેર્યા વિના જ્ઞાન અને શ્રદ્ધા વ્યર્થ છે. એક માણસની સામે સ્વાદિષ્ટ પકવાન બરફી, પેંડા, લાડૂ આદિ પદાર્થ રાખ્યા છે, તે એવું જ્ઞાન અને શ્રદ્ધા રાખે છે કે આ સેવવા યોગ્ય છે, એનું સેવન લાભકારી છે,

સ્વાદિષ્ટ છે. પરંતુ જ્યાંસુધી તે મિષ્ટપદાર્થોનું સેવન તે એકાગ્ર થઈને ન કરે ત્યાં સુધી તેની શ્રદ્ધા અને જ્ઞાન કાર્યકારી નથી.

એક માનવની સામે પુષ્પો પડચાં હોય. તે જાણતો હોય અને શ્રદ્ધા રાખતો હોય કે તે સૂંઘવાયોગ્ય છે. સૂંઘવાથી ચિત્ત પ્રસન્ન થશે. પરંતુ જો તે સૂંઘે નહિ તો તેનું જ્ઞાન અને શ્રદ્ધા કંઈ પણ કામનાં નથી. એક માણુસને શ્રદ્ધા છે તથા જ્ઞાન છે કે મુંબઈનગર જોવા યોગ્ય છે, પરંતુ જ્યાં સુધી તે મુંબઈ જઈને દેખે નહિ ત્યાં સુધી તેનું જ્ઞાન અને શ્રદ્ધા સફળ ન થાય.

એક માનવને શ્રદ્ધા અને જ્ઞાન છે કે લાલા રતનલાલજી સારું મનોહર ગાવાનું, બજાવવાનું જાણે છે, બહુ સારા ભજન ગાય છે. જ્યાં સુધી તે સાંભળવાની ગોઠવણુ ન કરવામાં આવે ત્યાં સુધી ગાવા બજાવવાનું જ્ઞાન અને શ્રદ્ધા ઉપયોગમાં આવી શકતાં નથી. ચારિત્ર વિના જ્ઞાન અને શ્રદ્ધાનું સફળપણું નથી.

એક મંદિર પર્વતના શિખર ઉપર છે. આપણુને એવી શ્રદ્ધા અને જ્ઞાન છે કે તે મંદિરમાં પહોંચવું જોઈએ અને તેનો માર્ગ આ પ્રકારે છે, આ પ્રકારે ચાલીશું તો અવશ્ય મંદિરમાં પહોંચી જઈશું. પરંતુ આળસુ બની બેસી રહીએ, ચાલવાનો પુરુષાર્થ ન કરીએ તો કદાપિ પર્વતના મંદિરમાં પહોંચી શકીશું નહિ. જે કોઈ અયથાર્થ તત્ત્વજ્ઞાની પોતાને પરમાત્માવત્ જ્ઞાતા દૃષ્ટા અકર્તા અભોક્તા બંધ મોક્ષ રહિત માનીને, શ્રદ્ધા કરીને, જાણીને જ સંતુષ્ટ થઈ જાય છે અને સ્વછંદે કરી રાગદ્વેષ વધારે તેવાં કાર્યોમાં પ્રવૃત્તિ રાખે છે, અને કદી પણ આત્માનુભવનાં કે આત્મધ્યાનનાં સાધન કરતા નથી તે કદી પણ પોતાની શ્રદ્ધા કે જ્ઞાનનું ફળ પામી શકતો નથી. તે કદી પણ સહજ સુખનો લાભ પામી શકતા નથી. તે કદી પણ કર્મોથી મુક્ત સ્વાધીન થઈ શકતા નથી.

યથાર્થ તત્ત્વજ્ઞાની સ્વતત્ત્વમાં રમણુતાને જ મુખ્ય સહજ સુખનું

સાધન અને મુક્તિનો માર્ગ માને છે. એ જ જૈન સિદ્ધાંતનો સાર છે. તેથી નિશ્ચય સમ્યક્ચારિત્રના લાભની આવશ્યકતા છે, સ્વાત્મરમણની જરૂર છે, આત્મધ્યાન કરવુ યોગ્ય છે. એનું સ્વરૂપ પહેલાં બતાવી ગયા છીએ. આત્માનું યથાર્થ જ્ઞાન અને શ્રદ્ધા થવાથી જેટલે અંશે સ્વસ્વરૂપમાં સ્થિરતા, એકાગ્રતા, તન્મયતા થાય તે નિશ્ચય સમ્યક્ચારિત્ર છે.

જૈન સિદ્ધાંતે એટલા માટે સ્વાત્માનુભવની શ્રેણીઓ બતાવીને અવિરત સમ્યગ્દૃષ્ટિના સ્વાત્માનુભવને બીજના ચંદ્રમા તુલ્ય કહ્યો છે. તે પાંચમા દેશવિરત ગુણસ્થાનમાં અધિક પ્રકાશિત થાય છે. છઠ્ઠા પ્રમત્તવિરતમા એથી અધિક, અપ્રમત્ત વિરતમાં તેથી અધિક, શ્રેણીમાં તેથી અધિક, ક્ષીણમોહ ગુણસ્થાનમાં તેથી અધિક, અને સયોગી કેવલી પરમાત્માને પૂર્ણિમા (પૂર્ણમાસી)ના ચંદ્ર સમાન સ્વાત્માનુભવ પ્રકાશિત થઈ જાય છે. આ સ્વાનુભવને જ ધર્મધ્યાન તથા શુક્લધ્યાન કહે છે. તેને શુદ્ધ યોગ કહે છે. તેને કારણસમયસાર કહે છે. પરમાત્માના સ્વાનુભવને કાર્યસમયસાર કહે છે. તેને સહજ સુખ સાધન કહે છે. પરમાત્માના સ્વાનુભવપૂર્ણ અનત સુખને સહજ સુખ સાધ્ય કહે છે.

વસ્તુતાએ મન વચન કાયાની ચચળતા રાગદ્વેષ મોહ અને કષાયોના રંગથી રંગાએલી હોવાથી સ્વાત્માનુભવમાં બાધક છે. જેટલી જેટલી એ ચંચળતા મટતી જાય છે તેટલી તેટલી જ સ્વાત્માનુભવની કળા અધિક અધિક પ્રકાશતી જાય છે. જેમ પવનના ઝપાટાથી સમુદ્ર ક્ષોભિત થવાથી સ્થિર રહેતો નથી. જેટલા જેટલા પવનના ઝપાટા ઓછા થતા જાય છે તેટલું તેટલું ક્ષોભપણુ પણ ઓછું થતું જાય છે, જ્યારે પવનનો સંચાર બિલકુલ રહેતો નથી, ત્યારે સમુદ્ર બિલકુલ સ્થિર થઈ જાય છે, તેમ રાગદ્વેષ અને કષાયોના ઝપાટા જેટલા જેટલા અધિક હોય છે. તેટલું જ આત્માના ઉપયોગરૂપી જળ ક્ષોભિત અને ચંચળ રહે છે. જેટલો જેટલો કષાયોનો ઉદય

ઘટતો જાય છે, તેટલી ચંચળતા ઓછી થતી જાય છે. કષાયોનો અભાવ શુદ્ધ આત્મચર્યાને નિષ્કમ્પ બનાવી દે છે.

નિશ્ચય સમ્યક્ચારિત્ર અથવા આત્માનુભવની પ્રાપ્તિનો એક સહજ ઉપાય એ છે કે વિશ્વને અથવા સ્વપરને વ્યવહારનયથી જોવાનું બંધ કરી નિશ્ચયનયથી દેખવામાં આવે, તો નિશ્ચયનયની દૃષ્ટિમાં જીવ, પુદ્ગલ, ધર્મ, અધર્મ, આકાશ અને કાલ એ છએ દ્રવ્યો પૃથક્ પૃથક્ પોતપોતાના મૂળ સ્વભાવમાં જ દેખાશે. ધર્મ, અધર્મ, કાલ, આકાશ તો સદાય સ્વભાવમાં રહે છે. તે તેવાં જ દેખવામાં આવશે, પુદ્ગલનાં રૂપ શુદ્ધ પરમાણુરૂપે દેખાઈ આવશે. તેની શોભનિક કે અશોભનિક મકાન, મંદિર, મહેલ, વસ્ત્ર, આભૂષણ, વાસણ આદિ અવસ્થાઓ બિલકુલ દેખાશે નહિ જેટલા જીવો છે તે સર્વે શુદ્ધ પરમાત્મા સમાન દેખાશે, પોતે પણ પરમાત્મારૂપ પોતાને માલૂમ પડશે. આ દૃષ્ટિથી જોવાથી રાગદ્વેષની ઉત્પત્તિનાં સર્વ કારણો દૂર થશે. મોટા નાના, ઊંચા નીચા, સ્વામી સેવક, મિત્ર શત્રુ, બંધુ અબંધુ, સ્ત્રી પુરુષ, માનવ પશુ એ સર્વ કલ્પનાઓ દૂર થઈ જશે. સિદ્ધ અને સંસારીનાં ભેદ પણ મટી જશે. અશુચિ કે શુચિ પદાર્થોની કલ્પના પણ ચાલી જશે. અને એનું ફળ એ થશે કે પરમ સમતાભાવ જાગૃત થઈ જશે. સમભાવરૂપી સામાયિકનો ઉદય થઈ જશે.

આ સ્વાત્માનુભવની પ્રાપ્તિની નીસરણી છે. વળી તે સમદૃષ્ટિ જ્ઞાતા આત્મા કેવળ પોતાના આત્માની તરફ ઉપયુક્ત થઈ જાય છે, કેટલાક વખત પછી નિર્વિકલ્પતા આવી જાય છે, સ્વરૂપમાં સ્થિરતા થઈ જાય છે, સ્વાનુભવ થઈ જાય છે, આ જ નિશ્ચય સમ્યક્ચારિત્ર છે. નિશ્ચય સમ્યક્ચારિત્ર સ્વાત્માનુભવરૂપ જ છે. ત્યાં નથી મનનું ચિંતવન કે નથી વાણીનો ઉચ્ચાર કે નથી કાયાનું હલનચલન. મન વચન કાયાની ક્રિયાથી અગોચર છે. વસ્તુતાએ સ્વાત્માનુભવ થવાથી

મનનું મરણુ જ થઈ જાય છે. અથવા લોપ જ થઈ જાય છે, અથવા તેનો અસ્ત થઈ જાય છે, મન વચન કાયાના વિકારોની વચમાં પહેલો નિર્વિકાર આત્મા આત્મારૂપે ઝળકી નીકળે છે, સર્વ વિકાર મટી જાય છે.

સમ્યક્ચારિત્ર ભારે ઉપકારી છે. તેનો અભ્યાસ વીતરાગ-વિજ્ઞાનમય ભાવની ઉન્નતિ કરે છે અને સરાગ અજ્ઞાનમય ભાવને દૂર કરે છે. આ વાત સાધકે બરાબર ધ્યાનમાં રાખવી જોઈએ કે જ્યાં સુધી આત્માનુભવ ન થાય ત્યાં સુધી નિશ્ચય સમ્યક્ચારિત્રનો ઉદય થયો નથી. જેવી રીતે વેપારીને દરેક વેપાર કરતાં ધનની આવક ઉપર લક્ષ છે, કુટુંબની અંદર પરિશ્રમ કરતાં, મકાનમાં અન્નાદિ સામગ્રી એકત્ર કરતાં, વાસણુ આદિ અને લાકડાં એકઠાં કરતાં, રસોઈની તૈયારી કરતાં સર્વેનો એવો લક્ષ રહે છે કે અમારા બધાની ક્ષુધા મટે, તેવી રીતે સાધકનો લક્ષ સ્વાત્માનુભવ રહેવો જોઈએ. સમ્યક્ચારિત્રનો જે કંઈ અંશ છે તે એક અપૂર્વ આત્મિક ભાવનો ઝળકાવ છે, તેમાં સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન પણ સમાવેશ પામે છે.

વસ્તુતાએ ઉપયોગરૂપ કે ભાવ નિક્ષેપરૂપ સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન ત્યાં જ હોય છે કે જ્યાં સમ્યક્ચારિત્ર છે. જ્યારે સ્વાનુભવમાં એકાગ્રતા થાય છે ત્યારે ત્યાં સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્ર એ ત્રણેની એકતા છે. તે જ મોક્ષમાર્ગ છે. તે જ કર્મોનો સંવર કરવાનો ઉપાય છે, તે જ ધ્યાનરૂપી અગ્નિ છે કે જે પૂર્વે બાંધેલાં કર્મોને બાળી ભસ્મ કરે છે, જેમ અગ્નિની જ્વાળા બળતી હોય તેવા કોઈ ચૂલામાં તે એક સાથે દાહક, પાચક, પ્રકાશનું કામ કરી રહી છે. તેવી રીતે સ્વાત્માનુભવની જ્યોતિ દેદીપ્યમાન થતાં સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રમય પરિણમન કરતી પોતાનું કામ કરી રહી છે.

અગ્નિની જ્વાળા એક સાથે લાકડાને બાળી રહી છે, ભોજનને પકાવી રહી છે, અંધકારનો નાશ કરી રહી છે. એવી રીતે સ્વાત્માનુભવરૂપ સમ્યક્ચારિત્રથી એક સાથે જ કર્મ બળે છે, આત્મબળ વધતાં જતાં આત્માનંદનો સ્વાદ આવે છે, તથા આત્મજ્ઞાનની નિર્મળતા થાય છે, અજ્ઞાનનો અંધકાર મટતો જાય છે. આ સમ્યક્ચારિત્રના ધારાવાહી (એકતાર, અખંડિત) અભ્યાસથી મોહકર્મ દગ્ધ થઈ જાય છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, તથા અંતરાય કર્મ બળી જાય છે. અનંત બળ, અનંત સુખનો પ્રકાશ થઈ જાય છે. અનંત દર્શન અને અનંત જ્ઞાન પ્રગટ થાય છે, આત્મા પરમાત્મા થઈ જાય છે. સમ્યક્ચારિત્ર જ જીવને સંસારીનો સિદ્ધ બનાવી દે છે, જીવનો શિવ કરે છે.

નિશ્ચય સમ્યક્ચારિત્ર પ્રત્યે પ્રેમભાવ, પ્રતિષ્ઠાભાવ, ઉપાદેયભાવ, ભક્તિ ભાવ, આરાધક ભાવ, તીવ્ર રૂચિભાવ રહેવો જોઈએ તો જ તેની વૃદ્ધિ થતી જશે. એ પણ યાદ રાખવું જોઈએ કે જેમ સુવર્ણની થોડી શુદ્ધતા, અધિક શુદ્ધતાનું ઉપાદાન કારણ છે, તેમ નિશ્ચય સમ્યક્ચારિત્ર, આત્માની પૂર્ણ સ્થિરતારૂપ ચારિત્રનું ઉપાદાન કારણ છે–મૂળ કારણ છે વળી સુવર્ણની શુદ્ધતા માટે નિમિત્તરૂપે મસાલાની અને અગ્નિની સહાયતાની જરૂર છે, એકલું સોનું પોતાની મેળે જ શુદ્ધ થઈ શકતું નથી. દરેક કાર્ય માટે ઉપાદાન તથા નિમિત્ત બે કારણની આવશ્યકતા છે. ઉપાદાનકારણથી કાર્યરૂપ વસ્તુ પોતે જ થયા કરે છે, નિમિત્ત કારણ બહુ પ્રકારનાં સહકારી કારણ હોય છે. પોતાના જ ઉપાદાનકારણથી પલટાઈને ઘઉંમાંથી રોટલી બને છે. પરંતુ નિમિત્તકારણ ઘંટી, વેલણ, લોઢી, અગ્નિ આદિ હોય છે. તેવી રીતે નિશ્ચય સમ્યક્ચારિત્રને માટે કોઈ કોઈ નિમિત્તોની જરૂર છે કે જેથી ઉપયોગ નિશ્ચિંત થઈને નિરાકુળ થઈને સ્વરૂપરમણતા કરી શકે. એવાં નિમિત્તો મેળવવા માટે વ્યવહાર સમ્યક્ચારિત્રની આવશ્યકતા છે.

વ્યવહાર સમ્યક્ચારિત્રની સહાયતાથી જેટલો જેટલો મન અને ઇંદ્રિયો ઉપર વિજયલાભ કરાય, જેટલી જેટલી મન વચન કાયાની પ્રવૃત્તિને રોકાય, જેટલી જેટલી ઇચ્છાને ઘટાડાય, જેટલો જેટલો જગતના ચેતન અચેતન પદાર્થોનો સંપર્ક કે સંયોગ દૂર કરાય, જેટલી જેટલી મમતા ઘટાડાય, જેટલી જેટલી સમતાની વૃદ્ધિ કરાય, તેટલાં તેટલાં નિશ્ચય સમ્યક્ચારિત્રના પ્રકાશનાં સાધન બનતાં જાય છે. એટલા માટે વ્યવહાર સમ્યક્ચારિત્રની આવશ્યકતા છે.

**વ્યવહાર સમ્યક્ચારિત્ર:**—જે મૂળ ચારિત્ર તો ન હોય પરંતુ ચારિત્રના પ્રકાશમાં સહાયક હોય તેને જ વ્યવહાર ચારિત્ર કહે છે. જો કોઈ વ્યવહાર ચારિત્ર પાળે, પરંતુ તે વડે નિશ્ચય સમ્યક્ચારિત્રનો લાભ ન પામી શકે તો તે વ્યવહાર ચારિત્ર યથાર્થ કહેવાય નહિ, સમ્યક્ કહેવાય નહિ; જેમ કોઈ વેપાર ધંધો તો ઘણો કરે પરંતુ ધનનો લાભ ન કરી શકે તો તે વેપારને યથાર્થ વેપાર કહેવાય નહિ.

જેમ કોઈ ભોજનાદિ સામગ્રી તો એકઠી કરે પરંતુ રસોઈ બનાવીને પેટમાં ભોજન ન પહોંચાડી શકે તો તેનો આરંભ યથાર્થ કહેવાય નહિ. જ્યાં નિશ્ચય સમ્યક્ચારિત્રરૂપ સ્વાત્માનુભવ ઉપર લક્ષ છે, એનો જ ખોજતા છે, એમાં રમણતાનો પ્રેમ છે અને તેથી તેનાં નિમિત્ત સાધનોનો સંગ્રહ કરવામાં આવે છે તો તેને વ્યવહાર સમ્યક્-ચારિત્ર કહેવાય છે. વ્યવહાર સમ્યક્ચારિત્ર બે પ્રકારનું છે એક અણગાર અથવા સાધુચારિત્ર બીજું સાગાર અથવા શ્રાવક ચારિત્ર.

**અનગાર કે સાધુચારિત્ર:**—અહીં સંક્ષેપથી સામાન્ય કથન કરાય છે. આ પ્રાણી ક્રોધ, માન, માયા, લોભ એ કષાયોને વશ થઈ રાગીદ્વેષી થઈને પોતાનો સ્વાર્થ સાધવા માટે પાંચ પ્રકારનાં પાપ-કર્મ કર્યા કરે છે. હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહ (ધન ધાન્યાદિમાં મૂર્છા) એનો પૂર્ણ ત્યાગ કરવો એ સાધુનું ચારિત્ર છે. તેના પૂર્ણ ત્યાગને મહાવ્રત કહે છે. એની દૃઢતા માટે પાંચ સમિતિ તથા ત્રણ ગુપ્તિનું પાલન કરવામાં આવે છે. તેથી તેર

પ્રકારનું વ્યવહાર ચારિત્ર સાધુનો ધર્મ કહેવાય છે. તેમાં પાંચ મહાવ્રત મુખ્ય છે.

**પાંચ અહિંસાદિ મહાવ્રત**:—અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, પરિગ્રહત્યાગ, એ પાંચ મહાવ્રત છે. જો કે તે પાંચ છે તોપણ એક અહિંસા મહાવ્રતમાં બાકીનાં ચાર સમાવેશ પામે છે. અસત્ય બોલવાથી, ચોરી કરવાથી, કુશીલ ભાવથી, પરિગ્રહની તૃષ્ણાથી, આત્માના ગુણોની ઘાત થાય છે. તેથી તે સર્વે હિંસાના જ ભેદ છે. જ્યાં હિંસાનો સર્વથા ત્યાગ છે ત્યાં તેનો પણ ત્યાગ થઈ જાય છે. વિશેષ ખુલાસો કરવા માટે તેનો વિસ્તાર આ પ્રકારે છે.

અહિંસાનું સાધારણ સ્વરૂપ તો એ છે કે જે વાત આપણે આપણે માટે ચાહતા નથી તે વાત આપણે બીજાને માટે ચાહવી જોઈએ નહિ. આપણે એવું ચાહતા નથી કે આપણે માટે બીજાઓ ખોટા વિચાર કરે, કે આપણને જૂઠું બોલીને કે અન્ય પ્રકારે ઠગે, આપણને અપશબ્દ કહે, આપણને માર મારે, અથવા આપણા પ્રાણ હરે, અથવા આપણી સ્ત્રી પર કોઈ કુદૃષ્ટિ કરે; તેવી રીતે આપણે પણ બીજાનું બુરું ન વિચારવું જોઈએ, બીજાઓને અસત્ય બોલીને અથવા અન્ય રીતે ઠગવા ન જોઈએ, અપશબ્દ કહેવા ન જોઈએ, બીજાઓને મારવા પીટવા ન જોઈએ, કોઈના પ્રાણ હરવા ન જોઈએ, પરસ્ત્રી ઉપર ખોટા ભાવ ન કરવા જોઈએ.

આ સર્વ ખોટાં કાર્યોની પ્રેરણા અંદરના અશુદ્ધ ભાવોથી થાય છે. એટલા માટે જે રાગદ્વેષથી, ક્રોધ, માન, માયા, લોભાદિથી અથવા પ્રમાદ ભાવથી આત્માના શુદ્ધ શાંત ભાવનો ઘાત થાય છે તે ભાવોને ભાવહિંસા કહે છે. અને પોતાના અને પરના દ્રવ્ય પ્રાણોની ઘાત કરવી તે દ્રવ્યહિંસા છે. દ્રવ્ય પ્રાણોનું સ્વરૂપ જીવ દ્રવ્યના વર્ણનમાં થઈ ચૂક્યું છે. ભાવહિંસા દ્રવ્યહિંસાનું કારણ છે. જે વખતે ક્રોધ ભાવ ઊઠે છે તે વખતે તે આત્માના શાંત ભાવનો ઘાત કરી દે છે.

ક્રોધીનાં મન વચન કાયા આદિ દ્રવ્ય પ્રાણોમાં પણ નિર્બળતા થઈ જાય છે. પછી જ્યારે તે ક્રોધવશ કોઈને મારે પીટે છે અથવા હાનિ પહોંચાડે છે ત્યારે બીજાના ભાવ પ્રાણોની અને દ્રવ્ય પ્રાણોની હિંસા થાય છે. કેમકે સર્વ જીવો સુખ શાંતિ ચાહે છે. જીવતા રહેવાનું ચાહે છે. ત્યાં અહિંસા મહાવ્રત જ સર્વની એ ભાવના સિદ્ધ કરી શકે છે. જે પૂર્ણ અહિંસા પાળે છે તે પોતાના ભાવોમા ક્રોધાદિ આવવા દેતા નથી અને તે એવું વર્તન કરે છે કે જેથી કોઈ પણ સ્થાવર કે ત્રસ પ્રાણીના પ્રાણનો ઘાત ન થઈ જાય.

એ જ સાધુઓનો પરમ ધર્મ છે કે તેઓ અનેક પ્રકારે કષ્ટ દેવામાં આવે છતા કષ્ટદાતા પર ક્રોધભાવ લાવતા નથી; જમીન જોઈને ચાલે છે, અને વૃક્ષનું એક પાદડું સરખું પણ તોડતા નથી. હિંસા બે પ્રકારની છે—સંકલ્પી અને આરંભી. જે પ્રાણઘાત હિંસાના સંકલ્પપૂર્વક કરવામાં આવે છે તે સંકલ્પી હિંસા છે, જેમ ધર્મના નામથી પશુને યજ્ઞમાં હોમવાં, શિકાર કરવો, માંસાહાર માટે પશુઓ કપાવવાં આદિ.

આરંભી—હિંસા તે છે કે જે ગૃહસ્થીને આવશ્યક સંસારી કાર્યોમાં કરવી પડે છે. ત્યાં હિંસા કરવાનો સંકલ્પ હોતો નથી પરંતુ સંકલ્પ અન્ય આવશ્યક આરંભનો હોય છે તેમાં હિંસા થઈ જાય છે. આ હિંસાને આરંભી હિંસા કહે છે. તેના ત્રણ ભેદ છેઃ—

(૧) ઉદ્યમી—જે આજીવિકા-સાધનના હેતુ અસિકર્મ (શસ્ત્રકર્મ), મસિકર્મ (લખવુ તે), કૃષિકર્મ (ખેતી), વાણિજ્યકર્મ, શિલ્પકર્મ અને વિદ્યાકર્મ (arts) એ છ પ્રકારનાં કામો કરતાં હિંસા થાય છે, તે ઉદ્યમી હિંસા.

(૨) ગૃહારંભી—જે ઘરમા આહાર પાન તૈયાર કરવામાં, મકાન બનાવવામાં, કુવા ખોદાવવામાં, બાગ બનાવવા આદિમાં થાય છે તે.

(૩) વિરોધી—દુષ્ટોદ્વારા અથવા શત્રુદ્વારા આક્રમણ કરવામાં આવે ત્યારે તેથી પોતાની, પોતાના કુટુંબની, પોતાના માલની, પોતાના દેશની રક્ષા માટે અન્ય કોઈ ઉપાય ન હોય ત્યારે તેમને મારી હાંકી કાઢવામાં થાય છે.

અહિંસા મહાવ્રતી સંકલ્પી અને આરંભી એ બે પ્રકારની હિંસાનો ત્યાગ કરી દે છે. ત્રસ અને સ્થાવર સર્વની રક્ષા કરે છે, ભાવોમાં અહિંસાત્મક ભાવ પાળે છે. કષાયભાવોથી પોતાની રક્ષા કરે છે.

**સત્ય મહાવ્રત:**—માં ચાર પ્રકારનું અસત્ય બોલતા નથી. (૧) જે વસ્તુ હોય તેને નથી એમ કહેવું, (૨) જે વસ્તુ ન હોય તેને છે એમ કહેવું, (૩) વસ્તુ હોય તેના કરતાં બીજી કહેવી, (૪) અને ગર્હિત, અપ્રિય અને હિંસક વચન બોલવાં, કઠોર, નિંદનીય ગાળોના શબ્દો અથવા હિંસામયી આરંભ વધારનારાં વચન કહેવાં. મહાવ્રતી સાધુ સદાય હિત મિત મિષ્ટ વચન શાસ્ત્રોક્ત જ બોલે છે.

**અચૌર્ય મહાવ્રત**:—એમાં આપ્યા વિના કોઈની કાંઈ પણ વસ્તુ ગ્રહણ કરાતી નથી. પાણી, માટી, અને જંગલનાં પાદડાં પણ આપ્યા વગર લેવાતાં નથી.

**બ્રહ્મચર્ય મહાવ્રત:**—મન વચન કાયાથી અને કૃત, કારિત, અનુમોદનથી કદી પણ કુશીલનું સેવન કરતા નથી. કામભાવથી પોતાનાં પરિણામોની રક્ષા કરે છે.

**પરિગ્રહત્યાગ મહાવ્રત:**—માં મૂર્છાભાવનો ત્યાગ કરે છે. ચોવીસ પ્રકારના પરિગ્રહોને ત્યાગે છે. ચૌદ અંતરંગ વિભાવભાવ–મિથ્યાદર્શન, ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, જુગુપ્સા, સ્ત્રીવેદ, પુંવેદ, નપુંસકવેદ, અને દશ પ્રકારના બાહ્ય પરિગ્રહ–ક્ષેત્ર, મકાન, ચાંદી, સોનું, ધન (ગાય આદિ), ધાન્ય, દાસ, દાસી, કપડાં, વાસણ.

**પાંચ સમિતિઃ**–આ પાંચ મહાવ્રતોની રક્ષા માટે પાંચ સમિતિ પાળે છે. પ્રમાદરહિત વર્તનને સમિતિ કહે છે.

**ઈર્યાસમિતિ:**—જંતુ રહિત પ્રાશુક, પહેલાં બીજા જીવો ઉપર ચાલ્યા હોય તેવી ભૂમિ ઉપર દિવસના પ્રકાશમાં ચાર હાથ આગળ નજર રાખીને ચાલવું.

**ભાષાસમિતિ:**—શુદ્ધ મિષ્ટ (મધુર) હિતકારીભાષા બોલવી.

**એષણાસમિતિ:**—સાધુને માટે ન બનાવ્યું હોય તેવું શુદ્ધ ભોજન ભિક્ષાવૃત્તિથી લેવુ.

**આદાનનિક્ષેપણસમિતિ:**—કોઈ વસ્તુને દેખીને રાખવી ઉઠાવવી.

**પ્રતિષ્ઠાપના અથવા ઉત્સર્ગસમિતિ:**—મળમૂત્ર નિર્જંતુ જમીન ઉપર જોઈને કરવાં.

**ત્રણ ગુપ્તિ :**—મનને વશ રાખી ધર્મધ્યાનમાં જોડવું તે મનોગુપ્તિ છે. મૌન રહેવુ અથવા શાસ્ત્રોક્ત વચન કહેવું તે વચનગુપ્તિ છે. એક આસને બેસવુ, અથવા ધ્યાન સ્વાધ્યાયમાં કાયાને જોડવી તે કાયગુપ્તિ છે. આ તેર પ્રકારનું સાધુનું ચારિત્ર છે. સાધુ નિરંતર ધ્યાન અને સ્વાધ્યાયમાં લીન રહે છે. એ પાંચ મહાવ્રતોની દૃઢતા માટે એક એક વ્રતની પાચ પાંચ ભાવનાઓ છે જેના ઉપર વ્રતી ધ્યાન રાખે છે.

**(૧) અહિંસાવ્રતની પાંચ ભાવનાઓ:**—(૧) વચનગુપ્તિ (૨) મનોગુપ્તિ (૩) ઈર્યા સમિતિ, (૪) આદાન નિક્ષેપણ સમિતિ (૫) અવલોકિત પાનભોજન–દેખી તપાસીને ભોજન કરવું.

**(૨) સત્યવ્રતની પાંચ ભાવનાઓ:**—(૧) ક્રોધનો ત્યાગ (૨) લોભનો ત્યાગ, (૩) ભયનો ત્યાગ, (૪) હાસ્યનો ત્યાગ, કેમકે આ ચારને વશ થઈ અસત્ય બોલી જવાય છે, (૫) અનુવીચિભાષણ શાસ્ત્રોક્ત વચન કહેવું.

(૩) **અચૌર્યવ્રતની પાંચ ભાવનાઓ:**—(૧) શૂન્યાગાર–શૂન્ય એકાન્ત જગાએ રહેવું. (૨) વિમોચિતાવાસ–છોડી દીધેલાં–ઉજડ થએલાં સ્થાનમાં રહેવું, (૩) પરોપરોધાકરણ–પોતે જ્યાં હોય ત્યાં બીજા આવે તો મનાઇ ન કરવી, અથવા જ્યાં કોઈ મનાઈ કરે ત્યાં ન રહેવું. (૪) ભેક્ષ્યશુદ્ધિ–ભિક્ષા શુદ્ધ, અંતરાયક દોષ ટાળીને લેવી. (૫) સાધર્મી અવિસંવાદ—સાધર્મી ધર્માત્માઓ સાથે વિસવાદ અથવા તકરાર ન કરવી.

(૪) **બ્રહ્મચર્યવ્રતની પાંચ ભાવનાઓ:**—(૧) સ્ત્રીરાગકથા-શ્રવણત્યાગ—સ્ત્રીઓની રાગ વધારનાર કથાઓનો ત્યાગ, (૨) તન્મનોહરાંગનિરીક્ષણ ત્યાગ–સ્ત્રીઓનાં મનોહર અંગોને દેખવાનો ત્યાગ, (૩) પૂર્વરતાનુસ્મરણ–પહેલાં ભોગવેલા ભોગોના સ્મરણનો ત્યાગ, (૪) વૃષ્યેષ્ટરસ ત્યાગ–કામોદ્દીપક પુષ્ટ રસનો ત્યાગ, (૫) સ્વશરીર-સંસ્કાર ત્યાગ–પોતાના શરીરના શૃંગારનો ત્યાગ.

(૫) **પરિગ્રહત્યાગવ્રતની પાંચ ભાવનાઓ:**—મનોજ્ઞ અને અમનોજ્ઞ પાંચે ઇન્દ્રિયોના પદાર્થોને પામીને રાગદ્વેષ ન કરતાં સંતોષ રાખવો.

સાધુઓનું કર્તવ્ય છે કે દશલક્ષણ ધર્મની, બાર અનુપ્રેક્ષાઓની ભાવના ભાવે, બાવીસ પરિષહોને જીતે, પાંચ પ્રકારના ચારિત્રને વધારે, અને બાર પ્રકારના તપનાં સાધન કરે. તેનું સંક્ષિપ્ત સ્વરૂપ આ પ્રમાણે છે:—

**દશ લક્ષણરૂપ ધર્મ:**—કષાયોનો પૂર્ણપણે નિગ્રહ કરીને દશ ધર્મોને પૂર્ણપણે પાળે, કષ્ટ આવી પડે તોપણ તેની વિરાધના ન કરે. (૧) ઉત્તમ ક્ષમા, (૨) ઉત્તમ માર્દવ, માનનો અભાવ, (૩) ઉત્તમ આર્જવ–માયાચારનો અભાવ, (૪) ઉત્તમ સત્ય, (૫) ઉત્તમ શૌચ–લોભનો અભાવ, (૬) ઉત્તમ સંયમ–મન અને ઇન્દ્રિયો ઉપર વિજય તથા છકાય જીવો ઉપર દયા, (૭) ઉત્તમ તપ–ઇચ્છાનો નિરોધ કરી

તપ કરવું, (૮) ઉત્તમ ત્યાગ–જ્ઞાનદાન અને અભયદાન દેવું, (૯) ઉત્તમ આકિંચન્ય–સર્વથી મમતા છોડીને એકાકી સ્વરૂપને જ પોતાનું માનવું, (૧૦) ઉત્તમ બ્રહ્મચર્ય.

**બાર ભાવનાઓ:**—(૧) અનિત્ય—ધન, ધાન્ય, સ્ત્રી, પુત્ર, શરીરાદિ સર્વ ક્ષણભંગુર છે, નાશવંત છે. (૨) અશરણ—મરણથી કે તીવ્ર કર્મોદયથી કોઈ બચાવનાર નથી, (૩) સંસાર—ચારગતિરૂપ સંસાર દુઃખોનો ભંડાર છે, (૪) એકત્વ—આ જીવ એકલો છે, પોતાની કરણીનો પોતેજ સ્વામી છે, (૫) અન્યત્વ—આ જીવથી શરીરાદિ સર્વ પર છે, અન્ય છે. (૬) અશુચિ–આ શરીર અપવિત્ર છે, (૭) આસ્રવ–તે તે ભાવોથી કર્મ આવે છે, (૮) સંવર–તે તે ભાવોથી કર્મ રોકાય છે; (૯) નિર્જરા–તપથી કર્મ ખરી જાય છે, (૧૦) લોક–આ જગત અનાદિ અનંત અકૃત્રિમ છે, ૭ દ્રવ્યોનો સમૂહ છે, દ્રવ્ય અપેક્ષાએ નિત્ય અને પર્યાય અપેક્ષાએ અનિત્ય છે. (૧૧) બોધિદુર્લભ–રત્નત્રયની પ્રાપ્તિ અતિ દુર્લભ છે, (૧૨) ધર્મ–આત્માનો સ્વભાવ ધર્મ છે, એ જ પરમ હિતકારી છે.

**બાવીસ પરિષહજય:**—નીચે લખેલા બાવીશ પરિષહો આવી પડે તો શાંતિપૂર્વક સહન કરવા. (૧) ક્ષુધા, (૨) તૃષા, (૩) ઠંડી, (૪) ગરમી, (૫) દંશમશક–ડાંસ મચ્છર આદિ જીવોથી થતી બાધા, (૬) નગ્નતા, (૭) અરતિ, (૮) સ્ત્રી, (૯) ચર્યા—ચાલવાનો, (૧૦) નિષદ્યા–બેસવાનો, (૧૧) શય્યા, (૧૨) આક્રોશ–ગાળ. (૧૩) વધ, (૧૪) યાચના–જરૂર પડયે માગવાના અવસરે પણ ન માગવું જોઈએ. (૧૫) અલાભ–ભોજનનો અંતરાય થાય તો પણ સંતોષ, (૧૬) રોગ, (૧૭) તૃણસ્પર્શ, (૧૮) મળ, (૧૯) સત્કારપુરસ્કાર–આદર નિરાદર, (૨૦) પ્રજ્ઞા–જ્ઞાનનો મદ ન કરવો, (૨૧) અજ્ઞાન–અજ્ઞાન હોવા છતાં ખેદ ન કરવો, (૨૨) અદર્શન–શ્રદ્ધા બગાડવી નહિ.

**ચારિત્રના પાંચ પ્રકાર:**—(૧) સામાયિક–સમભાવ રાખવો,

(૨) છેદોપસ્થાપના—સામાયિકમાંથી પડી જવાય ત્યારે ફરી સામાયિકમાં સ્થિર થવું, (૩) પરિહારવિશુદ્ધિ—એવું આચરણ કે જેમાં વિશેષ હિંસાનો ત્યાગ હોય, (૪) સૂક્ષ્મસાંપરાય—દશમા ગુણસ્થાનવર્તીનું ચારિત્ર, કે જેમાં માત્ર સૂક્ષ્મ લોભનો ઉદય છે, (૫) યથાખ્યાત—પૂર્ણ વીતરાગચારિત્ર.

બાર તપ:—૭ બાહ્ય; (૧) અનશન—ઉપવાસ ખાદ્ય, સ્વાદ્ય, લેહ્ય (ચાટવાના), પેય (પીવાના) ચાર પ્રકારના આહારનો ત્યાગ (૨) ઊનોદર—ભૂખ હોય એથી ઓછું ખાવું. પેટના બે ભાગ અન્નાદિથી અને એક ભાગ પાણીથી ભરી એક ભાગ ખાલી રાખવો. (૩) વૃત્તિપરિસંખ્યાન—ભિક્ષા લેવા જતી વખતે કોઈ પ્રતિજ્ઞા લેવી અને તે પૂર્ણ થાય તો જ તે દિવસે આહાર લેવો. (૪) રસપરિત્યાગ—ગળપણ, મીઠું, દૂધ, દહીં, ઘી, તેલ એ ૭ રસમાંથી એક અથવા અનેકનો ત્યાગ, (૫) વિવિક્ત શય્યાસન—એકાંતમાં શયન અને આસન (સૂવા બેસવાનું) રાખવું. (૬) કાયક્લેશ—શરીરનું સુખિયાપણું મટાડવા કઠણ કઠણ સ્થાનો ઉપર જઈ તપ કરવું, ૭ અંતરંગ:– (૭) પ્રાયશ્ચિત્ત કોઈ દોષ લાગે તો દંડ (શિક્ષા) લઈ શુદ્ધ થવું. (૮) વિનય—ધર્મ અને ધર્માત્માઓનું સન્માન, (૯) વૈયાવૃત્ય—ધર્માત્માઓની સેવા કરવી (૧૦) સ્વાધ્યાય—શાસ્ત્રોનું પઠન પાઠન અને મનન. (૧૧) વ્યુત્સર્ગ—શરીરાદિ ઉપરથી મમતાનો ત્યાગ. (૧૨) ધ્યાન—ધર્મધ્યાન કે શુક્લ ધ્યાન કરવું.

સાધુઓનું કર્તવ્ય છે કે આ પાંચ મહાવ્રત, પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, દશ ધર્મ, બાર ભાવના, બાવીશ પરિષહજય, અને બાર પ્રકારના તપથી મન, વચન, કાયાને એવાં સ્વાધીન કરે કે જેથી નિશ્ચય સમ્યક્ચારિત્રનો લાભ પામી શકે. સ્વરૂપમા રમણતા એ જ સામાયિક ચારિત્ર છે ગૃહસ્થાશ્રમરૂપી કારાવાસ (કેદખાનું) ચિંતાઓનો પ્રવાહ છે. તેથી નિરાકુળ થવા માટે ગૃહસ્થપણું ત્યાગી સાધુવૃત્તિમાં રહી વિશેષ સહજ સુખનું સાધન કર્તવ્ય છે.

**સાગાર અથવા શ્રાવકનું એક દેશ ચારિત્રઃ**–અનગાર (સાધુ)નું ચારિત્ર જેમ પાંચ મહાવ્રત છે તેમ સાગારનું એક દેશ ચારિત્ર અણુવ્રતપાલન છે. મહાવ્રત અને અણુવ્રતમાં અંતર આ પ્રમાણે જાણવું યોગ્ય છે કે જો સો અંશ મહાવ્રતના કરીએ તો તેમાંથી એક રહેવા દઈ ૯૯ અંશ સુધી અણુવ્રત છે, સો અંશ મહાવ્રત છે.

**પાંચ અણુવ્રતઃ**–જેમાં સંકલ્પી હિંસાનો ત્યાગ હોય, આરંભી હિંસાનો ત્યાગ ન હોય તે અહિંસા અણુવ્રત છે. અહિંસા અણુવ્રતધારી રાજ્યકાર્ય, રાજ્યપ્રબંધ (વ્યવસ્થા), દેશ રક્ષણાર્થે યુદ્ધ, સજ્જન પાલન, દુર્જન દમન, કૃષિ, વાણિજ્ય, શિલ્પાદિ સર્વ આવશ્યક ગૃહસ્થનાં કર્મને કરી શકે છે. સમુદ્રયાત્રા (દરિયાઈ મુસાફરી)પરદેશગમન આદિ પણ કરી શકે છે તે સંકલ્પી હિંસાથી બચે છે. શિકાર રમતા નથી, માંસ ખાતા નથી, માસ માટે પશુવધ કરાવતા નથી. જે અસત્યથી રાજ્ય તરફથી શિક્ષા થાય–જે બીજાઓને ઠગવા માટે વિશ્વાસઘાત માટે બોલવામાં આવે એવાં વચન ન કહેવાં અને પ્રિય હિતકારી સજ્જનોને યોગ્ય વચન કહેવાં તે સત્ય અણુવ્રત છે. એવા શ્રાવક જે વચનથી કલહ થાય, હિંસાની પ્રવૃત્તિ થાય, બીજાનું અહિત થાય તેવું સત્ય વચન પણ બોલતા નથી. ન્યાય અને ધર્મની પ્રવૃત્તિમાં હાનિ ન આવે, તેમજ વૃથા કોઈ પ્રાણીનો વધ ન થાય, તેને કષ્ટ ન પહોંચે, એ સર્વ વાતનો વિચાર કરીને મુખમાંથી વચન કાઢે છે.

પડી ગએલી કે ભૂલથી રહી ગએલી કોઈની વસ્તુને નહિ લેવી તે અચૌર્ય અણુવ્રત છે. વિશ્વાસઘાત કરીને, ચોરી કરીને, ધમકી દઈને, વધ કરીને કોઈની સંપત્તિને શ્રાવક હરતો નથી. ન્યાયપૂર્વક અલ્પ ધનમાં પણ સંતોષ રાખે છે. અન્યાયથી સંઘરેલા ઘણા ધનની ઇચ્છા કરતા નથી. જે વસ્તુ લેવાની રાજા કે પ્રજા તરફથી મનાઈ ન હોય તે જ વસ્તુઓને પૂછ્યા વગર લે છે. જેમકે નદીનું પાણી,

હાથ ધોવાની માટી, જંગલનાં ફળ કે લાકડાં આદિ—જો મનાઈ હોય તો તે પણ ગ્રહણ ન કરે.

પોતાની વિવાહિત સ્ત્રીમાં સંતોષ રાખીને સર્વ પરસ્ત્રીઓને—મોટીને માતા સમાન, સરખી વયનીને બહેન સમાન અને નાનીને પુત્રી સમાન જે સમજે છે તે બ્રહ્મચર્ય અણુવ્રત પાળે છે. શ્રાવક વીર્યને શરીરનો રાજા સમજીને સ્વસ્ત્રી સાથે વિષયભોગમાં પણ એવી મર્યાદા સાચવીને સંતોષસહિત પ્રવર્તે છે કે જેથી નિર્બળતા આવી ન જાય.

દશ પ્રકારના પરિગ્રહનું પોતાની આવશ્યકતા, યોગ્યતા, અને ઇચ્છા પ્રમાણે જન્મપર્યંત પ્રમાણ કરી લેવું, તેથી અધિકની લાલસાનો ત્યાગ કરવો તે પરિગ્રહપ્રમાણ અણુવ્રત છે. જેટલી સંપત્તિનું પ્રમાણ કર્યું હોય તેટલું પ્રમાણ પૂરું થાય ત્યારે શ્રાવક વ્યાપારાદિ બંધ કરી દે છે. પછી સંતોષથી પોતાનો સમય ધર્મ સાધન અને પરોપકારમાં વ્યતીત કરે છે. આ પાંચ અણુવ્રતનું મૂલ્ય વધારવા માટે (દૃઢતા વધવા માટે) શ્રાવક સાત શીલ—ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રતને પણ પાળે છે.

**ત્રણ ગુણવ્રતઃ**—જે પાંચ અણુવ્રતોનું મૂલ્ય ગુણન કરે, વધારે તેને ગુણવ્રત કહે છે. જેમ ૪ને ૪ ગુણા કરવાથી ૧૬ થાય અને ૧૬ ને ૧૬ ગુણા કરવાથી ૨૫૬ થાય છે.

**દિગ્વિરતિ**—જન્મપર્યંત જે લૌકિક પ્રયોજન માટે દશ દિશાઓમાં જવાનો કે વ્યાપારાદિ કરવાનો નિયમ કરવો અને તેથી અધિકમાં જવાની અને વેપાર કરવાની લાલસાનો ત્યાગ કરવો દિગ્વિરતિ છે. એથી ફળ એ થાય છે કે શ્રાવક નિયમ કરેલા ક્ષેત્રની અંદર જ આરંભ કરી શકે, તેની બહાર આરંભી હિંસા પણ ન કરે.

**દેશવિરતિઃ**—જન્મપર્યંત માટે જે પ્રમાણ કર્યું હોય તેથી થોડી હદમાં ઘટાડીને એક દિવસ, બે દિવસ, કે એક અઠવાડિયા

માટે જવાનો, વ્યવહાર કરવાનો નિયમ કરવો તે દેશવિરતિ છે. તેથી એટલો અધિક લાભ થાય છે કે નિયમિત કાળ સુધી નિયમિત ક્ષેત્રમાં જ તે આરંભ કરી શકે છે, તેથી બહાર આરંભીહિંસાથી બચે છે.

**અનર્થદંડવિરમણુઃ**—નિયમિત ક્ષેત્રમાં પણ પ્રયોજનભૂત કાર્ય સિવાય વ્યર્થ આરંભ કરવાનો ત્યાગ તે અનર્થદંડવિરતિ છે. તેના પાંચ ભેદ છે. (૧) પાપોપદેશ—બીજાને પાપ કરવાનો ઉપદેશ આપવો, (૨) હિંસાદાન—હિંસાકારી વસ્તુઓ બીજા માગે તેને આપવી, (૩) પ્રમાદચર્યા—પ્રમાદ કે આળસથી નકામો વસ્તુઓનો નાશ કરવો, જેમકે નકામા ઝાડના પાનાં તોડવાં, (૪) દુઃશ્રુતિ—રાગદ્વેષ વધારનારી, વિષયભોગોમાં ફસાવનારી ખોટી કથાઓ વાંચવી કે સાંભળવી, (૫) અપધ્યાન—બીજાનું અહિત કરવાના વિચાર કરીને હિંસક પરિણામ રાખવાં. નિરર્થક પાપોના ત્યાગથી અને સાર્થક કામ કરવાથી અણુવ્રતોનું મૂલ્ય વિશેષ વધી જાય છે.

**ચાર શિક્ષાવ્રતઃ**—જે વ્રતોના અભ્યાસથી સાધુપદમાં ચારિત્ર પાળવાની શિક્ષા મળે તેને શિક્ષાવ્રત કહે છે. **(૧) સામાયિક**—એકાંતમા બેસીને રાગદ્વેષ છોડીને સમતાભાવ રાખી આત્મધ્યાનનો અભ્યાસ કરવો, પ્રાતઃકાળે, મધ્યાહ્નકાળે અને સાયંકાળે યથાસંભવ ધ્યાન કરવું તે સામાયિક છે.

**(૨) પ્રોષધોપવાસ**—એક માસમાં બે આઠમ અને બે ચૌદશ પ્રોષધ દિન છે. તે દિવસે ઉપવાસ કે એકાસણું કરીને ધર્મધ્યાનમાં સમય વ્યતીત કરવો તે પ્રોષધોપવાસ છે.

**(૩) ભોગોપભોગપરિમાણુઃ**—જે એક જ વાર ભોગવવામાં આવે તે ભોગ છે. જે વારંવાર ભોગવવામા આવે તે ઉપભોગ છે. એવા પાંચે ઇન્દ્રિયોના ભોગવવા યોગ્ય પદાર્થોની સંખ્યા દરરોજ પ્રાતઃકાળે એક દિન રાત માટે સંયમની વૃદ્ધિ માટે કરી લેવી તે ભોગોપભોગપરિમાણુવ્રત છે.

**(૪) અતિથિસંવિભાગઃ**—સાધુઓને તથા અન્ય ધર્માત્મા પાત્રોને ભક્તિપૂર્વક અને દુઃખિત ભૂખ્યાને કરુણાપૂર્વક દાન દઈ આહાર કરાવવો તે અતિથિ સંવિભાગ શિક્ષાવ્રત છે. આવી રીતે શ્રાવક પાંચ અણુવ્રત અને સાત શીલવ્રત એમ બાર વ્રત પાળવાં જોઈએ અને તેરમા વ્રતની ભાવના ભાવવી જોઈએ તે નીચે જણાવ્યા પ્રમાણે છે.

**સલ્લેખનાઃ**—મરણ સમયે આત્મસમાધિ અને શાતભાવસહિત પ્રાણ છૂટે એવી ભાવના કરવી તે સલ્લેખના કે સમાધિમરણ વ્રત છે. જ્ઞાની શ્રાવક પોતાના ધર્માત્મા મિત્રોનું વચન લઈ લે છે કે પરસ્પર સમાધિમરણ કરાવવું.

આ તેર વ્રતોને દોષરહિત પાળવા માટે તેના પાંચ પાંચ અતિચાર પ્રસિદ્ધ છે. તેને દૂર કરવા એ શ્રાવકનું કર્તવ્ય છે.

**(૧) અહિંસા અણુવ્રતના પાંચ અતિચારઃ**–(૧) બંધ–કષાયપૂર્વક કોઈને બાંધવો કે બંધનમાં નાંખવો, (૨) વધ–કષાયથી કોઈને મારવો, ઘાયલ કરવો, (૩) છેદ–કષાયથી કરી કોઈનાં અંગ કે ઉપાંગ છેદી સ્વાર્થ સાધવો, (૪) અતિભારારોપણ–હદ ઉપરાંત ભાર ભરવો, (૫) અન્નપાન નિરોધ–પોતાને આધીન મનુષ્ય કે પશુઓનાં ખાનપાન રોકી દેવાં.

**(૨) સત્ય અણુવ્રતનાં પાંચ અતિચાર :**—(૧) મિથ્યા ઉપદેશ—બીજાને મિથ્યા કહેવાનો ઉપદેશ દઈ દેવો, (૨) રહોડભ્યાખ્યાન–સ્ત્રી પુરુષની એકાંત ગુપ્ત વાતોને પ્રગટ કરી દેવી, (૩) કૂટલેખક્રિયા–કપટથી અસત્ય લેખ લખવા, (૪) ન્યાસાપહાર–બીજાની થાપણને જૂઠું બોલી ઓળવવી, પાછું કાંઈ આપવું નહિ, (૫) સાકારમંત્રભેદ–કોઈના ગુપ્ત અભિપ્રાયને અંગોના હલનચલનથી જાણી લઈ પ્રગટ કરી દેવો આ બધામાં કષાયભાવ હેતુરૂપ છે.

**(૩) અચૌર્ય અણુવ્રતના પાંચ અતિચાર :**—(૧) સ્તેનપ્રયોગ–બીજાને ચોરી કરવાનો માર્ગ બતાવી દેવો, (૨) તદાહૃતાદાન–

ચોરીનો આણેલો માલ જાણીને કે શંકા છતાં લેવો. (૩) વિરુદ્ધ રાજ્યાતિક્રમ-રાજ્યની મનાઈ હોવા છતાં મર્યાદાને ઓળંગીને અન્યાય-પૂર્વક લેવુ દેવું, (૪) હીનાધિકમાનોન્માન-ઓછા તોલ માપથી આપવું, અને વધારે તોલમાપથી લેવું, (૫) પ્રતિરૂપક વ્યવહાર-ખોટા સિક્કા ચલાવવા, અથવા ખરી વસ્તુમાં ખોટી ભેળવી ખરી કહી વેચવું.

**(૪) બ્રહ્મચર્ય અણુવ્રતના પાંચ અતિચાર :**—(૧) પર-વિવાહકરણ-પોતાના પુત્ર પૌત્રાદિ સિવાય બીજાના સંબંધ જોડવા. (૨) પરિગ્રહીતા ઇત્વરિકા ગમન-વિવાહિત વ્યભિચારિણી સ્ત્રી પાસે જવુ આવવુ. (૩) અપરિગ્રહિતા ઇત્વરિકા ગમન-વિવાહિત નહિ એવી વેશ્યાદિકની પાસે જવું આવવુ. (૪) અનંગક્રીડા-કામસેવનનાં અ ગ સિવાય અન્ય અંગોથી કામ સેવન કરવું. (૫) કામતીવ્રાભિનિ-વેશ-કામ સેવનની તીવ્ર લાલસા સ્વસ્ત્રીમા પણ રાખવી.

**(૫) પરિગ્રહપ્રમાણ વ્રતના પાંચ અતિચાર:**—દસ પ્રકા-રના પરિગ્રહની પાચ જોડી થાય છે. ક્ષેત્ર-મકાન, ચાંદી-સોનું, ધન-ધાન્ય, દાસી-દાસ, કપડાં-વાસણ એમાથી કોઈ એક જોડીમાં એકને ઘટાડી બીજાની મર્યાદા વધારી લેવી તેવા પાંચ દોષ છે.

**(૬) દિગ્વિરતિના પાંચ અતિચાર:**—(૧) ઊર્ધ્વ વ્યતિક્રમ-ઊંચે જેટલું દૂર જવાનુ પ્રમાણ કર્યું હોય તેને કોઈ કષાયને વશ થઈ ઓળગી આગળ ચાલ્યા જવું. (૨) અધઃ વ્યતિક્રમ-નીચેના પ્રમાણને ઓળગી આગળ ચાલ્યા જવું. (૩) તિર્યક્ વ્યતિક્રમ-બાકીની આઠ દિશાઓના પ્રમાણને ઓળંગી આગળ ચાલ્યા જવું. (૪) ક્ષેત્રવૃદ્ધિ—ક્ષેત્રની મર્યાદા એક તરફ ઘટાડી બીજી તરફ વધારી દેવી. (૫) સ્મૃત્યન્તરાધાન—મર્યાદાને ભૂલી જવી.

**(૭) દેશવિરતિના પાંચ અતિચાર:**—(૧) આનયન-મર્યાદાની બહારથી વસ્તુ મંગાવવી. (૨) પ્રેષ્ય પ્રયોગ-મર્યાદાથી બહાર કાંઈ મોકલવું. (૩) શબ્દાનુપાત-મર્યાદાથી બહાર વાત કરી

લેવી. (૪) રૂપાનુપાત–મર્યાદાથી બહાર રૂપ બતાવીને પ્રયોજન બતાવી દેવું. (૫) પુદ્‌ગલક્ષેપ–મર્યાદાથી બહાર પત્ર કે કાંકરો આદિ નાંખી પ્રયોજન બતાવી દેવું.

**(૮) અનર્થદંડવિરતિના પાંચ અતિચાર :**—(૧) કંદર્પ–બીભત્સ મશ્કરીનાં વચન અસભ્યતાપૂર્ણ બોલવાં. (૨) કૌત્કુચ્ય–બીભત્સ વિકારી વચનોની સાથે સાથે કાયાની કુચેષ્ટા પણ કરવી. (૩) મૌખર્ય–બહુ બકવાદ કરવો. (૪) અસમીક્ષ્ય અધિકરણ–વિચાર વગર કામ કરવું. (૫) ઉપભોગપરિભોગાનર્થક્ય—ભોગ અને ઉપભોગના પદાર્થોનો વૃથા સંગ્રહ કરવો.

**(૯) સામાયિકના પાંચ અતિચાર:**—(૧) મનઃ દુઃપ્રણિધાન-સામાયિકની ક્રિયાથી બહાર મનને દોડાવવું, ચંચળ કરવું. (૨) વચન દુઃપ્રણિધાન–સામાયિકના પાઠાદિ સિવાય બીજી કોઈ વાત કરવી. (૩) કાય દુઃપ્રણિધાન–શરીરને સ્થિર ન રાખતાં આળસમય પ્રમાદી રાખવું. (૪) અનાદર–સામાયિક કરવામાં આદરભાવ ન રાખવો. (૫) સ્મૃત્યનુપસ્થાન–સામાયિક કરવું ભૂલી જવું અથવા સામાયિકના પાઠાદિ ભૂલી જવા.

**(૧૦) પ્રોષધોપવાસના પાંચ અતિચાર:**— (૧) (૨) (૩) અપ્રત્યવેક્ષિત અપ્રમાર્જિત ઉત્સર્ગ, આદાન, સંસ્તરોપક્રમણ–દેખ્યા વિના, વાળીને સાફ કર્યા વિના મળ મૂત્રાદિ કરવાં. તેવી જ બેદરકારીથી વસ્તુ ઉઠાવવી અથવા ચટાઈ આદિ પાથરવી. (૪) અનાદરઃ–ઉપવાસમાં આદરભાવ ન રાખવો. (૫) સ્મૃત્યનુપસ્થાન–ઉપવાસને દિવસે ધર્મક્રિયાને ભૂલી જવી.

**(૧૧) ભોગોપભોગપરિમાણ વ્રતના પાંચ અતિચાર :**–જે કોઈ શ્રાવક કોઈ દિવસે સચિત્તનો બિલકુલ ત્યાગ કરે અથવા અમુક ત્યાગ કરે તેની અપેક્ષાએ આ પાંચ અતિચાર છે. (૧) સચિત્ત-ત્યાગેથી સચિત્ત વસ્તુને ભૂલથી ખાઈ લેવી. (૨) સચિત્ત સંબંધ–

ત્યાગેલી સચિત્ત વસ્તુની સાથે મળેલી વસ્તુને ખાઈ લેવી, (૩) સચિત્ત સમ્મિશ્ર–ત્યાગેલી સચિત્ત ચીજને અચિત્તમાં મેળવીને ખાવી. (૪) અભિષવ–કામોદ્દીપક પૌષ્ટિક રસ ખાવો. (૫) કાચો રહેલો, દાઝી ગયેલો અને અપચો થાય તેવો દુઃપકવાહાર થોડો પકાવેલો અથવા વધારે પકાવેલો અથવા ન પચવા લાયક આહાર કરવો.

**(૧૨) અતિથિસંવિભાગ વ્રતના પાંચ અતિચાર:—** સાધુને આહાર દેતાં આ અતિચાર થાય છે–(૧) સચિત્ત નિક્ષેપ–સચિત્ત ઉપર રાખીને કાંઈ દાન દેવું. (૨) સચિત્ત અપિધાન-સચિત્તથી ઢાંકેલી વસ્તુ દાનમા આપવી. (૩) પરવ્યપદેશ–પોતે દાન ન દેતાં બીજાને દાન દેવાની આજ્ઞા કરવી. (૪) માત્સર્ય–બીજા દાતાર સાથે ઈર્ષાભાવ રાખીને દાન દેવું. (૫) કાલાતિક્રમ–દાનનો કાળ વીતાવી અકાળે દાન દેવું.

**(૧૩) સલ્લેખનાના પાંચ અતિચાર:—** જીવિત આશંસા–વધારે જીવતા રહેવાની ઇચ્છા કરવી; (૨) મરણાશંસા–જલદી મરવાની ઇચ્છા કરવી. (૩) મિત્રાનુરાગ–લૌકિક મિત્રો સાથે સાંસારિક રાગ બતાવવો. (૪) સુખાનુબંધ–ભોગવેલાં ઇન્દ્રિયસુખોને યાદ કરવાં (૫) નિદાન–ભવિષ્યમાં વિષયભોગ મળે એવી ઇચ્છા કરવી.

આ સાધારણ તેર વ્રત શ્રાવકનાં છે. વિશેષ એ છે કે દિગંબર જૈન શાસ્ત્રોમાં શ્રાવકની અગિયાર પ્રતિમાઓ અથવા શ્રેણીઓ બતાવી છે. જેમાં ક્રમથી આગળ વધતાં સાધુ પદની યોગ્યતા આવે છે. એ અગિયાર શ્રેણીઓ પાંચમા દેશવિરતિ ગુણસ્થાનમાં છે. ચોથા અવિરત સમ્યગ્દર્શન ગુણસ્થાનમાં જોકે ચારિત્રનો નિયમ હોતો નથી તો પણ તે સમ્યક્ત્વી અન્યાયથી બચીને ન્યાયરૂપ પ્રવૃત્તિ કરે છે. પાક્ષિક શ્રાવકને યોગ્ય કંઈક સ્થૂલરૂપ નિયમોને પાળે છે તે નિયમ નીચે પ્રકારે છે:—

(૧) માંસ ખાતા નથી, (૨) મદિરા પીતા નથી, (૩) મધ ખાતા નથી, (૪) વડના ટેટા ખાતા નથી, (૫) પીપળના ટેટા ખાતા નથી, (૬) ઉમરડાં ખાતા નથી, (૭) પીપળાના ટેટા ખાતા નથી, (૮) અંજીર ખાતા નથી. (૯) જુગાર રમતા નથી. (૧૦) ચોરી કરતા નથી, (૧૧) શિકાર કરતા નથી. (૧૨) વેશ્યાનું વ્યસન રાખતા નથી. (૧૩) પરસ્ત્રી સેવનનું વ્યસન રાખતા નથી. પાણી બેવડે કપડે ગાળીને શુદ્ધ પીવે છે. રાત્રિભોજન ત્યાગ કરવાનો યથાશક્તિ ઉદ્યોગ રાખે છે અને ગૃહસ્થનાં આ ૭ કર્મ સાધે છે:—

(૧) દેવપૂજા—શ્રી જિનેન્દ્રની ભક્તિ કરે છે. (૨) ગુરુભક્તિ-ગુરુની સેવા કરે છે. (૩) સ્વાધ્યાય-શાસ્ત્ર નિત્ય ભણે છે. (૪) તપ-રોજ સામાયિક પ્રતિક્રમણુ કરે છે (૫) સંયમ—નિયમાદિ લઈને ઇન્દ્રિયદમન કરે છે. (૬) દાન—લક્ષ્મીને આહાર, ઔષધિ, વિદ્યા, અને અભયદાનમાં અથવા પરોપકારમાં વાપરે છે, દાન કરીને પછી ભોજન કરે છે.

**અગિયાર પ્રતિમાનું સ્વરૂપ**:—અગિયાર શ્રેણીઓમાં પહેલાંનું ચારિત્ર આગળ આગળ વધતુ જાય છે, પહેલાંના નિયમ છૂટી જતા નથી.

(૧) **દર્શન પ્રતિમા**:—આ શ્રેણીમાં ઉપર જે કહ્યા તે પાક્ષિક શ્રાવકને યોગ્ય નિયમ પાળતાં છતાં સમ્યગ્દર્શનને નિર્મળ રાખે છે, તેનાં આઠ અંગ સહિત પાળે છે. નિઃશંકિતાદિ આઠ અગનું વર્ણન સમ્યગ્દર્શનના અધ્યાયમાં થઈ ગયું છે. અહીં અહિંસા, સત્ય, અચૌર્ય, સ્વસ્ત્રીસંતોષ, અને પરિગ્રહપ્રમાણ એ પાંચ અણુવ્રતોનો અભ્યાસ કરે છે. સ્થૂલપણે પાળે છે, અતિચાર ટાળી શકતા નથી.

(૨) **વ્રત પ્રતિમા**—આ શ્રેણીમાં પહેલાંના સર્વ નિયમો પાળવા ઉપરાંત પાંચ અણુવ્રતોના પચ્ચીસ અતિચારો ટાળે છે તથા સાત શીલોને પણ પાળે છે. તેના અતિચાર પૂરા ટળતા નથી, ટાળવાનો

અભ્યાસ કરે છે. સામાયિક શિક્ષાવ્રતમાં કદી રાગાદિનાં કારણ ન પણ કરે, પ્રોષધોપવાસમાં પણ કદી ન કરી શકે તો ન કરે. એકાસણું કે ઉપવાસ શક્તિ અનુસાર કરે.

(૩) સામાયિક પ્રતિમા—આ શ્રેણીમાં પહેલાંના નિયમ પાળતો એવો શ્રાવક નિયમપૂર્વક પ્રાતઃકાળ, મધ્યાહ્નકાળ, અને સાયંકાળે સામાયિક કરે છે. બે ઘડી અથવા ૪૮ મિનિટથી ઓછું કરતો નથી. કોઈ વિશેષ કારણના યોગે અંતર્મુહૂર્ત ૪૮ મિનિટથી કંઈ ઓછું પણ કરી શકે છે. સામાયિકના પાંચે અતિચાર ટાળે છે.

(૩) પ્રોષધોપવાસ પ્રતિમા—આ શ્રેણીમાં નીચેની ત્રણે પ્રતિમાઓના નિયમો પાળતા રહીને નિયમપૂર્વક માસમાં ચાર દિવસ પ્રોષધપૂર્વક ઉપવાસ કરે છે. અતિચારોને ટાળે છે. ધર્મધ્યાનમાં સમય ગાળે છે. એની બે પ્રકારે વિધ છે. એક તો એ છે કે આગળના અને પાછળના દિવસે એકાસણું કરે વચલા દિવસે ઉપવાસ કરે. ૧૬ પ્રહર સુધી ધર્મધ્યાન કરે. એ ઉત્તમ છે. મધ્યમ એ છે કે ૧૨ પ્રહરનો ઉપવાસ કરે, સાતમની સંધ્યાથી નોમના પ્રભાત સુધી આરંભ છોડે, ધર્મમાં સમય ગાળે, જઘન્ય એ છે કે ઉપવાસ તો ૧૨ પ્રહર સુધી કરે, પરંતુ લૌકિક આરંભ આઠ પ્રહર જ છોડે એટલે આઠમનો દિવસ અને રાત્રિ આરંભ તજી ધર્મધ્યાનમાં ગાળે.

બીજી વિધિ એ છે કે ઉત્તમ તો પહેલાં કહ્યા મુજબ ૧૬ પ્રહર સુધી કરે. મધ્યમ એ છે કે ૧૬ પ્રહર ધર્મધ્યાન કરે પરંતુ ત્રણ પ્રકારના આહારનો ત્યાગ કરે, આવશ્યકતા અનુસાર જળ વાપરે. જઘન્ય એ છે કે ૧૬ પ્રહર ધર્મધ્યાન કરે, આવશ્યકતા પ્રમાણે પાણી વાપરતાં વચમાં એક વખત આહાર પણ કરે. આ બે પ્રકારની વિધિઓમાં પોતાની શક્તિ અને ભાવને જોઈને પ્રોષધોપવાસ કરે.

(૫) સચિત્તત્યાગ પ્રતિમા—આ શ્રેણીમાં પહેલાંના નિયમો પાળતા રહીને સચિત્ત પદાર્થ ખાતા નથી. કાચું પાણી, કાચું શાક

આદિ ન ખાય, પ્રાશુક અથવા ગરમ પાણી પીવે. સૂકી, પાકી, ગરમ કરેલી, કે છિન્નભિન્ન કરેલી વનસ્પતિ વાપરે. પાણીનો રંગ લવીંગ આદિ નાખવાથી બદલાઈ જાય છે ત્યારે તે પાણી પ્રાશુક થઈ જાય છે. સચિત્તના વ્યવહારનો તેને ત્યાગ નથી.

(૬) **રાત્રિભોજનત્યાગ પ્રતિમા**—આ શ્રેણીમાં આગળના નિયમોને પાળતા રહી નિયમપૂર્વક ચારે પ્રકારના આહાર પોતે રાત્રે કરતા નથી, બીજાને કરાવતા નથી. મન, વચન, કાયાથી રાત્રિ-ભોજન કરવા કરાવવાથી વિરક્ત રહે છે.

(૭) **બ્રહ્મચર્ય પ્રતિમા**—સ્વસ્ત્રીનો પણ ભોગ ત્યાગીને બ્રહ્મચારી થઈ જાય છે. સાદાં વસ્ત્ર પહેરે છે. સાદો આહાર કરે છે, ઘરમાં એકાંતમાં રહે છે. અથવા દેશાટન પણ કરી શકે છે. પહેલાંના સર્વ નિયમોને પાળે છે.

(૮) **આરંભત્યાગ પ્રતિમા**—પહેલાંના નિયમો પાળતા રહીને આ શ્રેણીમાં સર્વ લૌકિક આરંભ વ્યાપાર ખેતી આદિ ત્યાગી દે છે. આરંભી હિંસાથી વિરક્ત થઈ જાય છે, દેખીને જમીન ઉપર ચાલે છે, વાહનોનો ઉપયોગ કરતા નથી, નિમંત્રણ મળે ત્યાં ભોજન કરી લે છે, પરમ સંતોષી થઈ જાય છે.

(૯) **પરિગ્રહત્યાગ પ્રતિમા**—પહેલાંના નિયમો પાળતા રહીને આ શ્રેણીમાં ધન, ધાન્ય, રૂપિયા પૈસા, મકાનાદિ પરિગ્રહને વહેંચી આપે છે અથવા દાન કરી દે છે. થોડાં આવશ્યક કપડાં અને ખાવા પીવા માટે બે ત્રણ વાસણ રાખે છે, ઘરથી બહાર ઉપવન, આશ્રમ કે ઉપાશ્રયમાં રહે છે. નિમંત્રણ મળે ત્યાં ભોજન કરે છે.

(૧૦) **અનુમતિત્યાગ પ્રતિમા**—આ પ્રતિમાવાળો શ્રાવક પહેલાં લૌકિક કાર્યોમાં ગુણ કે દોષ બતાવતાં સમ્મતિ આપતો હતો, પણ હવે અહીં સંસારિક કાર્યોની સમ્મતિ દેવી પણ ત્યાગી દે છે. ભોજ-નને વખતે નિમંત્રણ હોય ત્યાં જાય છે. પહેલાંના સર્વ નિયમો પાળે છે.

(૧૧) ઉદ્દિષ્ટત્યાગ પ્રતિમા—આ શ્રેણીમાં પહેલાંના નિયમો પાળતાં રહે છે પણ નિમંત્રણ સ્વીકારી ભોજન કરતો નથી. ભિક્ષા-વૃત્તિથી જઈને એવું ભોજન લે છે કે જે ગૃહસ્થીએ પોતાના કુટું-બને માટે તૈયાર કર્યું હોય પણ તેને ઉદ્દેશીને તેને માટે ન બનાવ્યું હોય. તેથી આ પ્રતિમાને ઉદ્દિષ્ટ ત્યાગ પ્રતિમા કહે છે.

તેના બે ભેદ છે:—(૧) ક્ષુલ્લક-એ શ્રાવક એક લંગોટ અથવા એક એવી ચાદર રાખે છે કે જેથી આખું અંગ ન ઢંકાય. મસ્તક ઢાંકે તો પગ ખુલ્લા રહે, પગ ઢાંકે તો મસ્તક ખુલ્લુ રહે, જેથી તેને શરદી, ડાંસ-મચ્છર આદિની બાધા સહન કરવાનો અભ્યાસ થાય. એ શ્રાવક નિયમથી જીવદયા માટે મોરની પીંછી રાખે છે. કારણ કે તે બહુ જ મૃદુ હોય છે. એનાથી ક્ષુદ્ર જતુ પણ મરતાં નથી. તથા શૌચ માટેના પાણી માટે કમડળ રાખે છે. તે કેટલેક ઘેરથી એકઠું કરીને ભોજન કરે છે તે એક ભોજનનું પાત્ર પણ રાખે છે. પાંચ સાત ઘેરથી એકઠું કરી છેલ્લા ઘરમા પાણી લઈ ભોજન કરી પોતાનું વાસણ સાફ કરી સાથે રાખી લે છે. જે ક્ષુલ્લક એક જ ઘેર ભોજન કરે છે તે ભિક્ષાર્થે જાય ત્યારે આદરથી ભોજન આપે ત્યાં જઈને એક જ ઘરમાં બેસીને થાળીમાં જમી લે છે. એ ભોજનનું પાત્ર રાખતો નથી એ મુનિપદની ક્રિયાઓનો અભ્યાસ કરે છે, સ્નાન કરતો નથી, એક જ વખત ભોજન-પાન કરે છે.

(૨) ઐલક—જે ચાદર પણ છોડી દે છે, માત્ર એક લંગોટી જ રાખે છે. એ સાધુની માફક ભિક્ષાર્થે જાય છે. એક જ ઘરમાં બેસીને હાથમાં કોળીઆ આપે તેનુ ભોજન કરે છે, અહીં કમંડળ લાકડાનું રાખે છે. કેશનો લોચ પણ નિયમથી કરે છે. પોતાના હાથે કેશ ઉપાડે છે.

આવી રીતે એ અગિયાર શ્રેણીઓદ્વારા ઉન્નતિ કરતાં કરતાં શ્રાવક વ્યવહાર ચારિત્રના આશ્રયથી નિરાકુળતાને પામીને અધિક

અધિક નિશ્ચય સમ્યક્ચારિત્રરૂપ સ્વાનુભવનો અભ્યાસ કરે છે. પાંચમી શ્રેણીમાં અનંતાનુબંધી અને અપ્રત્યાખ્યાન કષાયો તો રહેતા જ નથી, અને પ્રત્યાખ્યાન કષાયોનો પણ ઉદય મંદ મંદ થતો જાય છે, અગિયારમી શ્રેણીમાં અતિ મંદ થઈ જાય છે. જેટલા જેટલા કષાય ઓછા થાય છે, વીતરાગભાવ વધે છે, તેટલું નિશ્ચય સમ્યક્-ચારિત્ર પ્રગટ થતું જાય છે. પછી પ્રત્યાખ્યાન કષાયના ઉદયને બિલકુલ જીતીને સાધુપદમાં પરિગ્રહ ત્યાગીને નિર્ગ્રંથ થઈ સ્વાનુભવનો અભ્યાસ કરતાં કરતાં ગુણસ્થાનના ક્રમથી અરહંત થઈ પછી ગુણસ્થાનથી બહાર સિદ્ધ પરમાત્મા થઈ જાય છે.

સહજ સુખ સાધન વસ્તુતાએ નિશ્ચય રત્નત્રયમયી આત્માની એક શુદ્ધ પરિણતિ જ છે. જ્યારે મન વચન અને કાયાના સંયોગને છોડીને આત્મા આત્મસ્થ થઈ જાય છે, ત્યારે જ સહજ સુખનો સ્વાદ પામે છે. ચારિત્રના પ્રભાવથી આત્મામાં સ્થિરતા વધતી જાય છે, ત્યારે અધિક અધિક સહજ સુખ અનુભવમાં આવતું જાય છે. સાધુ હોય કે શ્રાવક હોય સર્વને માટે સ્વાનુભવ જ સહજ સુખનું સાધન છે.

એ હેતુ સિદ્ધ કરવા માટે જે કંઈ પણ પ્રયત્ન કરવામાં આવે તે સહકારી છે. વસ્તુતાએ સહજ સુખ આત્મામાં જ છે. આત્મામાં જ રમણ કરવાથી તે પ્રાપ્ત થાય છે. આત્મરમણતાનું માહાત્મ્ય અવર્ણનીય છે. જીવનને સદા સુખદાયી બનાવનાર છે. આ જૈનધર્મનો પણ એ જ સાર છે. પ્રાચીન કાળમાં અથવા વર્તમાનમાં જે જે મહાત્માઓ થયા છે તેમણે એ જ ગુપ્ત અધ્યાત્મવિદ્યાનો અનુભવ કર્યો છે અને એનો જ ઉપદેશ કર્યો છે. એને જ અવક્તવ્ય કહો, કે સમ્યગ્દર્શન કહો, કે સમ્યગ્જ્ઞાન કહો કે સમ્યક્ચારિત્ર કહો, કે કેવળ આત્મા કહો, કે સમયસાર કહો, સ્વસમય કહો, પરમ યોગ કહો, ધર્મધ્યાન કહો, શુક્લ ધ્યાન કહો, કે સહજ સુખ સાધન કહો સર્વનો એક જ અર્થ છે. જે જીવનને સફળ કરવા ચાહતો હોય તેણે

અવશ્ય કરીને સહજ સુખ સાધનને માટે આત્મવિશ્વાસ પ્રાપ્ત કરીને આત્માનુભવનો અભ્યાસ કરવો જોઈએ. જૈન આચાર્યોનાં સમ્યક્-ચારિત્ર સંબંધી નીચેનાં વાક્યો મનન કરવા યોગ્ય છે:—

(૧) શ્રી કુંદકુંદાચાર્ય પ્રવચનસારમાં કહે છે:—

चारित्तं खलु धम्मो, धम्मो जो समोत्ति णिद्दिट्ठो ।
मोहक्खोहविहीणो, परिणामो अप्पणो हि समो ॥७॥

ચારિત્ર જ ધર્મ છે. જે સમભાવ છે તેને જ ધર્મ કહ્યો છે. મોહ-ક્ષોભ અથવા રાગદ્વેષ મોહ રહિત જે આત્માનાં પરિણામ છે તે જ સમભાવ છે, તે જ ચારિત્ર છે.

धम्मेण परिणदप्पा, अप्पा जदि सुद्धसंपयोगजुदो ।
पावदि णिव्वाणसुहं, सुहोवजुत्तो य सग्गसुहं ॥११॥

ધર્મમાં આચરણ કરતો એવો આત્મા જો શુદ્ધ ઉપયોગ સહિત હોય છે તો નિર્વાણ સુખને પ્રાપ્ત કરે છે. જો શુભ ઉપયોગ સહિત હોય છે તો સ્વર્ગનાં સુખને પામે છે.

सुविदिदपदत्थसुत्तो, संजमतवसंजुदो विगदरागो ।
समणो समसुहदुक्खो, भणिदो सुद्धोवओगोत्ति ॥१४॥

જે સાધુ ભલે પ્રકારે જીવાદિ પદાર્થોને અને સિદ્ધાંતને જાણે છે, સંયમ તપ સંયુક્ત છે, રાગ રહિત છે, અને સુખ કે દુઃખમાં સમાન ભાવવાળા છે તે જ શ્રમણ શુદ્ધ ઉપયોગવાળા કહેવાય છે.

जीवो ववगदमोहो, उवलद्धो तच्चमप्पणो सम्मं ।
जहदि जदि रागदोसे, सो अप्पाणं लहदि सुद्धं ॥८१॥

મિથ્યાત્વ દૂર થયુ છે એવો આત્મા પોતાના આત્માના સ્વરૂપને ભલે પ્રકારે જાણીને જ્યારે રાગદ્વેષને પણ છોડી દે છે ત્યારે શુદ્ધ આત્માને પામે છે.

जो णिहदमोहदिट्ठी आगमकुसलो विरागचरियम्मि ।
अब्भुट्ठिदो महप्पा, धम्मोत्ति विसेसिदो समणो ॥९२॥

જે દર્શનમોહનો નાશ કરનારા છે, જિનપ્રણીત સિદ્ધાંતના જ્ઞાનમાં પ્રવીણ છે; અને વીતરાગ ચારિત્રમાં સાવધાન છે, તે જ મહાત્મા સાધુ ધર્મરૂપ છે એમ વિશેષરૂપથી કહેવાય છે.

जो णिहदमोहगंठी रागपदोसे खवीयसामण्णे ।
होज्जं समसुहदुःखो सो सोक्खं अक्खयं लहदि ॥१०३-२॥

જે મોહની ગ્રંથીનો ક્ષય કરીને સાધુપદમાં સ્થિત થઈ રાગ દ્વેષને દૂર કરે છે અને દુઃખ તથા સુખમાં સમભાવને ધારણ કરે છે તે જ અવિનાશી સુખને પામે છે.

जो खविदमोहकलुसो विसयविरत्तो मणो णिरुंभित्ता ।
समवट्ठिदो सहावे सो अप्पाणं हवदि धादा ॥१०४-२॥

જે મહાત્મા મોહરૂપ મેલનો ક્ષય કરીને, પાંચ ઇન્દ્રિયોના વિષયોથી વિરક્ત થઈને, મનને રોકીને ચૈતન્યસ્વરૂપમાં એકાગ્રતાથી સ્થિર થઈ જાય છે તે જ આત્માના ધ્યાતા થાય છે.

इहलोगणिरावेक्खो अप्पडिबद्धो परम्मि लोयम्मि ।
जुत्ताहारविहारो रहिदकसाओ हवे समणो ॥२६-३॥

જે મુનિ આ લોકમાં વિષયોની અભિલાષાથી રહિત છે, અને પરલોકમાં પણ કોઈ પદની ઇચ્છા રાખતા નથી, યોગ્ય આહાર વિહારના કરનાર છે, કષાય રહિત છે તે જ શ્રમણ છે.

पंचसमिदो तिगुत्तो पंचेंदियसंवुडो जिदकसाओ ।
दंसणणाणसमग्गो समणो सो संजदो भणिदो ॥४०-३॥

જે મહાત્મા પાંચ સમિતિના પાળનાર છે, ત્રણ ગુપ્તિના ધરનાર છે, પાંચ ઇન્દ્રિયોને વશ રાખનાર છે, કષાયોના વિજયી છે. અને

સમ્યગ્દર્શન તથા સમ્યગ્જ્ઞાનથી પૂર્ણ છે, સંયમના પાળનાર છે તે જ શ્રમણ કે સાધુ છે.

समसत्तुबंधुवग्गो समसुहदुक्खो पसंसणिंदसमो ।
समलोट्ठुकंचणो पुण जीविदमरणे समो समणो ॥४१-३॥

જેનો શત્રુ અને મિત્રવર્ગ પ્રત્યે સમભાવ થયો છે, જે સુખ કે દુઃખમાં સમભાવના ધરનાર છે, જે પ્રશંસા કે નિન્દામાં સમભાવ રાખે છે, જે સુવર્ણ અને માટીનું ઢેકું સમદૃષ્ટિથી જુવે છે, જેને જીવન અને મરણ સમાન છે તેજ શ્રમણ કહેવાય છે.

दंसणणाणचरित्तेसु तीसु जुगवं समुट्ठिदो जो दु ।
एयग्गगदोत्ति मदो सामण्णं तस्स परिपुण्णं ॥४२-३॥

જે મહાત્મા સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ ત્રણે ભાવોમાં એક સાથે ભલે પ્રકારે સ્થિત થાય છે, એકાગ્ર થઈ જાય છે તેને સાધુપણું પરિપૂર્ણ હોય છે.

(૨) શ્રી કુંદકુંદાચાર્ય પંચાસ્તિકાયમાં કહે છેઃ—

मुणिऊण एतदट्ठं तदणुगमणुज्जदो णिहदमोहो ।
पसमियरागद्दोसो हवदि हदपरावरो जीवो ॥१०४॥

જે કોઈ જીવાદિ નવ પદાર્થોને જાણીને તે અનુસાર (શુદ્ધ આત્મ-દ્રવ્યમાં પરિણમવારૂપ) આચરણ કરવાનો પુરુષાર્થ કરે છે, અને મોહનો ક્ષય કરે છે તે જીવ રાગદ્વેષને શાંત કરીને સંસારની દીર્ઘ પરંપરાનો નાશ કરી શુદ્ધાત્મપદમાં લીન થાય છે.

सम्मत्तणाणजुत्तं चारित्तं रागदोसपरिहीणं ।
मोक्खस्स हवदि मग्गो भव्वाणं लद्धबुद्धीणं ॥१०६॥

સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન સહિત જે રાગદ્વેષ રહિત ચારિત્ર છે તે જ બુદ્ધિ અને યોગ્યતાપ્રાપ્ત ભવ્યોને માટે મોક્ષમાર્ગ છે.

जो सव्वसंगमुक्को णण्णमणो अप्पणं सहावेण ।
जाणदि पस्सदि णियदं सो सगचरियं चरदि जीवो ॥१५८॥

જે મહાત્મા સર્વ પરિગ્રહને ત્યાગીને, એકાગ્ર થઈને પોતાના આત્માને શુદ્ધ સ્વભાવમય દેખે છે, જાણે છે, તે જ નિયમથી સ્વ-ચારિત્ર કે નિશ્ચય ચારિત્રનું આચરણ કરે છે.

तह्मा णिव्वुदिकामो रागं सवत्थ कुणदि मा किंचि ।
सो तेण वीदरागो भवियो भवसायरं तरदि ॥१७२॥

રાગ મોક્ષમાર્ગમાં બાધક છે એમ જાણીને ઇચ્છા માત્રની નિવૃત્તિ કરો. સર્વ પદાર્થોમાં જે કિંચિત્ પણ રાગ કરતા નથી તે જ ભવ્ય જીવ સંસારસાગરને તરી જાય છે.

(૩) શ્રી કુંદકુંદાચાર્ય સમયસારમાં કહે છે:—

आयारादी णाणं जीवादी दंसणं च विण्णेयं ।
छज्जीवाणं रक्खा भणदि चरित्तं तु ववहारो ॥२७६॥
आदा खु मज्झणाणे आदा मे दंसणे चरित्ते य ।
आदा पच्चक्खाणे आदा मे संवरे जोगे ॥२७७॥

આચારાંગ આદિ શાસ્ત્રોનું જ્ઞાન વ્યવહાર સમ્યગ્જ્ઞાન છે, જીવાદિ તત્ત્વોનું શ્રદ્ધાન વ્યવહાર સમ્યગ્દર્શન છે, છકાય જીવોની રક્ષા વ્યવહાર સમ્યક્ચારિત્ર છે. નિશ્ચયથી તો મારો આત્મા જ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર છે. મારો આત્મા જ ત્યાગ છે, સંવર છે અને ધ્યાનરૂપ છે.

(૪) શ્રી કુંદકુંદાચાર્ય દ્વાદશભાવનામાં કહે છે:—

एयारसदसभेयं धम्मं सम्मत्तपुव्वयं भणियं ।
सागारणगाराणां उत्तमसुहसंपजुत्तेहिं ॥६८॥

ઉત્તમ સુખના ભોક્તા એવા ગણધરોએ શ્રાવક ધર્મ અગિયાર પ્રતિમારૂપ અને મુનિનો ધર્મ દશ લક્ષણરૂપ સમ્યગ્દર્શનપૂર્વક કહ્યો છે.

दंसणवयसामाइयपोसहसच्चित्तरायभत्ते य ।
बम्हारंभपरिग्गहअणुमणमुद्दिट्ठदेसविरदेदे ॥६९॥

દેશવિરત નામે પાંચમા ગુણસ્થાનમાં અગિયાર પ્રતિમાઓ અથવા શ્રેણીઓ આ પ્રકારે છે:—(૧) દર્શન, (૨) વ્રત (૩) સામાયિક, (૪) પ્રોષધ (૫) સચિત્ત ત્યાગ, (૬) રાત્રિભુક્તિત્યાગ, (૭) બ્રહ્મચર્ય, (૮) આરંભ ત્યાગ, (૯) પરિગ્રહ ત્યાગ, (૧૦) અનુમતિ ત્યાગ, (૧૧) ઉદ્દિષ્ટ ત્યાગ.

उत्तमखमामद्दवज्जवसच्चसउच्चं च संजमं चेव ।
तवतागमकिंचण्हं बम्हा इदि दसविहं होदि ॥७०॥

ઉત્તમ ક્ષમા, ઉત્તમ માર્દવ, ઉત્તમ આર્જવ, ઉત્તમ સત્ય, ઉત્તમ શૌચ, ઉત્તમ સંયમ, ઉત્તમ તપ, ઉત્તમ ત્યાગ, ઉત્તમ આકિંચન્ય અને ઉત્તમ બ્રહ્મચર્ય; એ દશ પ્રકારે મુનિધર્મ છે.

णिच्छयणयेण जीवो सागारणगारधम्मदो भिण्णो ।
मज्झत्थभावणाए सुद्धप्पं चिंतये णिच्चं ॥८२॥

નિશ્ચયનયથી આ જીવ શ્રાવક કે મુનિધર્મ એ બન્નેથી ભિન્ન છે. એટલા માટે વીતરાગ ભાવનાથી માત્ર શુદ્ધાત્માનો નિત્ય અનુભવ કરવો જોઈએ. એ જ નિશ્ચય સમ્યક્ચારિત્ર છે.

मोक्खगया जे पुरिसा अणाइकालेण बारअणुवेक्खं ।
परिभाविऊण सम्मं पणमामि पुणो पुणो तेसिं ॥८९॥

અનાદિ કાળથી જેટલા મહાપુરુષો મોક્ષે ગયા છે તે અનિત્યાદિ બાર ભાવનાઓની સમ્યક્ (ભલે) પ્રકારે ભાવના કરવાથી - ગયા છે એટલા માટે એ બાર ભાવનાઓને વારવાર નમસ્કાર કરું છું.

(૫) શ્રી કુંદકુંદાચાર્ય ચારિત્રપાહુડમાં કહે છે;—

जं जाणइ तं णाणं जं पिच्छइ तं च दंसणं भणियं ।
णाणस्स पिच्छियस्स य समवण्णा होइ चारित्तं ॥३॥

જે જાણે છે તે જ્ઞાન છે, જે શ્રદ્ધા કરે છે તે સમ્યગ્દર્શન કહેવાય છે. સમ્યગ્દર્શન તથા સમ્યગ્જ્ઞાનના સંયોગથી ચારિત્ર હોય છે.

एए तिण्णिवि भावा हवंति जीवस्स अक्खयामेया ।
तिण्हं पि सोहणत्थे जिणभणियं दुविहचारित्तं ॥४॥

સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ ત્રણે ભાવો જીવનો અક્ષય અનંત સ્વભાવ છે. ત્રણેયની શુદ્ધતાને માટે, સમ્યક્ત્વનું આચરણ અને સંયમનું આચરણ એમ બે પ્રકારનું ચારિત્ર કહ્યું છે

चारित्तसमारूढो अप्पासु परं ण ईहए णाणी ।
पावइ अइरेण सुहं अणोवमं जाण णिच्छयदो ॥४३॥

જે સમ્યગ્જ્ઞાની મહાત્મા ચારિત્રવાન છે તે પોતાના આત્મામાં (અંતરમાં) કોઈ પણ પરદ્રવ્યની ઇચ્છા કરતા નથી. અર્થાત્ કોઈપણ પર વસ્તુમાં રાગદ્વેષ કરતા નથી; તે જ જ્ઞાની અનુપમ મોક્ષસુખને પામે છે, એમ હે ભવ્ય ! નિશ્ચયથી જાણો.

(૬) શ્રી કુંદકુંદાચાર્ય શ્રી બોધપાહુડમાં કહે છે;—

गिहगंथमोहमुक्का बावीसपरीसहा जियकसाया ।
पावारंभविमुक्का पव्वज्जा एरिसा भणिया ॥४४॥

દીક્ષા એને કહી છે કે જ્યા ગૃહ અને પરિગ્રહનો તથા મોહનો ત્યાગ હોય, જ્યાં બાવીસ પરિસહોને ખમવાના હોય, કષાયોનો વિજય કરવાનો હોય અને પાપની પ્રવૃત્તિઓનો ત્યાગ હોય.

सत्तूमित्ते य समा पसंसणिद्दाअलद्धिलद्धिसमा ।
तणकणए समभावा पव्वज्जा एरिसा भणिया ॥४६॥

જ્યાં શત્રુમિત્રમાં સમભાવ છે, સ્તુતિ નિંદા, લાભ અલાભમાં સમભાવ છે, તૃણ કે કંચનમાં સમભાવ છે તેને જ જૈન મુનિ-દીક્ષા કહી છે.

उत्तममज्झिमगेहे दारिद्दे ईसरे णिरावेक्खा ।
सव्वत्थ गिहिदपिंडा पव्वज्जा एरिसा भणिया ॥४७॥

જ્યાં રાજ્યમંદિરાદિ ઉત્તમ કે સામાન્ય મનુષ્યઆદિનું મધ્યમ

ઘર, તેમાં કંઈ વિશેષતા નથી, જે ધનવાન કે નિર્ધનની કાંઈ ઇચ્છા રાખતા નથી, સર્વ સ્થળેથી ભિક્ષા લે છે તેને જ જૈનદીક્ષા કહી છે.

णिग्गंथा णिस्संगा णिम्माणासा अराय णिद्दोसा ।
णिम्मम णिरहंकारा पव्वज्जा एरिसा भणिया ॥४८॥

જે નિર્ગ્રંથ છે, અસંગ છે, માનરહિત છે, આશારહિત છે, રાગ–દ્વેષ રહિત છે, મમત્વરહિત છે, અહંકાર રહિત છે, તેની દીક્ષાને જ મુનિદીક્ષા કહી છે.

णिण्णेहा णिल्लोहा णिम्मोहा णिव्वियारणिक्कलुसा ।
णिब्भय णिरासभावा पव्वज्जा एरिसा भणिया ॥४९॥

જે સ્નેહરહિત છે, લોભરહિત છે, મોહરહિત છે, નિર્વિકાર છે, ક્રોધાદિ કલુષતાથી રહિત છે, ભય રહિત છે, આશારહિત છે તેની જ જિનદીક્ષા કહી છે.

उवसमखमदमजुत्ता सरीरसंकारवज्जिया रुक्खा ।
मयरायदोसरहिया पव्वज्जा एरिसा भणिया ॥५१॥

જે શાંતભાવ, ક્ષમા, અને ઇન્દ્રિયસંયમથી યુક્ત છે, શરીરના શૃંગારથી રહિત છે, ઉદાસીન છે, મદ રાગ કે દ્વેષથી રહિત છે તેની જ જિનદીક્ષા કહી છે.

पसुमहिलसंढसंगं कुसीलसंगं ण कुणइ विकहाओ ।
सज्झायझाणजुत्ता पव्वज्जा एरिसा भणिया ॥५६॥

જે મહાત્મા પશુ, સ્ત્રી અને નપુંસકની સંગતિ રાખતા નથી, વ્યભિચારી સ્ત્રી–પુરુષોની સંગતિ કરતા નથી, વિકથા કહેતા કે સાંભળતા નથી, સ્વાધ્યાય તથા આત્મધ્યાનમા લીન રહે છે, તેની જ જિનદીક્ષા કહી છે.

तववयगुणेहिं सुद्धा संजमसम्मत्तगुणविसुद्धा य ।
सुद्धा गुणेहिं सुद्धा पव्वज्जा एरिसा भणिया ॥५७॥

જે મહાત્મા બાર તપ, પાંચ-મહાવ્રત, મૂલગુણ અને ઉત્તર ગુણોથી શુદ્ધ છે, સંયમ અને સમ્યગ્દર્શનરૂપ ગુણોથી નિર્મળ છે, અને આત્મિકગુણોથી-શુદ્ધ છે તેની જ આવી શુદ્ધ દીક્ષા કહી છે.

(૭) શ્રી કુન્દકુન્દાચાર્ય ભાવપાહુડમાં કહે છે:—

वाहिरसंगच्चाओ गिरिसरिदरिकंदराइ आवासो ।
सयलो णाणज्झयणो णिरत्थओ भावरहियाणं ॥८९॥

જેમના ભાવોમાં શુદ્ધ આત્માનો અનુભવ નથી તેમનો બાહ્ય પરિગ્રહત્યાગ, પર્વત, ગુફા, નદીતટ, કંદરા આદિ સ્થાનોમાં વાસ કરવો તથા જ્ઞાન ધ્યાન અને આગમોનું ભણવું સર્વ નિરર્થક છે.

भावविसुद्धिणिमित्तं वाहिरगंथस्स कीरए चाओ ।
वाहिरचाओ विहलो अब्भंतरगंथजुत्तस्स ॥३॥

બાહ્ય પરિગ્રહનો ત્યાગ, ભાવોની શુદ્ધતાનું નિમિત્ત કારણ હોવાથી કરવામાં આવે છે, જો અંતરંગ પરિણામોમાં કષાય છે અથવા મમત્વ છે તો બાહ્ય ત્યાગ નિષ્ફળ છે.

भावरहिएण सपुरिस अणाइकालं अणंतसंसारे ।
गहिउज्झियाइं वहुसो वाहिरणिग्गंथरूवाइं ॥७॥

શુદ્ધ ઉપયોગમય ભાવ પામ્યા વિના હે ભવ્ય જીવ! તેં અનાદિ કાળથી અત્યાર સુધીમાં આ અનંત સંસારમાં બહુ વાર બાહ્ય નિર્ગ્રંથ ભેખ ધારણ કરી કરીને છોડ્યા છે.

भावेण होइ लिंगी णहु लिंगी होइ दव्वमित्तेण ।
तम्हा कुणिज्ज भावं किं कीरइ दव्वलिंगेण ॥४८॥

ભાવ સહિત વેષધારીને સાધુ કહેવાય છે. માત્ર દ્રવ્ય લિંગથી કે વેષમાત્રથી સાધુ થઈ શકાતું નથી. એટલા માટે ભાવરૂપ સાધુપણાને અથવા શુદ્ધ ઉપયોગને ધારણ કર. ભાવ વિના દ્રવ્યલિંગ કંઈ કરી શકતું નથી.

देहादिसंगरहिओ माणकसाएहिं सयलपरिचत्तो ।
अप्पा अप्पम्मिरओ स भावलिंगी हवे साहू ।।५६।।

જે સાધુ શરીરઆદિની મૂર્છાથી રહિત છે, માન કષાયાદિથી સંપૂર્ણ અલગ છે અને જેનો આત્મા આત્મામાંજ મગન છે તે જ ભાવલિંગી છે.

जो जीवो भावंतो जीवसहावं सुभावसंजुत्तो ।
सो जरमरणविणासं कुणइ फुडं लहइ णिव्वाणं ।।६१।।

જે ભવ્ય જીવ આત્માના સ્વભાવને જાણીને આત્માના સ્વભાવની ભાવના કરે છે તે જરા મરણનો નાશ કરે છે અને પ્રગટરૂપથી નિર્વાણને પામે છે.

जे रायसंगजुत्ता जिणभावणरहियदव्वणिग्गंथा ।
न लहंति ते समाहिं बोहिं जिणसासणे विमले ।।७२।।

જે માત્ર દ્રવ્યથી નિર્ગ્રંથ છે, એટલે વેષ સાધુનો છે. પરંતુ શુદ્ધ ઉપયોગની ભાવનાથી રહિત છે, તે રાગી હોવાથી આ નિર્મળ જિનશાસનમાં રત્નત્રય ધર્મને કે આત્મસમાધિને પામી શકતા નથી.

जे के वि दव्वसवणा इंदियसुहआउला ण छिंदंति ।
छिंदंति भावसवणा झाणकुठारेहिं भवरुक्खं ।।१२१।।

જે કોઈ પણ દ્રવ્યલિંગી સાધુ ઇન્દ્રિયોના સુખ માટે આકુળ છે, તે ભવવૃક્ષને એટલે સંસારના દુઃખોને છેદી શકતો નથી. પરંતુ જે ભાવલિંગી સાધુ છે, શુદ્ધ ઉપયોગની ભાવના કરનારા છે, તે ધ્યાનરૂપી કુહાડાથી સંસારનાં દુઃખોનાં મૂળરૂપી કર્મોને કાપી નાંખે છે.

(૮) શ્રી કુંદકુંદાચાર્ય મોક્ષપાહુડમાં કહે છેઃ—

जो इच्छइ णिस्सरिहुं संसारमहण्णवाउ रुद्दाओ ।
कम्मिंधणाण डहणं सो झाइय अप्पयं सुद्धं ।।२६।।

જે કોઈ મહાત્મા ભયાનક સંસારરૂપી મહાસમુદ્રથી નીકળવા

ચાહે છે તેણે કર્મરૂપી ઇંધનને બાળવાને માટે પોતાના શુદ્ધાત્માને ધ્યાવવો યોગ્ય છે. એ જ ચારિત્ર છે.

मिच्छत्तं अण्णाणं पावं पुण्णं चएवि तिविहेण ।
मोणव्वएण जोइ जोयत्थो जोयए अप्पा ॥२८॥

મિથ્યાદર્શન, અજ્ઞાન, પુણ્ય અને પાપ એ સર્વનો મન, વચન, કાયાથી ત્યાગ કરીને યોગીએ યોગમાં સ્થિર થઈ મૌનવ્રત સહિત આત્માનું ધ્યાન કરવું.

पंचमहव्वयजुत्तो पंचसु समिदीसु तीसु गुत्तीसु ।
रयणत्तयसंजुत्तो झाणज्झयणं सदा कुणह ॥३३॥

સાધુને યોગ્ય છે કે પાંચ મહાવ્રત, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એમ તેર પ્રકારના ચારિત્રયુક્ત થઈને સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર સહિત આત્મધ્યાન અને શાસ્ત્રપઠન એ બે કાર્યોમાં સદા તત્પર રહેવું.

जं जाणिऊण जोई परिहारं कुणइ पुण्णपावाणं ।
तं चारित्तं भणियं अवियप्पं कम्मरहिएहिं ॥४२॥

કર્મ રહિત સર્વજ્ઞોએ જેને નિર્વિકલ્પ શુદ્ધ ઉપયોગરૂપ ચારિત્ર કહ્યું છે તેનો અનુભવ કરવાથી યોગી પુણ્ય અને પાપરૂપ બંધનકારક ભાવોનો ત્યાગ કરી દે છે.

होऊण दिढचरित्तो दिढसम्मत्तेण भावियमईओ ।
झायंतो अप्पाणं परमपयं पावए जोई ॥४९॥

દૃઢ સમ્યગ્દર્શનથી પરિપૂર્ણ યોગી દૃઢ ચારિત્રવાન થઈને જ્યારે આત્માને ધ્યાવે છે ત્યારે તે પરમપદને પામે છે.

चरणं हवइ सधम्मो धम्मो सो हवइ अप्पसमभावो ।
सो रागरोसरहिओ जीवस्स अणण्णपरिणामो ॥५०॥

આત્માનો ધર્મ સમ્યક્ચારિત્ર છે, તે ધર્મ આત્માનો સમભાવ છે, તે રાગદ્વેષ રહિત આત્માનાં પોતાનાં જ એકાગ્ર પરિણામ છે. આત્મસ્થ ભાવ જ સમભાવ છે અને તે જ ચારિત્ર છે.

बाहिरलिंगेण जुदो अब्भंतरलिंगरहियपरियम्मो ।
सो सगचरित्तभट्ठो मोक्खपहविणासगो साहू ॥६१॥

જે સાધુ બાહ્યલિંગ કે વેષ સહિત છે પરંતુ અંતરમાં ભાવલિંગથી રહિત છે, શુદ્ધભાવ રહિત છે, તે નિશ્ચય સમ્યક્ચારિત્રથી ભ્રષ્ટ છે અને મોક્ષમાર્ગનો નાશ કરનાર છે.

उद्धद्धमज्झलोये केई मज्झं ण अहयमेगागी ।
इयभावणाए जोई पावंति हु सासयं ठाणं ॥८१॥

આ ઊર્ધ્વ, મધ્ય અને અધોલોકમાં કોઈ પદાર્થ મારો નથી હું એકલો છુ. આ ભાવનાથી યુક્ત એવો યોગી અવિનાશી પદને પામે છે.

णिच्छयणयस्स एवं अप्पा अप्पम्मि अप्पणे सुरदो ।
सो होदि हु सुचरित्तो जोई सो लहइ णिव्वाणं ॥८३॥

નિશ્ચયનયથી જે આત્મા પોતાના આત્મામાં પોતાના આત્માને માટે મગ્ન થઈ જાય છે તે યોગી સમ્યક્ચારિત્રયુક્ત હોવાથી નિર્વાણને પામે છે.

(૯) શ્રી વટ્ટકેરસ્વામી મૂલાચાર પંચાચારમાં કહે છે:—

पाणिवहमुसावादअदत्तमेहुणपरिग्गहा विरदी ।
एस चरित्ताचारो पंचविहो होदि णादव्वो ॥९१॥

પ્રાણીવધ, મૃષાવાદ, અદત્ત ગ્રહણ (ચોરી), મૈથુન અને પરિગ્રહ તેથી વિરક્ત થવું રહિત થવું તે ચારિત્રાચાર પાંચ પ્રકારે જાણવા યોગ્ય છે.

सरवासेहिं पडंतेहिं जह दिढकवचो ण भिज्जदी सरेहिं ।
तह समिदीहिं ण लिप्पइ साहू काएसु इरियंतो ॥१३१॥

જેવી રીતે સંગ્રામમાં, મજબૂત બખતર પહેર્યું છે એવો સિપાઈ સેંકડો બાણોની વૃષ્ટિ પડવા છતાં બાણોથી ભેદાતો નથી, તેવી રીતે

સાધુ ઈર્યા સમિતિ આદિથી કાર્ય સાવધાનીપૂર્વક કરતો હોવાથી પાપોથી લેપાતો નથી.

खेत्तस्स वई णयरस्स खाइया अहव होइ पायारो ।
तह पावस्स णिरोहो ताओ गुत्तीउ साहुस्स ॥१३७॥

જેમ ક્ષેત્રની રક્ષા માટે વાડ હોય છે, અને નગરની રક્ષા માટે ખાઈ કે કોટ હોય છે તેમ સાધુને ત્રણ ગુપ્તિ પાપથી બચાવનાર છે.

(૧૦) શ્રી વટ્ટકેરસ્વામી મૂલાચાર ષડાવશ્યકમાં કહે છે:—

सामाइयह्मि दु कदे समणो इव सावओ हवदि जह्मा ।
एदेण कारणेण दु बहुसो सामाइयं कुज्जा ॥३४॥

સામાયિક જ કરતી વખતે શ્રાવક પણ ખરેખર સંયમી મુનિ સમાન થઈ જાય છે, એટલા માટે સામાયિક બહુવાર કરવું જોઈએ.

पोराणय कम्मरयं चरिया रित्तं करेदि जदमाणो ।
णवकम्मं ण य बंधदि चरित्तविणओत्ति णादव्वो ॥९०॥

જે સમ્યક્ચારિત્ર પાળવાનો ઉદ્યમ કરે છે તેને પૂર્વનાં કર્મો ખરી જાય છે અને નવાં કર્મો બંધાતાં નથી. ચારિત્રનું પ્રેમથી પાલન તે જ ચારિત્ર વિનય છે.

(૧૧) શ્રી વટ્ટકેરસ્વામી મૂલાચાર અનગારભાવનામાં કહે છે:—

वसुधम्मि वि विहरंता पीडं ण करेंति कस्सइ कयाई ।
जीवेसु दयावण्णा माया जह पुत्तभंडेसु ॥३२॥

સાધુજનો પૃથ્વી ઉપર વિહાર કરતાં છતાં કોઈને કદી પણ પીડા ઉપજાવતા નથી. જેવો માતાને પુત્ર પુત્રી આદિ ઉપર પ્રેમ હોય છે, તેવી દયા તે સર્વ જીવો ઉપર રાખે છે.

देहे णिरावियक्खा अप्पाणं दमरुई दमेमाणा ।
धिदिपग्गहपग्गहिदा छिंदंति भवस्स मूलाइं ॥४३॥

સાધુજનો શરીરમાં મમત્વ નહિ રાખવાથી, ઇન્દ્રિયોનો નિગ્રહ કરતા હોવાથી, પોતાના આત્માને વશ રાખતા હોવાથી, ધૈર્યને ધારણ કરતા હોવાથી સંસારના મૂળ એવાં કર્મોનો છેદ કરે છે.

अक्खोमक्खणमेत्तं भुंजंति मुणी पाणधारणणिमित्तं ।
पाणं धम्मणिमित्तं धम्मं पि चरंति मोक्खट्ठं ॥४९॥

જેમ ગાડાના પૈડામાં તેલ મૂકીને રક્ષા કરવામાં આવે છે, તેમ મુનિગણો પ્રાણોની રક્ષા માટે ભોજન કરે છે, પ્રાણોને ધર્મને માટે રાખે છે, ધર્મને મોક્ષપ્રાપ્તિ માટે આચરે છે.

पंचमहव्वयधारी पंचसु समिदीसु संजदा धीरा ।
पंचिंदियत्थविरदा पंचमगइमग्गया समणा ॥१०५॥

જે સાધુ પાંચ મહાવ્રતને પાળનારા છે, પાંચ સમિતિમાં પ્રવર્તનારા છે, ધીરવીર છે અને પાંચે ઇન્દ્રિયોના વિષયોથી વિરક્ત છે તે જ પંચમ ગતિ જે મોક્ષ તેના અધિકારી છે.

समणोत्ति संजदोत्ति य रिसि मुणि साधुत्ति वीदरागोत्ति ।
णामाणि सुविहिदाणं अणगार भदंत दंतोत्ति ॥१२०॥

ભલે પ્રકારે ચારિત્ર પાળનારા સાધુઓનાં આ નામ પ્રસિદ્ધ છે. (૧) આત્માને તપથી પરિશ્રમ કરાવનાર શ્રમણ, (૨) ઇન્દ્રિયો અને કષાયોને રોકનાર સંયત, (૩) રિદ્ધિઓ પ્રાપ્ત કરનાર ઋષિ, (૪) સ્વપર પદાર્થના જ્ઞાતા મુનિ, (૫) રત્નત્રયને સાધનારા સાધુ, (૬) રાગદ્વેષ રહિત વીતરાગ, (૭) સર્વ કલ્યાણ પ્રાપ્ત ભદંત, (૮) ઇન્દ્રિયવિજયી દાંત.

(૧૨) શ્રી વટ્ટકેરસ્વામી મૂલાચાર સમયસારમાં કહે છે:—

भिक्खं चर वस रण्णे थोवं जेमेहि मा बहू जंप ।
दुक्खं सह जिण णिद्दा मेत्तिं भावेहि सुट्ठु वेरग्गं ॥४॥

अव्ववहारी एक्को झाणे एयग्गमणो भवे णिरारंभो ।
चत्तकसायपरिग्गह पयत्तचेट्ठो असंगो य ॥५॥

આચાર્ય શિષ્યોને ચારિત્ર પાળવાનો ઉપદેશ દે છે. ભિક્ષાથી ભોજન કર, વનમાં વાસ કર, થોડું જમ, દુઃખોને સહન કર, નિદ્રાનો જય કર, મૈત્રી અને વૈરાગ્ય ભાવનાનો ભલે પ્રકાર વિચાર કર, લોક વ્યવહાર ન કર, એકાકી (એકલો) રહે, ધ્યાનમાં એકાગ્રચિત્ત થા, આરંભરહિત થા, કષાયરૂપી પરિગ્રહનો ત્યાગ કર, પુરુષાર્થયુક્ત થા, અસંગ રહે, અર્થાત્ નિર્મોહી કે આત્મસ્થ રહે.

थोवह्मि सिक्खिदे जिणइ बहुसुदं जो चरित्तसंपुण्णो ।
जो पुण चरित्तहीणो किं तस्स सुदेण बहुएण ॥६॥

અલ્પ શાસ્ત્રજ્ઞાન સહિત હોય પણ ચારિત્રપૂર્ણ હોય તો તે અત્યંત શાસ્ત્રજ્ઞાન સહિત હોય પણ ચારિત્રથી રહિત હોય તેને જીતે છે કેમકે તે સંસારનો જય કરે છે. જે ચારિત્ર રહિત છે, તેને બહુ શાસ્ત્રોના જ્ઞાનથી પણ શું લાભ છે ? મુખ્ય સાચા સુખનું સાધન આત્માનુભવ છે.

सव्वं पि हु सुदणाणं सुट्ठु सुगुणिदं पि सुट्ठु पढिदं पि ।
समणं भट्ठचरित्तं ण हु सक्को सुगइं णेदुं ॥१४॥
जदि पडदि दीवहत्थो अवडे किं कुणदि तस्स सो दीवो ।
जदि सिक्खिऊण अणयं करेदि किं तस्स सिक्खफलं ॥१५॥

કદી કોઈ સાધુ સર્વ શાસ્ત્રોને સારી રીતે ભણી ગયો હોય તે સર્વ શાસ્ત્રોનું સારી રીતે મનન કરતો હોય તો પણ જો તે ચારિત્રથી ભ્રષ્ટ હોય તો તે જ્ઞાન તેને સુગતિ પ્રાપ્ત કરાવી શકતું નથી. જો કોઈ દીપકને હાથમાં લઈને પણ કુમાર્ગે ચાલ્યો જાય અને કુવામાં પડી જાય તો તેનું દીપકનું રાખવું નિષ્ફળ છે તેવી જ રીતે જે શાસ્ત્રોને શીખીને પણ ચારિત્રનો ભંગ કરે તેને શાસ્ત્ર જાણ્યાનું કંઈ ફળ મળ્યું નહીં.

णो कप्पदि विरदाणं विरदीणमुवासयह्मि चिट्ठेदुं ।
तत्थ णिसेज्जउवट्टणसज्झायाहारवोसरणे ॥६१॥

સાધુઓએ સાધ્વીઓ કે આર્યિકાઓના ઉપાશ્રયમાં ઉભા રહેવું યોગ્ય નથી. ત્યાં બેસવું, સૂવું, સ્વાધ્યાય કરવો, સાથે આહાર કરવો કે પ્રતિક્રમણ કરવું યોગ્ય નથી.

भावविरदो दु विरदो ण द्व्वविरदस्स सुग्गइ होई ।
विसयवणरमणलोलो धरियव्वो तेण मणहत्थी ॥१०४॥

જે અંતરંગ ભાવોથી વિરક્ત છે તે જ ભાવલિંગી સાધુ છે. જે માત્ર બાહ્ય દ્રવ્યોથી વિરક્ત છે, પણ અંતરંગમાં રાગદ્વેષના ત્યાગી નથી તે દ્રવ્યલિંગી સાધુને સુગતિ કદી પણ પ્રાપ્ત થતી નથી. એટલા માટે પાંચ ઇન્દ્રિયોના વિષયમાં રમણ કરવાને ઉત્સુક એવા મનરૂપી હાથીને સદા બાંધી રાખવો જોઈએ.

जदं चरे जदं चिट्ठे जदमासे जदं सये ।
जदं भुंजेज्ज भासेज्ज एवं पावं ण बज्झइ ॥१२२॥
जदं तु चरमाणस्स दयापेहुस्स भिक्खुणो ।
णवं ण बज्झदे कम्मं पोराणं च विधूयदि ॥१२३॥

હે સાધુ! યત્નાપૂર્વક દેખીને ચાલ, યત્નાથી ઉભો રહે, વ્રત પાળ, યત્નાથી ભૂમિ સાફ કરીને બેસ, યત્નાથી શયન કર, યત્નાથી નિર્દોષ આહાર કર, યત્નાપૂર્વક સત્યવચન બોલ, એવી રીતે વર્તવાથી તને પાપનો બંધ નહિ થાય. જે દયાવાન સાધુ યત્નાપૂર્વક આચરણ કરે છે, તેને નવાં પાપકર્મનો બંધ થતો નથી અને જૂના કર્મ ખરી જાય છે.

(૧૩) શ્રી સમંતભદ્રાચાર્ય સ્વયંભૂસ્તોત્રમાં કહે છે:—

अपत्यवित्तोत्तरलोकतृष्णया तपस्विनः केचन कर्म कुर्वते ।
भवान्पुनर्जन्मजराजिहासया त्रयीं प्रवृत्तिं शमधीरवारुणत्
॥४९॥

અજ્ઞાની કેટલાય તપસ્વીઓ પુત્ર, વિત્ત, કે પરલોકની તૃષ્ણાથી

તપ કરે છે પરંતુ હે શીતળનાથ ! આપે તો જન્મ જરા રોગને દૂર કરવા માટે મન વચન અને કાયાની પ્રવૃત્તિને રોકીને વીતરાગ-ભાવની પ્રાપ્તિ કરી છે.

परिश्रमाम्बुर्भयवीचिमालिनी
त्वया स्वतृष्णा सरिदार्यशोषिता ।
असंगधर्मार्कगमस्तितेजसा
परं ततो निर्वृतिधाम तावकम् ॥६८॥

હે અનંતનાથ ! આરંભ ઉપાધિની આકુળતારૂપ જળથી ભરેલી અને ભયના તરંગોના સમૂહથી યુક્ત એવી તૃષ્ણારૂપી નદીને આપે અસંગ ધર્મ અર્થાત્ મમત્વ રહિત વીતરાગ ધર્મરૂપી સૂર્યના તેજથી સૂકવી દીધી. એટલા માટે આપનું તેજ મોક્ષરૂપ છે.

बाह्यं तपः परमदुश्चरमाचरंस्त्व-
माध्यात्मिकस्य तपसः परिबृंहणार्थम् ।
ध्यानं निरस्य कलुषद्वयमुत्तरस्मिन्
ध्यानद्वये ववृतिषेऽतिशयोपपन्ने ॥८३॥

હે કુંથુનાથ ભગવાન ! આપે આત્મધ્યાનરૂપી અભ્યંતર તપની વૃદ્ધિને માટેજ ઉપવાસ આદિ બાહ્ય તપરૂપ બહુ આકરાં આચરણ આચર્યાં છે, તથા આર્ત્ત અને રૌદ્ર એ બે ખોટાં ધ્યાનને દૂર કરીને આપે અતિશય સહિત ધર્મધ્યાન અને શુક્લધ્યાનમાં પ્રવૃત્તિ કરી છે.

दुरितमलकलंकमष्टकं निरुपमयोगबलेन निर्दहन् ।
अभवदभवसौख्यवान् भवान् भवतु ममापि भवोपशांतये
॥११५॥

હે મુનિસુવ્રતનાથ ! આપે અનુપમ યોગાભ્યાસના બળથી આઠેય કર્મોના મહા મલીન કલંકને બાળી દીધું છે અને આપ મોક્ષસુખના અધિકારી થઈ ગયા છો. આપ મારા પણ સંસારના નાશનું કારણ થાઓ.

अहिंसा भूतानां जगति विदितं ब्रह्म परमं
न सातत्रारम्भोस्त्यणुरपि च यत्राश्रमविधौ ।
ततस्तत्सिद्ध्यर्थं परमकरुणो ग्रन्थमुभयं
भयानेवात्याक्षीन्न च विकृतवेषोपधिरतः ॥११९॥

સર્વ પ્રાણીઓ ઉપર અહિંસામયી ભાવને જગતમાં પરમ બ્રહ્મભાવ કહે છે. જે આશ્રમવિધિમાં જરા પણ આરંભ છે ત્યાં અહિંસા રહેતી નથી. માટે હે નમિનાથ! આપ મહા દયાળુ પ્રભુએ અહિંસાને માટે જ બાહ્ય અભ્યંતર પરિગ્રહને ત્યાગી દીધો અને આપ વિકારી વેષોમાં અને ઉપાધિ (સાધન–સામગ્રી) માં રક્ત ન થયા.

(૧૪) શ્રી સમંતભદ્રાચાર્ય રત્નકરંડશ્રાવકાચારમાં કહે છેઃ—

मोहतिमिरापहरणे दर्शनलाभादवाप्तसंज्ञानः ।
रागद्वेषनिवृत्त्यै चरणं प्रतिपद्यते साधुः ॥४७॥

મિથ્યાદર્શનરૂપ અંધકાર મટવાથી સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનનો લાભ થતાં સાધુ રાગદ્વેષને દૂર કરવાને માટે ચારિત્રને પાળે છે.

हिंसानृतचौर्येभ्यो मैथुनसेवापरिग्रहाभ्यां च ।
पापप्रणालिकाभ्यो विरतिः संज्ञस्य चारित्रम् ॥४९॥

પાપ કર્મને આવવાનાં દ્વાર પાંચ અશુભ કર્મની સેવા છે—હિંસા, અસત્ય, ચોરી, કુશીલ અને પરિગ્રહ. એનો ત્યાગ કરવો એ સમ્યગ્જ્ઞાનીનું ચારિત્ર છે.

सकलं विकलं चरणं तत्सकलं सर्वसङ्गविरतानाम् ।
अनगाराणां विकलं सागाराणां ससङ्गानाम् ॥५०॥

ચારિત્ર બે પ્રકારનું છે. સકલ અને વિકલ. સર્વ સંગથી રહિત એવા સાધુઓને માટે સકલ ચારિત્ર છે અથવા મહાવ્રત છે. સંગ સહિત ગૃહસ્થોને માટે વિકલ ચારિત્ર અથવા અણુવ્રતરૂપ ચારિત્ર છે.

गृहिणां त्रेधा तिष्ठत्यणुगुणशिक्षाव्रतात्मकं चरणम् ।
पञ्चत्रिचतुर्भेदं त्रयं यथासङ्ख्यमाख्यातम् ॥५१॥

ગૃહસ્થીઓનું ચારિત્ર ત્રણ પ્રકારે છેઃ—૧ પાંચ અણુવ્રત, ૨ ત્રણ ગુણવ્રત, અને ૩ ચાર શિક્ષાવ્રત.

श्रावकपदानि देवैरेकादश देशितानि येषु खलु ।
स्वगुणाः पूर्वगुणैः सह संतिष्ठन्ते क्रमविवृद्धाः ॥१३६॥

શ્રી ગણધરાદિ દેવોએ શ્રાવકનાં અગિયાર પદ (પ્રતિમાઓ) બનાવ્યાં છે. પ્રત્યેક પદમાં તે તે પદના ચારિત્ર સાથે પૂર્વના પદનું ચારિત્ર ક્રમથી વધતું રહે છે. એટલે જેમ જેમ ચઢતું પદ પ્રાપ્ત થાય છે તેમ તેમ પ્રથમના નિયમો પાળતા રહી નવા ગ્રહણ કરે છે.

(૧૫) શ્રી શિવકોટિ આચાર્ય ભગવતીઆરાધનામાં કહે છેઃ-

बाहिरतवेण होदि हु सव्वा सुहसीलता परिचत्ता ।
सल्लिहिदं च सरीरं, ठविदो अप्पा य संवेगे ॥२४२॥
दंताणि इंदियाणि य, समाधि-जोगा य फासिया होंति ।
अणिगूहिदवीरियदा, जीविदतण्हा य वोछिण्णा ॥२४३॥

ઉપવાસ, ઉણોદર આદિ બાહ્ય તપનાં સાધન કરવાથી શાતા-શીલિયો સ્વભાવ મટે છે, શરીરમાં કૃશતા થાય છે, સંસાર દેહ અને ભોગો પ્રત્યે વૈરાગ્ય આત્મામાં સ્થિર થાય છે. પાંચ ઇન્દ્રિયો વશ થાય છે. સમાધિ-યોગાભ્યાસની સિદ્ધિ થાય છે. પોતાના આત્મ-બળનો પ્રકાશ થાય છે. જીવનની તૃષ્ણાનો છેદ થાય છે.

अत्थि अणूदो अप्पं, आयासादो अणूणयं णत्थि ।
जह तह जाण महल्लं, ण वयमहिंसासमं अत्थि ॥७८७॥
जह पव्वएसु मेरू, उच्चाओ होइ सव्वलोयम्मि ।
तह जाणसु उच्चायं, सीलेसु वदेसु य अहिंसा ॥७८८॥

જેમ પરમાણુથી કોઈ નાનું નથી અને આકાશથી કોઈ મોટું

નથી, તેમ અહિંસા જેવું કોઈ મહાન વ્રત નથી. જેમ લોકમાં સર્વથી ઊંચો મેરુ પર્વત છે તેમ સર્વ શીલોમાં અને સર્વ વ્રતોમાં અહિંસા-વ્રત ઊંચું છે.

सव्वगंथविमुक्को, सीदीभूदो पसण्णचित्तो य ।
जं पावइ पीइसुहं, ण चक्कवट्टी वि तं लहदि ॥११८२॥
रागविवागसतण्हा–, इगिद्धिअवितित्ति चक्कवट्टिसुहं ।
णिस्संगणिव्वुसुह–, स्स कहं अग्घइ अणंतभागं पि ॥११८३॥

જે મહાત્મા સર્વ પરિગ્રહ રહિત છે, શાંત ચિત્તવાળા છે અને પ્રસન્નચિત્ત છે, તેમને જે સુખ અને પ્રેમ પ્રાપ્ત થાય છે તે ચક્રવર્તી પણ પામી શકતો નથી. ચક્રવર્તીનું સુખ રાગ સહિત, તૃષ્ણા સહિત અને બહુ ગૃદ્ધતા સહિત છે તથા તૃપ્તિ રહિત છે; જ્યારે અસંગ મહાત્માઓને જે સ્વાધીન આત્મિક સુખ છે તેના અનંતમા ભાગનું સુખ પણ તે ચક્રીને નથી.

इंदियकसायवसगो, बहुसुदो वि चरणे ण उज्जमदि ।
पक्खी व छिण्णपक्खो, ण उप्पददि इच्छमाणो वि ॥१३४३॥

જે કોઈ બહુ શાસ્ત્રોના જ્ઞાતા પણ હોય, પરંતુ પાંચ ઇન્દ્રિયોના વિષયો અને કષાયોને આધીન હોય તો તે સમ્યક્ચારિત્રનો ઉદ્યમ કરી શકતો નથી, જેમકે પાંખ રહિત પક્ષી ઇચ્છા હોવા છતાં પણ ઉડી શકતું નથી.

णासदि य सगं वहुगं, पि णाणमिंदियकसायसम्मिस्सं ।
विससम्मिसिदं दुद्धं, णस्सदि जध सक्काकढिदं ॥१३४४॥

ઇન્દ્રિયવિષય અને કષાયો સહિત મળેલું એવું ઘણું જ્ઞાન પણ નાશ પામી જાય છે, જેમ સાકર સહિત ઉકાળેલું દૂધ પણ વિષ મળવાથી નાશ પામી જાય છે.

अब्भंतरसोधीए, सुद्धं णियमेण वाहिरं करणं ।
अब्भंतरदोसेण हु कुणदि णरो बाहिरं दोसं ॥१३५०॥

અંતરંગ આત્માનાં પરિણામોની શુદ્ધતાથી બાહ્ય ક્રિયાની શુદ્ધતા નિશ્ચયથી હોય છે. અંતરના ભાવોમાં દોષ હોવાથી મનુષ્ય બાહ્યથી પણ દોષો કરે છે.

होइ सुतवो य दीवो अण्णाणतमंधयारचारिस्स ।
सव्वावत्थासु तवो, वट्टदि य पिदा व पुरिसस्स ॥१४६६॥

અજ્ઞાનરૂપી અંધકારમાં ચાલનારને ઉત્તમ તપ એ દીપક છે. સર્વ અવસ્થામાં એ તપ પ્રાણીઓની, પિતાની સમાન રક્ષા કરે છે.

रक्खा भएसु सुतवो, अब्भुदयाणं च आगरो सुतवो ।
णिस्सेणी होइ तवो, अक्खयसोक्खस्स मोक्खस्स ॥१४७१॥

ભયોથી રક્ષા કરનાર એક તપ જ છે. ઉત્તમ તપ સર્વ ઐશ્વર્યોની ખાણ છે, એ આત્માનુભવરૂપી તપ મોક્ષના અવિનાશી સુખમાં પહોંચવાને નીસરણી છે.

तं णत्थि जं ण लब्भई तवसा सम्मंकएण पुरिसस्स ।
अग्गीव तणं जलिउं, कम्मतणं डहदि य तवग्गी ॥१४७२॥

જગતમાં એવી કોઈ ઉત્તમ વસ્તુ નથી કે જે સમ્યક્ તપ કરનાર પુરુષને પ્રાપ્ત ન થાય. જેમ અગ્નિ તૃણને બાળી દે છે તેમ તપરૂપી અગ્નિ કર્મરૂપી તૃણસમૂહને બાળી દે છે.

जिदरागो जिददोसो, जिर्दिदिओ जिदभओ जिदकसाओ ।
रदि अरदिमोहमहणो, झाणोवगओ सदा होइ ॥१६९८॥

જેણે રાગને જીત્યો છે, દ્વેષને જીત્યો છે, ઇન્દ્રિયોને જીતી છે, ભયને જીત્યો છે, કષાયોને જીત્યા છે, રતિ અરતિ અને મોહભાવનો જેણે નાશ કર્યો છે તે જ પુરુષ સદાકાળ ધ્યાનમાં ઉપયુક્ત રહી શકે છે.

(૧૬) શ્રી પૂજ્યપાદસ્વામી સમાધિશતકમાં કહે છેઃ—

मुक्तिरेकान्तिकी तस्य चित्ते यस्याचला धृतिः ।
तस्य नैकान्तिकी मुक्तिर्यस्य नास्त्यचला धृतिः ॥७१॥

જેના ચિત્તમાં, નિષ્કમ્પ આત્મામાં સ્થિરતા છે તેને અવશ્ય મોક્ષનો લાભ થાય છે. જેના ચિત્તમાં એવું નિશ્ચલ ધૈર્ય નથી તેને મુક્તિ પ્રાપ્ત થઈ શકતી નથી.

जनेभ्यो वाक् ततः स्पन्दो मनसश्चित्तविभ्रमाः ।
भवन्ति तस्मात्संसर्गं जनैर्योगी ततस्त्यजेत् ॥७२॥

માનવોની સાથે પ્રસંગ પડતાં બોલવું પડે છે; વાત કરવાથી મનની ચંચળતા થાય છે, તેથી મનમાં અનેક વિકલ્પ કે ચિત્તભ્રમ પેદા થાય છે એવું જાણીને યોગીએ માનવોની સંગતિ છોડી દેવી જોઈએ.

अपुण्यमव्रतैः पुण्यं व्रतैर्मोक्षस्तयोर्व्ययः ।
अव्रतानीव मोक्षार्थी व्रतान्यपि ततस्त्यजेत् ॥८३॥

હિંસાદિ પાપોથી પાપનો બંધ થાય છે. જીવદયા આદિ વ્રતોથી પુણ્યબંધ થાય છે. મોક્ષ તો પુણ્ય અને પાપના નાશથી થાય છે. એટલા માટે મોક્ષાર્થી જનો જેવી રીતે હિંસાદિ પાંચ અવ્રતોને છોડી દે છે તેવી રીતે અહિંસાદિ પાચ વ્રતોને પાળવાનો પણ વિકલ્પ છોડી દે છે.

अव्रतानि परित्यज्य व्रतेषु परिनिष्ठितः ।
त्यजेत्तान्यपि सम्प्राप्य परमं पदमात्मनः ॥८४॥

જ્ઞાની જીવ પહેલાં અવ્રતોને છોડીને અહિંસાદિ વ્રતોમાં પોતાને સ્થિર કરે છે. પછી આત્માનું શ્રેષ્ઠ નિર્વિકલ્પ પદ પામીને વ્રતોને પણ છોડી દે છે. અર્થાત્ વ્રતોને પાળવાનું મમત્વ પણ તેમને છૂટી જાય છે.

(૧૭) શ્રી ગુણભદ્રાચાર્ય આત્માનુશાસનમાં કહે છે:—

अधीत्य सकलं श्रुतं चिरमुपास्य घोरं तपो ।
यदीच्छसि फलं तयोरिह हि लाभपूजादिकम् ॥
छिनत्सि सुतपस्तरोः प्रसवमेव शून्याशयः ।
कथं समुपलप्स्यसे सुरसमस्य पक्वं फलं ॥१८९॥

સર્વ શાસ્ત્રોનો અભ્યાસ કરીને અને દીર્ઘ કાળ સુધી ઘોર તપ કરીને જો તું તે શાસ્ત્રજ્ઞાન અને તપના ફળમાં ઐહિક (આ લોકનાં) લાભ, પૂજા મોટાઈ આદિ ચાહે છે તો તું વિવેક રહિત થઈ સુંદર તપરૂપી વૃક્ષનાં ફૂલને તો તોડી નાંખે છે; તો પછી તું તે વૃક્ષનાં મોક્ષરૂપી પકવ ફળને કેવી રીતે પામી શકીશ? તપનું ફળ મોક્ષ છે એવી ભાવના કર્તવ્ય છે.

तथा श्रुतमधीष्व शश्वदिह्लोकपंक्ति विना
शरीरमपि शोषय प्रथितकायसंक्लेशनैः ।
कषायविषयद्विषो विजयसे यथा दुर्जयान्
शमं हि फलमामनन्ति मुनयस्तपःशास्त्रयोः ॥१९०॥

હે ભવ્ય! તું આ લોકમાં, લોકોની સંગતિ તજીને શાસ્ત્રનો એવો અભ્યાસ કર અને મહાન કાયક્લેશ તપથી શરીરને પણ એવું સૂકવી દે કે જેથી તું દુર્જય કષાય અને વિષયરૂપી વેરીનો જય કરી શકે. કારણ કે મહામુનિઓ તપ અને શાસ્ત્રનું ફળ શમ—શાંતભાવ જ માને છે.

विषयविरतिः संगत्यागः कषायविनिग्रहः
शमयमदमास्तत्त्वाभ्यासस्तपश्चरणोद्यमः ।
नियमितमनोवृत्तिर्भक्तिर्जिनेषु दयालुता
भवति कृतिनः संसाराब्धेस्तटे निकटे सति ॥२२४॥

સંસાર સમુદ્રનો કાંઠો નિકટ આવે ત્યારે વિવેકી પુણ્યાત્મા જીવને આટલી વાતોની પ્રાપ્તિ હોય છે—(૧) ઇન્દ્રિયોના વિષયોમાં વિરક્તભાવ (૨) પરિગ્રહનો ત્યાગ, (૩) કષાયોનો નિગ્રહ, (૪) શાંતભાવ, (૫) જન્મપર્યંત અહિંસાદિવ્રતનું પાલન, (૬) ઇન્દ્રિયોનો નિરોધ (૭) તત્ત્વનો અભ્યાસ, (૮) તપનો ઉદ્યમ (૯) મનની વૃત્તિનો નિરોધ, (૧૦) જિનેન્દ્રની ભક્તિ, (૧૧) જીવો ઉપર દયા.

निवृत्तिं भावयेद्यावन्निवर्त्यं तदभावतः ।
न वृत्तिर्न निवृत्तिश्च तदेवपदमव्ययम् ॥२३६॥

જ્યાં સુધી છોડવા યોગ્ય મન વચન કાયાનો સબંધ છે, ત્યાં સુધી પરથી નિવર્તવાની અને વીતરાગતાની ભાવના કરવી યોગ્ય છે. પરંતુ જ્યાં પર પદાર્થનો સંબંધ રહ્યો નથી ત્યાં નથી પ્રવૃત્તિનો વિકલ્પ કે નથી નિવૃત્તિનો વિકલ્પ. એ જ આત્માનું અવિનાશી પદ છે.

रागद्वेषौ प्रवृत्तिः स्यान्निवृत्तिस्तन्निषेधनम् ।
तौ च बाह्यार्थसम्बन्धौ तस्मात्तांश्च परित्यजेत् ॥२३७॥

રાગદ્વેષ થવા એ પ્રવૃત્તિ છે. તે ન થવા તે નિવૃત્તિ છે. એ રાગદ્વેષ બાહ્ય પદાર્થોના સંબધોથી થાય છે તેથી બાહ્ય પદાર્થોનો ત્યાગ કરવો યોગ્ય છે.

सुखं दुःखं वा स्यादिह विहितकर्मोदयवशात्
कुतः प्रीतिस्तापः कुत इति विकल्पाद्यदि भवेत् ।
उदासीनस्तस्य प्रगलितपुराणं न हि नवं
समास्कन्दत्येप स्फुरति सुविदग्धो मणिरिव ॥२६३॥

પોતાનાં જ બાંધેલાં કર્મોના ઉદયવશે સુખ દુઃખ થાય છે તેમાં હર્ષ શોક શો કરવો? એવો વિચાર કરીને જે રાગદ્વેષ ન કરતાં ઉદાસીન રહે છે તેને પહેલાંનાં કર્મ ખરી જાય છે અને નવાં કર્મ બંધાતાં નથી. એવા જ્ઞાની તપસ્વી મહામણિની સમાન સદા પ્રકાશમાન રહે છે.

(૧૮) શ્રી અમૃતચન્દ્રાચાર્ય પુરુષાર્થસિદ્ધ્યુપાયમાં કહે છેઃ—

चारित्रं भवति यतः समस्तसावद्ययोगपरिहरणात् ।
सकलकषायविमुक्तं विशदमुदासीनमात्मरूपं तत् ॥३९॥

સર્વ પાપ સંબંધી મન વચન અને કાયાની પ્રવૃત્તિનો ત્યાગ તે વ્યવહાર સમ્યક્ચારિત્ર છે. નિશ્ચય સમ્યક્ચારિત્ર સર્વ કષાયોથી

રહિત, વીતરાગમય, સ્પષ્ટ આત્માના સ્વરૂપનો અનુભવ છે, અર્થાત્ આત્મારૂપ જ છે.

हिंसातोऽनृतवचनात्स्तेयादब्रह्मतः परिग्रहतः ।
कात्स्न्यैकदेशविरतेश्चारित्रं जायते द्विविधम् ॥४०॥

ચારિત્ર બે પ્રકારનું છે. હિંસા, જૂઠ. ચોરી, કુશીલ અને પરિગ્રહ એ પાંચ પાપોથી પૂર્ણપણે વિરક્ત થવું તે મહાવ્રતરૂપ ચારિત્ર છે અને એ પાપોથી એકદેશ વિરક્ત થવું અણુવ્રતરૂપ ચારિત્ર છે,

निरतः कात्स्न्यनिवृत्तौ भवति यतिः समयसारभूतोऽयम् ।
या त्वेकदेशविरतिर्निरतस्तस्यामुपासको भवति ॥४१॥

પાંચે પાપો બિલકુલ છૂટી ગયાથી આ આત્મા સમયસાર અથવા શુદ્ધ અનુભવરૂપ થાય છે. ત્યારે તે યતિ કે સાધુ ગણાય છે. જે તે પાંચે પાપોના એકદેશ ત્યાગમાં રત છે તે શ્રાવક કહેવાય છે.

आत्मपरिणामहिंसनहेतुत्वात्सर्वमेव हिंसैतत् ।
अनृतवचनादिकेवलमुदाहृतं शिष्यबोधाय ॥४२॥

હિંસાદિ પાંચેય પાપોમાં આત્માના શુદ્ધ ભાવોની હિંસા થાય છે, માટે તે સર્વ પાપો હિંસામાં સમાય છે. અસત્યવચન, ચોરી આદિ ચાર પાપોનાં નામ ઉદાહરણરૂપે શિષ્યોને સમજાવવા માટે છે.

यत्खलु कषाययोगात् प्राणानां द्रव्यभावरूपाणाम् ।
व्यपरोपणस्य करणं सुनिश्चिता भवति सा हिंसा ॥४३॥

ક્રોધાદિ કષાયો સહિત મન વચન કાયાની પ્રવૃત્તિથી ભાવપ્રાણ અને દ્રવ્ય પ્રાણોનો વિયોગ કરવો કે તેને કષ્ટ પહોંચાડવું એ જ વસ્તુતાએ હિંસા છે.

अप्रादुर्भावः खलु रागादीनां भवत्यहिंसेति ।
तेषामेवोत्पत्तिर्हिंसेति जिनागमस्य संक्षेपः ॥४४॥

પોતાનાં પરિણામોમાં રાગાદિ ભાવોને પ્રગટ ન થવા દેવા એ જ

અહિંસા છે અને તેને પ્રગટ થવા દેવા તે જ હિંસા છે. આ જિનાગમનો સાર છે.

येनांशेन चरित्रं तेनांशेनास्य बन्धनं नास्ति ।
येनांशेन तु रागस्तेनांशेनास्य बन्धनं भवति ॥२१४॥

પરિણામમાં જેટલે અંશે વીતરાગતારૂપ ચારિત્રગુણ પ્રગટ થાય છે તેટલે અંશે તે ગુણ બંધ કરતો નથી. તેની સાથે જેટલા અંશે રાગ રહે છે તેટલા અંશે બંધ થાય છે.

(૧૯) શ્રી અમૃતચંદ્રાચાર્ય સમયસાર કલશમાં કહે છે:—

स्याद्वादकौशलसुनिश्चलसंयमाभ्यां
यो भावयत्यहरहः स्वमिहोपयुक्तः ।
ज्ञानक्रियानयपरस्परतीव्रमैत्री-
पात्रीकृतः श्रयति भूमिमिमां स एकः ॥४-१२॥

જે કોઈ જ્ઞાની સ્યાદ્વાદનયના જ્ઞાનમાં કુશળ છે, સંયમ પાળવામાં નિશ્ચળ છે અને નિરંતર પોતાના આત્માને તલ્લીન થઈને ધ્યાવે છે તે જ એક આત્મજ્ઞાન અને ચારિત્ર બંનેની સાથે પરસ્પર તીવ્ર મૈત્રી કરતો હોવાથી આ એક શુદ્ધ ઉપયોગની ભૂમિકા, કે જે મોક્ષમાર્ગરૂપ છે અને કર્મનાશક છે, તેને પામે છે.

चित्रात्मशक्तिसमुदायमयोऽयमात्मा
सद्यः प्रणश्यति नयेक्षणखण्ड्यमानः ।
तस्मादखण्डमनिराकृतखण्डमेक-
मेकान्तशान्तमचलं चिदहं महोस्मि ॥७-१२॥

આ આત્મા નાના પ્રકારની શક્તિઓનો સમુદાય છે. જો તેને એક એક અપેક્ષાએ ખંડરૂપ જોવામાં-આવે તો તેનું વાસ્તવિક સ્વરૂપ જ નષ્ટ થઈ જાય છે.-એટલા માટે ભેદ હોવા છતાં પણ હુ પોતાને અભેદરૂપ અખંડ એક પરમ શાંત નિશ્ચળ જ્યોતિરૂપ અનુભવ કરૂં છું. આ જ સમ્યક્ચારિત્ર છે.

(૨૦) શ્રી અમિતગતિ આચાર્ય તત્ત્વભાવનામાં કહે છેઃ—

कामक्रोधविषादमत्सरमदद्वेषप्रमादादिभिः ।
शुद्धध्यानविवृद्धिकारिमनसः स्थैर्यं यतः क्षिप्यते ।
काठिन्यं परितापदानचतुरैर्हेम्नो हुताशैरिव ।
त्याज्या ध्यायविधायिभिस्तत इमे कामादयो दूरतः ॥५३॥

કામ, ક્રોધ, વિષાદ, ઈર્ષા, મદ, દ્વેષ, પ્રમાદ આદિ દોષોથી શુદ્ધ આત્મધ્યાનને વધારનારી મનની સ્થિરતા બગડી જાય છે, જેમ તાપકારી અગ્નિની જ્વાળાઓથી સુવર્ણની કઠિનતા બગડી જાય (ઓગળે). માટે આત્માનું ધ્યાન કરનારાઓએ એ કામાદિ વિકારોને દૂરથી તજી દેવા જોઈએ.

स्वात्मारोपितशीलसंयमभरास्त्यक्तान्यसाहाय्यकाः ।
कायेनापि विलक्षमाणहृदयाः साहायकं कुर्वता ॥
तप्यंते परदुष्करं गुरुतपस्तत्रापि ये निस्पृहा ।
जन्मारण्यमतीत्य भूरिभयदं गच्छंति ते निर्वृतिम् ॥८९॥

જે પોતાના આત્મામાં શીલ અને સંયમના ભારને ધારણ કરે છે, પરપદાર્થની સહાયતાનો જેણે ત્યાગ કર્યો છે, ધર્મસાધનરૂપ સહાય કરનાર શરીર પ્રત્યે પણ જેનો લક્ષ નથી, (જેનું મન શરીરથી પણ રાગરહિત છે, તો પણ તેની સહાયતાથી) જે બહુ કઠણ તપ કરે છે પણ તેમાં કોઈ પ્રકારની કામના રાખતા નથી, તે જ આ ભયાનક સંસારવનનો પાર પામી મોક્ષમાં ચાલ્યા જાય છે.

पूर्वं कर्म करोति दुःखमशुभं सौख्यं शुभं निर्मितम् ।
विज्ञायेत्यशुभं निहंतुमनसो ये पोषयंते तपः ॥
जायंते शमसंयमैकनिधयस्ते दुर्लभा योगिनो ।
ये त्वत्रोभयकर्मनाशनपरास्तेषां किमत्रोच्यते ॥९०॥

પૂર્વે બાંધેલાં અશુભ કર્મ ઉદયમાં આવી દુઃખ ઉપજાવે છે અને શુભ કર્મ સુખ ઉપજાવે છે એમ જાણીને જે મહાત્મા અશુભ

કર્મનો ક્ષય કરવા માટે તપ કરે છે તે સામ્યભાવ અને સંયમના ભંડાર એવા યોગી આ જગતમા દુર્લભ છે, તો પછી જે પુણ્ય અને પાપ એ બંને કર્મોનો નાશ કરવામાં તત્પર છે એવા યોગીઓનું તો કહેવું જ શું ? અર્થાત્ એમની પ્રાપ્તિ તો અત્યંત દુર્લભ છે.

चक्री चक्रमपाकरोति तपसे यत्तन्न चित्रं सताम् ।
सूरीणां यदनश्वरीमनुपमां दत्ते तपः संपदम् ॥
तच्चित्रं परमं यदत्र विपर्यं गृह्णाति हित्वा तपो ।
दत्तेऽसौ यदनेकदुःखमवरे भीमे भवाम्भोनिधौ ॥९७॥

ચક્રવર્તી તપ કરવાને માટે સુદર્શન ચક્રનો ત્યાગ કરી દે છે એમાં સજ્જનોને કંઈ આશ્ચર્ય લાગતુ નથી. કેમકે કે તપ વીર સાધુઓને અવિનાશી અનુપમ મોક્ષ સંપત્તિ આપે છે. પરંતુ પરમ આશ્ચર્ય તો એ થાય છે કે જે કોઈ તપને છોડીને ઇન્દ્રિયવિષયોને ગ્રહણ કરી લે છે તે આ મહાન ભયાનક સંસારસમુદ્રમાં પડીને પોતાને અનેક દુઃખોમાં ડુબાડી દે છે.

सम्यक्त्वज्ञानवृत्तत्रयमनघमृते ज्ञानमात्रेण मूढाः ।
लंघित्वा जन्मदुर्गं निरुपमितसुखां ये यियासंति सिद्धिं ॥
ते शिश्रीषन्ति नूनं निजपुरमुदधिं बाहुयुग्मेन तीर्त्वा ।
कल्पांतोद्भूतवातक्षुभितजलचरासारकीर्णांतरालम् ॥९८॥

જે મૂઢ પ્રાણી નિર્મળ સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રમય મોક્ષમાર્ગને છોડીને માત્ર એકલા જ્ઞાનથી જ આ સંસારરૂપી દુર્ગનો પાર પામી અનુપમ સુખમય મોક્ષની ઇચ્છા કરે છે તે જેમ કલ્પાંત કાળના વાયુથી ખળભળી રહેલા અને જળચરોથી ભરેલા એવા સમુદ્રને કોઈ બે ભુજાઓ વડે તરી જઈ પોતાના નગરમાં પહોંચવા ઇચ્છે તેના જેવું દુષ્કર છે.

क्वचन भजति धर्मं क्वाप्यधर्मं दुरंतम् ।
क्वचिदुभयमनेकं शुद्धबोधोऽपि गेही ॥

कथमिति गृहवासः शुद्धिकारी मलाना–
मिति विमलमनस्कैस्त्यज्यते स त्रिधापि ॥११॥

શુદ્ધ આત્મજ્ઞાનધારી ગૃહસ્થીઓ પણ ગૃહવાસમાં રહેતાં ક્વચિત્ ધર્મ સેવે છે, ક્વચિત્ મહાન અધર્મ સેવે છે, ક્વચિત્ ધર્મ અધર્મ બંનેને સેવે છે, તો કહો કે તે ગૃહવાસ સર્વ કર્મમળથી શુદ્ધ કરનાર શી રીતે થઈ શકે? નિર્મળ મનને ધારણ કરનારાઓ એવો વિચાર કરીને એ ગૃહવાસનો મન વચન અને કાયાથી ત્યાગ કરી દે છે.

(૨૧) શ્રી પદ્મનંદિમુનિ પદ્મનંદિપચ્ચીસીના ધર્મોપદેશામૃત અધિકારમાં કહે છેઃ—

आराध्यन्ते जिनेन्द्रा गुरुपु च विनतिर्धार्मिकैः प्रीतिरुच्चैः ।
पात्रेभ्यो दानमापन्निहतजनकृते तच्च कारुण्यवुद्धया ॥
तत्त्वाभ्यासः स्वकीयव्रतिरतिरमलं दर्शनं यत्र पूज्यं ।
तद्गार्हस्थ्यं बुधानामितरदिह पुनर्दुःखदो मोहपाशः ॥१३॥

જે ગૃહસ્થપણામાં શ્રી જિનેન્દ્રની આરાધના કરવામાં આવે, ગુરુઓનો વિનય કરવામાં આવે, પાત્રોને ભક્તિપૂર્વક દાન આપવામાં આવે, દુઃખી દરિદ્રીને દયાથી દાન આપવામાં આવે, તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવામાં આવે, પોતે ગ્રહણ કરેલાં વ્રત નિયમમાં પ્રેમ ઉલ્લાસભાવ રાખવામાં આવે અથવા સમ્યક્ વ્રતવાળા પ્રત્યે પ્રેમ ધરવામાં આવે અને નિર્મળ સમ્યગ્દર્શનનું પાલન કરવામાં આવે તે ગૃહસ્થપણું બુદ્ધિમાનોને માનનીય છે. પરંતુ એથી વિપરીત છે તે ગૃહસ્થપણું નથી પરંતુ મોહની દુઃખદાયી જાળ છે.

अभ्यस्यतान्तरदृशं किमु लोकभक्त्या ।
मोहं कृशीकुरुत किं वपुपा कृशेन ।
एतद्द्वयं यदि न किं वहुभिर्नियोगैः
क्लेशैश्च किं किमपरैः प्रचुरैस्तपोभिः ॥५०॥

હે! મુનિ, પોતાની અંદર શુદ્ધ જ્ઞાનાનંદ સ્વરૂપનો અભ્યાસ

કરો, લોકને રંજન કરવાથી શું લાભ? મોહભાવને કૃશ કરો, ઓછો કરો, શરીરને દુબળું (કૃશ) કરવાથી શુ લાભ? જો મોહની ન્યૂનતા અને આત્માનુભવનો અભ્યાસ એ બે ન હોય તો ઘણાં વ્રત, નિયમ, સંયમ કે કાયક્લેશરૂપી ભારે તપ કરવાથી શો લાભ?

(૨૨) શ્રી પદ્મનંદિમુનિ પદ્મનંદિપચ્ચીસીની યતિભાવનામાં કહે છે.—

भेदज्ञानविशेषसंहृतमनोवृत्तिः समाधिः परो ।
जायेताद्भुतधाम धन्यशमिनां केषांचिदत्राचलः ॥
वज्रे मूर्ध्नि पतत्यपि त्रिभुवने वह्निप्रदीप्तेऽपि वा ।
येषां नो विकृतिर्मनागपि भवेत् प्राणेषु नश्यत्स्वपि ॥७॥

આ જગતમાં એવા કેટલાય સામ્યભાવના ધારક ધન્યરૂપ યોગીશ્વરો છે કે જેમની અંદર ભેદવિજ્ઞાનના બળથી મનની વૃત્તિ રોકાઈ જવાથી ઉત્તમ ધ્યાનનો પ્રકાશ પરમ નિશ્ચલ થઈ રહ્યો છે તે જોઈને આશ્ચર્ય થાય છે. તે એવા નિશ્ચળ ધ્યાની હોય છે કે ગમે તે પ્રકારના ઉપસર્ગ આવી પડવા છતાં ધ્યાનથી ચળાયમાન થતા નથી. કદી મસ્તક ઉપર વજ્રપાત પડે કે ત્રણ ભુવનમાં અગ્નિ સળગી ઉઠે કે પ્રાણનો નાશ થઈ જાય તોપણ તેમનાં પરિણામમાં કંઈ વિકાર થતો નથી.

(૨૩) શ્રી પદ્મનંદિમુનિ પદ્મનંદિપચ્ચીસી ઉપાસકસંસ્કારમાં કહે છે:—

देवपूजा गुरूपास्तिः स्वाध्यायः संयमस्तपः ।
दानञ्चेति गृहस्थानां षट्कर्माणि दिने दिने ॥७॥

દેવપૂજા, ગુરુભક્તિ, સ્વાધ્યાય, સંયમ, તપ અને દાન એ ગૃહસ્થોએ નિત્ય, પ્રતિદિન કરવાયોગ્ય કર્મ છે.

(૨૪) શ્રી પદ્મનંદિમુનિ નિશ્ચયપંચાશતમાં કહે છે:—

सानुष्ठानविशुद्धे दृग्बोधे जृम्भिते कुतो जन्म ।
उदिते गभस्तिमालिनि किं न विनश्यति तमो नैशम् ॥१९॥

ચારિત્રની શુદ્ધતાથી જ્યારે દર્શન અને જ્ઞાન ગુણ વિસ્તારને પામે છે ત્યારે ત્યાં સંસાર ક્યાંથી રહે? અર્થાત્ સંસાર રહેતો નથી. સૂર્યનો ઉદય થવાથી રાત્રિ સંબંધી અંધકાર શું નાશ થતો નથી? અવશ્ય નાશ થાય છે.

(૨૫) શ્રી કુલભદ્ર આચાર્ય સારસમુચ્ચયમાં કહે છેઃ—

छित्वा स्नेहमयान् पाशान् भित्त्वा मोहमहार्गलाम् ।
सच्चारित्रसमायुक्तः शूरो मोक्षपथे स्थितः ॥२०॥

તે જ વીર પુરુષ મોક્ષમાર્ગમાં ચાલનાર છે કે જે સ્નેહમયી જાળોને છેદીને અને મોહની મહાન બેડીઓ તોડીને સમ્યક્ચારિત્રને ધારણ કરે છે.

विषयोरगदष्टस्य कषायविषमोहितः ।
संयमो हि महामंत्रस्त्राता सर्वत्र देहिनाम् ॥३०॥

જેને ઇન્દ્રિયોના વિષયરૂપી સર્પ ડસ્યો છે અને જેને કષાયરૂપ વિષથી મૂર્છા આવી ગઈ છે તેવાને તે વિષ દૂર કરવા માટે સંયમ જ મહામંત્ર છે, એ જ સર્વ સ્થળે પ્રાણીઓનો રક્ષક છે.

उत्तमे जन्मनि प्राप्ते चारित्रं कुरु यत्नतः ।
सद्धर्मे च परां भक्तिं शमे च परमां रतिम् ॥४७॥

ઉત્તમ નર જન્મ પામ્યા છો તો યત્નપૂર્વક ચારિત્રનું પાલન કરો. રત્નત્રય ધર્મમાં દૃઢ ભક્તિ કરો અને શાંતભાવમાં શ્રેષ્ઠ પ્રીતિ કરો.

धर्ममाचर यत्नेन मा भवस्त्वं मृतोपमः ।
सद्धर्मे चेतसां पुंसां जीवितं सफलं भवेत् ॥६१॥
मृता नैव मृतास्ते तु ये नरा धर्मकारिणः ।
जीवंतोऽपि मृतास्ते वै ये नरा पापकारिणः ॥६२॥

હે ! પ્રાણી, તું યત્નપૂર્વક ધર્મનું આચરણ કર, મડદા જેવો ન થા. જે મનુષ્યોના ચિત્તમાં સાચો ધર્મ છે તેનું જ જીવન સફળ છે. જે ધર્મ આચરનારા છે તે મરણ પામ્યા છતાં અમર છે પરંતુ જે માનવ પાપ આચરનારા છે તે જીવતાં છતા મરેલા સમાન છે.

चित्तसंदूषकः कामस्तथा सद्गतिनाशनः ।
सद्वृत्तध्वसंनश्चासौ कामोऽनर्थपरम्परा ॥१०३॥
दोषाणामाकरः कामो गुणानां च विनाशकृत् ।
पापस्य च निजो बन्धुः परापदां चैव संगमः ॥१०४॥
तस्मात्कुरुतसद्वृत्तं जिनमार्गरताः सदा ।
यत्शतखंडितां याति स्मरशल्यं सुदुर्धरम् ॥१०२॥

કામભાવ છે તે મનને દૂષિત કરનાર છે, સદ્‌ગતિનો અને સમ્યક્‌ચારિત્રનો નાશ કરનાર છે. એ કામ અનર્થની પરમ્પરારૂપ છે. દોષોનો ભંડાર છે, ગુણોનો નાશ કરનાર છે, પાપનો ખાસ બંધુ છે અને મહાન આપત્તિઓને બોલાવનાર છે. એટલા માટે વીતરાગ-માર્ગમાં લીન થઈને સમ્યક્‌ચારિત્રનું પાલન કરો કે જેથી અતિ કઠણ એવા કામરૂપી શલ્યના ચૂરેચૂરા થઈ જાય.

उपवासोऽवमोदर्यं रसानां त्यजनं तथा ।
अस्नानसेवनं चैव ताम्बूलस्य च वर्जनम् ॥११५॥
असेवेच्छानिरोधस्तु निरनुस्मरणं तथा ।
एते हि निर्जरोपाया मदनस्य महारिपोः ॥११६॥

ઉપવાસ કરવો, ઓછો આહાર કરવો, રસસ્વાદને તજવા, સ્નાન ન કરવું, પાન ન ખાવાં, કામસેવન ન કરવું, કામની ઇચ્છાને રોકવી, કામભાવનું સ્મરણ ન કરવું એ સર્વે કામરૂપી મહાશત્રુને નાશ કરવાના ઉપાય છે.

सम्पत्तौ विस्मिता नैव विपत्तौ नैव दुःखिताः ।
महतां लक्षणं ह्येतन्न तु द्रव्यसमागमः ॥१७०॥

મહાન પુરુષોનું લક્ષણ તો એ છે કે સંપત્તિમાં આશ્ચર્ય પામતા નથી અને વિપત્તિ આવી પડે ત્યારે દુઃખી થતા નથી. માત્ર લક્ષ્મીની જ પ્રાપ્તિ હોવી એ મહાપુરુષનું લક્ષણ નથી.

गृहाचारकवासेऽस्मिन् विषयामिषलोभिनः ।
सीदंति नरशार्दूला बद्धा बान्धवबन्धनैः ॥१८३॥

સિંહ સમાન મનુષ્યો પણ બંધુજનોરૂપી બંધનોથી બંધાએલા ઇન્દ્રિય–વિષયરૂપી માંસના લોભી થઈને આ ગૃહસ્થીના કુવાસમાં કષ્ટ પામે છે.

मानस्तंभं दृढं भंक्त्वा लोभाद्रिं च विदार्य वै ।
मायावल्लीं समुत्पाटय क्रोधशत्रुं निहन्य च ॥११४॥
यथाख्यातं हितं प्राप्य चारित्रं ध्यानतत्परः ।
कर्मणां प्रक्षयं कृत्वा प्राप्नोति परमं पदम् ॥११५॥

જે કોઈ મહાત્મા દઢ માનરૂપી સ્તંભના ચૂરા કરી નાખે છે, લોભરૂપી પર્વતને ભેદી નાખે છે, માયારૂપી વેલને ઉખાડીને ફેંકી દે છે, અને ક્રોધશત્રુને મારી નાખે છે, તે ધ્યાનમાં તલ્લીન થઈને પરમ હિતકારી યથાખ્યાત વીતરાગ ચારિત્રને પામીને પરમપદને પ્રાપ્ત કરી લે છે.

परीषहजये शूराः शूराश्चेन्द्रियनिग्रहे ।
कषायविजये शूरास्ते शूरा गदिता बुधैः ॥२१०॥

જે મહાત્માઓ પરિષહ જીતવામા શૂરા છે, ઇન્દ્રિયોના નિરોધમાં શૂરા છે, અને કષાયોનો પરાજય કરવામાં પરાક્રમી છે, તેમને જ બુદ્ધિમાનોએ વીર પુરુષ કહ્યા છે.

समता सर्वभूतेषु यः करोति सुमानसः ।
ममत्वभावनिर्मुक्तो यात्यसौ पदमव्ययम् ॥२१३॥

જે ઉત્તમ મનવાળા સજ્જનો સર્વ પ્રાણીઓ પ્રત્યે સમભાવ રાખે છે, અને મમતાભાવને છોડી દે છે તે જ અવિનાશી પદને પામે છે.

रागादिवर्जनं सङ्गं परित्यज्य दृढव्रताः ।
धीरा निर्मलचेतस्काः तपस्यन्ति महाधियः ॥२२३॥
संसारोद्विग्नचित्तानां निःश्रेयससुखैषिणाम् ।
सर्वसंगनिवृत्तानां धन्यं तेषां हि जीवितम् ॥२२४॥

જે મહા બુદ્ધિમાનો રાગદ્વેષાદિ ભાવોને હઠાવીને, પરિગ્રહનો ત્યાગ કરીને, મહાવ્રતમાં દૃઢ થઈને, નિર્મળ ચિત્તથી તપ કરે છે તે જ ધીરવીર છે. સંસારથી વૈરાગ્યચિત્તવાળા છે, મોક્ષસુખની ઇચ્છાવાળા છે અને સર્વ પરિગ્રહથી મુક્ત છે તેમનું જીવન ધન્ય છે.

संगात्संजायते गृद्धिर्गृद्धौ वाञ्छति संचयम् ।
संचयाद्वर्धते लोभो लोभाद्दुःखपरंपरा ॥२३२॥

પરિગ્રહથી ગૃદ્ધતા થાય છે, ગૃદ્ધતા થવાથી ધન સંચય કરવાની ઇચ્છા થાય છે, ધનના સંચયથી લોભ વધે છે અને લોભથી દુઃખોની પરંપરા વધે છે.

सद्वृत्तः पूज्यते देवैराखण्डलपुरःसरैः ।
सद्वृत्तस्तु लोकेऽस्मिन्निन्द्यतेऽसौ सुरैरपि ॥२७५॥

સમ્યક્ ચારિત્રવાનની ઇન્દ્રાદિ દેવો પણ પૂજા કરે છે, પરંતુ જે ચારિત્રવાન નથી તેની આ લોકમાં દેવગણ પણ નિંદા કરે છે.

व्रतं शीलतपोदानं संयमोऽर्हत्पूजनम् ।
दुःखविच्छित्तये सर्वं प्रोक्तमेतन्न संशयः ॥३२४॥

દુઃખોનો નાશ કરવા માટે વ્રત, શીલ, તપ, દાન, સંયમ અને અર્હંત પૂજા એ સર્વ કારણરૂપ કહ્યા છે એમાં કોઈ સશય નથી.

तृणतुल्यं परद्रव्यं परं च स्वशरीरवत् ।
पररामा समा मातुः पश्यन् याति परं पदम् ॥३२३॥

જે પરદ્રવ્યને તૃણ સમાન, પર શરીરને પોતાના શરીર સમાન અને પર સ્ત્રીને માતા સમાન દેખે છે તે પરમ "

(૨૬) શ્રી શુભચન્દ્રાચાર્ય જ્ઞાનાર્ણવમાં કહે છેઃ—

यद्विशुद्धेः परं धाम यद्योगिजनजीवितम् ।
तद्वृत्तं सर्वसावद्यपर्युदासैकलक्षणम् ॥१–८॥

આત્માની શુદ્ધતાનું જે ઉત્કૃષ્ટ ધામ છે, યોગીશ્વરોનું જે જીવન છે, અને સર્વ પાપોથી જે દૂર રાખનાર છે તે સમ્યક્ચારિત્ર છે.

पञ्चव्रतं समित्पंच गुप्तित्रयपवित्रितम् ।
श्रीवीरवदनोद्गीर्णं चरणं चन्द्रनिर्मलम् ॥५–८॥

શ્રી વીર ભગવાને, પાંચ મહાવ્રત, પાંચ સમિતિ, અને ત્રણ ગુપ્તિથી પવિત્ર એવું તેર પ્રકારે ચન્દ્રમા સમાન નિર્મળ ચારિત્ર કહ્યું છે.

निःस्पृहत्वं महत्वं च नैराश्यं दुष्करं तपः ।
कायक्लेशश्च दानं च हिंसकानामपार्थकम् ॥२०–८॥

જે હિંસક પુરુષ છે તેની નિસ્પૃહતા, મહત્તા, આશારહિતપણું, આકરાં તપ, કાયક્લેશ, અને દાન એ સર્વ ધર્મકાર્ય નિષ્ફળ છે.

अहिंसैव जगन्माताऽहिंसैवानन्दपद्धतिः ।
अहिंसैव गतिः साध्वी श्रीरहिंसैव शाश्वती ॥३२–८॥
अहिंसैव शिवं सूते दत्ते च त्रिदिवश्रियं ।
अहिंसैव हितं कुर्याद्व्यसनानि निरस्यति ॥३३–८॥

અહિંસા જ જગતનું રક્ષણ કરનાર માતા છે, અહિંસા જ આનંદની વૃદ્ધિ કરનાર છે. અહિંસા જ ઉત્તમ ગતિ છે, અહિંસા જ અવિનાશી લક્ષ્મી છે, અહિંસા જ મોક્ષસુખને ઉત્પન્ન કરનાર છે, અહિંસા જ સ્વર્ગસંપત્તિને દેનાર છે, અહિંસા જ પરમ હિતકારી છે, અને અહિંસા જ સર્વ આપદાઓનો નાશ કનાર છે.

तपःश्रुतयमज्ञानध्यानदानादिकर्मणां ।
सत्यशीलव्रतादीनामहिंसा जननी मता ॥४२–८॥

તપશ્ચર્યા, શાસ્ત્રજ્ઞાન, મહાવ્રત, આત્મજ્ઞાન, ધર્મધ્યાન અને દાન

આદિ શુભ કર્મ તથા સત્ય, શીલ, વ્રત આદિની માતા અહિંસા જ કહેવાય છે. અહિંસા હોય તો જ એ સર્વ યથાર્થ છે.

दूयते यस्तृणेनापि स्वशरीरे कदर्थिते ।
स निर्दयः परस्याङ्गे कथं शस्त्रं निपातयेत् ॥४८-८॥

પોતાના શરીરે તૃણનો સ્પર્શ થતાં પણ જેને દુઃખ થાય છે તે નિર્દયી થઈ બીજાના શરીર ઉપર શસ્ત્રો કેમ ચલાવે છે? એ જ મોટો અનર્થ છે.

अभयं यच्छ भूतेषु कुरु मैत्रीमनिन्दिताम् ।
पश्यात्मसदृशं विश्वं जीवलोकं चराचरम् ॥५२-८॥

સર્વ પ્રાણીઓને અભયદાન આપો, તેમના પ્રાણોની રક્ષા કરો, સર્વ સાથે પ્રશંસનીય મિત્રતા કરો. જગતના સર્વ સ્થાવર અને ત્રસ પ્રાણીઓને પોતાના સમાન દેખો.

व्रतश्रुतयमस्थानं विद्याविनयभूषणम् ।
चरणज्ञानयोर्बीजं सत्यसंज्ञं व्रतं मतम् ॥२७-९॥

સત્ય નામનું વ્રત સર્વ વ્રતોને, શાસ્ત્રજ્ઞાનને અને યમ નિયમને રહેવાનું સ્થાન છે. વિદ્યા અને વિનયનું એ જ ભૂષણ છે. ચારિત્ર અને જ્ઞાનનું એ જ બીજ છે.

विषयविरतिमूलं संयमोद्दामशाखं,
यमदलशमपुष्पं ज्ञानलीलाफलाढ्यम् ।
विबुधजनशकुन्तैः सेवितं धर्मवृक्षं,
दहति मुनिरपीह स्तेयतीव्रानलेन ॥२०-१०॥

વિષયોથી વિરક્તિરૂપ જેનાં મૂળ છે, સંયમરૂપ જેની વિશાળ શાખા છે, યમ-નિયમાદિરૂપ જેનાં પર્ણ છે, ઉપશમભાવરૂપી જેનાં પુષ્પ છે, જ્ઞાનાનંદરૂપી જેનાં ફળ છે અને પંડિતજનોરૂપી પક્ષીઓથી જે સેવિત છે એવા ધર્મવૃક્ષને મુનિ હોય તો પણ તે ચોરીરૂપી તીવ્ર અગ્નિથી ભસ્મ કરી દે છે.

पर्यन्तविरसं विद्धि दशधान्यच्च मैथुनम् ।
योषित्संगाद्विरक्तेन त्याज्यमेव मनीषिणा ॥६-११॥

જે સ્ત્રીના સંગથી વિરક્ત છે એવા બ્રહ્મચર્યપ્રેમી વિચારવાન જીવે દશ પ્રકારના મૈથુનનો અવશ્ય ત્યાગ કરવો જોઈએ. મૈથુનનું ફળ અંતમાં બહુ દુઃખદાયક જાણો.

आद्यं शरीरसंस्कारो द्वितीयं वृष्यसेवनम् ।
तौर्यत्रिकं तृतीयं स्यात्संसर्गस्तुर्यमिष्यते ॥७-११॥
योषिद्विषयसंकल्पः पञ्चमं परिकीर्तितम् ।
तदङ्गवीक्षणं षष्ठं संस्कारः सप्तमं मतम् ॥८-११॥
पूर्वानुभोगसंभोगस्मरणं स्यात्तदष्टमम् ।
नवमं भाविनी चिन्ता दशमं वस्तिमोक्षणम् ॥ ९-११ ॥

દશ પ્રકારના મૈથુન આ છેઃ—(૧) શરીરને શણગારવું, (૨) પુષ્ટ રસનું સેવન કરવું, (૩) ગાયન, નૃત્ય, કે વાજીંત્ર દેખવું, સાંભળવું, (૪) સ્ત્રીઓની સંગતિ, (૫) સ્ત્રીઓના વિષયના સંકલ્પ કરવા, (૬) સ્ત્રીઓનાં અંગોપાંગ દેખવાં, (૭) દેખેલા સાંભળેલા પ્રસંગના સંસ્કાર મનમાં વારંવાર તાજા રાખવા, (૮) પૂર્વના ભોગનું સ્મરણ કરવું, (૯) કામભોગ મેળવવાની ભવિષ્ય સંબંધી ચિંતા કરવી, (૧૦) વીર્યનું સ્ખલિત થવું.

स्मरदहनसुतीव्रानन्तसन्तापविद्धं
भुवनमिति समस्तं वीक्ष्य योगिप्रवीराः ।
विगतविषयसङ्गाः प्रत्यहं संश्रयन्ते
प्रशमजलधितीरं संयमारामरम्यम् ॥ ४८-११ ॥

આખા જગતને કામરૂપી અગ્નિના પ્રચંડ અને અનંત સંતાપથી પીડિત દેખીને વિષયોથી વિરક્ત એવા યોગીશ્વરો પ્રતિદિન સંયમરૂપી ઉદ્યાનથી શોભાયમાન એવા પ્રશમરૂપ સાગરના કિનારાનો જ આશ્રય લે છે. બાહ્યથી કામથી વિરક્ત થઈને અંતરંગમાં આત્માનુભવ કરે છે.

सत्संसर्गसुधास्यन्दैः पुंसां हृदि पवित्रिते ।
ज्ञानलक्ष्मीः पदं धत्ते विवेकमुदिता सती ॥ १४-१५ ॥

સત્પુરુષોના સત્સમાગમરૂપી અમૃતના ઝરવાથી પુરુષોનાં હૃદય પવિત્ર થઈ જાય છે, ત્યારે તેમાં વિવેકથી પ્રસન્ન થએલી જ્ઞાનરૂપી લક્ષ્મી નિવાસ કરે છે.

शीतांशुरश्मिसंपर्काद्विसर्पति यथाम्बुधिः ।
तथा सद्वृत्तसंसर्गान्नृणां प्रज्ञापयोनिधिः ॥ १७-१५ ॥

જેમ ચંદ્રમાના કિરણોની સંગતિથી સમુદ્રમાં ભરતી આવે છે, તેમ સમ્યક્ચારિત્રધારી મહાત્માઓની સંગતિથી મનુષ્યોની સમુદ્ર સમાન (ભેદ વિજ્ઞાન) પ્રજ્ઞા વૃદ્ધિ પામે છે.

वृद्धानुजीविनामेव स्युश्चारित्रादिसम्पदः ।
भवत्यपि च निर्लेपं मनः क्रोधादिकश्मलम् ॥ १९-१५ ॥

અનુભવી સુચારિત્રવાન વૃદ્ધોની સેવા કરનારાને જ ચારિત્ર આદિ સંપદાઓ પ્રાપ્ત થાય છે અને ક્રોધાદિ કષાયોથી મલિન એવું મન પણ નિર્મળ થાય છે

मनोऽभिमतनिःशेपफलसंपादनक्षमं ।
कल्पवृक्षमिवोदारं साहचर्यं महात्मनाम् ॥ ३७-१५ ॥

મહાત્માઓની સંગતિ કલ્પવૃક્ષની સમાન સર્વ પ્રકારના મનોવાંછિતફળ દેવાને સમર્થ છે. માટે ચારિત્રની રક્ષા અર્થે મહાન પુરુષોની સેવા કર્તવ્ય છે.

दहति दुरितकक्षं कर्मबन्धं लुनीते
वितरति यमसिद्धिं भावशुद्धिं तनोति ।
नयति जननतीरं ज्ञानराज्यं च दत्ते
ध्रुवमिह मनुजानां वृद्धसेवैव साध्वी ॥ ४१-१५ ॥

વૃદ્ધ મહાત્માઓની સેવા મનુષ્યોને નિશ્ચયથી પરમ કલ્યાણકારી

છે. પાપરૂપી વનને તે બાળી દે છે, કર્મનાં બંધનોને કાપી નાખે છે, ચારિત્રને સિદ્ધ કરાવે છે, ભાવની શુદ્ધિની વૃદ્ધિ કરે છે, સંસારનો પાર પમાડે છે અને જ્ઞાનનું રાજ્ય એટલે કેવળજ્ઞાન આપે છે.

विरम विरम संगान्मुञ्च मुञ्च प्रपंचं
विसृज विसृज मोहं विद्धि विद्धि स्वतत्त्वं ।
कलय कलय वृत्तं पश्य पश्य स्वरूपं
कुरु कुरु पुरुपार्थं निर्वृतानन्दहेतोः ॥ ४२-१५ ॥

હે આત્મન્! સંગ (પરિગ્રહ)થી વિરામ પામ, વિરામ પામ; જગતના પ્રપંચોનો ત્યાગ કર; ત્યાગ કર; મોહને તજી દે, તજી દે; આત્મતત્ત્વનો બોધ પામ, બોધ પામ; ચારિત્રનો અભ્યાસ કર અભ્યાસ કર; પોતાના આત્મસ્વરૂપ તરફ દૃષ્ટિ કર, દૃષ્ટિ કર; અને મોક્ષસુખને માટે પુરુષાર્થ કર, પુરુષાર્થ કર.

अतुलसुखनिधानं ज्ञानविज्ञानवीजं
विलयगतकलङ्कं शान्तविश्वप्रचारम् ।
गलितसकलशङ्कं विश्वरूपं विशालं
भज विगतविकारं स्वात्मनात्मानमेव ॥ ४३-१५ ॥

હે આત્મન્! તું પોતાના આત્માવડે, અનંતસુખસમુદ્ર, કેવળજ્ઞાનનું બીજ, કલંક રહિત, નિર્વિકલ્પ, નિઃશંક, જ્ઞાન અપેક્ષાએ વિશ્વવ્યાપી, મહાન અને નિર્વિકાર એવા આત્મસ્વરૂપને ભજ. તેનું જ ધ્યાન કર.

सर्वसंगविनिर्मुक्तः संवृताक्षः स्थिराशयः ।
धत्ते ध्यानधुरां धीरः संयमी वीरवर्णितां ॥ ३३-१६ ॥

જે મહાત્મા સર્વ સંગથી રહિત છે, જે ઇન્દ્રિયોના વિજયી છે અને સ્થિર ચિત્તવાળા છે તે ધીરવીર સંયમી મુનિ, શ્રી મહાવીર ભગવાને વર્ણવેલી ધ્યાનરૂપ ધુરાને ધારણ કરી શકે છે.

सकलविषयबीजं सर्वं सावद्यमूलं
नरकनगरकेतुं चित्तजातं विहाय ।
अनुसर मुनिवृन्दानन्दि सन्तोषराज्य-
मभिलषसि यदि त्वं जन्मबन्धव्यपायम् ॥ ४०–१६ ॥

હે આત્મા ! જો તું સંસારરૂપ બંધનોનો નાશ કરવા ઇચ્છતો હોય તો સર્વ વિષયોનું મૂળ, સર્વ પાપોનું બીજ અને નરક નગરની ધ્વજારૂપ પરિગ્રહના સમૂહનો ત્યાગ કર અને મુનિગણને આનંદકારી એવા સંતોષરૂપી રાજ્યને અંગીકાર કર.

आशा जन्मोग्रपङ्काय शिवायाशाविपर्ययः ।
इति सम्यक्समालोच्य यद्धितं तत्समाचर ॥ १९–१७ ॥

સંસારના પદાર્થોની આશા સંસારરૂપ ઊંડા કાદવમાં ફસાવનાર છે. આશાનો ત્યાગ (નિઃસ્પૃહતા) મોક્ષને દેનાર છે. એમ ભલે પ્રકારે વિચારીને જેથી તારું હિત થાય તેવુ આચરણ કર.

निःशेषक्लेशनिर्मुक्तममूर्त्तं परमाक्षरम् ।
निष्प्रपञ्चं व्यतीताक्षं पश्य स्वं स्वात्मनि स्थितम् ॥ ३४–१८ ॥

હે આત્મા ! તું તારામાં જ સ્થિત સર્વ કલેશોથી રહિત અમૂર્તિક, પરમ ઉત્કૃષ્ટ, અવિનાશી, નિર્વિકલ્પ, અને અતીન્દ્રિય એવા તારા જ આત્મસ્વરૂપનો અનુભવ કર. તેને જો. એ જ નિશ્ચયચારિત્ર છે.

वयमिह परमात्मध्यानदत्तावधानाः
परिकलितपदार्थास्त्यक्तसंसारमार्गाः ।
यदि निकषपरीक्षासु क्षमा नो तदानीं
भजति विफलभावं सर्वथैष प्रयासः ॥ ४६–१९ ॥

મુનિરાજ વિચારે છે કે આ જગતમાં અમે પરમાત્માના ધ્યાનમા લીન છીએ, પદાર્થોના સ્વરૂપના જ્ઞાતા છીએ અને સંસારના માર્ગના ત્યાગી છીએ. એવા હોવા છતાં જો કદાપિ ઉપસર્ગ પરિષહરૂપ કસોટીએ ચડતાં પરીક્ષા વખતે અસફળ થઈએ, ક્ષમા જો ન રહી,

તો અમારો મુનિધર્મધારણનો સર્વ પ્રયાસ વૃથા જ થઈ જાય. એટલા માટે અમારે શાંતભાવનો કદાપિ ત્યાગ કરવો ન જોઈએ, કદી પણ ક્રોધને વશ થવું ન જોઈએ.

स्वसंवित्तिं समायाति यमिनां तत्त्वमुत्तमम् ।
आसमन्ताच्छमं नीते कषायविषमज्वरे ॥ ७७-१९ ॥

કષાયરૂપ વિષમ જ્વર જ્યારે બિલકુલ શાંત થઈ જાય છે, ત્યારે જ સંયમી મુનિઓની અંદર ઉત્તમ આત્મતત્ત્વ સ્વસંવેદનરૂપે ઝળકે છે; અર્થાત્ ત્યારે જ તે શુદ્ધ આત્માનો અનુભવ કરી શકે છે.

रागादिपङ्कविश्लेषात् प्रसन्ने चित्तवारिणि ।
परिस्फुरति निःशेषं मुनेर्वस्तुकदम्बकम् ॥ १७-२३ ॥

રાગદ્વેષાદિ કાદવના અભાવથી જ્યારે ચિત્તરૂપી જળ પ્રસન્ન કે શુદ્ધ થઈ જાય છે ત્યારે મુનિને સર્વ વસ્તુઓનું સ્વરૂપ સ્પષ્ટ ભાસે છે.

स कोऽपि परमानन्दो वीतरागस्य जायते ।
येन लोकत्रयैश्वर्यमप्यचिन्त्यं तृणायते ॥ १८-२३ ॥

વીતરાગી મહાત્માને કોઈ એવો અપૂર્વ પરમાનંદ પ્રગટે છે કે જેની આગળ ત્રણ લોકનું અચિન્ત્ય ઐશ્વર્ય પણ તૃણ સમાન ભાસે છે.

निखिलभवनतत्त्वोद्भासनैकप्रदीपं
निरुपधिमधिरूढं निर्भरानन्दकाष्ठाम् ।
परममुनिमनीषोद्भेदपर्यन्तभूतं
परिकलय विशुद्धं स्वात्मनात्मानमेव ॥ १०३-३२ ॥

હે આત્મા ! સર્વ જગતનાં તત્ત્વોને પ્રકાશવાને અનુપમ દીપક સમાન, ઉપાધિરહિત, પરમાનંદમય અને પરમ મુનિઓને ભેદવિજ્ઞાનથી પ્રગટ એવા આત્માનો તું પોતાના જ આત્માવડે અનુભવ કર.

(૨૬) શ્રી જ્ઞાનભૂષણ ભટ્ટારક તત્ત્વજ્ઞાનતરંગિણીમાં કહે છે:—

संगं विमुच्य विजने वसंति गिरिगह्वरे ।
शुद्धचिद्रूपसंप्राप्त्यै ज्ञानिनोऽन्यत्र निःस्पृहाः ॥ ५-३ ॥

જ્ઞાની મહાત્માઓ અન્ય ઇચ્છાથી રહિત થઈને શુદ્ધ ચૈતન્ય-સ્વરૂપની પ્રાપ્તિ માટે પરિગ્રહનો ત્યાગ કરી ગિરિ, ગુફા આદિ એકાંત સ્થાનમાં વાસ કરે છે.

निर्वृत्तिर्यत्र सावद्यात् प्रवृत्तिः शुभकर्मसु ।
त्रयोदशप्रकारं तच्चारित्रं व्यवहारतः ॥ १४–१२ ॥

પાપોથી નિવૃત્તિ અને શુભ કર્મ (પુણ્ય) માં પ્રવૃત્તિ તે વ્યવહાર-નયથી ચારિત્ર છે. મુનિઓનું તે ચારિત્ર તેર પ્રકારનું હોય છે.

संगं मुक्त्वा जिनाकारं धृत्वा साम्यं दृशं धियं ।
यः स्मरेत् शुद्धचिद्रूपं वृत्तं तस्य किलोत्तमम् ॥ १६–१२ ॥

જે કોઈ પરિગ્રહનો ત્યાગ કરી જિનમુદ્રાને ધારણ કરી, સમતા, સમ્યગ્દર્શન, અને સમ્યગ્જ્ઞાન સહિત શુદ્ધ ચૈતન્યસ્વરૂપનું ધ્યાન કરે છે તેનું નિશ્ચયે ઉત્તમ ચારિત્ર છે.

शुद्धे स्वे चित्स्वरूपे या स्थितिरत्यंतनिश्चला ।
तच्चारित्रं परं विद्धि निश्चयात्कर्मनाशकृत् ॥ १८–१२ ॥

નિશ્ચય નયથી પોતાના શુદ્ધ ચૈતન્યસ્વરૂપમાં નિશ્ચળતાપૂર્વક સ્થિતિ પ્રાપ્ત કરવી તે જ કર્મોને નાશ કરનાર નિશ્ચય ચારિત્ર છે એમ જાણો.

सत्पूज्यानां स्तुतिनतियजनं षट्कमावश्यकानां
वृत्तादीनां दृढतरधरणं सत्तपस्तीर्थयात्रा ।
संगादीनां त्यजनमजननं क्रोधमानादिकाना-
माप्तैरुक्तं वरतरकृपया सर्वमेतद्धि शुद्धयै ॥ ४–१३ ॥

આપ્ત એવા અરિહંત ભગવંતોએ અત્યંત કૃપા કરીને આત્માની શુદ્ધિ કરવા માટે આ સર્વ સાધનો કહ્યાં છેઃ—(૧) પરમપૂજ્ય દેવ, શાસ્ત્ર, ગુરુની સ્તુતિ વંદના અને પૂજા, (૨) સામાયિક પ્રતિક્રમણ આદિ ૭ નિત્ય આવશ્યક કર્મોનું અને સમ્યક્ચારિત્રનું દૃઢતાપૂર્વક

પાલન, (૩) ઉત્તમ તપ કરવું, (૪) તીર્થયાત્રા કરવી, (૫) આરંભ પરિગ્રહ આદિનો ત્યાગ, (૬) ક્રોધ, માન આદિ કષાયોને જીતવા.

विशुद्धिसेवानासक्ता वसंति गिरिगह्वरे ।
विमुच्यानुपमं राज्यं खसुखानि धनानि च ॥ १७–१३ ॥

જે મનુષ્ય પોતાના આત્માને શુદ્ધ શુદ્ધ કરવા ચાહે છે તે તેની સિદ્ધિને માટે અનુપમ રાજ્ય, ઇન્દ્રિયસુખ તથા ધનાદિ પરિગ્રહને ત્યાગીને પર્વતની ગુફામાં નિવાસ કરે છે.

विशुद्धिः परमो धर्मः पुंसि सैव सुखाकरः ।
परमाचरणं सैव मुक्तेः पंथाश्च सैव हि ॥ १९–१३ ॥
तस्मात् सैव विधातव्या प्रयत्नेन मनीषिणा ।
प्रतिक्षणं मुनीशेन शुद्धचिद्रूपचिंतनात् ॥ २०–१३ ॥

આત્મવિશુદ્ધિ એ જ પરમ ધર્મ છે, એ જ આત્માને સુખની ખાણ છે. એ જ પરમ ચારિત્ર છે અને એ જ મુક્તિનો માર્ગ છે. એટલા માટે બુદ્ધિમાન મુનીશ્વરોએ પ્રતિક્ષણ શુદ્ધ ચૈતન્યસ્વરૂપના ચિંતનથી એ જ આત્મવિશુદ્ધિનો અભ્યાસ કર્તવ્ય છે.

व्रतानि शास्त्राणि तपांसि निर्जने,
निवासमंतर्बहिःसंगमोचनं ।
मौनं क्षमातापनयोगधारणं
चिच्चिंतयामा कलयन् शिवं श्रयेत् ॥ ११–१४ ॥

જે કોઈ મહાત્મા શુદ્ધ ચૈતન્યસ્વરૂપના ચિંતવન સહિત વ્રતોને પાળે છે, શાસ્ત્રોને ભણે છે, તપ કરે છે, નિર્જન સ્થાનમાં રહે છે, બાહ્ય અભ્યંતર પરિગ્રહનો ત્યાગ કરે છે, મૌન ધારણ કરે છે, ક્ષમા પાળે છે, આતાપન યોગને ધારણ કરે છે તે જ મોક્ષને પામે છે.

शास्त्राद् गुरोः सधर्मादेर्ज्ञानमुत्पाद्य चात्मनः ।
तस्यावलंबनं कृत्वा तिष्ठ मुंचान्यसंगतिं ॥ १०–१५ ॥

સત્શાસ્ત્ર સદ્ગુરુ અને સાધર્મી સમાગમ આદિથી આત્માનું જ્ઞાન પામીને તેનું (આત્માનું) જ અવલંબન ગ્રહણ કરીને રહો. તેનું ધ્યાન કરો. અન્ય સંગતિનો ત્યાગ કરો.

संगत्यागो निर्जनस्थानकं च, तत्त्वज्ञानं सर्वचिंताविमुक्तिः ।
निर्बाधत्वं योगरोधो मुनीनां मुक्त्यै ध्याने हेतवोऽमी निरुक्ताः
॥ ८–१६ ॥

પરિગ્રહનો ત્યાગ, નિર્જન સ્થાન, તત્ત્વજ્ઞાન, સર્વ ચિંતાઓનો વિકલ્પનો ત્યાગ, બાધા રહિતપણું અને મન વચન કાયાનો નિરોધ એ જ મુનિઓને મુક્તિને માટે ધ્યાનમાં પ્રયોજનભૂત કહ્યાં છે.

क्षणे क्षणे विमुच्येत शुद्धचिद्रूपचिंतया ।
तदन्यचिंतया नूनं बध्येतैव न संशयः ॥ ९–१८ ॥

જો શુદ્ધ ચૈતન્ય સ્વરૂપનુ ચિંતવન કરવામાં આવે તો તેથી ક્ષણે ક્ષણે કર્મથી મુક્ત થતા જવાય છે અને જો પરપદાર્થોનું ચિંતવન કરવામાં આવે તો તેથી પ્રતિસમય કર્મોનો બંધ થતો જ જાય છે એમાં કોઈ સંશય નથી.

(૨૮) પં. બનારસીદાસજી બનારસીવિલાસમાં કહે છેઃ—

છપ્પય

જિન પૂજહુ ગુરુ નમહુ, જૈન મત વૈન બખાનહુ,
સંઘભક્તિ આદરહુ, જીવ હિંસા ન વિધાનહુ.
ઝૂઠ અદત્ત કુશીલ ત્યાગ પરિગ્રહ પરમાનહુ,
ક્રોધ માન છલ લોભ જીત, સજ્જનતા ઠાનહુ.
ગુણિસંગ કરહુ ઇન્દ્રિય દમહુ, દેહુ દાન તપ ભાવજુત,
ગહિ મન વિરાપ ઇહિવિધિ ચહહુ, જો જગમેં જીવનમુકતિ. ૮.

આ જગતમાં જો તું જીવનમુક્ત થવા ઇચ્છતો હોય તો જિનેશ્વરની પૂજા કર, સદ્ગુરુને નમસ્કાર કર, વીતરાગમત પ્રવચનની

પ્રશંસા કર, સંઘભક્તિ કર, જીવહિંસા ન કર; અસત્ય, ચોરી, અબ્રહ્મચર્યનો ત્યાગ કર, પરિગ્રહનું પ્રમાણ કર, ક્રોધ, માન, માયાકપટ અને લોભને જીત, સજ્જનતા આદર, સદ્દ્ગુણી પુરુષોનો સંગ કર, ઇન્દ્રિયોને દમન કર, દાન દેવામાં તત્પર રહે, ભાવસહિત તપ કર, અને મનમાં વૈરાગ્ય ધારણ કર,

## સવૈયા-૩૧

સુકૃતકી ખાન ઇન્દ્રપુરીકી નસૈની જાન,
પાપરજ ખંડનકૌ, પૌનરાસિ પેખિયે;
ભવદુઃખપાવક બુઝાયવેકૌ મેઘમાલા,
કમલા મિલાયવેકૌ દૂતી જ્યોં વિશેખિયે.
સુગતિ વધૂસોં પ્રીત પાલવેકૌં આલીસમ
કુગતિકે દ્વાર દઢ આગલસી દેખિયે;
ઐસી દયા કીજે ચિત્ત, તિહૂંલોકપ્રાણીહિત
ઔર કરતૂત કાહૂ; લેખેમેં ન લેખિયે. ૨૫.

સર્વ સત્કૃત્યોની ખાણરૂપ, ઇન્દ્રપુરીમાં પહોંચાડનાર નીસરણી સમાન, પાપરૂપી રજ દૂર કરવા પવન સમાન, ભવનાં દુઃખરૂપી અગ્નિને બુઝાવવા (શાંત કરવા) મેઘમાળા સમાન, મોક્ષલક્ષ્મી (કેવલ કમલા)ને પ્રાપ્ત કરાવવા દૂતી સમાન, સુગતિરૂપ પત્નીની પ્રીતિ પાળવામાં સખી સમાન, કુગતિનાં દ્વારને રોકવા આડી મજબૂત ભોગળ સમાન, અને ત્રણ લોકનાં પ્રાણીને પરમહિતરૂપ એવી દયાને ચિત્તમાં ધારણ કરો. તે સિવાય અન્ય કોઈ પણ ક્રિયાને (લેખામાં) ગણત્રીમાં ગણો નહિ

જાકે આદરત મહા રિદ્ધિસોં મિલાપ હોય,
મદન અવ્યાપ હોય કર્મ વન દાહિયે,
વિઘન વિનાસ હોય ગીરવાણ દાસ હોય,
જ્ઞાનકૌ પ્રકાશ હોય ભૌ સમુદ્ર થાહિયે;

દેવપદ ખેલ હોય મંગલસોં મેલ હોય,
ઇન્દ્રિનિકી જેલ હોય મોષપંથ ગાહિયે,
જાકી ઐસી મહિમા પ્રગટ કહૈ કૌંરપાલ,
તિહુંલોક તિહુંકાલ સો તપ સરાહિયે. ૮૨

જેને આદરવાથી મહાન રિદ્ધિની પ્રાપ્તિ થાય છે, મદનના તાપ દૂર થાય છે, કર્મવન બાળી ભસ્મ કરાય છે, વિઘ્નો નાશ પામે છે, દેવો દાસ બને છે, જ્ઞાનનો પ્રકાશ થાય છે, ભવ સમુદ્રનો પાર પમાય છે, દેવપદમાં રમણતા થાય છે, મંગલકારી મોક્ષદાયક સામગ્રીનો મેળાપ થાય છે, ઇન્દ્રિયોનો પરાજય થાય છે અને મોક્ષપંથમાં પ્રવેશ થાય છે ત્રણે લોકમાં અને ત્રણે કાળમાં આવું જેનું માહાત્મ્ય છે તે તપ, [1]કુમારપાળ કહે છે કે આપણે પ્રશંસવા યોગ્ય છે.

પૂરવ કરમ દહૈ; સરવજ્ઞ પદ લહૈ;
ગહૈ પુણ્યપંથ ફિર પાપમેં ન આવના,
કરુનાકી કલા જાગૈ કઠિન કષાય ભાગૈ;
લાગૈ દાનશીલ તપ સફલ સુહાવના;
પાવે ભવસિંધુ તટ ખોલૈ મોક્ષદ્વાર પટ:
શર્મ સાધ ધર્મકી ધરામૈ કરૈ ધાવના,
એતે સબ કાજ કરૈ અલખકો અંગ ધરૈ,
ચેરી ચિદાનંદકી અકેલી એક ભાવના. ૮૬.

પૂર્વ કર્મને બાળી ભસ્મ કરે, સર્વજ્ઞ પદને પ્રાપ્ત કરે, પુણ્યપંથને ગ્રહણ કરે, પાપ પ્રવૃત્તિનો ત્યાગ કરે, કરુણાની કળા જેથી જાગે, કઠિન કષાય દૂર થાય, દાન્ શીલ અને તપ સફળ અને સુંદર લાગે, ભવ સમુદ્રનો પાર પામે, મોક્ષદ્વારનો પડદો ખોલી દે, સુખને સાધી ધર્મરૂપી પૃથ્વી ઉપર દોડે, સર્વ કાર્ય કરે અને અલક્ષ એવા આત્મસ્વરૂપને

---

૧. બનારસીદાસના મિત્ર.

અંગમાં ધારણ કરે એવી ચિદાનંદની દાસી એકલી એક (આત્મ) ભાવના છે.

### સવૈયા-૨૩.

ધીરજ તાત ક્ષમા જનની પરમારથ મીત મહારુચિ માસી,
જ્ઞાન સુપુત્ર સુતા કરુણા મતિ, પુત્રવધૂ સમતા પ્રતિભાસી;
ઉદ્યમ દાસ વિવેક સહોદર, બુદ્ધિ કલત્ર મહોદય દાસી,
ભાવ કુટુંબ સદા જિનકે ઢિગ યોં ગુનિકો કહિયે ગૃહવાસી. ૭.

ધીરજ જેનો પિતા છે, ક્ષમા જેની માતા છે, પરમારથ મિત્ર છે, તત્ત્વરુચિ માસી છે, જ્ઞાન સુપુત્ર છે, કરુણા પુત્રી છે, મતિ પુત્રવધૂ છે, સમતા તેની સખી છે, ઉદ્યમ દાસ છે, વિવેક બંધુ છે, બુદ્ધિ પત્ની છે અને (પુણ્ય) મહોદય જેની દાસી છે, એવું ભાવકુટુંબ જેની પાસે છે તેવા સદ્ગુણવંતને ખરા ગૃહવાસી કહીએ છીએ.

(૨૯) પં. બનારસીદાસજી નાટક સમયસારમાં કહે છે:—

### સવૈયા-૩૧.

લજ્જાવંત, દયાવંત પ્રસન્ન પ્રતીતવંત,
પર દોષકોં ઢકૈયા પર ઉપકારી હૈ;
સૌમ્યદૃષ્ટિ ગુણગ્રાહી ગરિષ્ટ સબકોં ઇષ્ટ,
સિષ્ટ પક્ષી મિષ્ટવાદી દીરઘ વિચારી હૈ;
વિશેષજ્ઞ રસજ્ઞ કૃતજ્ઞ તજ્ઞ ધરમજ્ઞ,
ન દીન ન અભિમાની મધ્ય વ્યવહારી હૈ;
સહજ વિનીત પાપ ક્રિયાસોં અતીત ઐસો,
શ્રાવક પુનીત ઇકવીસ ગુણધારી હૈ. ૫૫

લજ્જા, દયા, પ્રસન્નતા, શ્રદ્ધા, પરના દોષને ઢાંકવા, પરોપકાર, શાંત દૃષ્ટિ ( મીઠી નજર), ગુણગ્રહણતા, મોટાઈ (મોટું મન), સહનશીલતા, સર્વ પ્રિયતા, સત્યપક્ષ, (સત્પુરુષ પ્રત્યે પક્ષપાત), મધુર વચન-

મિષ્ટ વચન, દીર્ઘ વિચાર, વિશેષજ્ઞ ન, શાસ્ત્રજ્ઞાનની મર્મજ્ઞતા, કૃતજ્ઞતા, તત્ત્વજ્ઞતા, ધર્મજ્ઞતા, દીનપણું નહિ તેમ અભિમાન નહિ પણ મધ્ય વ્યવહારીપણું, સ્વાભાવિક વિનય અને પાપાચરણથી રહિતતા એ પવિત્ર એકવીસ ગુણધારી શ્રાવક હોય.

કોઈ કૂર કષ્ટ સહે તપસોં શરીર દહે,
ધૂમ્રપાન કરે અધોમુખ વ્હૈકે ઝૂલે હૈં;
કોઈ મહાવ્રત ગહે ક્રિયામેં મગન રહે,
વહે મુનિભાર પૈ પયાર કૈસે પૂલે હૈં;
ઇત્યાદિક જીવનિકો સર્વથા મુકતિ નાંહિ,
ફિરે જગમાહિ જ્યોં વયારકે બઘૂલે હૈં;
જિન્હકે હિયેમેં જ્ઞાન તિન્હહીકો નિરવાણ,
કરમકે કરતાર, ભરમમેં ભૂલે હૈં. ૨૦

અનેક મૂર્ખ મનુષ્યો કઠિન કાયક્લેશ કરે છે, પંચાગ્નિની ધૂણી આદિ તપથી શરીરને સતાપ આપે છે, ગાંજો તમાકુ આદિ પીવે છે, નીચું મુખ રાખી ઊંધે માથે લટકાય છે, મહાવ્રતને ગ્રહણ કરી, ક્રિયામાં મગ્ન રહે છે, પરિષહ આદિ કષ્ટ સહન કરી મુનિપણાનો ભાર વહન કરે છે, પરતુ જ્ઞાન વિના તેમની એ સર્વ ક્રિયાઓ દાણા વિનાના પરાળના પૂળા (ઢગલા) સમાન નિઃસાર છે એવા જીવોને મુક્તિ કદી પણ પ્રાપ્ત થતી નથી. પવનના વંટોળીઆ સમાન તે સંસારમાં પરિભ્રમણ કર્યા કરે છે. જેના હૃદયમાં સમ્યગ્જ્ઞાન છે તે જ મોક્ષ પામે છે, પરંતુ જે જ્ઞાનરહિત માત્ર ક્રિયા જ કર્યા કરે છે તે ભ્રાંતિમાં ભૂલ્યા છે.

જ્ઞાનભાન ભાસન પ્રમાણ જ્ઞાનવંત કહે,
કરુના-નિધાન અમલાન મેરા રૂપ હૈ;
કાલસોં અતીત કર્મચાલસોં અભીત જોગ,
જાલસોં અજીત જાકી મહિમા અનૂપ હૈ.

મોહકો વિલાસ યહ જગતકો વાસ મૈં તો,
જગતસોં શૂન્ય પાપ પુણ્ય અંધકૂપ હૈ;
પાપ કીને કીયે કૌન કરે કરિ હૈ સો કૌન,
ક્રિયાકો વિચાર સુપનેકી દૌર ધૂપ હૈ, ૯૧

જ્ઞાનરૂપી સૂર્યનો ઉદય થવાથી જ્ઞાની એમ વિચારે છે કે મારું સ્વરૂપ કરુણામય અને નિર્દોષ છે, મૃત્યુને ઓળંગી જનાર છે. કર્મના ચાળાથી ડગે નહીં તેવું (કર્મબંધનના ભયથી રહિત છે) અને મન વચન કાયાના જોગરૂપ જાળથી અજીત છે. એવું મારું અદ્‌ભુત માહાત્મ્ય છે. આ જગતમાં મારો નિવાસ દેખાય છે પણ તે તો મોહનો વિલાસ છે મારો વિલાસ નથી. હું સંસારથી અર્થાત્ જન્મ-મરણથી રહિત છું. પાપ અને પુણ્ય બંને મને અંધકૂપ (ખાડા) સમાન ભાસે છે, એ પાપ પૂર્વે કર્યાં કોણે? ભવિષ્યમાં કરશે કોણ? અને હાલ કરે છે તે કોણ છે? એમ ક્રિયાનો વિચાર કરતાં જ્ઞાનીને તે સર્વ સ્વપ્નાવસ્થા સમાન મિથ્યા ભાસે છે.

ભેષમેં ન જ્ઞાન નહિ જ્ઞાન ગુરુ વર્તનમેં,
મંત્રજંત્ર તંત્રમેં ન જ્ઞાનકી કહાની હૈ,
ગ્રન્થમેં ન જ્ઞાન નહીં જ્ઞાન કવિ ચાતુરીમેં,
બાતનિમેં જ્ઞાન નહીં જ્ઞાન કહા વાની હૈ,
તાતૈં ભેષ ગુરુતા કવિત્ત, ગ્રન્થ મંત્ર બાત,
ઇનિતૈં અતીત જ્ઞાન ચેતના નિશાની હૈ,
જ્ઞાનહીમેં જ્ઞાન નહીં જ્ઞાન ઔર ઠૌર કહૂ,
જાકે ઘટ જ્ઞાન સોહી જ્ઞાનકી નિદાની હૈ. ૧૧૧

વેષમાં જ્ઞાન નથી, ગુરુ કે મહાત્મા બની ફરવામાં (બાહ્ય-ચારિત્રમાં) જ્ઞાન નથી, મંત્ર જંત્ર તંત્રમાં જ્ઞાનની વાત નથી, શાસ્ત્રમાં જ્ઞાન નથી, કવિઓની કાવ્યચાતુરીમાં જ્ઞાન નથી અને વ્યાખ્યાનમાં જ્ઞાન નથી, કારણકે વચન છે તે તો જડ છે, તેથી વેષ, ગુરુતા,

કાવ્યચાતુરી, શાસ્ત્ર, મંત્ર, તંત્ર, વ્યાખ્યાન એ સર્વથી ચૈતન્ય લક્ષણવાળું જ્ઞાન ન્યારું છે. જ્ઞાન તો જ્ઞાનમાં જ છે અન્ય કોઈ સ્થળે નથી. જેના હૃદયમાં જ્ઞાન ઊપજ્યુ છે તે જ જ્ઞાનનું મૂળ કારણુ છે અર્થાત્ જ્ઞાની દ્વારા જ્ઞાન પ્રાપ્ત થાય છે.

હાંસીમેં વિષાદ બસે વિદ્યામેં વિવાદ બસે,
કાયામેં મરણુ ગુરુ વર્તનમેં હીનતા,
શુચિમેં ગિલાની બસે પ્રાપતિમેં હાનિ બસે,
જયમેં હારિ સુંદર દસામેં છબિ છીનતા;
રોગ બસે ભોગમે સંયોગમેં વિયોગ બસે,
ગુણુમેં ગરબ બસે સેવા માંહિ દીનતા;
ઔર જગ રીત જેતી ગર્ભિત અસાતા સેતી,
સાતાકી સહેલી હૈ અકેલી ઉદાસીનતા. ૯

હે ચેતન! હાંસીમાં સુખ માને છે પણુ તેમાં વિષાદ (ખેદ)નો ભય વસે છે, વિદ્યામાં સુખ માને છે પણુ એમાં વાદવિવાદનો ભય વસે છે, દેહમાં સુખ માને છે પણુ એમાં મરણુનો ભય વસે છે. મોટાઈમાં સુખ માને છે પણુ એમાં હીનતાનો ભય છે, શરીર શુચિ કરવામાં સુખ માને છે પણુ એમાં ગ્લાનિનો ભય છે, લાભમાં હાનિનો ભય છે. જયમાં પરાજય (હાર)નો ભય છે, યૌવનપણામાં વૃદ્ધપણાનો ભય છે, ભોગમાં રોગનો ભય છે, સયોગમાં વિયોગનો ભય છે, ગુણુમા ગર્વનો ભય છે, અને સેવામાં (નોકરી, અમલદારીમાં) દીનતાનો ભય છે. તે સિવાય પણુ બીજાં જગતમાં જેટલા સુખનાં કાર્ય દેખાય છે તે સર્વમા ગૌણુતાએ દુઃખ ભર્યાં છે. સુખની સાહેલી તો માત્ર એક ઉદાસીનતા (સમરસભાવ)જ છે.

જે જીવ દરવરૂપ તથા પરયાયરૂપ
દોઉ નૈ પ્રમાણુ વસ્તુ શુદ્ધતા ગહત હૈ,

જે અશુદ્ધ 'ભાવનિકે ત્યાગી ભયે સરવથા,
વિષૈસોં વિમુખ હૈ વિરાગતા ચહત હૈં;
જે જે ગ્રાહ્યભાવ ત્યાજ્યભાવ દોઉ ભાવનિકોં,
અનુભૌ અભ્યાસ વિષૈં એકતા કરત હૈં,
તેઈ જ્ઞાન ક્રિયાકે આરાધક સહજ મોક્ષ,
મારગકે સાધક અબાધક મહત હૈં. ૩૫

જે જીવ દ્રવ્યાર્થિકનય અને પર્યાયાર્થિકનયથી વસ્તુ (આત્મા)ના શુદ્ધ સ્વરૂપને જાણે છે, અશુદ્ધ ભાવનો જે સર્વથા ત્યાગ કરે છે, વિષયોથી પરાઙ્મુખ થઈ વીતરાગ ભાવને જે ચાહે છે, ગ્રહણ કરવા યોગ્ય અને ત્યાગવા યોગ્ય બંને વિકલ્પ ભાવોને અનુભવના અભ્યાસમાં વિભાવરૂપ જાણી આત્માનુભવની એકતા કરે છે, તે જ જ્ઞાનક્રિયા (શુદ્ધ આત્માનુભવ)ના આરાધક છે, સ્વભાવથી જ મોક્ષમાર્ગના સાધક છે કર્મની બાધા–પીડાથી રહિત છે અને મહાન છે.

(૩૦) પં૦ દ્યાનતરાયજી દ્યાનતવિલાસમાં કહે છેઃ—
કાહૂસૌં ના બોલે બૈના જો બોલૈં તૌ સાતા દૈના,
દેખૈ નાહીં નૈનાસેતી રાગી દોષી હોઈકૈં;
આસા દાસી જાનૈં પાખૈં માયા મિથ્યા દૂર નાખૈં,
રાધા હિયેમાહીં રાખૈં સૂધી દૃષ્ટિ જોઈકૈ;
ઈંદ્રી કોઈ દૌરૈ નાહીં આપા જાનૈ આપા માહીં,
તેઈ પાવૈં મોખ ઠાંહીં કર્મ મૈલ ધોઈકૈ,
ઐસે સાધૂ બંદૌ પ્રાની હીયા વાચા કાયા ઠાની,
જાતૈં કીજે આપા જ્ઞાની ભમૈં બુદ્ધી ખોઈકૈ. ૨૦.

જે કોઈની સાથે બોલતા નથી અને જો બોલે છે તો માત્ર સુખકારી વચન બોલે છે; જે રાગદ્વેષ યુક્ત વિકારી નયનોથી જોતા નથી, આશાને દાસી સમાન જાણે છે, માયા મિથ્યાત્વને દૂર તજી દે છે, શુદ્ધ દૃષ્ટિપૂર્વક આરાધનાને હૃદયમાં ધારણ કરે છે, ઇન્દ્રિયોને

વિષયોમાં જોડતા નથી અને આત્માને આત્મરૂપ જાણે છે, અનુભવે છે તે કર્મરજને દૂર કરી મોક્ષ સ્થાનને પામે છે. હે જીવો! એવા સાધુને મન વચન અને કાયાથી નમસ્કાર કરો કે જેથી ભ્રાંત બુદ્ધિ દૂર થઈ આત્મા જ્ઞાનદશા પામે.

છપ્પય.

એક દયા ઉર ધરૌ, કરૌ હિંસા કછુ નાહીં
જતિ શ્રાવક આચરૌ, મરૌ મતિ અવ્રતમાહીં;
રતનત્રૈ અનુસરૌ, હરૌ મિથ્યાત અંધેરા;
દશલચ્છન ગુન વરૌ, તરૌ દુખ-નીર સબેરા.
ઇક સુદ્ધ ભાવ જલ ઘટ ભરૌ, ડરૌ ન સુ-પર-વિચારમેં;
એ ધર્મ પંચ પાલૌ નરૌ, પરૌ ન ફિરિ સંસારમેં. ૧૧.

(૧) દયાને હૃદયમાં ધારણ કરો અને કાંઈ પણ હિંસા કરો નહિ, (૨) મુનિ કે શ્રાવકનાં વ્રતને આચરો પણ વ્રત ધાર્યા વિના મરણ ન પામો, (૩) સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રરૂપ રત્નત્રયને અનુસરો અને મિથ્યાત્વરૂપ અંધકારનો નાશ કરો (૪) દશ લક્ષણ ધર્મને ધારણ કરો અને દુઃખદરિયાને સત્વર તરી જાવ, (૫) એક શુદ્ધ ભાવરૂપ જળથી હૃદયને ભરો અને સ્વપર વિચારરૂપ ભેદજ્ઞાનના અભ્યાસમાં પાછા ન પડો. હે મનુષ્યો! એ પાંચ ધર્મને તમે પાળો કે જેથી સંસારમાં ફરી પડવું ન પડે.

સવૈયા—૩૧.

આવકે વરસ ધનૈ તાકે દિન કેઇ ગનૈ,
 દિનમેં અનેક સ્વાસ સ્વાસમાંહીં આવલી;
તાકે બહુ સમૈ ધાર તામૈં દોષ હૈં અપાર
 જીવભાવકે વિકાર જે જે વાત બાવલી;
તાકૌ દંડ અબ કહા લૈન જોય સક્તિ મહા,
 હૌં તૌ બલહીન જરા આવતિ ઉતાવલી;

ઘાનત પ્રનામ કરૈ ચિત્તમાહિં પ્રીત ધરૈ
નાસિયૈ દયા પ્રકાસ દાસકી ભવાવલી.

આયુષ્યનાં વર્ષ ઘણાં છે, તેના દિવસ ઘણા છે, એક દિવસમાં અનેક શ્વાસોશ્વાસ છે, એક શ્વાસમાં અનેક આવલિ છે, એક આવલિકામાં અસંખ્યાતા સમય છે તે પ્રત્યેક સમયમાં અપાર દોષો છે. તે દોષો તે જીવના વિકારી ભાવો છે તે તે વિકારભાવ તે ઘેલછા છે. તે દોષોનો પ્રાયશ્ચિત અર્થે જે મહાન શક્તિ જોઈએ તે ક્યાં છે? હું તો બળહીન છું અને જરા ત્વરાથી આવે છે. માટે ઘાનતરાયજી પ્રભુ પ્રત્યે અંતરના પ્રેમપૂર્વક પ્રણામ કરી વિનવે છે કે હે ભગવંત! દયા લાવીને આ દાસની ભવપરંપરાનો નાશ કરો.

સવૈયા ૨૩

ભૌતન-ભોગ તજ્યો ગહિ જોગ
સંજોગ વિયોગ સમાન નિહારૈં,
ચન્દન લાવત સર્પ કટાવત,
પુષ્પ ચઢાવત ખડગ પ્રહારૈં,
દેહસૌં ભિન્ન લખૈં નિજ ચિન્ન,
ન ખિન્ન પરીસહમૈં સુખ ધારૈં;
ઘાનત સાધ સમાધિ આરાધિકૈ,
મોહ નિવારિકૈં જોતિ વિથારૈં. ૧૬.

આત્મયોગ પામીને સંસાર શરીર અને ભોગ પ્રત્યે આસક્તિ તજી જે સંયમને ધારણ કરે છે, સંયોગ અને વિયોગ બંનેમાં જે સમાન દૃષ્ટિથી જુવે છે, કોઈ ચંદન વિલેપન કરે કે કોઈ સર્પ કરડાવે, કોઈ પુષ્પોથી પૂજા કરે કે કોઈ તલવારથી પ્રહાર કરે તે સર્વ પ્રત્યે સમાન દૃષ્ટિ રાખે છે, દેહથી ભિન્ન ચૈતન્ય લક્ષવાળું પોતાનું સ્વરૂપ જાણે છે અને તેથી પરિષહમાં ખેદયુક્ત ન થતાં સુખબુદ્ધિ રાખે છે, ઘાનતરાયજી કહે છે કે એવા સાધુ સમાધિને આરાધી, મોહને દૂર કરી, આત્મ જ્યોતિનો પૂર્ણ વિકાસ કરે છે.

આઠ ધરૈં ગુનમૂલ દુઆદસ, વૃત્ત ગહૈં તપ દ્વાદસ સાધૈં,
ચારિ હુ દાન પિબૈં જલ છાન, ન રાતિ ભખૈં સમતા-રસ લાધૈં
ગ્યારહ ભેદ લહૈં પ્રતિમા સુભ, દર્શન ગ્યાન ચરિત્ત અરાધૈં;
દ્યાનત ત્રેપન ભેદ ક્રિયા યહ પાલત ટાલત કર્મ ઉપાધૈં, ૧૯.

આઠ મૂળગુણુને જે ધારણુ કરે છે, દ્વાદશ અણુવ્રતને પાળે છે, બાર પ્રકારના તપને આચરે છે, ચાર પ્રકારનાં દાન દે છે, પાણી ગાળીને વાપરે છે, રાત્રે ભોજન કરતા નથી, સમતારસને ધારણુ કરે છે, શ્રાવકની અગિયાર પ્રતિમાના ભેદને જાણે છે, અને જ્ઞાન દર્શન અને ચારિત્રને આરાધે છે, એમ ત્રેપન પ્રકારની ક્રિયા જે પાળે છે, તે કર્મ ઉપાધિને ટાળે છે એમ દ્યાનતરાયજી કહે છે.

લોગનિસૌં મિલનૌં હમકો દુઃખ,
સાહનિસૌં મિલનૌં દુઃખ ભારી;
ભૂપતિસૌં મિલનૌં મરને સમ
એક દસા મોહિ લાગત પ્યારી;
ચાહકી દાહ જલૈં જિય મૂરખ,
બેપરવાહ મહા સુખકારી;
દ્યાનત યાહીતૈં ગ્યાની અવંછક,
કર્મકી ચાલ સબૈ જિન ટારી. ૨૭

લોકનો સમાગમ કરવો તે અમને દુઃખરૂપ લાગે છે, ધનવાનોનો સમાગમ તેથી પણુ વિશેષ દુઃખરૂપ વાગે છે. અને ભૂપતિને મળવુ તે તો મરણુ તુલ્ય દુઃખદ લાગે છે એકલી એકાંતદશા અમને પ્રિય લાગે છે. ઇચ્છારૂપી અગ્નિથી મૂર્ખ જીવો બળી રહ્યા છે. ઇચ્છારહિત, નિસ્પૃહી મહા સુખી છે. દ્યાનતરાયજી કહે છે કે જ્ઞાની તેથીજ નિ.સ્પૃહ, નિર્વાંછક થઈને કર્મની સર્વ પ્રવૃત્તિને ટાળે છે.

નિંદક નાહિં ક્ષમા ઉરમાહિં,
દુઃખી લખિ ભાવ દયાલ કરૈં હૈ;
જીવકૌ ઘાત ન ઝૂઠકી બાત ન,

લેંહિ અદાત ન સીલ ધરૈ હૈં;
ગર્વ ગયૌ ગલ નાહિં કહૂં છલ,
મોહ સુભાવસોં જોમ હરૈં હૈં.
દેહસૌં છીન હૈં ગ્યાનમેં લીન હૈં,
ઘાનત તે સિવનારિ વરૈં હૈં.

ઘાનતરાયજી કહે છે કે જે પરનિંદા કરતા નથી, અંતરમાં ક્ષમા રાખે છે, દુઃખી જીવોને દેખી હૃદયમાં દયા લાવે છે, જીવની હિંસા કરતા નથી, અસત્ય વચન બોલતા નથી, ચોરી કરતા નથી, બ્રહ્મચર્ય ધારણ કરે છે, અભિમાન રહિત થયા છે, માયા કપટ કરતા નથી, સ્વભાવ પરિણતિથી કરી મોહના જોરને હરે છે અને દેહાધ્યાસ કૃશ કરી જ્ઞાનમાં લીન થયા છે તે મહાત્મા મોક્ષસુખને પામે છે.

સવૈયા–૩૧.

વૃચ્છ ફલેં પર–કાજ નદી ઔરકે ઇલાજ,
ગાય–દૂધ સંત–ધન લોક સુખકાર હૈ;
ચંદન ઘસાઈ દેખૌ કંચન તપાઈ દેખૌ,
અગર જલાઈ દેખૌ શોભા વિસતાર હૈ;
સુધા હોત ચંદમાહિ જૈસે છાંહ તરુમાહિં,
પાલેમેં સહજ સીત આતપ નિવાર હૈ;
તૈસેં સાધલોગ સબ લોગનિકોં સુખકારી,
તિનહીકૌ જીવન જગતમાહિં સાર હૈ. ૮

વૃક્ષો પારકાને માટે ફળે છે, નદી પરને માટે વહે છે, ગાયનું દૂધ અને સંતની સંપત્તિ લોકના સુખ માટે હોય છે. ચંદનને ઘસીને જુઓ, કંચનને તપાવીને જુઓ, અગરબત્તીને બાળીને જુઓ, તો તે સૌને કષ્ટ પડવા છતાં પોતાની શોભાને વધારે છે, ચંદ્રમાં અમૃત હોય છે, તરુવર નીચે છાયા હોય છે. અને ધુમસના વખતે સહેજ ઠંડી હોય છે તેને તડકો દૂર કરે છે, તેમ સત્પુરુષો સમસ્ત જીવોને સુખકારી થાય છે. તેમનું જ જીવન જગતમાં સારરૂપ છે, સર્વોત્કૃષ્ટ છે.

## સવૈયા ૨૩.

ક્રોધ સુઈ જુ કરૈ કરમૌંપર, માન સુઈ દિઢ ભક્તિ બઢાવૈ;
માયા સુઈ પર કષ્ટ નિવારત, લોભ સુઈ તપસૌં તન તાવૈ;
રાગ સુઈ ગુરુ દેવપૈ કીજીએ, દોષ સુઈ ન વિષૈ સુખ ભાવૈ,
મોહ સુઈ જુ લખૈ સબ આપસે, દ્યાનત સજ્જન સો કહિલાવૈ. ૧૧

દ્યાનતરાયજી કહે છે કે સજ્જન તો તેને કહીએ કે જે ક્રોધ કરે તો કર્મો ઉપર કરે છે, માનની મદદથી દઢ ભક્તિમાં વૃદ્ધિ કરે છે, માયા કરે તો ગુપ્ત રીતે પરનાં કષ્ટ નિવારવા—પરદુઃખભંજન થવા કરે છે, લોભ કરે તો તપ વડે શરીરને કૃશ કરવા કરે. રાગ કરે છે તો દેવ અને ગુરુ ઉપર કરે, દ્વેષ કરે તો વિષય સુખ પ્રત્યે અભાવ, અણુગમારૂપ કરે, અને મોહ કરે તો સર્વને પોતાના આત્મા સમાન ગણુવારૂપ પ્રેમ કરે.

પીર સુઈ પર પીડ વિડારત, ધીર સુઈ જુ કષાયસોં જૂઝે;
નીતિ સુઈ જો અનીતિ નિવારત, મીત સુઈ અઘસૌં ન અરૂઝે.
ઔગુન સો ગુન દોષ વિચારત, જો ગુન સો સમતારસ બૂઝે,
મંજન સો જુ કરે મન મંજન, અંજન સો જૂ નિરંજન સૂઝે. ૧૨

તે સજ્જનો કેવા છે? પરના દુઃખને પોતાનું દુઃખ માનીને ટાળે, કષાયોની (ક્રોધ, માન, માયા, લોભની) સાથે યુદ્ધ કરે એવા ધીર વીર છે, અનીતિને ટાળવી તે તેમની નીતિ છે, પાપની સાથે પ્રીતિ ન કરવી તે તેમની મિત્રતા છે, ગુણ અને દોષને વિચારવાનું તેમને વ્યસન પડયું છે, સમતારસનો અનુભવ કરવો એ તેમનું લક્ષણ છે, મનને શુદ્ધ કરવું એ તેમનું મજન (વિલાસ) છે, અને નિરંજન પ્રભુનાં દર્શન કરવાં એ તેમનું અંજન (શોભા) છે.

(૩૧) ભૈયા ભગવતીદાસજી બ્રહ્મવિલાસમાં કહે છેઃ—

## સવૈયા-૩૧.

દહિકૈં કરમ-અઘ લહિકૈં પરમ મગ,
ગહિકૈં ધરમ ધ્યાન જ્ઞાનકી લગન હૈ;

શુદ્ધ નિજરૂપ ધરૈ પરસોં ન પ્રીતિ કરૈ,
બસત શરીર પૈ અલિપ્ત જ્યોં ગગન હૈ;
નિશ્ચૈ પરિણામ સાધિ અપને ગુણેં અરાધિ,
અપની સમાધિમધ્ય અપની જગન હૈ;
શુદ્ધ ઉપયોગી મુનિ રાગદ્વેષ ભયે શૂન્ય,
પરસોં લગન નાહિં આપમેં મગન હૈ. ૬

—પુણ્યપચ્ચીસિકા

મુનિરાજ કેવા છે? કર્મરૂપી પાપને ભસ્મ કરે તેવા પરમ મોક્ષમાર્ગને પામીને, ધર્મધ્યાનને ધારણ કરીને, જે જ્ઞાનની લયમાં લીન રહે છે, પોતાના શુદ્ધ સ્વરૂપને ધારણ કરે છે, પરદ્રવ્ય કે પરભાવમાં જે પ્રીતિ કરતા નથી, શરીરમાં રહેવા છતાં આકાશની માફક જે અલિપ્ત રહે છે, આત્માની શુદ્ધ પરિણતિને સાધીને પોતાના જ્ઞાન દર્શનાદિ ગુણોને આરાધે છે, શુદ્ધ આત્મસ્વરૂપમાં સ્થિરતારૂપ સમાધિમાં રહેવા જેમની અપ્રમત્ત જાગૃતિ છે, રાગદ્વેષથી જે શૂન્ય થયા છે, પરમાં જેની લય રહી નથી, અને પોતાના સ્વરૂપમાં જ જે મગ્ન છે એવા શુદ્ધ ઉપયોગવાળા મુનિરાજ છે.

મિથ્યામત રીત ટારી, ભયો અણવ્રતધારી,
એકાદશ ભેદ ભારી હિરદૈ વહતુ હૈ;
સેવા જિનરાજકી હૈ, યહૈ શિરતાજકી હૈ,
ભક્તિ મુનિરાજકી હૈ ચિત્તમેં ચહતુ હૈ.
વીસદૈ નિવારી રીતિ ભોજન ન અક્ષપ્રીતિ,
ઇંદ્રિનિકો જીતી ચિત્ત થિરતા ગહતુ હૈ.
દયાભાવ સદા ધરૈ, મિત્રતા પ્રગટ કરૈ,
પાપમલપંક હરૈ મુનિ યોં કહતુ હૈ. ૭

મિથ્યામતની શ્રદ્ધાને ટાળીને જે સમ્યગ્દર્શનયુક્ત થયા છે, અણુવ્રતને જેણે ધારણ કર્યાં છે, એકાદશ પ્રકારની પ્રતિમાના ભેદને

જે હૃદયમાં વહન કરે છે, ત્રણ લોકના શિરોમણિ એવા વીતરાગની સેવા જે આદરે છે, મુનિરાજની ભક્તિને જે ચિત્તમાં ચાહે છે, બાવીસ પ્રકારના અભક્ષને ટાળી જે શુદ્ધ આહાર કરે છે, ઇન્દ્રિયોના વિષયોમાં જેની આસક્તિ નથી, ઇન્દ્રિયોને જીતીને જે ચિત્તમાં સ્થિરતાને ગ્રહણ કરે છે, દયાભાવ નિરંતર રાખે છે, સર્વ પ્રાણી પ્રત્યે મૈત્રીભાવ પ્રગટ કરે છે અને પાપમલને દૂર કરે છે તેને મહામુનિઓ શ્રાવક કહે છે.

આતમસરૂપ ધ્રુવ નિર્મલ તત્ત્વ જાનિ,
મહાવ્રતધારી વનમાંહિ જાહિ વસે હૈ;
મોહની જનિત જે જે વિકલપ જાલ હુતે,
તિનકો મિટાઈ નિજ અંતરંગ વસે હૈ;
મનરૂપ પવનસોં અચલ ભયો હૈ જ્ઞાન,
ધ્યાન લાઈ તાહીકે આનંદરસ રસે હૈ;
તજિ સબસંગ ભએ ગિરિ જ્યોં અડોલ અંગ.
તેઈ મુનિ જયવંત જગતમેં લસે હૈ. ૭

કર્મમલથી ભિન્ન અવિનાશી એવા પોતાના આત્મતત્ત્વને જાણીને મહાવ્રતને ધારણ કરી જે વનમાં જઈ વસે છે. મોહથી ઉત્પન્ન થતી સર્વ સંકલ્પ વિકલ્પરૂપ જાળને ટાળીને જે અંતરંગમાં (આત્મસ્વરૂપમાં) સ્થિર થાય છે, મનરૂપ પવનથી ચળી ન શકે એવું જેમનું અચળ જ્ઞાન થયું છે, તેથી ધ્યાનમાં સ્થિર થઈ જે આનંદરસને આસ્વાદે છે અને સર્વ બાહ્યાભ્યંતર સંગને તજીને જે પર્વત સમાન અડોલ અંગને ધારણ કરે છે, તેવા મુનિરાજ આ જગતમાં જયવંત શોભે છે.

પરમાણુ માત્ર પરવસ્તુસો ન રાગભાવ,
વિષયકષાય જિન્હેં કબહી ન છાય હૈ;
મન વચ કાયકે વિકારકી ન છાયા રહી.
પાયા શુદ્ધ પદ તહાં થિરભાવ થાય હૈ;

જિનકે વિલાસમેં વિનાશ દીસેં બંધહીકો,
સહજ પ્રકાશ હોઈ મોક્ષકો મિલાપ હૈ,
ધર્મકે જહાજ મુનિરાજ ગુનકે સમાજ,
અપને સ્વરૂપમેં બિરાજિ રહે આપ હૈ. ૫

પરમાણુ માત્ર પણ પર વસ્તુ પ્રત્યે જેને રાગ ભાવ રહ્યો નથી, વિષય કષાયનું જેને કદી આવરણ આવતું નથી, તેમ જ મન વચન કાયાના વિકારની છાયા સરખી પણ રહી નથી, શુદ્ધ આત્મસ્વરૂપની પ્રાપ્તિ થવાથી જેના સ્થિર ભાવ થયા છે, જેના વિલાસથી, વર્તનથી, પૂર્વબદ્ધ કર્મોનો નાશ જ થતો જાય છે, સહજ સ્વરૂપનો પ્રકાશ થતો જાય છે અને મોક્ષની પ્રાપ્તિ થાય છે, એવા ગુણના ધામરૂપ પોતાના સ્વરૂપમાં પોતે બિરાજી રહ્યા છે તે મુનિરાજ છે.

પંથ વહૈ સરવજ્ઞ જહાં પ્રભુ; જીવ અજીવકે ભેદ બતૈયે,
પંથ વહૈ જું નિર્ગ્રન્થ મહામુનિ, દેખત રૂપ મહાસુખ પૈયે.
પંથ વહૈ જહૅં ગ્રંથ વિરોધન, આદિ ઓ અંતલો એક લખૈયે;
પંથ વહૈ જહાં જીવદયાવૃષ, કર્મ ખપાઇકેં સિદ્ધમેં જૈયે. ૨૩.

—સુપંથ કુપંથ પચીસિકા

વીતરાગ માર્ગ તે છે કે જેમાં પ્રભુ સર્વજ્ઞ છે, વીતરાગ માર્ગ તે છે કે જેમાં જીવ અજીવના ભેદ બતાવ્યા છે, વીતરાગ માર્ગ તે છે કે જેમાં નિર્ગ્રંથ મહામુનિઓ પ્રવર્તે છે, વીતરાગ માર્ગ તે છે કે જેમાં આત્મસ્વરૂપનાં દર્શન વડે મહાસુખની પ્રાપ્તિ થાય છે, વીતરાગ માર્ગ તે છે કે જેના શાસ્ત્રોમાં પૂર્વાપર અવિરોધપણું છે, વીતરાગ માર્ગ તે છે કે જેમાં આદિ મધ્ય અને અંતમાં એક આત્માનો જ લક્ષ છે, વીતરાગ માર્ગ તે છે કે જેમાં જીવદયારૂપ ધર્મ છે, વીતરાગ માર્ગ તે છે કે જે વડે કર્મ ક્ષય કરી સિદ્ધપદ પમાય છે.

પંથ વહૈ જહૅં સાધુ ચલૈ, સબ ચેતનકી ચરચા ચિત લૈયે;
પંથ વહૈ જહૅં આપ વિરાજત, લોક અલોકકે ઈશ જુ ગૈયે;

પંથ વહૈ પરમાન ચિદાનંદ, જાકે ચલૈ ભવભૂલ ન ઐયે;
પંથ વહૈ જહૈં મોક્ષકો મારગ, સૂધૈ ચલે શિવલોકમેં જૈયે. ૨૪.

વીતરાગ માર્ગ તે છે કે જેમાં સાધુઓનુ પ્રવર્તન છે, વીતરાગ માર્ગ તે છે કે જેમાં ચેતનની સર્વ ક્રિયાની ચર્ચામાં ચિત્ત દેવાય છે, વીતરાગ માર્ગ તે છે કે જેમાં આત્મા જ પ્રકાશે છે, વીતરાગ માર્ગ તે છે કે જેમાં લોક અલોકનો ઈશ એવો શુદ્ધ આત્મા જ ગાયો છે; વીતરાગ માર્ગ તે છે કે જેમાં આત્માના આનંદને જ પ્રધાનપદે ગણ્યો છે, વીતરાગ માર્ગ તે છે કે જેમાં પ્રવર્તવાથી ભવમાં ભટકવા-રૂપ ભૂલ દૂર થાય છે, વીતરાગ માર્ગ તે છે કે જ્યાં મોક્ષનો જ માર્ગ છે અને તેમાં સીધુ ચાલવાથી ઉપદ્રવ રહિત એવું સિદ્ધપદ પ્રાપ્ત થાય છે.

સવૈયા-૩૧.

નરદેહ પાયે કહા, પંડિત કહાયે કહા,
તીરથકે ન્હાયે કહા તીર તો ન જૈહૈ રે;
લચ્છિકે કમાયે કહા, અચ્છકે અઘાયે કહા,
છત્રકે ધરાયે કહા છીનતા ન ઐહૈ રે.
કેશકે મુંડાયે કહા, ભેષકે બનાયે કહા,
જોબનકે આયે કહા જરાહૂ ન ખૈહૈ રે;
ભ્રમકો વિલાસ કહા દુર્જનમેં વાસ કહા,
આતમપ્રકાશ વિન પીછે પછિતૈહૈ રે. ૯

—અનિત્યપચીસિકા

જો ભવસમુદ્રનો પાર ન પામ્યા તો મનુષ્ય દેહ મળ્યો તેથી શું? પંડિત કહેવાયા તેથી શું? અને તીર્થોએ સ્નાન કર્યાં તેથી શું? જો કર્મને ક્ષીણ ન કરીએ તો લક્ષ્મી કમાયા તેથી શું? ઇન્દ્રિયોને તૃપ્ત કરવાથી શું? અને શિર પર છત્ર ધરાવી છત્રપતિ થવાથી પણ શું? જો જરા મરણાદિને ટાળ્યાં નહિ તો કેશ મુંડાવ્યા તેથી શું?

સાધુઆદિના વેષ ધર્યા તેથી શું? અને યૌવનપણું પામ્યા તો તેથી પણ શું? અને જો આત્માનો પ્રકાશ એટલે આત્મજ્ઞાનની પ્રાપ્તિ ન કરી તો મુસાફરીઓ કર્યાનું શું ફળ? કે દૂર દેશમાં અજાણ્યા માણસોમાં વસ્યાનું શું ફળ મળ્યું? (ભ્રાન્તિના વિલાસથી શું? કે દુર્જનોમાં વાસથી શું) કારણ તે બધું છતાં આખરે પસ્તાવું પડશે. કેમકે કરવા યોગ્ય તો એક આત્મજ્ઞાન જ છે તે તો ન થયું.

જાકે હોય ક્રોધ તાકે બોધકો ન લેશ કહૂં,
જાકે ઉર માન તાકે ગુરુકો ન જ્ઞાન હૈ,
જાકે મુખ માયા વસૈ તાકે પાપ કેઈ લસૈ,
લોભકે ધરૈયા તાકો આરતકો ધ્યાન હૈ,
ચારોં યે કષાય સુ તૌ દુર્ગતિ લે જાય 'ભૈયા,'
યહાં ન વસાય કછુ જોર બલ પ્રાન હૈ.
આતમ અધાર એક સમ્યક પ્રકાર લસૈ,
યાહીતૈં આધાર નિજ થાન દરમ્યાન હૈ. ૨૩

—અનિત્યપચીસિકા

જેના હૃદયમાં ક્રોધ હોય છે તેને બોધનો લેશ લાભ થતો નથી, જેના હૃદયમાં માન હોય છે તેને ગુરુજનોનું કે પૂજવા યોગ્ય પુરુષોનું ઓળખાણુ કે ભાન થતું નથી, રહેતું નથી; જેના અંતરમાં માયા કપટ છે અને મુખથી મીઠાં વચન બોલે છે તે કેટલાંય પાપ સેવે છે, અને જેના હૃદયમાં લોભ છે તે નિરંતર આર્તધ્યાન આરાધે છે. ભૈયા ભગવતીદાસજી કહે છે કે હે ભાઈ! આ ચારે કષાયો દુર્ગતિમાં લઈ જાય છે, ત્યાં જીવ પરવશ છે તેનું બળ જોર કંઈ ચાલતું નથી માટે આત્માનો આધાર તો માત્ર એક સમ્યક્ત્વ જ શોભે છે, કે જેના આધારે પોતાના સ્વરૂપમાં સ્થિતિ પમાય છે.

છપ્પય.

જો અરહંત સુજીવ, જીવ સબ સિદ્ધ ભણિજ્જે,
આચારજ પુન જીવ, જીવ ઉવઝાય ગણિજ્જે,

સાધુ પુરુષ સબ જીવ, જીવ ચેતન પદ રાજે,
સો તેરે ઘટ નિકટ, દેખ નિજ શુદ્ધ બિરાજે.
સબ જીવ દ્રવ્યનય એકસે, કેવલજ્ઞાન સ્વરૂપમય
તસ ધ્યાન કરહુ હો ભવ્યજન, જો પાવહુ પદવી અખય. ૧૧
—જિનધર્મપચ્ચીસિકા

જે અરહંત છે તે ઉત્તમ આત્મા છે, સર્વ સિદ્ધ છે તે પણ આત્મા છે, આચાર્ય છે તે પણ આત્મા છે, ઉપાધ્યાય છે તે પણ આત્મા છે, સર્વ સાધુ પુરુષો છે તે પણ આત્મા છે, ચૈતન્યપદે વિરાજતા સર્વે જીવો છે, તેવું જ તારુ શુદ્ધ સ્વરૂપ તારા હૃદયમાં બિરાજે છે તેને તું નિહાળ! શુદ્ધ નિશ્ચયનયથી સર્વે જીવો સિદ્ધ સમાન કેવળજ્ઞાન સ્વરૂપમય છે. હે ભવ્ય! જો અક્ષય મોક્ષ પદને પામવા ઇચ્છા હોય તો તે શુદ્ધ કેવલજ્ઞાનસ્વરૂપ જીવ દ્રવ્યનું ધ્યાન કર.

સવૈયા ૨૩.

જો જિનદેવકી સેવ કરૈ જગ, તા જિનદેવસો આપ નિહારૈ;
જો શિવલોક વસૈ પરમાતમ, તાસમ આતમ શુદ્ધ વિચારૈ;
આપમેં આપ લખૈ અપનો પદ, પાપ રુ પુણ્ય દુહૂ નિરવારૈ;
સો જિનદેવકો સેવક હૈ જિય, જો ઇહિ ભાતિ ક્રિયા કરતારૈ. ૧૨
—જિનધર્મપચ્ચીસિકા

આ જગતને વિષે જે વીતરાગ દેવની સેવા કરે છે તે વીતરાગ દેવ સમાન પોતાને જુવે, સિદ્ધલોકને વિષે મુક્ત પરમાત્મા બિરાજે છે તે સમાન પોતાનો આત્મા શુદ્ધ છે એમ વિચારે, પોતાના સ્વરૂપમાં પોતે પોતાના આત્માનો લક્ષ પામે અને પાપ અને પુણ્ય બંને દૂર કરે તે જ જિનદેવનો સેવક છે.

સવૈયા-૩૧.

એક જીવદ્રવ્યમેં અનંત ગુણ વિદ્યમાન
એક એક ગુણમેં અનંત શક્તિ દેખિયે,

જ્ઞાનકો નિહારિયે તો પાર યાકો કહું નાહિં,
લોક ઓ અલોક સબ યાહીમેં વિશેખિયે.
દર્શનકી ઓર જો વિલોકિયે તો વહૈ જોર.
છહોં દ્રવ્ય ભિન્ન ભિન્ન વિદ્યમાન પેખિયે;
ચારિતસોં થિરતા અનંતકાલ થિરરૂપ,
ઐસે હી અનંત ગુણ ભૈયા સબ લેખિયે. ૧૩

—જિનધર્મપચીસિકા.

એક જીવદ્રવ્યમાં અનંત ગુણ વિદ્યમાન છે, પ્રત્યેક ગુણમાં અનંત શક્તિ દેખાય છે; જ્ઞાનગુણને જોઈએ તો તેનો પાર જણાતો નથી, લોક અલોક સર્વ તેમાં દેખાય છે; દર્શન ગુણ તરફ દૃષ્ટિ દઈએ તો તેનું માહાત્મ્ય જણાય છે, તેનાથી છએ દ્રવ્યો ભિન્ન ભિન્ન વિદ્યમાન દેખાય છે; ચારિત્રગુણે કરી આત્મસ્વરૂપમાં અનંતકાળ પર્યંત સ્થિરતા પ્રાપ્ત થાય છે; ભૈયા ભગવતીદાસજી કહે છે કે હે ભાઈ! આત્માના એવા અનંત ગુણ છે તેનો લક્ષ કરો.

મહામંત્ર યહૈ સાર પંચ પર્મ નમસ્કાર,
ભૌજલ ઉતારૈ પાર ભવ્યકો આધાર હૈ
વિઘ્નકો વિનાશ કરૈ પાપકર્મ નાશ કરૈ,
આતમ પ્રકાશ કરૈ પૂરવકો સાર હૈ.
દુઃખ ચકચૂર કરૈ, દુર્જનકો દૂર કરૈ,
સુખ ભરપૂર કરૈ, પરમ ઉદાર હૈ;
તિહૂં લોક તારનકો આતમા સુધારનકો,
જ્ઞાન વિસ્તારનકો યહૈ નમસ્કાર હૈ. ૫.

—સુબુદ્ધિચોવીસી.

પંચ નમસ્કાર મંત્ર એ સારરૂપ મહામંત્ર છે, ભવજળ પાર ઉતારનાર છે, ભવ્ય જીવોને પરમ આધારરૂપ છે, વિઘ્નનો વિનાશ કરનાર છે, પાપકર્મનો નાશ કરનાર છે, આત્માનો પ્રકાશ કરનાર છે, ચૌદ પૂર્વનો સાર છે, દુઃખને ચકચૂર કરનાર છે, દુર્જનને દૂર કરનાર

છે, સુખથી પરિપૂર્ણ કરનાર છે અને પરમ ઉદાર છે, ત્રણ લોકને તારવાને, આત્માને શુદ્ધ કરવાને અને જ્ઞાનને વિસ્તાર કરવાને માટે એ નમસ્કાર મંત્ર કારણરૂપ છે.

છપ્પય.

દુવિધિ પરિગ્રહ ત્યાગ, ત્યાગ પુનિ પ્રકૃતિ પંચદશ;
ગહહિં મહાવ્રત ભાર, લહહિં નિજ સાર શુદ્ધ રસ.
ધરહિં સુધ્યાન પ્રધાન, જ્ઞાન અમૃત રસ ચકખહિં;
સહહિં પરીષહ જોર, વ્રત નિજ નીકે રકખહિં;
પુનિ ચઢહિં શ્રેણિ ગુણથાન પથ, કેવલ પદ પ્રાપતિ કરહિં.
તસ ચરણ કમળ વંદન કરત, પાપ પુંજ પંકતિ હરહિં. ૧૧

બાહ્ય અને અભ્યંતર બંને પ્રકારના પરિગ્રહનો જે ત્યાગ કરે છે, પંદર પ્રકૃતિનો નાશ કરે છે, પાંચ મહાવ્રતના ભારને ગ્રહણ કરે છે, આત્માના સર્વોત્કૃષ્ટ શુદ્ધ શાંત રસને અનુભવે છે, ઉત્તમ ધ્યાનને ધ્યાવે છે, જ્ઞાન અમૃત રસને આસ્વાદે છે, પરિષહના જોરને સુદૃઢપણે સહન કરે છે, પોતાનાં વ્રતને સારી રીતે પાળે છે અને ગુણસ્થાનકરૂપ માર્ગની શ્રેણીએ ચઢીને કેવલજ્ઞાન પ્રાપ્ત કરે છે એવા પરમપુરુષનાં ચરણકમળને વંદન કરી આપણે પાપપુંજનો ક્ષય કરીએ.

સવૈયા–૩૧.

ભરમકી રીતિ ભાની પરમસોં પ્રીતિ ઠાની,
ધરમકી બાત જાની ધ્યાવત ઘરી ઘરી;
જિનકી બખાની વાની સોઈ ઉર નીકે આની,
નિહચૈ ઠહરાની દૃઢ વ્હૈકેં ખરી ખરી;
નિજ નિધિ પહિચાની તબ ભયૌ બ્રહ્મજ્ઞાની,
શિવલોકકી નિશાની આપમેં ધરી ધરી;
ભૌથિતિ વિલાની અરિસત્તા જુ હઠાની,
તબ ભયો શુદ્ધ પ્રાની જિન વૈસી જે કરી કરી. ૧૨

ભ્રાંતિની રીતિને પરિહરી, પરમ તત્ત્વરૂપ એવું પોતાનું સહજ આત્મસ્વરૂપ તેની સાથે પ્રીતિ થઈ. ધર્મની વાત જાણી વારંવાર તેનું ધ્યાન કર્યું, વીતરાગની વાણીને સર્વોત્કૃષ્ટ જાણી તેને હૃદયમાં સારી રીતે ગ્રહણ કરી અને તે જ સંપૂર્ણ સત્ય છે એમ નિશ્ચયપણે હૃદયમાં સ્થિર કરી. પોતાના અક્ષય નિધિની ઓળખાણ થઈ, ત્યારે આત્મા બ્રહ્મજ્ઞાની થયો. મોક્ષની નિશાની (જિનમુદ્રા) ને પોતાનામાં ધારણ કરી ભવસ્થિતિનો નાશ કર્યો અને કર્મશત્રુની શક્તિને ક્ષીણ કરી ત્યારે સંસારી આત્મા શુદ્ધ પરમાત્મારૂપ થયો એવી ક્રિયા જેણે કરી તેણે જ કરવા યોગ્ય સર્વ કર્યું.

## અન્તિમ મંગળ અને પ્રશસ્તિ

મંગલકર અરિહંત પદ, મંગલ સિદ્ધ મહાન;
મંગલકર આચાર્યપદ, મંગલ પાઠક જાણ. ૧
મંગલ મુનિ નિર્ગ્રંથ છે, પંચ પરમ પદ ત્રાણ;
ભક્તિ કરે ગુણ ઉર ધરે, પામે નિજ કલ્યાણ. ૨
સહજ સમાધિ દશામયી, છે આતમ અવિકાર;
જ્ઞાન દૃષ્ટિ સુખ વીર્યમય, પરમ બ્રહ્મ સુખકાર. ૩
કર્મ આઠ જ્યાં છે નહીં, નથી શરીર મલિન;
રાગદ્વેષ મોહાદિની, નહીં વ્યથા, નહિ ક્ષીણ. ૪
પરમાતમ પરમેશ જિન, પરમ બ્રહ્મ ભગવાન;
આતમરામ સદા સુખી, ગુણ અનંત દ્યુતિમાન. ૫
જે જાણે નિજ દ્રવ્યને, શુદ્ધ સિદ્ધ સમ સાર;
કરે રમણ તલ્લીન થઈ, પામે ગુણ અવિકાર. ૬
આતમજ્ઞાન વિલાસથી, સુખી હોય આ જીવ,
ભવ દુઃખસુખમાં સમ રહે, સમતા લહે અતીવ. ૭
હોય ગૃહસ્થી કે મુનિ, જે જાણે અધ્યાત્મ;
નરભવ તે જ સફળ કરે, ચાખે રસ નિજ આત્મ. ૮

આતમજ્ઞાન વિચારથી, જગનાટકના રંગ;
દેખે છે જ્ઞાની સદા, ન્યારા રહી અસંગ. ૯
હોય ધનિક ધનહીન વા, સેવક સ્વામી કોય;
સદા સુખી અધ્યાત્મથી, દુઃખી કદી નવ હોય. ૧૦
જાણે સૌ જગજીવને, નિજસમ ભ્રાત સમાન;
મૈત્રી ભાવ ધરે સદા, કરે સહાય તજી માન. ૧૧
દુઃખી ક્ષુધાતુર રોગીને, દેખી કરુણાવંત;
મદદ કરે દુઃખ દૂર કરે, ધરી વિનય હરખંત. ૧૨
ધર્મી સદ્ગુણી તત્ત્વવિદ્ દેખી પ્રસન્ન અપાર;
ગુણગ્રાહી સજ્જન સદા, પ્રમોદ ભાવના સાર. ૧૩
વિનયહીન આગ્રહીપ્રતિ, ધરે ઉપેક્ષા ભાવ;
દ્વેષભાવ ચિત્ત ના ધરે, એ સમ્યક્ત્વ સ્વભાવ. ૧૪
પર ઉપકાર સ્વભાવથી, કરે, વૃક્ષ સમ સાર;
અથવા સરિતા વારિ સમ, કરે દાન. ઉપકાર. ૧૫
લક્ષ્મી બળ અધિકાર સૌ, આવે પરહિત કાજ;
અહો લક્ષણ સમ્યક્ત્વીના, તજી સુજન જન લાજ. ૧૬
દેશ–જાતિ–જન–જગતહિત, કરે સ્પૃહા વિણ આપ;
મહિમા સમ્યગ્જ્ઞાનનો, પ્રગટે હૃદય અમાપ. ૧૭
લાભ હાનિમાં સમ રહે, જીવન મરણ સમાન;
સમ્યક્ત્વી સમભાવથી, કરે કર્મની હાણ. ૧૮
સહજ પરમ સુખ આપ ગુણ, સદા આપમાં સાન;
જાણે જો નિજ આત્મને, પામે સુખ, અઘહાણ. ૧૯
તેના સાધન–કથનરૂપ, લખ્યો ગ્રન્થ ધરી ખંત;
રુચિ ધારી અધ્યાત્મની, ભણો સુણો હરખંત. ૨૦
આપ જ સાધન સાધ્ય છે, આપ જ શિવપથ જાય;
આપ જ શિવમય થાય છે, આપ જ આપ સમાય. ૨૧
ધર્મ આપમાંહી વસે, આપ જ ધર્મી જાણ;

ધર્મી આત્મા મુક્તિપથ, તે જ મુક્ત સુખખાણ. ૨૨
આત્મતત્ત્વ જાણી બની જ્ઞાની રહો સદાય;
શમદમ આતમ ધ્યાનથી, કર્મબંધ ક્ષય થાય. ૨૩
થાય નિરંજન સિદ્ધ પ્રભુ, પરમાતમ યતિનાથ;
નિત્ય સુખી બાધા રહિત, મૂરત વિણ જગનાથ. ૨૪
કવિવર શ્રીમદ્ રાજચન્દ્ર, કીધાં શત અવધાન;
ગુર્જર ભૂ ભૂષિત કરી, પ્રગટ કર્યું નિજજ્ઞાન. ૨૫
અભ્યાસી જિનશાસ્ત્રના, અધ્યાતમ રુચિવાન;
નિશ્ચયનયના મનનથી પ્રગટચો સમ્યગ્ભાણ, ૨૬
સહજાનંદ વિલાસમાં રત્નત્રય સુખધામ,
પામી જન્મ સફળ કર્યો, સ્વરૂપે રમતા રામ. ૨૭
દિવ્ય જ્યોતિ નિજ તત્ત્વની, પ્રગટી પરમ ઉદ્દામ;
વાણી અમૃતરસસમી, બુધજન મન વિશ્રામ. ૨૮
વ્યવહારે બહુ રાચતા, ક્રિયાકાંડમાં લીન;
આતમ લક્ષ લહ્યા વિના, કહે સાધુ સંગ હીન. ૨૯
આત્મ તત્ત્વ સન્મુખ કર્યા, કર્યો માર્ગ ઉદ્ધાર;
નિજાનંદ રસ પાનથી, હર્ષિત અધિક અપાર ૩૦
સ્થાનકવાસી સાધુવર, બહુ વ્યવહાર પ્રવીણ;
નિશ્ચયપથ જ્ઞાતા નહીં, બાહિર તપમાં લીન. ૩૧
તે શ્રીમદ્ સુપસાયથી, પામ્યા તત્ત્વ અસંગ;
શ્રીમદ્ શિષ્ય શિરોમણિ, શ્રી લઘુરાજ અભંગ. ૩૨
શ્રીમદ્‌ની પશ્ચાત્ બહુ, કર્યો પ્રકાશ સ્વતત્ત્વ;
બહુ જન શિવ મારગ વળ્યા, તજી સ્વકલ્પિત તત્ત્વ. ૩૩
આણંદ પાસ અગાસમાં, આશ્રમ રમ્ય સુહાય;
નામ સનાતન જૈન ત્યાં, દીધું સકલ સુખદાય. ૩૪
શ્રી જિનમંદિર ત્યાં લસે, બંને એક જ સ્થાન;
દિગંબરી શ્વેતાંબરી, સાધે સૌ કલ્યાણ ૩૫

સર્વ ધર્મ પુસ્તક મળે, અધ્યાતમ રસપોષ;
ભણે બહુ નરનારી ત્યાં, જાણે મારગ મોક્ષ. ૩૬
દિન દિન બોધામૃતતણી, વર્ષા કરે મહાન;
શ્રી લઘુરાજ દયાનિધિ, સુણે ભવ્ય દઈ કાન. ૩૭
બહુ વાર સંગતિ મળી, મહારાજ લઘુરાજ;
અધ્યાતમ ચર્ચા થકી, થયું સુ આતમકાજ, ૩૮
સહજ સુખ સાધન નિમિત્ત, આર્ય ઋષિનાં વાક્ય;
જો સંગ્રહ તેનો બને, ભણે ભવિક મહાભાગ્ય. ૩૯
એવી ઇચ્છા ઉર ધરી, લખ્યો ગ્રન્થ આ સાર;
ભૂલ ચૂક વિદ્વજ્જનો, શુદ્ધ કરો, ધરી પ્યાર. ૪૦
લેખક નામ નિક્ષેપથી, છે સીતલપરસાદ;
લક્ષ્મણપુરવાસી સહી, ફરે, હરે પરમાદ. ૪૧
બ્રહ્મચારી શ્રાવક કહે લોકવેષ અનુસાર;
શ્રી જિન આગમ જોઈને, વર્તે કઈ ઉર પ્યાર. ૪૨
છપ્પન વય અનુમાનમાં, અમરાવતિ પુરમાંહિ.
વર્ષાકાળ વિતાવિયો, બહુ શ્રાવક સંગ ત્યાહિ. ૪૩
સિંઘઈ પનાલાલજી, પ્રોફેસર હીરાલાલ;
શ્રી જમનાપરસાદ છે, સબજજ ચિત્ત રસાળ. ૪૪
સાધર્મી જન સંગમા, વીત્યો કાળ સમસ્ત;
લખ્યો ગ્રન્થ આ નિજ હિતે જ્ઞાન ધ્યાનમન મસ્ત. ૪૫
આશ્વિન સુદ આઠમ દિને, ભોમવાર શુભ પૂર્ણ,
વીરમુક્તિ સંવત તદા, ચોવીસસાઠ અપૂર્ણ. ૪૬
ઓગણીસો એકાણુ તે, વિક્રમ વર્ષ ગણીશ,
સોળમી ઓક્ટોબર સને, ઓગણીસો ચોત્રીસ. ૪૭
જગજન ભાવ ઉલ્લાસથી, ભણો સુણો એ સાર;
મનન કરો ધારણ કરો, લહો તત્ત્વ અવિકાર, ૪૮

## અનુવાદકની પ્રશસ્તિઃ-

( હરિગીત )

આ ગ્રન્થ શ્રી સીતલપ્રસાદે મૂળ હિન્દીમાં રચ્યો;
અનુવાદ ગુર્જરી વાણીમાં નિજ પરહિતાર્થે અહિં કર્યો.
એ ઓગણીસો બાણુ વિક્રમ વર્ષમાં પૂરણ થયો,
સુ વસંતપંચમીને દિને, પ્રભુચરણ પુષ્પાંજલિ બન્યો, ૧
ગુરુ રાજ શરણે, સંત ચરણે, દિવ્ય આશ્રમ ધામમાં;
સન્માર્ગ સાધક સંગમાં, સત્સંગ રંગ તરંગમાં.
તેનું શ્રવણ વાંચન મનન, પરિણમન ઉરમાં આદરો;
નિજ સહજ સુખ સંપત્તિ, શાશ્વત શાંતિસદ્મ સદા વરો. ૨
અંતિમ મંગળમાં નમું, ગુરુ રાજચન્દ્ર કૃપાનિધિ;
જે સહજ સુખ સિદ્ધિ વર્યા. વળી તર્યા દુઃખભવોદધિ,
રાગાદિ વર્જી જીવનમુક્ત દશાવિષે ઉદ્યત થયા;
વીતરાગ માર્ગ પ્રકાશીને, સહજાત્મરૂપે સ્થિર થયા. ૩

સંવત ૧૯૯૨ના મહા સુદ પંચમી. (વસંતપંચમી) તા. ૨૮-૧-૧૯૩૬

**શ્રી સહજસુખ-સાધન સંપૂર્ણ.**



श्रीसद्गुरुचरणार्पणमस्तु ।

## શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૧૩ | ઇર્ષા | ઈર્ષા |
| ૫ | ૧૩ | મારીને | મારી મારીને |
| ૬ | ૧૫ | છે. રૌદ્રધ્યાની | રૌદ્રધ્યાની છે. |
| ૬ | ૨૧ | મોટાઇ | મોટાઈ |
| ૧૦ | ૧ | એવું | જેવું |
| | ૧ | જેવુ | તેવું |
| ૨૦ | ૧૭ | भुत्तुज्झिया | भुत्तुज्झिया |
| ૨૨ | ૩ | भासिय | भासियं |
| ૨૫ | ૧૯ | अणादिणिघणो | अणादिणिधणो |
| | ૧૯ | सणिघणो | सणिधणो |
| ૨૯ | ૧૭ | सव्वोदघीण | सव्वोदधीण |
| ૩૦ | ૨૦ | एवात्मघीस्ततः | एवात्मधीस्ततः |
| ૩૧ | ૧૮ | भवपदार्तें | भवपदावर्तें |
| | ૧૯ | भवत्यन्याः | भवन्त्यन्याः |
| ૩૨ | ૨૩ | वद्धस्पृहः | बद्धस्पृहः |
| ૩૩ | ૧૭ | वन्धवो | बन्धवो |
| ૩૪ | ૧૭ | वाल्ये | बाल्ये |
| | ૨૦ | ૮૮ | ૮૯ |
| ૩૫ | ત્રીજી લીટી રહી ગઈ છે તે આ પ્રમાણે: શ્રી પદ્મનંદિમુનિ અનિત્યપંચાશત્‌માં કહે છે:— | | |
| ૩૫ | ૨૪ | कश्चत्यति लंघनतः | कश्चस्याति लंघनतः |
| ૩૬ | ૭ | ૪૮ | ૪૯ |
| ૩૮ | ૧૬ | जगत्रये | जगत्त्रये |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૯ | ૨૧ | परिवत्तत | परिवर्त्तंत |
| | ૨૧ | १३ | १५ |
| ૪૦ | ૬ | रागोद्धतैः | रागोद्धतैः |
| | ૧૭ | राजकाये | राजकार्ये |
| ૪૧ | ૧૩ | सुवुद्धयः | सुवुद्धयः |
| | ૨૦ | चैत्यौकसि | चैत्योकसि |
| ૪૨ | ૫ | છીજેગાત | છીજે ગાત |
| | ૧૦ | સુખહૈ | સુખ હૈ |
| ૪૩ | ૧૯ | જ્યાં | જ્યોં |
| | ૨૦ | મુરખ | મૂરખ |
| ૪૯ | ૭ | પુત | પૂત |
| ૫૮ | ૩ | અમૂર્તિ | અમૂર્તિક |
| ૮૨ | ૧૬ | स्व | स्वं |
| ૯૨ | ૨૦ | તારામાં | તારાથી |
| ૧૦૧ | ૧૭ | અનલૌકિક | અને લૌકિક |
| ૧૦૬ | ૨૫ | वारि | वार |
| ૧૦૭ | ૧૩ | શ્રી સ્વામી | શ્રી વટ્ટકેરસ્વામી |
| ૧૦૮ | ૨૦ | घिदभरिद | घिदभरिद |
| ૧૨૧ | ૨૩ | स्फूरत्युच्चै | स्फुरत्युच्चै |
| ૧૬૯ | ૧૯ | सिद्धि | सिद्ध |
| | ૨૩ | ચાર | પર |
| ૧૯૬ | ૧૭ | ક્રોધાદિકરૂપ ભાવો | ક્રોધાદિકરૂપ અને મંદ ક્રોધાદિરૂપ ભાવો |
| ૨૨૭ | ૧૦ | વિકલ્પ | વિકાર |
| ૨૮૭ | ૧૧ | દેહાદિ પર | દેહાદિ પર પદાર્થોમાં |
| ૨૯૪ | ૧ | જાણનારને | જાણનાર જ્ઞાનને |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૯૮ | ૨૧ | ब्रुवन्नापि | ब्रुवन्नपि |
| ૨૯૮ | ૨૧ | बूते | ब्रूते |
| | ૨૧ | गच्छन्नापि | गच्छन्नपि |
| ૨૯૯ | ૩ | निर्दहत्युद्धं | निर्दहत्युद्‌घं |
| ૩૦૭ | ૧૫ | मध्यस्थ | मध्यस्थः |
| ૩૩૬ | ૧૩ | તિમારો | તિહારો |
| ૩૪૧ | ૧૭ | નફો અને | નફો છે અને |
| ૩૫૩ | ૧ | ભિન્ના | ભિન્નતા |
| ૩૫૪ | ૨૬ | પ્રકૃત્તિ | પ્રકૃતિ |
| ૩૫૯ | ૨ | મહાત્મ્ય | માહાત્મ્ય. |
| ૩૬૧ | ૧ | આત્માના | આત્માને |
| ૩૭૬ | ૪ | દુઃખી રહ્યો | દુઃખી થઈ રહ્યો |
| ૫૩૮ | ૧૯ | सोधो | सोधी |
| ૫૪૪ | ૧ | तिष्टात्येव | तिष्ठत्येव |
| | ૨ | मथा | यथा |